قال لقد علمت ما انزل هؤلاء الا رب
السموات والارض بصائر واني
لاظنك يا فرعون مثبورا ١٠٢ فاراد ان
يستفزهم من الارض فاغرقناه ومن
معه جميعا ١٠٣ وقلنا من بعده لبني
اسرآءيل اسكنوا الارض فاذا جاء
وعد الاخرة جئنا بكم لفيفا ١٠٤ وبالحق
انزلناه وبالحق نزل وما ارسلناك الا
مبشرا ونذيرا ١٠٥ وقرانا فرقناه لتقراه
على الناس على مكث ونزلناه تنزيلا ١٠٦
قل امنوا به اولا تؤمنوا ان الذين اوتوا العلم
من قبله اذا يتلى عليهم يخرون للاذقان
سجدا ١٠٧ ويقولون سبحان ربنا ان كان
وعد ربنا لمفعولا ١٠٨

મુસાએ કહ્યું, ખરેખર તું જાણે છે કે આ ચમત્કારો આકાશો અને પૃથ્વીના પાળક સિવાય બીજા કોઇએ મોકલ્યા નથી. તેઓ સ્પષ્ટ છે, અને ખરેખર હું હે ફેરઔન, ધારૂં છું કે તું નાશ થયેલો છે. ૧૦૨. પછી ફેરઔને ઇચ્છયું કે તે તેઓ (બની-એસરાઈલ) ને ઝમીન (મિસર) માંથી બહાર હાંકી કાઢે; પછી અમે તેને અને જે તેની સાથે હતા તે સઘળાને ડુબાવી દીધા. ૧૦૩. અને તે પછી અમે એસરાઇલનાં છોકરાંઓને કહ્યું કે તમે (મિસરની) ઝમીનમાં રહો; પછી જ્યારે કયામતના દિવસના વચનનો વખત આવશે, ત્યારે અમે તમને સૌને ભેગા લાવીશું. ૧૦૪. અને અમે કોરઆન સત્યપૂર્વક નીચે મોકલ્યું છે, અને તે સત્ય સહિત નીચે ઉતર્યું છે, અને અમે તને ખુશ ખબર અને ચેતવણી આપનાર સિવાય (બીજા કોઇ તરીકે) મોકલ્યો નથી. ૧૦૫. અને કોરઆનને અમે પૃથક પૃથક નીચે મોકલ્યું છે એટલા માટે કે તું માણસો પાસે ધીમેથી (વિરામ સાથે શુદ્ધ ઉચ્ચાર) વાંચે અને અમે તેને (પ્રસંગોપાત) નીચે મોકલ્યું છે. ૧૦૬. કહે, તેમાં તમે માનો અથવા નમાનો (તો તેને કંઇ નુંકસાન થતું નથી), ખરેખર જેઓને તે અગાઉ જ્ઞાન આપવામાં આવ્યું છે તેઓ જ્યારે તેઓની પાસે તે વાંચવામાં આવે છે ત્યારે તેઓ હડપચી (મ્હોં) ઉપર પડી સેજદો કરે છે, ૧૦૭. અને તેઓ કહે છે કે અમારો પરવરદેગાર પાક છે. ખરેખર અમારા પરવરદેગારનું વચન ખચિત અમલમાં આવશે. ૧૦૮.

لم يروا ان الله الذى خلق
موات والارض قادر على ان يخلق
هم وجعل لهم اجلا لاريب فيه فابى
الموں الا كفورا ٩٩ قل لو انتم
لكون خزائن رحمة ربى اذا
سكتم خشية الانفاق وكان الانسان
ورا ١٠٠ ولقد اتينا موسى تسع ايات
نات فسئل بنى اسرائيل اذجاء هم
ال له فرعون انى لا ظنك ياموسى
محورا ١٠١

શું તેઓ જોતા નથી કે ખરેખર ખુદા કે જેણે આકાશો અને પૃથ્વી પેદા કર્યા છે તે શકિતમાન્ છે કે તેઓના જેવા (ફરીથી) પેદા કરે? અને તેણે તેઓને માટે ચોકસ વખત મુકરર કર્યો છે કે જેમાં કંઇ શંકા નથી. પણ ઝાલમગારોએ અનુપકાર (સત્યનો એનકાર) કરવા સિવાય (બીજા કશાની) ના પાડી નહિ ૯૯. કહે, જો તમે મ્હારા પરવરદેગારની બક્ષિશના ખઝાનાના માલેક થાઓ, તો પણ ત્યારે ગરીબાઇના ડરથી તમે બખીલાઇ કરશો, અને માણસ બખીલ છે. ૧૦૦. અને ખરેખર અમે મુસાને નવ સ્પષ્ટ ચમત્કાર* આપ્યા; માટે તું એસ્રાઇલના છોકરાઓને પૂછ કે જ્યારે તે તેઓની પાસે આવ્યો; પછી ફેરઔને તેને કહ્યું કે ખરેખર, હે મુસા, હું ધારૂં છું કે ત્હારા ઉપર જાદુ થયેલ છે. ૧૦૧.

* આ ચમત્કારો એ હતા કે તેની લાકડીનો સર્પ થઇ જતો, તેનો હાથ સફેદ અને ચકચકિત થઇ જતો, મેસરના લોકો ઉપર તીડ, જુઓ અને દેડકાં આવ્યાં તે, તથા તેઓને માટે પાણી લોહી બની ગયું તે, રાતા સમુદ્રના પાણીના બે ભાગ પડી ગયા તે, ખડકમાંથી પાણી બહાર લાવ્યો તે; એસ્રાઇલના છોકરા ઉપર સીનાઇ પહાડ અધર રાખી તેને હલાવ્યો તે. વળી કેટલાક નિશાનીઓમાંની કેટલીકને બદલે બીજી નિશાનીઓનાં નામ આપે છે; જેવી કે નીલ નદીમાં ! અનાજનો કરમાઇને થયેલો નાશ, અને ત્યાંના મેવાની ઘણીજ તંગી.

قل لو كان في الارض ملآئكة يمشون
مطمئنين لنزلنا عليهم من السمآء
ملكا رسولا ٩٥ قل كفى بالله شهيدا
بيني وبينكم انه كان بعباده خبيرا
بصيرا ٩٦ ومن يهد الله فهو المهتد ومن
يضلل فلن تجد لهم اوليآء من دونه و
نحشرهم يوم القيمة على وجوههم عميا
وبكما وصما ماويهم جهنم كلما خبت
زدناهم سعيرا ٩٧ ذلك جزآؤهم بانهم
كفروا باياتنا وقالوا ء اذا كنا عظاما و
رفاتا ء انا لمبعوثون خلقا جديدا ٩٨

કહે, જો પૃથ્વી ઉપર ફેરેશ્તાઓ હોત કે જેઓ પગે ચાલનારા અને ત્યાં રહેનારા * હોત તો ખચિત્ અમે તેઓના ઉપર આકાશમાંથી ફેરેશ્તાને પેયગમ્બર તરીકે મોકલ્યો હોત. ૯૫. કહે, ખુદા મ્હારી વચ્ચે અને તમારી વચ્ચે સાક્ષી બસ છે. ખરેખર તે પોતાના બંદાઓની ખબર રાખનાર (અને) જોનાર છે. ૯૬. અને જેને ખુદા રસ્તો બતાવે છે તેને સીધો રસ્તો સઝ્યો છે, અને જેને ખુદા ખોટે માર્ગે રહેવા દે છે તેઓને માટે ખુદા સિવાય બીજા કોઇ દોસ્તદારો માલુમ પડશે નહિ; અને અમે તેઓને કયામતને દિવસે મ્હોંભર આંધળા, અને મુંગા અને બહેરા લાવી એકઠા કરીશું. તેઓનું રહેઠાણ દુઝખ છે. જ્યારે તેનો ભડકો ઝરા ઓછો થશે ત્યારે અમે તેઓને માટે વધારે બળતું † કરીશું. ૯૭. આ તેઓની શિક્ષા છે, કારણ કે તેઓએ અમારી આયાતને માની નહિ, અને કહ્યું જ્યારે અમે હાડકાં અને ઝીણી ધુળ થઇ જઇશું ત્યારે શું અમને નવી ઉત્પત્તિમાં ‡ ઉભા કરવામાં આવશે? ૯૮.

* એટલે કે જો પૃથ્વી ઉપર ફેરેશ્તાંઓ વસનારા હોત તો અમે પેયગમ્બર તરીકે ફેરેશ્તાઓને મોકલ્યા હોત; પણ માણસો પૃથ્વી ઉપર રહે છે તેથી અમે માણસને પેયગમ્બર તરીકે મોકલ્યો છે કે જેથી તેઓને ધર્મોપદેશ મળી શકે.

† નરકમાં નાંખેલા માણસોની ચામડી અને માંસ બળી ગયા પછી બળતણ થઇ રહેવાને લીધે આગ મોળી પડશે ત્યારે તેઓને નવાં શરીર આપીને અમે ભડકાનો તાપ અને જુર વધારીશું.

‡ આ સુરાની ૪૯ મી આયાતનું ટિપ્પણ જુઓ.

અને અરેખર અમે માણુસો માટે આ કોરઆનમાં દરેક બાબતનું જુદે જુદે પ્રકારે વર્ણુન આપ્યું છે; પણુ ઘણા માણુસોએ અનુપકાર (સત્યનો એનકાર) સિવાય બીજું કંઇ ઈચ્છયું નહિ. ૮૯. અને તેઓએ કહ્યું કે અમે તને કદી માનીશું નહિ જ્યાંસુધી કે તું અમ[illegible] માટે ઝમીન (મકકા) માંથી એક [illegible] વહેતો કરે. ૯૦. અથવા ત્હારે મા[illegible] ખજૂરી અને દ્રાક્ષની વાડીઓ હોય કે જેની વચ્ચે તું નદીઓ વહેતી કરે. ૯૧. અથવા તું આકાશને જેમ તું ધારે છે તેમ અમારા ઉપર નાંખી કકડે કકડા કરે. અથવા તું ખુદા અને ફેરેશ્તાઓને અમારી સમક્ષ લાવે. ૯૨. અથવા ત્હારે માટે સોનાનું ઘર હોય અથવા તું આકાશ તરફ ચઢે; અને વળી તું આકાશમાં ચઢયો એમ અમે કદી માનીશું નહિ, જ્યાંસુધી કે તું અમારી પાસે એક કેતાબ (આકાશમાંથી) નીચે ઉતારે કે જે અમે વાંચીએ* કહે, મ્હારો પરવરદેગાર પાક છે, શું હું એક પેયગમ્બર તરીકે મોકલેલા મનુષ્ય સિવાય બીજું કંઈછું? ૯૩. અને માણુસો ઇમાન લાવે જ્યારે તેઓની પાસે સત્ય વર્ણુન (કોરઆન) આવ્યું આ કારણુ સિવાય બીજા કશાએ તેઓને અટકાવ્યા નહિ કે તેઓએ કહ્યું કે શું ખુદાએ માણુસને પેયગમ્બર તરીકે મોકલ્યો છે? ૯૪.

قد صرفنا للناس فى هذا القران من
مثل فابى اكثر الناس الا كفورا ٨٩
[illegible]
دق واجعل لى من لدنك سلطانا
رض ينبـ [illegible]
[illegible]
نخيل وعنب فتفجر الانهار خلالها
جيرا ٩١ او تسقط السماء كما زعمت علينا
سفا او تاتى بالله والملائكة قبيلا ٩٢
يكون لك بيت من زخرف او ترق
السماء ولن نؤمن لرقيك حتى تنزل
لينا كتابا نقرؤه قل سبحان ربى هل
كنت الا بشرا رسولا ٩٣ وما منع
ناس ان يؤمنوا اذ جاءهم الهدى الا
قالوا ابعث الله بشرا رسولا ٩٤

* ૧૩ મી સુરાની ૮ મી અને ૨૭ મી આયા જુઓ.

فربكم اعلم بمن هو اهدى سبيلا ٨٤
ويسئلونك عن الروح قل الروح من
امر ربى وما اوتيتم من العلم الا قليلا ٨٥
ولئن شئنا لنذهبن بالذى اوحينا
ثم لاتجد لك به علينا وكيلا ٨٦ الا
رحمة من ربك ان فضله كان عليك
كبيرا ٨٧ قل لئن اجتمعت الانس
والجن على ان ياتوا بمثل هذا القران
لاياتون بمثله ولو كان بعضهم لبعض
ظهيرا ٨٨

ણેું તમારો પરવરદેગાર તેને વધારે જાણે છે કે જે વધારે સીધે રસ્તે ગયેલો છે. ૮૪. અને તેઓ તને રૂહ (આત્મા) વિષે પૂછે છે. *કહે રૂહ મ્હારા પરવરદેગારના હુકમથી છે. પછી જુજ વખત સિવાય સેવા થાય નહિ. ૭૬. ખરેખર ત્હારી અને જો એ પેગામ્બરોને અમે મોકલ્યા અમે જે ત્હારા તરફ વહી મોકલી છે તે પાછો લઇ લઇશું. પછી તને ત્હારે માટે અમારી વિરૂધ્ધ તે બાબત કોઇ મદદગાર મળશે નહિ. ૮૬. પણ આ ત્હારા પરવરદેગારની કૃપા છે. ખરેખર તેની કૃપા ત્હારા ઉપર મ્હોટી છે. ૮૭. કહે, જો મનુષ્ય અને જેન્ન એકઠાં થાય એટલા માટે કે તેઓ આ કોરઆન જેવું બીજું લાવે તો તેઓ તેના જેવું લાવી શકશે નહિ, અગર જો કે તેઓમાંના કેટલાક બીજા કેટલાકના મદદગાર થાય. ૮૮.

* એવું કહેવામાં આવ્યું છે કે યહુદીઓએ કોરેશને કહ્યું કે તમે હઝરત પેયગમ્બરને અરઝ કરો કે તે તમને જેઓ ગુફામાં સૂતેલા હતા તેઓનો તેમજ જેણે (ઝુલકરનૈને) પૂર્વ પશ્ચિમ સફર કરી હતી તેનો ઇતિહાસ આપે, અને વળી આત્મા વિષે પણ વર્ણન આપે. તે ઉપરાંત તેઓએ તેમને કહ્યું કે જો તે આ ત્રણે સવાલનો જવાબ આપે અથવા તો તેમાંથી એકેનો ન આપે તો તમને ખાતરી થવી જોઇએ કે તે પેયગમ્બર નથી; પણ જો તે આ ત્રણમાંથી બે સવાલનો જવાબ આપે અને ત્રીજા વિષે કાંઇ બોલે નહિ તો તમારે જાણવું કે તે ખરેખર પેયગમ્બર છે. તેથી જ્યારે તેઓએ હઝરતને તે સવાલ પૂછ્યા ત્યારે હઝરતે પહેલા બે સવાલનો જવાબ આપ્યો અને માણસના આત્મા વિષે કાંઈ બોલ્યા નહિ.

અને રાતનો કંઇ ભાગ જાગતો રહી ત્હારે
માટે ફરઝ ઉપરાંત વધારાની નમાઝ પઢ
કદાચ્ ત્હારો પરવરદેગાર તને, એક
માનવંતી જગ્યામાં* રાખે. ૭૯. અને કહે,
હે પરવરદેગાર, મને યોગ્ય દાખલ થવાથી
(કબરમાં) દાખલ કર, અને મને યોગ્ય
બહાર આવવાથી બહાર લાવ,† અને મને
ત્હારી પાસેથી સહાયકારક સાબે[illegible]
આપ. ૮૦. અને કહે કે સત્ય‡ આ[illegible]
અને અસત્ય નાબુદ થયું. ખરેખ[illegible]
અસત્ય નાબુદ થયેલું છે. ૮૧. અને
અમે કોરઆનમાંથી એવું નીચે મોકલીએ
છીએ કે જે મોમેનો માટે શફા (ઔષધ)
અને બક્ષિશ છે. અને તે ઝોલમગારો
માટે નુકસાન સિવાય બીજું કંઇ
વધારતું નથી. ૮૨. અને જ્યારે અમે
મનુષ્ય ઉપર મેહરબાની કરીએ છીએ
ત્યારે તે મ્હોં ફેરવે છે, અને તે પડ
એક કોરે ખસી વેગળો રહે છે, અને
જ્યારે તેને દુઃખ પહોંચે છે ત્યારે તે
નિરાશ થાય છે. ૮૩. કહે, દરેક જણ
પોતપોતાના સ્વભાવ પ્રમાણે§ વર્તે છે

ن الليل فتهجد به نافلة لك عسى ان
ك ربك مقاما محمودا ٧٩ وقل
ب ادخلنى مدخل صدق واخرجنى
رج صدق واجعل لى من لدنك سلطانا
را ٨٠ وقل جاء الحق وزهق الباطل
ان الباطل كان زهوقا ٨١ وننزل من
لقران ما هو شفاء ورحمة للمؤمنين ولا
زيد الظالمين الا خسارا ٨٢ واذا انعمنا
ى الانسان اعرض ونا بجانبه واذا مسه
شر كان يؤسا ٨٣ قل كل يعمل على شاكلته

* "માનવંતી જગ્યા" એટલે કયામતને દિવસે શફાઅત કરવાની પદવી જે હઝર
પેયગમ્બરને મળે છે તે.

† એટલે કે મને શાંતિ સહિત મ્હારી કબરમાં દાખલ કર, અને કયામતને દિવસે તેમાંથ
મને માન અને સંતોષ સહિત બહાર લાવ; અથવા તો મક્કામાંથી મને સહીસલામત બહાર લઇ
જા, અને મદિનામાં મને સન્માન અને સત્કાર સહિત દાખલ કર; અથવા તો મક્કામાં મને ફતેહ
સહિત દાખલ કર, અને ત્યાં સહીસલામત મને પાછો ફેરવ.

‡ અહિં "હક" (સત્ય) એટલે એસ્લામ ધર્મ અને કોરઆન, અને "બાતેલ" (અસત્ય)
એટલે શેતાન અને ખોટા ધર્મ.

§ તેની બુધ્ધિ અને મત પ્રમાણે જોઇએ તો તે સાચો હોય કે ખોટો હોય; અથવા તેના
મનના વલણ અને તેના શરીરના કુદરતી બંધારણ પ્રમાણે.

وانْ كادوا ليستفزونكَ منَ الارض
ليخرجوكَ منها واذا لايلبثون خلافكَ
الا قليلا ٧٦ سنة من قد ارسلنا قبلكَ
من رسلنا ولاتجد لسنتنا تحويلا ٧٧
اقم الصلوة لدلوك الشمس الى غسق
اليل وقران الفجر انقران الفجر كانَ
مشهودا ٧٨

અને ખરેખર તેઓએ ઇચ્છયું કે તને જમીન (મક્કા) માંથી ખસેડી નાંખે, એટલા માટે કે તેમાંથી તેઓ તને બહાર કાઢી મૂકે;* અને ત્યારે તેઓ ત્હારા ગયા પછી જુજ વખત સિવાય ટકી થાય નહિ. ૭૬. ખરેખર ત્હારી અગાઉ જે પેયગમ્બરોને અમે મોકલ્યા છે તેઓને માટે અમે એક નિયમ મુકરર કર્યો છે, અને તને અમારા નિયમમાં કાંઇ ફેરફાર માલુમ પડશે નહિ. ૭૭. સૂર્ય માથા ઉપરથી નમે ત્યારથી તે રાતના અંધારા સુધી નમાઝ પઢ,† અને તેમજ ફજરની નમાઝ પણ. ખરેખર ફજરની નમાઝ (ફેરેશતાઓથી) જોવામાં આવે છે. ૭૮.

તેઓએ હઝરતને વિનતી કરી કે જો બીજા અરબો આ હકને માટે કાંઇ કારણ માગે તો હઝરતે એમ કહેવું કે "તેમ કરવાનો ખુદાએ મને હોકમ કર્યો છે."

* કેટલાક કહે છે કે કોરેશને હઝરત પેયગમ્બર પ્રત્યે જે દુશ્મનાઇ હતી તેની સાથે અને હઝરત પેયગમ્બર મક્કા છોડી બહાર જાય—જે છેવટે હઝરતને કરવું પડ્યું હતું—તેને માટે તેઓના હમેશના પ્રયત્નો સાથે આ આયાનો સંબંધ છે. કેટલાક કહે છે કે મદિનામાં હઝરત પેયગમ્બરને સારી રીતે માન મળવાથી તથા તેને ત્યાં રહેવાની સારી ગોઠવણ થવાથી યહુદી લોકોને અદેખાઈ આવી; જેથી તેઓએ હઝરતને સલાહના રૂપમાં કહ્યું કે "શામ ખાસ પેયગમ્બરોનીજ જગ્યા છે, અને જો તમે પેયગમ્બર હો તો તમે પણ ત્યાં જાઓ." હઝરત પેયગમ્બરે આ વિશે વિચાર કરી શામ જવાનો એરાદો કર્યો, તેથી ખુદાએ આ આયા મોકલી અને હઝરતને મદિના છોડવા માટેની તેઓની યુક્તિઓની ખબર આપી.

† એટલે સૂર્ય માથા ઉપરથી નીચે ઉતરે ત્યારપછી, કે જે બપોરનો અને અસરની નમાઝનો વખત છે; અને રાતના અંધારાની શરૂઆતથી, કે જે રાતની બે નમાઝનો વખત છે, અને સવારનું શરૂઆત, કે જે ફજરની નમાઝનો વખત છે.

يوم ندعوا كل اناس بامامهم فمن
اوتى كتابه بيمينه فاولئك يقرؤن
كتابهم ولا يظلمون فتيلا ٧١ ومن
كان فى هذه اعمى فهو فى الاخرة
اعمى واضل سبيلا ٧٢ وان كادوا
ليفتنونك عن الذى اوحينا اليك لتفترى
علينا غيره. واذا لاتخذوك خليلا ٧٣
ولولا ان ثبتناك لقد كدت تركن
اليهم شيئا قليلا ٧٤ اذا لاذقناك ضعف
الحيوة وضعف الممات ثم لاتجد لك
علينا نصيرا ٧٥

તે દિવસ (યાદ કર) કે જે દિવસે અમે દરેક પ્રજાને તેના એમામના* નામથી બોલાવીએ છીએ. પછી જેને પોતાના કૃત્યની કેતાબ પોતાના જમણા હાથમાં આપવામાં આવશે તેઓ પોતાની કેતાબ વાંચશે, અને તેઓના ઉપર જરાપણ ઝોલમ કરવામાં આવશે નહિ. ૭૧. અને જે કોઇ આ સંસારમાં આંધળો છે તે આખેરતમાં પણ આંધળો છે, અને તે વધારે ખોટે રસ્તે ગયેલો છે. ૭૨. અને ખરેખર તેઓએ † એવું ઇચ્છયું કે જે અમે ત્હારા તરફ વહ્ય કર્યો છે તેમાંથી તને ફેરવી નાંખે; એટલા માટે કે તું અમારી સામે તે વહ્યથી ઉલટી કંઇ બનાવટ કરે, અને ત્યારેજ તેઓ તને પોતાના દોસ્ત તરીકે લે. ૭૩. અને જો અમે તને દૃઢ રાખ્યો નહોત તો નઝદિક હતું કે તું તેઓના તરફ સહેજ જરા વલણ કરે. ૭૪. ત્યારે અમે ખચિત્ તને આ ઝિંદગીની બમણી શિક્ષા અન મોતની બમણી શિક્ષા ચખાડી હોત; પછી તને ત્હારે માટે અમારી સામે કોઇ મદદગાર મળ્યો નહોત. ૭૫.

* તેઓને તેઓના ધર્મના આગેવાનના નામથી, અથવા તો તેઓની જ્ઞાતિના નામથી, અથવા તો તેઓને મળેલી એલાહી કેતાબના નામથી બોલાવવામાં આવશે.

† તાયેફમાં રહેતી સકીફ નામની આ એક કોમ હતી કે જેઓએ હઝરત પેયગમ્બર પાસે આવીને કહ્યું કે જ્યાંસુધી અમને કેટલાક હક આપવામાં નહિ આવે ત્યાંસુધી અમે તમને માનીશું નહિ, અને તેઓએ એવી માગણી કરી હતી કે ઝકાત આપવામાંથી અને નમાઝ પઢવામાંથી તેઓને મુક્ત કરવામાં આવે અને એક વર્ષ સુધી તેઓની મૂર્તિ તેઓને રાખવા દેવામાં આવે, અને તેઓના દેશને મક્કાની પેઠે સહીસલામતીની જગ્યા ગણવાનો હોકમ કરવામાં આવે, અને તે ઉપરાંત

ખરેખર મ્હારા ખાસ બંદાઓ ઉપર
ત્હારે માટે કંઇ સત્તા નથી, અને
ત્હારો પરવરદેગાર તેઓનો રક્ષણ કરનાર
બસ છે. ૬૫. તમારો પરવરદેગાર તેજ
છે કે જે તમારે માટે વહાણને સમુદ્રમાં
ચલાવે છે એટલા માટે કે તમે તેની
કૃપાથી રૂઝી શોધો. ખરેખર તે તમારા
ઉપર દયાવંત છે. ૬૬. અને જ્યારે
તમને દરયામાં દુઃખ પડે છે ત્યારે
ખુદા સિવાય જેને તમે બોલાવો છો તે
ગુમ થાય છે. પછી જ્યારે તે તમને
બચાવી ઝમીન તરફ લાવે છે ત્યારે
તમે ફરી જાઓ છો, અને ખરેખર
માણુસ અનુપકારી છે. ૬૭. શું ત્યારે
ખુદા તમને ઝમીનની કોઈ બાજુએ
અંદર ઉતારી દે અથવા તમારા ઉપર
પથ્થર વરસાવતો પવન મોકલે તેમાંથી
તમે તમારી ઝાતને સલામત ધારો છો?
—પછી તમને તમારે વાસ્તે કોઇ રક્ષક
મળશે નહિ.—૬૮. અથવા તે તમને
સમુદ્રમાં બીજીવાર લઇ જાય, પછી
તમારાપર ભાંગ તોડ કરતો પવન
મોકલે, પછી તમારા અનુપકારીપણા
માટે તમને ડૂબાવી દે તેમાંથી શું તમે
તમારી ઝાતને સલામત ધારો છો?
પછી તમને તમારે માટે અમારી વિરૂધ્ધ
તે વિષે કોઇ દાવો કરનાર (મદદગાર)
મળશે નહિ. ૬૯. અને ખરેખર અમે
આદમના છોકરાઓને માનવંત કર્યા છે,
અને અમે તેઓને ઝમીનમાં અને
દરયામાં ઉપાડી લઇ ગયા છીએ; અને
તેઓને પાક ચીઝોમાંથી ખોરાક આપ્યો
છે. અને જેઓને અમે પેદા કર્યા છે
તેઓમાંના ઘણા ઉપર તેઓને અમે
શ્રેષ્ટતા આપી છે. ૭૦.

ان عبادى ليس لك عليهم سلطان وكفى
ربك وكيلا ٦٥ ربكم الذى يزجى لكم
الفلك فى البحر لتبتغوا من فضله انه كان
بكم رحيما ٦٦ واذا مسكم الضر فى البحر
ضل من تدعون الا اياه فلما نجيكم الى
البر اعرضتم وكان الانسان كفورا ٦٧
افامنتم ان يخسف بكم جانب البر او
يرسل عليكم حاصبا ثم لا تجدوا لكم
وكيلا ٦٨ ام امنتم ان يعيدكم فيه تارة
اخرى فيرسل عليكم قاصفا من الريح
فيغرقكم بما كفرتم ثم لا تجدوا لكم
علينا به تبيعا ٦٩ ولقد كرمنا بنى ادم
وحملنا هم فى البر والبحر ورزقنا هم
من الطيبات وفضلنا هم على كثير
ممن خلقنا تفضيلا ٧٠

ونخوفهم فما يزيدهم الا طغيانا كبيرا ٦٠
واذ قلنا للملآئكة اسجدوا لادم
فسجدوا الا ابليس قال ءاسجد لمن
خلقت طينا ٦١ قال ارايتك هذا
الذى كرمت على لئن اخرتن الى يوم
القيمة لاحتنكن ذريته الا قليلا ٦٢
قال اذهب فمن تبعك منهم فان جهنم
جزآؤكم جزآء موفورا ٦٣ واستفزز
من استطعت منهم بصوتك واجلب
عليهم بخيلك ورجلك وشاركهم فى
الاموال والاولاد وعدهم وما يعدهم
الشيطان الا غرورا ٦٤

અને અમે તેમને ડર બતાવીએ છીએ; પણ તે અતિ અભિમાન સિવાય બીજું કંઇ તેઓમાં વધારતો નથી. ૬૦. અને (યાદ કર.) કે જ્યારે અમે ફ્રેરેશતાઓને કહ્યું કે આદમને સેજદો કરો, ત્યારે એબ્લીસ સિવાય તેઓ સઘળાએ સેજદો કર્યો. એબ્લીસે કહ્યું શું હું તેને સેજદો કરૂં કે જેને તેં માટીમાંથી પેદા કર્યો છે? ૬૧. તેણે ફરીથી કહ્યું, મને ખબર આપ કે આ જેને તેં મ્હારા કરતાં વધારે માનવંત કર્યો છે (તે શામાટે)? જો તું મને કયામત સુધી જીવતો રહેવા દે, તો હું ખચિત્ જુજ સિવાય તેના બધાં વંશજોને જડમૂળથી ઉખેડી નાંખીશ. ૬૨. ખુદાએ કહ્યું કે જા, પછી તેઓમાંનો જે કોઇ ત્હારી પાછળ ચાલશે તો તમારા સઘળાનો બદલો દુઝખ છે, કે જે એક પૂરેપૂરી શિક્ષા છે. ૬૩. અને તું તેઓમાંના જેને ત્હારાથી બને તેને ત્હારા આવાઝથી ખસેડી ભૂલમાં નાંખ અને ત્હારા ઘોડે સ્વાર અને ત્હારા પાયદળને એકઠું કરી તેઓની સામે ઉશ્કેર, અને તેઓની દોલત અને તેઓનાં છોકરાંઓમાં ભાગ પડાવ, અને તેઓને વચન આપ; પણ શેતાન તેઓને છેતરપિંડી સિવાય બીજું કંઇ વચન આપતો નથી. ૬૪.

અને કેટલાક હકમ-બેન-આસ માટે લે છે. પણ કેટલાક કહે છે કે તે ઝક્કુમનું ઝાડ છે કે જે નરકમાં ઉગે છે; અને જ્યારે કાફરોએ તે વિષે સાંભળ્યું ત્યારે તેઓએ કહ્યું કે નરકમાં આગની વચ્ચે ઝાડ કેવી રીતે ઉગી શકે!

અને અમને ચમત્કારો મોકલવામાંથી આ કારણ સિવાય બીજુ કંઇ અટકાવતું નથી કે આગલા ઝમાનાના લોકોએ તેને જૂઠા કહ્યા હતા.* અને અમે સમુદને ઝાહેર રીતે સાંઢણી આપી, પછી તેઓ તેની સાથે ઝોલમથી વર્ત્યા, અને ત્રાસ બેસાડવા સિવાય બીજા કોઇ કારણને માટે અમે અમારા ચમત્કારો મોકલતા નથી. ૫૯. અને (યાદ કર) કે જ્યારે અમે તને કહ્યું કે ખરેખર ત્હારો પરવરદેગાર માણસોને ઘેરી લેશે; અને તે સ્વપ્નું † કે જે અમે તને બતાવ્યું તેને માણસોની આઝમાયેશ સિવાય બીજા કંઇ કારણ માટે બનાવ્યું નથી, અને તેમજ કોરઆનની અંદરના લઅનત થયેલા ઝાડને પણ.‡

وما منعنا ان نرسل بالايات الا ان
كذب بها الاولون واتينا ثمود الناقة
مبصرة فظلموا بها وما نرسل بالايات
الا تخويفا ٥٩ واذ قلنا لك ان ربك
احاط بالناس وما جعلنا الرؤيا التى
اريناك الا فتنة للناس والشجرة
الملعونة فى القران

* કારણ કે અગાઉના પેયગમ્બરોએ પણ ચમત્કાર કરી બતાવ્યા હતા, તેમ છતાં પણ તેમના ઉપર જૂઠાણાનો આરોપ મૂકવામાં આવ્યો હતો; અને તેથી જો તેઓની પાસે કંઈ નિશાની આવે અને તેઓ માનવાની ના પાડે તો તેઓનો નાશ કરવામાં આવશે. પણ ખુદાએ તેમને માટે એવું નિર્માણ કર્યું નથી; કારણ કે તેઓમાંથી ઇમાન લાવે એવા માણસો ઉત્પન્ન થનાર છે.

† હઝરત પેયગમ્બરના આ સ્વપ્ના સંબંધી તફસીર લખનારાઓમાં ઘણા મત છે. કેટલાક કહે છે કે "રોઅયા" શબ્દનો અર્થ જોવું થાય છે, અને તેનો સંબંધ હઝરત પેયગમ્બરનાં મેઅરાજ સાથે છે, કે જે મુસલમાનોમાં તે વખતે એક મ્હોટા વાદવિવાદનું કારણ થઇ પડ્યું હતું; અને તેઓમાંના કેટલાકે પોતાનો ધર્મ છોડી દીધો, અને કાફેરો મ્હેણાં મારવા લાગ્યા. બીજાઓ કહે છે કે તેનો સંબંધ હોદેબીય્યામાં હઝરતને આવેલા સ્વપ્ના સાથે છે, કે જે સ્વપ્નામાં હઝરતે એવું જોયું કે તે મક્કામાં દાખલ થયા અને હજ અને તેની ક્રિયા તેણે બજાવી કે જે બાબત ખરૂં જોતાં તે વર્ષમાં અમલમાં આવી નહોતી, કારણ કે ખુદાએ તે આવતા વર્ષને માટે મુકરર કર્યું હતું. આને લીધે ઢોંગી લોકોએ મુસલમાન લોકોને મ્હેણાં માર્યાં. આ મત પ્રમાણે આ આયા મદિનામાં વહ્ય થયેલી હોવી જોઇએ. ત્રીજો મત એ છે કે હઝરત પેયગમ્બરને એક સ્વપ્નું આવ્યું હતું કે જેમાં હઝરતે એવું જોયું હતું કે ઓમૈયાનું કુટુંબ હઝરતના મેમ્બર ઉપર ચઢીને વાંદરાની પેઠે કુદતું હતું, અને તેઓનો ફેતના એટલે ફસાદ તેઓના રાજ્ય વખતેજ હતો. આ મત પ્રમાણે પણ તે આયા મદિનામાં વહ્ય થયેલી હોવી જોઇએ.

‡ વળી આ "શાપિત ઝાડ" ને કેટલાક-બની-ઓમૈયા માટે, કેટલાક અબુ-જહલ માટે,

تسبح له السموات السبع والارض
ومن فيهن وان من شئ الا يسبح بحمده
ولكن لا تفقهون تسبيحهم انه كان
حليما غفورا ٤٤ واذا قرات القران جعلنا
بينك وبين الذين لا يؤمنون بالاخرة
حجابا مستورا ٤٥ وجعلنا على قلوبهم
اكنة ان يفقهوه وفى اذانهم وقرا واذا
ذكرت ربك فى القران وحده ولوا على
ادبارهم نفورا ٤٦ نحن اعلم بما يستمعون
به اذ يستمعون اليك واذ هم نجوى اذ
يقول الظالمون ان تتبعون الا رجلا
مسحورا ٤٧ انظر كيف ضربوا لك
الامثال فضلوا فلا يستطيعون سبيلا ٤٨ ربع

સાત આકાશો અને પૃથ્વી અને જે તેમાં છે તે ખુદાનાં પવિત્ર વખાણ કરે છે, અને એવી કોઇ ચીઝ નથી કે જે તેની પવિત્રતાનાં વખાણ કરતી નથી; પણ તમે તેઓનાં પવિત્ર વખાણ સમજી શકતા નથી. ખરેખર ખુદા માયાળુ (અને) માફી આપનાર છે. ૪૪ અને જ્યારે તું કોરઆન વાંચે છે, ત્યારે ત્હારી વચ્ચે અને જેઓ કયામતના દિવસને માનતા નથી તેઓની વચ્ચે એક અદ્રશ્ય પડદો અમે મૂકીએ છીએ. ૪૫. અને અમે તેઓનાં અંતઃકરણ ઉપર પડદા મૂકીએ છીએ કે જેથી તેઓ સમજે નહિં; અને તેઓના કાનમાં વઝન નાંખીએ છીએ, અને જ્યારે તું કોરઆનમાં ત્હારા પરવરદેગારની એકતા યાદ કરે છે ત્યારે તેઓ ચમકી પીઠ ફેરવી નાસી જાય છે. ૪૬. અમે વધારે જાણીએ છીએ કે તેઓ શામાટે સાંભળે છે જ્યારે કે તેઓ ત્હારા તરફ કાન ધરે છે અને જ્યારે કે તેઓ પોતપોતામાં ખાનગી વાતો કરે છે. (યાદ કર) કે જ્યારે ઝોલમગારોએ (માણુસોને) કહ્યું કે તમે માત્ર તે માણુસ પ્રમાણે ચાલો છો કે જેના ઉપર જાદુ થયેલ છે. ૪૭. જો, તેઓ ત્હારે માટે કેવા દ્રષ્ટાંતો આપે છે, અને તેઓ આડે રસ્તે ગયા છે તેથી તેઓ કંઇ રસ્તો મેળવી શકતા નથી. ૪૮.

ولا تمش فى الارض مرحا انك لن
تخرق الارض ولن تبلغ الجبال
طولا ٣٧ كل ذلك كان سيئه عند ربك
مكروها ٣٨ ذلك مما اوحى اليك ربك
من الحكمة ولا تجعل مع الله الها
اخر فتلقى فى جهنم ملوما مدحورا ٣٩
افاصفيكم ربكم بالبنين واتخذ من
الملائكة اناثا انكم لتقولون قولا
عظيما ٤٠ ولقد صرفنا فى هذا القران
ليذكروا وما يزيدهم الا نفورا ٤١ قل
لو كان معه الهة كما يقولون اذا لابتغوا
الى ذى العرش سبيلا ٤٢ سبحانه وتعالى
عما يقولون علوا كبيرا ٤٣

અને તું પૃથ્વીમાં મગરૂરીથી ચાલ નહિ. ખરેખર તું પૃથ્વીને ફાડી શકતો નથી; અને તું પર્વતને ઉંચાઇમાં પહોંચી શકીશ નહિ. ૩૭. આ સર્વ ( ઉપર આવેલી બાબતો ) નું પાપ ત્હારા પરવરદેગાર પાસે નાપસંદ છે. ૩૮. આ સર્વ જે ત્હારા પરવરદેગારે ત્હારા તરફ વહ્ય મોકલ્યો છે તેમાંના હેકમત ભરેલા નિયમો છે, અને તું ખુદા સાથે બીજા ખુદાઓ બનાવ નહિ; કે જેથી તને દુઝખમાં ઠપકો ખાધેલો અને હાંકી કાઢેલો નાંખી દેવામાં આવે. ૩૯. શું તમારા પરવરદેગારે તમારે માટે દીકરા પસંદ કર્યા છે અને પોતે ફેરેશતાઓમાંથી દીકરીઓ લીધી છે? ખરેખર તમે ભારે પડતા શબ્દો બોલો છો. ૪૦. અને ખરેખર અમે આ કોરઆનમાં વારંવાર વર્ણન આપ્યું છે એટલા માટે કે તેઓ શિખામણ લે; પણ તે તેઓનામાં સત્યથી ચમકી દૂર જવા સિવાય બીજું કંઇ વધારતું નથી. ૪૧. કહે, જો ખુદા સાથે બીજા ખુદાઓ હોત જેમ તેઓ કહે છે, તો તેઓ ખચિત્ અર્શના માલેકતરફ રસ્તો શોધી લેત.* ૪૨. તે પાક છે અને જે તેઓ કહે છે તેનાથી તે તદ્દન જુદોજ ( અને ઘણે દરજ્જે ) અતિશય ઉંચો છે. ૪૩.

* તેઓ ઘણું કરીને શ્રેષ્ટતા મેળવવા માટે ખુદા સાથે લડાઈ કરત અને જેમ પૃથ્વી ઉપર રાજાઓ એક બીજાને પદભ્રષ્ટ કરે છે તેમ ખુદાને કરવાને તેઓ યત્ન કરત.

ولا تقربوا الزنى انه كان فاحشة
وساء سبيلا ٣٢ ولا تقتلوا النفس التى
حرم الله الا بالحق ومن قتل مظلوما
فقد جعلنا لوليه سلطانا فلا يسرف فى
القتل انه كان منصورا ٣٣ ولا تقربوا
مال اليتيم الا بالتى هى احسن حتى يبلغ
اشده واوفوا بالعهد ان العهد كان
مسئولا ٣٤ واوفوا الكيل اذا كلتم
وزنوا بالقسطاس المستقيم ذلك خير
واحسن تاويلا ٣٥ ولا تقف ما ليس لك
به علم ان السمع والبصر والفؤاد كل
اولئك كان عنه مسئولا ٣٦

અને વ્યભિચારની નઝદિક જા નહિ;
ખરેખર તે એક દુષ્ટ કામ અને ખરાબ
રસ્તો છે. ૩૨. અને જે જીવને મારવાનું
ખુદાએ હરામ કર્યું છે તેને સત્ય હોકમ
સિવાય મારી નાંખો નહિ; અને જેને
ઝોલમથી મારી નાંખવામાં આવ્યો છે,
ખરેખર અમે તેના વારસને માટે સત્તા
મુકરર કરી છે, માટે તેણે ( મરનારના
વાલીએ ) તે ( મારનાર ) ને મારી
નાંખવામાં હદ બહાર જવું જોઇએ
નહિ.* ખરેખર તે ( વાલી ) ને મદદ
કરવામાં આવેલી છે. ૩૩. અને તમે
માબાપ વગરના છોકરાના માલની જે
ઉત્તમ રીત છે તે સિવાય પાસે જાઓ
નહિ ( કબજામાં લો નહિ ) જ્યાંસુધી
કે તે પુખ્ત ઉમરે પહોંચે; અને કરાર
પૂરો પાળો, ખરેખર કરાર વિષે પૂછવામાં
આવશે. ૩૪. અને તમે માપ પૂરૂં
આપો જ્યારે કે તમે માપ ભરો છો,
અને સાચા કાંટાથી તોલ કરો. આ
વધારે સારૂં છે અને પરિણામે ઉત્તમ
છે. ૩૫. અને જે વિષે તને જ્ઞાન નથી
તેની પાછળ ચાલ નહિ. ખરેખર કાન
અને આંખ અને અંતઃકરણ આ સર્વ
દરેકને પૂછવામાં આવશે. ૩૬.

* એટલે કે મરનારના વારસે ખુનીને મારી નાંખ્યા પછી તેનું કોઇપણ અંગ કાપી નાંખીને અથવા તો તે ખુનીને બદલે બીજા કોઇને મારી નાંખીને હદ બહાર જવું જોઇએ નહિ. કારણ કે અરબ લોકોમાં એવો રિવાજ હતો કે ખરા ખુનીને બદલે તેની કોમના આગેવાનને મારી નાંખવાનો તેઓ યત્ન કરતા.

إِنَّ الْمُبَذِّرِينَ كَانُوا إِخْوَانَ الشَّيَاطِينِ وَكَانَ
الشَّيْطَانُ لِرَبِّهِ كَفُورًا ٢٧ وَإِمَّا تُعْرِضَنَّ
عَنْهُمُ ابْتِغَاءَ رَحْمَةٍ مِنْ رَبِّكَ تَرْجُوهَا
فَقُلْ لَهُمْ قَوْلًا مَيْسُورًا ٢٨ وَلَا تَجْعَلْ
يَدَكَ مَغْلُولَةً إِلَى عُنُقِكَ وَلَا تَبْسُطْهَا كُلَّ
الْبَسْطِ فَتَقْعُدَ مَلُومًا مَحْسُورًا ٢٩ إِنَّ رَبَّكَ
يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَشَاءُ وَيَقْدِرُ إِنَّهُ كَانَ
بِعِبَادِهِ خَبِيرًا بَصِيرًا ٣٠ وَلَا تَقْتُلُوا
أَوْلَادَكُمْ خَشْيَةَ إِمْلَاقٍ نَحْنُ نَرْزُقُهُمْ وَإِيَّاكُمْ
إِنَّ قَتْلَهُمْ كَانَ خِطْئًا كَبِيرًا ٣١

ખરેખર ઉડાઉ માણસો શેતાતના ભાઇઓ છે, અને શેતાન પોતાના પરવરદેગાર તરફ અનુપકારી છે. ૨૭. અને જો તું તેઓ ( નિરાધાર અસહાઓ ) ના તરફથી મ્હોં ફેરવે છે–કારણ કે તું ત્હારા પરવરદેગારની દયા કે જે મેળવવાને તું આશા રાખે છે તેની રાહ જુએ છે–તો તેઓની સાથે નરમાશથી માયાળુ શબ્દો બોલજે.* ૨૮. અને તું ત્હારો હાથ ગરદન સાથે બાંધેલો રાખ નહિ ( કંજુસ થા નહિ ) તેમજ તદ્દન તે ઉઘાડો રાખ નહિ † ( ઉડાઉ થતો નહિ ) કે જેથી તુ ઠપકાને પાત્ર અને ગરીબ થઇ બેસીશ. ૨૯. ખરેખર ત્હારો પરવરદેગાર જેને ચાહે તેને માટે રૂઝી ભ્હોળી કરે છે તેમજ ટૂંકી કરે છે. ખરેખર ખુદા પોતાના બંદાઓની ખબર રાખનાર ( અને ) જોનાર છે. ૩૦. અને તમે તમારાં છોકરાંને ગરીબાઇની બ્હીકને લીધે મારી નાંખો નહિ. અમે તેઓને તેમજ તમને રૂઝી આપીએ છીએ. ખરેખર, તેઓને મારી નાંખવા એ એક મ્હોટી ભૂલ છે. ૩૧.

* એવું કહેવામાં આવ્યું છે કે હઝરત પેયગમ્બર પાસે ગરીબ અસહાઓ વારંવાર કાંઇ ચીઝ માગતા અને તે ચીઝ હઝરત પેયગમ્બર પાસે તે વખત નહોતી; અને તેથી શરમને લીધે હઝરતે તેમનાથી મોઢું ફેરવતા; તેટલા માટે આ આયા મોકલવામાં આવી અને તેનો અર્થ એ છે કે "જો તું તેમને મદદ ન કરી શકે તો જ્યાંસુધી ખુદા તને શકિત આપે ત્યાંસુધી તું ત્હારૂં દયાદાન મુલતવી રાખ."

† એટલે કે અતિશય કંજુસાઇ કરવી નહિ તેમજ અતિશય છૂટે હાથે વાપરવું નહિ; પણ તે બે હદની વચ્ચે રહેવું કે જેમાંજ ખરી સખાવત રહી છે.

انظر كيف فضلنا بعضهم على بعض و
للاخرة اكبر درجات و اكبر تفضيلا ٢١
لا تجعل مع الله الها اخر فتقعد مذموما
مخذولا ٢٢ وقضى ربك الا تعبدوا
الا اياه وبالوالدين احسانا اما يبلغن عندك
الكبر احدهما او كلاهما فلا تقل لهما
اف ولا تنهرهما وقل لهما قولا كريما ٢٣
واخفض لهما جناح الذل من الرحمة وقل
رب ارحمهما كما ربياني صغيرا ٢٤
ربكم اعلم بما في نفوسكم ان تكونوا
صالحين فانه كان للاوابين غفورا ٢٥
وات ذاالقربى حقه والمسكين وابن
السبيل ولا تبذر تبذيرا ٢٦

જો, અમે કેવી રીતે માણસોમાં કેટલાકને કેટલાકના ઉપર શ્રેષ્ટતા આપી છે? અને ખચિત્ આખેરતની જિંદગી દરજ્જામાં વધારે મ્હોટી તેમજ શ્રેષ્ટતામાં વધારે મ્હોટી છે. ૨૧. (હે મનુષ્ય) તું ખુદા સાથે બીજા ખુદાઓ રાખ નહિ કે જેથી તું ધિક્કારાયેલો અને તજી દેવાયેલો બેસીશ. ૨૨. અને ત્હારા પરવરદેગારે હોકમ કર્યો છે કે તમે તેના સિવાય કોઇની બંદગી કરો નહિ, અને માબાપનું ભલું કરો; જો ત્હારી પાસે તે બન્નેમાંથી એક અથવા તેઓ બન્ને વૃધ્ધાવસ્થાએ પહોંચ્યા હોય (અને મોહતાજ હોય) તો તેઓ બન્નેને "ઓફ્ફ" (-ધીટકારના શબ્દ) કહે નહિ, અને તેઓના તરફ મ્હોટે સાદે બોલ નહિ (સખત શબ્દો વાપર નહિ). અનેતેઓ બન્નેની સાથે સારા શબ્દો બોલજે. ૨૩. અને તેઓ બન્ને પાસે નમ્રતાની પાંખ માયાળુપણે નીચી નમાવજે, અને કહે, હે પરવરદેગાર, તેઓ બન્નેના ઉપર દયા કર જેવી રીતે કે તેઓ બન્નેએ મને ન્હાનપણમાં ઉછેર્યો છે. ૨૪. તમારો પરવરદેગાર તમારા અંતઃકરણમાં જે છે તે વધારે જાણે છે જો તમે સુકૃત્ય કરનાર હો. પછીખરેખર ખુદા પશ્ચાત્તાપ કરનારને ક્ષમા આપનાર છે. ૨૫ અને સગાંવહાલાંને † તેઓના હક આપ, તેમજ ગરીબને અને મુસાફરોને પણ. અને ત્હારો માલ ઉડાઉપણે ખરચી નાંખ નહિ. ૨૬.

* એટલે કે તેમના તરફ તિરસ્કારના શબ્દો વાપરો નહિ. † કેટલાક એવું માને છે કે આ શબ્દનો અર્થ અહિંઆં "પેયગમ્બરનાં સગાં" થાય છે કે જેઓને તેઓનો હક એટલે કે "ખુમ્સ" મળવાનો છે.

અને જે કોઇ આડે માર્ગે જાય છે, તે માત્ર પોતાની વિરૂદ્ધજ આડો જાય છે; અને કોઇ ભાર ઉપાડનાર બીજાના પાપનો બોજો ઉપાડશે નહિં અને અમે ( કોઇ કોમને ) શિક્ષા કરનાર નથી જ્યાંસુધી કે અમે એક પેયગમ્બર મોકલીએ. ૧૫. અને જ્યારે અમે ઇચ્છીએ કે કોઇ કોમનો નાશ કરીએ ત્યારે અમે ત્યાંના દોલતમંદ લોકોને (આધીન થવા) હોકમ કરીએ છીએ. પછી તેઓ નાફરમાની કરે છે ત્યારે તે ગામ ઉપર શિક્ષાનો શબ્દ વાજેબ થાય છે; પછી અમે તેનો જડમૂળથી ઉખેડી નાશ કરીશું. ૧૬. અને ઘણા જમાનાનો નુહ પછી અમે નાશ કર્યો, અને ત્હારો પરવરદેગાર પોતાના બંદાના પાપની ખબર રાખનાર અને જોનાર બસ છે. ૧૭. જે આ ક્ષણભંગુર સંસારનું સુખ ઇચ્છે છે તેને તેમાં જે અમે ઇચ્છીએ તે, જેને અમે ચાહીએ તેને, અમે જલદી આપીશું. પછી તેને માટે અમે દુઝખ તૈયાર રાખીશું. તેમાં તે તુચ્છ અને હાંકી કાઢેલો દાખલ થશે ૧૮. અને જે આવતી ઝિંદગી ઇચ્છે છે અને તેને માટે યોગ્ય યત્ન કરે છે અને મોમેન છે તેઓની કોશેશ પસંદ કરવામાં આવેલી છે. ૧૯. દરેકને તે લોકોને તેમજ આ લોકોને, ત્હારા પરવરદેગારની બક્ષિશમાંથી આપી અમે મદદ કરીશું, અને ત્હારા પરવરદેગારની બક્ષિશની કોઇને મના કરવામાં આવેલ નથી. ૨૦.

وَمَنْ ضَلَّ فَإِنَّمَا يَضِلُّ عَلَيْهَا وَلَا تَزِرُ
وَازِرَةٌ وِزْرَ أُخْرَىٰ وَمَا كُنَّا مُعَذِّبِينَ
حَتَّىٰ نَبْعَثَ رَسُولًا ١٥ وَإِذَا أَرَدْنَا أَنْ
نُهْلِكَ قَرْيَةً أَمَرْنَا مُتْرَفِيهَا فَفَسَقُوا فِيهَا
فَحَقَّ عَلَيْهَا الْقَوْلُ فَدَمَّرْنَاهَا تَدْمِيرًا ١٦
وَكَمْ أَهْلَكْنَا مِنَ الْقُرُونِ مِنْ بَعْدِ نُوحٍ
وَكَفَىٰ بِرَبِّكَ بِذُنُوبِ عِبَادِهِ خَبِيرًا
بَصِيرًا ١٧ مَنْ كَانَ يُرِيدُ الْعَاجِلَةَ عَجَّلْنَا لَهُ
فِيهَا مَا نَشَاءُ لِمَنْ نُرِيدُ ثُمَّ جَعَلْنَا لَهُ جَهَنَّمَ
يَصْلَاهَا مَذْمُومًا مَدْحُورًا ١٨ وَمَنْ
أَرَادَ الْآخِرَةَ وَسَعَىٰ لَهَا سَعْيَهَا وَهُوَ
مُؤْمِنٌ فَأُولَٰئِكَ كَانَ سَعْيُهُمْ مَشْكُورًا ١٩
كُلًّا نُمِدُّ هَٰؤُلَاءِ وَهَٰؤُلَاءِ مِنْ عَطَاءِ
رَبِّكَ وَمَا كَانَ عَطَاءُ رَبِّكَ مَحْظُورًا ٢٠

અને ખરેખર જેઓ કયામતના દિવસને માનતા નથી તેઓને માટે અમે દુઃખદાયક સઝા તૈયાર કરેલી છે. ૧૦. અને માણસ પોતાને માટે ખરાબ દોઆ કરે છે જેમ તે પોતાના ભલા માટે કરે છે; અને માણસ ઉતાવળો છે. ૧૧. અને રાત અને દિવસને અમે બે નિશાનીઓ બનાવી છે. પછી અમે રાતની નિશાની કાઢી નાંખી, અને દિવસની નિશાનીને પ્રકાશિત બનાવી એટલા માટે કે તમે તમારા પરવરદેગાર પાસેથી વધારે જીવન સાધનો મેળવવા યત્ન કરો, અને એટલા માટે કે તમે વરસની સંખ્યા અને ગણતરી જાણો, અને દરેક ચીજનું અમે વિગતવાર ( કોરઆનમાં ) વર્ણન આપ્યું છે. ૧૨. અને દરેક માણસનાં કૃત્યો * અમે તેની ગરદન ઉપર મૂક્યાં છે, અને કયામતને દિવસે તેને માટે અમે એક ચોપડી બહાર લાવીશું કે જે તે ઉઘાડેલી જોશે. ૧૩. અને (તેને કહેવામાં આવશે) કે ત્હારી કેતાબ વાંચ. તું પંડે આજે ત્હારી સામે હેસાબ લેનાર બસ છે. ૧૪. જે ખરો રસ્તો મેળવે છે તે ખરેખર પોતાના ફાયદા માટેજ મેળવે છે;

وان الذين لا يؤمنون بالاخرة اعتدنا لهم
عذابا اليما ١٠ ويدع الانسان بالشر
دعاءه بالخير وكان الانسان عجولا ١١
وجعلنا اليل والنهار ايتين فمحونا اية
اليل وجعلنا اية النهار مبصرة لتبتغوا
فضلا من ربكم ولتعلموا عدد السنين
والحساب وكل شئ فصلناه تفصيلا ١٢
وكل انسان الزمناه طائره في عنقه ونخرج
له يوم القيمة كتابا يلقيه منشورا ١٣
اقرا كتابك كفى بنفسك اليوم
عليك حسيبا ١٤ من اهتدى فانما
يهتدى لنفسه

* "તાએર" એટલે માણસોનાં કૃત્યો; આ વાક્યનો અર્થ એ છે કે અમે માણસોનાં કૃત્યો તેઓની ગરદન ઉપર ઉપાડવા તેમને ફરજ પાડી છે, જેવી રીતે કે માણસની ગરદન ઉપર તોક નાંખવામાં આવી છે. વળી આને મળતી એક હદીસ પણ છે કે દરેક બાળકની ગરદન ઉપર એક કેતાબ રાખવામાં આવી છે કે જેની અંદર લખેલું છે કે તે બાળક સારું કે નઠારું છે.

عسى ربكم ان يرحمكم وان عدتم عدنا
وجعلنا جهنم للكافرين حصيرا ٨ ان
هذا القران يهدى للتى هى اقوم ويبشر
المؤمنين الذين يعملون الصالحات ان
لهم اجرا كبيرا ٩

કદાચ્ તમારો પરવરદેગાર તમારા ઉપર દયા કરે, અને જો તમે ફરીથી (ફસાદ તરફ) ફરશો તો અમે ફરીથી સઝા કરીશું, અને અમે દુઝખને કાફેરો માટે કેદખાનું બનાવેલું છે.૮. ખરેખર આ કોરઆન, જે સૌ કરતાં વધારે સીધો અને દ્રઢ રસ્તો છે તે બતાવે છે; અને મોમેનો કે જેઓ સુકૃત્ય કરે છે તેઓને સારા સમાચાર આપે છે કે તેઓને માટે મ્હોટો બદલો છે.૯.

તે સંબંધી લાંબા સંવાદમાં પડયા છે. પણ ઘણા ખરાના મત પ્રમાણે જ્યારે શામ એસ્રાઇલના વંશજોના કબઝામાં આવ્યો અને સેદ્દીકા કે જે એક લંગડો અને નબળા બાંધાનો માણસ હતો તેને જ્યારે રાજ્ય મળ્યું ત્યારે બીજા મુલકના રાજાઓને તેનું રાજ્ય લઈ લેવાની લાલચ થઈ. પ્રથમ મુસેલનો રાજા સન્જરીબ, અને તેની પછી આઝર-બાયજાનનો રાજા સલમા આવ્યો. આ બે રાજાઓ એક બીજા સાથે હરીફાઈ કરીને સખત લડાઇ લડયા, પણ તેઓ બન્નેનો પરાજ્ય થયો, અને તેઓનો સરસામાન એસ્રાઇલના વંશજોના હાથમાં આવ્યો. પછી રૂમનો પાદશાહ અને અનદોલોસ તથા સકાલેબાના રાજાઓએ દરેકે મ્હોટું લશ્કર લઈ બૈતોલ-મોકદ્દસ ઉપર ચઢાઇ કરી. આ રાજાઓએ પણ માંહો માંહે એક બીજાની સાથે હરીફાઇ કરીને સખત લડાઇમાં હાર ખાધી અને તેઓ નાસી ગયા, અને તેઓની દોલત એસ્રાઇલના વંશજોના હાથમાં પડી. જ્યારે એસ્રાઇલના વંશજોના કબઝામાં આ પ્રમાણે ઘણી લુંટ આવી ત્યારે તેઓએ તૌરાતના કાયદાને પડતા મૂકી નાફરમાની કરી; અને તેઓના પેયગમ્બર એરેમિયાએ જો કે તેઓને ગમે તેટલો બોધ કર્યો તો પણ તેઓના ઉપર કાંઇ પણ અસર થઇ નહિ. આ તેઓનું પહેલું પાપ હતું કે જેને માટે સઝા કરવાને ખુદાએ બોખ્તોન-નસ્ર નામના ખ્રિસ્તિને તેઓના ઉપર સત્તા આપી. તેણે તેઓને તદ્દન હરાવ્યા, અને બૈતોલ મોકદ્દસમાંની તેઓની બંદગી કરવાની જગ્યાનો નાશ કર્યો, તેમજ તૌરાત બાળી નાંખી અને તેમાંનાં ૭૦૦૦૦ માણસોને કેદ કરીને લઇ ગયો. આ તેઓની પહેલવહેલી સઝા હતી કે જે અહિં દર્શાવેલ છે. આ બનાવ પછી કોરેશ-હમદાની કે જે એક એસ્રાઇલ સ્ત્રીને પરણ્યો હતો તેણે જ્યારે આ ખબર સાંભળી ત્યારે તે પુષ્કળ પૈસો, ૩૦૦૦૦ કડીઆ અને મઝદુરો લાવ્યો, અને ૩૦ વર્ષ સુધી ઇલીયાનાં ખડેરો સમરાવી તે શહેરને આબાદ સ્થિતિમાં લાવ્યો, અને આ પ્રમાણે એસ્રાઇલના વંશજો ફરીથી તવંગર થયા અને તેઓની સંખ્યામાં પણ વધારો થયો. તેઓ સુખી સ્થિતિએ પહોંચ્યા કે તરતજ પાછા નાફરમાની તરફ ફર્યા અને તેઓએ હઝરત યહ્યાને મારી નાંખ્યો. આ તેઓનું બીજું પાપ હતું. અને આ બે પાપની વચ્ચે ૨૧૦ વર્ષ વીતી ગયાં હતાં. આ પાપ માટે તેઓને સઝા કરવાને તૈતુસે રૂમીએ તેઓના રાજ્ય ઉપર ચઢાઇ કરી. તેમનાં ઘરો અને ધર્મસ્થાનકોનો નાશ કર્યો અને તેઓએ જે સઘળું એકઠું કર્યું હતું તે તમામ લુંટીને લઇ ગયો.

وقضينا الى بنى اسرآئيل فى الكتاب
لتفسدن فى الارض مرتين ولتعلن علوا
كبيرا ٤ فاذا جآء وعد اوليهما بعثنا
عليكم عبادا لنا اولى باس شديد فجاسوا
خلال الديار وكان وعدا مفعولا ٥ ثم
رددنا لكم الكرة عليهم وامددناكم
باموال وبنين وجعلناكم اكثر نفيرا ٦ ان
احسنتم احسنتم لانفسكم وان اساتم فلها
فاذا جآء وعد الاخرة ليسوٓا وجوهكم
وليدخلوا المسجد كما دخلوه اول مرة
وليتبروا ما علوا تتبيرا ٧

અને એસ્રાઈલનાં છોકરાંઓ તરફ કેતાબ (તોરાત) માં અમે પેગામ મોકલ્યો કે તમે ખચિત્ પૃથ્વીમાં બે વાર ફસાદ કરશો,* અને તમે ખચિત્ બહુ ઉંચા ચઢશો (મગરૂરી કરશો.) ૪. પછી જ્યારે તે બે ફસાદમાંથી પહેલાને માટે (શિક્ષાના) વાયદાનો વખત આવે, ત્યારે અમે તમારા ઉપર અમારા બંદાઓ કે જેઓ લડાઇમાં બહુ મજબુત છે† તેઓને સત્તા આપીશું. પછી તેઓ તમારા ઘરની અંદર દાખલ થશે; અને આ હોકમ નિર્માણ થયેલો વાયદો છે. ૫. પછી અમે તમને તેઓના ઉપર પાછી સત્તા આપીશું, અને દોલત અને છોકરા વડે અમે તમને મદદ કરીશું, અને અમે તમને સંખ્યામાં (આગળ કરતાં) વધારીશું. ૬. જો તમે સારાં કામ કરો તો તે તમે તમારે પોતાને વાસ્તે કરો છો; અને જો તમે ખરાબ કામ કરો તો તે તમારી પોતાની વિરૂધ્ધ છે. પછી જ્યારે બીજા ફસાદની (શિક્ષાના) વાયદાનો વખત આવે (ત્યારે અમે શત્રુ મોકલીશું) ‡ એટલા માટે કે તેઓ તમને દુઃખ દઇ તમારાં મુખ ઉદાસ કરે, અને એટલા માટે કે તેઓ મસ્જેદ (બેતોલ-મોકદદસ) માં દાખલ થાય જેવી રીતે કે તેઓ (બીજાઓ) પહેલી વખત દાખલ થયા હતા.¶ અને એટલા માટે કે જે ચીઝ ઉપર તેઓ સત્તા મેળવે તેનો તેઓ તદ્દન નાશ કરે. ૭.

* તેઓનું પહેલું પાપ એ હતું કે તેઓએ તોરાતમાં આપેલા હુકમોને રદ્દ કર્યા, અને એરેમિયા-કે જે તેઓના પેગમ્બર હતા તેના હોકમની અવજ્ઞા કરી, અને બીજું પાપ એ હતું કે તેઓએ હજરત યહ્યાને મારી નાખ્યા અને હજરત ઇસાને મારી નાંખવાનો એરાદો કર્યો.

† કેટલાક કહે છે કે આ બોખ્તોન-નસર અને તેનું લશ્કર હતું. કેટલાક કહે છે કે તે જાલુત હતો. વળી બીજા કહે છે કે તે સંજરીબ હતા, અથવા અમાલેકાનો રાજા હતો.

‡ આ માણસ તૈતુસે રૂમી હતો.

¶ આ બનાવોનું વર્ણન આપવામાં તફસીર લખનારાઓ ભિન્ન ભિન્ન મનના છે, અને તેઓ

سورة بنی اسرآئیل مکیة وهی

مائة واحدی عشرة اية

بسم الله الرحمن الرحيم

سبحان الذی اسری بعبده

ليلا من المسجد الحرام الی المسجد

الاقصا الذی بارکنا حوله لنريه من اياتنا

انه هو السميع البصير ۱ واتينا موسی

الکتاب وجعلناه هدی لبنی اسرآئيل

الا تتخذوا من دونی وکيلا ۲ ذرية من

حملنا مع نوح انه کان عبدا شکورا ۳

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી

(શરૂ કરૂં છું.)

૧૫/૩૦

પાક તેજ ખુદા છે કે જે રાત્રે પોતાના બંદાને મસ્જેદુલ–હરામમાંથી મસ્જેદુલ–અકસા તરફ લઇ ગયો કે જેની આસપાસની જગ્યાને અમે બરકત આપી છે; * એટલા માટે કે અમે તેને અમારી નિશાનીઓ બતાવીએ. ખરેખર ખુદા સાંભળનાર (અને) જોનાર છે. ૧. અને અમે મુસાને કેતાબ આપી, અને તે કેતાબને એસરાઇલના છોકરાઓને માટે રસ્તો બતાવનારી બનાવી (એમ કહીને કે) મ્હારા સિવાય બીજા કોઇને તમે રક્ષક તરીકે લો નહિ. ૨. હે તેનાં છોકરાંઓ, કે જેને અમે નુહની સાથે (વહાણમાં) લઇ ગયા. † ખરેખર તે (નુહ) આભાર માનનાર બંદો હતો. ૩.

* એટલેકે હઝરત પેયગમ્બરને મકકાની મસ્જેદુલ–હરામમાંથી બૈતોલ–મોકદદસની મસ્જેદમાં લઈ જવામાં આવ્યા હતા; અને ત્યાંથી જેબ્રાઇલ તેને બોરાક નામના જાનવર ઉપર બેસાડીને સાત આસમાનમાં લઇ ગયા, અને ત્યાંથી હઝરત પોતે ખુદાની હઝુરમાં ગયા, અને પાછા તેજ રાત્રે ઘણી ટુંકી વખતમાં જેબ્રાઇલ હઝરતને મકકામાં લાવ્યા. મેઅરાજની વધારે હકીકત માટે પ્રસ્તાવના જુઓ.

† આનો સબંધ સામની સાથે છે કે જે એસરાઇલના વંશજોનો પહેલો દાદો હતો, અને જે હઝરત નુહની સાથે વહાણમાં બેઠો હતો.

| | |
|---|---|
| ધીરજ ધર, અને ત્હારી ધીરજ માત્ર ખુદાની કૃપાથીજ છે, અને તેઓને લીધે તું દિલગીર થા નહિ, અને જે કપટ તેઓ કરે છે તેને લીધે તું ગમગીન થા નહિ.૧૨૭. ખરેખર, ખુદા તેઓની સાથેજ છે કે જેઓએ પરહીઝગારી કરી છે અને જેઓ સુકૃત્ય કરનાર છે. ૧૨૮. | واصبر وما صبرك الا بالله ولا تحزن عليهم ولا تك في ضيق مما يمكرون ١٢٧ ان الله مع الذين اتقوا والذين هم محسنون ١٢٨ |




પ્રકરણ ૧૭ મું.

# સુરતો-બની-એસ્રાઈલ.

આ આખી સુરા મક્કામાં વહ્ય કરવામાં આવી હતી, પણ કેટલાક માને છે કે પાંચ આયા અને બીજાના મત પ્રમાણે આઠ આયા મદિનામાં વહ્ય કરવામાં આવી હતી. આ સુરામાં ૧૧૧ આયા છે; પણ કુફીની કોરઆનની નકલમાં તેમાં ૧૧૩ આયા છે. આ સુરામાં એસ્રાઈલના વંશજોનો અહવાલ આપેલો છે, તે ઉપરથી તેનું નામ "બની-એસ્રાઈલ" રાખવામાં આવ્યું છે. કેટલાક આ સુરાને "અસરા" ની સુરા કહે છે, કારણ કે પહેલી આયામાં હઝરત પેયગમ્બરની "મેઅરાજ" વિષે લખેલું છે. એવું કહેવામાં આવ્યું છે કે "જે કોઈ આ સુરા દરેક શુક્રવારની રાત્રિએ વાંચશે તેને બેહેસ્તમાં ઘણોજ મ્હોટો બદલો આપવામાં આવશે; અને જ્યારે હઝરત મહ્દી આવશે ત્યારે તે માણસ હઝરત મહ્દીનો એક મદદગાર થશે."

---

લોકોએ તેનાં આંતરડાં બહાર કાઢી નાંખીને તેનાં નાક કાન કાપી નાંખ્યાં હતાં. જ્યારે હઝરત પેયગમ્બરે તે જોયું ત્યારે તેણે પ્રતિજ્ઞા લીધી કે જો ખુદા મને જય આપશે તો તેમાંના ૭૦ માણસ ઉપર હું તેવીજ રીતે બદલો વાળીશ; પણ આ આયા વહ્ય કરવામાં આવ્યા પછી હઝરતે પોતાની પ્રતિજ્ઞાને અમલમાં મૂકવાનો વિચાર માંડી વાળ્યો.

શનિવારને માન આપી પાળવાની માત્ર તેઓના ઉપર ફરજ મૂકવામાં આવી કે જેઓમાં તે વિષે મતભેદ થયો. * અને ખરેખર ત્હારો પરવરદેગાર તેઓની વચ્ચે કયામતને દિવસે જે વિષે તેઓમાં મતભેદ થયો હતો તે વિષે ખચિત્ હોકમ કરશે. ૧૨૪. ત્હારા પરવરદેગારના રસ્તા તરફ માણસોને ખાતરીપૂર્વક સાબેતીથી અને સારી શિખામણથી બોલાવ; અને જે ઉત્તમ રીત છે તે પ્રમાણે તેમની સાથે વાદવિવાદ કર. ખરેખર ત્હારો પરવરદેગાર તે માણસને વધારે જાણે છે કે જે તેને રસ્તેથી આડો ગયો છે, અને જેઓ સીધે રસ્તે દોરવાયેલા છે તેઓને પણ તે વધારે જાણે છે. ૧૨૫. અને જો તમે શિક્ષાનો બદલો વાળો તો તે પ્રમાણે શિક્ષા કરો કે જેમ તમને શિક્ષા કરવામાં આવી હતી;† પણ જો તમે ધીરજ રાખો તો તે ધીરજવાન લોકોને માટે વધારે સારૂં છે. ૧૨૬.

انما جعل السبت على الذين اختلفوا فيه
وان ربك ليحكم بينهم يوم القيمة
فيما كانوا فيه يختلفون ١٢٤ ادع الى
سبيل ربك بالحكمة والموعظة الحسنة
وجادلهم بالتي هي احسن ان ربك هو
اعلم بمن ضل عن سبيله وهو اعلم
بالمهتدين ١٢٥ وان عاقبتم فعاقبوا بمثل
ما عوقبتم به ولئن صبرتم لهو خير
للصابرين ١٢٦

* આ યહુદી લોકો હતા કે જેઓને ખુદાની બંદગી કરવા માટે હઝરત મુસાએ ખાસ શુક્રવારનો દિવસ રાખવાનો હોકમ કર્યો હતો, પણ તેઓએ તેમ કરવાની ના પાડી, અને કેટલાકે કહ્યું કે અમે શનિવાર પસંદ કરીએ છીએ. કારણ કે તે દિવસ ખુદાએ સૃષ્ટિ બનાવવાનું કામ પૂરૂં કર્યું હતું. કેટલાકે કહ્યું કે અમે રવિવાર પસંદ કરીશું; કારણ કે તે સૃષ્ટિનું કામ આરંભ કરવાનો દિવસ હતો. છેવટે તેઓએ શનિવાર પસંદ કર્યો, તેથી જે દિવસ તેઓએ પોતે પસંદ કર્યો હતો તે દિવસ ઘણી સખત રીતે પાળવાનો તેઓને હોકમ કરવામાં આવ્યો. એવું કહેવામાં આવ્યું છે કે એક શનિવારે હઝરત મુસાએ એક યહુદીને વેપારની ચીજ લઈને જતાં જોયો તેથી તેણે તેને ગરદન મારવાનો હોકમ કર્યો, અને તેની લાશ એક ઠેકાણે ફેંકી દેવામાં આવી કે જ્યાં ગીધ પક્ષીઓને ૪૦ દિવસનું ખાવાનું તેમાંથી મળ્યું.

† કેટલાક કહે છે કે આ આયા હઝરત પેયગમ્બરના કાકા હમઝાને લીધે મદિનામાં વહી કરવામાં આવી હતી કે જેને ઓહોદના યુધ્ધમાં મારી નાંખવામાં આવ્યો હતો. કારણ કે કાફર

متاع قليل ولهم عذاب اليم ١١٧ و
على الذين هادوا حرمنا ما قصصنا عليك
من قبل وما ظلمناهم ولكن كانوا
انفسهم يظلمون ١١٨ ثم ان ربك للذين
عملوا السوء بجهالة ثم تابوا من بعد ذلك
واصلحوا ان ربك من بعدها لغفور
رحيم ١١٩ ان ابرهيم كان امة قانتا
لله حنيفا ولم يك من المشركين ١٢٠
شاكرا لانعمه اجتبيه وهديه الى صراط
مستقيم ١٢١ وآتيناه فى الدنيا حسنة وانه
فى الاخرة لمن الصالحين ١٢٢ ثم اوحينا
اليك ان اتبع ملة ابرهيم حنيفا وما كان
من المشركين ١٢٣

આ દુનિયાનાં સાધનો જુજ છે અને તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૧૭. જેઓ યહુદી થયા છે તેઓના ઉપર જે અમે તને આગળ વાંચી સંભળાવ્યું છે* તે અમે હરામ કર્યું છે; અને અમે તેઓના ઉપર ઝોલમ કર્યો નથી; પણ તેઓ પોતાના ઉપરજ ઝોલમ કરતા હતા. ૧૧૮. પછી ખરેખર ત્હારો પરવરદેગાર જેઓએ અજ્ઞાનથી પાપ કર્યું છે અને તે પછી પશ્ચાત્તાપ કર્યો છે અને પોતાનું કામ સુધાર્યું છે ખરેખર (તેઓના ઉપર) ત્હારો પરવરદેગાર પશ્ચાત્તાપ પછી માફી આપનાર (અને) દયાળુ છે. ૧૧૯. ખરેખર એબ્રાહીમ પોતે એક ઉમ્મત† (પ્રજા) હતો. ખુદાના હોકમને તાબે રહેતો, હનીફ ધર્મ પાળતો અને તે મોશરેકોમાંનો નહોતો. ૧૨૦. ખુદાની બક્ષિશો માટે તેનો ઉપકાર માનતો, ખુદાએ તેને પસંદ કર્યો, અને તેને સીધો રસ્તો દેખાડયો. ૧૨૧. અને અમે તેને આ સંસારમાં ભલું આપ્યું, અને ખરેખર આવતી દુનિયામાં તે પવિત્ર માણસોમાંનો છે. ૧૨૨. પછી અમે ત્હારા તરફ (હે મોહમ્મદ) વહી મોકલ્યો કે તું એબ્રાહીમના ધર્મ હનીફ પ્રમાણે ચાલ, અને તે મોશરેકોમાંનો નહોતો. ૧૨૩.

* અનઆમ પ્રકરણની ૧૪૭ મી આયા જુઓ.
† પ્રજાની અંદર જોવામાં આવતા સઘળા સદ્ગુણોનો તે ભંડાર હતો.

ولقد جاءهم رسول منهم فكذبوه
فاخذهم العذاب وهم ظالمون ١١٣
فكلوا مما رزقكم الله حلالا طيبا
واشكروا نعمت الله ان كنتم اياه
تعبدون ١١٤ انما حرم عليكم الميتة والدم
ولحم الخنزير وما اهل لغير الله به فمن
اضطر غير باغ ولا عاد فان الله غفور
رحيم ١١٥ ولا تقولوا لما تصف السنتكم
الكذب هذا حلال وهذا حرام لتفتروا
على الله الكذب ان الذين يفترون على
الله الكذب لا يفلحون ١١٦

અને ખરેખર તેમની પાસે તેઓમાંથી એક પેયગમ્બર આવ્યો, પછી તેઓએ તેને જૂઠો કહ્યો; પછી શિક્ષાએ તેઓને પકડી લીધા અને તેઓ ઝોલમગાર હતા. **૧૧૩.** ત્યારે ખુદાએ જે તમને રૂઝી આપી છે તેમાંથી હલાલ અને પાક ખાઓ અને ખુદાની બક્ષિશો માટે તેનો ઉપકાર માનો જો તમે તેનીજ બંદગી કરતા હો તો. **૧૧૪.** માત્ર તેણે ( ખુદાએ ) તમારે માટે મુરદાર અને લોહી અને ડુક્કરનું માંસ અને જેને કાપતી વખતે ખુદાના નામ સિવાય બીજાનું નામ લેવામાં આવ્યું છે તે હરામ કર્યું છે; પણ જે કોઇ ધર્મ વિરૂધ્ધ અને હદબહાર ગયા સિવાય ખાવા નાચાર થાય છે* (તેના ઉપર) ખરેખર ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. **૧૧૫.** અને જે જૂઠી વાતનું તમારી જીભે વર્ણન આપ્યું છે તે તમે બોલો નહિ;† જેમ કે આ હલાલ છે અને આ હરામ છે એટલા માટે કે તમે ખુદાની ઉપર જૂઠો આરોપ નાંખો. ખરેખર જેઓ ખુદાની ઉપર જૂઠો આરોપ નાંખે છે તેઓ શિક્ષાથી મુક્ત થશે નહિ. **૧૧૬.**

ખુદાએ પેયગમ્બરને મોકલી આપી જે મેહરબાની તેઓના ઉપર કરી તે મેહરબાનીને નહિ માનવાથી તેઓ સાત વરસ સુધી સખત દુકાળમાં આવી પડ્યા એટલે સુધી કે તેઓને મુડદાં અને લોહી ખાવું પડ્યું; પણ છેવટે માત્ર પેયગમ્બરની દોઆને લીધે તેઓ આ આફતોમાંથી છૂટા થયા

* આના સંબંધમાં સુરા ૨જી આયા ૧૭૩ મી નું ટિપ્પણ જુઓ.

† એટલે કે ખુદાએ જેની મના કરી છે તે હલાલ માનો નહિ, અને જે તેણે હલાલ કર્યું છે તે હરામ માનો નહિ.

આનું કારણ એ કે તેઓએ આ દુનિયાની ઝિંદગી આવતી ઝિંદગી કરતાં પસંદ કરી છે. અને (બીજું એ કે) ખુદા કાફેર લોકોને રસ્તો દેખાડતો નથી. ૧૦૭. તે આ લોકો છે કે જેનાં અંતઃકરણ અને જેના કાન અને જેની આંખ ખુદાએ મોહર (બંધ) કર્યાં છે; અને આ લોકો ખબર વિનાના છે. ૧૦૮. બેશક તેઓ આવતી ઝિંદગીમાં નુકસાન ખમનારા છે. ૧૦૯. પછી ખરેખર ત્હારો પરવરદેગાર જેઓ સંકટ વેઠયા પછી દેશ મૂકી ચાલી ગયા, પછી ધર્મ માટે લડયા અને ધીરજ રાખી (તેઓના ઉપર) ખરેખર ત્હારો પરવરદેગાર આ કામ પછી માફી આપનાર (અને) દયાળુ છે. ૧૧૦. તે દિવસને (યાદ કર) કે જે દિવસે દરેક માણસ આવીને પોતાના જીવ સામે તકરાર કરશે. (પોતાને ઠપકો આપશે) અને દરેક જણને જે તેણે કર્યું છે તેનો બદલો સંપૂર્ણ આપવામાં આવશે; અને તેઓના ઉપર ઝોલમ થશે નહિ. ૧૧૧. અને ખુદાએ દ્રષ્ટાંત આપ્યું છે; એક ગામ કે જે સહીસલામત અને શાંત હતું, તેનો ખોરાક દરેક જગ્યાએથી પુષ્કળ આવતો, પછી તેણે ખુદાની બક્ષિશોનો ઉપકાર માન્યો નહિ. પછી ખુદાએ જે તેઓ કરતા હતા તેને લીધે તેઓને ભૂખ અને બયનો સ્વાદ ચખાડયો. ‡ ૧૧૨.

ذلك بانهم استحبوا الحيوة الدنيا على الاخرة
وان الله لا يهدى القوم الكافرين ١٠٧
اولئك الذين طبع الله على قلوبهم وسمعهم
وابصارهم واولئك هم الغافلون ١٠٨
لاجرم انهم فى الاخرة هم الخاسرون ١٠٩
ثم ان ربك للذين هاجروا من بعد ما
فتنوا ثم جاهدوا وصبروا ان ربك من
بعدها لغفور رحيم ١١٠ يوم تاتى كل
نفس تجادل عن نفسها وتوفى كل نفس
ما عملت وهم لا يظلمون ١١١ وضرب
الله مثلا قرية كانت امنة مطمئنة ياتيها
رزقها رغدا من كل مكان فكفرت بانعم
الله فاذاقها الله لباس الجوع والخوف
بما كانوا يصنعون ١١٢

‡ આનો સંબંધ મક્કાના લોકો સાથે છે કે જેઓ આબાદ સ્થિતિમાં હતા, અને લુટફાટ અને ખુનરેજી વગેરે દુષ્ટ કર્મોથી દૂર હતા; પણ હજરત પેગમ્બરનો એનકાર કરવાથી તેમજ

ان الذين لا يؤمنون بايات الله لا يهديهم الله
ولهم عذاب اليم ١٠٤ انما يفترى الكذب
الذين لا يؤمنون بايات الله واولئك
هم الكاذبون ١٠٥ من كفر بالله من بعد
ايمانه الا من اكره وقلبه مطمئن بالايمان
ولكن من شرح بالكفر صدرا فعليهم
غضب من الله ولهم عذاب عظيم ١٠٦

ખરેખર જેઓ ખુદાની આયાતને માનતા નથી તેઓને ખુદા રસ્તો દેખાડતો નથી; અને તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૦૪. માત્ર તેઓજ જૂઠ ઘડી કાઢે છે કે જેઓ ખુદાની આયાતને માનતા નથી; અને તેઓજ જૂઠ બોલનારા છે. ૧૦૫. જે માણસ ઉપર ( કાફેર થવા માટે ) દબાણ થાય છે, પણ જેનું હૃદય ઇમાન ઉપર દ્રઢ છે તે માણસ સિવાય જે કોઇ પોતાના ઇમાન પછી ખુદાનો એનકાર કરે છે (તેના ઉપર ખુદાનો કોપ છે),* પણ જે કોઇ કાફેરપણા માટે પોતાની છાતી ખુશીથી ખુલ્લી કરે છે તેઓની ઉપરજ ખુદાનો ગઝબ છે. અને તેઓને માટે મહા શિક્ષા છે. ૧૦૬.

તેમની પાસેથી કોરઆન શીખ્યા છે; તેટલા માટે આ આયા વહ્ય કરવામાં આવી. કેટલાક કહે છે કે તે આમેર-એન-હઝરમીનો ગુલામ હતો. બીજા કેટલાક કહે છે કે તે હોવૈતેબનો ગુલામ આયેશ હતો; પણ ઘણા ખરા તફસીર લખનારાઓ એમ માને છે કે તે અબુ-ફોકેહા હતો કે જે રાત્રે હઝરત પેયગમ્બર પાસે જતો અને કોરઆન શીખતો, પણ અરબ લોકો કહેતા કે તે તો હઝરત પેયગમ્બરને શીખવવા ત્યાં જોય છે.

* જ્યારે હઝરત પેયગમ્બરે કોરેશના ખોટા ખુદાઓ (મૂર્તિઓ) ને રદદ કર્યા ત્યારે તેઓ નિરાધાર મોમેનો કે જેઓને શેહેરમાં કોઇ પણ મદદગાર નહોતો તેઓને ઇઝા અને ઝોલમ પહોંચાડવા મંડયા. અમ્માર, તેનો બાપ યાસર, સોમૈયા, બેલાલ અને બીજા કેટલાકને તેઓએ રીબાવી રીબાવીને માર્યા એટલે સુધી કે યાસર અને સોમૈયા મરી ગયા. પણ અમ્માર પોતાના નિર્બળ શરીરને લીધે આ દુઃખ સહન કરી શકયો નહિ, અને કાફેરોના દબાણથી તેને પરાણે મોઢેથી કુફ્ર કરવું પડયું કે "હું તમારા ખુદાને માનું છું." અગર જો કે તેનું મન એસ્લામ ધર્મમાં દ્રઢ હતું. આ ખબર હઝરત પેયગમ્બરે સાંભળી ત્યારે તેણે કહ્યું કે તેમ હોય નહિ, કારણ કે અમ્માર તેના માથાના મુગટથી તે પગના તળીઆ સુધી ઇમાનથી ભરપૂર છે, અને ધર્મ તો તેના માંસ અને લોહીમાં રગે રગે પ્રસરી રહ્યો છે, અને જ્યારે અમ્માર પંડે હઝરત પેયગમ્બર પાસે રોતો રોતો આવ્યો ત્યારે હઝરતે તેની આંખો લુછી નાંખી અને કહ્યું કે "તેઓએ ત્હારા ઉપર દબાણ કર્યું તેમાં ત્હારી શી ભૂલ?" અને ત્યારે આ ફકરો વહ્ય કરવામાં આવ્યો.

انه ليس له سلطان على الذين امنوا وعلى
ربهم يتوكلون ٩٩ انما سلطانه على الذين
يتولونه والذين هم به مشركون ١٠٠ و
اذا بدلنا اية مكان اية والله اعلم بما ينزل
قالوا انما انت مفتر بل اكثرهم لا
يعلمون ١٠١ قل نزله روح القدس من
ربك بالحق ليثبت الذين امنوا وهدى و
بشرى للمسلمين ١٠٢ ولقد نعلم انهم
يقولون انما يعلمه بشر لسان الذى
يلحدون اليه اعجمى وهذا لسان عربى
مبين ١٠٣

ખરેખર તે (શેતાન) ને તેઓની ઉપર કંઈ સત્તા નથી કે જેઓ ઇમાન લાવ્યા છે, અને જેઓ પોતાના ખુદા ઉપર આધાર રાખે છે.૯૯. માત્ર તેની સત્તા તેઓના ઉપર છે કે જેઓ તેને દોસ્ત રાખે છે અને જેઓ તેને લીધે મોશરેક થાય છે.૧૦૦. અને જ્યારે અમે એક આયાને બદલી (તે) બીજી આયાની જગ્યાએ મૂકીએ છીએ—અને ખુદા જે નીચે મોકલે છે તે તે (સૌ કરતાં) વધારે જાણે છે—ત્યારે તેઓ કહે છે કે ખરેખર તું (હે મોહમ્મદ) માત્ર બનાવટ કરનાર છે.* નહિ, બલ્કે તેઓમાંના ઘણાખરા જાણતા નથી.૧૦૧. કહે, પવિત્ર આત્મા (જેબ્રાઇલ) ત્હારા પરવરદેગાર પાસેથી સત્યપૂર્વક તે કોરઆન નીચે લાવ્યો છે એટલા માટે કે તે મોમેનોને દ્રઢ કરે; અને તે મુસલમાનોને રસ્તો બતાવવા અને સારા સમાચાર આપવા માટે છે.૧૦૨. અને ખરેખર અમે જાણીએ છીએ કે તેઓ કહે છે કે તે (મોહમ્મદ) ને માત્ર મનુષ્ય શીખવે છે.† તે માણસ કે જેના તરફથી તેને શિક્ષણ મળ્યું એમ લોકો ધારે છે તે માણસની ભાષા અશુધ્ધ છે; અને આ તો શુધ્ધ અને સ્પષ્ટ અરબી ભાષા છે.૧૦૩.

* જ્યારે કેટલાક કાયદા મનસુખ કરવામાં આવ્યા ત્યારે મકકાના કાફેર લોકોએ કહ્યું કે હઝરત પેયગમ્બર તો આપણી મશ્કરી કરે છે. એક દિવસ એક કામ કરવાનું તે આપણને ફરમાવે છે, અને બીજે દિવસે બીજા કામનો હોકમ કરે છે; માટે આ આયા વહી કરવામાં આવી.

† એવું કહેવામાં આવ્યું છે કે બે ગુલામ હતા કે જેઓ મકકામાં તલવાર સજવાનો ધંધો કરતા, અને ઘણી વખત તૌરાત અને એન્જીલ વાંચતા. અને જ્યારે હઝરત પેયગમ્બર ત્યાંથી નીકળતા ત્યારે તે તેમને સાંભળતાં, તેથી અરબ લોકોએ કહ્યું કે હઝરત પેયગમ્બર તો

ولا تتخذوا ايمانكم دخلا بينكم فتزل
قدم بعد ثبوتها وتذوقوا السوء بما
صددتم عن سبيل الله ولكم عذاب
عظيم ٩٤ ولا تشتروا بعهد الله ثمنا
قليلا انما عند الله هو خير لكم ان كنتم
تعلمون ٩٥ ما عندكم ينفد وما عند الله
باق ولنجزين الذين صبروا اجرهم
باحسن ما كانوا يعملون ٨٦ من عمل
صالحا من ذكر او انثى وهو مؤمن
فلنحيينه حيوة طيبة ولنجزينهم اجرهم
باحسن ما كانوا يعملون ٩٧ فاذا قرات
القران فاستعذ بالله من الشيطان الرجيم ٩٨

અને તમે તમારા સોગંદ પોતપોતામાં કપટ તરીકે લો નહિ કે રખે તમારા પગ મઝબુત રહ્યા પછી (એસલામથી) લપસી જાય, અને તમે દુઃખનો સ્વાદ ચાખો; કારણ કે તમે માણસોને ખુદાને રસ્તેથી અટકાવતા હતા. અને તમારે માટે મહા શિક્ષા છે. ૯૪. અને ખુદાનો કરાર જુજ કિમતે ખરીદો નહિ. માત્ર ખુદા પાસે જે છે તે તમારે માટે વધારે સારૂં છે જો તમે જાણો તો. ૯૫. જે તમારી પાસે છે તે નાશ પામશે, અને જે ખુદા પાસે છે તે હમેશ બાકી રહેનાર છે; અને અમે ખચિત્ જેઓએ ધીરજ રાખી છે તેઓને જે ઉત્તમ કામ તેઓએ કર્યા છે તેના પ્રમાણમાં તેઓના કામનો બદલો આપીશું. ૯૬. જે કોઇ સુકૃત્ય કરે છે, પુરૂષ હો કે સ્ત્રી હો, અને મોમેન હોય તેને અમે ખચિત્ ( આ દુનિયામાં ) પાક ( સુખી ) ઝિંદગી આપીશું; અને ખચિત્ જે ઉત્તમ કામ તેઓએ કર્યા છે તેના પ્રમાણમાં અમે તેઓને તેઓના કામનો બદલો આપીશું. ૯૭. અને જ્યારે તું કોરઆન વાંચવા ઇચ્છે ત્યારે ખુદા પાસે હાંકી કાઢેલા શેતાન સામે આશ્રય માગ. * ૯૮.

* એટલે કે "અઉઝો-બેલાહે-મેનશ-શૈતાનેર-રજીમ" પઢો. એવું કહેવામાં આવે છે કે આ વાકય ખુદાનો આશ્રય લેવા માટે તફસીર લખનારાઓએ આપેલાં બીજાં ચૌદ જુદા જુદા પ્રકારનાં વાકયોમાં ઉત્તમ છે.

وأوفوا بعهد الله إذا عاهدتم ولا تنقضوا
الأيمان بعد توكيدها وقد جعلتم الله
عليكم كفيلا إن الله يعلم ما تفعلون ۹۱
ولا تكونوا كالتي نقضت غزلها من
بعد قوة أنكاثا تتخذون أيمانكم دخلا
بينكم أن تكون أمة هي أربى من أمة
إنما يبلوكم الله به وليبينن لكم يوم
القيمة ما كنتم فيه تختلفون ۹۲ ولو شاء
الله لجعلكم أمة واحدة ولكن يضل
من يشاء ويهدي من يشاء ولتسئلن عما
كنتم تعملون ۹۳

અને ખુદાને આપેલું વચન પૂરૂં પાળો જ્યારે કે તમે વચન આપેલું છે. અને તમે તમારા સોગંદને, તેને મઝબુત કર્યા પછી, તોડો નહિ,* અને ખરેખર તમે તમારા (સોગંદ) માટે ખુદાને સાક્ષી બનાવ્યો છે; બેશક જે તમે કરો છો તે ખુદા જાણે છે. ૯૧. અને તમે તે સ્ત્રી† જેવા થાઓ નહિ કે જેણીએ પોતાનું સૂતર મઝબુત કાંત્યા પછી તેના કટકે કટકા કર્યા. તમે તમારા સોગંદ પોતપોતામાં છેતરવા માટે લો છો, આ કારણથી કે એક પ્રજા (કાફેરો) બીજી પ્રજા (મુસલમાનો) કરતાં સંખ્યા અને દોલતમાં વધારે છે. માત્ર ખુદા તે વડે તમારી આઝમાયેશ કરે છે, અને તે એટલા માટે કે તમારે માટે કયામતને દિવસે, જે વિષે તમારામાં મતભેદ થાય છે તે વિષે; સ્પષ્ટ કરી બતાવે. ૯૨. અને જો ખુદાની મરઝી હોત તો તેણે તમને એકજ ઉમ્મત બનાવી હોત. પણ ખુદા જેને ચાહે તેને તે આડે રસ્તે રહેવા દે છે, અને જેને ચાહે તેને સત્ય રસ્તો દેખાડે છે; અને જે તમે કરતા હતા તેને માટે તમને અચિત્ પૂછવામાં આવશે. ૯૩.

* એવું કહેવામાં આવ્યું છે કે આ આયાનો સંબંધ મકકાના કેટલાક લોકો સાથે છે કે જેઓએ પહેલવહેલાં હઝરત પેયગમ્બરની સાથે કરાર કર્યો હતો; પણ જ્યારે તેઓએ કોરેશની વધારે સત્તા અને મુસલમાનોની નબળાઇ જોઈ ત્યારે તેઓનાં મન ઢચુપચુ થયાં, અને તે વખતે આ આયા વહ્ય કરવામાં આવી; જેથી તેઓનાં મન દ્રઢ થયાં.

† એવું કહેવામાં આવ્યું છે કે રૈતા નામની એક અમુક અરબ સ્ત્રી હતી કે જે દિવસના પહેલા અર્ધ ભાગમાં જે કામ કરતી તે કામ બાકીના અર્ધ ભાગમાં નાબુદ કરતી, અને પોતાની દાસીઓને પણ તેમજ કરવાનો હોકમ કરતી.

| | |
|---|---|
| ويوم نبعث في كل امة شهيدا عليهم من انفسهم وجئنا بك شهيدا على هؤلاء ونزلنا عليك الكتاب تبيانا لكل شيء وهدى ورحمة وبشرى للمسلمين ٨٩ ان الله يأمر بالعدل والاحسان وايتاء ذى القربى وينهى عن الفحشاء والمنكر والبغى يعظكم لعلكم تذكرون ٩٠ | અને (હે મોહમ્મદ, તે દિવસ યાદ કર) કે જે દિવસે અમે દરેક ઉમ્મતમાં તેની વિરૂધ્ધ પોતાનામાંથીજ એક સાક્ષી લાવીશું અને તને આ લોકો (ત્હારી કોમ) સામે સાક્ષી તરીકે લાવીશું, અને અમે ત્હારા ઉપર કોરઆન નીચે મોકલ્યું છે કે જે દરેક ચીઝનું સ્પષ્ટ વર્ણન છે, અને મુસલમાનોને માટે તે રસ્તો દેખાડનાર અને બક્ષિશ અને ખુશ ખબર છે. ૮૯. ખરેખર ખુદા ન્યાય કરવાને અને ભલું કરવાને અને સગાં વહાલાંને બક્ષિશ આપવાને હોકમ કરે છે, અને પાપ અને દુષ્ટ કામ અને ઝોલમ કરવાની મના કરે છે;* તે તમને શિખામણ આપે છે કે કદાચ્ તમે શિખામણ લો. ૯૦. |

અને મનોવિકાર પ્રમાણે ચાલતા હતા; તેમજ અમે તમને મૂર્તિપૂજા તરફ દોર્યા નહોતા; પણ તમે તમારી પોતાની મેળેજ તેમાં પડયા હતા.

* નીતિના નિયમો પ્રમાણે મનુષ્ય ઉપર જે જે ફરજ થયેલું છે અને જે જે મના થયેલું છે તે સઘળાનો આ વાકયમાં સમાવેશ થયેલો છે અને કોઈ એવી જાતનું સુકૃત્ય નથી કે જે પહેલી ત્રણ બાબતમાં આવતું નહિ હોય. ત્રણ ફરમાવેલી બાબતોમાં પહેલી એ છે કે નાસ્તિકપણા તરફ વલણ કર્યા વગર તેમજ એક કરતાં વધારે ખુદાને માન્યા વગર ખુદા એકજ છે એમ માનવું; બીજી ખુદાના હોકમને આધીન રહેવું, અને ત્રીજી એ કે દુઃખ અને સંકટમાં પડેલાં માણસો તરફ દયા રાખી ઉદારતા બતાવવી., અને ત્રણ મના કરેલી બાબતોમાંની પહેલી એ છે કે જેમાં સઘળી નીચ ઇચ્છાઓ અને દુષ્ટ કૃત્યોનો સમાવેશ થયેલો છે. બીજીમાં સઘળી અસત્ય આસ્થાઓ અને ધર્મ વિરૂધ્ધ વિચારો આવે છે, અને ત્રીજીમાં માણસ તરફ સઘળી જાતના અન્યાયનો સમાવેશ થયેલો છે.

يعرفون نعمت الله ثم ينكرونها و
اكثرهم الكافرون ٨٣ ويوم نبعث من
كل امة شهيدا ثم لا يؤذن للذين كفروا
ولاهم يستعتبون ٨٤ واذارا الذين ظلموا
العذاب فلا يخفف عنهم ولاهم
ينظرون ٨٥ واذارا الذين اشركوا
شركاءهم قالوا ربنا هؤلاء شركاؤنا
الذين كنا ندعوا من دونك فالقوا اليهم
القول انكم لكاذبون ٨٦ والقوا الى الله
يومئذ السلم وضل عنهم ما كانوا
يفترون ٨٧ الذين كفروا وصدوا عن
سبيل الله زدناهم عذابا فوق العذاب
بما كانوا يفسدون ٨٨

તેઓ ખુદાની બક્ષિશને ઓળખે છે. પછી તેઓ તેનો એનકાર કરે છે; અને તેઓ ઘણાખરા કાફેર છે. ૮૩. અને (તેઓને તે દિવસનો ડર બતાવ) કે જે દિવસે અમે દરેક ઉમ્મતમાંથી એક શાક્ષી લાવીશું. પછી જેઓ કાફેર થયા છે તેઓને (માફી માગવાની) પરવાનગી આપવામાં આવશે નહિ, અને તેમજ તેઓને ખુદાની ખુશી મેળવવાનું કહેવામાં આવશે નહિ. ૮૪. અને જ્યારે જેઓએ ઝોલમ કર્યો છે તેઓ શિક્ષા જોશે (ત્યારે તેઓ ઓછી થવા વિલાપ કરશે), પણ તેઓની શિક્ષા ઓછી કરવામાં આવશે નહિ. તેમજ તેઓને વખત આપવામાં આવશે નહિ ૮૫.

અને જ્યારે જેઓ મોશરેક થયા છે તેઓ પોતાના (માનેલા) ભાગીદારોને જોશે ત્યારે તેઓ કહે છે કે હે અમારા પરવરદેગાર, આ અમારા ભાગીદારો છે કે જેઓની અંગે ત્હારા સિવાય બંદગી કરતા હતા. પછી તેઓ તેમના તરફ શબ્દો ફેંકે છે (જવાબ આપે છે) કે ખરેખર તમે જૂઠું બોલનારાઓ છો.* ૮૬. અને તેઓ ખુદા તરફ આ દિવસે સલાહની દરખાસ્ત મૂકે છે, અને જે જૂઠ તેઓએ ઘડી કાઢયું હતું તે તેઓની પાસેથી ગુમ થાય છે. ૮૭. જેઓ કાફેર થયા છે અને જેઓએ લોકોને ખુદાને રસ્તેથી અટકાવ્યા છે તેઓને અમે શિક્ષા ઉપર શિક્ષા વધારીશું. કારણ કે તેઓ ફસાદ કરતા હતા. ૮૮.

* કારણ કે તેઓ કહેશે કે તમે ધારતા હતા તે પ્રમાણે અમે ખુદાના ભાગીદાર નહોતા, તેમજ ખરું જોતાં તમે અમારી બંદગી કરી નહોતી. પણ તમે તમારી પોતાની હલકી મનોવૃત્તિ

શું તેઓ પક્ષીઓ તરફ જોતા નથી કે તેઓને હવાની વચ્ચે આધીન રાખવામાં આવ્યાં છે? ખુદા સિવાય તેઓને બીજો કોઇ હવામાં અધર રાખતો નથી. ખરેખર આમાં તે કોમ માટે નિશાનીઓ છે કે જે ઇમાન લાવે છે.૭૯. અને ખુદાએ તમારે માટે તમારાં ઘરોને આરામ લેવાની જગ્યા બનાવી છે, અને તેણે તમારે માટે ચોપગાં જાનવરોના ચામડાથી ઘર (તંબુ) બનાવ્યાં છે કે જે તમને તમારી મુસાફરીને દિવસે અને તેમજ પાછા ઘરે ઉતરવાને દિવસે હલકાં લાગે છે, અને તેમજ ચોપગાં જાનવરનું ઉન અને ઊંટનું ઉન અને બકરાંના વાળમાંથી વાપરવા માટે સામાન અને અમુક વખત સુધી ઉપભોગ કરવાનાં સાધનો બનાવ્યાં છે.૮૦. અને ખુદાએ જે પેદા કર્યું છે તેમાંથી તમારે માટે છાયા* બનાવ્યા છે, અને તેમજ તમારે માટે પર્વતોમાંથી છૂપાઇ રહેવાની ગુફાઓ† બનાવી છે, અને તેમજ તમારે માટે પહેરણો બનાવ્યાં છે કે જે તમને ગરમીથી બચાવે છે, અને તેમજ પહેરણો (બખ્તર) કે જે તમને તમારી લડાઇમાં બચાવે છે; આ પ્રમાણે ખુદા પોતાની મેહરબાની તમારા ઉપર પૂરેપૂરી કરે છે કે કદાચ્ તમે મુસ્લેમ થાઓ.૮૧. પછી જો તેઓ પોતાની પીઠ ફેરવે તો માત્ર ત્હારા ઉપર ખુલ્લો સંદેશો પહોંચાડવાનું છે. ૮૨.

الم يروا الى الطير مسخرات فى جو السماء
ما يمسكهن الا الله ان فى ذلك لايات
لقوم يؤمنون ٧٩ والله جعل لكم من
بيوتكم سكنا وجعل لكم من جلود
الانعام بيوتا تستخفونها يوم ظعنكم
ويوم اقامتكم ومن اصوافها واوبارها
واشعارها اثاثا ومتاعا الى حين ٨٠ والله
جعل لكم مما خلق ظلالا وجعل
لكم من الجبال اكنانا وجعل لكم
سرابيل تقيكم الحر وسرابيل تقيكم
باسكم كذلك يتم نعمته عليكم لعلكم
تسلمون ٨١ فان تولوا فانما عليك البلاغ
المبين ٨٢

* જેવાં કે ઝાડો, ઘરો, તંબુઓ, પર્વતો ઇત્યાદિ.
† જેમ કે કુદરતી તેમજ કૃત્રિમ એ બન્ને જાતની ગુફાઓ તથા ભોંયરાં.

وضرب الله مثلا رجلين احدهما ابكم
لا يقدر على شيء وهو كل على موليه اينما
يوجهه لا يات بخير هل يستوي هو ومن
يامر بالعدل وهو على صراط مستقيم ٧٦
ولله غيب السموات والارض وما امر
الساعة الا كلمح البصر او هو اقرب ان
الله على كل شيء قدير ٧٧ والله اخرجكم
من بطون امهاتكم لا تعلمون شيئا و
جعل لكم السمع والابصار والافئدة
لعلكم تشكرون ٧٨

અને ખુદાએ બે પુરૂષોનો દાખલો આપ્યો છે કે જેમાંનો એક મુંગો છે, કંઇ પણ ચીઝ ઉપર સત્તા રાખતો નથી, અને તે પોતાનાં ધણી ઉપર ભાર રૂપ છે. જ્યાં તે તેને મોકલે છે ત્યાંથી તે કંઇ ફાયદો લાવતો નથી; ત્યારે શું તે અને જે ન્યાયથી હોકમ કરે છે અને જે સીધા રસ્તાપર છે તે બન્ને સરખા છે? ૭૬. આકાશ અને પૃથ્વીની અદ્રશ્ય ચીઝોનું જ્ઞાન ખુદાનેજ છે, અને કયામતના દિવસનું કામ એક આંખનો મીચકારો અથવા તેના કરતાં વધારે ઓછા વખત સિવાય બીજું કંઇ નથી. ખરેખર ખુદા સર્વ શકિતમાન્ છે. ૭૭. અને ખુદાએ તમને તમારી માતાના ગર્ભમાંથી બહાર કાઢયા છે, તમે કાંઇ જાણતા નહોતા. અને તમારે માટે તેણે કાન અને આંખ અને અંતઃકરણ પેદા કર્યાં છે કે કદાચ્ તમે આભાર માનો. ૭૮.

ખુદાને અહિંઆં એક સ્વતંત્ર માણસ સાથે સરખાવ્યો છે કે જે માણસ પોતાના કુટુંબનું સંપૂર્ણ રીતે ભરણ પોષણ કરે છે, અને પોતાની મેહનત દાનમાં વાપરે છે. તેમજ નીચેના દાખલામાં [illegible] મુકાબલો એવા એક માણસ સાથે કરેલો છે કે જે પોતાની બુધ્ધિમાં અને ઇંદ્રિઓમાં [illegible] હોવાથી પોતાનું ભરણ પોષણ કરનાર માણસને નકામો ભાર રૂપ થઇ પડે છે; અને [illegible] મુકાબલો એવા માણસ સાથે કરેલ છે કે જે કોઇ પણ ઉપયોગી અને મહાભારત કામ [illegible] અને તેમજ તેનો હોકમ કરવાને પૂરેપૂરો લાયક છે. કેટલાક એવું ધારે છે કે આ મુકાબલો [illegible]ાન અને એક કાફરને માટે છે.

وَاللهُ جَعَلَ لَكُم مِّنْ أَنفُسِكُمْ أَزْوَاجًا وَجَعَلَ لَكُم مِّنْ أَزْوَاجِكُم بَنِينَ وَحَفَدَةً وَرَزَقَكُم مِّنَ الطَّيِّبَاتِ أَفَبِالْبَاطِلِ يُؤْمِنُونَ وَبِنِعْمَتِ اللهِ هُمْ يَكْفُرُونَ ٧٢ وَيَعْبُدُونَ مِن دُونِ اللهِ مَا لَا يَمْلِكُ لَهُمْ رِزْقًا مِّنَ السَّمَاوَاتِ وَالْأَرْضِ شَيْئًا وَلَا يَسْتَطِيعُونَ ٧٣ فَلَا تَضْرِبُوا لِلَّهِ الْأَمْثَالَ إِنَّ اللهَ يَعْلَمُ وَأَنتُمْ لَا تَعْلَمُونَ ٧٤ ضَرَبَ اللهُ مَثَلًا عَبْدًا مَّمْلُوكًا لَّا يَقْدِرُ عَلَىٰ شَيْءٍ وَمَن رَّزَقْنَاهُ مِنَّا رِزْقًا حَسَنًا فَهُوَ يُنفِقُ مِنْهُ سِرًّا وَجَهْرًا هَلْ يَسْتَوُونَ الْحَمْدُ لِلَّهِ بَلْ أَكْثَرُهُمْ لَا يَعْلَمُونَ ٧٥

અને ખુદાએ તમારે માટે તમારી ઝાતમાંથીજ સ્ત્રીઓ બનાવી છે, અને તેણે તમારે માટે તમારી સ્ત્રીઓમાંથી પુત્રો અને પૌત્રો પેદા કર્યા છે, અને તમને પાક ચીઝોમાંથી રૂઝી આપીછે. શું ત્યારે તેઓ જે બાતેલ (અસત્ય) છે તેને માને છે? અને ખુદાની બક્ષિશને તેઓ માનતા નથી? ૭૨. અને તેઓ ખુદા સિવાય તેની બંદગી કરે છે કે જે તેઓને કંઇ ખોરાક આપવા માટે આકાશો અને પૃથ્વીમાં કંઈ ચીઝનો માલેક નથી; અને તેમજ તેઓ તે કરવા શકિતમાન્ છેજ નહિ. ૭૩. તેથી ખુદા સાથે બીજાઓના (મુકાબલા કરી) દાખલા આપો નહિ. ખરેખર ખુદા જાણે છે અને તમે જાણતા નથી. ૭૪. ખુદાએ એક દ્રષ્ટાંત આપ્યું છે, એક વેચાતો લીધેલો ગુલામ કે જેને કંઇ ચીઝ ઉપર સત્તા નથી, અને એક કે જેને અમે અમારી પાસેથી સારો ખોરાક આપ્યો છે, પછી તે તેમાંથી છૂપી અને ખુલ્લી રીતે વાપરે છે;* શું તેઓ બન્ને સરખાજ છે? સર્વ વખાણ ખુદાનાંજ છે; પણ તેઓ ઘણાખરા જાણતા નથી. ૭૫.

* આ વાકય મક્કાના મૂર્તિપૂજકોને ઠપકો દેવા માટે છે, કે જેઓ પેદા કરેલાં મનુષ્યોને એલાહી માનમાં ભાગ લેવાને શામેલ કરતા, અગર જો કે તેઓ પોતાના ગુલામોને જે ખુદાએ તેમને બક્ષિશ કર્યું હોય તેમાં ભાગ લેવા દેતા નહોતા. મૂર્તિઓને અહિંઆં એક ગુલામ સાથે સરખાવવામાં આવી છે કે જેની પાસે કાંઇ નથી અને તે પોતે બીજાના કબ્જામાં છે, અને

فيه شفاء للناس ان في ذلك لاية
لقوم يتفكرون ٦٩ والله خلقكم ثم
يتوفيكم ومنكم من يرد الى ارذل العمر
لكى لايعلم بعد علم شيئا ان الله عليم
قدير ٧٠ والله فضل بعضكم على بعض
في الرزق فما الذين فضلوا برادى رزقهم
على ماملكت ايمانهم فهم فيه سواء
افبنعمة الله يجحدون ٧١

જેમાં માણસોને માટે શફા (ઓષધ)* છે. ખરેખરે આમાં તે કોમને માટે એક નિશાની છે કે જે વિચાર કરે છે. ૬૯. અને ખુદાએ તમને પેદા કર્યા છે. પછી તે તમને મૃત્યુ આપશે, અને તમારામાંનો કોઇ એવો છે કે જેને ઘણી હલકી ઉમરમાં† લઇ જવામાં આવશે, કે જેથી તેને જ્ઞાન હતું તે પછી તે કંઇ ચીઝ સમજે નહિ; ખરેખર ખુદા દાના (અને) શકિતમાન છે. ૭૦. અને ખુદાએ તમારામાંના કેટલાકને બીજા કેટલાક કરતાં વધારે રૂઝી (માલ દોલત) આપી છે, પણ જેઓને વધારે આપવામાં આવી છે તેઓ પોતાનો માલ જેનો તેઓનો હાથ માલેક છે તે (ગુલામ) ને આપનાર નથી; કે જેથી તેઓ તેમાં સરખા થાય. શું ત્યારે તેઓ ખુદાની બક્ષિશનો એનકાર કરેછે ૭૧.

* મધ માત્ર સારો ખોરાક છે એટલુંજ નહિ, પણ કેટલાક રોગ માટે અને ખાસ કરીને પિત્તથી ઉત્પન્ન થએલા રોગને માટે તે એક અસરકારક દવા છે. હદીસમાં લખેલું છે કે એક વખત એક માણસ હઝરત પેયગમ્બર પાસે આવ્યો અને તેને તેણે અરઝ કરી કે મ્હારા ભાઇના પેટમાં અતિશય દુઃખ થાય છે. હઝરત પેયગમ્બરે તેને મધ ખવરાવવાનું ફરમાવ્યું તેથી તેણે તેના ભાઇને મધ આપ્યું પણ તરતજ પાછા આવી હઝરતને કહ્યું કે તે દવાથી કાંઈ અસર થઈ નહિ; ત્યારે હઝરત પેયગમ્બરે તેને આજ્ઞા કરી કે "જા, અને તેને વધારે મધ આપ, કારણ કે ખુદા સત્ય બોલે છે, અને ત્હારા ભાઇનું પેટ અસત્ય બોલે છે." અને જ્યારે તેણે તેને વધારે મધ આપ્યું ત્યારે તે માણસ ખુદાની રહમથી તરતજ સાજો થયો. એબ્ન-મસઉદથી રિવાયત થયેલી હદીસમાં લખેલું છે કે "માણસોએ બે દવાને વળગી રહેવું જોઇએ. એકતો કોરઆન અને બીજું મધ, કારણ કે કોરઆનથી મનુષ્યના માનસિક રોગ મટે છે, અને મધથી શારીરિક રોગ મટે છે."

† "હલકી ઉમર" એટલે વૃધ્ધાવસ્થા; કારણ કે તે અવસ્થામાં માણસની શકિત તેમજ બુધ્ધિનો ક્ષય થાય છે, અને તેથી તે હલકી સ્થિતિમાં આવે છે.

وان لكم فى الانعام لعبرة نسقيكم
مما فى بطونه من بين فرث ودم لبنا
خالصا سائغا للشاربين ٦٦ ومن ثمرات
النخيل والاعناب تتخذون منه سكرا
ورزقا حسنا ان فى ذلك لاية لقوم
يعقلون ٦٧ واوحى ربك الى النحل ان
اتخذى من الجبال بيوتا ومن الشجر
ومما يعرشون ٦٨ ثم كلى من كل الثمرات
فاسلكى سبل ربك ذللا يخرج من بطونها
شراب مختلف الوانه

અને ખરેખર તમારે માટે ચોપગાં જાનવરોમાં એક સમજુતી છે. તેઓના પેટમાં જે છાણ અને લોહી વચ્ચે છે તેમાંથી અમે તમને શુધ્ધ દૂધ* પીવા આપીએ છીએ. તે પીનારાઓને સ્વાદિષ્ટ લાગે છે. ૬૬. અને ખજૂરી અને દ્રાક્ષનાં ફળોમાંથી તમે એક કેફી રસ અને સારો ખોરાક લો છો.† ખરેખર આમાં તે કોમ માટે એક નિશાની છે કે જે અકલમંદ છે. ૬૭. અને ત્હારા પરવરદેગારે મધ માખીને પ્રેરણા કરી કે તું પર્વતોમાં ઘર બાંધ,‡ અને તેમજ ઝાડોમાં અને જે માણસો બાંધે છે તેમાં પણ. ૬૮. પછી હરેક ફળમાંથી ખા, અને ત્હારા પરવરદેગારને રસ્તે આધીન થઇ ચાલ. તેના પેટમાંથી પ્રવાહી પદાર્થ નીકળે છે કે જે જુદા જુદા રંગનાં છે.§

* જેમાં લોહીનો રંગ નથી તેમજ મળમૂત્રની ગંધ નથી.

† મના કરવામાં આવેલો દારૂ એટલુંજ નહિ પણ હલાલ ખોરાક, જેવો કે ખજૂર, સૂકી દ્રાક્ષ, સીરકો ઇત્યાદિ.

‡ એટલે કે મધ કેવી રીતે બનાવવું તે રીત તેણે તેને શીખવી; અથવા જે દૂર જગ્યાએ તે ઉડીને જાય છે ત્યાંથી પાધરાં ઘરે આવવાનું તેણે તેને શીખવ્યું.

§ એટલે કે મધ, જેનો રંગ જુદા જુદા છોડવાનાં ફુલો કે જે માખીઓ ખાય છે તે પ્રમાણે; અથવા તો તેઓની વયના પ્રમાણમાં જુદો જુદો હોય છે. જેમ કે કેટલુંક પીળું, કેટલુંક ધોળું, કેટલુંક રાતું, અને કેટલુંક કાળું.

ولو يؤاخذ الله الناس بظلمهم ما ترك
عليها من دابة ولكن يؤخرهم الى اجل
مسمى فاذا جاء اجلهم لا يستاخرون
ساعة ولا يستقدمون ٦١ ويجعلون
لله ما يكرهون وتصف السنتهم الكذب
ان لهم الحسنى لا جرم ان لهم النار
وانهم مفرطون ٦٢ تالله لقد ارسلنا
الى امم من قبلك فزين لهم الشيطان
اعمالهم فهو وليهم اليوم ولهم عذاب
اليم ٦٣ وما انزلنا عليك الكتاب الا
لتبين لهم الذى اختلفوا فيه وهدى و
رحمة لقوم يؤمنون ٦٤ والله انزل من
السماء ماء فاحيابه الارض بعد موتها ان
فى ذلك لاية لقوم يسمعون ٦٥

અને જો ખુદા માણસોને તેઓના ઝોલમને લીધે શિક્ષા માટે પકડે તો તે પૃથ્વીપર એકે પ્રાણીને બાકી રહેવા દેશે નહિ; પણ તે તેઓની (શિક્ષા) નીમેલા વખત સુધી મુલતવી રાખે છે. પછી જ્યારે તેઓનો ચોકસ વખત આવે છે ત્યારે તેઓ તેને એક ઘડી પણ પાછળ મૂકી શકતા નથી, તેમજ તેઓ તેને આગળ લાવી શકતા નથી. ૬૧. જે તેઓને અણગમતું છે તે તેઓ ખુદા માટે મુકરર કરે છે અને તેઓની જીભ અસત્ય વર્ણન આપે છે કે તેઓને માટે સારો બદલો છે. બેશક તેઓને માટે આગ છે, અને તેઓને ત્યાં તજી દેવામાં આવશે. ૬૨. ખુદાના સોગંદ છે કે ખરેખર અમે ત્હારી અગાઉ બીજી પ્રજાઓ તરફ પેયગમ્બરો મોકલ્યા છે. પણ શેતાને તેઓને તેઓનાં કૃત્યો સુશોભિત દેખાડયાં. પછી તે આ દિવસે તેઓનો દોસ્ત છે, અને તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે. ૬૩. અમે ત્હારા ઉપર કોરઆન આ કારણ સિવાય નીચે મોકલ્યું નથી કે જે વિષે તેઓમાં મતભેદ થયો છે તે વિષે તું તેઓને સ્પષ્ટ કરી બતાવે, અને જે કોમ ઇમાન લાવે છે તેને માટે તે એક રસ્તો બતાવનાર અને દયારૂપ થાય. ૬૪. અને ખુદાએ આકાશમાંથી પાણી નીચે મોકલ્યું છે, પછી તે વડે પૃથ્વીને તેના મરણ (સૂકાઇ ગયા) પછી સજીવન કરી છે. ખરેખર આમાં તે કોમ માટે એક નિશાની છે કે જે સાંભળે છે. ૬૫.

لیکفروا بما اتینا هم فتمتعوا فسوف
تعلمون ٥٥ ویجعلون لما لا یعلمون
نصیبا مما رزقنا هم تالله لتسئلن عما کنتم
تفترون ٥٦ ویجعلون لله البنات سبحانه
ولهم مایشتهون ٥٧ واذا بشر احدهم
بالانثی ظل وجهه مسودا وهو کظیم ٥٨
یتواری من القوم من سوء ما بشر
به ایمسکه علی هون ام یدسه فی التراب
الا ساء ما یحکمون ٥٩ للذین لا یؤمنون
بالاخرة مثل السوء ولله المثل الاعلی
وهو العزیز الحکیم ٦٠

એટલા માટે કે જે અમે તેઓને આપ્યું છે તેને માટે તેઓ અનુપકારી થાય. ત્યારે તમે ઝિંદગી ભોગવો; પછી તમે જલદી જાણુશો. **૫૫.** અને અમે તેઓ (કાફેરો) ને જે રૂઝી આપી છે તેમાંથી તેઓ એક ભાગ જેઓ (મૂર્તિઓ) કંઇ જાણુતી નથી તેઓને માટે મુકરર કરે છે* ખુદાના સોગંદ છે કે જે જૂઠ તમે ઘડી કાઢો છો તેને માટે તમને પૂછવામાં આવશે. **૫૬.** અને તેઓ ખુદાને માટે દીકરીઓ બનાવે છે.† તે પાક છે - અને જે તેઓ ઇચ્છે છે તે તેઓને માટે છે. **૫૭.** જ્યારે તેઓમાંના કોઇને દીકરી (જન્મ્યા) ની ખુશ ખબર આપવામાં આવે છે ત્યારે તેનું મ્હોં કાળું પડી જાય છે‡ અને તે રીસે ભરાઈ જાય છે. **૫૮.** જે સમાચાર તેને આપવામાં આવ્યા છે તેની ના ખુશીને લીધે તે પોતાની કોમથી સંતાઇ રહે છે (અને વિચાર કરે છે) કે શું તેને તે જીવતી રાખે કે જેથી પોતે ખારી (અપકીર્તિ) માં પડે, અથવા તેને જીવતી માટીમાં દાટી દે? જાણો, જે તેઓ હોકમ કરે છે તે દુષ્ટ છે. **૫૯.** જેઓ આવતી ઝિંદગીને માનતા નથી તેઓને માટે ખરાબ વિશેષણો છે. અને ખુદાને માટે સૌથી મહાન્ અને ઉત્તમ વિશેષણો છે, અને તે શકિતમાન્ (અને) સત્ય કરનાર છે. ૬૦.

---

* આને માટે ૪ થી સુરાની ૧૧૯ મી આયાતનું અને છઠ્ઠી સુરાની ૧૩૭ મી આયાતનું ટિપ્પણ જુઓ.

† મુખ્યતવે કરીને ખોઝાઆ અને કેનાનાની કોમો ફેરેસ્તાઓને ખુદાની દીકરીઓ કહેતા, અને બનુ-મલીહ કહેતો કે ખુદા જેન્ન સાથે પરણ્યો અને તેનાથી ફેરેસ્તાઓ પેદા થયા.

‡ કારણ કે અરબ લોકો દીકરી જન્મે તે એક ઝાતનું દુર્ભાગ્ય ગણતા, અને ઘણી વખત તેમને જીવતી દાટી મારી નાંખતા

અથવા તેઓનાં હરવા ફરવામાં તેઓને પકડી લે તેમાંથી.—પછી તેઓ ખુદાને અશકત કરનાર નથી. ૪૬. અથવા તેઓને ( આગલા જમાનાના ) નાશના ડરથી પકડી લે તેમાંથી પણ? ખરેખર તમારો પરવરદેગાર કૃપાળુ (અને) દયાળુ છે. ૪૭. શું ખુદાએ જે દરેક ચીઝ પેદા કરી છે તેની તરફ તેઓએ જોયું નથી કે તેનો છાયો જમણી અને ડાબી ગમ ફરીને ખુદાનો સેજદો કરે છે. અને તેઓ સઘળા નમ્ર છે? ૪૮. જે આકાશોમાં અને જે પૃથ્વીમાં દરેક પ્રાણી છે તે ખુદાને સેજદો કરે છે, તેમજ ફેરેશતાઓ પણ. અને તેઓ અભિમાન કરતા નથી. ૪૯. તેઓ ( ફેરેશતાઓ ) પોતાના પરવરદેગારનો પોતાની ઉપર ડર રાખે છે, અને જે તેમને ફરમાવેલ છે તે તેઓ કરે છે. ૫૦. અને ખુદાએ કહ્યું, તમે ખુદા તરીકે બે ખુદા લો નહિ. માત્ર તે એકજ ખુદા છે, માટે મ્હારો ડર રાખો. ૫૧. અને જે આકાશોમાં અને પૃથ્વીમાં છે તે તેનુંજ છે. તેની બંદગી કરવી તેજ હમેશ વાજેબ છે. ત્યારે શું તમે ખુદા સિવાય બીજાથી ડરો છો? ૫૨. અને જે જે બક્ષિશ તમને મળી છે તે ખુદા પાસેથીજ છે. પછી જ્યારે તમને દુઃખ આવી પડે છે ત્યારે તમે તેના તરફ વિલાપ કરો છો. ૫૩. પછી જ્યારે તે તમારા ઉપરથી દુઃખ દૂર કરે છે ત્યારે તમારામાંનો એક ભાગ પોતાના પરવરદેગાર સાથે બીજાઓને શરીક કરે છે. ૫૪.

(સિજદહ)

او یاخذهم فی تقلبهم فما هم بمعجزین ٤٦
او یاخذهم علی تخوف فان ربکم لرؤف
رحیم ٤٧ اولم یروا الی ما خلق الله من
شیٔ یتفیؤا ظلاله عن الیمین والشمائل
سجدا لله وهم داخرون ٤٨ ولله یسجد
ما فی السموات وما فی الارض من دابة
والملائکة وهم لا یستکبرون ٤٩ یخافون
ربهم من فوقهم ویفعلون ما یؤمرون ٥٠
وقال الله لا تتخذوا الهین اثنین انما هو
اله واحد فایای فارهبون ٥١ وله ما فی
السموات والارض وله الدین واصبا
افغیر الله تتقون ٥٢ وما بکم من نعمة فمن
الله ثم اذا مسکم الضر فالیه تجئرون ٥٣
ثم اذا کشف الضر عنکم اذا فریق منکم
بربهم یشرکون ٥٤

انما قولنا لشيء اذآ اردناه ان نقول له
كن فيكون ٤٠ والذين هاجروا فى الله
من بعد ما ظلموا لنبوئنهم فى الدنيا
حسنة ولاجر الاخرة اكبر لو كانوا
يعلمون ٤١ الذين صبروا وعلى ربهم
يتوكلون ٤٢ وما ارسلنا من قبلك الا
رجالا نوحى اليهم فسئلوا اهل الذكر ان
كنتم لاتعلمون ٤٣ بالبينات والزبر
وانزلنا اليك الذكر لتبين للناس ما نزل
اليهم ولعلهم يتفكرون ٤٤ افامن الذين
مكروا السيات ان يخسف الله بهم
الارض او ياتيهم العذاب من حيث
لايشعرون ٤٥

માત્ર અમારો શબ્દ કોઇ ચીઝને માટે જ્યારે અમે તેને પેદા કરવા ઇચ્છીએ ત્યારે એજ છે કે અમે તેને કહીશું કે "થા" અને થાય છે. ૪૦. જેઓ પોતાના ઉપર ઝોલમ થયા પછી ખુદાની ખુશી માટે દેશ છોડી ચાલ્યા ગયા તેઓને ખચિત્ અમે આ સંસારમાં એક સારી જગ્યા રહેવા આપીશું; અને કયામતના દિવસનો બદલો વધારે મ્હોટો છે જો તેઓ જાણે તો. ૪૧. તેઓ એવા છે કે જેઓએ ધીરજ રાખી અને જેઓ પોતાના પરવરદેગાર ઉપર આધાર રાખે છે. ૪૨. અને પુરૂષો કે જેઓના તરફ અમે વહી મોકલ્યો છે તે સિવાય ત્હારી પહેલાં અમે કોઇને મોકલ્યો નથી;* ત્યારે કેતાબના લોકોને પૂછો જો તમે જાણતા નહો. ૪૩. (તેઓને) સ્પષ્ટ ચમત્કાર અને લખેલાં પુસ્તકો સહિત (મોકલ્યા છે) અને અમે ત્હારા તરફ કોરઆન નીચે ઉતાર્યું છે એટલા માટે કે તું માણસોને જે તેઓના તરફ મોકલવામાં આવ્યું છે તેનું વર્ણન આપે, અને કદાચ્ તેઓ વિચાર કરે. ૪૪. શું ત્યારે જેઓએ દુષ્ટ કાવતરાં રચ્યાં છે તેઓએ ખુદા તેઓને પૃથ્વીમાં ઉતારી દે તેમાંથી પોતાને સલામત ધાર્યા છે? અથવા જે ઠેકાણેથી તેઓ જાણતા નથી ત્યાંથી તેઓના ઉપર શિક્ષા મોકલે તેમાંથી? ૪૫.

* આ પણ કાફેર લોકોને જવાબમાં કહેવામાં આવ્યું છે કે જેઓ કહેતા હતા કે જો કોઈ પણ પેયગમ્બરને મોકલવાની ખુદાની ઇચ્છા હોત તો તેણે એક ફેરેસ્તાને મોકલ્યો હોત.

وقال الذين اشركوا لو شاء الله ما عبدنا
من دونه من شيء نحن ولا اباؤنا ولا
حرمنا من دونه من شيء كذلك فعل الذين
من قبلهم فهل على الرسل الا البلاغ
المبين ٣٥ ولقد بعثنا في كل امة رسولا ان
اعبدوا الله واجتنبوا الطاغوت فمنهم من
هدى الله ومنهم من حقت عليه الضلالة
فسيروا في الارض فانظروا كيف كان
عاقبة المكذبين ٣٦ ان تحرص على هداهم
فان الله لا يهدي من يضل وما لهم من
ناصرين ٣٧ واقسموا بالله جهد ايمانهم
لا يبعث الله من يموت بلى وعدا عليه حقا
ولكن اكثر الناس لا يعلمون ٣٨ ليبين
لهم الذي يختلفون فيه وليعلم الذين كفروا
انهم كانوا كاذبين ٣٩

અને જેઓ મોશરેક થયા હતા તેઓએ કહ્યું કે જો ખુદાએ ઇચ્છયું હોત તો અમે તેના સિવાય બીજી કોઇ ચીઝની બંદગી કરી નહોત; નહિ અમે તેમજ નહિ અમારા બાપદાદાએ પણ, તેમજ તેના હોકમ સિવાય અમે કોઇ ચીઝને હરામ કરી નહોત. જેઓ તેઓની અગાઉ હતા તેઓએ પણ આ પ્રમાણે કર્યું છે, ત્યારે શું પેયગમ્બરો ઉપર સ્પષ્ટ સંદેશો પહોંચાડવા સિવાય બીજું કંઇ છે? ૩૫. અને ખરેખર અમે દરેક ઉમ્મતમાં એક પેયગમ્બર મોકલ્યો છે (એમ કહેવાને) કે તમે ખુદાની બંદગી કરો, અને તાઘુતથી દૂર રહો. પછી તેઓ (માણસો) માંના કોઇને ખુદાએ સીધો રસ્તો બતાવ્યો; અને તેઓમાંનો એક એવો હતો કે જે કુમાર્ગને યોગ્ય થયો; ત્યારે તમે પૃથ્વીમાં મુસાફેરી કરો, પછી જુઓ કે પેયગમ્બરોને જૂઠા કહેનારનો અંત કેવો હતો? ૩૬. જો તું, તેઓ ખરે રસ્તે આવે તેને માટે ચિંતાતુર હો તો ખરેખર ખુદા જેને આડે રસ્તે લઇ જવા ઇચ્છે છે તેને રસ્તો બતાવતો નથી; અને તેઓને માટે કોઇ મદદગાર નથી. ૩૭. તેઓએ પોતાના આકરા સોગંદ ખુદાનું નામ લઇને ખાધા છે કે જે મરી જાય છે તેને ખુદા ફરીથી ઉભા કરશે નહિ. હા, ઉઠાડશે. આ ખુદાનું સત્ય વચન છે. તે તે પૂરેપૂરૂં પાળશે; પણ ઘણાં માણસો જાણતા નથી. ૩૮. (ઉઠાડશે) એટલા માટે કે જે વિષે તેઓ તકરાર કરે છે તે તેઓને માટે તે જાહેર કરે, અને એટલા માટે કે જેઓ કાફેર થયા છે તેઓ જાણે કે ખરેખર તેઓ જૂઠ બોલનારાઓ હતા. ૩૯.

فادخلوآ ابواب جهنم خالدين فيها فلبئس
مثوى المتكبرين ٢٩ وقيل للذين اتقوا
ماذا انزل ربكم قالوا خيرا للذين احسنوا
في هذه الدنيا حسنة ولدار الاخرة خير
ولنعم دار المتقين ٣٠ جنات عدن
يدخلونها تجري من تحتها الانهار لهم
فيها مايشآؤن كذلك يجزي الله المتقين ٣١
الذين تتوفيهم الملآئكة طيبين يقولون
سلام عليكم ادخلوا الجنة بما كنتم
تعملون ٣٢ هل ينظرون الا ان تاتيهم
الملآئكة اوياتي امر ربك كذلك فعل الذين
من قبلهم و ما ظلمهم الله ولكن كانوآ
انفسهم يظلمون ٣٣ فاصابهم سيات ما
عملوا وحاق بهم ما كانوا به يستهزؤن ٣٤

માટે દુઝખના દરવાઝામાં દાખલ થાઓ જેમાં તમે નિરંતર રહેનાર છો, ત્યારે ખચિત્ અભિમાન કરનારાઓનું રહેઠાણ બહુ દુષ્ટ છે. ૨૯. અને જેઓએ પરહીઝગારી કરી, તેઓને કહેવામાં આવ્યું કે તમારા પરવરદેગારે શું નીચે મોકલ્યું છે? તેઓએ કહ્યું કે "ભલું" (કોરઆન). જેઓએ ભલું કર્યું છે તેઓને માટે આ સંસારમાં ભલું છે, અને ખચિત્ કયામતનું રહેઠાણ ઉત્તમ છે, અને ખચિત્ પરહીઝગારો માટે ઉત્તમ ઘર છે. ૩૦. તે હુમેશ રહેવાની બેહેસ્ત-વાડીઓ છે કે જેમાં તેઓ દાખલ થશે; જેની નીચે નદીઓ વહે છે. તેઓને માટે તેમાં જે તેઓ ઇચ્છે છે તે તૈયાર છે. આ પ્રમાણે ખુદા પરહીઝગારોને બદલો આપે છે. ૩૧. તેઓ એવા છે કે જેઓને પાક સ્થિતિમાં ફેરેસ્તાઓ મૃત્યુ પમાડે છે. તેઓ (ફેરેસ્તાઓ) કહેશે કે તમારા ઉપર સલામ, તમે જે કરતા હતા તેના બદલામાં તમે બેહેસ્ત-વાડીઓમાં દાખલ થાઓ. ૩૨. શું તેઓ(કાફેરો)આ સિવાય બીજી રાહ જુએ છે કે તેઓની પાસે ફેરેસ્તાઓ (જીવ લેવા) આવે? અથવા ત્હારા પરવરદેગારનો હોકમ આવે? જેઓ તેઓની અગાઉ હતા તેઓએ પણ આ પ્રમાણે કર્યું છે, અને ખુદાએ તેઓના ઉપર ઝોલમ કર્યો નથી; પણ તેઓ પોતાની ઉપરજ ઝોલમ કરતા હતા. ૩૩. પછી જે દુષ્ટ કામ તેઓએ કર્યું તેનો બદલો તેઓને આવી પહોંચ્યો, અને જે (શિક્ષા) વિષે તેઓ મશ્કરી કરતા હતા તે તેઓના ઉપર આવી પડી. ૩૪.

قد مكر الذين من قبلهم فاتى الله بنيانهم
من القواعد فخر عليهم السقف من فوقهم
واتيهم العذاب من حيث لا يشعرون ٢٦
ثم يوم القيمة يخزيهم ويقول اين شركاءى
الذين كنتم تشاقون فيهم قال الذين
اوتوا العلم ان الخزى اليوم والسوء
على الكافرين ٢٧ الذين تتوفيهم الملائكة
ظالمى انفسهم فالقوا السلم ما كنا نعمل
من سوء بلى ان الله عليم بما كنتم
تعملون ٢٨

ખરેખર જેઓ તેમની પહેલાં હતા તેઓએ કાવતરાં રચ્યાં; પણ તેઓની એમારતને પાયામાંથી પાડી નાંખવાને ખુદાનો હોકમ આવ્યો. પછી તેઓના ઉપરથી તેઓના ઉપર છાપરૂં પડયું; * અને શિક્ષા તેઓના ઉપર એવી જગ્યાએથી આવી પડી કે જે જગ્યાને તેઓ જાણતા નહોતા. ૨૬. પછી કયામતને દિવસે તે તેમને શિક્ષા આપી હલકા કરશે, અને કહેશે કે મ્હારી સાથે કરેલા ભાગીદારો કે જેઓને વિષે તમે (પેયગમ્બરો) વિરૂધ્ધ થતા હતા તેઓ કયાં છે? જેઓને જ્ઞાન આપવામાં આવ્યું છે તેઓ કહેશે કે ખરેખર આજે હલકાપણું અને દુઃખ કાફેરોપર છે. ૨૭. તેઓ કે જેઓનો જીવ ફેરેશ્તાઓ લઇ જાય છે (અને) જેઓએ પોતાના ઉપર ઝોલમ કર્યો છે તેઓએ ત્યારે સલાહ કરવા ઇચ્છા બતાવી છે; અને કહ્યું કે અમે એવા નહોતા કે કંઇ પાપ કરીએ. (નહીં, તેમ નથી) બલ્કે, ખરેખર જે તમે કરતા હતા તે ખુદા જાણનાર છે. ૨૮.

* કેટલાક કહે છે કે આનો સંબંધ નમરૂદે બંધાવેલા મેનારાની સાથે છે. તે એબ્રાહીમ પેયગમ્બરના વખતમાં પાદશાહ હતો, અને તેણે બાબુલમાં તે મેનારો ૫૦૦૦ વાર ઉંચો ચઢાવીને એવા મૂર્ખાઇ ભરેલા એરાદાથી બંધાવ્યો, કે આકાશ તરફ ચ્હડી પોતે હઝરત એબ્રાહીમના ખુદા સાથે લડાઇ કરે; પણ ખુદાએ તેના પ્રયત્નોને નિષ્ફળ કર્યા, અને એક તોફાની પવનથી તે મ્હોટા મેનારાને પાડી નાંખ્યો. એવું કહેવામાં આવ્યું છે કે તે મેનારાની ટોચનો ભાગ દરયામાં પડયો હતો, અને બાકીનો ભાગ નમરૂદના માણસોનાં ઘર ઉપર પડયો, અને એવો એક ભયંકર આવાઝ થયો કે લોકોની બોલીમાં પણ ગરબડ ગોટો થઇ ગયો અને તેથી તેઓ એક બીજાનું બોલવું સમજી શકયા નહિ. તે વખતે તેઓની અંદર ૭૨ ભાષાઓ પેદા થઇ અગર જો કે તે અગાઉ તેઓમાં માત્ર એકજ ભાષા "સરિયાની" હતી.

ત્યારે શું જે પેદા કરે છે તે તેના જેવો છે કે જે પેદા કરતો નથી? શું તમે વિચાર કરતા નથી? ૧૭. અને જો તમે ખુદાની બક્ષિશો ગણુવા ઇચ્છો તો તમે તે ગણી શકો નહિ. ખરેખર ખુદા માફી આપનાર, (અને) દયાળુ છે. ૧૮. અને જે તમે છૂપાવો છો અને જે તમે ખુલ્લું કરો છો તે ખુદા જાણે છે. ૧૯. અને ખુદા સિવાય બીજા જેની તેઓ બંદગી કરે છે તેઓ કંઇ પેદા કરી શકતા નથી, અને તેઓ પોતેજ પેદા થયેલા છે. ૨૦. તેઓ મુએલા છે, જીવ વગરના છે, અને તેઓ જાણુતા નથી કે ક્યારે તેઓને ઉઠાડવામાં આવશે? ૨૧. તમારો ખુદા એકજ ખુદા છે; પણ જેઓ કયામતના દિવસને માનતા નથી તેઓનાં અંતઃકરણ સત્ય ઓળખનાર નથી; અને તેઓ અભિમાન કરનારાઓ છે. ૨૨. બેશક જે તેઓ છુપું રાખે છે અને જે તેઓ ખુલ્લું કરે છે તે ખુદા જાણે છે. ખરેખર અભિમાની માણસોને ખુદા ચાહતો નથી. ૨૩. અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે તમારા પરવરદેગારે શું નીચે મોકલ્યું છે, ત્યારે તેઓ કહે છે કે "પ્રાચીન લોકોની વાર્તાઓ" ૨૪. (તેઓ એમ કહે છે) એટલા માટે કે તેઓ પોતાના પાપનો બોજો પૂરેપૂરો કયામતને દિવસે ઉપાડે, અને તેમજ તેઓના પાપનો બોજો (પણ) કે જેઓને તેઓ અજ્ઞાનથી આડે માર્ગે લઈ જાય છે. જાણો, તેઓ જે બોજો ઉપાડે છે તે દુષ્ટ છે. ૨૫.

أفمن يخلق كمن لا يخلق أفلا تذكرون ١٧
وان تعدوا نعمة الله لا تحصوها ان الله
لغفور رحيم ١٨ والله يعلم ما تسرون
وما تعلنون ١٩ والذين يدعون من دون
الله لا يخلقون شيئا وهم يخلقون ٢٠
اموات غير احياء وما يشعرون ايان
يبعثون ٢١ الهكم اله واحد فالذين لا
يؤمنون بالاخرة قلوبهم منكرة وهم
مستكبرون ٢٢ لا جرم ان الله يعلم ما يسرون
وما يعلنون انه لا يحب المستكبرين ٢٣
واذا قيل لهم ماذا انزل ربكم قالوا
اساطير الاولين ٢٤ ليحملوا اوزارهم
كاملة يوم القيمة ومن اوزار الذين
يضلونهم بغير علم الا ساء ما يزرون ٢٥

وسخر لكم الّيل والنهار والشمس والقمر
والنجوم مسخرات بامره ان فى ذلك
لآيات لقوم يعقلون ١٢ وما ذرا لكم فى
الارض مختلفا الوانه ان فى ذلك لاية
لقوم يذكرون ١٣ وهو الذى سخر
البحر لتاكلوا منه لحما طريا وتستخرجوا
منه حلية تلبسونها وترى الفلك مواخر
فيه ولتبتغوا من فضله ولعلكم تشكرون ١٤
والقى فى الارض رواسى ان تميد بكم و
انهارا وسبلا لعلكم تهتدون ١٥
وعلامات وبالنجم هم يهتدون ١٦

અને તેણે તમારા (ફાયદા) માટે રાત્રિ અને દિવસ અને સૂર્ય અને ચંદ્ર અને તારાઓને તાબામાં રાખ્યા છે, અને એ સર્વ તેના હુકમથી ફરતા રહેતા છે. ખરેખર આમાં તે કોમ માટે નિશાનીઓ છે કે જે અક્કલમંદ છે. ૧૨. અને તેમજ જે તેણે તમારે માટે પૃથ્વીમાં પેદા કર્યું છે (તે તેણે તાબામાં રાખ્યું છે) જેનો રંગ જુદી જુદી જાતનો છે. ખરેખર આમાં તે કોમ માટે એક નિશાની છે કે જે મનન કરે છે. ૧૩. અને ખુદા તેજ છે કે જેણે સમુદ્રને પોતાના તાબામાં રાખેલ છે એટલા માટે કે તેમાંથી તમે તાજા માંસ ખાઓ, અને તેમાંથી તમે ઘરેણું બહાર લાવો કે જે તમે પહેરો છો અને તું વહાણોને જુએ છે કે તે તેમાં ચીરે છે. અને એટલા માટે કે તમે તેના ફાયદા મેળવો, અને કદાચ તમે આભાર માનો. ૧૪. અને પૃથ્વીમાં તેણે દૃઢ પહાડો મૂક્યા છે કે જેથી જમીન તમને ડગમગાવે નહિ* અને તેમજ નદીઓ અને રસ્તાઓ પણ (પેદા કર્યા છે) કદાચ તમે તમારો રસ્તો મેળવો. ૧૫. અને તેમજ બીજી નિશાનીઓ મૂકી છે, અને તેમજ તારાઓ કે જે વડે તેઓ પોતાનો રસ્તો ઓળખી કાઢે છે.† ૧૬.

* હદીસમાં લખેલું છે કે જ્યારે પૃથ્વીને [illegible] ઉત્પન્ન કરવામાં આવી ત્યારે તે પાણી ઉપર સ્થિર નહોતી, અને હાલ્યા ચાલ્યા કરતી હતી, અને ડોલ્યા કરતી હતી; તેથી ફિરસ્તાઓએ ખુદાને પૂછ્યું કે આવી ડગમગતી ચીજ ઉપર કોણ ટકી રહી શકે, ત્યારે ખુદાએ તેના ઉપર પર્વતો મૂકીને તેને સ્થિર કરી.

† જે તેઓને માત્ર દરિયામાં રસ્તો બતાવનારા છે એટલુંજ નહિ, પણ જ્યારે તેઓ અંધારી રાત્રિએ જંગલમાં મુસાફરી કરે છે ત્યારે પણ રસ્તો બતાવનારા છે.

والانعام خلقها لكم فيها دفء ومنافع
ومنها تاكلون ٥ ولكم فيها جمال حين
تريحون وحين تسرحون ٦ وتحمل
اثقالكم الى بلد لم تكونوا بالغيه الا
بشق الانفس ان ربكم لرءوف رحيم ٧
والخيل والبغال والحمير لتركبوها وزينة
ويخلق مالا تعلمون ٨ وعلى الله قصد
السبيل ومنها جائر ولو شاء لهديكم
اجمعين ٩ هو الذى انزل من السماء ماء
لكم منه شراب ومنه شجر فيه تسيمون ١٠
ينبت لكم به الزرع والزيتون والنخيل
والاعناب ومن كل الثمرات ان فى ذلك
لاية لقوم يتفكرون ١١

અને ચોપગાં જાનવરોને તેણે તમારે માટે પેદા કર્યાં છે કે જેમાં ગરમ કપડાં અને ફાયદા છે* અને તેમાંથી તમે ખાઓ છો. ૫. અને તમારે માટે તેમાં શોભા છે† કે જ્યારે તેઓ સાંજરે ચરીને પાછાં આવે છે અને જ્યારે તેઓ ચરવા બહાર જાય છે ૬. અને તેઓ તમારા બોજાને ઉચકી તે શહેર તરફ લઈ જાય છે કે જ્યાં તમે પોતાની મેળે અતિશય અંગ મહેનત સિવાય પહોંચનાર નથી. ખરેખર તમારો પરવરદેગાર મેહરબાન ( અને ) દયાળુ છે. ૭. અને તેમજ ઘોડા અને ખચ્ચરો અને ગધેડાં (તેણે પેદા કર્યાં છે), એટલા માટે કે તમે ઉપર સવાર થાઓ અને તમે તમારી શોભા વધારો અને જે તમે જાણતા નથી તે તે પેદા કરે છે. ૮ અને ખુદા ઉપરજ સીધા રસ્તાનું વર્ણન કરી બતાવવાનું છે, અને માણસોના રસ્તામાંથી કેટલાક વાંકા છે; અને જો ખુદાએ ઇચ્છયું હોત તો તેણે તમને સઘળાને ખરે રસ્તે દોર્યા હોત. ૯. ખુદા તેજ છે કે જેણે આકાશમાંથી પાણી નીચે મોકલ્યું છે, તમારે માટે તેમાંથી પીવાનું છે અને તેનાથી ઘાસ ઉગે છે કે જેમાં તમે તમારા ઢોરને ચરાવો છો. ૧૦. તમારે માટે તેવડે ખુદા અનાજ અને જીત વૃક્ષ અને ખજૂરીઓ અને દ્રાક્ષ અને દરેક જાતનાં ફળો ઉગાવે છે. ખરેખર આમાં તે કોમને માટે એક નિશાની છે કે જે વિચારવંત છે. ૧૧.

*જેવી કે તેઓની ચામડી, ઉન, અને વાળ કે જેને તમે તમારે માટે પેહરવાના ઉપયોગમાં લો છો

† તે ઢોરો તમારા આંગણુની શોભા વધારે છે અને તમારા પાડોશીની નજરમાં તમને એક માન છે.

سورة النحل مكية وهى مائة

وثمان وعشرون اية

بسم الله الرحمن الرحيم

اتى امر الله فلا تستعجلوه سبحانه وتعالى
عما يشركون ١ ينزل الملائكة بالروح
من امره على من يشاء من عباده ان
انذروا انه لا اله الا انا فاتقون ٢ خلق
السموات والارض بالحق تعالى عما
يشركون ٣ خلق الانسان من نطفة فاذا
هو خصيم مبين ٤

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી
(શરૂ કરૂં છું.)

ખુદાનો હોકમ નઝદિક આવી પહોંચ્યો, માટે તમે તે વિષે ઉતાવળ કરો નહિ.* ખુદા પવિત્ર છે. અને તેની સાથે તેઓ જેને ભાગીદાર કરે છે તેનાથી તે જુદોજ છે. ૧. તે ફેરેશ્તાઓને રૂહ† ( વહ્ય ) સહિત પોતાના હોકમથી પોતાના બંદાઓમાંથી જેને તે ચાહે છે તેના ઉપર નીચે મોકલે છે, (એવું કહીને કે) તમે ચેતવણી આપો કે ખરેખર મ્હારા સિવાય બીજો કોઇ ખુદા નથી, માટે મ્હારો ડર રાખો. ૨. તેણે આકાશો અને પૃથ્વી સત્ય પૂર્વક પેદા કર્યાં છે. જેને તેઓ તેની સાથે ભાગીદાર કરે છે તેનાથી તે જુદોજ છે. ૩. તેણે માણસને‡ વીર્યમાંથી પેદા કર્યો; પછી તે ( જ્યારે મ્હોટો થયો ) ત્યારે તકરાર કરી ચોખ્ખો સામો થનાર છે. ૪.

*કયામતને દિવસે કાફેર લોકોને થનારી શિક્ષાની સાથે આનો સંબંધ છે; અને તેઓ તે શિક્ષાને તેઓના ઉપર જલદી લાવવાને હમેશા હઝરત પેયગમ્બર પાસે માગણી કરતા હતા.

† અહિં "રૂહ" નો અર્થ કાંતો એલાહી સંદેશો એટલે કોરઆન થાય છે અને કાંતો એક ઝાતના ઉંચા દરજાના ફેરેશ્તાઓ થાય છે કે જેઓ રૂહ કહેવાય છે અને જેઓ હમેશા બીજા ફેરેશ્તાઓની સાથે પૃથ્વી ઉપર આવે છે.

‡ જે માણસ અહિંઆં ખાસ કરીને બતાવેલો છે તે ઓબે-બેન-ખલફ હતો કે જે હઝરત પેયગમ્બરની પાસે એક સડી ગયેલું હાડકું લઇને આવ્યો, અને તેને પૂછ્યું કે આને ખુદા સજીવન કરી શકે છે કે નહિ ?

الذين يجعلون مع الله الٰها اخر فسوف
يعلمون ٩٦ ولقد نعلم انك يضيق صدرك
بما يقولون ٩٧ فسبح بحمد ربك وكن
من السـاجـدين ٩٨ واعبد ربك حتى
يأتيك اليقين ٩٩

કે જેઓ ખુદા સાથે બીજા ખુદાઓને શરીક કરે છે, પછી તેઓ જલદી જાણશે. ૯૬. અને ખરેખર અમે જાણીએ છીએ કે ત્હારૂં અંતઃકરણ જે તેઓ કહે છે તેને માટે સંકોચાઇ જાય છે. ૯૭. માટે ત્હારા પરવરદેગારની પવિત્રતાનાં વખાણ કરી તેને યાદ કર, અને સેજદો કરનારાઓમાંનો થા. ૯૮. અને ત્હારા પરવરદેગારની બંદગી કર જ્યાંસુધી કે તને મોત આવે. ૯૯.

## પ્રકરણ ૧૬ મું.

# સુરતુન-નહલ.

આ સુરા મક્કામાં વહ્ય કરવામાં આવી હતી. પણ તેને વિષે બીજા બે અભિપ્રાય છે. કેટલાક કહે છે કે કેટલોક ભાગ મક્કામાં અને કેટલોક ભાગ મદિનામાં વહ્ય કરવામાં આવ્યો હતો; બીજાઓ કહે છે કે માત્ર ત્રણ આયા મદિનામાં અને બાકીની મક્કામાં વહ્ય કરવામાં આવી હતી. કોરઆનની સઘળી નકલોમાં આ સુરાની ૧૨૮ આયા છે, અને ૬૮ મી આયામાં "નહલ" એટલે મધ માખી વિષે લખ્યું છે તેથી આ સુરાનું નામ "નહલ" રાખવામાં આવ્યું છે. હદીસમાં લખેલું છે કે "જે કોઇ દરેક મહિને એક વખત આ સુરા વાંચશે તે આ સંસારની ૭૦ ઝાતની આફતોમાંથી બચી જશે, અને તેને બેહેસ્ત-વાડીઓમાં જગ્યા મળશે."

---

પેયગમ્બરના કટ્ટા દુશ્મન હતા, અને હઝરતને હમેશા અડચણ કરતા હતા તેમજ તેને હસી કાઢતા હતા; તેથી છેવટે જેબ્રાઇલ આવ્યા અને હઝરત પેયગમ્બરને કહ્યું કે મને ખુદા તરફથી હોકમ થયો છે કે હવે તેમનો નાશ કરી તમારા ઉપરથી તેઓ તરફથી પહોંચતી અડચણ દૂર કરૂં. અને જ્યારે જેબ્રાઇલે તેમાંના દરેક તરફ એશારો કર્યો ત્યારે તેઓ સઘળા એક પછી એક જલદી જુદી જુદી આફતમાં પડી નાશ પામ્યા.

لا تمدن عينيك الى ما متعنا به ازواجا
منهم ولا تحزن عليهم واخفض جناحك
للمؤمنين ٨٨ وقل اني انا النذير
المبين ٨٩ كما انزلنا على المقتسمين ٩٠
الذين جعلوا القران عضين ٩١ فوربك
لنسئلنهم اجمعين ٩٢ عما كانوا يعملون ٩٣ ع
فاصدع بما تؤمر واعرض عن المشركين ٩٤
انا كفيناك المستهزءين ٩٥

તું ત્હારી બન્ને આંખ તે તરફ ખેંચ નહિ કે જે અમે તેઓમાંના જુદા જુદા ભાગને ઉપભોગ કરવા આપ્યું છે. * તેમજ તેઓને માટે દિલગીર થા નહિ, અને ત્હારી પાંખ મોમેનો માટે નીચી નમાવ (નમ્રતા બતાવ), ૮૮. અને કહે કે ખરેખર હું સ્પષ્ટ ચેતવણી આપનાર છું. ૮૯. ( ખુદાએ ફરમાવ્યું છે કે જો તમે ઇમાન નહિ લાવો તો તમારા ઉપર અમે શિક્ષા મોકલીશું ) જેવી રીતે કે ભાગ પાડનારાઓ† ઉપર મોકલી છે. ૯૦. કે જેઓએ કોરઆનના વિભાગ કર્યા. ૯૧. માટે ત્હારા પરવરદેગારના સોગંદ છે કે અમે તેઓ સઘળાને ખચિત્ તે વિષે પૂછીશું. ૯૨. કે જે તેઓ કરતા હતા. ૯૩. માટે તને જે ફરમાન થયું છે તે તું જાહેર કર, અને મોશરેકો (મૂર્તિપૂજકો) થી મ્હોં ફેરવ. ૯૪. ખરેખર અમે મશ્કરી કરનારાઓથી તને બચાવ્યો. ‡ ૯૫.

૧/૪

આયા એટલે, કેટલાકના કહેવા પ્રમાણે, કાંતો પહેલી સુરા કે જેમાં સાત આયા છે, અને કાંતો બીજાના મત પ્રમાણે કોરઆનની શરૂઆતમાં આવેલી સાત લાંબી સુરા. વળી કેટલાક એવું માને છે કે સાત આયા એટલે તે સાત સુરા કે જે "હ" (હા) અને "મ" (મીમ) એ બે અક્ષરોથી શરૂ થાય છે.

* હદીસમાં લખેલું છે કે હઝરત પેયગમ્બરે અઝરેઆતમાં, અથવા કેટલાકના કહેવા પ્રમાણે મક્કામાં યહુદી લોકોની કોરૈઝા અને નઝીરની કોમના સાત કાફલાને કિમતી સામાન લઇને વેપાર માટે જતા જોયા; અને મોમેનોની ગરીબાઇનો વિચાર કરતાં તેને પોતાના તાબેદારોની આટલી બધી દુઃખી સ્થિતિ જાણીને અત્યંત દિલગીરી થઇ. તે વખતે આ આયા વહી કરવામાં આવી.

† કેટલાકના મત પ્રમાણે આ માણસો મક્કાના કાફેરો હતા કે જેમાંના કેટલાકે કોરઆનને જાદુ કહ્યું; કેટલાકે જ્યોતિષ શાસ્ત્ર કહ્યું; કેટલાકે જૂની વાર્તા કહી; અને કેટલાકે કવિતા કહી. વળી બીજાઓનો મત એવો છે કે આ લોકો વલીદ-મોઘીરાએ નીમેલા બાર માણસો હતા કે જેઓને તે હજની વખતે મક્કાના રસ્તા ઉપર મોકલતો હતો એટલા માટે કે તેઓ કોરઆનને આવા અલકાબ આપીને માણસોને સમજાવે; અને હઝરત પેયગમ્બર પાસે જતાં અટકાવે.

‡ આ ફકરો કોરૈશના પાંચ આગેવાનોને લીધે વહી કરવામાં આવ્યો હતો. તેઓ હઝરત

બેશક આમાં મોમેનોને માટે એક નિશાની છે.૭૭. અને "અયકા"ના લોકો* ઝોલમગારો હતા.૭૮. પછી અને તેઓના ઉપર બદલો વાળી લીધો, અને ખરેખર તેઓ બન્ને ( અયકા અને મદ્‌યન ) ખુલ્લા રસ્તાપર છે.૭૯. અને ખરેખર હેજ્‌રના† લોકોએ મોકલેલા પેયગમ્બરોને જૂઠા કહ્યા. ૮૦. અને અમે અમારી આંયાત તેમને આપી; પછી તેઓ તેમાંથી મ્હોં ફેરવનાર હતા.૮૧. અને તેઓ પહાડોમાં ઘરો કોતરતા હતા કે તેઓ સલામત રહે.૮૨. પછી તેઓના ઉપર સવાર પડતાં ( શિક્ષાનો ) એક ભયંકર પોકાર આવી પડયો.૮૩. પછી જે તેઓ કમાયા હતા તેણે તેઓના ઉપરથી કંઇ શિક્ષા દૂર કરી નહિ.૮૪. અને અમે આકાશો અને પૃથ્વી અને જે તે બન્ને વચ્ચે છે તે સર્વ સત્ય સિવાય પેદા કર્યું નથી. અને ખરેખર સાઅત (કયામતનો દિવસ) ખચિત્ આવનાર છે, માટે તું ( હે મોહમ્મદ ) સારી રીતે દરગુઝર કર.૮૫. ખરેખર ત્હારો પરવરદેગાર તે પેદા કરનાર (અને) દાના છે.૮૬. અને ખરેખર અમે તને "મસાની"‡ માંથી સાત આયા અને તેમજ માનવંત મહાન્ કોરઆન આપ્યું છે.૮૭.

ان فی ذلك لاية للمؤمنين ٧٧ وان كان
اصحاب الايكة لظالمين ٧٨ فانتقمنا منهم
وانهما لبامام مبين ٧٩ ولقد كذب اصحاب
الحجر المرسلين ٨٠ واتيناهم اياتنا فكانوا
عنها معرضين ٨١ وكانوا ينحتون من
الجبال بيوتا امنين ٨٢ فاخذتهم الصيحة
مصبحين ٨٣ فما اغنى عنهم ما كانوا
يكسبون ٨٤ وما خلقنا السموات
والارض وما بينهما الا بالحق وان الساعة
لاتية فاصفح الصفح الجميل ٨٥ ان ربك
هو الخلاق العليم ٨٦ ولقد اتيناك سبعا
من المثانی والقران العظيم ٨٧

---

* અસહાબે-અયકા નામની એક કોમ હતી કે જેની પાસે હઝરત શોઅેબ પેયગમ્બરને મોકલવામાં આવ્યા હતા. અરબી ભાષામાં "અયકા"નો અર્થ ઘીચ જંગલ થાય છે, કારણ કે તેઓનાં મકાનોની આસપાસ જથ્થાબંધ ઝાડો હતા.

† હેજ્‌રના લોકો અને સમુદના લોકો કે જેની પાસે હઝરત સાલેહ પેયગમ્બરને મોકલવામાં આવ્યા હતા તે બન્ને એકજ છે. ‡ આ ઠેકાણે "મસાની" એટલે કોરઆન અને સાત

فاسر باهلك بقطع من الليل واتبع ادبارهم
ولا يلتفت منكم احد وامضوا حيث
تؤمرون ٦٥ وقضينا اليه ذلك الامر
ان دابر هؤلاء مقطوع مصبحين ٦٦
وجاء اهل المدينة يستبشرون ٦٧
قال ان هؤلاء ضيفي فلا تفضحون ٦٨
واتقوا الله ولا تخزون ٦٩ قالوا اولم
ننهك عن العالمين ٧٠ قال هؤلاء بناتي
ان كنتم فاعلين ٧١ لعمرك انهم لفي
سكرتهم يعمهون ٧٢ فاخذتهم الصيحة
مشرقين ٧٣ فجعلنا عاليها سافلها وامطرنا
عليهم حجارة من سجيل ٧٤ ان
في ذلك لايات للمتوسمين ٧٥ وانها
لبسبيل مقيم ٧٦

ત્યારે તું, ત્હારા કુટુંબને રાત્રિનો થોડો ભાગ વીત્યા બાદ બહાર લઈ જા, અને તું પણ તેઓની પછવાડે ચાલ, અને તમારામાંથી કોઇએ પાછલ જોવું જોઇએ નહિ; પણ જ્યાં તમને ફરમાવવામાં આવ્યું છે ત્યાં જાઓ. * ૬૫. અને અમે તેના તરફ આ કામ વિષે હોકમ મોકલ્યો કે ખરેખર આ લોકોનું મૂળ સવાર પડતાં કાપી નાંખેલું થશે. ૬૬. અને શહેરનાં લોકો પરસ્પર ખુશ ખબર આપતા (લુતને ઘેર) આવ્યા. ૬૭. તેણે કહ્યું, ખરેખર આ મ્હારા મહેમાન છે, માટે મ્હારી આપકીર્તિ ન કરો. ૬૮. અને ખુદાથી ડરો, અને મને શરમમાં નાંખો નહિ. ૬૯. તેઓએ કહ્યું, શું અમે તને સંસારનાં માણસો (ને બચાવવા) ની મના કરી નથી? ૭૦. તેણે કહ્યું, આ મ્હારી દીકરીઓ છે જો તમે (મ્હારા કહેવા પ્રમાણે) કરનાર હો તો. ૭૧. (હે મોહમ્મદ,) ત્હારા જીવના સોગંદ છે કે તેઓ પોતાની બેશુદ્ધી (કાફરપણા) માં ભટકતા હતા. ૭૨. પછી સૂર્યોદય થતાં તેઓની ઉપર એક ભયંકર આવાઝ આવી પડયો. ૭૩. પછી અમે તે શહેરના ઉંચા ભાગોને નીચા બનાવી દીધા (ઉંધા નાંખી દીધા,) અને તેઓની ઉપર કઠણ મટોડીના પથ્થર વરસાવ્યા. ૭૪. ખરેખર આમાં બારીક બુધ્ધિવાલા માણસો માટે નિશાનીઓ છે. ૭૫. અને ખરેખર તે શહેરો હાલ મુસાફરોના રસ્તાપર છે. ૭૬.

* કાંતો શામ, કાંતો મેસર અને કાંતો સાબા.

કે જ્યારે તેઓ તેની પાસે દાખલ થયા, પછી તેઓએ કહ્યું કે "સલામ;" ત્યારે એબ્રાહીમે કહ્યું કે ખરેખર અમે તમારાથી ડરીએ છીએ. ૫૨. તેઓએ કહ્યું કે ડર નહિ, ખરેખર અમે તને દાના દીકરાના ખુશ ખબર આપીએ છીએ. ૫૩. તેણે કહ્યું, મને ઘડપણ આવી પહોંચ્યું છે. છતાં શું તમે મને આ ખુશ ખબર આપો છો? ત્યારે તમે મને કેવી રીતે ખુશ ખબર આપો છો? ૫૪. તેઓએ કહ્યું, અમે સત્યપૂર્વક તને ખુશ ખબર આપીએ છીએ, માટે તું નિરાશ થનારાઓમાંનો થા નહિ. ૫૫. તેણે કહ્યું, અને તે કોણ છે કે જે પોતાના પરવરદેગારની રહમતથી આડે રસ્તે જનાર સિવાય ના ઉમેદ થાય! ૫૬. એબ્રાહીમે કહ્યું, ત્યારે હે મોકલેલા ફેરેશ્તાઓ, તમારૂં શું કામ છે? ૫૭. તેઓએ કહ્યું, ખરેખર અમને પાપી લોકો તરફ મોકલવામાં આવ્યા છે. ૫૮. પણ લુતના કુટુંબને ખરેખર તેઓ સઘળાને અમે બચાવનાર છીએ. ૫૯ પણ તેની સ્ત્રી સિવાય કે જેને માટે અમે નિર્માણ કર્યું છે કે તેણી પાછળ રહેનારાઓમાંની થાય. ૬૦. પછી જ્યારે લુતના કુટુંબ પાસે મોકલેલા ફેરેશ્તાઓ આવ્યા. ૬૧. ત્યારે તેણે કહ્યું, ખરેખર તમે એવા લોકો છો કે જેઓને હું ઓળખતો નથી. ૬૨. તેઓએ કહ્યું, (નહિ) બલ્કે અમે ત્હારી પાસે તે કામ વિષે આવ્યા છીએ કે જે વિષે તેઓ શક રાખતા હતા. ૬૩. અને ત્હારી પાસે અમે સત્ય આણ્યું છે, અને ખરેખર અમે સાચું બોલનાર છીએ. ૬૪.

اذ دخلوا عليه فقالوا سلاما قال انا منكم
وجلون ٥٢ قالوا لا توجل انا نبشرك
بغلام عليم ٥٣ قال ابشرتموني على ان
مسني الكبر فبم تبشرون ٥٤ قالوا بشرناك
بالحق فلا تكن من القانطين ٥٥ قال و
من يقنط من رحمة ربه الا الضالون ٥٦
قال فما خطبكم ايها المرسلون ٥٧ قالوا
انا ارسلنا الى قوم مجرمين ٥٨ الا ال
لوط انا لمنجوهم اجمعين ٥٩ الا امراته
قدرنا انها لمن الغابرين ٦٠ فلما جاء ال
لوط المرسلون ٦١ قال انكم قوم
منكرون ٦٢ قالوا بل جئناك بما كانوا
فيه يمترون ٦٣ واتيناك بالحق وانا
لصادقون ٦٤

فسجد الملآئكة كلهم اجمعون ٣٠ الا
ابليس ابى ان يكون مع السّاجدين ٣١
قال يا ابليس مالك الاّ تكون مع
السّاجدين ٣٢ قال لم اكن لاسجد لبشر
خلقته من صلصال من حما مسنون ٣٣
قال فاخرج منها فانك رجيم ٣٤ وان
عليك اللعنة الى يوم الدين ٣٥ قال رب
فانظرنى الى يوم يبعثون ٣٦ قال
فانك من المنظرين ٣٧ الى يوم الوقت
المعلوم ٣٨ قال رب بما اغويتنى لازيننّ
لهم فى الارض ولاغوينهم اجمعين ٣٩
الا عبادك منهم المخلصين ٤٠

પછી સઘળા ફેરેશ્તાઓએ તેને સેજદો કર્યો. ૩૦. પણ એબ્લીસે સેજદો કરનારાઓ સાથે શામેલ થવાને ના પાડી. ૩૧. ખુદાએ કહ્યું, હે એબ્લીસ, તને શું છે કે તું સેજદો કરનારાઓ સાથે શામેલ થાય નહિ? ૩૨ તેણે કહ્યું કે હું એવો નથી કે હું તે મનુષ્યને સેજદો કરૂં કે જેને તેં કાળી વાસ મારતી મૂકેલી માટીમાંથી પેદા કર્યો છે. ૩૩. ખુદાએ ફરમાવ્યું ત્યારે તું ત્યાંથી બહાર નીકળ. હવે ખરેખર તને હાંકી કાઢવામાં આવ્યો છે. ૩૪. અને ખરેખર બદલો આપવાના દિવસ સુધી ત્હારા ઉપર લઅનત છે. ૩૫. તેણે કહ્યું, હે પરવરદેગાર, ત્યારે મને તે દિવસ સુધી વખત આપ કે જે દિવસે માણસોને ઉઠાડવામાં આવશે. ૩૬. ખુદાએ કહ્યું, ખરેખર જેઓને વખત આપવામાં આવ્યા છે તેઓમાંનો તું છે. ૩૭. તે ચોકસ થયેલી મુદ્દતના દિવસ સુધી છે. ૩૮. શેતાને કહ્યું હે પરવરદેગાર, તેં મને આડે રસ્તે દોર્યો છે* તેથી તેના હું સોગંદ ખાઉં છું, કે હું ખચિત તેઓ (માણસો)ને માટે પૃથ્વીમાં (પાપને) સુશોભિત કરીશ, અને તેઓ સઘળાને હું ખચિત આડે માર્ગે લઇ જાઇશ. ૩૯ પણ તેઓમાંના જે ત્હારા બંદાઓ શુધ્ધ મનના છે તેઓને નહિ. ૪૦.

* આ આયાના તફસીર લખનારાઓ જુદા જુદા અર્થ કરે છે. એક તો અહિં કસમ બતાવ્યો છે તે; બીજો "તેં મને આડે રસ્તે દોર્યો છે તેને લીધે હું ખચિત્ તેઓને ઇત્યાદી" અને ત્રીજો "તેં મને ત્હારી રહમતથી નિરાશ કર્યો છે તેને લીધે હું તેઓને ઇત્યાદી" વધારે ખોલાસો મ્હોટી તફસીરોમાં મળશે.

وانا لنحن نحيي ونميت ونحن الوارثون ٢٣
ولقد علمنا المستقدمين منكم ولقد
علمنا المستاخرين ٢٤ وان ربك هو
يحشرهم انه حكيم عليم ٢٥ ولقد خلقنا
الانسان من صلصال من حما مسنون ٢٦
والجان خلقناه من قبل من نار السموم ٢٧
واذ قال ربك للملائكة اني خالق بشرا
من صلصال من حما مسنون ٢٨ فاذا
سويته ونفخت فيه من روحي فقعوا
له ساجدين ٢٩

અને ખરેખર અમે જીવ આપીએ છીએ અને અમે મોત આપીએ છીએ; અને અમે સર્વના વારસ છીએ.* ૨૩. અને ખરેખર અમે તમારામાંના આગળ થયેલાને ઓળખીએ છીએ, અને તેમજ પાછળ આવનારને ઓળખીએ છીએ.† ૨૪. અને ખરેખર ત્હારો પરવરદેગાર તેજ છે કે જે તેઓ સઘળાને એકઠા કરશે. ખરેખર તે સત્ય કરનાર ( અને ) દાના છે. ૨૫. અને ખરેખર અમે મનુષ્ય ( આદમ ) ને સૂકાવેલી માટી કે જે કાળી ( અને ) વાસ મારતી માટી હતી‡ તેમાંથી પેદા કર્યો. ૨૬. અને જાન્નને તે અગાઉ ધૂમાડા વિનાની આગમાંથી અમે પેદા કર્યો. ૨૭. અને ( યાદ કર ) કે જ્યારે ત્હારા પરવરદેગારે ફેરેશ્તાઓને કહ્યું કે ખરેખર હું એક મનુષ્યને કળી વાસ મારતી સુકી માટીમાંથી પેદા કરનાર છું. ૨૮. પછી જ્યારે મેં તેને બનાવી આકૃતિ આપી, અને તેમાં મ્હારા રૂહ ( આત્મા ) માંથી ( રૂહ ) ફુંક્યો, ત્યારે તમે સઘળા તેની પાસે સેજ્દો કરતા પડો. ૨૯.

* એટલે કે જ્યારે સઘળાં પ્રાણીઓ મરી જઈ નાશ પામશે ત્યારે ખુદા માત્ર એકલોજ રહેનાર છે.

† જેઓ મરી ગયા છે અથવા અગાઉ થઇ ગયા છે તેઓને, અને જેઓ જીવે છે અથવા પાછળ આવનાર છે તેઓને; અથવા જે કોમો પહેલાં થઇ ગઇ છે તેઓને, અને હઝરત પેગમ્બરની કોમ કે જે પછી આવનાર છે તેને.

‡ કેટલાક બયાન કરે છે કે જે જમીનની માટીમાંથી હઝરત આદમનું શરીર બનાવવામાં આવ્યું તે જમીન ઉપર ખુદાએ પાણી મોકલ્યું, અને તેની માટી બનાવી અને તેને થોડી મુદ્દત સુધી રાખી મુકી, અને તે સ્થિતિમાં રહેલી માટી "હમા" કહેવાય છે, અને પછી તે માટીનો ઉત્તમ આકાર બનાવ્યો કે જે આકારને "મસનુન" કહેવામાં આવે છે, પછી તે સુકાવા મોકલી આકૃતિને "સલસાલ" એવું નામ આપવામાં આવ્યું છે.

| | |
|---|---|
| إلا من استرق السمع فاتبعه شهاب | પણ જે ચોરીથી ( ફેરેશ્તાઓની ) વાત સાંભળવા ઇચ્છે છે * તેની પાછળ પ્રકાશિત |
| مبين ۱۸ والارض مددناها والقينا فيها | બળતા તારા પડે છે. ૧૮. અને અમે પૃથ્વીને પાથરી છે, અને તેમાં દ્રઢ પર્વતો |
| رواسى وانبتنا فيها من كل شىء موزون ۱۹ | મૂકયા છે, અને તેમાં દરેક ચીઝ ચોકસ માપમા ઉગાડી છે. ૧૯. અને અમે તમારે |
| وجعلنا لكم فيها معايش ومن لستم | માટે તેમાં ઝિંદગીનાં સાધનો બનાવ્યાં છે, અને તેમજ તેને માટે પણ કે જેને |
| له برازقين ۲۰ وان من شىء الا عندنا | તમે રૂઝી આપનાર નથી. † ૨૦. અને કોઇ ચીઝ એવી નથી કે જેનો ખઝાનો |
| خزائنه وما ننزله الا بقدر معلوم ۲۱ | અમારી પાસે નહોય, ‡ અને ચોકસ માપ સિવાય અમે તે નીચે મોકલતા નથી. ૨૧. |
| وارسلنا الرياح لواقح فانزلنا من السماء | અને અમે પવનને (વાદળાથી) ગર્ભિત થયેલા § મોકલ્યા છે. પછી અમે આકાશમાંથી પાણી નીચે મોકલ્યું છે. |
| ماء فاسقيناكموه وما انتم له بخازنين ۲۲ | પછી અમે તે તમને પીવરાવ્યું. અને તે તમે જાળવી રાખનાર નથી. ૨૨. |

* જેન્ન લોકો હઝરત આદમના વખતથી તે હઝરત ઇસાના વખત સુધી આકાશ તરફ ઉંચે ચઢતા, અને ફેરેશ્તાઓ કે જે કેતાબમાંથી ખુદાના નિર્માણ થયેલા હોકમો વાંચતા તેઓને છાના માના સાંભળી લેતા; અને નીચે આવીને જાદુગરોને તથા નઝર બંધીવાળાઓને તે વિષે શીખવતા. પણ હઝરત ઇસાના વખતમાં ત્રણ આકાશમાં આવતાં તેઓને અટકાવવામાં આવ્યા, અને હઝરત પેયગમ્બરના જન્મ પછી બાકીનાં ચાર આકાશોમાં પણ આવતાં અટકાવવામાં આવ્યા. અને તેઓને પાછા હઠાવવાને ખુદાએ ખરતા તારા મુકરર કર્યા કે જેઓ જો તેઓ ઉંચે આવવા હિમ્મત ધરે તો તેમના ઉપર પડી તેમને પાછા હઠાવે.

† એટલે કે તમારૂં કુટુંબ ચાકરો અને ગુલામો જો તમે એવું ધારતા હો કે તમે તેઓને ખવરાવો છો તો તે તમારી ભૂલ છે; અથવા એવાં જાનવરો કે જેની માણસો કાંઇ સંભાળ લેતા નથી.

‡ એટલે કે અમે તેના ઉપર સત્તા ચલાવનાર છીએ. આ એક કહેવત છે.

§ એટલે પવન મોકલ્યા છે કે જે પાણી ભરેલાં વાદળાંને ઘસડી લાવે છે.

مَا نُنَزِّلُ الْمَلٰٓئِكَةَ اِلَّا بِالْحَقِّ وَمَا كَانُوٓا
اِذًا مُّنْظَرِيْنَ ٨ اِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَاِنَّا
لَهٗ لَحٰفِظُوْنَ ٩ وَلَقَدْ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ
فِيْ شِيَعِ الْاَوَّلِيْنَ ١٠ وَمَا يَاْتِيْهِمْ مِّنْ
رَّسُوْلٍ اِلَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ١١ كَذٰلِكَ
نَسْلُكُهٗ فِيْ قُلُوْبِ الْمُجْرِمِيْنَ ١٢ لَا يُؤْمِنُوْنَ
بِهٖ وَقَدْ خَلَتْ سُنَّةُ الْاَوَّلِيْنَ ١٣ وَلَوْ فَتَحْنَا
عَلَيْهِمْ بَابًا مِّنَ السَّمَآءِ فَظَلُّوْا فِيْهِ يَعْرُجُوْنَ ١٤
لَقَالُوْٓا اِنَّمَا سُكِّرَتْ اَبْصَارُنَا بَلْ نَحْنُ قَوْمٌ
مَّسْحُوْرُوْنَ ١٥ وَلَقَدْ جَعَلْنَا فِي السَّمَآءِ
بُرُوْجًا وَّزَيَّنّٰهَا لِلنّٰظِرِيْنَ ١٦ وَحَفِظْنٰهَا
مِنْ كُلِّ شَيْطٰنٍ رَّجِيْمٍ ١٧

અમે સત્ય સિવાય ફેરેશ્તા નીચે મોકલતા
નથી.* અને તે વખત તેઓને વખત
આપવામાં આવશે નહિ. ૮. ખરેખર
અમે કોરઆન નીચે મોકલ્યું છે, અને
ખચિત્ અમે તેનું રક્ષણ કરનાર છીએ.†૯.
અને ખરેખર અમે ત્હારી પહેલાં પ્રાચીન
પ્રજાની અંદર ( પેયગમ્બરો ) મોકલ્યા
છે. ૧૦. અને તેમની પાસે એવો કોઇ
પેયગમ્બર આવ્યો નથી કે જેની તેઓ
મશ્કરી કરતા નહોતા. ૧૧. આ પ્રમાણે
અમે ગુનહગારોના હૃદયમાં તેજ વર્તણુક
દાખલ કરીએ છીએ. ૧૨. તેઓ તે
( કોરઆન ) માં માનશે નહિ અને
આગળના લોકો વિષે (ખુદાનો) નિયમ
અમલમાં આવી ચુકયો છે. ૧૩. અને
જો અને તેઓના ઉપર આકાશનું એકજ
બારણું ઉઘાડીએ, પછી તેઓ આખો
દિવસ પ્રત્યક્ષ જુએ કે ( ફેરેશ્તાઓ )
તેમાં થઇ ઉપર ચ્હડે છે, ૧૪. તો પણ
તેઓ ખચિત્ કહેશે કે ખરેખર અમારી
નજરબાંધી લીધી છે; (નહિ) બલ્કે અમે
જાદુ થયેલી કોમ છીએ. ૧૫. અને
ખરેખર અમે આકાશમાં (બાર) રાશીઓ
બનાવી છે, અને જોનારા માટે તેને
શણગારી છે. ૧૬. અને અમે તે (આકાશ)
ને દરેક હાંકી કાઢેલા શેતાનથી જાળવી
રાખ્યું છે. ૧૭.

* એટલે કે જ્યારે તેઓને દુષ્ટ લોકોના ઉપર ખુદાની શિક્ષા અમલમાં લાવવાની હોય ત્યારેજ ફેરેશ્તાઓ પોતાના મૂળરૂપમાં પૃથ્વી ઉપર આવે છે; પણ પોતાના દ્રશ્યરૂપમાં દેખાઇને તમને ખુશ કરવા માટે તેઓ આવતા નથી; કારણ કે જો તેઓ તે રૂપમાં આવે તો તેઓ તમારા ઉપર ખુદાનો કોપ જલદીથી લાવવા માટેજ આવે છે.

†એટલે કે ખુદા પોતાના કોરઆનમાં કંઇ એબ લગાડવા દેશે નહિ, તેમજ ફેરફાર કરવા દેશે નહિ

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી

(શરૂ કરૂં છું.)

અ, લ, ર, (અલેફ્-લામ-રા) * આ આયાત આ સુરાની અને સ્પષ્ટ કોરઆનની આયાત છે. ૧. જેઓ કાફેર થયા છે તેઓ ઘણીવાર
૧૪/૩૦ ركوع ١ એવું ઇચ્છશે કે જો તેઓ મુસલમાન હોત † (તો કેવું સારૂં) ? ૨. તેઓને તું રહેવા દે કે તેઓ ખાય, અને પોતાના માલનો ઉપભોગ કરે, અને તેઓની આશાઓ તેઓને કામમાં ગુંથાયેલા રાખે; પછી તેઓ જલદી જાણશે. ૩. અને કોઇ ગામનો તેના ચોકસ લખેલા વખત સિવાય અમે નાશ કર્યો નથી. ૪. કોઈ પ્રજા પોતાના ચોકસ વખત પહેલાં ગઇ નથી અને તેમજ તેની પાછળ ગઇ નથી. ૫. અને તેઓએ કહ્યું, હે તું કે જેના ઉપર કોરઆન નીચે મોકલવામાં આવ્યું છે, ખરેખર તું (હે મોહમ્મદ) દિવાનો છે. ૬. શા માટે તું અમારી પાસે ફેરેશ્તા લાવતો નથી જો તું સત્યવાદીઓમાંનો હો? ૭.

سورة الحجر مكية وهى

تسع و تسعون اية

بسم الله الرحمن الرحيم

الر تلك ايات الكتاب وقران مبين ١
ربما يود الذين كفروا ١٤ جزو
لوكانوا مسلمين ٢ ذرهم ياكلوا ويتمتعوا
ويلههم الامل فسوف يعلمون ٣ وما
اهلكنا من قرية الا ولها كتاب معلوم ٤
ما تسبق من امة اجلها وما يستاخرون ٥
وقالوا يا ايها الذى نزل عليه الذكر انك
لمجنون ٦ لوما تاتينا بالملائكة ان كنت
من الصادقين ٧

* કેટલાક કહે છે કે 'અલેફ' "લામ" અને "રા" એ અક્ષરો અલ્લાહ, જેબ્રાઇલ અને રસુલને માટે છે: એટલે આ શબ્દો ખુદા તરફથી જેબ્રાઇલ મારફત હઝરત પેયગમ્બરને મોકલવામાં આવ્યા છે.

† કાંતો જ્યારે તેઓ ખરા મોમેનોની ફતેહ અને આબાદી જોશે ત્યારે અને કાંતો જ્યારે તેઓ મરી જશે ત્યારે અને કાંતો ક્યામતને દિવસે.

وتری المجرمین یومئذ مقرنین فی
الاصفاد ۴۹ سرابیلهم من قطران وتغشی
وجوههم النار ۵۰ لیجزی الله کل نفس
ما کسبت ان الله سریع الحساب ۵۱
هذا بلاغ للناس ولینذروا به ولیعلموا
انما هو اله واحد ولیذکر اولوا
الالباب ۵۲

અને તું જોઇશ કે પાપીઓને આ દિવસે બેડીમાં સાથે જોડી બાંધેલા છે. ૪૯. તેઓનાં પહેરણો ડામરનાં છે, અને આગ તેઓનાં મ્હોંને ઢાંકી દેશે. ૫૦. એટલા માટે કે ખુદા દરેક જણને જે તે કમાયો છે તેનો બદલો આપે. ખરેખર ખુદા જલદી હેસાબ લેનાર છે. ૫૧. માણસોને માટે આ એક સંદેશો છે, અને તે એટલા માટે કે તે વડે તેઓને ચેતવણી આપવામાં આવે, અને એટલા માટે કે તેઓ જાણે કે તે માત્ર એકજ ખુદા છે, અને એટલા માટે કે બુધ્ધિમાનો શિખામણ લે. ૫૨.

## પ્રકરણ ૧૫ મું.

# સુરતુલ-હેજ્ર.

આ આખી સુરા મકકામાં વહી કરવામાં આવી હતી; પણ કેટલાકના માનવા પ્રમાણે તેની બે આયા મદિનામાં વહી કરવામાં આવી હતી. કોરઆનની સઘળી નકલમાં આ સુરામાં ૯૯ આયા છે. એવું કહેવામાં આવ્યું છે કે "જે કોઇ આ પ્રકરણ વાંચશે તેને સઘળા મોહાજેર અને અનસારની સંખ્યાથી દશગણો સવાબ મળશે." આ સુરાની ૮૦ મી. આયામાં "હેજ્ર" શબ્દ આવે છે તે ઉપરથી તેનું નામ "હેજ્ર" રાખવામાં આવ્યું છે અને આ શબ્દ સમુદની કોમનું બીજું નામ પણ છે.

થઈ જશે અને પૃથ્વી નરક થઇ જશે, અને કેટલાક કહે છે કે પૃથ્વી રૂપું થઈ જશે અને આકાશ સોનું થઇ જશે.

وانذر الناس يوم ياتيهم العذاب فيقول
الذين ظلموا ربنا اخرنا الى اجل قريب
نجب دعوتك ونتبع الرسل او لم
تكونوا اقسمتم من قبل مالكم من
زوال ٤٤ وسكنتم فى مساكن الذين
ظلموا انفسهم وتبين لكم كيف فعلنا بهم
وضربنا لكم الامثال ٤٥ وقد مكروا
مكرهم وعندالله مكرهم وان كان مكرهم
لتزول منه الجبال ٤٦ فلا تحسبن الله مخلف
وعده رسله ان الله عزيز ذوانتقام ٤٧
يوم تبدل الارض غير الارض والسموات
وبرزوا لله الواحد القهار ٤٨

અને માણસોને તે દિવસની ચેતવણી આપ કે જે દિવસે તેઓને શિક્ષા આવી પહોંચશે. પછી જેઓએ ઝોલમ કર્યો છે તેઓ કહેશે કે હે અમારા પરવરદેગાર, અમારી શિક્ષા થોડા વખત સુધી મુલતવી રાખ કે જેથી અમે ત્હારી તરફ બોલાવનારને જવાબ આપીએ અને પેયગમ્બરો પ્રમાણે ચાલીએ; ( તેઓને કહેવામાં આવશે કે)શું તમે આ અગાઉ સોગંદ નહોતા ખાધા કે તમારે માટે ( આ દુનિયામાંથી ) જવાનુંજ નથી?૪૪. અને તમે જે લોકોએ પોતાના ઉપર ઝોલમ કર્યો હતો તેઓનાં રહેઠાણોમાં વસ્યા, અને તમને સ્પષ્ટ થયું કે અમે તેઓના ઉપર કેવું કર્યું ? અને અમે તમારે માટે ( તેઓની સ્થિતિનાં ) દ્રષ્ટાંત આપ્યાં. ૪૫. અને ખરેખર તેઓએ પોતાનાં કાવતરાં રચ્યાં, અને ખુદાની પાસે તેઓનાં કાવતરાં ( નો બદલો ) છે, અને ખરેખર તેઓનું કપટ એવું હતું કે જેથી પહાડ પણ તેને લીધે પોતાના જગ્યાએથી ખસે.* ૪૬. માટે તું ધારનહિ કે ખુદા પોતાના પેયગમ્બરોને આપેલું વચન તોડનાર છે. ખરેખર ખુદા સર્વ શકિતમાન્ ( અને તે દિવસ) બદલો વાળનાર છે, ૪૭. કે જે દિવસે આ ઝમીન બદલાઇ બીજી ઝમીન થશે. અને તેમજ આકાશો પણ.† અને સઘળાઓ એકજ સર્વ શકિતમાન્ ખુદાને (હેસાબ દેવા ) કબરમાંથી બહાર આવશે. ૪૮.

* કેટલાકના કહેવા પ્રમાણે આનો સંબંધ નમરૂદ સાથે છે કે જ્યારે તે ખુદાની સામે લડવાને આકાશ તરફ ગયો હતો. ( ૧૬ મી પ્રકરણની ૨૬ મી આયા જુઓ )."

† મુસલમાન લોકો માને છે કે કયામતને દિવસે પૃથ્વી અને આકાશમાં ફેરફાર થશે, પણ આ ફેરફાર વિષે તફસીર લખનારાના ભિન્ન ભિન્ન મત છે. કેટલાક કહે છે કે આકાશ સ્વર્ગ

અને તેઓને ફળોમાંથી રૂઝી આપ* કે
કદાચ્ તેઓ આભાર માને. ૩૭. હે
અમારા પરવરદેગાર ખરેખર, જે અમે
સંતાડીએ છીએ અને જે અમે ખુલ્લું
કરીએ છીએ તે તું જાણે છે; અને ખુદાથી
પૃથ્વીમાં તેમજ આકાશમાં કંઇ ચીજ
છૂપી રહેતી નથી. ૩૮. વખાણ તેજ
ખુદાનાં છે કે જેણે મ્હારૂં ઘડપણ છતાં
મને એસ્માઇલ અને એસહાક બક્ષિશ
કર્યા છે, ખરેખર મ્હારો પરવરદેગાર
ખચિત્ દોઆ સાંભળનાર છે. ૩૯ હે
પરવરદેગાર, મને કાયમ નમાઝ પઢનાર
બનાવ અને તેમજ મ્હારા છોકરાંઓને
પણ, હે અમારા પરવરદેગાર, અને
મ્હારી દોઆ કબુલ કર. ૪૦ હે અમારા
પરવરદેગાર, મને અને તેમજ મ્હારાં
માબાપને અને મોમેનોને તે દિવસે
માફ કર કે જે દિવસે હેસાબ લેવામાં
આવશે. ૪૧. અને તું એમ ધાર નહિ
કે ખુદા ઝોલમગારો જે કરે છે તેનાથી
અજાણ છે. તે માત્ર તેઓની શિક્ષા તે
દિવસ માટે મુલતવી રાખે છે કે જે
દિવસે આંખો ફાટી રહેશે. ૪૨. તેઓ
આવી સ્થિતિમાં ઉતાવળથી આગળ
દોડનાર છે. અને તેઓ પોતાનાં માથાં
(અચરજને લીધે) ઉંચાં કરનાર છે.
તેઓની નજર પોતાના તરફ ફરી શકતી
નથી, અને તેઓનાં અંતઃકરણ
બેશુદ્ધ છે. ૪૩.

وارزقهم من الثمرات لعلهم يشكرون ٣٧
ربنا انك تعلم ما نخفي وما نعلن وما
يخفى على الله من شيء في الارض ولا
في السماء ٣٨ الحمد لله الذي وهب لي على
الكبر اسمعيل واسحق ان ربي لسميع
الدعاء ٣٩ رب اجعلني مقيم الصلوة
ومن ذريتي ربنا وتقبل دعاء ٤٠ ربنا
اغفر لي ولوالدي وللمؤمنين يوم يقوم
الحساب ٤١ ولا تحسبن الله غافلا عما يعمل
الظالمون انما يؤخرهم ليوم تشخص فيه
الابصار ٤٢ مهطعين مقنعي رؤسهم لا
يرتد اليهم طرفهم وافئدتهم هواء ٤٣

* હઝરત એબ્રાહીમની આ દોઆ સંપૂર્ણ રીતે ફળીભૂત થઇ, કારણ કે મક્કા શહેર એવું ફળદ્રુપ થઇ ગયું છે કે વસંત, ગ્રીષ્મ અને પાનખર રતુમાં થતાં સઘળી જાતનાં ફળો એકજ વખતે ત્યાં મળી શકે છે.

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ رَبِّ اجْعَلْ هٰذَا الْبَلَدَ
اٰمِنًا وَّاجْنُبْنِيْ وَبَنِيَّ اَنْ نَّعْبُدَ الْاَصْنَامَ ٣٥
رَبِّ اِنَّهُنَّ اَضْلَلْنَ كَثِيْرًا مِّنَ
النَّاسِ فَمَنْ تَبِعَنِيْ فَاِنَّهٗ مِنِّيْ وَمَنْ عَصَانِيْ
فَاِنَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ ٣٦ رَبَّنَا اِنِّيْ اَسْكَنْتُ
مِنْ ذُرِّيَّتِيْ بِوَادٍ غَيْرِ ذِيْ زَرْعٍ عِنْدَ
بَيْتِكَ الْمُحَرَّمِ رَبَّنَا لِيُقِيْمُوا الصَّلٰوةَ فَاجْعَلْ
اَفْئِدَةً مِّنَ النَّاسِ تَهْوِيْ اِلَيْهِمْ

અને ( યાદ કર ) કે જ્યારે એબ્રાહીમે કહ્યું કે હે પરવરદેગાર, આ શેહેરને સલામતીનું સ્થાન બનાવ. અને મને અને મ્હારા છોકરાઓને મૂર્તિઓની બંદગી કરવામાંથી દૂર રાખ. ૩૫. હે પરવરદેગાર, ખરેખર તેઓએ માણસોમાંના ઘણાને આડે રસ્તે દોર્યા છે; પણ જે કોઇ મને અનુસરે છે તે ખરેખર મ્હારોજ છે. અને જે કોઈ મ્હારી નાફરમાની કરે છે તો ખરેખર તું માફી આપનાર (અને) દયાળુ છે. ૩૬. હે અમારા પરવરદેગાર મેં મ્હારા છોકરાંઓમાંથી એકને એક એવી વાદી ( ઝમીન ) માં કે જ્યાં ખેતી ન થઇ શકે ત્યાં ત્હારા પવિત્ર ઘર પાસે વસાવ્યો છે * હે અમારા પરવરદેગાર તે એટલા માટે કે તેઓ નમાઝ પઢે, માટે તું કેટલાક માણસોનાં અંતઃકરણને એવાં કર કે તેઓ તેઓની તરફ પ્રેમથી દોડે;

---

જોઇતો સઘળી જાતનો ખોરાક આવ્યો હતો; તથા તેઓનામાં એક પેયગમ્બર મોકલીને તેમને માનવંત કર્યા હતા, તો પણ તેઓ આ સઘળાના બદલામાં હઠીલા કાફેર થયા, અને તેઓએ તેના પેયગમ્બર ઉપર ઝોલમ ગુઝાર્યો; જેને લીધે તેઓને સાત વરસ સુધી ઉપરા ઉપરી દુકાળની સઝા કરવામાં આવી. એટલુંજ નહિ પણ બદ્રની લડાઇમાં તેઓને મ્હોટું નુકસાન અને હલકાઇ સહન કરવી પડી; એટલે સુધી કે જેઓ પહેલા પોતાની આબાદીને માટે પ્રખ્યાત હતા તેઓ પાયમાલ થઈ ગયા અને હવે તેઓ પોતાના કાફેરપણાને માટેજ માત્ર પ્રખ્યાત છે.

* આનો સંબંધ હઝરત એસ્માઇલ સાથે છે કે જેને હઝરત એબ્રાહીમે પોતાની સ્ત્રી સારાના કહેવાથી જે જગ્યાએ હાલ મક્કામાં મસ્જેદોલ-હરામ છે ત્યાં રાખ્યા હતા. તે વખતે તે જગ્યા એક બેયાબાન હતું. અહિંઆં ઝમઝમ ( પ્રસ્તાવના જુઓ ) નો કૂવો એસ્માઇલના પગ નીચેથી ફુટી નીકળ્યો અને જોરહુમની કોમ આવીને ત્યાં વસી અને ધીમે ધીમે મક્કા શહેર બંધાણું; અને ત્યારથી હમેશા દરેક દેશમાંથી માણસોની મ્હોટી સંખ્યા ત્યાં જાય છે.

وجعلوا لله اندادا ليضلوا عن سبيله قل
تمتعوا فان مصيركم الى النار ٣٠ قل لعبادى
الذين امنوا يقيموا الصلوة وينفقوا مما
رزقناهم سرا وعلانية من قبل ان ياتى
يوم لا بيع فيه ولا خلال ٣١ الله الذى
خلق السموات والارض وانزل من
السماء ماء فاخرج به من الثمرات رزقا
لكم وسخر لكم الفلك لتجرى فى البحر
بامره وسخر لكم الانهار ٣٢ وسخر
لكم الشمس والقمر دائبين وسخر لكم
الليل والنهار ٣٣ واتيكم من كل ما
سالتموه وان تعدوا نعمت الله لا تحصوها
ان الانسان لظلوم كفار ٣٤

અને તેઓએ ખુદાની સમાન બીજાને બનાવ્યા છે, એટલા માટે કે તેઓ (માણસોને) ખુદાને રસ્તેથી આડા લઇ જાય. કહે, તમે જિંદગી ભોગવો, પછી ખરેખર તમારૂં પાછું ફરવાનું આગ તરફ છે. ૩૦. તું મ્હારા બંદાઓ કે જેઓ ઇમાન લાવ્યા છે તેઓને કહે, તમે નમાઝ પઢો, અને જે અમે તેઓને રૂઝી આપી છે તેમાંથી છૂપી રીતે અને ખુલ્લી રીતે તે દાન કરો. તે દિવસ આવે તે પહેલાં આ કરો કે જે દિવસે કંઇ લેણદેણ તેમજ કંઇ દોસ્તી નથી. ૩૧. અલ્લાહ તેજ છે કે જેણે આકાશો અને પૃથ્વી પેદા કર્યાં છે, અને આકાશમાંથી પાણી નીચે મોકલ્યું છે; પછી તે વડે ફળો તમારી રૂઝી માટે તે બહાર લાવ્યો છે અને વહાણને તેણે તમારા તાબામાં રાખ્યાં છે કે જેથી તે તેના હોકમથી સમુદ્રમાં ચાલે. અને તેણે નદીઓને વહેતી કરી તમારા કબજામાં રાખી છે. ૩૨. અને તેણે તમારે માટે સૂર્ય અને ચંદ્ર કે જે હમેશ ફરે છે તેને તાબે રાખ્યા છે, અને તેણે તમારે વાસ્તે રાત અને દિવસને તાબામાં રાખ્યાં છે. ૩૩. અને જે દરેક ચીઝ તમે માગી છે તે તેણે તમને આપી છે; અને જો તમે ખુદાની મેહરબાની ગણવા ઇચ્છો તો તમે તેને ગણી શકો નહિ.* ખરેખર મનુષ્ય જાત ઝોલમગાર (અને) અનુપકારી છે. ૩૪.

* આ વાતનો સંબંધ મક્કાના લોકો સાથે છે કે જેઓ જો કે ખુદાએ તેમને પવિત્ર દેશમાં મૂક્યા હતા, અને તેઓને કાબાના રક્ષક બનાવ્યા હતા તેમજ તેઓને જિંદગીને માટે

الم تر كيف ضرب الله مثلا كلمة طيبة
كشجرة طيبة اصلها ثابت وفرعها
فى السماء ٢٤ تؤتى اكلها كل حين باذن
ربها ويضرب الله الامثال للناس لعلهم
يتذكرون ٢٥ ومثل كلمة خبيثة كشجرة
خبيثة اجتثت من فوق الارض ما لها
من قرار ٢٦ يثبت الله الذين امنوا بالقول
الثابت فى الحيوة الدنيا وفى الاخرة
ويضل الله الظالمين ويفعل الله ما
يشاء ٢٧ الم تر الى الذين بدلوا نعمت
الله كفرا واحلوا قومهم دار البوار ٢٨
جهنم يصلونها وبئس القرار ٢٩

શું તું જોતો નથી કે કેવી રીતે ખુદા દાખલો
આપે છે? પાક શબ્દ* એક પાક ઝાડ
જેવો છે. તેનું મૂળ (જમીનમાં) દ્રઢ છે,
અને તેની ડાળીઓ આકાશમાં છે. ૨૪.
તે પોતાનાં ફળો દરેક વખત પોતાના
પરવરદેગારની પરવાનગીથી આપે છે, અને
ખુદા માણસો માટે દ્રષ્ટાંત આપે છે કે
કદાચ્ તેઓ શિખામણ લે. ૨૫. અને
નાપાક શબ્દનો મુકાબલો એક નાપાક
ઝાડ જેવો છે કે જેનાં મૂળ કપાઇ જમીન
ઉપર ડગડગી રહ્યાં છે. તેને માટે કંઇ
સ્થિરતા નથી. ૨૬. જેઓ ઇમાન લાવ્યા
છે તેઓને ખુદા દ્રઢ સત્ય શબ્દ વડે
આ દુનિયાની ઝિંદગીમાં અને આવતી
ઝિંદગીમાં મજબુત કરે છે; અને ખુદા
ઝોલમગારોને આડા રસ્તાપર રહેવા દે છે.
અને ખુદા જે ચાહે છે, તે કરે છે. ૨૭.
શું તેં તે લોકોને જોયા નથી કે જેઓએ
ખુદાની બક્ષિશને અનુપકાર (કાફેરપણા)
માં બદલી છે, અને પોતાની કોમને
નાશકારક ઘરમાં ઉતારી છે? ૨૮. તે
જહન્નમ છે તેમાં તેઓ દાખલ થશે,
અને તે એક ખરાબ રહેઠાણ છે. ૨૯.

* "પાક" શબ્દનો અર્થ અહિંઆં કાંતો એ કે ખુદા એકજ છે એમ માનવું, અને કાંતો મુસલમાન ધર્મ તરફ બીજાઓને બોલાવવા, અને કાંતો કોરઆન પોતેજ; અને "દુષ્ટ" શબ્દનો અર્થ એ છે કે એક કરતાં વધારે ખુદાને માનવા અને બીજાઓને મૂર્તિપૂજા તરફ દોરવા.

ખરેખર અમે તમારા તાબેદાર હતા. ત્યારે શું તમે અમારા ઉપરથી ખુદાની શિક્ષામાંથી કંઇ પણ દૂર કરનાર છો? તેઓ કહેશે કે જો ખુદાએ અમને રસ્તો બતાવ્યો હોત તો અમે પણ તમને રસ્તો બતાવ્યો હોત, તે અમારે માટે સરખુંજ છે કે અમે વિલાપ કરીએ અથવા ધીરજ રાખીએ; અમારે માટે કંઇ છૂટકારો નથી. ૨૧. અને જ્યારે કામ (હિસાબ) પૂરૂં કરવામાં આવશે* ત્યારે શેતાન કહેશે કે ખરેખર ખુદાએ તમને સત્ય વાયદો આપ્યો હતો, અને મેં પણ તમને વચન આપ્યું હતું. પણ મેં મ્હારૂં વચન તોડયું અને મ્હારે માટે તમારા ઉપર કંઇ સત્તા નહોતી; પણ માત્ર મેં તમને બોલાવ્યા હતા, પછી તમે મને જવાબ આપ્યો, માટે તમે મને ઠપકો આપો નહિ, અને તમારા પોતાના પંડનેજ ઠપકો આપો. હું તમને બચાવનાર નથી તેમજ તમે મને બચાવનાર નથી; ખરેખર જેને તમે આ અગાઉ (દુનિયામાં) ખુદા સાથે ભાગીદાર કર્યો તેને હું માનનાર નથી. ખરેખર ઝોલમગારો માટે દુઃખદાયક શિક્ષા છે. ૨૨. અને જેઓએ ઈમાન આણ્યું છે અને સારાં કામ કર્યાં છે તેઓને બેહેશ્ત–વાડીઓમાં દાખલ કરવામાં આવશે કે જેની નીચે નદીઓ વહે છે. તેમાં તેઓ પોતાના પરવરદેગારના ફરમાનથી નિરંતર રહેનાર છે. તેમાં તેઓનો મળતી વખતે માન આપવાનો શબ્દ "સલામ" છે. ૨૩.

انا كنا لكم تبعا فهل انتم مغنون عنا من
عذاب الله من شيء قالوا لو هدينا الله
لهدينكم سواء علينا اجزعنا ام صبرنا
ما لنا من محيص ٢١ وقال الشيطان لما
قضي الامر ان الله وعدكم وعد الحق
ووعدتكم فاخلفتكم وما كان لي عليكم
من سلطان الا ان دعوتكم فاستجبتم لي
فلا تلوموني ولوموا انفسكم ما انا
بمصرخكم وما انتم بمصرخي اني كفرت
بما اشركتمون من قبل ان الظالمين لهم
عذاب اليم ٢٢ وادخل الذين امنوا وعملوا
الصالحات جنات تجري من تحتها الانهار
خالدين فيها باذن ربهم تحيتهم فيها سلام ٢٣

* એટલે કે જ્યારે સદ્‌ગુણી લોકોને બેહેસ્તમાં મોકલવામાં આવશે, અને પાપીઓને દુઝખમાં મોકલવામાં આવશે.

તેની પાછળ દુઝખ છે, અને તેને પરૂવાળા
પાણીમાંથી* પીવરાવવામાં આવશે. ૧૬.
તે ઘુંટડે ઘુંટડે પીશે, અને તે ગળે
ઉતારી શકશે નહિ, અને મોત દરેક
જગ્યાએથી તેની પાસે આવશે, અને તે
મરનાર નથી, † અને તેની પાછળ કઠણ
શિક્ષા છે. ૧૭. જેઓએ પોતાના
પરવરદેગારને માન્યો નથી તેઓનો
દાખલો એ છે કે તેઓનાં કૃત્યો રાખ
જેવાં છે કે જેની ઉપર પવન એક તોફાની
દિવસે જુરથી ફુંકે છે, તેઓએ જે કર્યું છે
તેના કંઇ ભાગપર તેઓ સત્તા રાખતા
નથી; આ એક ( સીધે રસ્તેથી ) ઘણો
દૂર આડો માર્ગ છે. ૧૮. શું તું જોતો
નથી કે ખરેખર ખુદાએ આકાશો અને
પૃથ્વી સત્ય પૂર્વક પેદા કીધાં છે. જો તે
ચાહે તો તે તમને લઇ જશે, અને નવી
ઉત્પતિ લાવશે. ૧૯. અને આ ખુદાને
માટે મુશ્કેલ નથી. ૨૦. તેઓ સઘળા
ખુદાના હોકમથી કબરમાંથી ઉઠી બહાર
આવશે. પછી અશકત લોકો, જેઓએ
મગરૂરી કરી છે, તેઓને કહેશે,‡

مِن وَرَآئِهِ جَهَنَّمُ وَيُسْقٰى مِن مَّآءٍ صَدِيدٍ ١٦
يَتَجَرَّعُهُ وَلَا يَكَادُ يُسِيغُهُ وَيَأْتِيهِ الْمَوْتُ مِن
كُلِّ مَكَانٍ وَمَا هُوَ بِمَيِّتٍ وَمِن وَرَآئِهِ
عَذَابٌ غَلِيظٌ ١٧ مَثَلُ الَّذِينَ كَفَرُوا بِرَبِّهِمْ
اَعْمَالُهُمْ كَرَمَادٍ اشْتَدَّتْ بِهِ الرِّيحُ فِي يَوْمٍ
عَاصِفٍ لَا يَقْدِرُونَ مِمَّا كَسَبُوا عَلٰى شَيْءٍ
ذٰلِكَ هُوَ الضَّلَالُ الْبَعِيدُ ١٨ اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ
خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ اِن يَّشَاْ
يُذْهِبْكُمْ وَيَاْتِ بِخَلْقٍ جَدِيدٍ ١٩ وَمَا
ذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيزٍ ٢٠ وَبَرَزُوا لِلّٰهِ جَمِيعًا
فَقَالَ الضُّعَفٰٓؤُا لِلَّذِينَ اسْتَكْبَرُوٓا

*ગંદું પાણી કે જે દુઝખમાં રહેનારા માણસોના શરીરમાંથી લોહી અને પરૂ સાથે મિશ્ર થઇ બહાર નીકળે છે.

† એવું કહેવામાં આવ્યું છે કે દુઝખમાં નાંખેલાં માણસોનો જીવ તેઓના ગલામાં વલગી રહેશે; તે નહિ બહાર આવશે કે જેથી તેઓ મરી જાય તેમજ તે નહિ તેઓના દેહમાં પાછે જશે કે જેથી તેઓ જીવે.

‡ વધારે સાદા અને હલકા લોકો પોતાના આગેવાનોને તેમજ તેમને ફોસલાવીને મૂર્તિપુજા તરફ જવાનું શીખવનારાને અને તેઓના હઠ ભરેલા કાફિરપણામાં દ્રઢ રાખનારાઓને કહેશે.

قالوآ ان انتم الا بشر مثلنا تريدون ان
تصدونا عما كان يعبد اٰبآؤنا فاتونا
بسلطان مبين ١٠ قالت لهم رسلهم ان
نحن الا بشر مثلكم ولكن الله يمن على
من يشآء من عباده وما كان لنا ان
ناتيكم بسلطان الا باذن الله وعلى الله
فليتوكل المؤمنون ١١ ومالنا الا
نتوكل على الله وقد هدينا سبلنا ولنصبرن
على ما آذيتمونا وعلى الله فليتوكل المتوكلون ١٢
وقال الذين كفروا لرسلهم لنخرجنكم
من ارضنا اولتعودن فى ملتنا فاوحى اليهم
ربهم لنهلكن الظالمين ١٣ ولنسكننكم
الارض من بعدهم ذلك لمن خاف مقامى
وخاف وعيد ١٤ واستفتحوا وخاب كل
جبار عنيد ١٥

તેઓએ કહ્યું કે તમે અમારા જેવા મનુષ્ય સિવાય કંઇ નથી. તમે એવું ઇચ્છો છો કે તમે અમને જેને અમારા બાપદાદા બંદગી કરતા હતા તેમાંથી અટકાવો; માટે અમારી પાસે સ્પષ્ટ સાબેતી લાવો.૧૦ તેઓના પેયગમ્બરોએ તેમને કહ્યું કે અમે તમારા જેવા મનુષ્ય સિવાય બીજું કંઈ નથી; પણ ખુદા પોતાના બંદામાંથી જેને ચાહે છે તેના ઉપર ઉપકાર કરે છે; અને અમને યોગ્ય નથી કે અમે તમારી પાસે ખુદાની પરવાનગી સિવાય કંઈ સાબેતી લાવીએ. અને ખુદા ઉપરજ મોમેનોએ આધાર રાખવો જોઇએ.૧૧. અને અમને શું છે કે ખુદા ઉપર અમે આધાર ન રાખીએ અગર જો કે તેણે અમને રસ્તો બતાવ્યો છે? અને ખચિત્ અમે જે દુઃખ તમે અમને આપો છો તે માટે ધીરજ રાખીશું, અને ખુદા ઉપરજ આધાર રાખનારાઓએ આધાર રાખવો જોઇએ. ૧૨. અને જેઓ કાફેર થયા હતા તેઓએ પોતાના પેયગમ્બરોને કહ્યું કે અમે ખચિત્ તમને અમારી ઝમીનમાંથી બહાર કાઢીશું, અથવા તમે અમારા ધર્મમાં પાછા આવો ત્યારે તેઓના પરવરદેગારે તેઓની તરફ વહી મોકલ્યો કે અમે ખચિત્ ઝોલમગારોનો નાશ કરીશું.૧૩. અને અમે તમને તેમની પછી તે ઝમીન ઉપર વસાવીશું. આ તેને માટે છે કે જે ( કયામતને દિવસે ) મ્હારી પાસે ઉભા રહેતાં ડરે છે, અને તેમજ મ્હારી આપેલી ચેતવણીથી ડરે છે.૧૪. અને તેઓએ ફતેહ માગી, અને દરેક મગરૂર ઝોલમગાર નિરાશ થયો.૧૫.

واذ تاذن ربكم لئن شكرتم لازيدنكم
ولئن كفرتم ان عذابي لشديد ٧ وقال
موسى ان تكفروا انتم ومن في الارض
جميعا فان الله لغني حميد ٨ الم ياتكم نبؤا
الذين من قبلكم قوم نوح وعاد وثمود
والذين من بعدهم لا يعلمهم الا الله
جاءتهم رسلهم بالبينات فردوا ايديهم
في افواههم وقالوا انا كفرنا بما ارسلتم
به وانا لفي شك مما تدعوننا اليه مريب ٩ ث
قالت رسلهم افي الله شك فاطر السموات
والارض يدعوكم ليغفر لكم من ذنوبكم
ويؤخركم الى اجل مسمى

૩/૪

અને (યાદ કરો) કે જ્યારે તમારા પરવરદેગારે ખબર આપી કે જો તમે ઉપકાર માનશો તો ખરેખર હું તમારે માટે નેઅમત વધારીશ, પણ જો તમે અનુપકારી થશો તો ખરેખર મ્હારી શિક્ષા સખ્ત છે.૭. અને મુસાએ કહ્યું કે જો તમે અને જે સઘળા પૃથ્વીમાં છે તેઓ સઘળા કાફેર થાય તો ખરેખર ખુદા સ્વતંત્ર (અને) સ્તુત્ય છે. ૮. શું તમારી પાસે તેઓના સમાચાર આવ્યા નથી કે જેઓ તમારી અગાઉ હતા, જેવી કે નુહની અને આદની અને સમુદની કોમો અને તેમજ જેઓ તેઓની પછવાડે હતા? ખુદા સિવાય તેઓને કોઇ જાણતું નથી.* તેઓના પેયગમ્બરો તેમની પાસે સ્પષ્ટ નિશાનીઓ સહિત આવ્યા; પછી તેઓએ પોતાના હાથ પોતાનાં મ્હોંમાં (ગુસ્સાથી) મૂકયા, અને કહ્યું, ખરેખર જેને માટે તમને મોકલવામાં આવ્યા છે તેને અમે ખરેખર માનતા નથી, અને ખરેખર જે તરફ તમે અમને બોલાવો છો તે વિષે અમે મુંઝવણ કરનારી શંકામાં છીએ. ૯. તેઓના પેયગમ્બરોએ કહ્યું કે શું ખુદા વિષે શંકા છે? આકાશો અને પૃથ્વીનો પેદા કરનાર છે. તે તમને બોલાવે છે એટલા માટે કે તમારે માટે તમારાં પાપ માફ કરે, અને તે તમારે માટે નીમેલા વખત સુધી તમારી શિક્ષા મોલતવી રાખે

---

નહિ પણ બીજાઓને તેઓ તેનો તરજુમો અને ખોલાસો આપી શકે. અરબીમાંથી કોરઆન શરીફનો તરજુમો કરવો એ જાયેઝ છે એવું જે આયાતમાંથી સાબેત થાય છે તેમાંની આ પણ એક છે.

* એવું કહેવામાં આવ્યું છે કે અદનાન અને હઝરત એબ્રાહીમ વચ્ચે ૩૦ કર્ન (ઝમાના) ચાલ્યા ગયા છે, અને ખુદા સિવાય બીજું કોઈ તે સમયના લોકો વિષે જાણતું નથી.

કે જેઓ આ દુનિયાની ઝિંદગીને આવતી ઝિંદગી કરતાં પસંદ કરે છે અને ખુદાને રસ્તેથી માણસોને અટકાવે છે અને તેમાં વાંકુંચૂંકું શોધે છે. આ લોકો લાંબી (મ્હોટી) ભૂલમાં છે. ૩. અમે કોઇ પેયગમ્બરને પોતાની કોમની ભાષા સિવાય મોકલ્યો નથી. * (તે ભાષા સહિત મોકલ્યો છે) એટલા માટે કે તે ધર્મ-નિયમોનું તેઓને માટે વર્ણન આપે. પછી જેને ખુદા ચાહે છે તેને તે આડે રસ્તે લઈ જાય છે અને જેને ચાહે તેને સીધો રસ્તો બતાવે છે, અને તે શકિતમાન્ (અને) સત્ય કરનાર છે. ૪. અને ખરેખર અમે મુસાને અમારી નિશાનીઓ સહિત મોકલ્યો કે તું ત્હારા લોકોને અંધારામાંથી અજવાળા તરફ બહાર લાવ, અને ખુદાના (શિક્ષાના) દિવસોથી તેમને શિખામણ આપ. ખરેખર આમાં દરેક ધીરજવાન (અને) આભારી માટે નિશાનીઓ છે. ૫. અને (યાદ કર) કે જ્યારે મુસાએ પોતાની કોમને કહ્યું કે તમારા ઉપરની ખુદાની કૃપા યાદ કરો કે જ્યારે તેણે તમને ફેરઓનના લોકોથી બચાવ્યા. તેઓ તમને દુષ્ટ શિક્ષા ચખાડતા હતા, અને તમારાં છોકરાંઓને મારી નાંખતા હતા, અને તમારી સ્રીઓને જીવતી રાખતા હતા; અને આમાં તમારે માટે તમારા પરવરદેગાર તરફથી એક મ્હોટી આઝમાયેશ હતી. ૬.

الذين يستحبون الحيوة الدنيا على
الآخرة ويصدون عن سبيل الله
ويبغونها عوجا اولئك فى ضلال بعيد ٣
وما ارسلنا من رسول الا بلسان قومه
ليبين لهم فيضل الله من يشاء ويهدى
من يشاء وهو العزيز الحكيم ٤ ولقد
ارسلنا موسى باياتنا ان اخرج قومك
من الظلمات الى النور وذكرهم بايام الله
ان فى ذلك لايات لكل صبار شكور ٥
واذ قال موسى لقومه اذكروا نعمة الله
عليكم اذ انجيكم من ال فرعون
يسومونكم سوء العذاب ويذبحون
ابناءكم ويستحيون نساءكم وفى ذلكم
بلاء من ربكم عظيم ٦

* કે જેથી તેઓ પોતેજ વહી થયેલા ઈલ્હામી સંદેશાને વાંચી માત્ર સમજી શકે એટલુંજ

### પ્રકરણ ૧૪ મું.

# સુરતો-એબ્રાહીમ.

આ આખી સુરા મકકામાં વહ્ય કરવામાં આવી હતી. અને કેટલાક કહે છે કે તેની બે આયા મદિનામાં વહ્ય કરવામાં આવી હતી. શામીની કોરઆનની નકલમાં તેમાં ૫૫ આયા છે, અને હેજાઝીની પ્રમાણે ૫૪, કુફી પ્રમાણે ૫૨, અને બસ્રી પ્રમાણે ૫૧ છે. આ પ્રકરણની ૩૫ મી આયામાં હઝરત એબ્રાહીમનું નામ આવે છે તે ઉપરથી તેનું નામ "એબ્રાહીમ" રાખવામાં આવ્યું છે. હદીસમાં લખેલું છે કે "જે કોઇ દરેક શુક્રવારની નમાઝ વખતે આ સુરા વાંચશે તેને કદી ગરીબાઇ, દિવાનગી, કે કંઇ આફત આવશે નહિ."

| | |
|---|---|
| કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.) | سورة ابراهيم مكية وهى اثنتان وخمسون اية |
| અ, લ, ર, (અલેફ-લામ-રા.)* આ કેતાબ છે કે જે અમે ત્હારા તરફ નીચે મોકલી છે, એટલા માટે કે તું માણસોને અંધારામાંથી અજવાળા તરફ તેઓના પરવરદેગારના હોકમથી બહાર કાઢી શકિતમાન્ અને સ્તુત્ય ખુદાના રસ્તા તરફ લઈ જાય.૧. ખુદા તેજ છે કે જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે તેને માટેજ છે, અને કાફેરો માટે સખત શિક્ષાનું દુઃખ છે, ૨. | بسم الله الرحمن الرحيم<br>الر كتاب انزلناه اليك لتخرج الناس من الظلمات الى النور باذن ربهم الى صراط العزيز الحميد ١ الله الذى له مافى السموات ومافى الارض وويل للكافرين من عذاب شديد ٢ |

* જે પ્રમાણે અગાઉ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે એવું ધારવામાં આવે છે કે આ અક્ષરો કોરઆન શરીફનાં નામ છે; તેટલા માટે "અલેફ," "લામ," અને "રા." એ અક્ષરોના અર્થ "આ કોરઆન" એવો થાય છે.

وما كان لرسول ان يأتي باية الا باذن
الله لكل اجل كتاب ٣٨ يمحوا الله
ما يشاء ويثبت وعنده ام الكتاب ٣٩
وان ما نرينك بعض الذى نعدهم او
نتوفينك فانما عليك البلاغ وعلينا
الحساب ٤٠ اولم يروا انا نأتى الارض
ننقصها من اطرافها والله يحكم لا معقب
لحكمه وهو سريع الحساب ٤١ وقد
مكر الذين من قبلهم فلله المكر جميعا يعلم
ما تكسب كل نفس وسيعلم الكفار لمن
عقبى الدار ٤٢ ويقول الذين كفروا
لست مرسلا قل كفى بالله شهيدا بينى
وبينكم ومن عنده علم الكتاب ٤٣

અને કોઇ પેયગમ્બરને યોગ્ય નથી કે તે કંઇ ચમત્કાર ખુદાના હોકમ સિવાય લાવે. દરેક મુદ્દત માટે લખેલો હોકમ છે. ૩૮. ખુદા જે ચાહે તે તે કાઢી નાંખે છે, અને (જે તે ઇચ્છે) તે તે સાબેત રાખે છે, અને તેની પાસે કેતાબની માતા (મૂળ) છે.* ૩૯. અને જો અગર જે (શિક્ષા) નો વાયદો તેઓને આપ્યો છે તેનો કંઇક ભાગ તને બતાવીએ અથવા (તે અગાઉ) અમે તને મૃત્યુ આપીએ તો માત્ર ત્હારા ઉપર સંદેશો પહોંચાડવાનું કામ છે, અને અમારા ઉપર હેસાબ લેવાનું છે. ૪૦. શું તેઓ જોતા નથી કે અમે તેઓની ઝમીનમાં આવી તેની સઘળી બાજુમાંથી થોડું થોડું ઓછું કરીએ છીએ? અને ખુદા હોકમ કરે છે અને તેના હોકમને કોઇ રદ કરનાર નથી. અને તે જલદી હેસાબ લેનાર છે. ૪૧. અને ખરેખર જેઓ તેઓની અગાઉ હતા તેઓએ કપટ કર્યું, પણ સઘળા કપટની સઝા ખુદા પાસે છે. દરેક માણસ જે તે કમાય છે તે તે જાણે છે, અને કાફેરો જલદીથી જાણશે કે કોને માટે આવતી જિંદગીમાં સારૂં પરિણામ છે? ૪૨. અને જેઓ કાફેર થયા છે તેઓ કહે છે કે તને (પેયગમ્બર તરીકે) મોકલવામાં આવ્યો નથી. કહે, ખુદા સાક્ષી તરીકે મ્હારી અને તમારી વચ્ચે બસ છે, અને તેમજ જેની† પાસે કેતાબનું જ્ઞાન છે તે પણ. ૪૩.

* આ સંબંધી પ્રસ્તાવનામાં જુઓ.

† આ બાબુત કોનો જેબ્રાઇલ, અને કોનો મજ્હબવાળાના માનવા પ્રમાણે હઝરત અલી છે.

તેમને માટે આ દુનિયાની ઝિંદગીમાં
શિક્ષાછે, અને ખચિત્ આવતી ઝિંદગીની
શિક્ષા વધારે સખત છે, અને તેઓને
માટે ખુદાની શિક્ષામાંથી કોઇ બચાવનાર
નથી. ૩૪. ( જે અમે તને વર્ણન આપ્યું
છે ) તે તે બેહેશ્ત-વાડીઓનું વર્ણન છે
કે જેનું પરહીઝગારોને વચન આપવામાં
આવ્યું છે; તેની નીચે નદીઓ વહે છે,
તેનાં ફળો કાયમ રહેનાર છે, અને તેમજ
તેનો છાયો પણ. આ તેઓનું પરિણામ
છે કે જેઓએ પરહીઝગારી કરી છે;
અને કાફેરોનું પરિણામ આગ છે. ૩૫.
અને જેઓને અમે કેતાબ આપી છે
તેઓ જે (કોરઆન) ત્હારા તરફ નીચે
મોકલવામાં આવ્યું છે તેનાથી ખુશ થાય
છે. અને અહઝાબ * (કાફેરોની સંપેલી
કોમો) માંનો એક એવો છે કે જે તેના
કંઇક ભાગનો એનકાર કરે છે; કહે, મને
માત્ર હોકમ થયો છે કે હું ખુદાની
બંદગી કરૂં અને તેની સાથે કોઇને
ભાગીદાર ગણું નહિ. તેના તરફ હું
પ્રાર્થના કરૂંછું અને તેના તરફ મ્હારે
પાછા ફરવાનું છે. ૩૬. અને આ પ્રમાણે
અમે તે ( કોરઆન ) એક મઝબુત
કેતાબમાં અને અરબી ભાષામાં નીચે
મોકલ્યું છે, અને જો તું તેઓની ઇચ્છા
પ્રમાણે, તને જ્ઞાન મળ્યા પછી, ચાલે
તો ત્હારે માટે ખુદાની શિક્ષામાંથી કોઇ
મદદગાર,અને કોઇ બચાવનાર નથી. ૩૭.
અને ખરેખર અમે ત્હારી અગાઉ
પેયગમ્બરો મોકલ્યા છે અને તેઓને માટે
અમે સ્ત્રીઓ અને છોકરાંઓ મુકરર કર્યાં,

لهم عذاب في الحيوة الدنيا ولعذاب
الاخرة اشق وما لهم من الله من
واق ٣٤ مثل الجنة التي وعد المتقون
تجري من تحتها الانهار اكلها دائم وظلها
تلك عقبى الذين اتقوا وعقبى الكافرين
النار ٣٥ والذين اتيناهم الكتاب
يفرحون بما انزل اليك ومن الاحزاب
من ينكر بعضه قل انما امرت ان اعبد الله
ولا اشرك به اليه ادعوا واليه ماب ٣٦
وكذلك انزلناه حكما عربيا ولئن اتبعت
اهواءهم بعد ما جاءك من العلم مالك من
الله من ولي ولا واق ٣٧ ولقد ارسلنا
رسلا من قبلك وجعلنا لهم ازواجا وذرية

* એટલે કે તે માણસો કે જેઓએ હઝરત પેયગમ્બરની સામે થવા માટે એક થઇ મિત્રગાંઠ બાંધી; જેવા કે હેય-એન-અખતબ, કેનાના-એન-રબીઅ અને બીજા યહુદીઓ તેમજ ખ્રિસ્તિઓ.

افلم يايـٔس الذين امنوا ان لو يشآء الله
لهدى الناس جميعا ولا يزال الذين كفروا
تصيبهم بما صنعوا قارعة او تحل قريبا من
دارهم حتى ياتى وعد الله ان الله لا يخلف
الميعاد ٣١ ولقد استهزئ برسل من قبلك
فامليت للذين كفروا ثم اخذتهم فكيف
كان عقاب ٣٢ افمن هو قآئم على كل
نفس بما كسبت وجعلوا لله شركآء قل
سموهم ام تنبـٔونه بما لا يعلم فى الارض
ام بظاهر من القول بل زين للذين
كفروا مكرهم وصدوا عن السبيل ومن
يضلل الله فما له من هاد ٣٣

શું ત્યારે જેઓ ઇમાન લવ્યા છે તેઓએ જાણ્યું નથી કે જો ખુદા ઇચ્છે તો તે માણુસો સઘળાને સીધે રસ્તે દોરશે? અને જેઓ કાફેર થયા છે તેઓના ઉપર જે તેઓએ કર્યું છે તેને લીધે એક નાશકારક શિક્ષા આવી પહોંચશે. અથવા તું (હે મોહમ્મદ) તેઓના ઘર પાસે નીચે ઉતરશે જ્યાંસુધી કે ખુદાનું વચન આવે. ખરેખર ખુદા પોતાનું વચન તોડતો નથી. ૩૧. અને ખરેખર ત્હારા અગાઉના પેયગમ્બરોને હસી કાઢવામાં આવ્યા છે. પછી જેઓ કાફેર થયા હતા તેઓને અમે વખત આપ્યો. પછી મેં તેઓને (સઝા માટે) પકડયા. પછી મ્હારી શિક્ષા કેવી હતી? ૩૨. ત્યારે શું તે (ખુદા) જે દરેક માણુસ ઉપર જે તે કરે છે તેને માટે નેગહબાન છે (તે તેના જેવો છે કે જે એવો નથી)? અને તેઓએ ખુદા માટે ભાગીદારો બનાવ્યા છે, કહે, તેમનાં નામ આપો.* શું તમે ખુદાને તે વિષે ખબર આપો છો કે જેને તે પૃથ્વીમાં જાણતો નથી? અથવા તમે માત્ર જાહેર રીતે મ્હોંના શબ્દોથી નામ આપો છો? † બલ્કે જેઓ કાફેર થયા છે તેઓનાં કાવતરાં તેઓને ભપકાદાર દેખાય છે, અને તેઓને સીધે રસ્તેથી અટકાવવામાં આવ્યા છે, અને જેને ખુદા આડે રસ્તે રહેવા દે છે તેને માટે કોઇ રસ્તો દેખાડનાર નથી. ૩૩.

* એટલે કે તેમને માટે ખરાં વિશેષણો વાપરો, જેવાં કે સજીવ, શક્તિમાન, પેદા કરનાર, વગેરે, અને તેઓ આવાં વિશેષણોને લાયક છે કે નહિ તે જુઓ. † એટલે કે કાંઇપણ કારણ બતાવવાને શક્તિમાન નહિ હોવા છતાં અથવા ખુદા પ્રત્યે મનુષ્ય જાતની ઘટતી ભક્તિમાં તેઓ શામાટે ભાગીદાર થવા લાયક છે તેની કાંઇપણ સાબેતી આપ્યા વગર તેઓ ખુદાના ભાગીદાર છે એમ કહેવું.

الذين امنوا وتطمئن قلوبهم بذكر الله الا
بذكر الله تطمئن القلوب ٢٨ الذين امنوا و
عملوا الصالحات طوبى لهم وحسن ماب ٢٩
كذلك ارسلناك فى امة قد خلت من قبلها
امم لتتلوا عليهم الذى اوحينا اليك وهم
يكفرون بالرحمن قل هو ربى لا اله الا
هو عليه توكلت واليه متاب ٣٠ ولو ان قرانا
سيرت به الجبال او قطعت به الارض
او كلم به الموتى بل لله الامر جميعا

(અને તેઓ આવા છે) કે જેઓ ઇમાન લાવ્યા છે અને તેઓનાં અંતઃકરણને ખુદાને યાદ કરવાથી શાન્તિ મળે છે. જાણો, ખુદાને યાદ કરવાથી અંતઃકરણોને શાન્તિ થાય છે ૨૮. જેઓએ ઇમાન આણ્યું છે અને સારાં કામ કર્યાં છે તેઓને માટે સુખી જિંદગી અને ઉત્તમ પાછા ફરવાની જગ્યા છે. ૨૯. આ પ્રમાણે અમે તને એક એવી કોમ પાસે મોકલ્યો છે કે જેની પહેલાં બીજી કોમો થઇ ગઇ છે એટલા માટે કે તેઓની પાસે જે અમે ત્હારા તરફ વહ્ય મોકલ્યા છે તે તું વાંચે; અને તો પણ તેઓ રહમાનને માનતા નથી.* કહે, તે મ્હારો પરવરદેગાર છે, તેના સિવાય બીજો કોઇ ખુદા નથી. તેના પર મેં આધાર રાખ્યો છે અને તેના તરફ મ્હારે પાછું ફરવાનું છે. ૩૦. અને જો કોઇ એવી કેતાબ હોય કે જે (વાંચવા) થી પર્વતો ચલાયમાન થાય અથવા પૃથ્વી ચીરાઇ જાય અથવા તેવડે મુડદાંને બોલતાં કરાય† (તો તે આ કોરઆનજ છે), બલ્કે સર્વ કામ ખુદાનાંજ છે.

* જ્યારે મક્કાના કાફિર લોકોને રહમાનની બંદગી કરવાનું કહેવામાં આવ્યું ત્યારે તેઓએ કહ્યું કે "રહમાન કોણ છે?" અને તેમજ હોદેબીય્યાના તહનામા વખતે, કે જ્યારે હઝરત પેયગમ્બરે "બેસમેલ્લાહેર-રહમાનેર-રહીમ" આ વાક્ય શરૂઆતમાં લખવાનું ફરમાવ્યું ત્યારે સોહૈલે કહ્યું કે અમે રહમાનને ઓળખતા નથી.

† કાફિર લોકોએ હઝરત પેયગમ્બરને જે ચમત્કારો બનાવવાની અરજ કરી હતી તે આ હતા. તેઓએ હઝરતને એવી વિનતી કરી કે તમે મક્કાની આસપાસના પર્વતો કોરઆનની અદ્‌ભૂત સત્તાથી ખસેડી નાંખો, કે જેથી તે પર્વતોને ઠેકાણે અમે ફળદ્રુપ અને આનંદિત વાડીઓ બનાવીએ; અથવા તો અમને અમારી વેપારની સામગ્રી સહિત શામમાં લઇ જવા પવનને હોકમ કરો, અથવા તો ઇસાઇ-બેન-કેલાબને સજીવન કરો કે જેથી તે તમારી પેયગમ્બરી પદવી વિષે સાક્ષી પૂરે. આ ઉપરથી આ ફકરો વહ્ય કરવામાં આવ્યો.

અને જે અમે તેઓને રૂઝી આપી છે તેમાંથી છૂપું અને ઝાહેર દાન કર્યું છે અને સારા કામ વડે દુષ્ટ કામ દૂર કર્યું છે; તેજ આ લોકો છે કે જેઓને માટે આવતી ઝિંદગીમાં સારૂં પરિણામ છે ૨૨. તે કાયમ રહેનાર બેહેસ્ત-વાડીઓ છે કે જેમાં તેઓ દાખલ થશે, તેમજ તેઓના બાપદાદામાંના અને તેઓની સ્ત્રીઓમાંની અને તેઓનાં છોકરાંઓમાંના જેઓ ઇમાનથી યોગ્ય થયાં છે તેઓ પણ દાખલ થશે. અને ફેરેશતાઓ તેઓના ઉપર દરેક દરવાજેથી દાખલ થશે.૨૩. ( અને કહેશે ) કે તમારા ઉપર સલામ, કારણ કે તમે ધીરજ રાખી હતી, ત્યારે આવતી ઝિંદગીનું પરિણામ ઘણુંજ ઉત્તમ છે. ૨૪. અને જેઓ ખુદાનો કરાર તે કબુલ કર્યા પછી તોડે છે, અને જે ખુદાએ જોડવાનું ફરમાવ્યું છે તે કાપી નાંખે છે અને પૃથ્વીમાં ફસાદ કરે છે તેઓ તેજ છે કે જેઓને માટે લઅનત છે અને તેઓને માટે કયામતમાં દુષ્ટ પરિણામ છે.૨૫. ખુદા રૂઝી જેને માટે ચાહે છે તેને માટે પહોળી કરે છે, અને ટંકી કરે છે અને તેઓ ( મક્કાના લોકો ) આ સંસારની ઝિંદગીથી ખુશ થયા છે, પણ આ દુનિયાની ઝિંદગી આવતી ઝિંદગી સાથે સરખાવતાં ઉપભોગના જુજ સાધન સિવાય બીજું કંઇ નથી. ૨૬. અને જેઓ કાફેર થયા છે તેઓ કહે છે કે તે ( મોહમ્મદ )ના ઉપર તેના પરવરદેગાર પાસેથી શા માટે એક નિશાની નીચે મોકલવામાં આવી નથી? કહે, ખરેખર જેને ખુદા ચાહે તેને તે આડે રસ્તે દોરે છે અને જે તેના તરફ ફરે છે તેને તે પોતાના તરફ રસ્તો બતાવે છે. ૨૭.

وانفقوا مما رزقناهم سرا وعلانية
ويدرؤن بالحسنة السيئة اولئك لهم
عقبى الدار ٢٢ جنات عدن يدخلونها
ومن صلح من ابائهم وازواجهم و
ذرياتهم والملائكة يدخلون عليهم من
كل باب ٢٣ سلام عليكم بما صبرتم فنعم
عقبى الدار ٢٤ والذين ينقضون عهد الله
من بعد ميثاقه ويقطعون ما امر الله به ان
يوصل ويفسدون في الارض اولئك
لهم اللعنة ولهم سوء الدار ٢٥ الله
يبسط الرزق لمن يشاء ويقدر وفرحوا
بالحيوة الدنيا وما الحيوة الدنيا في الاخرة
الا متاع ٢٦ ويقول الذين كفروا لولا
انزل عليه اية من ربه قل ان الله يضل من
يشاء ويهدي اليه من اناب ٢٧

પણ માણસને જે ફાયદો કરે છે તે તો પૃથ્વીમાં રહેશે; આ પ્રમાણે ખુદા દાખલો આપેછે. ૧૭. જેઓ પોતાના પરવરદેગારના હોકમને આધીન રહે છે તેઓને માટે સારો બદલો છે, અને જેઓ તેનું ફરમાન ઉઠાવતા નથી તેઓને માટે જો આખી પૃથ્વીપર જે છે તે સઘળું હોય, અને તેના જેટલું બીજું તેની સાથે હોય તો તેઓ ખચિત્ આગથી મુક્ત થવા તે આપશે. તેજ આ લોકો છે કે જેઓને માટે ખરાબ ( સખત ) હેસાબ છે અને તેઓનું રહેઠાણ દુઝખ છે અને તે એક ખરાબ જગ્યા છે. ૧૮. જ્યારે જે માણસ જાણે છે કે ત્હારા તરફ ત્હારા પરવરદેગાર પાસેથી માત્ર સત્ય નીચે મોકલવામા આવ્યું છે તે માણસ શું જે આંધળો છે તેના જેવો છે ? માત્ર બુદ્ધિશાળીજ (તેમાંથી) શિખામણ લે છે, ૧૯. કે જેઓ ખુદાનું વચન પૂરૂં પાળે છે અને તેના કરાર તોડતા નથી. ૨૦ અને જેઓ ખુદાએ જે જોડવા ફરમાવ્યું છે* તે જોડે છે અને પોતાના પરવરદેગારનો ડર રાખે છે અને સખત હેસાબથી બ્હીએ છે. ૨૧. અને જેઓએ પોતાના પરવરદેગારની ખુશી મેળવવાને ધીરજ રાખી છે અને નમાઝ અદા કરી છે.

واما ماينفع الناس فيمكث فى الارض
كذلك يضرب الله الامثال ١٧ للذين
استجابوا لربهم الحسنى والذين لم يستجيبوا
له لو ان لهم ما فى الارض جميعا ومثله معه
لافتدوا به اولئك لهم سوء الحساب و
ماويهم جهنم وبئس المهاد ١٨ افمن يعلم انما
انزل اليك من ربك الحق كمن هو اعمى انما
يتذكر اولوا الالباب ١٩ الذين يوفون
بعهد الله ولا ينقضون الميثاق ٢٠ والذين
يصلون ما امر الله به ان يوصل ويخشون
ربهم ويخافون سوء الحساب ٢١ والذين
صبروا ابتغاء وجه ربهم واقاموا الصلوة

ફીણ સાથે સરખાવવામાં આવી છે. તેથી જેમ નિર્મળ પાણી અને શુધ્ધ ધાતુ બાકી રહે છે, અને ફાયદાકારક છે અને ફીણ ઉડી જઈ નાબુદ થાય છે તેમ સત્ય હમેશ સાબેત રહે છે અને ફાયદાકારક છે અને અસત્ય નાબુદ થાય છે.

* આને માટે અને નીચેની ૨૫ મી આયા માટે સુરા ૨ ની આયા ૨૭મી નું ટિપ્પણ જુઓ.

قل افاتخذتم من دونه اولياء لا يملكون
لانفسهم نفعا ولا ضرا قل هل يستوى
الاعمى والبصير ام هل تستوى الظلمات
والنور ام جعلوا لله شركاء خلقوا
كخلقه فتشابه الخلق عليهم قل الله خالق
كل شئ وهو الواحد القهار ١٦ انزل
من السماء ماء فسالت اودية بقدرها
فاحتمل السيل زبدا رابيا ومما يوقدون
عليه فى النار ابتغاء حلية او متاع زبد
مثله كذلك يضرب الله الحق والباطل
فاما الزبد فيذهب جفاء

કહે શું તમે ખુદા સિવાય એવાને મિત્રો ગણો છો કે જેઓ પોતાને વાસ્તે કંઇ ફાયદા કે નુકસાન માટે કંઇ સત્તા રાખતા નથી? કહે, શું આંધળો અને દેખતો સરખા છે? અથવા શું અંધારૂં અને અજવાળું સરખાં છે? શું કાફેર લોકોએ ખુદા માટે ભાગીદારો બનાવ્યા છે કે જેઓએ જેમ ખુદા પેદા કરે છે તેમ પેદા કર્યું છે કે જેથી ઉત્પત્તિની સમાનતાને લીધે તેઓ તે ઓળખી ન શકે ?* કહે. અલ્લાહ સર્વ ચીઝનો પેદા કરનાર છે. અને તે એકજ અને સર્વ શકિતમાન્ છે. ૧૬. તેણે આકાશમાંથી પાણી નીચે મોકલ્યું, પછી નદીઓ પોતાના પ્રમાણમાં વહેતી થઇ, પછી તે વહેતું પાણી ફીણ ઉપર લઇ ચાલ્યું અને તેમજ ઘરેણાં અથવા વાસણ બનાવવાને જે ( ધાતુ ) તેઓ આગમાં નાંખી પીગળાવે છે, ત્યારે પણ તેના જેવાં તેની ઉપર ફીણ આવે છે–આ પ્રમાણે ખુદા સત્ય અને અસત્યનો દાખલો આપે છે.–†પછી ઉપર આવેલું ફીણ તે તો આગળ ચાલતાં ફેંકી દેવામાં આવશે.

---

* એટલે જેઓને કાફેરો ખુદાના શરીક માને છે તેઓ શું ખુદા જેવું કાંઈ પેદા કરે છે, અથવા તો તેઓએ કાંઈ પેદા કર્યું છે, કે જેથી તેઓની પેદા કરેલી વસ્તુઓ ખુદાની પેદા કરેલી વસ્તુઓ સાથે મળી એક થઈ જાય, અને તેઓની ઉત્પન્ન કરેલી વસ્તુઓ ઓળખી ન શકાય ? મતલબ કાફેરોએ માનેલા શરીકો ખુદાની જેમ કંઇ વસ્તુ પેદા કરવાને સમર્થ નથી અને તેથી તેઓ બંદગીને લાયક નથી.

† અહિં સત્ય ધર્મ અથવા સત્ય વાત નિર્મળ પાણી અને ગાળેલી સ્વચ્છ ધાતુ સાથે, અને અસત્ય વાત રેલ વખતે આવેલા પાણી ઉપરના ફીણ અને ગાળતી વખતે ધાતુ ઉપર આવેલા

هو الذی یریكم البرق خوفا وطمعا و
ینشئ السحاب الثقال ١٢ ویسبح الرعد
بحمده والملاۤئكة من خیفته ویرسل
الصواعق فیصیب بها من یشاۤء وهم
یجادلون فی الله وهو شدید المحال ١٣
له دعوة الحق والذین یدعون من دونه
لا یستجیبون لهم بشئ الا كباسط كفیه
الی المآء لیبلغ فاه وما هو ببالغه وما
دعاۤء الكافرین الا فی ضلال ١٤ ولله
یسجد من فی السموات والارض طوعا
وكرها وظلالهم بالغدو والاصال ١٥ (سجده ٢)
قل من رب السموات والارض قل الله

ખુદા તેજ છે કે જે તમને બ્હીક અને આશા માટે વિજળી બતાવે છે.* અને પાણીથી ભારી થયેલાં વાદળાં (હવા ઉપર) પેદા કરે છે. ૧૨. અને રઅદ‡ (ગર્જના) તેના પવિત્ર વખાણ ગાય છે, અને ફેરેસ્તાઓ પણ તેના ડરથી (વખાણ કરે છે), અને તે વિજળીઓ મોકલે છે, પછી જેને ઇચ્છે છે તેના ઉપર તે પહોંચાડે છે, અને તેઓ ખુદા વિષે તકરાર કરે છે, અને ખુદા શિક્ષા કરવામાં ઘણોજ સમર્થ છે. ૧૩ સાચી બંદગી તેને માટેજ છે, અને જેઓ તેના સિવાય બીજાને બોલાવે છે તેઓને આ સિવાય કંઇ જવાબ મળતો નથી જેમ કે કોઇ એક પોતાના બે હાથ પાણી તરફ લંબાવે છે કે તે તેના મ્હોંમાં આવી પહોંચે; પણ તે તેના મ્હોંમાં આવનાર નથી. અને કાફેરોની પ્રાર્થના ભૂલ સિવાય બીજું કંઇ નથી. ૧૪. જે આકાશો અને પૃથ્વીમાં છે તે ખુશી અને ના ખુશીથી ખુદાનો સેજદો કરે છે અને તેઓનો પડછાયો પણ સવારે અને સાંજે સેજદો કરે છે. ૧૫. (સજદહ) ૨ કહે આકાશો અને પૃથ્વીનો પેદા કરનાર કોણ છે? કહે "ખુદા".

* મુસાફર અને જેઓને વરસાદ નુકસાનકારક છે તેમને બ્હીવડાવવાને અને જેઓને તેની ઝરૂર છે તેમને આશા આપવાને.

‡ "રઅદ" એટલે ગર્જના. એવું કહેવામાં આવે છે કે તે એક ફેરેસ્તાનું નામ છે કે જે વાદળાઉપર હોકમ ચલાવે છે, અને આગના ભડકાથી તેને આગળ હાંકે છે.

અને ખરેખર ત્હારો પરવરદેગાર માણસોને તેઓનો ઝોલમં છતાં ક્ષમા કરનાર છે, અને ખરેખર ત્હારો પરવરદેગાર સખત સંઝા કરનાર છે. ૬. અને જેઓ કાફેર થયા છે તેઓ કહે છે કે શા માટે તે ( મોહમ્મદ ) ના ઉપર તેના પરવરદેગાર પાસેથી એક નિશાની નીચે મોકલવામાં આવી નથી? તું માત્ર ચેતવણી આપનાર છે. અને દરેક કોમ માટે એક રસ્તો બતાવનાર છે. ૭. ખુદા દરેક સ્ત્રીના પેટમાં જે છે તે જાણે છે, અને તેમજ ગર્ભસ્થાનમાં જે ઓછું થાય છે અને જે વધે છે તે પણ. અને સઘળી ચીઝો તેની પાસે સમ પ્રમાણમાં છે. ૮ દ્રશ્ય અને અદ્રશ્યનો તે જાણનાર છે. મહાન્ ( અને ) સર્વોપરી છે. ૯. તમારામાં જે કોઇ પોતાની વાત છૂપાવે છે અને જે તે ખુલ્લી કરે છે, તેમજ જે કોઇ રાત્રે પોતાનું કામ સંતાડવા ઇચ્છે છે અને જે કોઇ દિવસે ખુલ્લું કરનાર છે તે ( ખુદાના જ્ઞાનમાં ) સરખુંજ છે.૧૦. ખુદા તરફથી એક પછી એક ફેરેશ્તા તે ( માણસ ) ની આગળ અને પાછળ આવનાર છે.‡ તેઓ તેનું ખુદાના હોકમથી રક્ષણ કરે છે. ખરેખર ખુદા લોકોની પાસે જે (સુખ) છે તેનો ફેરફાર કરતો નથી જ્યાંસુધી તેઓ જે પોતાનાં અંતઃકરણમાં છે તેનો ફેરફાર કરે. અને જ્યારે ખુદા કોઇ કોમ માટે શિક્ષા ઇચ્છે છે ત્યારે તેને કોઇ દૂર કરનાર નથી; અને તેઓને માટે તેના સિવાય કોઇ મદદગાર નથી.૧૧.

وان ربك لذو مغفرة للناس على ظلمهم
وان ربك لشديد العقاب ٦ ويقول
الذين كفروا لولا انزل عليه اية من ربه
انما انت منذر ولكل قوم هاد ٧ الله
يعلم ما تحمل كل انثى وما تغيض الارحام
وما تزداد وكل شيء عنده بمقدار ٨
عالم الغيب والشهادة الكبير المتعال ٩
سواء منكم من اسر القول ومن جهر به و
من هو مستخف بالليل وسارب بالنهار ١٠
له معقبات من بين يديه ومن خلفه يحفظونه
من امر الله ان الله لا يغير ما بقوم حتى
يغيروا ما بانفسهم واذا اراد الله بقوم سوء
فلا مرد له وما لهم من دونه من وال ١١

‡ આના સંબંધમાં પ્રસ્તાવના જુઓ

અને સઘળાં ફળો તેમાં જુદી જુદી બે ઝાત * પેદા કરી છે. તે રાતથી દિવસને ઢાંકી દે છે. ખરેખર આમાં જે લોકો વિચાર કરે છે તેમને માટે નિશાનીઓ છે. ૩. અને પૃથ્વીમાં સાથે જોડાયેલા જુદા જુદા ભાગો છે.† અને તેમજ દ્રાક્ષની વાડીઓ અને ખેતરો અને એકજ મૂળમાંથી ઉગેલી જુદી જુદી શાખાવાળી અને જુદા જુદા મૂળમાંથી ઉત્પન્ન થયેલી ખજૂરીઓનાં વૃક્ષો છે. અને (તે સર્વને) એકજ પાણી પાવામાં આવે છે. અને અમે તેઓમાંના કેટલાકને કેટલાક ઉપર ખાવામાં ઉત્તમતા આપીએ છીએ. ખરેખર આમાં જે લોકો સમજે છે તેઓને માટે નિશાનીઓ છે. ૪. અને જો તને અજબ લાગે તો આશ્ચર્યકારક તેઓનો આ બોલ છે કે શું? જ્યારે અમે ધૂળ થયા છીએ ત્યાર ખરેખર શું અમારી ફરીથી નવી ઉત્પત્તિ થશે? આ લોકો તેઓજ છે કે જેઓએ પોતાના પરવરદેગારને માન્યો નહિ. અને જેઓના ગળામાં સાંકળ છે;‡ અને તેઓ આગમાં રહેનારાઓ છે; તેઓ તેમાં નિરંતર રહેનાર છે. ૫. અને તેઓ પોતાનું ભલું થયા અગાઉ ત્હારી પાસેથી શિક્ષાની ઉતાવળ કરે છે અગર જો કે તેઓની અગાઉ લોકો ઉપર શિક્ષા થયેલી છે.

وَمِن كُلِّ الثَّمَرَاتِ جَعَلَ فِيهَا زَوْجَيْنِ اثْنَيْنِ
يُغْشِى الَّيْلَ النَّهَارَ اِنَّ فِى ذٰلِكَ لَاٰيَاتٍ لِّقَوْمٍ
يَتَفَكَّرُونَ ٣ وَفِى الْاَرْضِ قِطَعٌ مُّتَجَاوِرَاتٌ
وَجَنَّاتٌ مِّنْ اَعْنَابٍ وَّزَرْعٌ وَّنَخِيلٌ صِنْوَانٌ
وَّغَيْرُ صِنْوَانٍ يُّسْقٰى بِمَآءٍ وَّاحِدٍ وَّنُفَضِّلُ
بَعْضَهَا عَلٰى بَعْضٍ فِى الْاُكُلِ اِنَّ فِى ذٰلِكَ
لَاٰيَاتٍ لِّقَوْمٍ يَّعْقِلُونَ ٤ وَاِنْ تَعْجَبْ فَعَجَبٌ
قَوْلُهُمْ ءَاِذَا كُنَّا تُرَابًا ءَاِنَّا لَفِى خَلْقٍ جَدِيدٍ
اُولٰٓئِكَ الَّذِينَ كَفَرُوا بِرَبِّهِمْ وَاُولٰٓئِكَ
الْاَغْلَالُ فِى اَعْنَاقِهِمْ وَاُولٰٓئِكَ اَصْحَابُ النَّارِ
هُمْ فِيهَا خَالِدُونَ ٥ وَيَسْتَعْجِلُونَكَ بِالسَّيِّئَةِ
قَبْلَ الْحَسَنَةِ وَقَدْ خَلَتْ مِنْ قَبْلِهِمُ الْمَثُلَاتُ

* જેવી કે કાળી અને ધોળી, ન્હાની અને મ્હોટી, ખાટી અને મીઠી, સૂકી અને તાઝી, ઇત્યાદિ.

† કેટલીક ફળદ્રુપ અને કેટલીક ઉજડ હોય છે, કેટલીક સપાટ અને કેટલીક પહાડી હોય છે.

‡ આ એક ઝાતની તાળાવાળી બેડી છે કે જે કેદખાનામાં કેદીઓની ગરદનમાં નાંખવામાં આવે છે.

سورة الرعد مكية وهى

ثلث وار بعون اية

بسم الله الرحمن الرحيم

المر تلك ايات الكتاب والذى انزل
اليك من ربك الحق ولكن اكثر الناس
لا يؤمنون ۱ الله الذى رفع السموات
بغير عمد ترونها ثم استوى على العرش و
سخر الشمس والقمر كل يجرى لاجل
مسمى يدبر الامر يفصل الايات لعلكم
بلقآء ربكم توقنون ۲ وهو الذى
مد الارض وجعل فيها رواسى وانهارا

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)

અ, લ, મ, ર, (અલેફ-લામ-મીમ-રા)* આ કેતાબ (કોરઆન) ની આયાત છે, અને ત્હારી તરફ ત્હારા પરવરદેગાર પાસેથી જે નીચે મોકલવામાં આવ્યું છે તે સત્ય છે; પણ ઘણા માણસો ઇમાન લાવતા નથી. ૧. ખુદા તેજ છે કે જેણે આસમાનોને સ્તંભ† વગર કે જે તમે જુઓ છો, પેદા કરી ઉંચે રાખ્યાં છે; પછી તેણે અર્શ‡ ઉપર પોતાની સત્તા ફેલાવી, અને સૂર્ય અને ચંદ્રને સ્વાધીન રાખ્યા; દરેક નીમેલા વખત સુધી ફરે છે. તે સૃષ્ટિનું કામ ચલાવે છે. તે આયાતનું વર્ણન આપે છે કે કદાચ્ તમને તમારા પરવરદેગારની મોલાકાતની ખાતરી થાય. ૨. અને ખુદા તેજ છે કે જેણે પૃથ્વી વિસ્તારી અને તેમાં દ્રઢ પર્વતો અને નદીઓ પેદા કરી છે,

* આ અક્ષરો વિષે જે જે અર્થ આપવામાં આવ્યા છે તેમાંનો એક એ છે કે "અલેફ" "લામ" "મીમ" અને "રા" એ અક્ષરો "અના" "અલ્લાહ" "અઅલમો" અને "અરા"ને માટે છે, અર્થાત્ "હું સુજ્ઞ અને સર્વજ્ઞ ખુદા છું."

† આ વાક્યનો અર્થ બે રીતે લઈ શકાય; એક એ કે આકાશને થાંભલા છે, પણ દેખાતા નથી. અને બીજો એ કે આકાશને થાંભલા નથી અને તેને તે વિના અધર રાખવામાં આવ્યું છે. અને તે તમારા જોવામાં આવે છે.

‡ સુરા ૨ જી આયા ૨૯ મી નું ટીપણ જુઓ.

ولا يرد باسنا عن
القوم المجرمين ١١٠ لقد كان فى قصصهم
عبرة لاولى الالباب ما كان حديثا
يفترى ولكن تصديق الذى بين يديه
وتفصيل كل شئ وهدى ورحمة لقوم
يؤمنون ١١١

પછી જેને અમે ચાહ્યો તેને બચાવવામાં આવ્યો, અને અમારી શિક્ષા પાપી કોમ ઉપરથી પાછી ફેરવવામાં આવશે નહિ. ૧૧૦. ખરેખર તેઓનાં વૃત્તાંતમાં બુધ્ધિમાન્ માટે એક શિખાપણ છે. કોરઆન એક એવી વાત નથી કે જે ઘડી કાઢવામા આવી હોય, પણ તેની પહેલાં જે હતું તેની સત્યતા બતાવનાર છે, અને દરેક ચીઝનું વિગતવાર વર્ણન આપનાર છે અને તે જે કોમ ઇમાન લાવે છે તેને માટે રસ્તો બતાવનાર અને બક્ષિશ છે. ૧૧૧.

## પ્રકરણ ૧૩ મું.

# સુરતુર-રઅદ.

---

આ સુરા મકકામાં વહ્ય કરવામાં આવી હતી. અગર જો કે કેટલાકના કહેવા પ્રમાણે તેની છેલ્લી આયા મદિનામાં વહ્ય કરવામાં આવી હતી. વળી એક મત એવો પણ છે કે બે આયા જે મકકામાં વહ્ય કરવામાં આવી હતી તે સિવાયની આ આખી સુરા મદિનામાં વહ્ય કરવામાં આવી હતી. શામીની કોરઆનની નકલમાં આ પ્રકરણમાં ૪૮ આયા છે, અને બસ્રી પ્રમાણે ૪૭, હેજાઝી પ્રમાણે ૪૪ અને કુફીની પ્રમાણે ૪૩ છે. "રઅદ" શબ્દ જે આ સુરાની ૧૫ મી આયામાં આવે છે તે ઉપરથી આ સુરાનું નામ "રઅદ" રાખવામાં આવ્યું છે. હદીસમાં લખેલું છે કે "જે કોઇ આ સુરા વાંચશે તેને ખુદા આકાશનાં વાદળાંના કકડાની સંખ્યા પ્રમાણે બદલો આપશે.

وكاين من اية فى السموات والارض
يمرون عليها وهم عنها معرضون ١٠٥
وما يؤمن اكثرهم بالله الا وهم
مشركون ١٠٦ افامنوا ان تاتيهم غاشية
من عذاب الله او تاتيهم الساعة بغتة
وهم لايشعرون ١٠٧ قل هذه سبيلى
ادعوا الى الله على بصيرة انا ومن اتبعنى
وسبحان الله وما انا من المشركين ١٠٨
وما ارسلنا من قبلك الا رجالا نوحى
اليهم من اهل القرى افلم يسيروا فى
الارض فينظروا كيف كان عاقبة
الذين من قبلهم ولدار الاخرة خير
للذين اتقوا افلا تعقلون ١٠٩ حتى اذا
استياس الرسل وظنوا انهم قد كذبوا
جاءهم نصرنا

અને કેટલી બધી નિશાનીઓ આકાશો અને પૃથ્વીમાં છે કે જેની પાસે થઇને તેઓ ચાલ્યા જાય છે અને તેઓ તેનાથી મ્હોં ફેરવનાર છે. ૧૦૫. અને તેઓ (પછીથી) મોશરેક થયા તે સિવાય તેઓમાંના ઘણા ખુદા ઉપર ઈમાન લાવ્યા નહિ. ૧૦૬ તેઓની ઉપર ખુદાની છૂપી શિક્ષા આવે તેમાંથી શું તેઓ નિર્ભય થયા છે? અથવા કયામતનો દિવસ તેઓની ઉપર ઓચિંતો આવી પડે અને તેઓ તે જાણતા નહોય (તેમાંથી શું તેઓ સલામત થયા છે)? ૧૦૭. કહે આ મ્હારો રસ્તો છે. હું ખુદા તરફ સ્પષ્ટ સાબેતીથી (લોકોને) બોલાવું છું. હું અને જે મ્હારી પાછળ ચાલ્યો છે તે પણ; અને ખુદા પાક છે, અને હું મોશરેકોમાંનો નથી.૧૦૮. અને શહેરોના લોકોમાંથી પુરૂષો કે જેઓની તરફ અમે વહ્ય મોકલ્યો છે તે સિવાય ત્હારી અગાઉ અમે કોઇને મોકલ્યો નથી. શું તેઓ પૃથ્વીમાં ફરતા નથી કે જેથી તેઓ જુએ કે તેઓની પહેલાં જે લોકો હતા તેઓનો અંત કેવો હતો? અને ખચિત્ આવતી ઝિંદગીનું ઘર તેઓને માટે વધારે સારૂં છે કે જેઓએ પરહીઝગારી કરી છે, શું તમે સમજતા નથી? ૧૦૯. છેવટે જ્યારે પેયગમ્બરો નિરાશ થયા અને તેઓએ ધાર્યું કે તેઓને ખરેખર જૂઠા કહેવામાં આવ્યા ત્યારે તેઓની પાસે અમારી મદદ આવી.

وقال يا ابت هذا تاويل رؤياى من
قبل قد جعلها ربي حقا وقد احسن بى
اذ اخرجنى من السجن وجاء بكم من
البدو من بعد ان نزغ الشيطان بينى وبين
اخوتى ان ربى لطيف لما يشاء انه هو
العليم الحكيم ١٠٠ رب قد اتيتنى من
الملك وعلمتنى من تاويل الاحاديث
فاطر السموات والارض انت ولى فى
الدنيا والاخرة توفنى مسلما والحقنى
بالصالحين ١٠١ ذلك من انباء الغيب
نوحيه اليك وما كنت لديهم اذ اجمعوا
امرهم وهم يمكرون ١٠٢ وما اكثر
الناس ولو حرصت بمؤمنين ١٠٣ وما
تسئلهم عليه من اجر ان هو الا ذكر
للعالمين ١٠٤

અને તેણે કહ્યું હે પિતાજી 'આ મ્હારા પહેલા સ્વપ્નાનો અર્થ છે. ખરેખર મ્હારા પરવરદેગારે તેને સત્ય કર્યું, અને. તેણે ખરેખર મ્હારા ઉપર મેહેરબાની કરી છે જે વખતે કે તે મને કેદખાનામાંથી બહાર લાવ્યો, અને તમને અરણ્યમાંથી અહિં લાવ્યો. (આ સઘળું) તે પછી થયું કે શેતાને મ્હારી અને મ્હારા ભાઇઓ વચ્ચે ફસાદ ઉત્પન્ન કર્યો હતો. ખરેખર મ્હારો પરવરદેગાર જેને ચાહે છે તેની ઉપર કૃપા કરનાર છે. ખરેખર તે દાના ( અને ) સત્ય કરનાર છે. ૧૦૦. હે પરવરદેગાર, તેં મને પાદશાહી આપી છે, અને તેં મને સ્વપ્નાના અર્થ કરવા શીખવ્યું છે. આકાશો અને પૃથ્વીનો પેદા કરનાર તું છે. તું આ દુનિયા અને આવતી ઝિંદગીમાં મ્હારો મદદગાર છે. મને મુસ્લેમ સ્થિતિમાંજ મૃત્યુ આપ. અને મ્હારા પવિત્ર બાપદાદા સાથે મને ભેગો કર. ૧૦૧. આ અદ્રશ્ય ખબરોમાંની એક છે કે જે અમે ત્હારા તરફ ( હે મોહમ્મદ ) વહ્ય કરીએ છીએ. અને તું તેઓ ( યુસોફના ભાઇઓ ) પાસે હતો નહિ જ્યારે કે તેઓ ( યુસોફ વિષે ) એકમતના થયા અને તેઓ કાવતરાં કરતા હતા. ૧૦૨. અને ઘણા માણસો, અગર જો કે તું આતુર છે, તો પણ ઇમાન લાવનાર નથી. ૧૦૩. અને તું તેમની પાસેથી તે ( એલાહી સંદેશા ) વાસ્તે કંઇ બદલો ઇચ્છતો નથી. તે (કોરઆન) સર્વ સૃષ્ટિ માટે એક શિખામણ સિવાય બીજું કંઇ નથી. ૧૦૪.

તેઓએ કહ્યું ખુદાના સોગંદ છે કે
ખરેખર તું ત્હારી જૂની ભૂલમાં છે.૯૫.
પછી જ્યારે ખુશખબર લાવનાર આવ્યો*
ત્યારે તેણે તે (ખમીસ) તેના મુખ ઉપર
ફેંક્યું, પછી તે દેખતો થયો. તેણે કહ્યું
શું મેં તમને નથી કહ્યું કે ખરેખર જે
તમે જાણતા નથી તે હું ખુદા તરફથી
જાણું છું? ૯૬. તેઓએ કહ્યું કે હે
અમારા પિતાજી, અમારે માટે અમારા
પાપની ખુદા પાસે માફી માગો. ખરેખર
અમે પાપી છીએ. ૯૭. તેણે કહ્યું હું
જલદીથી તમારે માટે મ્હારા પરવરદેગાર
પાસે માફી માગીશ. ખરેખર તે માફી
આપનાર ( અને ) દયાળુ છે. ૯૮.પછી
જ્યારે તેઓ યુસોફ પાસે દાખલ થયા
ત્યારે તેણે પોતાનાં માબાપને પોતાની
પાસે જગ્યા આપી† અને કહ્યું જો ખુદાની
ઇચ્છા હોય તો તમે મેસૂરમાં સહી
સલામત દાખલ થાઓ ૯૯. અને તેણે
પોતાનાં માબાપને તખ્ત ઉપર ચ્હડાવ્યાં,
અને તેઓ તેની આગળ સેજદો કરતાં
મ્હોં ઉપર પડયાં.

૧/૪ રૂબ

ربع

قالوا تالله انك لفى ضلالك القديم ٩٥
فلما ان جاء البشير القيه على وجهه فارتد
بصيرا قال الم اقل لكم انى اعلم من الله
مالا تعلمون ٩٦ قالوا يابانا استغفرلنا ذنوبنا
انا كنا خاطئين ٩٧ قال سوف استغفر
لكم ربى انه هوالغفور الرحيم ٩٨ فلما
دخلوا على يوسف اوى اليه ابويه وقال
ادخلوا مصر ان شاء الله امنين ٩٩ و
رفع ابويه على العرش وخروا له سجدا

લાવ્યો હતો અને કેટલાકના મત પ્રમાણે તેને તે સુગંધ આશરે ૧૨૦ ગાઉને છેટેથી આવી હતી.

* તે ખમીસ લાવનાર યહુદા હતો કે જેણે અગાઉ હઝરત યુસોફનું ખોટા લોહીથી રંગેલું ખમીસ લાવીને પોતાના પિતાને તે દેખાડી દુઃખી કર્યો હતો, અને હવે તે ખમીસ અને હઝરત યુસોફની આબાદીના ખબર લાવીને તેને તેટલોજ ખુશ કર્યો હતો. કેટલાક કહે છે કે તે ખમીસ લાવનાર "બશીર" નામનો માણસ હતો.

† પછી હઝરત યઅકુબ પોતાના કુટુંબનાં સઘળાં માણસોને લઇને મેસૂર તરફ રવાના થયા; અને જ્યારે તેઓ શહેર પાસે આવી પહોંચ્યા ત્યારે હઝરત યુસોફ અને રાજા તેમને મળવાને બહાર નીકળ્યા. પછી તેણે પોતાના પિતા અને માસી કે જેણીને હઝરત યુસોફ પોતાની માના મરણ પછી મા તરીકે ગણતા હતા તેમને ગાદી ઉપર બેસાર્યાં. અને પછી તેઓ અને તેના ભાઇઓ હઝરત યુસોફને નમ્યા અને આ ઉપરથી તેને આવેલા સ્વપ્નાનો અર્થ સિધ્ધ થયો.

તેઓએ કહ્યું શુ ખરેખ તું-તુ યુસોફ છે? તેણે કહ્યું, હું યુસોફ છું અને આ મ્હારો ભાઇ છે. ખરેખર ખુદાએ અમારી ઉપર આભાર કર્યો છે. ખરેખર જે ખુદાનો ડર રાખે છે અને ધીરજ રાખે છે તો બેશક ખુદા સારૂં કામ કરનારનો બદલો વ્યર્થ કરતો નથી. ૯૦ તેઓએ કહ્યું ખુદાના સોગંદ છે કે અલ્લાહે તને અમારી ઉપર શ્રેષ્ઠતા આપી છે, અને ખરેખર અમે ગુનહગાર છીએ. ૯૧. તેણે કહ્યું કંઇ ઠપકો આજે તમારા ઉપર નથી. ખુદા તમને માફ કરશે અને તે દયા રાખનારાઓમાં સૌથી ઉત્તમ દયા રાખનાર છે. ૯૨ તમે આ મ્હારૂં ખમીસ લઇ જાઓ, પછી તે મ્હારા પિતાજીના મ્હોં ઉપર નાંખો. તે દેખતો થશે, અને તમે તમારા સઘળા કુટુંબ સહિત મ્હારી પાસે આવો. ૯૩. અને જ્યારે કાફલો ગામથી જુદો પડયો ત્યારે તેઓના પિતાએ કહ્યું, ખરેખર મને યુસોફની વાસ આવે છે* જો તમે મને કમ અકલ ગણો નહિ તો. ૯૪.

قالوا ءانك لانت يوسف قال انا يوسف
وهذا اخى قد من الله علينا انه من يتق
ويصبر فان الله لا يضيع اجر المحسنين ٩٠
قالوا تالله لقد اثرك الله علينا وان كنا
لخاطئين ٩١ قال لا تثريب عليكم اليوم
يغفر الله لكم وهو ارحم الراحمين ٩٢
اذهبوا بقميصى هذا فالقوه على وجه
ابى يات بصيرا واتونى باهلكم اجمعين ٩٣
ولما فصلت العير قال ابوهم انى لاجد
ريح يوسف لولا ان تفندون ٩٤

---

પવિત્રતા અને પોતાની પેયગમ્બરી પદવીનું વર્ણન કર્યું, તેમજ બેન-યામીનને છુટો કરવાની તેને દરખાસ્ત કરી. તે દાગળ અને થોડો ખોરાક લઇ ભાઇઓ પાછા મેસરમાં ગયા, અને જે ભાઇ ત્યાં રહ્યો હતો તેની સાથે તેઓ હઝરત યુસોફના દરબારમાં ગયા. આ વખતે પોતાના પિતાનું દુઃખ વધારે વાર સહન કરવાને અશક્ત હોવાથી તેણે પોતેજ યુસોફ છે એવું પોતાના ભાઇઓને જણાવ્યું, અને પોતાનું ખમીસ પિતાને મોકલ્યું કે જે ખમીસ જ્યારે પોતે કુવામાં હતો ત્યારે જબ્રાઇલે તેને પહેરાવ્યું હતું. જ્યારે તે ખમીસ તેના પિતાની આંખ ઉપર નાંખવામાં આવ્યું ત્યારે તેની આંખની ઝાંખપ જતી રહી.

* ઉપર જણાવેલા કપડાની આ સુગંધ હતી કે જે સુગંધને પવન હઝરત યઅકુબ પાસે.

قالوا تالله تفتؤا تذكر يوسف حتى تكون
حرضا اوتكون من الهالكين ٨٥ قال
انما اشكوا بثى وحزنى الى الله واعلم من
الله مالا تعلمون ٨٦ يا بنى اذهبوا
فتحسسوا من يوسف واخيه ولا تياسوا
من روح الله انه لا ياس من روح الله
الا القوم الكافرون ٨٧ فلما دخلوا عليه
قالوا يا ايها العزيز مسنا واهلنا الضر وجئنا
ببضاعة مزجاة فاوف لنا الكيل و
تصدق علينا ان الله يجزى المتصدقين ٨٨
قال هل علمتم ما فعلتم بيوسف واخيه اذ
انتم جاهلون ٨٩

તેઓએ કહ્યું, ખુદાના સોગંદ છે કે તું હુમેશ વિલાપ કરી યુસોફને યાદ કરે છે, જ્યાંસુધી કે તું બીમાર થઇ મોત નઝદિક પહોંચીશ; અથવા તું મરનારાઓમાંનો થઇશ. ૮૫. તેણે કહ્યું, હું માત્ર મ્હારી દિલગીરી અને દુઃખની દાદ ખુદા પાસેજ માગીશ અને જે તમે જાણતા નથી † તે હું ખુદા તરફથી જાણું છું. ૮૬. હે મ્હારા દીકરાઓ, જાઓ અને યુસોફ અને તેના ભાઇનો શોધ કરો ‡ અને ખુદાની કૃપાથી નિરાશ થાઓ નહિ. ખરેખર કાફેર લોકો સિવાય કોઇ ખુદાની રહુમતથી નિરાશ થશે નહિ. ૮૭. પછી જ્યારે તેઓ યુસોફ પાસે દાખલ થયા ત્યારે તેઓએ કહ્યું, હે અઝીઝ, અમને અને અમારા કુટુંબને દુઃખ પહોંચ્યું છે, અને અમે થુજ સામાન લાવ્યા છીએ, માટે અમને માપ ભરી આપ; અને અમને ( કૃપા કરી ) વધારે આપ, ખરેખર ખુદા સદકો આપનાર ( પુણ્ય કરનાર ) ને બદલો આપે છે. ૮૮. તેણે કહ્યું શું જે તમે યુસોફ અને તેના ભાઇ વિષે કર્યું તે તમે જાણો છો કે જ્યારે તમે અજ્ઞાત હતા. ૮૯.

મોતીના સફેદ રંગ જેવા થઇ ગયા; જેથી તેની દ્રષ્ટિ ઘણીજ નબળી પડી ગઇ. † એટલે હઝરત યુસોફ જીવતા છે એ વાત; કારણ કે એક વખત મોતનો ફેરેસ્તો હઝરત યઅકુબ પાસે આવ્યો ત્યારે તેણે તેને પૂછ્યું કે તેં હઝરત યુસોફનો જીવ લીધો છે કે નહિ? અને તેણે ના પાડી.
‡ પછી હઝરત યઅકુબે હઝરત યુસોફને કાગળ લખ્યો અને તેમાં તેણે પોતાના કુટુંબની

અને આ અગાઉ યુસોફની બાબતમાં પણ તમે ભૂલ કરી છે; માટે હું આ દેશમાંથી કદી બહાર જઇશ નહિ જ્યાંસુધી કે મ્હારો પિતા મને પરવાનગી આપે અથવા મ્હારે વાસ્તે ખુદા હોકમ કરે, અને તે હોકમ કરનારાઓમાં સૌથી શ્રેષ્ઠ છે. ૮૦. તમે તમારા પિતા પાસે પાછા જાઓ, અને કહો કે હે અમારા પિતાજી, ખરેખર ત્હારા છોકરાએ ચોરી કરી અને અમે જે જાણીએ છીએ તે સિવાય અમે સાક્ષી આપતા નથી; અને અમે અદ્રશ્ય બાબતને જાણનાર નથી. ૮૧. અને તું તે ગામને પૂછ કે જેમાં અમે હતા અને તેમજ તે મુસાફરોને કે જેની સાથે અમે આ દેશ તરફ આવતા હતા. અને ખરેખર અમે સાચું બોલનાર છીએ. ૮૨. યઅકુબે કહ્યું ( નહિ ), બલ્કે તમારાં અંતઃકરણે તમને આ કામ સુંદર દેખાડયું; પણ મ્હારૂં કામ સારી ધીરજ રાખવાનું છે કે કદાચ્ ખુદા તેઓ સઘળાને મ્હારી પાસે લાવે. ખરેખર તે જાણનાર (અને) સત્ય કરનાર છે. ૮૩. અને તેણે તેઓની તરફથી મ્હોં ફેરવ્યું અને કહ્યું, અરે ! યુસોફ માટે મ્હારૂં દુઃખ! અને તેની આંખો દુઃખથી સફેદ થઇ ગઇ,* અને તે રીસથી ભરેલો હતો. ૮૪.

ومن قبل مافرطتم في يوسف فلن ابرح
الارض حتى يأذن لي ابي او يحكم
الله لي وهو خير الحاكمين ٨٠
ارجعوا الى ابيكم فقولوا يا ابانا ان
ابنك سرق وما شهدنا الا بما علمنا وما
كنا للغيب حافظين ٨١ وسئل القرية
التي كنا فيها والعير التي اقبلنا فيها وانا
لصادقون ٨٢ قال بل سولت لكم
انفسكم امرا فصبر جميل عسى الله ان
ياتيني بهم جميعا انه هو العليم الحكيم ٨٣
وتولى عنهم وقال يا اسفى على يوسف
وابيضت عيناه من الحزن فهو كظيم ٨٤

---

તેણીને હઝરત એસહાક પાસેથી વારસામાં મળયો હતો તે તેણીએ હઝરત યુસોફની કમરે બાધ્યો; અને પછી તેણીએ તે ખોયો એવો ઢોંગ કરીને તેણીએ તેને માટે ઘણી શોધ કરાવી. છેવટે તે હઝરત યુસોફની પાસે માલુમ પડવાથી ઉપલા કાયદા પ્રમાણે હઝરત યુસોફને ગુલામ તરીકે તેણીને સોંપવાનો ઠરાવ થયો.

* એટલે કે તેના ડોળાની અતિશય કાળપ જતી રહી, અને હમેશ રડવાથી તે ડોળા

قالوا ان يسرق فقد سرق اخ له من
قبل فاسرها يوسف فى نفسه ولم يبدها
لهم قال انتم شر مكانا والله اعلم بما
تصفون ٧٧ قالوا يا ايها العزيز ان له ابا
شيخا كبيرا فخذ احدنا مكانه انا نريك
من المحسنين ٧٨ قال معاذ الله ان نا خذ الا
من وجدنا متاعنا عنده انا اذا لظالمون ٧٩
فلما استياسوا منه خلصوا نجيا قال
كبيرهم الم تعلموا ان اباكم قد اخذ
عليكم موثقا من الله

તેઓએ કહ્યું જો તેણે ચોરી કરી તો ખરેખર તેના ભાઇએ પણ આ આગળ ચોરી કરી છે.* પછી યુસોફે તે વાત પોતાના મનમાં છાની રાખી, અને તેણે તેઓને તે વાત જાહેર કરી નહિ. તેણે (મનમાં) કહ્યું, ચોરીની બાબતમાં તમે વધારે ખરાબ છો; અને જે તમે વર્ણન કરોછો તે ખુદા વધારે જાણનાર છે. ૭૭. તેઓએ કહ્યું હે અઝીઝ, ખરેખર તેને એક ઘણોજ મ્હોટો વૃધ્ધ પિતા છે ત્યારે તેની જગ્યાએ અમારામાંથી એકજણને પકડ. ખરેખર અમે તને સુકૃત્ય કરનારાઓમાંનો જોઇએ છીએ. ૭૮. તેણે કહ્યું, ખુદાનો આશ્રય લઉંછું કે જેની પાસેથી અમને અમારો માલ મળ્યો તે સિવાય બીજાને અમે પકડીએ. ખરેખર ત્યારે અમે ઝોલમગાર થઇએ. ૭૯. પછી જ્યારે તેઓ તેના તરફથી નિરાશ થયા ત્યારે તેઓ ખાનગી વિચાર કરવા એક બાજુએ ગયા. તેઓમાંના વડીલે કહ્યું, શું તમે જાણતા નથી કે તમારા પિતાએ તમારી પાસેથી ખુદાના નામથી દ્રઢ થયેલું વચન લીધેલું છે?

મેસરના રાજાનો કાયદો એવો નહોતો. પણ ત્યાં તો ચોરને ચાબકા મારીને તેણે જે ચોર્યું હોય તેથી બમણું તેની પાસેથી લેવાનો ધારો હતો.

* આ વાક્ય વિષે તફસીર લખનારાઓમાં ઘણા મત છે. કેટલાક કહે છે કે એક વખત એક ભીખારી હઝરત યઅકુબને ઘેર આવ્યો, અને ત્યાં કોઈ હાઝેર નહિ હોવાથી હઝરત યુસોફે એક બકરો અથવા તો એક મુરઘી લઇને તે ભીખારીને આપી દીધી. તેથી તેના ભાઈઓએ તેના ઉપર ચોરીનો આરોપ મૂકયો. કેટલાક કહે છે કે હઝરત યુસોફને તેની ફૂઇએ ઉછેરીને મ્હોટો કર્યો હતો, અને તેણીનું તેના ઉપર એટલું બધું હેત થયું હતું કે જ્યારે તે મ્હોટો થયો અને હઝરત યઅકુબે તેને તેણીની પાસેથી લઇ લેવાને ઇચ્છ્યું ત્યારે તેણીએ નીચે મુજબ યુકિત કરી. જે કમરપટો

فلما جهزهم بجهازهم جعل السقاية فى
رحل اخيه ثم اذن مؤذن ايتها العير انكم
لسارقون ٧٠ قالوا واقبلوا عليهم ماذا
تفقدون ٧١ قالوا نفقد صواع الملك ولمن
جاء به حمل بعير وانا به زعيم ٧٢ قالوا تالله
لقد علمتم ماجئنا لنفسد فى الارض وما كنا
سارقين ٧٣ قالوا فما جزاؤه ان كنتم
كاذبين ٧٤ قالوا جزاؤه من وجد فى رحله
فهو جزاؤه كذلك نجزى الظالمين ٧٥ فبدا
باوعيتهم قبل وعاء اخيه ثم استخرجها من
وعاء اخيه كذلك كدنا ليوسف ماكان لياخذ
اخاه فى دين الملك الا ان يشاء الله نرفع
درجات من نشاء وفوق كل ذى علم عليم ٧٦

પછી જ્યારે તેણે તેઓને સરસામાન તૈયાર કરી આપ્યો ત્યારે તેણે પીવાનો પ્યાલો પોતાના ભાઇના કોથળામાં નાંખ્યો. પછી એક પોકારનારે પોકારી કહ્યું કે, હે મુસાફરો, ખરેખર તમે ચોર છો. ૭૦. તેઓએ તેમની તરફ મ્હો કરી કહ્યું કે તમે શું ખોયું છે? ૭૧. તેઓએ કહ્યું, અમે પાદશાહનું પ્યાલું ખોયું છે, અને જે તે લાવશે તેને માટે એક ઊંટ ઉપર લાદેલો (ખોરાક) છે. અને હું તેને માટે ઝામેન છું. ૭૨. તેઓએ કહ્યું, ખુદાના સોગંદ છે કે ખરેખર તમે જાણો છો કે અમે એટલા માટે આવ્યા નથી કે અમે દેશમાં ફસાદ કરીએ, અને અમે ચોર નથી. ૭૩. યુસોફના માણસોએ કહ્યું, ત્યારે તેને શી સઝા છે જો તમે જૂઠ બોલનાર હો તો? ૭૪. તેઓએ કહ્યું, ચોરીની શિક્ષા;* જેના કોથળામાંથી તે મળે તેને માટે તે શિક્ષા છે. આ પ્રમાણે ઝોલમગારોને અમે સઝા આપીએ છીએ. ૭૫. પછી તેણે તેના ભાઇના કોથળા પહેલાં તેઓના કોથળા તપાસવા શરૂ કર્યા. પછી તેણે તેના ભાઇના કોથળામાંથી તે શોધી બહાર કાઢયું. આ પ્રમાણે અમે યુસોફને યુકિત કરવા શીખવ્યું. તે એવો નહોતો કે તે પોતાના ભાઇને ખુદા ચાહે તે સિવાય પાદશાહના ધર્મ પ્રમાણે પકડે. અમે જેને ચાહીએ તેનો દરજ્જો અમે ઉંચો કરીએ છીએ, અને દરેક વિદ્વાન ઉપર બીજો વધારે વિદ્વાન હોય છે. ૭૬.

* ચોરને પકડીને ગુલામ તરીકે રાખવો એ હઝરત યઅકુબના ધર્મનો કાયદો હતો; પણ

وَلَمَّا دَخَلُوا مِنْ حَيْثُ أَمَرَهُمْ أَبُوهُمْ
مَا كَانَ يُغْنِي عَنْهُمْ مِنَ اللَّهِ مِنْ شَيْءٍ
إِلَّا حَاجَةً فِي نَفْسِ يَعْقُوبَ قَضَاهَا وَإِنَّهُ
لَذُو عِلْمٍ لِمَا عَلَّمْنَاهُ وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ
لَا يَعْلَمُونَ ٦٨ وَلَمَّا دَخَلُوا عَلَىٰ يُوسُفَ
آوَىٰ إِلَيْهِ أَخَاهُ قَالَ إِنِّي أَنَا أَخُوكَ فَلَا
تَبْتَئِسْ بِمَا كَانُوا يَعْمَلُونَ ٦٩

અને જ્યારે તેઓ દાખલ થયા જેમ તેઓના પિતાએ ફરમાવ્યું હતું, ત્યારે ખુદાના નિર્માણ વિરૂધ્ધ તેઓની ઉપરથી કંઇ દૂર થઇ શકે તેમ નહોતું; પણ જે હેતુ યઅકુબના મનમાં હતો તે તેણે ઝાહેર કર્યો, અને ખરેખર જે અમે તેને શીખવ્યું હતું તેનું તેને જ્ઞાન હતું; પણ ઘણા માણસો જાણતા નથી. ૬૮. અને જ્યારે તેઓ યુસોફ પાસે દાખલ થયા ત્યારે તેણે પોતાના ભાઇને પોતાની પાસે જગ્યા આપી* કહ્યું, ખરેખર હું ત્હારો ભાઇ છું, ત્યારે જે તેઓ કરે છે તેથી તું દિલગીર થા નહિ. ૬૯.

ન થવું; જેથી તેઓના ઉપર મેસરના લોકોને શક ન આવે તેમજ તેઓને તેઓની ખરાબ નઝરની અસર ન થાય.

* જ્યારે હઝરત યુસોફના ભાઇઓ બેન-યામીનને સાથે લઇ તેની પાસે આવ્યા ત્યારે તેણે તેમને સઘળાને ઝીયાફત માટે બોલાવ્યા અને હોકમ કર્યો કે બબે ભાઇઓ જેઓ એકજ માબાપથી જન્મેલા હોય તેઓ એકજ ખાન ( ભાણા ) માં બેસે; જેથી કરીને બેન-યામીન એકલો રહ્યો, અને આંખમાં આંસુ લાવીને કહેવા લાગ્યો કે "જો મ્હારો ભાઇ યુસોફ જીવતો હોત તો તે મ્હારી સાથે બેસત." આ ઉપરથી હઝરત યુસોફે તેને પોતાની સાથે બેસાડવાનો હોકમ કર્યો, અને તેનું ખાન પડદા પછવાડે એક જુદા ઓરડામાં લઈ જવામાં આવ્યું. વળી ખાતી વખતે જ્યારે યઝરત યુસોફે પોતાનો હાથ લાંબો કર્યો ત્યારે બેન-યામીન રડવા માંડયો. જ્યારે હઝરત યુસોફે તેને આનું કારણ પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે "તમારો હાથ મ્હારા ભાઈ યુસોફના હાથને કેવો મળતો આવે છે ?" જેથી હઝરત યુસોફ તેનાથી પોતાની ઝાતને છાની રાખવાને વધારે વાર ધીરજ રાખી શકયો નહિ, અને તે પોતેજ યુસોફ છે એમ તેણે તેને જણાવ્યું અને પછી કહ્યું કે કંઇ પણ કારણ સિવાય હું તને ભાઇઓથી જુદો પાડી અહિં રાખી શકીશ-નહિ. કારણ કે તેમ કરવાથી ભાઇઓને શક ઉત્પન્ન થાય. તેટલા માટે હું ત્હારા ઉપર ચોરીનો આરોપ મૂકીશ અને તેથી ત્હારે ડર રાખવો નહિ. પછી તેણે પોતાના ચાકરોને રૂપાનો અથવા સોનાનો પ્યાલો કે જેવડે રાજા પાણી પીતો તે બેન-યામીનના અનાજના કોથળામાં સંતાડવાનો હોકમ કર્યો અને જ્યારે તેઓ રવાને થયા ત્યારે તેને ચોર તરીકે પકડીને પછવાડે રાખ્યો.

قال هل امنكم عليه الا كما امنتكم على
اخيه من قبل فالله خير حافظا وهو
ارحم الراحمين ٦٤ ولما فتحوا متاعهم
وجدوا بضاعتهم ردت اليهم قالوا يا ابانا
ما نبغي هذه بضاعتنا ردت الينا ونمير
اهلنا ونحفظ اخانا ونزداد كيل بعير
ذلك كيل يسير ٦٥ قال لن ارسله معكم
حتى تؤتون موثقا من الله لتاتنني به
الا ان يحاط بكم فلما اتوه موثقهم قال
الله على ما نقول وكيل ٦٦ وقال يابني
لا تدخلوا من باب واحد وادخلوا من
ابواب متفرقة وما اغني عنكم من الله
من شيء ان الحكم الا لله عليه توكلت
وعليه فليتوكل المتوكلون ٦٧

તેણે કહ્યું, શું હું તેને તમારા વિશ્વાસ ઉપર તમને સોંપું કે જેવી રીતે મેં તેના ભાઈ (યુસોફ) ને આ અગાઉ તમારા વિશ્વાસ ઉપર તમને સોંપ્યો હતો? પણ ખુદા સૌથી શ્રેષ્ટ રક્ષક છે; અને તે દયા રાખનારાઓમાં સૌથી ઉત્તમ દયા કરનાર છે. ૬૪. અને જ્યારે તેઓએ પોતાનો સામાન ખોલ્યો, ત્યારે તેઓને માલુમ પડયું કે તેઓને પોતાનો માલ પાછો આપવામાં આવ્યો હતો. તેઓએ કહ્યું, હે અમારા પિતાજી, હવે અમે વધારે શું ઈચ્છીએ? આ અમારા આપેલા પૈસા અમને પાછા આપવામાં આવ્યા છે, અને અમે અમારા કુટુંબને માટે ખોરાક લાવીશું, અને અમારા ભાઈનું રક્ષણ કરીશું. અને એક ઊંટ ઉપાડે એટલો ભાર વધારે મેળવીશું, આતો (પાદશાહને મન) એક જુજ માપ છે. ૬૫. તેણે કહ્યું, હું તેને કદી તમારી સાથે મોકલીશ નહિ જ્યાંસુધી કે તમે ખુદાના નામથી દ્રઢ વચન મને આપો કે તમે સઘળા નાશથી ઘેરાઈ જાઓ તે સિવાય તમે તેને મ્હારી પાસે પાછો લાવો. પછી જ્યારે તેઓએ પોતાનું વચન તેને આપ્યું ત્યારે તેણે કહ્યું કે જે આપણે બોલીએ છીએ તેનો ખુદા સાક્ષી છે. ૬૬. અને તેણે કહ્યું કે હે મ્હારા દીકરાઓ, તમે સઘળા એકજ દરવાઝેથી દાખલ થાઓ નહિ, પણ જુદે જુદે દરવાઝેથી દાખલ થાઓ* અને (આ શિખામણથી) હું તમારા ઉપરથી ખુદાનો નિર્માણ થયેલો હોકમ દૂર કરી શકીશ નહિ. ખુદા સિવાય બીજા કોઈનો હોકમ નથી. તેના ઉપર મેં આધાર રાખ્યો છે, અને તેની ઉપરજ આધાર રાખનારાઓએ આધાર રાખવો જોઈએ. ૬૭.

* આ એટલા માટે હતું કે.આવી મ્હોટી સંખ્યા અને ભપકામાં તેઓને મેસરમાં દાખલ

فان لم تاتونى به فلا كيل لكم عندى ولا
تقربون ٦٠ قالوا سنراود عنه اباه وانا
لفاعلون ٦١ وقال لفتيانه اجعلوا بضاعتهم
فى رحالهم لعلهم يعرفونها اذا انقلبوا
الى اهلهم لعلهم يرجعون ٦٢ فلما رجعوا
الى ابيهم قالوا ياابانا منع منا الكيل فارسل
معنا اخانا نكتل وانا له لحافظون ٦٣

પણ જો તમે તેને મ્હારી પાસે નહિ લાવો તો તમારે માટે મ્હારી પાસે કંઇ માપ (ખોરાક) નથી; અને મ્હારી પાસે આવતા નહિ. ૬૦ તેઓએ કહ્યું, અમે જલદીથી તેને બાપ પાસેથી માગી લઇશું. અને અમે ખરેખર તેમ કરનાર છીએ. ૬૧. અને યુસોફે પોતાના ગુલામોને કહ્યું, તેઓની આણેલી પૂંજી તેઓના માલના કોથળામાં નાંખો કે કદાચ્ તેઓ પોતાની પૂંજીને ઓળખે જ્યારે તેઓ પોતાના કુટુંબ તરફ પાછા જાય (અને) કદાચ્ તેઓ પાછા આવે. ૬૨. પછી જ્યારે તેઓ પોતાના પિતા પાસે પાછા ગયા, ત્યારે તેઓએ કહ્યું, હે અમારા પિતાજી, ખાવાનું ભરી આપવાની અમને મના થઇ છે, તેથી અમારી સાથે અમારા ભાઇને મોકલ કે જેથી અમે ખોરાક ભરી લઇએ; અને ખરેખર અમે તેનું ખચિત્ રક્ષણ કરનાર છીએ. ૬૩.

હજરત યુસોફે પૂછ્યું કે તમારો અગીયારમો ભાઇ ક્યાં છે? કારણ કે તે વખતે ત્યાં દશ ભાઇઓ હાજર હતા. તેઓએ જવાબ આપ્યો કે તે અમારા પિતાની સેવામાં છે. છેવટે હજરત યુસોફે તેમને પૂછ્યું કે તમે સાચું બોલો છો તેને માટે તમારો કોણ ઝામેન છે? પણ તેઓએ તેને કહ્યું કે મેસરમાં અમારે માટે ઝામેન થાય એવા કોઇ માણસને અમે ઓળખતા નથી. ત્યારે તેણે કહ્યું કે તમારામાંથી એક જણે મ્હારી પાસે ગેરોવ તરીકે રહેવું અને બીજાઓ ખોરાક લઇ ઘેર જાય. જ્યારે તમે પાછા આવો ત્યારે ઝરૂર તમે તમારા નાના ભાઇને લેતા આવજો જેથી મને ખાતરી થાય કે તમે સાચું બોલ્યા છો. પછી પછવાડે કોણે રહેવું તે નક્કી કરવાને તેઓએ ચિઠ્ઠીઓ નાંખી અને ચિઠ્ઠીમાં શમઉનનું નામ આવ્યું. જ્યારે તેઓ રવાને થવાના હતા ત્યારે હજરત યુસોફે તેઓનો માલ લઇ દરેકને એક ઊંટ ઉપાડી શકે તેટલા ઘઉં આપ્યા, અને તે પ્રમાણે એક ભાગ જેટલો ભાર તેઓનો ભાઇ કે જે તેઓના પિતાની સેવા રહ્યો હતો તેને માટે આપ્યો. "બેઝાઅત" શબ્દ કે જે અહિં વાપરવામાં આવ્યો છે તેનો મૂળ અર્થ માત્ર "પૈસા" થાય છે એટલુંજ નહિ પણ કોઇપણ જાતનો માલ કે જે એક બીજા સાથે વેપારમાં અદલ બદલ કરવામાં આવે છે તે પણ થાય છે. એટલા માટે તફસીર લખનારા કહે છે કે અનાજની કિંમતના બદલામાં તેઓએ એકલા પૈસા આપ્યા નહિ, પણ કેળવીને તૈયાર કરેલાં ચામડાં વગેરે આપ્યું અને હજરત યુસોફે તે ચીજોને તેઓના અનાજના કોથળાઓમાં પાછી નાંખી હતી એટલા માટે કે તેઓ પોતાની પાસે તે જોઈ પાછા આવી શકે.

وَلَاَجْرُ الْاٰخِرَةِ خَيْرٌ لِّلَّذِيْنَ اٰمَنُوْا
وَكَانُوْا يَتَّقُوْنَ ٥٧ وَجَآءَ اِخْوَةُ
يُوْسُفَ فَدَخَلُوْا عَلَيْهِ فَعَرَفَهُمْ وَهُمْ
لَهٗ مُنْكِرُوْنَ ٥٨ وَلَمَّا جَهَّزَهُمْ بِجَهَازِهِمْ قَالَ
ائْتُوْنِيْ بِاَخٍ لَّكُمْ مِّنْ اَبِيْكُمْ اَلَا تَرَوْنَ
اَنِّيْ اُوْفِي الْكَيْلَ وَاَنَا خَيْرُ الْمُنْزِلِيْنَ ٥٩

અને ખચિત્ આવતી જિંદગીનો બદલો તેઓને માટે વધારે સારો છે કે જેઓએ ઇમાન આણ્યું છે, અને પરહીઝગારી કરી છે. **૫૭.** અને યુસોફ્ના ભાઇઓ આવ્યા * પછી તેઓ તેની પાસે દાખલ થયા, અને તેણે તેઓને ઓળખ્યા, અને તેઓએ તેને ઓળખ્યો નહિ. **૫૮.** અને જ્યારે તેણે તેઓનું કામ પૂરૂં કરી તેઓને માલ આપ્યો ત્યારે તેણે કહ્યું, તમે તમારો (ઓરમાન) ભાઇ કે જે તમારા બાપ તરફથી તમારો ભાઇ થાય છે તેને લાવો, શું તમે જોતા નથી કે ખરેખર હું પૂરૂં માપ આપું છું, અને સૌથી સરસ ઉતારો આપનાર છું? **૫૯.**

પાદશાહ તેનાથી એટલો બધો ખુશ થયો કે તેણે તેને પોતાના ખઝાનાના સઘળી કુંચીઓ સોંપી, અને અઝીઝને તેની નોકરીમાંથી રજા આપીને હઝરત યુસોફ્ને તેની જગ્યાએ નિમ્યો. થોડા વખત પછી અઝીઝ મરી ગયો, તેથી પાદશાહે હઝરત યુસોફ્ને ઝુલેખાની સાથે પરણવાની દરખાસ્ત કરી. હઝરત યુસોફ્ તે દરખાસ્ત કબુલ રાખી તેણીને પરણ્યા, અને તેણીનાથી તેને બે દીકરા થયા.

* હઝરત યુસોફ્ વઝીર થયા પછી તેણે ઘણા ડાહાપણથી રાજ્ય ચલાવ્યું, અને સુકાળના સાત વરસ દરમ્યાન લોકોને ઉદ્યોગ તરફ અને ખેતીવાડીના સુધારા માટે ઉત્તેજન આપ્યું. જ્યારે દુકાળનાં વરસ આવ્યાં ત્યારે તેની મુસ્કેલી માત્ર મેસ્રના લોકો ઉપર આવી પડી એટલુંજ નહિ પણ શામ અને બીજા પડોશના દેશોના લોકો ઉપર પણ આવી પડી હતી. તેથી ત્યાંના રહેવાસીઓને અનાજ માટે હઝરત યુસોફ્ પાસે જવાની ઝરૂર પડી. તે વખતે હઝરત યુસોફે પ્રથમતો તેમની પાસેથી પૈસા, જવાહેર, અને ઘરેણાં લઇને, પછી ઢોર અને ઝમીન લઇને, અને છેવટે તેઓને ગુલામ તરીકે લઇને અનાજ આપવા માંડયું. આ પ્રમાણે મેસ્રના સઘળા લોકો તેના ગુલામ થયા; પણ હઝરત યુસોફે તેઓને ટૂંક વખતમાં ગુલામ ગીરીમાંથી છૂટા કર્યા, અને તેઓની માલ મેલ્કત તેમને પાછી સોંપી. કનઆન દેશમાં દુકાળની અસર લાગવાથી હઝરત યઅકુબે બેન-યામીન સિવાય પોતાના બધા છોકરાને અનાજ માટે મેસ્રમાં મોકલ્યા. તેઓ આવ્યા ત્યારે હઝરત યુસોફ્ કે જેણે તેઓને તરતજ ઓળખી કાઢ્યા તેણે તેમને પૂછ્યું કે તમે કોણ છો? અને વળી કહ્યું કે તમે જાસુસ હો એવો મને વહેમ આવે છે. પણ તેઓએ જવાબ આપ્યો કે અમે માત્ર ખોરાક ખરીદવા આવ્યા છીએ; અને અમે યઅકુબ નામનો એક વૃધ્ધ માણસ કે જે પેયગમ્બર છે તેના દીકરા છીએ. પછી હઝરત યુસોફે પૂછ્યું કે તમે કેટલા ભાઇઓ છો? તેઓએ જવાબ આપ્યો કે અમે બાર ભાઇઓ છીએ; પણ અમારામાંથી એકને વરૂએ ફાડી ખાધો છે. આ ઉપરથી વઝી

અઝીઝની સ્ત્રીએ કહ્યું હવેજ સત્યનો પ્રકાશ થયો. મેં તેની પાસે મ્હારી ઇચ્છાની માગણી કરી હતી અને તે ખરેખર સાચું બોલનારાઓમાંનો છે. ૫૧. (યુસોફે કહ્યું) આ એટલાજ માટે છે કે અઝીઝ જાણે કે હું તેની ગેરહાઝરીમાં અપ્રમાણિકપણે વર્ત્યો નહોતો; અને ખરેખર ખુદા અપ્રમાણિક માણસોના કાવતરાને રસ્તો દેખાડતો નથી. ૫૨. અને હું મ્હારા પંડને પાક ગણતો નથી. ખરેખર જેના ઉપર મ્હારા પરવરદેગારે દયા કરી છે તે સિવાય ( માણસોનું ) મન દુષ્ટ કામ કરવા હોકમ કરનાર છે. ખરેખર મ્હારો પરવરદેગાર માફી આપનાર ( અને ) દયાળુ છે. ૫૩. અને પાદશાહે કહ્યું તેને મ્હારી પાસે લાવો કે હું તેને ખાસ મ્હારે માટે રાખું. પછી જ્યારે તેણે તેની સાથે વાત કરી* ત્યારે તેણે કહ્યું, ખરેખર તું આજે અમારી પાસે માનવંત અને વિશ્વાસ પાત્ર છે. ૫૪. યુસોફે કહ્યું કે મેસર દેશના ખઝાનાને મ્હારા તાબામાં મૂક. ખરેખર હું રક્ષક અને જાણનાર છું. ૫૫. અને આ પ્રમાણે અમે યુસોફને ( મેસરની ) ઝમીનમાં સ્થાપ્યો, તે જ્યાં તેને ગમતું ત્યાં જગ્યા લેતો. જેને અમે ચાહીએ તેના ઉપર અમે અમારી દયા પહોંચાડીએ છીએ. અને અમે સારાં કામ કરનારાઓનો બદલો વ્યર્થ કરીશું નહિ. ૫૬.

13/30

قالت امرأت العزيز الآن حصحص
الحق انا راودته عن نفسه وانه لمن
الصادقين ٥١ ذلك ليعلم اني لم اخنه
بالغيب وان الله لا يهدي كيد الخائنين ٥٢
﴿ وما ابرئ نفسي ان النفس ﴾
لامارة بالسوء الا ما رحم ربي ان ربي غفور
رحيم ٥٣ وقال الملك ائتوني به استخلصه
لنفسي فلما كلمه قال انك اليوم لدينا
مكين امين ٥٤ قال اجعلني على خزائن
الارض اني حفيظ عليم ٥٥ وكذلك
مكنا ليوسف في الارض يتبوأ منها حيث
يشاء نصيب برحمتنا من نشاء ولا نضيع
اجر المحسنين ٥٦

* જ્યારે હઝરત યુસોફને પાદશાહના દરબારમાં લાવવામાં આવ્યા ત્યારે એવું કહેવામાં આવ્યું છે કે પાદશાહે તેની સાથે ૭૨ ભાષામાં વાત કરી, અને તેણે તે દરેક ભાષામાં જવાબ આપ્યો.

يوسف ايها الصديق افتنا في سبع بقرات
سمان ياكلهن سبع عجاف وسبع سنبلات
خضر واخر يابسات لعلي ارجع الى
الناس لعلهم يعلمون ٤٦ قال تزرعون
سبع سنين دابا فما حصدتم فذروه في
سنبله الا قليلا مما تاكلون ٤٧ ثم ياتي
من بعد ذلك سبع شداد ياكلن ما قدمتم
لهن الا قليلا مما تحصنون ٤٨ ثم ياتي من
بعد ذلك عام فيه يغاث الناس وفيه
يعصرون ٤٩ وقال الملك ائتوني به فلما
جاءه الرسول قال ارجع الى ربك
فسئله ما بال النسوة اللاتي قطعن ايديهن
ان ربي بكيدهن عليم ٥٠ قال ما
خطبكن اذ راودتن يوسف عن نفسه
قلن حاش لله ما علمنا عليه من سوء

યુસોફ, હે સત્યવાદી, તે સાત જાડી ગાયો વિષે ખોલાસો આપ કે જેને સાત પાતળી ગાયો ખાઇ ગઇ, અને તેમજ સાત લીલાં ડુંડાં અને તેટલાંજ બીજાં સૂકાં વિષે; કદાચ્ હું માણુસો પાસે પાછો જાઉં કે કદાચ્ તેઓ તે જાણે. ૪૬. તેણે કહ્યું; તમે સાત વરસ સુધી હમેશના રિવાજ પ્રમાણે વાવો, પછી જે તમે લણો તેમાંથી જુજ જેમાંથી તમે ખાઓ તે સિવાય બાકીનું તેના ડુંડામાંજ રહેવા દેજો. ૪૭. ત્યારે આ પછી સાત સખત વરસો ( દુષ્કાળ ) આવશે કે જે વરસો માટે જે (અનાજ) તમે પહેલાં એકઠું કર્યું છે તે, જુજ ભાગ તમે સાચવી રાખો છો તે સિવાય સઘળું તે વરસો ( ના માણુસો ) ખાઇ જશે. ૪૮. ત્યારે તે પછી એક એવું વરસ આવશે કે જે વરસમાં માણુસોને મદદ કરવામાં આવશે, ( સુકાળ થશે ), અને જેમાં તેઓ ફળો દાબી રસ કાઢશે. ૪૯. અને પાદશાહે કહ્યું, તેને મ્હારી પાસે લાવો, પછી જ્યારે પાદશાહનો મોકલેલો માણુસ યુસોફ પાસે આવ્યો ત્યારે તેણે કહ્યું, ત્હારા ધણી પાસે પાછો જા, અને તેને પૂછ કે જે સ્ત્રીઓએ પોતાના હાથ કાપી નાંખ્યા તેઓને શું હતું? ખરેખર મ્હારો પરવરદેગાર તેઓનું કાવતરૂં જાણુનાર છે. ૫૦. પાદશાહે કહ્યું, ( હે સ્ત્રીઓ ) તમારે શું કામ હતું જ્યારે કે તમે યુસોફ પાસે તમારી ઇચ્છાની માગણી કરી? તેઓએ કહ્યું, ખુદા પાક છે. અમે યુસોફ વિષે કંઇ દૂષણ જાણતા નથી.

واما الاخر فيصلب فتاكل الطير من

راسه قضى الامر الذى فيه تستفتيان ٤١

وقال للذى ظن انه ناج منهما اذكرنى

عند ربك فانساه الشيطان ذكر ربه

فلبث فى السجن بضع سنين ٤٢ وقال

الملك انى ارى سبع بقرات سمان ياكلهن

سبع عجاف وسبع سنبلات خضر واخر

يابسات يا ايها الملا افتونى فى رؤياى

ان كنتم للرؤيا تعبرون ٤٣ قالوا اضغاث

احلام وما نحن بتاويل الاحلام

بعالمين ٤٤ وقال الذى نجا منهما

وادكر بعد امة انا انبئكم بتاويله

فارسلون ٤٥

અને બીજાના સંબંધમાં તેને તો ફાંસી ઉપર ચઢાવવામાં આવશે પછી પક્ષીઓ તેનું માથું ફોલી ખાશે. જે બાબત (સ્વપ્ન) વિષે તમે બન્નેએ મ્હારી પાસે ખોલાસો માગ્યો તેનો હોકમ થયો છે. ૪૧. અને યુસોફ જેને ધારતો હતો કે તે એમાંથી તે છૂટો થનાર છે તેને તેણે કહ્યું તું ત્હારા ધણી પાસે મને યાદ કરજે, પછી શેતાને તેને પોતાના ધણી પાસે યુસોફને યાદ કરવાનું ભૂલાવી દીધું. પછી તે કેદખાનામાં કેટલાક વરસ સુધી * રહ્યો. ૪૨. અને પાદશાહે કહ્યું, ખરેખર મેં સ્વપ્નામાં સાત જાડી ગાયો જોઈ કે જેને સાત પાતળી ગાયો ખાઇ ગઇ, અને તેમજ સાત લીલાં ડુંડાં અને તેટલાંજ બીજાં સૂકાં; હે મ્હારા વિદ્વાન અમીરો, તમે મને આ મ્હારા સ્વપ્નાનો અર્થ આપો જો તમે સ્વપ્નાનો અર્થ કરનાર હો તો. ૪૩. તેઓએ કહ્યું, આ ગુંચવણ ભરેલાં સ્વપ્નાં છે, અને અમે ગુંચવણ ભરેલાં સ્વપ્નાંનો અર્થ જાણનાર નથી. ૪૪. અને તે એ ( કેદીઓ ) માંનો જે છૂટો થયો હતો તેણે કહ્યું—અને તેને યુસોફ લાંબી મુદ્દત પછી યાદ આવ્યો—કે હું તમને તે સ્વપ્નાના અર્થ વિષે ખબર આપું છું. માટે મને ( કેદખાનામાં ) મોકલો. ૪૫.

* "બેઝ્અ" શબ્દનો અર્થ સાત અને નવની વચ્ચેની કોઇ પણ સંખ્યા થાય છે. તફસીર લખનારા એવું કહે છે કે હઝરત યુસોફ સાત વર્ષ સુધી કેદખાનમાં રહ્યા હતા.

وَاتَّبَعْتُ مِلَّةَ اٰبَآءِىْٓ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ
وَيَعْقُوْبَ مَا كَانَ لَنَآ اَنْ نُّشْرِكَ بِاللّٰهِ مِنْ
شَىْءٍ ذٰلِكَ مِنْ فَضْلِ اللّٰهِ عَلَيْنَا وَعَلَى النَّاسِ
وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَشْكُرُوْنَ ٣٨
يٰصَاحِبَىِ السِّجْنِ ءَاَرْبَابٌ مُّتَفَرِّقُوْنَ خَيْرٌ
اَمِ اللّٰهُ الْوَاحِدُ الْقَهَّارُ ٣٩ مَا تَعْبُدُوْنَ مِنْ
دُوْنِهٖٓ اِلَّآ اَسْمَآءً سَمَّيْتُمُوْهَآ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ
مَّآ اَنْزَلَ اللّٰهُ بِهَا مِنْ سُلْطٰنٍ اِنِ الْحُكْمُ
اِلَّا لِلّٰهِ اَمَرَ اَلَّا تَعْبُدُوْٓا اِلَّآ اِيَّاهُ ذٰلِكَ
الدِّيْنُ الْقَيِّمُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا
يَعْلَمُوْنَ ٤٠ يٰصَاحِبَىِ السِّجْنِ اَمَّآ اَحَدُكُمَا
فَيَسْقِىْ رَبَّهٗ خَمْرًا

અને હું મ્હારાં બાપદાદા એબ્રાહીમ અને એસહાક અને યઅકુબના ધર્મ પ્રમાણે ચાલ્યો છું. અમને ઘટિત નથી કે અમે ખુદાની સાથે કાંઇ ચીજને ભાગીદાર ગણીએ. આ અમારી ઉપર અને માણસો ઉપર ખુદાની એક કૃપા છે; પણ ઘણા માણસો આભાર માનતા નથી. ૩૮ હે મ્હારા કેદના બન્ને સાથીઓ, જુદા જુદા ખુદા સારા કે એક સર્વ શક્તિમાન અલ્લાહ સારો? ૩૯. ખુદા સિવાય જે નામો તમે અને તમારા બાપદાદાએ આપ્યાં છે તે સિવાય તમે બીજા કોઈની બંદગી કરતા નથી. તેને માટે ખુદાએ કાંઇ સાબેતી નીચે મોકલી નથી. ખુદા સિવાય કોઇનો હોકમ નથી. તેણે ફરમાવ્યું છે કે તેના સિવાય તમે કોઇની બંદગી કરો નહિ. આજ સ્પષ્ટ સત્ય ધર્મ છે, પણ ઘણા માણસો જાણતા નથી. ૪૦. હે મ્હારા કેદના બન્ને સાથીઓ, તમારા બેમાંના એકના સંબંધમાં, (તે તો છૂટો થશે), પછી તે પોતાના ધણીને દારૂ પીવા આપશે.

છે. આ ઉપરથી હઝરત યુસોફને બોલાવવા માટે તેને મોકલવામાં આવ્યો; અને હઝરત યુસોફે તે સ્વપ્નાનો ખોલાસો આપ્યો. તે પછી તેને રાજા પાસે લાવવામાં આવ્યો, અને તેનું નિરપરાધીપણું સાબેત થવાથી તથા તેની અગાધ બુધ્ધિ જણાઇ આવવાથી રાજાએ તેને છૂટો કરી પોતાના દરબારમાં એક ઉંચો દરજ્જો આપ્યો.

ثم بدالهم من بعد ماراوا الايات ليسجننه
حتى حين ٣٥ ودخل معه السجن
فتيان قال احدهما انى ارىنى اعصر خمرا
وقال الاخر انى ارىنى احمل فوق راسى
خبزا تاكل الطير منه نبئنا بتاويله انا
نريك من المحسنين ٣٦ قال لاياتيكما
طعام ترزقانه الا نباتكما بتاويله قبل ان
ياتيكما ذلكما مما علمنى ربى انى تركت
ملة قوم لايؤمنون بالله وهم بالاخرة
هم كافرون ٣٧

પછી તેઓએ ( તેની નિર્દોષતાની ) નિશાનીઓ જોઇ. પછી તેઓને એમ લાગ્યું કે તેઓ તેને અમુક વખત સુધી કેદમાં રાખે; ૩૫. અને તેની સાથે કેદખાનાંમાં બે જુવાનીઆ દાખલ થયા.* તે બન્નેમાંના એકે કહ્યું, ખરેખર મેં ( સ્વપ્નામાં ) એવું જોયું કે હું દ્રાક્ષમાંથી રસ કાઢું છું, અને બીજાએ કહ્યું, ખરેખર મેં (સ્વપ્નામાં) એવું જોયું કે મેં મ્હારા માથા ઉપર રોટલા ઉપાડયા છે કે જેમાંથી પક્ષીઓ ખાયે છે; તું અમને બન્નેને તેના અર્થની ખબર આપ. ખરેખર અમે તને સારાં કૃત્ય કરનારાઓમાંનો જોઇએ છીએ. ૩૬. તેણે કહ્યું, કંઇ ખોરાક કે જે તમને બન્નેને ખાવા આપવામાં આવશે તે તમારી પાસે આવશે નહિ, મગર તે તમારી બન્નેની પાસે આવશે તે અગાઉ હું તમને તે સ્વપ્નાના અર્થનો ખોલાસો આપીશ. આ મેં જે તમને બન્નેને કહ્યું તે તેમાંથી છે કે જે મ્હારા પરવરદેગારે મને શીખવ્યું છે. ખરેખર મેં તે કોમનો ધર્મ તજી દીધો છે કે જે ખુદા ઉપર ઇમાન લાવતી નથી; અને તેઓ કયામતના દિવસને માનનારા નથી. ૩૭.

* હઝરત યુસોફની સાથે બીજા બે માણસોને કેદ ખાનામાં નાંખવામાં આવ્યા હતા; તેમાં એક રાજાનો રસોયો હતો, અને બીજો તેને દારૂ પાનાર હતો. તે બન્નેના ઉપર રાજાને ઝેર દેવાનું તોહમત આવ્યું હતું. તેમાંના એકને અથવા તો બન્નેને રાત્રે સ્વપ્નું આવ્યું. અને સવારે તેઓએ તે સ્વપ્નાનો ખોલાસો હઝરત યુસોફને પૂછ્યો. હઝરત યુસોફે તેનો ખોલાસો આપ્યો. પછી તે સાકી ( દારૂ પાનાર ) કે જે સ્વપ્નાના અર્થ પ્રમાણે કેદખાનામાંથી છૂટો થવાનો હતો તેને હઝરત યુસોફે કહ્યું કે જ્યારે તું કેદમાંથી છૂટો થઇ રાજા પાસે જાય ત્યારે મ્હારૂં નિર્દોષપણું ઝાહેર કરજે, પણ તે તો તે વાત સાત વર્ષ સુધી ભૂલી ગયો. છેવટે એક રાત્રિએ રાજાને સ્વપ્નું આવ્યું, અને તેનો ખોલાસો કોઈ માણસ આપી શકતું નહોતું. તેથી તે સાકીને હઝરત યુસોફની વાત યાદ આવી, અને તેણે કહ્યું કે ખોલાસો આપી શકે તેવો એક વિદ્વાન માણસ કેદ ખાનામાં

قالت فذلكن الذى لمتننى فيه ولقد
راودته عن نفسه فاستعصم ولئن لم
يفعل ما امره ليسجنن وليكونا من
الصاغرين ٣٢ قال رب السجن احب الى
مما يدعوننى اليه والا تصرف عنى كيدهن
اصب اليهن واكن من الجاهلين ٣٣
فاستجاب له ربه فصرف عنه كيدهن
انه هو السميع العليم ٣٤

તેણીએ કહ્યું, ત્યારે આ તેજ માનુસ છે કે જેને માટે તમે મ્હારો વાંક કાઢતા હતા, અને ખરેખર મેં તેની પાસે મ્હારી ઇચ્છાની માગણી કરી હતી, પણ તેણે તેમાંથી પોતાનો બચાવ કર્યો; અને જો, જે હું તેને ફરમાવું છું તે, તેનહિ કરે તો ખચિત્ તેને કેદમાં નાંખી દેવામાં આવશે.* અને તે ખચિત્ હલકા માણસોમાંનો થશે. ૩૨. યુસોફે કહ્યું, હે પરવરદેગાર, કેદખાનું મને તે કરતાં વધારે વહાલું છે કે જેની તરફ તેઓ મને બોલાવે છે. અને જો તું મ્હારી ઉપરથી તેઓનાં કાવતરાં દૂર કરીશ નહિ તો હું તેઓની તરફ વલણ કરીશ, અને હું અજ્ઞાનીઓમાંનો થઇશ. ૩૩. પછી તેના પરવરદેગારે તેની દોઆ સ્વીકારી અને તેના ઉપરથી તેઓનું કપટ દૂર કર્યું. ખરેખર ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૩૪.

કે જેઓ તફસીર લખનારાઓના કહેવા પ્રમાણે પાંચ હતી તેઓએ તેણીને મ્હેણાં મારવા માંડયાં. આથી તેણીએ હઝરત યુસોફની અત્યંત ખુબસુરતીની તેઓને ખાતરી કરી આપવા માટે તેમને આમંત્રણ આપીને પોતાને ઘેર બોલાવી. તેણીએ તે દરેક સ્ત્રીને એકેક ચાકુ અને એકેક નારંગી આપી, અને તેની છાલ ઉતારવાનું તેમને કહ્યું. તે વખતની દરમ્યાન તેણીએ હઝરત યુસોફને કાંઇ ખેદમતને બહાને અંદર આવવાનું કહી મૂક્યું હતું; તેથી તે અંદર દાખલ થયા કે તરતજ તે સ્ત્રીઓએ તેની આશ્ચર્યકારક ખુબસુરતીથી અચંબો પામીને છાલ ઉતારવાને બદલે પોતાના હાથ દાપવા માંડયા.

* ઉપર લખેલો બનાવ બન્યા પછી તે સ્ત્રીઓએ તેણીને સલાહ આપી કે હઝરત યુસોફને કેદ ખાનામાંજ રાખવા જોઇએ, અને તેને એટલે સુધી દુઃખ દેવું જોઇએ કે તે ત્હારી ઇચ્છાને આધીન થાય. આ ઉપરથી તેણીએ અઝીઝને સમજાવ્યો કે હઝરત યુસોફને કેદ ખાનામાં નાંખો; એવું બહાનું કાઢીને કે તેને લીધે મ્હારી ફજીહતી થઇ છે, અને મેસરની સ્ત્રીઓને ચૂપ રાખવાનો માત્ર આજ ઉપાય છે.

وإن كان قميصه قد من دبر فكذبت وهو
من الصادقين ٢٧ فلما را قميصه قد من دبر
قال انه من كيدكن ان كيدكن عظيم ٢٨
يوسف اعرض عن هذا واستغفرى
لذنبك انك كنت من الخاطئين ٢٩
وقال نسوة فى المدينة امرات العزيز
تراود فتيها عن نفسه قد شغفها حبا انا
لنريها فى ضلال مبين ٣٠ فلما سمعت
بمكرهن ارسلت اليهن واعتدت لهن
متكا واتت كل واحدة منهن سكينا
وقالت اخرج عليهن فلما راينه اكبرنه
وقطعن ايديهن وقلن حاش لله ما هذا
بشرا ان هذا الا ملك كريم ٣١

અને જો તેનું ખમીસ પછવાડેથી ચીરાયેલું હોય તો તેણી જૂઠી છે અને તે સત્ય વાદીઓમાંનો છે. ૨૭. પછી જ્યારે તેણે જોયું કે તેનું ખમીસ પછવાડેથી ચીરાયેલું છે, ત્યારે તેણે કહ્યું, ખરેખર તે તમારા (સ્ત્રીઓનાં) કાવતરાંમાંનું એક છે. ખરેખર (હે સ્ત્રીઓ) તમારાં કાવતરાં મ્હોટાં છે. ૨૮. યુસોફ, આથી મ્હોં ફેરવ (દરગુઝર કર); અને (હે સ્ત્રી,) તું ત્હારા ગુનાહ માટે માફી માગ. ખરેખર તું પાપીઓમાંની છે. ૨૯. અને કેટલીક સ્ત્રીઓએ શહેર (મેસર) માં કહ્યું કે અઝીઝની સ્ત્રીએ તેણીના ગુલામ પાસે પોતાની ઇચ્છા માગી છે.* ખરેખર તેણીના હૃદયનો પડદો પ્યારથી ફાટી ગયો છે. ખરેખર અમે તેણીને ચોખ્ખી ભૂલમાં જોઇએ છીએ. ૩૦. પછી જ્યારે તેણીએ તેઓનું કાવતરૂં (છૂપી વાતો) સાંભળ્યું ત્યારે તેમની પાસે આમંત્રણ મોકલ્યું અને તેમને માટે તકીયોં કરવાની બેઠક તૈયાર કરી અને તેઓમાંના દરેકને એક છરી આપી; અને તેણીએ કહ્યું તું (યુસોફ) તેમની પાસે બહાર આવ. પછી જ્યારે તેઓએ તેને જોયો ત્યારે તેઓને તે અતિ રૂપાળો માલુમ પડયો, અને તેઓએ પોતાના હાથ કાપી નાંખ્યા, અને કહ્યું કે ખુદા પાક છે; આ મનુષ્ય નથી. આ એક માનવંતા ફેરેશ્તા સિવાય બીજો કોઇ નથી. ૩૧.

* હઝરત યુસોફને માટે ઝુલેખાના પ્યારની વાત શહેરમાં જાહેર થઇ; અને મેસરની સ્ત્રીઓ

قال معاذ الله انه ربي احسن مثواى
انه لا يفلح الظالمون ٢٣ ولقد همت
به وهم بها لولا ان را برهان ربه كذلك
لنصرف عنه السوء والفحشاء انه من
عبادنا المخلصين ٢٤ واستبقا الباب
وقدت قميصه من دبر والفيا سيدها
لدا الباب قالت ما جزاء من اراد باهلك
سوء الا ان يسجن او عذاب اليم ٢٥
قال هي راودتني عن نفسي وشهد شاهد
من اهلها ان كان قميصه قد من قبل
فصدقت وهو من الكاذبين ٢٦

તેણે કહ્યું, હું ખુદા પાસેથી આશ્રય લઉંછું. ખરેખર તે મ્હારો પરવરદેગાર છે. મ્હારી જગ્યાને તેણે ઉત્તમ બનાવી છે. ખરેખર ઝોલમગારો આગમાંથી મુક્ત થશે નહિ. ૨૩. અને તેણીએ તેને માટે પ્રયત્ન કર્યો, અને તેણે તેણીને (દૂર કરવા) માટે યત્ન કર્યો, જો તેણે પોતાના પરવરદેગારની સાબેતી જોઇ નહોત * (તો તે પણ એરાદો કરત); આ પ્રમાણે (અમે તેને દ્રઢ રાખ્યો) એટલા માટે કે અમે તેના ઉપરથી દુષ્ટ અને નીચ કામ દૂર કરીએ. ખરેખર તે અમારો નિખાલસ બંદાઓમાંનો હતો. ૨૪. અને તેઓ બન્ને દરવાઝા તરફ એક બીજા આગળ દોડયાં,† અને તેણીએ તેનું ખમીસ પછવાડેથી ચીર્યું, અને તે બન્ને તેણીના ધણીને દરવાઝા પાસે મળ્યાં. તેણીએ કહ્યું, જે ત્હારા કુટુંબને માટે દુષ્ટ ઇચ્છે છે તેને કેદમાં નાંખવામાં આવે, અથવા દુઃખદાયક સઝા કરવામાં આવે તે સિવાંય બીજી શી સઝા છે? **૨૫.** યુસોફે કહ્યું તેણીએ મ્હારી પાસે પોતાની ઇચ્છાની માગણી કરી, અને તેણીના કુટુંબમાંથી એક સાક્ષીએ‡ સાક્ષી પૂરી કે જો તેનું ખમીસ આગળથી ચીરાયેલું હોય તો તેણી સાચી છે અને તે જૂઠાઓમાંનો છે. ૨૬.

* હઝરત યુસોફે આ નીચ કૃત્યનું પરિણામ અને એવાં કૃત્યો કરવાથી થતું મ્હોટું પાપ બહુ ઉંડી નઝરથી વિચાર્યું ત્યારે એલાહી કૃપાનો પ્રકાશ અને પેયગમ્બરી પદવીનું તેજ તેનામાં ઉત્પન્ન થયું, અને તે બન્ને નિશાનીઓએ તેને તે ગુનાહથી બચાવ્યા.

† તે તેણીની પાસેથી નાસવા માંડયા; અને તેણી તેને અટકાવવા માટે તેની પછવાડે દોડવા માંડી.

‡ આ સાક્ષી તેણીના કાકાનો દીકરો હતો કે જે તે વખતે માત્ર ચાર માસનું બાળક હતું. હઝરત યુસોફે અઝીઝને કહ્યું કે તું આ બાળકને પૂછ. તે મ્હારા નિરપરાધીપણાને માટે સાક્ષી પૂરશે. જ્યારે તે બાળકને પૂછવામાં આવ્યું ત્યારે તેણે નીચેની આયામાં લખ્યા પ્રમાણે સાક્ષી પૂરી.

وقال الذى اشتريه من مصر لامراته
اكرمى مثويه عسى ان ينفعنا او نتخذه
ولدا كذلك مكنا ليوسف فى الارض
ولنعلمه من تاويل الاحاديث والله
غالب على امره ولكن اكثر الناس
لا يعلمون ٢١ ولما بلغ اشده اتيناه حكما
وعلما وكذلك نجزى المحسنين ٢٢
وراود[...]ته التى هو[...]تها عن نفسه
وغلقت [...] الابواب وقا[...] لك

અને મેસરમાં જે માણસે તેને ખરીદ્યો હતો તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે તેને અહિં માનવંત જગ્યામાં રાખ કે કદાચ્ તે આપણને કાંઇ ફાયદો કરે અથવા આપણે તેને દત્તક લઇએ; અને આ પ્રમાણે અમે યુસોફને પૃથ્વીમાં જગ્યા આપી (સત્તાવાન્ બનાવ્યો), અને તે એટલા માટે કે અમે તેને સ્વપ્નાનો છૂપો અર્થ સમજાવીએ. અને ખુદા પોતાનું કામ કરવા શકિતમાન્ છે, પણ ઘણા માણસો જાણતા નથી. ૨૧. અને જ્યારે તે પુખ્ત ઉમરે પહોંચ્યો ત્યારે અમે તેને બુધ્ધિ અને જ્ઞાન આપ્યું. અને આ પ્રમાણે અમે સુકૃત્ય કરનારાઓને બદલો આપીએ છીએ. ૨૨. અને જેણીના ઘરમાં તે હતો તેણીએ તેની પાસે પોતાની ઇચ્છા પૂર્ણ કરવા માગ્યું,* અને બારણાં બંધ કર્યાં, અને કહ્યું, તું જલદી મ્હારા પાસે આવ.

અમે તેને વેચવાને તૈયાર છીએ. આ ઉપરથી માલેકે તેને ૧૭ કે [...] દિનારની [...] જુજ કિમતે વેચાતો લીધો. બીજી વખત તે મેસરમાં વેચાયા હતા; કારણ કે માલેક [...] ત્યાં લ[...]ઇ ગયો હતો, અને તેની તેને સાંભારે કિમત ઉપજી હતી. એવું કહેવામાં આવ્યું છે કે હ[...] યુસો[...]ના ભારોભાર સોનું, રૂપું, કસ્તુરી, અને રેશમ લઇને તેને વેચવામાં આવ્યા હતા. તેને વેચાતા લેનાર માણસ મેસરના રાજા રૈયાન-બેન-વલીદનો પ્રધાન હતો, જેનું નામ કેતફીર અથવા ઇતફીર હતું; પણ તે "અઝીઝે મસર" એ નામથી વધારે મશહુર હતો. તેની સ્ત્રીનું નામ રાઇલ અથવા કેટલાકના કહેવા પ્રમાણે ઝુલેખા હતું. તેણીને કાંઇ સંતાન નહોતું, અને તેઓને હઝરત યુસોફના ચ્હેરામાં મ્હોટાઇની નિશાનીઓ માલુમ પડી; તેથી તેઓએ તેને પોતાના દીકરા તરીકે દત્તક લીધો

* જ્યારે હઝરત યુસોફ અઝીઝના ઘરમાં રહ્યા ત્યારે ઝુલેખા તેની સાથે પ્યારમાં પડી અને પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને તેણીએ હઝરત યુસોફ પાસે માગણી કરી.

قالوا یاابانا انا ذهبنا نستبق وترکنا
یوسف عند متاعنا فاکله الذئب وما انت
بمؤمن لنا ولو کنا صادقین ۱۷ وجآؤا
علی قمیصه بدم کذب قال بل سولت
لکم انفسکم امرا فصبر جمیل والله
المستعان علی ماتصفون ۱۸ وجآءت سیارة
فارسلوا واردهم فادلی دلوه قال یابشری
هذا غلام واسروه بضاعة والله علیم بما
یعملون ۱۹ وشروه بثمن بخس دراهم
معدودة وکانوا فیه من الزاهدین ۲۰

તેઓએ કહ્યું કે હે અમારા પિતાજી, ખરેખર અમે શરત દોડવા ગયા હતા, અને યુસોફને અમારા સામાન પાસે રાખ્યો હતો. પછી વરૂ તેને ખાઇ ગયું, અને તું અમારૂં માનનાર નથી,* અગર જો કે અમે સાચું બોલનાર છીએ. ૧૭. અને તેઓ તેના ખમીસને ખોટું લોહીઆળું કરી લાવ્યા. તેણે કહ્યું (નહિ) બલ્કે તમારા અંતઃકરણે તમારે માટે આ કામ સુંદર બતાવ્યું; પણ મ્હારૂં કામ સારી ધીરજ રાખવાનું છે, અને જે તમે વર્ણન કરોછો તે વિષે ખુદા પાસે મદદ માગવામાં આવી છે. ૧૮. અને મુસાફરો આવ્યા.† પછી તેઓએ પોતાના પાણી લાવનારને મોકલ્યો. પછી તેણે તેની ડોલ નીચે ઉતારી. તેણે કહ્યું કે આહા! ખુશખબર! આ એક છોકરો છે! અને તેઓએ તેને વેપાર અર્થે છૂપો રાખ્યો. પણ ખુદા જે તેઓ કરે છે તે જાણનાર છે. ૧૯. અને તેઓએ તેને જુજ ભાવે ગણેલા દરહમથી વેચી દીધો‡ અને તેઓ તેની તરફ કાંઈ વલણ રાખનાર નહોતા. ૨૦.

* કારણ કે જ્યારે તે પહેરણ તેની પાસે લાવવામાં આવ્યું ત્યારે તેણે જોયું કે અગર જો કે તે લોહીઆળું હતું તો પણ તે ફાટેલું નહોતું.

† મદ્યનથી મેસર તરફ જનારા મુસાફરોનો એક કાફલો હઝરત યુસોફને કૂવામાં ફેંકી દેવામાં આવ્યા ત્યાર પછી ત્રણ દિવસે તે કૂવા પાસે આવીને ઉતર્યો. તે કાફલામાંથી એક માણસ કે જે પાણી ભરવા ગયો હતો તે ખોઝાઆની કોમનો માલેક-એન-ઝાર હતો. જ્યારે તેણે ડોલ કૂવામાં નાંખી ત્યારે હઝરત યુસોફ તે પકડી લઇને બહાર આવ્યા.

‡ કેટલાક માને છે કે હઝરત યુસોફ બે વાર વેચાયા હતા. એક આ વખત કે જ્યારે તેને બહાર કાઢવામાં આવ્યા ત્યારે તેના ભાઇઓને તેની ખબર પડવાથી તેઓ માલેક પાસે આવ્યા અને તેઓએ તેને કહ્યું કે તે અમારો ગુલામ છે, અને અમારી પાસેથી નાસી ગયો છે, અને

قالوا يابانا مالك لا تامنا على يوسف
وانا له لناصحون ١١ ارسله معنا غدا يرتع
ويلعب وانا له لحافظون ١٢ قال انى
ليحزننى ان تذهبوا به واخاف ان ياكله
الذئب وانتم عنه غافلون ١٣ قالوا لئن
اكله الذئب ونحن عصبة انا اذا
لخاسرون ١٤ فلما ذهبوا به واجمعوا
ان يجعلوه فى غيابت الجب واوحينا اليه
لتنبئنهم بامرهم هذا وهم لا يشعرون ١٥
وجاؤا اباهم عشاء يبكون ١٦

તેઓએ કહ્યું હે. અમારાં પિતાજી, તને શું છે કે તું યુસોફ વિષે અમારાં ઉપર વિશ્વાસ રાખતો નથી? અને ખરેખર અમે તેને માટે સારૂં ઇચ્છનારાં છીએ. ૧૧. તેને અમારી સાથે કાલે મોકલજે કે તે ખાય અને રમે, અને ખરેખર અમે તેહુ' રક્ષણ કરનારા છીએ. ૧૨. તેણે કહ્યું, ખરેખર મને દુઃખ થાય છે કે તમે તેને લઇ જાઓ, અને હું ડરૂં છું કે રખે તેને વરૂ ખાઇ જાય, અને તમે તેનાથી ગાફેલ રહો. ૧૩. તેઓએ કહ્યું, સોગંદ છે કે જ્યારે તેને વરૂ ખાઈ જાય જો કે અમે આવા બળવાન છીએ, ત્યારે ખચિત અમે નુકસાન ખમનારા છીએ. ૧૪. પછી જ્યારે તેઓ તેને લઇ ગયા ત્યારે તેઓએ તેને દુઃખ દીધું, અને તેઓ એક મતના થયા કે તેઓ તેને કૂવાને તળીએ ફેંકી દે, અને અમે તેની તરફ વહી મોકલ્યો કે તું ખચિત્ તેઓને તેઓના આ કામ વિષે ખબર આપશે કે જ્યારે તેઓ તને ઓળખશે નહિં. ૧૫. અને તેઓ સાંજરે પોતાના પિતા પાસે રડતાં રડતા આવ્યા. ૧૬.

ડાઘ પાડીને તે પોતાના બાપને દેખાડી તેને છેતરવાનો એરાદો કર્યો. પછી જ્યારે હઝરત યુસોફ કૂવાના મધ્ય ભાગે પહોંચ્યા ત્યારે તેઓએ દોરડું કાપી નાંખ્યું અને તે કૂવાને તળીએ પહોંચ્યા પહેલાં તો જેબ્રાઇલ ખુદાના હોકમથી ત્યાં આવી પહોંચ્યો, અને તેણે તેને હાથથી પકડી કૂવાને તળીએ એક પથ્થર ઉપરે મૂકયો. ત્યાં જેબ્રાઇલ તેને વાસ્તે બેહેસ્તમાંથી ખાવાનું લાવ્યો; અને હઝરત એબ્રાહીમને આગમાં ફેંકવામાં આવ્યા ત્યારે જે ખમીસ તેને માટે તે લાવ્યો હતો તે ખમીસ અહિંઆં હઝરત યુસોફને પણ તેણે પહેરાવ્યું. તે પહેરણ હઝરત એબ્રાહીમ પાસેથી ઉત્તરોત્તર હઝરત યઅકુબ પાસે આવ્યું હતું, અને હઝરત યઅકુબે તેને સંકેલીને એક તાવીઝ તરીકે પોતાના દીકરા હઝરત યુસોફના ગળામાં નાંખ્યું હતું, અને તેના ગળામાંથી કાઢીને જેબ્રાઇલે પછી તેને પહેરાવ્યું હતું.

لقد كان في يوسف واخوته ايات للسائلين ٧
اذ قالوا ليوسف واخوه احب الى ابينا
منا ونحن عصبة ان ابانا لفي ضلال مبين ٨
اقتلوا يوسف اواطرحوه ارضا يخل
لكم وجه ابيكم وتكونوا من بعده قوما
صالحين ٩ قال قائل منهم لا تقتلوا
يوسف والقوه في غيابت الجب يلتقطه
بعض السيارة ان كنتم فاعلين ١٠

ખરેખર યુસોફ અને તેના ભાઇઓ (ના ઇતિહાસ)-માં પ્રશ્ન પૂછનારાઓ માટે (કુદરતની) નિશાનીઓ છે. ૭. (યાદકર) જ્યારે યુસોફના ભાઇઓએ કહ્યું કે ખચિત્ યુસોફ અને તેનો ભાઇ આપણા કરતાં આપણા પિતાને વધારે વહાલા છે જો કે આપણે બળવાન છીએ; ખરેખર આપણો પિતા ચોખ્ખી ભૂલમાં છે; ૮. તમે યુસોફને મારી નાંખો અથવા તેને કોઇ દૂર દેશમાં ફેંકી દો* કે જેથી તમારા પિતાનું મુખ ખાસ તમારી તરફ રહે, અને તેની પછી તમે પવિત્ર માણસો થજો. ૯. તેમનામાંથી એક જણ બોલ્યો કે યુસોફને મારી નાંખો નહિ અને તેને એક કૂવાને† તળીયે ફેંકી દો કે જેથી કોઇ મુસાફર તેને ઉંચકી લે, જો તમે (મ્હારા મત પ્રમાણે) કરનારા હો તો ૧૦.

તેની અદેખાઈ કરી તેને નુકસાન પહોંચાડશે, માટે તેણે હઝરત યુસોફને તેના સ્વપ્નાની વાત કોઇને ન કરવાનું કહ્યું. હઝરત યુસોફને અગીયાર ભાઈ હતા.

* હેઝરત યુસોફના સ્વપ્નાની તેના ભાઇઓને જ્યારે ખબર પડી ત્યારે તેઓએ તેને લઇ જઇને કૂવામાં નાંખી દેવાનું કાવતરું રચ્યું, અને પોતાના બાપ પાસે, આવી હઝરત યુસોફને આનંદની ખાતર બહાર સાથે લઈ જવાની તેને વિનતી કરી. તેઓની ઘણીજ આજીજી દેખીને હઝરત યઅકુબે તેઓની અરઝ કબુલ રાખી.

† કનઆનથી આ કૂવો આશરે ચાર ગાઉ દૂર હતો. કેટલાકના કહેવા પ્રમાણે ઓરદોન નદીથી થોડે દૂર બૈતોલ-મોકદદસની નઝદિક આ કૂવો હતો. તે ૭૦ વાર ઊંડો હતો. જ્યારે હઝરત યઅકુબના દીકરાઓ યુસોફને પોતાની સાથે બહાર લઇ ગયા ત્યારે તેઓ તેને ગાળો દેવા માંડ્યા, અને એટલી બધી નિર્દયતાથી તેને મારવા લાગ્યા કે જો યહુદાએ, હઝરત યુસોફને મદદ માટે પોકરતાં સાંભળીને તેને નહિ મારી નાંખવાનું, પણ કૂવામાં નાંખી દેવાનું વચન કે જે તેઓએ એક બીજાને આપેલું હતું તેને માટે, આગ્રહ નકર્યો હોત તો તેઓએ તેને મારી નાંખ્યો હોત. આ પ્રમાણે યહુદાનું કહેવું માની તેઓએ તેને કૂવામાં થોડેક નીચે ઉતાર્યો; પણ કૂવા ઉપર આવેલા પથ્થરમાં તેનું બદન ભરાઈ રહેવાથી તેઓએ તે કાઢી લીધું, અને તેના ઉપર લોહીનાં

نحن نقص عليك احسن القصص بما
اوحينا اليك هذا القران وان كنت
من قبله لمن الغافلين ٣ اذ قال يوسف
لابيه يا ابت انى رايت احد عشر كوكبا
والشمس والقمر رايتهم لى ساجدين ٤
قال يابنى لاتقصص رؤياك على اخوتك
فيكيدوا لك كيدا ان الشيطان للانسان
عدو مبين ٥ وكذلك يجتبيك ربك
ويعلمك من تاويل الاحاديث ويتم نعمته
عليك وعلى ال يعقوب كما اتمها على
ابويك من قبل ابرهيم واسحق ان
ربك عليم حكيم ٦

અમે સૌકરતાં ઉત્તમ વૃત્તાંત ત્હારી તરફ આ કોરઆન વહ્ય કરીને ત્હારી પાસે વર્ણવીએ છીએ, અગર જો કે તે અગાઉ તું ખબર વિનાનો હતો. ૩. (યાદ* ૪૨) જ્યારે યુસોફે પોતાના પિતાને કહ્યું હે મ્હારા પિતા, ખરેખર મેં અગીયાર તારા અને સૂર્ય અને ચંદ્ર (સ્વપ્નામાં) જોયાં,* મેં તેઓને મને સેજદો કરતાં જોયાં. ૪. તેણે કહ્યું, હે મ્હારા બેટા, તું ત્હારૂં સ્વપ્નું ત્હારા ભાઈઓને કહે નહિ રખે તેઓ ત્હારે માટે કાવતરાં રચે, ખરેખર શેતાન માણસ માટે એક ઉઘાડો દુશ્મન છે. ૫. અને આ પ્રમાણે ત્હારો પરવરદેગાર તને પસંદ કરશે, અને સ્વપ્નાનો છૂપો અર્થ તને શીખવશે, અને પોતાની મેહેરબાની ત્હારી ઉપર અને યઅકુબના કુટુંબ ઉપર સંપૂર્ણ કરશે, જેવી રીતે તેણે અગાઉ ત્હારા દાદા અને બાપ એબ્રાહીમ અને એસહાક ઉપર સંપૂર્ણ કરી. ખરેખર ત્હારો પરવરદેગાર દાના (અને) સત્ય કરનાર છે. ૬.

* હઝરત યુસોફ બાર વરસની ઉમરે શુક્રવારે રાત્રિએ પોતાના બાપની પાસે સૂતો હતા, એટલામાં એકાએક તે ગભરાટમાં નિદ્રામાંથી જાગી ઉઠયા, અને તેને આવેલું સ્વપ્નું તેણે પોતાના બાપને કહ્યું. પોતાના કુટુંબનાં બીજાં માણસો કરતાં તેને વધારે ઉંચો દરજો મળશે એવું તેના બાપે આગળથી જાણ્યું, અને તેથી તેને ધાસ્તી લાગી કે કદાચ્ તેના ભાઈઓ

## પ્રકરણ ૧૨ મું.

# સુરતો-યુસોફ.

આ સુરા મક્કામાં વહ્ય કરવામાં આવી હતી, પણ કેટલાક કહે છે કે તેમાંથી ચાર આયા મદિનામાં વહ્ય કરવામાં આવી હતી. કોરઆનની સઘળી નકલમાં આ સુરામાં ૧૧૧ આયા છે. હઝરત યુસોફનું વર્ણન અને તેનો કંઇક ઇતિહાસ આ સુરામાં આપેલો છે તે ઉપરથી આ સુરાનું નામ યુસોફ રાખવામાં આવ્યું છે હદીસમાં લખેલું છે કે "જે કોઇ આ સુરા વાંચશે અને પોતાનાં છોકરાંને તે શીખવશે તેને માટે મૃત્યુની વેદનાઓ સહેલી થશે, અને કોઇ મુસલમાનની તે કદી અદેખાઇ કરશે નહિ અને તેમજ કયામતના દિવસની ધાસ્તીમાંથી તેને બચાવવામાં આવશે."

કેટલાક યહુદી ધર્મ ગુરૂઓએ હઝરત પેયગમ્બરને પૂછ્યું કે હઝરત યઅકુબ શામથી મેસરમાં જઇને રહ્યા તેનું શું કારણ હતું અને યુસોફ પેયગમ્બરનું વૃત્તાંત શું છે? તે વખત આ સુરા વહ્ય કરવામાં આવી.

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી

(શરૂ કરૂં છું.)

અ,લ,ર,(અલેફ-લામ-રા-)* આ આયાત સ્પષ્ઠ કેતાબની આયાત છે. ૧. ખરેખર અમે તે (કિતાબ) અરબી કોરઆનમાં નીચે મોકલી છે કે કદાચ્ તમે સમજો. ૨.

سورة يوسف مكية وهى مائة

واحدى عشر اية

بسم الله الرحمن الرحيم

الر تلك ايات الكتاب المبين ١ انا

انزلناه قرانا عربيا لعلكم تعقلون ٢

* કેટલાકના કહેવા પ્રમાણે આ અક્ષરો ખુદાનાં નામ છે કે જેને સાથે જોડવામાં આવ્યાં છે; અથવા તો તે અક્ષરો તેનાં નામો કે વિશેષણોનાં ટૂંકાં ચિન્હો છે.

ولذلك خلقهم وتمت كلمت ربك
لاملئن جهنم من الجنة والناس
اجمعين ١١٩ وكلا نقص عليك
من انباء الرسل ما نثبت به فؤادك
وجاءك في هذه الحق وموعظة وذكرى
للمؤمنين ١٢٠ وقل للذين لا يؤمنون
اعملوا على مكانتكم انا عاملون ١٢١
وانتظروا انا منتظرون ١٢٢ ولله غيب
السموات والارض واليه يرجع الامر
كله فاعبده وتوكل عليه وما ربك
بغافل عما تعملون ١٢٣

અને આ વાસ્તે તેણે તેઓને પેદા કર્યા છે, અને ત્હારા પરવરદેગારનો શબ્દ સંપૂર્ણ થયો છે કે હું ખચિત્ દુઝખને સઘળા ( પાપી ) જેન્ન અને માણસોથી ભરી દેઇશ. ૧૧૯. અને દરેક ખબર, કે જે અમે તને પેયગમ્બરોના વૃતાંતમાંથી વર્ણવીએ છીએ તે એવી છે કે જેવડે અમે ત્હારૂં અંતઃકરણ દ્રઢ કરીએ છીએ અને આમાં ત્હારી પાસે સત્ય આવ્યું છે, અને તે મોમેનો માટે એક બોધ અને શિખામણ છે. ૧૨૦. અને જેઓ ઇમાન લાવ્યા નથી તેઓને કહે કે જે સ્થિતિમાં તમે છો તે પ્રમાણે કરો.* ખરેખર અમે પણ કરનાર છીએ. ૧૨૧ અને તમે રાહ જુઓ; ખરેખર અમે પણ રાહ જોનાર છીએ. ૧૨૨. અને આકાશો અને પૃથ્વીના છૂપા ભેદો ( નું જ્ઞાન ) ખુદાનેજ છે; અને તેની તરફ સઘળાં કામ રજુ કરવામાં આવશે, માટે તેની બંદગી કર, અને તેના ઉપર આધાર રાખ અને ત્હારો પરવરદેગાર જે તમે કરો છો તેનાથી ખબર વિનાનો નથી.† ૧૨૩.

* એટલે કે તમારાથી જે બને તે અને જે સ્થિતિમાં તમે હો તે સ્થિતિમાં તમે તે કરો, અને તમારા કાફેરપણાને અને હઠીલાઇને વળગી રહી પાપ કરો, અમે પણ અમારા ઇમાનમા અને સારા કામોમાં મશગુલ રહીશું, અને તમે અમારે માટે ઝમાનાના ફેરફારની રાહ જુઓ છો; અમે પણ તમારે માટે ખુદાની શિક્ષાની રાહ જોઇએ છીએ કે તે તમારા ઉપર નીચે ઉતરે.

† એવું કહેવામાં આવ્યું છે કે તૌરાતનું પહેલું વાક્ય "અનઆ" સુરાની પહેલી આયાથી શરૂ થાય છે, અને તેનું છેલ્લું વાક્ય આ સુરાની છેલ્લી આયાં સાથે મળતું આવે છે.

અને દિવસને બન્ને છેડે* ( પ્રથમનો
અને અંત ભાગ ) અને રાતના પહેલા
પહોરોમાં નમાઝ પઢ; ખરેખર સારાં
કૃત્યો દુષ્ટ કૃત્યોનો નાશ કરે છે. (ખુદાને)
યાદ કરનારાઓને માટે આ એક શિખામણ
છે. ૧૧૪. અને ધીરજ રાખ, ખરેખર
ખુદા સુકૃત્ય કરનારાઓના બદલાને વ્યર્થ
કરશે નહિ. ૧૧૫. ત્યારે તમારી અગાઉ
ઘણા ઝમાનાના માણસો બુધ્ધિમાન નહોતા
કે જેઓ માણસોને દુષ્ટ કામમાંથી
અટકાવે; પણ તેમાંના જુજ હતા કે
જેઓને અમે બચાવ્યા; અને જેઓએ
ઝોલમ કર્યો હતો (કાફર હતા) તેઓ
પોતાને જે સુખનાં સાધનો આપવામાં
આવ્યાં હતાં તે પ્રમાણે ચાલ્યા અને તેઓ
ગુનાહગાર, હતા. ૧૧૬. અને ત્હારો
પરવરદેગાર ઇચ્છતો નહોતો કે તે કોઇ
ગામનો તેના ઝોલમને લીધે નાશ કરે,
જ્યારે ત્યાંના લોકો પોતપોતામાં સુધારો
કરનાર હોય. ૧૧૭. અને જો ત્હારા
પરવરદેગારે ઇચ્છયું હોત તો તેણે
માણસોની એકજ ઉમ્મત (પ્રજા) બનાવી
હોત; ૧૧૮. પણ જેની ઉપર ત્હારા
પરવરદેગારે દયા કરી છે તે સિવાય
તેઓ હમેશા મત વિરૂધ્ધ થાય છે;

واقم الصلوة طرفى النهار وزلفا من
الليل ان الحسنات يذهبن السيات
ذلك ذكرى للذاكرين ١١٤ واصبر
فان الله لا يضيع اجر المحسنين ١١٥ فلولا
كان من القرون من قبلكم اولوا بقية
ينهون عن الفساد فى الارض الا قليلا
ممن انجينا منهم واتبع الذين ظلموا
ما اترفوا فيه وكانوا مجرمين ١١٦
وما كان ربك ليهلك القرى بظلم
واهلها مصلحون ١١٧ ولو شاء ربك
لجعل الناس امة واحدة ولا يزالون
مختلفين ١١٨ الا من رحم ربك

આ અપવાદ સંબંધી ઘણા ખોલાસા આપે છે, પણ તે લાંબા હોવાથી અહિં આપેલા નથી.

* દિવસના બે છેડા, એ સવારની નમાઝ અને બપોર અને અસર ( સૂર્યાસ્ત થયા પહેલાં) ની નમાઝ માટે છે; અને રાતનો ભાગ મધરેબ તથા એશાની નમાઝ માટે છે. તેથી આ દરરોઝ જે પાંચ વખત નમાઝ પઢવામાં આવે છે તે બતાવે છે.

واما الذين سعدوا ففى الجنة خالدين فيها
مادامت السموات والارض الا ماشآء
ربك عطآء غير مجذوذ ١٠٨ فلاتك فى
مرية مما يعبد هؤلآء مايعبدون الا كما
يعبد اباؤهم من قبل وانا لموفوهم
نصيبهم غير منقوص ١٠٩ ولقد اتينا
موسى الكتاب فاختلف فيه ولولا كلمة
سبقت من ربك لقضى بينهم وانهم لفى
شك منه مريب ١١٠ وان كلا لما ليوفينهم
ربك اعمالهم انه بما يعملون خبير ١١١
فاستقم كما امرت ومن تاب معك ولا
تطغوا انه بما تعملون بصير ١١٢ ولا تركنوا
الى الذين ظلموا فتمسكم النار ومالكم
من دون الله اوليآء ثم لا تنصرون ١١٣

પણ જેઓ સુભાગી થયા છે તેઓ બેહેશત-વાડીઓમાં રહેશે, અને જે ત્હારો પરવરદેગાર ઇચ્છે* તે સિવાય તેઓ તેમાં સદા રહેનાર છે જ્યાંસુધી કે આકાશો અને પૃથ્વી રહે છે. તે એક અખંડ બક્ષિશ છે. ૧૦૮. ત્યારે તું જેની આ લોકો બંદગી કરે છે તે વિષે કંઇ શંકા રાખ નહિ. તેઓ તે રીત સિવાય બંદગી કરતા નથી કે જે રીતે તેઓના બાપદાદા અગાઉ બંદગી કરતા હતા. અને અમે તેઓને તેઓનો ભાગ ઓછો કર્યા વગર પૂરેપૂરો આપનાર છીએ. ૧૦૯. અને ખરેખર અમે મુસાને કેતાબ આપી. પછી તે વિષે મતભેદ થયો. અને જો શબ્દ ત્હારા પરવરદેગાર તરફથી પ્રથમથી કહેવામાં આવ્યો નહોત, તો તેઓની વચ્ચે હોકમ કરવામાં આવ્યો હોત. અને ખરેખર તેઓ તે (કોરઆન) વિષે મુંઝવણ કરનારી શંકામાં છે. ૧૧૦ અને ખરેખર દરેકને ત્હારો પરવરદેગાર તેઓના કામનો ખચિત્ પૂરેપૂરો બદલો આપશે ખરેખર જે તમે કરોછો તે તે જાણનાર છે. ૧૧૧. માટે તું દ્રઢ રહે જેવી રીતે કે તને હોકમ કરવામાં આવ્યો છે અને જે પશ્ચાત્તાપ કરી ત્હારી તરફ ફર્યો છે (તેણે પણ દ્રઢ રહેવું), અને તમે હદબહાર જાઓ નહિ. ખરેખર જે તમે કરોછો તે તે જોનાર છે. ૧૧૨. અને તમે તેઓની તરફ વલણ કરો નહિ કે જેઓએ ઝોલમ કર્યો છે રખેને તમને આગની શિક્ષા પહોંચે. અને તમારે માટે ખુદા સિવાય બીજા મિત્રો નથી; પછી તમને. મદદ કરવામાં આવશે નહિ. ૧૧૩.

*આ સુરાની૧૦૭મી આયા નું ટિપ્પણ જુઓ. એટલેકે એક બક્ષિશમાંથી બીજીમાં. તફસીર લખનારા

إن في ذلك لاية لمن خاف عذاب
الآخرة ذلك يوم مجموع له الناس
وذلك يوم مشهود ١٠٣ وما نؤخره
الا لاجل معدود ١٠٤ يوم يات
لا تكلم نفس الا باذنه فمنهم شقي
وسعيد ١٠٥ فاما الذين شقوا ففي النار
لهم فيها زفير وشهيق ١٠٦ خالدين فيها
ما دامت السموات والارض الا ما شاء
ربك ان ربك فعال لما يريد ١٠٧

ખરેખર આમાં તેને માટે એક નિશાની છે કે જે કયામતના દિવસની શિક્ષાથી ડરે છે. તે એવો દિવસ છે કે જે દિવસે લોકોને એકઠા કરવામાં આવશે. અને તે એવો દિવસ છે કે જે દિવસે સઘળાને ભેગા કરવામાં આવશે. ૧૦૩. અને અમે તે દિવસને મુકરર કરેલા વખત સિવાય મુલતવી રખીશું નહિ. ૧૦૪. જે દિવસે તે (કયામત) આવશે, તે દિવસે ખુદાની પરવાનગી સિવાય કોઇ માણસ બોલશે નહિ. પછી તેઓમાંના કેટલાક દુર્ભાગી અને કેટલાક સુભાગી છે. ૧૦૫. પાછી જેઓ દુર્ભાગી થયા છે તેઓ આગમાં રહેશે. તેમાં તેઓને માટે વિલાપ અને પોકાર છે.* ૧૦૬. અને જે ત્હારો પરવરદેગાર ઇચ્છે† તે સિવાય તેઓ તેમાં સદા રહેનાર છે જ્યાંસુધી કે આકાશો અને પૃથ્વી રહે છે.‡ ખરેખર ત્હારો પરવરદેગાર જે ઇચ્છે છે તે કરનાર છે. ૧૦૭.

* "ઝરીર" એટલે કોઇના સાદને ઝુરથી ખેંચવો તે. તેનો મૂળ અર્થ "ગધેડાનું ઝુરથી ભુંકવું" થાય છે, અને "શહીક" નો અર્થ "ગધેડાએ ખેંચેલો ધીમો અને હળવો આવાઝ" થાય છે. આ ઠેકાણે કાફેરોનો ભુંકતા ગધેડાની સાથે મુકાબલો કરવામાં આવ્યો છે; કારણ કે જ્યારે તે ભૂંકે છે ત્યારે ઘણોજ કઠોર અને અણગમતો આવાઝ નીકળે છે.

† આ આયાનો અર્થ ખરૂં જોતાં એમ ન સમજવો જોઇએ કે નરકમાં રહેનારા લોકોની શિક્ષાનો અંત આવશે, અથવા અકાશો અને દુનિયા કાયમ રહેશે; કારણ કે આ વર્ણન માત્ર એક દાખલા અથવા તો ઉપમા તરીકે કરવામાં આવ્યું છે, તો દર્શાવેલી બાબત દરેક રીતે આ દાખલા સાથે મળતી આવે એ કાંઇ ઝરૂરનું નથી.

‡ એટલે કે તેઓને એક સઝામાંથી કાઢીને બીજી સઝામાં નાંખવામાં આવશે; અથવા આગમાંથી કાઢી બીજી ઝાતની શિક્ષામાં નાંખવામાં આવશે. અપવાદ શિક્ષાના ફેરફાર માટે છે પણ તેને બંધ કરવા માટે નથી.

જાણે કે તેઓ તેમાં રહ્યાજ નહોતા.
જાણો, મદયનના લોકો ખુદાની રહમતથી
દૂર છે જેવી રીતે કે સમુદના લોકો
દૂર છે. ૯૫. અને અમે ખરેખર મુસાને
અમારી નિશાનીઓ ( ચમત્કાર ) અને
સ્પષ્ટ સાબેતી સહિત મોકલ્યો. ૯૬.
ફેરઔન અને તેના સરદારો તરફ
( મોકલ્યો. ) પછી તેઓ ફેરઔનના
હોકમ પ્રમાણે ચાલ્યા, અને ફેરઔનનો
હોકમ સત્ય રસ્તા ઉપર નહોતો. ૯૭.
તે પોતાની કોમને કયામતને દિવસે દોરી
લંઇ જશે. પછી તે તેઓને આગમાં
દાખલ કરશે. અને તે દાખલ થવાને
બહુ ખરાબ જગ્યા છે. ૯૮. અને તેઓની
પાછળ આ દુનિયામાં લઅનત લાવવામાં
આવી, અને તેમજ કયામતને દિવસે
પણ; આ તેઓને આપેલી એક દુષ્ટ
બક્ષિશ છે. ૯૯. આ ગામોની ખબરોમાંની
એક છે કે જે અમે તને વર્ણવીએ છીએ.
તેમાંના કેટલાએક હજી આબાદ અને
કેટલાએક નાશ થયેલા છે. ૧૦૦. અને
અમે તેઓની ઉપર ઝોલમ કર્યો નહિ
પણ તેઓએ પોતાની ઉપરજ ઝોલમ
કર્યો છે. પછી તેઓની ઉપરથી અલ્લાહ
સિવાય જે ખુદાઓની તેઓ બંદગી કરતા
હતા તેઓએ કંઇ શિક્ષા દૂર કરી નહિ
જે વખતે ત્હારા પરવરદેગારનો હોકમ
આવ્યો, અને તેઓએ નાશ સિવાય
તેઓમાં બીજું કંઇ વધાર્યું નહિ. ૧૦૧.
અને આ પ્રમાણે ત્હારા પરવરદેગારનું
પકડવું છે, જ્યારે કે તે કોઇ કોમને
પકડે છે કે જે ઝોલમગાર છે. ખરેખર તેનું
પકડવું દુઃખદાયક અને સખત છે. ૧૦૨.

كَأَن لَّمْ يَغْنَوْا فِيهَا أَلَا بُعْدًا لِّمَدْيَنَ كَمَا بَعِدَتْ
ثَمُودُ ٩٥ وَلَقَدْ أَرْسَلْنَا مُوسَىٰ بِآيَاتِنَا
وَسُلْطَانٍ مُّبِينٍ ٩٦ إِلَىٰ فِرْعَوْنَ وَمَلَئِهِ
فَاتَّبَعُوا أَمْرَ فِرْعَوْنَ وَمَا أَمْرُ فِرْعَوْنَ
بِرَشِيدٍ ٩٧ يَقْدُمُ قَوْمَهُ يَوْمَ الْقِيَامَةِ
فَأَوْرَدَهُمُ النَّارَ وَبِئْسَ الْوِرْدُ الْمَوْرُودُ ٩٨
وَأُتْبِعُوا فِي هَٰذِهِ لَعْنَةً وَيَوْمَ الْقِيَامَةِ بِئْسَ
الرِّفْدُ الْمَرْفُودُ ٩٩ ذَٰلِكَ مِنْ أَنبَاءِ الْقُرَىٰ
نَقُصُّهُ عَلَيْكَ مِنْهَا قَائِمٌ وَحَصِيدٌ ١٠٠ وَمَا
ظَلَمْنَاهُمْ وَلَٰكِن ظَلَمُوا أَنفُسَهُمْ فَمَا أَغْنَتْ
عَنْهُمْ آلِهَتُهُمُ الَّتِي يَدْعُونَ مِن دُونِ اللَّهِ مِن
شَيْءٍ لَّمَّا جَاءَ أَمْرُ رَبِّكَ وَمَا زَادُوهُمْ غَيْرَ
تَتْبِيبٍ ١٠١ وَكَذَٰلِكَ أَخْذُ رَبِّكَ إِذَا أَخَذَ
الْقُرَىٰ وَهِيَ ظَالِمَةٌ إِنَّ أَخْذَهُ أَلِيمٌ شَدِيدٌ ١٠٢

قالوا ياشعيب ما نفقه كثيرا مما تقول
وانا لنريك فينا ضعيفا ولولا رهطك
لرجمناك وما انت علينا بعزيز ٩١ قال
ياقوم ارهطي اعز عليكم من الله واتخذتموه
وراءكم ظهريا ان ربي بما تعملون
محيط ٩٢ وياقوم اعملوا على مكانتكم
انى عامل سوف تعلمون من ياتيه عذاب
يخزيه ومن هو كاذب وارتقبوا انى
معكم رقيب ٩٣ ولما جاء امرنا نجينا
شعيبا والذين امنوا معه برحمة منا و
اخذت الذين ظلموا الصيحة فاصبحوا
فى ديارهم جاثمين ٩٤

તેઓએ કહ્યું હે શોઐબ, તું જે કહે છે તે અમે ઘણું ખરૂં સમજતા નથી; અને ખરેખર અમે તને જોઇએ છીએ કે તું અમારામાં નબળો છે. અને જો ત્હારી કોમને લીધે નહોત * તો અમે ત્હારી ઉપર પથરા ફેંકી તને મારી નાંખ્યો હોત; અને તું અમારી પાસે માનવંત નથી. ૯૧. તેણે કહ્યું હે મ્હારા લોકો, શું મ્હારૂં કુટુંબ તમારી પાસે ખુદા કરતાં વધારે માનવંત છે. અને તમે તે (ખુદાના હોકમ) ને તજી દીધેલાની જેમ તમારી પીઠ પછવાડે ફેંકી દીધો છે? ખરેખર મ્હારો પરવરદેગાર તમે જે કરો છો તે જાણનાર છે. ૯૨. અને હે મ્હારા લોકો, તમે તમારી સ્થિતિ પ્રમાણે વર્તો. ખરેખર હું પણ વર્તનાર છું. પછી તમે જલદીથી તેને જાણશો કે જેના ઉપર શિક્ષા આવશે તેને તે હલકો કરી દેશે, અને તેને પણ, કે જે જૂઠું બોલનાર છે; અને તમે રાહ જુઓ, ખરેખર હું પણ તમારી સાથે રાહ જોનાર છું. ૯૩. અને જ્યારે અમારો હોકમ આવ્યો ત્યારે અમે શોઐબ અને તેની સાથે જેઓ ઇમાન લાવ્યા હતા તેઓને અમારી દયાથી બચાવ્યા, અને જેઓએ ઝોલમ કર્યો હતો તેઓની ઉપર એક ભયંકર આવાઝ આવી પડયો. પછી તેઓ પોતાના ઘરમાં મ્હોંભર પડી મરી ગયા હતા. ૯૪.

* એટલે કે ત્હારા કુટુંબીઓ તથા સગાંઓ કે જેને અમે અમારા ધર્મભાઇઓ તરીકે માન આપીએ છીએ તેમના તરફ જે આદરભાવ અમે રાખીએ છીએ તે આદરભાવની ખાતર; પણ અમારી વિરૂધ્ધ તને મદદ કરવાની તેઓને જે સત્તા છે તેથી ડર ખાઇને કોઇ પણ જાતની ધાસ્તીને લીધે નહિ.

| | |
|---|---|
| તેઓએ કહ્યું કે શોએબ, શું હ્મારી નમાઝ તને હોકમ કરે છે કે જેને અમારા બાપદાદા બંદગી કરતા હતા તે અમે તજી દઇએ અથવા અમારી દોલતમાં જેમ અમે ઇચ્છીએ છીએ તેમ કરીએ? ખરેખર તું દયાળુ અને સીધે રસ્તે દોરાયેલો છે.* ૮૭. તેણે કહ્યું કે મ્હારા લોકો, તમે મને ખબર આપો કે જો મ્હારી પાસે મ્હારા પરવરદેગાર તરફથી સ્પષ્ટ સાબેતી હોય, અને તેણે પોતાની પાસેથી મને સારો ખોરાક આપ્યો હોય તો (શું હું અપ્રમાણિકપણે ચાલું?) અને હું ઇચ્છતો નથી કે હું તમારી વિરૂધ્ધ ચાલી જે ચીઝની હું તમને મના કરૂં છું તે તરફ હું જાઉં. હું સુધારો કરવા સિવાય બીજું કંઇ ઇચ્છતો નથી જ્યાંસુધી કે મ્હારાથી બની શકે, અને આ વિષે ખુદા સિવાય બીજા કોઇ પાસેથી મને મદદ મળતી નથી. તેની ઉપર હું આધાર રાખું છું. અને તેની તરફ હું ફરૂં છું. ૮૮. અને હે મ્હારા લોકો, મ્હારી પ્રત્યેની શત્રુતાથી તમારે ઉશ્કેરાવું નહિ જોઇએ કે રખે તમને તે શિક્ષા જેવી આવી પહોંચે કે જે નુહની કોમ અથવા હુદની કોમ અથવા સાલેહની કોમને પહોંચી; અને લુતની કોમ (નો વખત) તમારાથી દૂર નથી. ૮૯. અને તમારા પરવરદેગાર પાસે માફી માગો, પછી તેની તરફ પશ્ચાત્તાપ કરતા ફરો. ખરેખર મ્હારો પરવરદેગાર. દયાળુ (અને તોબા કરનાર ઉપર) પ્રેમ રાખનાર છે. ૯૦. | قالوا ياشعيب اصلوتك تامرك ان نترك ما يعبد اباؤنا او ان نفعل فى اموالنا ما نشؤا انك لانت الحليم الرشيد ٨٧ قال يا قوم ارايتم ان كنت على بينة من ربى ورزقنى منه رزقا حسنا وما اريد ان اخالفكم الى ما انهيكم عنه ان اريد الا الاصلاح ما استطعت وما توفيقى الا بالله عليه توكلت واليه انيب ٨٨ ويا قوم لا يجرمنكم شقاقى ان يصيبكم مثل ما اصاب قوم نوح اوقوم هود اوقوم صالح وما قوم لوط منكم ببعيد ٨٩ واستغفروا ربكم ثم توبوا اليه ان ربى رحيم ودود ٩٠ |

* આ માત્ર હસી કાઢવા માટે કહેવામાં આવ્યું હતું.

مسومة عند ربك وما هى من الظالمين
ببعيد ٨٣ والى مدين اخاهم شعيبا قال
ياقوم اعبدوا الله ما لكم من اله غيره ولا
تنقصوا المكيال والميزان انى اريكم بخير
وانى اخاف عليكم عذاب يوم محيط ٨٤
ويا قوم اوفوا المكيال والميزان بالقسط
ولا تبخسوا الناس اشياءهم ولا تعثوا
فى الارض مفسدين ٨٥ بقيت الله
خير لكم ان كنتم مؤمنين وما انا
عليكم بحفيظ ٨٦

કે જે ત્હારા પરવરદેગાર પાસેથી નિશાની કરેલા* હતા; અને આ પથ્થરની શિક્ષા ઝોલમગારોથી દૂર નથી.૮૩. અને મદ્યન તરફ તેઓના ભાઇ શોએબને (અમે મોકલ્યો.) તેણે કહ્યું હે મ્હારા લોકો, ખુદાની બંદગી કરો, તેના સિવાય તમારે માટે બીજો કોઇ ખુદા નથી, અને માપ અને વજનમાં ઓછું કરો નહિ. ખરેખર હું તમને તવંગર જોઉંછું. અને ખરેખર તમારે માટે ઘેરી લેનાર દિવસની શિક્ષાથી હું ડરૂંછું.૮૪. અને હે મ્હારા લોકો, પૂરૂં માપ અને ખરૂં વજન ન્યાયસર આપો, અને માણસોને તેઓની વસ્તુઓ ઓછી આપો નહિ, અને ઝમીન ઉપર ફસાદ કરી હદબહાર જાઓ નહિ.૮૫. ખુદા, જે બાકી રાખે છે, તે તમારે માટે વધારે સારૂં છે જો તમે માનતા હો તો. અને હું તમારી ઉપર નેગહબાન નથી.૮૬.

લઇ ગયા કે પહેલા આસમાનના રહેવાસીઓએ તે ગામોના કુતરાઓનું ભસવું તથા મુરઘાંના આવાઝ સાંભળ્યા, અને પાછાં તેમને ઉંધાં વાળીને પૃથ્વી ઉપર નીચે ફેંકયાં. "સેજ્જીલ" શબ્દ અસલ ફારસી શબ્દ છે, પણ તેને અરબી રૂપમાં વાપરેલો છે; તેનો અર્થ આગમાં પકવેલી માટી થાય છે. પણ અહિં તફસીર લખનારા કહે છે કે તે કાંતો આકાશોમાંના એક પહાડનું નામ છે, અને કાંતો નરકનું નામ છે, કે જેમાંથી તેમના ઉપર પથ્થર પાડવામાં આવ્યા હતા.

* "મોસવ્વમા" નો અર્થ એ છે કે ધોળી તથા કાળી લીટીઓથી નિશાની કરેલું; કારણ કે તફસીર લખનારા કહે છે કે તે પથ્થર ધોળા લીસોટાથી અને કાળાં ચિન્હોથી નિશાની કરેલા હતા; અથવા બીજાના કહેવા પ્રમાણે જે પથ્થરથી જે માણસ મરવાનો હતો તે દરેક પથ્થર ઉપર તે માણસનું નામ લખેલું હતું.

تَعَرُّضهنّ اطهر لكم فاتقوا الله ولا تخزون
في ضيفي اليس منكم رجل رشيد ٧٨
قالوا لقد علمت ما لنا في بناتك من حق
وانك لتعلم ما نريد ٧٩ قال لو ان لي
بكم قوة او اوي الى ركن شديد ٨٠
قالوا يالوط انا رسل ربك لن يصلوا
اليك فاسر باهلك بقطع من الليل ولا
يلتفت منكم احد الا امراتك انه مصيبها
ما اصابهم ان موعدهم الصبح اليس
الصبح بقريب ٨١ فلما جاء امرنا جعلنا
عاليها سافلها وامطرنا عليها حجارة من
سجيل منضود ٨٢

તેઓ તમારે માટે વધારે પાક છે, માટે ખુદાનો ડર રાખો, અને મ્હારા મેહમાનના સંબંધમાં મને નામોશી લગાડો નહિ. શું તમારામાં કોઇ ખરે રસ્તે દોરાયેલો પુરૂષ નથી? ૭૮. તેઓએ કહ્યું, ખરેખર તું જાણે છે કે અમને ત્હારી દીકરીઓની કંઇ ગરજ નથી, અને ખરેખર તું જાણે છે કે અમે શું ઇચ્છીએ છીએ. ૭૯. તેણે કહ્યું (હું ઇચ્છું છું) કે મને તમારી ઉપર કંઇ સત્તા હોય, અથવા હું કોઇ દૃઢ સ્તંભનો આશ્રય લઉં. ૮૦. તેઓએ કહ્યું હે લુત, અમે ત્હારા પરવરદેગારના મોકલેલા ફેરેશ્તા છીએ, * તેઓ કદી તને ઇજા પહોંચાડી શકશે નહિ; ત્યારે તું ત્હારા કુટુંબને રાતનો એક પહોર (ગયા) પછી બહાર લઇ જા; અને તમારામાં કોઇએ પછવાડે જોવું જોઇએ નહિ; પણ ત્હારી સ્રીને (લઇ જા) નહિ. ખરેખર જે (શિક્ષા) તેઓને પહોંચશે તે તેણીને પણ પહોંચનાર છે. ખરેખર તેઓની મુકરર થયેલી શિક્ષાનો વખત સવારનો છે. શું સવાર નજીક નથી? ૮૧. પછી જ્યારે અમારો હોકમ આવ્યો ત્યારે અમે તે ગામોના ઉંચા ભાગને નીચા કર્યા, † અને તેની ઉપર એક પછી એક માટીના પાકેલા પથ્થરનો વરસાદ વરસાવ્યો, ૮૨.

* હજરત લુત બારણું બંધ કરી તેની પછવાડે ઉભા રહી દુષ્ટ લોકો સાથે દલીલો કરતા હતા, પણ છેવટ તેઓએ અંદર આવવાનો પ્રયત્ન કર્યો, તેથી જેબ્રાઇલે તેનો ગભરાટ જોઇને તે લોકોના મ્હોં ઉપર પોતાની પાંખનો એક ફટકો મારીને તેમને આંધળા કર્યા, જેથી તેઓ મદદ મદદ એવી બૂમ પાડતા નાશી ગયા, અને કહ્યું કે હજરત લુતે પોતાના ઘરમાં જાદૂગરો રાખ્યા છે.

† કારણ કે જેબ્રાઇલે પોતાની પાંખ તે શહેરોની હેઠળ નાંખીને તેમને એટલે બધે ઉંચે

પછી જ્યારે એબ્રાહીમની બ્હીક જતી રહી અને સારા સમાચાર તેની પાસે આવ્યા ત્યારે તેણે લુતના લોકો વિષે અમારા ( ફેરેશ્તાઓ ) સાથે સંવાદ * કર્યો. ૭૪. ખરેખર એબ્રાહીમ ક્ષમાવંત, નિસાસો મૂકનાર ( દયાળુ અને ખુદા તરફ ) ફરનાર હતો. ૭૫. (ફેરેશ્તાઓએ કહ્યું) હે એબ્રાહીમ, આથી મ્હોં ફેરવ. ખરેખર ત્હારા પરવરદેગારનો હોકમ આવ્યો છે, અને ખરેખર તેઓને એવી શિક્ષા આવનાર છે કે જે રોકી શકાશે નહિ. ૭૬. અને જ્યારે અમારા મોકલેલા ફેરેશ્તાઓ લુત પાસે આવ્યા, ત્યારે તે તેમને લીધે દિલગીર થયો,† અને તેનું હૃદય તેઓને લીધે ઘણુંજ સંકોચાઇ ગયું, અને તેણે કહ્યું, આ મ્હારે માટે કઠિન દિવસ છે. ૭૭. અને તેના લોકો તેની તરફ દોડતા આવ્યા; અને આ અગાઉ તેઓ દુષ્ટ કામો‡ કરતા હતા. તેણે કહ્યું, હે મ્હારા લોકો, આ મ્હારી દીકરીઓ છે.

فلما ذهب عن ابرهيم الروع وجاءته
البشرى يجادلنا فى قوم لوط ٧٤ ان
ابرهيم لحليم اواه منيب ٧٥ يا ابرهيم
اعرض عن هذا انه قد جاء امر ربك و
انهم اتيهم عذاب غير مردود ٧٦ ولما
جاءت رسلنا لوطا سیء بهم وضاق بهم
ذرعا وقال هذا يوم عصيب ٧٧ وجاءه
قومه يهرعون اليه ومن قبل كانوا يعملون
السيات قال يا قوم هؤلاء بناتى

* એટલે કે તેણે તેમને માટે સેફારશ કરી, કારણ કે હઝરત એબ્રાહીમે ફેરેશ્તાઓને પૂછ્યું હતું કે જે શહેરમાં સો નીતિવાળાં ન્યાયી માણસો રહેતાં હોય તેવાં શહેરનો તમે નાશ કરશો.? તેઓએ કહ્યું કે નહિ. પછી ૯૦ પછી ૮૦ એમ સંખ્યા ઓછી કરતાં કરતાં જ્યારે તે એક સુધી આવ્યો ત્યારે ફેરેસ્તાઓએ કહ્યું કે એક હોય તો પણ અમે તે શહેરનો નાશ કરીશું નહિ. ત્યારે હઝરત એબ્રાહીમે કહ્યું કે "લુત પેયગમ્બર તેઓમાં છે." તેઓએ જવાબ આપ્યો કે ત્યારે અમે તેને તથા તેના કુટુંબને બચાવીશું.

†કારણ કે તેઓ ખુબ સુરત જુવાનીયાના રૂપમાં આવ્યા હતા, જે રૂપ કદાચ્ સદુમના લોકોને તેઓની સાથે ખરાબ રીતે વર્તવાને લલચાવત.

‡ તે કામોમાંના કેટલાકઃ-કબૂતર ઉડાડવાની રમત, મજલેસમાં સીસોટી વગાડવી તે, મશ્કરી ઠઠ્ઠા કરવા માટે રસ્તા ઉપર બેસવું તે, વગેરે.

فلما را ايديهم لاتصل اليه نكرهم
واوجس منهم خيفة قالوا لا تخف انا
ارسلنا الى قوم لوط ٧٠ وامراته قائمة
فضحكت فبشرناها باسحق ومن وراء
اسحق يعقوب ٧١ قالت يا ويلتى ءالد
وانا عجوز وهذا بعلى شيخا ان هذا
لشيء عجيب ٧٢ قالوا اتعجبين من امر
الله رحمت الله وبركاته عليكم اهل
البيت انه حميد مجيد ٧٣

પછી જ્યારે તેણે જોયું કે તેઓના હાથ તેની તરફ પહોંચતા નથી,* ત્યારે તેણે તેઓનું ( આ કામ ) ના પસંદ કર્યું, અને પોતાના દિલમાં તેઓને લીધે ડર પેઠો. તેઓએ કહ્યું, ડર નહિ. ખરેખર અમને લુતની કોમ તરફ મોકલવામાં આવ્યા છે.૭૦. અને એબ્રાહીમની સ્ત્રી ( ત્યાં ), ઉભી હતી; ત્યારે તેણી હસી.† પછી અમે તેણીને એસહાકના (જન્મના) અને એસહાક પછી યઅકુબના ખુશ ખબર આપ્યા.૭૧. તેણીએ કહ્યું, અરે અજબ, શું હું જન્મ આપી શકું? અને હું એક વૃધ્ધ સ્ત્રી છું,‡ અને આ મ્હારો પતિ પણ વૃધ્ધ છે. ખરેખર આતો એક અજબ વાત છે! ૭૨. તેઓએ કહ્યું, શું તું ખુદાના હોકમથી આશ્ચર્ય પામે છે? હે ઘરના માણસો, ખુદાની બક્ષિશ અને તેની બરકત તમારી ઉપર છે. ખરેખર ખુદા સ્તુત્ય અને મહિમાવાળો છે.૭૩.

---

એસહાકના જન્મના ખબર આપવા માટે એસરાફીલ, અને લુત તથા તેના કુટુંબનું રક્ષણ કરવા માટે મીકાઈલ આવ્યો હતો.

* તેઓએ ખાવાની ના પાડી, તેથી હઝરત એબ્રાહીમે ધાર્યું કે તેઓ મિત્ર નથી; કારણ કે રિવાજ પ્રમાણે તો મેહમાનોએ મિત્રતાની નિશાની તરીકે જમવું જોઇએ, અને તેથીજ તેને બીક લાગી કે મ્હારી સાથે તેઓએ ન ખાધું, માટે 'મ્હારી વિરૂધ્ધ તેઓને કાંઇ પણ દુષ્ટ એરાદો હશે. તફસીરમાં લખવામાં આવ્યું છે કે ફેરેશ્તાઓ ખુબસુરત જુવાનીયાઓનાં રૂપ ધારણ કરીને આવ્યા હતા, અને તેથી પ્રથમ હઝરત એબ્રાહીમ તેમને ઓળખી શક્યા નહોતા.

† કાંતો ફેરેશ્તાઓએ પોતેજ પોતાને ઓળખાવ્યા અને હઝરત એબ્રાહીમને તથા તેણીને ધાસ્તીમાંથી મુક્ત કર્યા તેને લીધે, અને કાંતો સદુમના લોકો ઉપર નજદિક આવતા નાશને લીધે, અને કાંતો ફેરેશ્તાઓ મનુષ્યના રૂપમાં આવેલા છે તેને લીધે. ‡ તફસીર લખનારા કહે છે કે તે વખતે હઝરત એબ્રાહીમની સ્ત્રી "સારા" ૯૯ વર્ષની હતી અને તે પોતે ૧૨૦ કે ૧૧૨ વર્ષની ઉમરના હતા

فعقروها فقال تمتعوا فى داركم ثلثة
ايام ذلك وعد غير مكذوب ٦٥ فلما
جاء امرنا نجينا صالحا والذين امنوا
معه برحمة منا ومن خزى يومئذ
ان ربك هوالقوى العزيز ٦٦ واخذ
الذين ظلموا الصيحة فاصبحوا فى ديارهم
جاثمين ٦٧ كان لم يغنوا فيها الا ان
ثمود كفروا ربهم الا بعدا لثمود ٦٨
ولقد جاءت رسلنا ابرهيم بالبشرى
قالوا سلاما قال سلام فما لبث ان جاء
بعجل حنيذ ٦٩

પછી તેઓએ તેને પગને કાંડેથી કાપી નાંખી ત્યારે સાલેહે કહ્યું, તમે તમારા ઘરમાં ત્રણ દિવસ સુધી ઝિંદગી ભોગવો. આ એક વચન છે કે જે જૂઠું પડવાનું નથી. ૬૫. પછી જ્યારે અમારો હોકમ આવ્યો ત્યારે અમે સાલેહ અને જેઓ તેની સાથે ઇમાન લાવ્યા હતા તેઓને અમારી દયાથી બચાવ્યા, તેમજ તે દિવસની હલકાઇમાંથી પણ. ખરેખર ત્હારો પરવરદેગાર શકિતમાન્ ( અને ) સર્વ સત્તાધીશ છે. ૬૬. અને જેઓએ ઝોલમ કર્યો હતો તેઓની ઉપર એક પ્રૌઢ આવાઝ આવ્યો. પછી તેઓ પોતાના ઘરમાં ઘુંટણપર પડી મરી ગયા, ૬૭. જાણે કે તેઓ કદી તેમાં રહ્યા નહોતા. જાણો, ખરેખર સમુદ કોમે પોતાના પરવરદેગારને માન્યો નહિ; જાણો, સમુદ કોમ માટે ખુદાની દયા દૂર છે. ૬૮. અને ખરેખર અમારા મોકલેલા (ફેરેશ્તાઓ) * એબ્રાહીમ પાસે ખુશ ખબર આપવા માટે આવ્યા. તેઓએ કહ્યું "સલામ" એબ્રાહીમે કહ્યું "સલામ"; પછી તેને કંઇ વખત લાગ્યો નહિ એટલામાં તે ભુંજેલો વાછરડો લાવ્યો. ૬૯.

બનાવવાનો એરાદો રાખતા હતા, કારણ કે અમે ત્હારામાં ઘણું ડાહાપણ અને બીજા સદ્ગુણો જોતા હતા, પણ ધર્મ ક્રિયા સંબંધી તું અમારાથી વિરૂધ્ધ ચાલ્યો, તેથી અમારી આશાઓ નઝળ થઇ છે.

* આ તે ફેરેસ્તાઓ હતા કે જેઓને હઝરત એસ્હાકના જન્મના વચનની હઝરત એબ્રાહીમને ખબર આપવાને તથા સદુમનો નાશ કરવાને મોકલવામાં આવ્યા હતા. તફસીર લખનારા ધારે છે કે તેઓ નવ, દશ, કે બાર હતા. પણ કેટલાક કહે છે કે તેઓ ત્રણ હતા, અને તે ત્રણ જેબ્રાઇલ, મીકાઇલ, અને એસ્રાફીલ હતા. સદુમના નાશના ખબર આપવાને જેબ્રાઇલ આવ્યો હતો;

અને સમુદ કોમ* તરફ તેઓના ભાઇ સાલેહને (અમે મોકલ્યો). તેણે કહ્યું, હે મ્હારા લોકો, ખુદાની બંદગી કરો. તમારે માટે તેના સિવાય બીજો કોઈ ખુદા નથી. તેણે તમને ઝમીનમાંથી પેદા કર્યા અને તેમાંજ તમને લાંબું આયુષ્ય આપ્યું, માટે તમે તેની પાસે માફી માગો, પછી તેની તરફ પશ્ચાત્તાપ કરતા ફરો. ખરેખર મ્હારો પરવરદેગાર નઝદિક (અને) જવાબ આપનાર છે. ૬૧. તેઓએ કહ્યું હે સાલેહ, તું અમારી વચ્ચે આ અગાઉ એવો હતો કે જેની ઉપર અમે આશા રાખી હતી.† શું તું, જેને અમારા બાપદાદા બંદગી કરતા હતા, તેને અમે બંદગી કરીએ તેમાંથી અમને અટકાવે છે? અને ખરેખર જે તરફ તું અમને બોલાવે છે તે વિષે અમે મુંઝવણ કરનાર શંકામાં છીએ. ૬૨. તેણે કહ્યું હે મ્હારા લોકો, મને ખબર આપો કે જો મ્હારી પાસે મ્હારા પરવરદેગાર તરફથી સ્પષ્ટ સાબેતી હોય અને તેણે મને પોતાની પાસેથી દયા (પેયગમ્બરી પદવી) આપી હોય તો ખુદાની (શિક્ષા) સામે મને કોણ મદદ કરશે જો હું તેની નાફરમાની કરૂં તો? ત્યારે તમે મ્હારે માટે નુકસાન સિવાય બીજું કંઈ વધારતા નથી. ૬૩. અને હે મ્હારા લોકો, આ ખુદાની એક સાંઢણી છે કે જે તમારે માટે એક નિશાની છે; ત્યારે તમે તેને રહેવા દો, કે તે ખુદાની ઝમીન ઉપર ચરી ખાય અને તેને કંઇ ઇઝા પહોંચાડો નહિ રખે તમારી ઉપર તરત સઝા આવી પડે. ૬૪.

والى ثمود اخاهم صالحا قال يٰقوم اعبدوا
الله ما لكم من اله غيره هو انشاكم من
الارض واستعمركم فيها فاستغفروه ثم
توبوا اليه ان ربي قريب مجيب ٦١ قالوا
يٰصالح قد كنت فينا مرجوا قبل هذا
اتنهينا ان نعبد ما يعبد اباؤنا واننا لفي
شك مما تدعونا اليه مريب ٦٢ قال
يٰقوم ارءيتم ان كنت على بينة من ربي
واتٰني منه رحمة فمن ينصرني من الله ان
عصيته فما تزيدونني غير تخسير ٦٣
ويٰقوم هذه ناقة الله لكم اية فذروها
تاكل في ارض الله ولا تمسوها بسوء
فياخذكم عذاب قريب ٦٤

કારણ કે આવી રીતે પકડાયેલું પ્રાણી પૂરેપૂરી રીતે કબજામાં આવેલું છે એમ જણાય છે.

* સુરા ૭ આયા ૭૩ અને ૭૪ મી નું ટિપ્પણ જુઓ. †અમે તને અમારો શાહજાદે.

مِن دُونِهِ فَكِيدُونِي جَمِيعًا ثُمَّ لَا تُنظِرُونِ ٥٥
إِنِّي تَوَكَّلْتُ عَلَى اللَّهِ رَبِّي وَرَبِّكُم مَّا مِن
دَابَّةٍ إِلَّا هُوَ آخِذٌ بِنَاصِيَتِهَا إِنَّ رَبِّي
عَلَى صِرَاطٍ مُّسْتَقِيمٍ ٥٦ فَإِن تَوَلَّوْا فَقَدْ
أَبْلَغْتُكُم مَّا أُرْسِلْتُ بِهِ إِلَيْكُمْ وَيَسْتَخْلِفُ
رَبِّي قَوْمًا غَيْرَكُمْ وَلَا تَضُرُّونَهُ شَيْئًا إِنَّ رَبِّي
عَلَىٰ كُلِّ شَيْءٍ حَفِيظٌ ٥٧ وَلَمَّا جَاءَ أَمْرُنَا
نَجَّيْنَا هُودًا وَالَّذِينَ آمَنُوا مَعَهُ بِرَحْمَةٍ
مِّنَّا وَنَجَّيْنَاهُم مِّنْ عَذَابٍ غَلِيظٍ ٥٨
وَتِلْكَ عَادٌ جَحَدُوا بِآيَاتِ رَبِّهِمْ وَعَصَوْا
رُسُلَهُ وَاتَّبَعُوا أَمْرَ كُلِّ جَبَّارٍ عَنِيدٍ ٥٩
وَأُتْبِعُوا فِي هَٰذِهِ الدُّنْيَا لَعْنَةً وَيَوْمَ الْقِيَامَةِ
أَلَا إِنَّ عَادًا كَفَرُوا رَبَّهُمْ أَلَا بُعْدًا لِّعَادٍ
قَوْمِ هُودٍ ٦٠

ત્યારે તમે સઘળાં મ્હારી વિરૂધ્ધ કાવતરૂં રચો, પછી મને વખત આપો નહિ. ૫૫. ખરેખર મેં ખુદા ઉપર આધાર રાખ્યો છે કે જે મ્હારો પરવરદેગાર અને તમારો પરવરદેગાર છે. એકે એવું પ્રાણી નથી કે જેના કપાળ આગળના વાળ તે પકડનાર ન હોય.* ખરેખર મ્હારો પરવરદેગાર સીધા રસ્તા ઉપર છે. ૫૬. પછી જો તમે મ્હોં ફેરવશો તો ખરેખર જે (સંદેશો) સહિત મને તમારી તરફ મોકલવામાં આવ્યો છે તે મેં તમને પહોંચાડયું છે. અને મ્હારો પરવરદેગાર તમારા સિવાય બીજી કોમને તમારી જગ્યાએ લાવશે અને તમે તેને કંઇ ઈઝા પહોંચાડી શકશો નહિ. ખરેખર મ્હારો પરવરદેગાર સર્વ ચીઝ ઉપર નેગહબાન છે. ૫૭. અને જ્યારે અમારો હોકમ આવ્યો ત્યારે અમે હુદને અને જેઓ તેની સાથે ઇમાન લાવ્યા તેઓને અમારી દયાથી બચાવ્યા, અને અમે તેઓને કઠિન સઝામાંથી મુકત કર્યા. ૫૮. અને આ આદની કોમ છે કે જેઓએ પોતાના પરવરદેગારની નિશાનીઓનો એનકાર કર્યો, અને તેના પેયગમ્બરોની નાફરમાની કરી, અને તેઓ દરેક જકકી ઝોલમગારના હોકમ પ્રમાણે ચાલ્યા. ૫૯. અને તેઓની પાછળ આ દુનિયામાં લઅનત લાવવામાં આવી, અને તેમજ કયામતને દિવસે પણ. જાણો, ખરેખર આદની કોમે પોતાના પરવરદેગારને માન્યો નહિ. જાણો, આદ કે જે હુદની કોમ છે તે ખુદાની દયાથી દૂર છે. ૬૦.

પેયગમ્બરને મોકલવામાં આવ્યો હતો.

*. એટલે કે ખુદા તેના ઉપર સંપૂર્ણ સત્તા રાખે છે;

والی عاد اخاهم هودا قال یاقوم اعبدوا الله
مالکم من اله غیره ان انتم الا مفترون ٥٠
یاقوم لا اسئلکم علیه اجرا ان اجری الا
علی الذی فطرنی افلا تعقلون ٥١ ویاقوم
استغفروا ربکم ثم توبوا الیه یرسل السماء
علیکم مدرارا ویزدکم قوة الی قوتکم
ولا تتولوا مجرمین ٥٢ قالوا یاهود ماجئتنا
ببینة وما نحن بتارکی الهتنا عن قولك
وما نحن لك بمؤمنین ٥٣ ان نقول الا
اعتریك بعض الهتنا بسوء قال انی
اشهد الله واشهدوا انی بری مما
تشرکون ٥٤

અને આદ તરફ તેઓના ભાઇ હુદને† (અમે મોકલ્યો). તેણે કહ્યું, હે મ્હારા લોકો, ખુદાની બંદગી કરો, તેના સિવાય તમારે માટે બીજો કોઇ ખુદા નથી. તમે (ખુદા વિષે) જુઠ બોલનાર સિવાય બીજા કોઇ નથી. ૫૦. હે મ્હારા લોકો, તે (ઉપદેશ) માટે તમાલરી પાસે હું કંઇ બદલો માગતો નથી. જેણે મને પેદા કર્યો છે તેના સિવાય બીજા કોઇ ઉપર મ્હારો બદલો નથી. ત્યારે શું તમે સમજતા નથી? ૫૧. અને હે મ્હારા લોકો, તમારા પરવરદેગાર પાસે માફી માગો, પછી તેની તરફ પશ્ચાત્તાપ કરતા ફરો કે જેથી તે આકાશમાંથી તમારી ઉપર ઘણોજ વરસાદ મોકલે અને તે તમારી શકિતમાં બીજી શકિત ઉમેરે, અને પાપિષ્ઠ સ્થિતિમાં રહી મ્હોં ફેરવો નહિ. ૫૨. તેઓએ કહ્યું હે હુદ, તું અમારી પાસે સ્પષ્ટ સાબેતી લાવ્યો નથી; અને અમે અમારા ખુદાઓને ત્હારા કહેવાથી તજી દેનાર નથી. અને અમે ત્હારી ઉપર ઈમાન લાવનાર નથી. ૫૩. અમે આ સિવાય બીજું કંઇ કહેતા નથી કે અમારા કેટલાક ખુદાઓએ તને કંઇ દુઃખ પહોંચાડયું છે (દિવાનો કરી દીધો છે). તેણે કહ્યું, ખરેખર હું ખુદાને સાક્ષી લઉં છું, અને તમે પણ સાક્ષી રહો કે ખરેખર તેના સિવાય જેને તમે તેની સાથે ભાગીદાર ગણો છો તેનાથી હું દૂર છું. ૫૪.

†હઝરત હુદ એક પેયગમ્બર હતો, અને તેને આદની કોમ પાસે મોકલવામાં આવ્યો હતો; પણ તે કોમે તેને માન્યો નહિ તેથી તેઓને દુકાળ આવી પડયો, અને તેઓનાં પુરૂષો અને સ્ત્રીઓ વાંઝીયાં થઇ ગયાં. છેવટે તેઓના દુરાગ્રહી કાફેરપણાને લીધે તેઓનો નરકમાંની એક ઝેરી હવાથી નાશ કરવામાં આવ્યો. તે ઝેરી હવા તેઓનાં નસકોરામાં પેસી ગઇ, અને તેણે તેઓનાં શરીર તોડી ફાડી નાંખ્યાં. આ લોકો આદની પહેલી કોમ કહેવાય છે અને આદની બીજી કોમ પાસે સાલેહ

وَنَادَىٰ نُوحٌ رَبَّهُ فَقَالَ رَبِّ إِنَّ ابْنِي مِنْ
أَهْلِي وَإِنَّ وَعْدَكَ الْحَقُّ وَأَنْتَ أَحْكَمُ
الْحَاكِمِينَ ٤٥ قَالَ يَا نُوحُ إِنَّهُ لَيْسَ مِنْ أَهْلِكَ
إِنَّهُ عَمَلٌ غَيْرُ صَالِحٍ فَلَا تَسْأَلْنِ مَا لَيْسَ لَكَ
بِهِ عِلْمٌ إِنِّي أَعِظُكَ أَنْ تَكُونَ مِنَ الْجَاهِلِينَ ٤٦
قَالَ رَبِّ إِنِّي أَعُوذُ بِكَ أَنْ أَسْأَلَكَ مَا لَيْسَ
لِي بِهِ عِلْمٌ وَإِلَّا تَغْفِرْ لِي وَتَرْحَمْنِي أَكُنْ مِنَ
الْخَاسِرِينَ ٤٧ قِيلَ يَا نُوحُ اهْبِطْ بِسَلَامٍ
مِنَّا وَبَرَكَاتٍ عَلَيْكَ وَعَلَىٰ أُمَمٍ مِمَّنْ مَعَكَ
وَأُمَمٌ سَنُمَتِّعُهُمْ ثُمَّ يَمَسُّهُمْ مِنَّا عَذَابٌ
أَلِيمٌ ٤٨ تِلْكَ مِنْ أَنْبَاءِ الْغَيْبِ نُوحِيهَا
إِلَيْكَ مَا كُنْتَ تَعْلَمُهَا أَنْتَ وَلَا قَوْمُكَ
مِنْ قَبْلِ هَٰذَا فَاصْبِرْ إِنَّ الْعَاقِبَةَ لِلْمُتَّقِينَ ٤٩

અને નુહે પોતાના પરવરદેગારને પ્રાર્થના કરી, અને કહ્યું, હે મ્હારા પરવરદેગાર ખરેખર મ્હારો દીકરો મ્હારા કુટુંબનો છે, * અને ખરેખર ત્હારૂં વચન સત્ય છે, અને તું હોકમ કરનારાઓમાં સર્વોત્તમ હોકમ કરનાર છે. ૪૫. ખુદાએ કહ્યું હે નુહ, તે ત્હારા કુટુંબનો નથી. ખરેખર તે દુષ્કર્મ કરનાર છે; માટે તું મને તે પૂછ નહિ કે જેણે વિષે તને કંઇ જ્ઞાન નથી. ખરેખર હું તને શિખામણ આપું છુ કે રખે તું અજ્ઞાનીઓમાંનો થાય. ૪૬. તેણે કહ્યું, હે મ્હારા પરવરદેગાર, ખરેખર હું ત્હારૂં શરણ લઉંછું કે હું તને તે વિષે પૂછું કે જેને વિષે મને કંઇ જ્ઞાન નથી, અને જો તું મને માફ નહિ કરે, અને મ્હારી ઉપર દયા નહિ કરે તો હું નુકસાન ખમનારાઓમાંનો થઇશ. ૪૭. કહેવામાં આવ્યું કે હે નુહ, અમારી તરફની સહીસલામતીથી નીચે ઉતર, અને ત્હારી ઉપર અને ત્હારી સાથે જે લોકો છે તેઓની ઉપર બરકત થાઓ, અને તમારામાંથી કેટલીક પ્રજાને અમે આ ( દુનિયામાં ) સુખી ઝિંદગી ભોગવવા દઇશું. પછી તેઓને અમારી તરફથી દુઃખદાયક શિક્ષા પહોંચશે. ૪૮. આ અદ્રશ્ય ખબરોમાંની એક છે કે જે અમે ત્હારી તરફ (હે મોહમ્મદ) વહ્ય કરીએ છીએ. તું પોતે અને તેમજ ત્હારી કોમ પણ આ અગાઉ તે જાણે એવા નહોતા, ત્યારે ધીરજ રાખ. ખરેખર સારૂં પરિણામ પરહીઝગારો માટે છે. ૪૯.

* એવું કહેવામાં આવ્યું છે કે પોતાનો પુત્ર કાફેર છે એમ હઝરત નુહ જાણતા નહોતા, નહિ તો તેને માટે ભલામણ કરત નહિ, પણ ખુદાએ તેને ફરમાવ્યું કે તેના કાફેરપણાને લીધે તેનો ત્હારી સાથેનો સંબંધ તોડી નાંખવામાં આવ્યો છે.

અને તે તેઓને પહાડસમાન મોજાની અંદર લઇ ચાલતું, અને નુહે પોતાનો દીકરો* કે જે વહાણુની એક બાજુએ હતો તેને પોકારી કહ્યું, હે મ્હારા બેટા, તું મ્હારી સાથે (વહાણમાં) ચ્હડ, અને કાફેરો સાથે રહે નહિ. ૪૨. તેણે કહ્યું, હું જલદીથી એક પર્વત તરફ આશ્રય લઇશ કે જે મને પાણીમાંથી બચાવશે. નુહે કહ્યું, આજે જેની ઉપર ખુદા કૃપા કરે તે સિવાય ખુદાના હોકમ (શિક્ષા) માંથી કોઈ બચનાર નથી. અને તે દરમ્યાન તે બેઉ વચ્ચે મોજું આવી પડયું, પછી તે ડૂબી જનારમાંનો થયો. ૪૩. અને કહેવામાં આવ્યું કે હે પૃથ્વી, ત્હારૂં પાણી તું ગળીજા, અને હે આકાશ, તું ત્હારૂં પાણી પાછું ખેંચી લે, અને ઝમીન ઉપર પાણી ઓછું થઇ ગયું અને ખુદાનો હોકમ સંપૂર્ણ થયો, અને વહાણ જુદી પર્વત પર‡ આવી સ્થિર રહ્યું, અને કહેવામાં આવ્યું કે ઝોલમગારોનો નાશ થાઓ. ૪૪.

૧/૪ રૂબ્અ

وهى تجرى بهم فى موج كالجبال ونادى
نوح ابنه وكان فى معزل يابنى اركب
معنا ولا تكن مع الكافرين ٤٢ قال
ساوى الى جبل يعصمنى من الماء قال لا
عاصم اليوم من امر الله الا من رحم
وحال بينهما الموج فكان من المغرقين ٤٣
وقيل يا ارض ابلعى ماءك ويا سماء اقلعى
وغيض الماء وقضى الامر واستوت على
الجودى وقيل بعدا للقوم الظالمين ٤٤ ربع

* આ હઝરત નુહનો કનઆન અથવા યામ નામનો એક કાફેર પુત્ર હતો, પણ બીજા કેટલાક કહે છે કે તે હઝરત નુહનો પુત્ર નહોતો, પણ તેનો પૌત્ર એટલે તેના દીકરા હામનો દીકરો હતો વાએલા નામની હઝરત નુહની બીજી સ્ત્રી કે જે કાફેર હતી તે પણ પોતાના દીકરા સાથેજ નાશ પામી હતી.

‡ આ પહાડ અરમનીયામાં મુસેલ પાસે છે. એવું કહેવામાં આવ્યું છે કે તે રજબ મહિનાની દશમી તારીખે વહાણમાં બેઠો, અને તે વહાણ આશુરાને દિવસ, એટલે મોહરરમ મહિનાની દશમી તારીખે જુદી પહાડ ઉપર આવી ઉભું રહ્યું, તેથી તે પાણીની સપાટી ઉપર ૭ મહિના સુધી ફર્યું. પણ કેટલીક હદીસો ઉપરથી જણાઇ આવે છે કે તે ઝેલ-હજની દશમી તારીખે અથવા તો અઢારમી તારીખે તે પહાડ ઉપર આવી ઉભું રહ્યું હતું.

પછી તમે તેને જલદી જાણુશો કે જેની ઉપર એવી શિક્ષા આવશે કે તેને હલકો બનાવશે, અને તેની ઉપર નિરંતર શિક્ષા આવી પડશે. ૩૯. આખરે જ્યારે અમારો હોકમ આવ્યો અને તન્નુર (ચૂલા)* માંથી પાણી જોસભર બહાર ઉછળ્યું, ત્યારે અમે કહ્યું, વહાણમાં દરેક જાતના પ્રાણીની એકેકી જોડીને અને જેની ઉપર શબ્દ (નાશ) નો આગળથી હોકમ થયો છે, તે સિવાય ત્હારા કુટુંબને† અને જેઓ ઇમાન લાવ્યા છે તેઓને લઇજા; અને થોડા સિવાય તેની સાથે કોઇ ઇમાન લાવ્યું નહોતું. ૪૦ અને તેણે કહ્યું, તમે વહાણ ઉપર ચઢો, તેને હંકારતી અને લંગર કરતી વખતે ખુદાનું નામ લો‡ ખરેખર મ્હારો પરવરદેગાર માફી આપનાર (અને) દયાળુ છે. ૪૧.

فسوف تعلمون من یاتیه عذاب یخزیه

ویحل علیه عذاب مقیم ۳۹ حتی اذا جاء

امرنا وفار التنور قلنا احمل فیها من کل

زوجین اثنین واهلك الا من سبق علیه

القول ومن امن وما امن معه الا قلیل ۴۰

وقال ارکبوا فیها بسم الله مجریها ومرسیها

ان ربی لغفور رحیم ۴۱

---

* કેટલાક કહે છે કે આ ચૂલો કુફામાં એક જગ્યા કે જ્યાં હાલ મસ્જેદ ઉભી છે ત્યાં હતો. કેટલાક કહે છે કે તે હિંદુસ્તાનમાં કોઇ અમુક જગ્યાએ આવેલી હતી; અને તેમાંથી પાણીનું બહાર ઉછળવું એ તોફાનની નિશાની હતી, અને જ્યારે તેમાંથી પાણી બહાર નીકળ્યું ત્યારે હઝરત નુહે જાણ્યું કે તોફાન આવે છે. કેટલાક કહે છે કે આ ચૂલો તેજ હતો કે જેમાં હઝરત હવ્વાએ રોટલી પકાવી હતી, અને તે એક પછી એક પેયગમ્બરોને મળ્યો હતો, અને છેવટે હઝરત નુહને મળ્યો હતો. જેવું તેમાંથી પાણી ઉકળીને બહાર નીકળવા માંડ્યું કે તરતજ હઝરત નુહ અને તેના તાબેદારો વહાણ ઉપર ચઢી ગયા.

† આ તેની વફાદાર સ્ત્રી, તેના હામ, સામ, અને યાફેસ એ ત્રણ પુત્રો, અને ૭૨ તેને માનનારાઓ હતા. તેથી હઝરત નુહ તથા તેના પુત્રોની સ્ત્રીઓને ભેગાં ગણતાં બધાં મેળીને ૮૦ માણસો હતાં. પછી ૪૦ દિવસ સુધી પૃથ્વીમાંથી પાણી ઉકળી ઉકળીને બહાર નીકળ્યું અને આકાશમાંથી પણ પાણી પડતાં પડતાં આખું જગત્ રેલમ છેલ થઇ ડૂબી ગયું.

‡ એવું કહેવામાં આવ્યું છે કે જ્યારે હઝરત નુહ વહાણને ઉભું રાખવાને ઇચ્છતા ત્યારે ને બેસમેલ્લાહ કહેતા. અને હંકારતી વખતે પણ બેસમેલ્લાહ કહેતા અને ને ચાલતું.

وَاُوحِيَ اِلَى نُوحٍ اَنَّهُ لَنْ يُؤْمِنَ مِنْ
قَوْمِكَ اِلاَّ مَنْ قَدْ اٰمَنَ فَلاَ تَبْتَئِسْ
بِمَا كَانُوا يَفْعَلُونَ ٣٦ وَاصْنَعِ الْفُلْكَ
بِاَعْيُنِنَا وَوَحْيِنَا وَلاَ تُخَاطِبْنِي فِي الَّذِينَ
ظَلَمُوا اِنَّهُمْ مُغْرَقُونَ ٣٧ وَيَصْنَعُ الْفُلْكَ
وَكُلَّمَا مَرَّ عَلَيْهِ مَلَاٌ مِنْ قَوْمِهِ سَخِرُوا
مِنْهُ قَالَ اِنْ تَسْخَرُوا مِنَّا فَاِنَّا نَسْخَرُ مِنْكُمْ
كَمَا تَسْخَرُونَ ٣٨

અને નુહ તરફ વહી કરવામાં આવ્યો કે જે લોકો ઇમાન લાવ્યા છે તે સિવાય ત્હારી કોમમાંથી કદી કોઇ ઇમાન લાવશે નહિ, માટે જે તેઓ કરે છે તેને માટે તું દિલગીર થા નહિ. ૩૬. અને અમારી નજર તળે અને અમારા વહી પ્રમાણે વહાણ બનાવ, અને તું મ્હારી સાથે જે લોકોએ ઝોલમ કર્યો છે તેમને માટે બોલ નહિ. ખરેખર તેઓ ડૂબી જનાર છે. ૩૭. અને તે (નુહ) વહાણ બનાવતો હતો,* અને જ્યારે તેના લોકોના સરદારો તેની પાસે થઇને જતા ત્યારે તેઓ તેની મશ્કરી કરતા.† તેણે કહ્યું જો તમે અમારી મશ્કરી કરો છો તો ખરેખર અમે પણ તમારી મશ્કરી કરીશું જેમ તમે અમારી મશ્કરી કરો છો. ૩૮.

* જ્યારે હઝરત નુહે વહાણ બનાવવાને ઇચ્છયું ત્યારે ખુદાએ તેને સાજ (સાગ) નાં ઝાડ રોપવાને કહ્યું. તેણે તે રોપ્યાં અને તે વધતાં વધતાં વીસ વર્ષ વીતી ગયાં કે જે દરમ્યાન એકે બાળક જન્મ્યું નહોતું. અને તે વખતનાં સઘળાં બચ્ચાં મ્હોટાં થયાં; તેઓએ પણ જ્યારે હઝરત નુહને ન માન્યો ત્યારે તેઓ સઘળાં તોફાન વખતે ડૂબી ગયાં હતાં; પછી તેણે બે વર્ષમાં વહાણ તૈયાર કર્યું કે જેની લંબાઇ કેટલાકના કહેવા પ્રમાણે ૩૦૦ વાર અને કેટલાકના કહેવા પ્રમાણે ૧૨૦૦ વાર હતી, પહોળાઇ ૫૦ વાર અને બીજાના કહેવા પ્રમાણે ૬૦૦ વાર હતી. અને ઉંચાઇ ૩૦ કે ૩૩ વાર હતી. તે વહાણને ત્રણ માળ હતા, તેમાં નીચલો માળ પશુઓ માટે, વચલો માળ પક્ષીઓ અને બીજાં પ્રાણીઓ માટે અને ઉપલો માળ માણસો માટે રાખવામાં આવ્યો હતો.

† દરિયાથી બહુ દૂર આવેલી જમીનના ભાગમાં વહાણ બનાવવા માટે, અને વળી પેગમ્બરી પદવીનો દાવો કર્યા પછી તે સુતારનું કામ કરે છે તે માટે તેઓ તેની મશ્કરી કરતા હતા.

અને હે લોકો, મને ખુદાની (શિક્ષા) સામે કોણ મદદ કરશે જો હું તેઓને હાંકી કાઢું તો? શું તમેં સમજતા નથી? ૩૦. અને હું કહેતો નથી કે તમારે માટે મ્હારી પાસે ખુદાના ખઝાના છે, અને હું અદ્રશ્ય જાણતો નથી; અને તેમજ હું કહેતો નથી કે હું ફેરેશ્તો છું અને હું તે લાકો કે જેઓને તમારી આંખ તિરસ્કારથી જુએ છે તેઓ વિષે કહેતો નથી કે ખુદા તેઓને કદી સારો બદલો આપશે નહિ. જે તેઓનાં અંતઃકરણુમાં છે તે ખુદા વધારે જાણે છે. ખરેખર ત્યારે (હાંકી કાઢું તો) ઝાલમગારોમાંનો થઇશ. ૩૧. તેઓએ કહ્યું હે નુહ, તેં અમારી સાથે વાદવિવાદ કર્યો છે, પછી અમારી સાથે વાદવિવાદ તેં બહુ વધાર્યો છે, માટે જે શિક્ષાનો તેં અમને વાયદો આપ્યો છે તે શિક્ષા અમારી ઉપર લાવ, જો તું સાચું બોલનારાઓમાંનો હો. ૩૨. તેણે કહ્યું, માત્ર ખુદા તમારી ઉપર તે લાવશે જો તેની મરઝી હોય, અને તમે તેને અશકત કરનાર નથી. ૩૩. અને અગર જો કે હું તમને શિખામણ આંપવાને ઇચ્છું તોપણ મ્હારી શિખામણ તમને કંઇ ફાયદો કરશે નહિ, જો ખુદાની મરઝી એવી હોય કે તે તમને ભૂલમાં દોરે. તે તમારો પરવરદેગાર છે, અને તેની તરફ તમને પાછા ફેરવવામાં આવશે. ૩૪. બલ્કે તેઓ કહ્યું કે તે તેણે ઘડી કાઢયું છે; કહે જો મેં બનાવટ કરી હોય તો તેનું પાપ મ્હારી ઉપરજ છે, અને જેપાપ તમે કરો છો તેનાથી હું મુકત છું. ૩૫

ويا قوم [illegible] الله ان طردتهم
افلا تذكرون ٣٠ ولا اقول لكم
عندى خزآئن الله ولا اعلم الغيب ولا
اقول انى ملك ولا اقول للذين تزدرى
اعينكم لن يؤتيهم الله خيرا الله اعلم بما
فى انفسهم انى اذا لمن الظالمين ٣١
قالوا ينوح قد جادلتنا فاكثرت
جدالنا فاتنا بما تعدنا ان كنت من
الصادقين ٣٢ قال انما يأتيكم به الله ان
شآء وما انتم بمعجزين ٣٣ ولا
ينفعكم نصحى ان اردت ان انصح لكم
ان كان الله يريد ان يغويكم هو ربكم
واليه ترجعون ٣٤ ام يقولون افتريه قل
ان افتريته فعلى اجرامى وانا برئ مما
تجرمون ٣٥

لقد ارسلنا نوحا الى قومه انى لكم
نذير مبين ٢٥ ان لا تعبدوا الا الله انى
اخاف عليكم عذاب يوم اليم ٢٦ فقال
الملا الذين كفروا من قومه ما نريك الا
بشرا مثلنا وما نريك اتبعك الا الذين هم
اراذلنا بادى الراى وما نرى لكم علينا
من فضل بل نظنكم كاذبين ٢٧ قال
ياقوم ارايتم ان كنت على بينة من ربى
واتانى رحمة من عنده فعميت عليكم
انلزمكموها وانتم لها كارهون ٢٨
وياقوم لا اسئلكم عليه مالا ان اجرى
الا على الله وما انا بطارد الذين امنوا
انهم ملاقوا ربهم ولكنى اريكم
قوما تجهلون ٢٩

અને અમે તુહને પોતાના લોકો પાસે મોકલ્યો. (તેણે કહ્યું) ખરેખર હું તમારે માટે એક ખુલ્લી ચેતવણી આપનાર છું, ૨૫. કે તમારે ખુદા સિવાય બીજા કોઇની બંદગી કરવી નહિ. ખરેખર હું તમારે માટે દુઃખદાયક દિવસની સઝાથી ડરૂં છું. ૨૬. પછી તેની કોમમાં જેઓ કાફેર થયા હતા તેના આગેવાનોએ કહ્યું, અમે તને અમારા જેવો મનુષ્ય સિવાય બીજો કોઈ જોતા નથી અને અમારામાંનાં હલકાં માણસો જે છાલકા વિચારથી તને માને છે તે સિવાય બીજા કોઇને ત્હારી પાછળ ચાલતાં અમે જોતા નથી, અને અમે તમારામાં અમારી ઉપર કંઇ શ્રેષ્ઠતા જોતા નથી; બલ્કે અમે તમને જૂઠા ધારીએ છીએ. ૨૭. તુહે કહ્યું, હે મ્હારા લોકો, તમે શું જુઓ છો? જો મ્હારી પાસે મ્હારા પરવરદેગાર તરફથી એક સ્પષ્ટ સાબેતી હોય, અને તે પોતાની પાસેથી મને દયા આપે, પછી તે (સાબેતી) તમારી ઉપર છૂપી રહે તો શું અમે તમને તે પરાણે મનાવીશું અગરજો કે તમે તેથી નારાઝ હો? ૨૮. અને હે મ્હારા લોકો, તેને માટે હું તમારી પાસે બદલામાં કંઇ દોલત માગતો નથી. ખુદા સિવાય બીજા કોઇ ઉપર મ્હારો બદલો નથી; અને જેઓ ઇમાન લાવ્યા છે તેઓને હું હાંકી કાઢનાર નથી.* ખરેખર તેઓ પોતાના પરવરદેગારને મળનાર છે; પણ હું જોઉં છું કે તમે એક અજ્ઞાની કોમ છો. ૨૯.

* હજરત નૂહના લોકોએ તેને કહ્યું કે તું ત્હારી પાસેથી હલકાં અને ગરીબ માણસોને કાઢી મૂક કે જેથી કરી અમે ત્હારી પાસે આવીએ.

કે જેઓ ખુદાને રસ્તેથી માણસોને અટકાવે છે, અને તેમાં વાંકુંચુંકું શોધે છે, અને તેઓ કયામતના દિવસને માનનારા નથી. ૧૯. તેઓ ( શિક્ષા કરવામાંથી ) ખુદાને પૃથ્વીમાં અશકત કરનાર નહોતા; અને તેઓને માટે ખુદા સિવાય બીજો કોઇ દોસ્ત નથી. તેઓને માટે શિક્ષા બેવડી કરવામાં આવશે, અને તેઓ એવા નહોતા કે સાંભળી શકે, અને તેઓ એવા નહોતા કે જોઇ શકે. ૨૦. આ લોકો તેઓજ છે કે જેઓએ પોતાનેજ નુકસાન કર્યું છે અને જે તેઓએ ઘડી કાઢયું હતું તે તેઓની પાસેથી ખોવાઇ ગયું. ૨૧. બેશક તેઓજ કયામતને દિવસે સૌ કરતાં વધારે નુકસાન ખમનારા છે. ૨૨. ખરેખર જેઓએ ઇમાન આણ્યું અને સુકૃત્ય કર્યાં, અને જેઓને પોતાના પરવરદેગારની બંદગીમાં શાન્તિ મળી છે તેઓ બેહેસ્ત-વાડીઓમાં રહેનારા છે. ૨૩. આ બે ફેરકાનો મુકાબલો આંધળા અને બહેરા ( માણસ ) જેવો છે અને દેખતા અને સાંભળતા ( માણસ ) ના જેવો છે. શું તેઓ બન્ને મુકાબલે સરખા છે? શું ત્યારે તમે શિખામણ લેતા નથી? ૨૪. ૨૪.

الذين يصدون عن سبيل الله ويبغونها
عوجا وهم بالاخرة هم كافرون ١٩
اولئك لم يكونوا معجزين فى الارض
وما كان لهم من دون الله من اولياء
يضاعف لهم العذاب ما كانوا
يستطيعون السمع وما كانوا يبصرون ٢٠
اولئك الذين خسروا انفسهم وضل
عنهم ما كانوا يفترون ٢١ لاجرم انهم
فى الاخرة هم الاخسرون ٢٢ ان الذين
امنوا وعملوا الصالحات واخبتوا الى
ربهم اولئك اصحاب الجنة هم فيها
خالدون ٢٣ مثل الفريقين كالاعمى
والاصم والبصير والسميع هل يستويان
مثلا افلا تذكرون ٢٤

هو الذى خلق السموات والارض
فى ستة ايام وكان عرشه على الماء ليبلوكم
ايكم احسن عملا ولئن قلت انكم
مبعوثون من بعد الموت ليقولن الذين
كفروا ان هذا الا سحر مبين ٧ ولئن
اخرنا عنهم العذاب الى امة معدودة ليقولن
ما يحبسه الا يوم ياتيهم ليس مصروفا
عنهم وحاق بهم ما كانوا به يستهزءون ٨
ولئن اذقنا الانسان منا رحمة ثم نزعناها
منه انه ليؤس كفور ٩ ولئن اذقناه
نعماء بعد ضراء مسته ليقولن ذهب
السيات عني انه لفرح فخور ١٠

અને ખુદા તેજ છે કે જેણે આકાશો અને પૃથ્વી છ દિવસમાં પેદા કર્યાં, અને તેનું "અર્શ" (તખ્ત) પાણી ઉપર હતું,† એટલા માટે કે તે તમારી આઝમાયેશ કરે કે તમારામાં વધારે સારા કામ કરનારા કોણ છે; અને જો તું કહે કે તમને મોત પછી ઉભા કરવામાં આવશે તો જેઓ કાફેર થયા છે તેઓ ખચિત્ કહેશે કે આ તો ચોખ્ખા જાદુ સિવાય બીજું કંઇ નથી. ૭. અને જો અમે તેઓની ઉપર શિક્ષા અમુક વખત સુધી મુલતવી રાખીએ તો તેઓ ખચિત્ કહેશે કે સઝાને કઇ ચીઝ અટકાવે છે? જાણો જે દિવસે તે તેઓની ઉપર આવશે તે દિવસે તેઓની ઉપરથી તે અટકાવવામાં આવશે નહિ, અને જેને તેઓ હસી કાઢતા હતા તે તેઓને ઘેરી લેશે. ૮. અને જો અમે માણસને અમારી તરફથી દયા ચખાડીએ, પછી અમે તે તેની પાસેથી ખેંચી લઇએ તો ખરેખર તે નિરાશ અને અનુપકારી થાય છે. ૯. અને જો અમે તેને દુઃખ પહોંચ્યા પછી સુખનો સ્વાદ તેને ચખાડીએ તો તે ખચિત્ કહેશે કે મ્હારી ઉપરથી સઘળાં દુઃખ ગયાં છે. ખરેખર ત્યારે તે ખુશ અને અભિમાની થાય છે. ૧૦.

કહ્યું કે "મોહમ્મદની સામે અમારી દુશ્મનાઈ છુપી રાખવાને જ્યારે અમે અમારા પડદા નીચે પાડીશું, અમારાં લુગડાંમાં વિંટળાઇ જઇશું, અને અમારી છાતીને ઢાંકી દઇશું, ત્યારે તેને તેની કેવી રીતે ખબર પડશે?"

† એવું કહેવામાં આવ્યું છે કે સૃષ્ટિની શરૂઆતમાં ખુદાએ એક લીલું રત્ન બનાવીને

الا تعبدوا الا الله انى لكم منه نذير
وبشير ٢ وان استغفروا ربكم ثم توبوا
اليه يمتعكم متاعا حسنا الى اجل مسمى
ويؤت كل ذى فضل فضله وان
تولوا فانى اخاف عليكم عذاب يوم
كبير ٣ الى الله مرجعكم وهو على كل
شئ قدير ٤ الا انهم يثنون صدورهم
ليستخفوا منه الا حين يستغشون
ثيابهم يعلم مايسرون وما يعلنون انه عليم
بذات الصدور ٥
١٢ الجزو ﴿ ومامن دآبة فى الارض ﴾
الا على الله رزقها ويعلم مستقرها
ومستودعها كل فى كتاب مبين ٦

એટલા માટે કે તમે ખુદા સિવાય બીજા કોઇની બંદગી કરો નહિ. ખરેખર હું તમારે માટે તેની તરફથી ચેતવણી આપનાર અને ખુશ ખબર આપનાર છું. ૨. અને એટલા માટે કે તમે તમારા પરવરદેગાર પાસે માફી માગો, પછી તેની તરફ પશ્ચાત્તાપ કરતા ફરો કે જેથી તે તમને નિમેલા વખત (મરણ) સુધી સારી ઝિંદગીનો ઉપભોગ કરવા આપે, અને દરેક અત્યંત ધાર્મિક માણસને તેની ધાર્મિષ્ઠતાનો બદલો આપે, અને જો તમે તમારા પીઠ ફેરવો તો ખરેખર તમારે માટે મ્હોટા દિવસની શિક્ષાથી હું ડરૂં છું. ૩. ખુદા તરફ તમારે પાછા ફરવાનું છે, અને તે સર્વ શક્તિમાન્ છે. ૪. જાણો, ખરેખર તેઓ પોતાના હૃદયને બેવડું કરે છે કે જેથી તેઓ (ત્હારી પ્રત્યેની દુશ્મનાઇ) ખુદાથી સંતાડે;* જાણો, જ્યારે તેઓ પોતાને કપડા વડે ઢાંકે છે ત્યારે જે તેઓ છૂપાવે છે અને જે તેઓ ખુલ્લું કરે છે
૧૨/૩૦
તે ખુદા જાણે છે, ખરેખર ખુદા હૃદયના છૂપા ભેદો જાણનાર છે. ૫. અને કોઇ પ્રાણી પૃથ્વી ઉપર નથી કે જેની રૂઝી ખુદા ઉપર નહોય; અને તે તેની રહેવાની જગ્યા અને તેનું આરામ લેવાનું સ્થળ જાણે છે. સઘળું સ્પષ્ટ કેતાબમાં લખેલું છે. ૬.

એ કે આખી સુરામાં લખેલી બાબતોના કાયદા, શિખામણો, અને દ્રષ્ટાંત એવા વર્ગ પાડી શકાય.

* મૂર્તિપૂજકોના બોલવાને લીધે આ ફકરો વહી કરવામાં આવ્યો હતો. તેઓએ એક બીજાને

اولٰئك الذين ليس لهم فى الاخرة الا
النار وحبط ما صنعوا فيها وباطل ما كانوا
يعملون ١٦ افمن كان على بينة من ربه
ويتلوه شاهد منه ومن قبله كتاب موسى
اماما ورحمة اولٰئك يؤمنون به ومن
يكفر به من الاحزاب فالنار موعده
فلا تك فى مرية منه انه الحق من ربك
ولكن اكثر الناس لا يؤمنون ١٧ ومن
اظلم ممن افترى على الله كذبا اولٰئك
يعرضون على ربهم ويقول الاشهاد
هؤلاء الذين كذبوا على ربهم الا لعنة
الله على الظٰلمين ١٨

આ એવા લોકો છે કે જેને માટે આવતી ઝિંદગીમાં આગ સિવાય બીજું કંઇ નથી અને જે તેઓએ તેમાં કર્યું છે તે નાબુદ થયું છે, અને જે તેઓ કરતા હતા તે વ્યર્થ ગયું છે. ૧૬. શું ત્યારે જેની પાસે પોતાના પરવરદેગાર તરફથી સાબેતી હોય છે અને તેની પાછળ તેના તરફથી એક "શાહેદ" (સાક્ષી)* આવે છે તે તેઓના જેવો છે? અને તે ( કોરઆન ) ની અગાઉ મુસાની કેતાબ એક એમામ અને દયારૂપ હતી, તેઓ તે ( કોરઆન ) માં ઇમાન રાખે છે, અને અહઝાબ ( સંપેલી કોમો ) માંથી જે તે નથી માનતો તેને માટે આગ વચન આપેલી જગ્યા છે, ત્યારે તેમાં તું કાંઇ સંદેહ રાખ નહિ. ખરેખર તે ત્હારા પરવરદેગાર તરફથી સત્ય છે, પણ ઘણા માણસો ઇમાન લાવતા નથી. ૧૭. અને તેના કરતાં વધારે ઝોલમગાર કોણ છે કે જે ખુદા ઉપર જૂઠો આરોપ નાંખે છે? તેઓને તેઓના પરવરદેગાર પાસે હાઝેર કરવામાં આવશે, અને સાક્ષીઓ† કહેશે કે આ લોકો તેઓજ છે કે જેઓએ પોતાના પરવરદેગાર વિષે જૂઠું કહ્યું. જાણો, ખુદાની લઅનત ઝોલમગારો ઉપર છે, ૧૮.

* અહિં "શાહેદ" શબ્દને માટે જુદા જુદા મત છે. કેટલાક કહે છે કે તે અહિં કોરઆનને માટે વાપરવામાં આવ્યો છે, કેટલાક કહે છે કે તે જેબ્રાઇલ અથવા એક ફેરેસ્તાને માટે છે. વળી કેટલાક તેને હઝરત પેયગમ્બરના નુરના અર્થમાં લે છે કે જે નુર જોનારાઓની નઝરમાં હમેશા તેના ચ્હેરામાં માલુમ પડતું. કેટલાક તેને એન્જીલને માટે લે છે; પણ શીઆ એમ માને છે કે તે શબ્દ હઝરત અલીને માટે વાપરવામાં આવ્યો છે.

† કાંતો મનુષ્યોનાં કૃત્યો લખનારા ફેરેસ્તાઓ, કાંતો દરેક કોમનો પેયગમ્બર, અને કાંતો મનુષ્યનાં અંગો તથા અવયવો.

الا الذين صبروا وعملوا الصالحات
اولئك لهم مغفرة واجر كبير ١١ فلعلك
تارك بعض ما يوحى اليك وضائق به
صدرك ان يقولوا لولا انزل عليه كنز
او جاء معه ملك انما انت نذير والله على
كل شيء وكيل ١٢ ام يقولون افتريه قل
فاتوا بعشر سور مثله مفتريات وادعوا
من استطعتم من دون الله ان كنتم
صادقين ١٣ فالم يستجيبوا لكم فاعلموا
انما انزل بعلم الله وان لا اله الا هو فهل
انتم مسلمون ١٤ من كان يريد الحيوة
الدنيا وزينتها نوف اليهم اعمالهم فيها
وهم فيها لا يبخسون ١٥

પણ જેઓએ ધીરજ રાખી છે અને સુકૃત્ય કર્યાં છે તેઓને માટે માફી અને મ્હોટો બદલો છે. ૧૧. પછી કદાચ્ તું જે ત્હારી તરફ વહ્ય કરવામાં આવ્યું છે તેનો કંઇ ભાગ તજી દેનાર છે અને તે ઝાહેર કરવાથી ત્હારી છાતી સાંકડી થનાર છે, કે રખે તેઓ કહે કે શા માટે તેની ઉપર એક ખઝાનો નીચે મોકલવામાં આવ્યો નથી, અથવા તેની સાથે એક ફેરેશ્તો કેમ આવ્યો નથી? તું માત્ર ચેતવણી આપનાર છે, અને ખુદા સર્વ ચીઝ ઉપર નેગહબાન છે. ૧૨. બલ્કે તેઓ કહે છે કે તેણેજ તે (કોરઆન) બનાવ્યું છે; કહે ત્યારે કોરઆનના જેવા બનાવેલા દસ સુરા તમે લાવો અને ખુદા સિવાય તમારાથી બને તેને બોલાવો જો તમે સાચુ કહેનાર હો. ૧૩. પછી જો તેઓ તમને જવાબ ન આપે તો જાણો કે તે ખુદાના જ્ઞાન વડે નીચે મોકલવામાં આવ્યું છે, અને (જાણો) કે તેના સિવાય બીજો કોઇ ખુદા નથી. ત્યારે શું તમે મુસલમાન થનાર છો? ૧૪. જે કોઇ આ દુનિયાની ઝિંદગી અને તેના ભપકાદાર વૈભવની ઇચ્છા રાખે છે તેઓને અમે તેઓના કૃત્યનો બદલો તેમાં સંપૂર્ણ આપીશું, અને તેઓને તેમાં કઇ ઓછો બદલો આપવામાં આવશે નહિ. ૧૫.

હૈબત (ભયાનક નજર) થી તેના તરફ જોયું; જેથી તે ઓગળીને પાણી થઇ ગયું; પછી તેણે પવન ઉત્પન્ન કર્યો, અને તે પાણીને તેના ઉપર રાખ્યું, અને તે પછી અર્શને પાણી ઉપર મુક્યું; ત્યાર બાદ સઘળી સૃષ્ટિ તેણે પેદા કરી.

## પ્રકરણ ૧૧ મું.




# સુરતો-હુદ.

આ આખું પ્રકરણ મકકામાં વહ્ય કરવામાં આવ્યું હતું, પણ કેટલાક કહે છે કે તેમાંથી એક આયા મદિનામાં વહ્ય કરવામાં આવી હતી. કુફીની કોરઆનની નકલમાં આ સુરામાં ૧૨૩ આયા છે અને શામીની પ્રમાણે ૧૨૨ છે. આ પ્રકરણમાં હુદ પેયગમ્બરનું વર્ણન આપેલું છે તે ઉપરથી તેનું નામ "હુદ" રાખવામાં આવ્યું છે. એવું કહેવામાં આવ્યું છે કે "જે કોઇ દરેક શુક્રવારે આ સુરા વાંચશે તે કયામતને દિવસે પોતાનો હેસાબ બહુ સહલાઇથી આપશે અને તે દિવસે તેના પાપની કોઇને ખબર પડશે નહિ." વળી એવું કહેવામાં આવ્યું છે કે હઝરત પેયગમ્બરે ફરમાવ્યું છે કે "હુદ અને તેની જોડનાં સુરાઓ જેવાં કે હાકકા, વાકેઆ, ઘાશીયા વગેરેને લીધે હું વૃધ્ધ થયો છું."

سورة هود مكية وهى مائة وثلث وعشرون اية

بسم الله الرحمن الرحيم

الر كتاب احكمت اياته ثم فصلت من لدن حكيم خبير ١

**કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી**

**(શરૂ કરૂં છું.)**

અ, લ, ર, (અલેફ-લામ-રા)† આ એક કેતાબ છે કે જેની આયાત મઝબુત* કરવામાં આવી છે, પછી હોકમ કરનાર અને ખબર રાખનાર (ખુદા) તરફથી તેના વિભાગ કરી વિગતવાર‡ વર્ણન કરવામાં આવ્યું છે. ૧.

†આગલી સુરાઓમાં જે પ્રમાણે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ અક્ષરોના અર્થ છુપા છે, અને કોઇ જાણતું નથી. કેટલાક કહે છે કે "અલેફ" "અના" ને માટે છે, એટલે હું. "લામ" અલ્લાહને માટે અને "રા" "અરા" ને માટે એટલે "હું જોઉં છે." એટલે કે "હું ખુદા છું કે જે જોઉં છું".

* એટલે કે જે પ્રમાણે તૌરાત અને એન્જીલમાં ફેરફાર કરવામાં આવ્યો છે તે પ્રમાણે આ કોરઆન શરીફમાં કદી ફેરફાર કરવાનું બની શકેજ નહિ. બીજા કહે છે કે તેનો અર્થ એ છે કે આ સુરાની એકે આયા મનસુખ થયેલી નથી, અને તેની સઘળી અહકામ પ્રમાણે અમલ કરવો જોઇએ.

‡ તેનો અર્થ કાંતો એ કે વાકયોનું સ્પષ્ટ રીતે વર્ણન આપવામાં આવ્યું છે, અને કાંતો

وَاَنْ اَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا وَلَا تَكُوْنَنَّ
مِنَ الْمُشْرِكِيْنَ ١٠٥ وَلَا تَدْعُ مِنْ دُوْنِ
اللّٰهِ مَالَا يَنْفَعُكَ وَلَا يَضُرُّكَ فَاِنْ فَعَلْتَ
فَاِنَّكَ اِذًا مِّنَ الظّٰلِمِيْنَ ١٠٦ وَاِنْ يَّمْسَسْكَ
اللّٰهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗ اِلَّا هُوَ وَاِنْ يُّرِدْكَ
بِخَيْرٍ فَلَا رَآدَّ لِفَضْلِهٖ يُصِيْبُ بِهٖ مَنْ يَّشَآءُ
مِنْ عِبَادِهٖ وَهُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ١٠٧
قُلْ يٰۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمُ الْحَقُّ
مِنْ رَّبِّكُمْ فَمَنِ اهْتَدٰى فَاِنَّمَا يَهْتَدِىْ
لِنَفْسِهٖ وَمَنْ ضَلَّ فَاِنَّمَا يَضِلُّ عَلَيْهَا وَمَا
اَنَا عَلَيْكُمْ بِوَكِيْلٍ ١٠٨ وَاتَّبِعْ مَا يُوْحٰى
اِلَيْكَ وَاصْبِرْ حَتّٰى يَحْكُمَ اللّٰهُ وَهُوَ
خَيْرُ الْحٰكِمِيْنَ ١٠٩

અને (વળી હોકમ થયો છે કે) તું ત્હારો ચ્હેરો (કૃત્યો) ખાસ હનીફ ધર્મ માટે દ્રઢ રાખ અને મૂર્તિતપૂજકમાંનો થા નહિ. ૧૦૫. અને ખુદા સિવાય જે તને કંઈ ફાયદો કરતા નથી અને તેમજ તને કંઇ ઇઝા કરતા નથી તેને બોલાવ નહિ. પછી જો તું તેમ કરે તો ખરેખર તું ત્યારે ઝોલમગારોમાંનો છે. ૧૦૬. અને જો ખુદા તને કંઇ દુઃખ પહોંચાડે તો તે દૂર કરનાર તેના સિવાય બીજો કોઇ નથી; અને જો તે ત્હારે માટે કંઇ સારૂં ઇચ્છે તો તેની કૃપાને અટકાવનાર કોઈ નથી; ખુદા પોતાના બંદાઓમાંથી જેને ચાહે છે તેને તે (કૃપા) પહોંચાડે છે; અને તે માફી આપનાર (અને) દયાળુ છે. ૧૦૭. કહે, હે માણસો, ખરેખર તમારી પાસે તમારા પરવરદેગાર તરફથી સત્ય આવ્યું છે; પછી જેણે ખરો રસ્તો મેળવ્યો છે તે માત્ર પોતાના લાભ માટેજ મેળવે છે, અને જે અવળે રસ્તે ગયા છે તે માત્ર પોતાની વિરૂધ્ધજ આડે માર્ગે જાય છે; અને હું તમારી ઉપર નેગહબાન નથી. ૧૦૮. અને જે ત્હારી તરફ વહી કરવામાં આવ્યું છે તે પ્રમાણે ચાલ, અને ધીરજ રાખ જ્યાંસુધી કે ખુદા હોકમ કરે; અને તે હોકમ કરનારાઓમાં સર્વોત્તમ છે. ૧૦૯.

فاليوم ننجيك ببدنك لتكون لمن خلفك اية
وان كثيرا من الناس عن اياتنا لغافلون ٩٢
ولقد بوانا بني اسرائيل مبوا صدق
ورزقناهم من الطيبات فما اختلفوا حتى
جاءهم العلم ان ربك يقضي بينهم يوم
القيمة فيما كانوا فيه يختلفون ٩٣ فان
كنت في شك مما انزلنا اليك فسئل
الذين يقرؤن الكتاب من قبلك لقد
جاءك الحق من ربك فلا تكونن من
الممترين ٩٤ ولا تكونن من الذين كذبوا
بايات الله فتكون من الخاسرين ٩٥

પણ આ દિવસે અમે ત્હારૂં શરીર બચાવીએ છીએ * એટલા માટે કે જે ત્હારી પાછળ આવે છે તેને માટે તું એક નિશાની (દાખલો) થાય; અને ખરેખર માણસોમાંના ઘણા અમારી નિશાનીઓથી ગાફેલ છે. ૯૨. અને ખરેખર અમે એસ્રાઈલના છોકરાઓને યોગ્ય રહેઠાણમાં રહેવા જગ્યા આપી, અને તેઓને પાક ચીઝોમાંથી રૂઝી આપી, પણ તેઓમાં મતભેદ થયો નહિ જ્યાંસુધી કે તેઓની પાસે જ્ઞાન (તોરાત) આવ્યું. ખરેખર ત્હારો પરવરદેગાર તેઓની વચ્ચે કયામતને દિવસે જે વિષે તેઓમાં મતભેદ થયો હતો તે વિષે હોકમ કરશે. ૯૩. પછી જો તને જે અમે ત્હારી તરફ નીચે મોકલ્યું છે તે વિષે કંઈ સંદેહ હોય તો જેઓએ ત્હારી અગાઉ કેતાબ વાંચી છે તેઓને પૂછ. ખરેખર ત્હારી પાસે ત્હારા પરવરદેગાર તરફથી સત્ય આવ્યું છે, માટે તું શંકા રાખનારાઓમાંનો થા નહિ. ૯૪. અને તેઓમાંનો પણ થા નહિ કે જેઓએ ખુદાની આયાતને જૂઠી કહી છે કે જેથી તું નુકસાન ખમનારાઓમાંનો થાય. ૯૫.

* કેટલાક ઈસરાઈલી લોકોને શંકા થઈ કે ફેરઔન ખરેખર ડુબી ગયો છે કે નહિ, તેથી જેબ્રાઈલ ખુદાના હોકમથી તેનું વસ્ત્ર વિનાનું શરીર સૌ જોઈ શકે તેવી ઉંચી જગ્યા ઉપર કિનારા સુધી તરતું ને તરતું લાવ્યો. કેટલાક કહે છે કે તેને તેના સોનેરી બખ્તર સહિત પાણીની સપાટી ઉપર લાવવામાં આવ્યો હતો જેથી તેઓએ તેને ઓળખ્યો. તેટલા માટે તફસીર લખનારાઓ "બદન" નો અર્થ બખ્તર લે છે.

ربنا ليضلوا عن سبيلك ربنا اطمس على
اموالهم واشدد على قلوبهم فلا يؤمنوا
حتى يروا العذاب الاليم ٨٨ قال قد
اجيبت دعوتكما فاستقيما ولا تتبعان
سبيل الذين لا يعلمون ٨٩ وجاوزنا
ببني اسرآءيل البحر فاتبعهم فرعون و
جنوده بغيا و عدوا حتى اذا ادركه
الغرق قال امنت انه لا اله الا الذى امنت
به بنوا اسرآءيل وانا من المسلمين ٩٠
الآن وقد عصيت قبل و كنت من
المفسدين ٩١

હે અમારા પરવરદેગાર તે એટલા માટે કે તેઓ ત્હારે રસ્તેથી બીજાઓને આડે માર્ગે લઇ જાય; હે અમારા પરવરદેગાર, તેઓની દોલતનો નાશ કર, ( રૂપાંતર કર ) † અને તેઓનાં હૃદયોને કઠિન કર કે જેથી તેઓ ઇમાન લાવે નહિ જ્યાંસુધી કે તેઓ દુઃખદાયક સઝા જુએ. ૮૮. ખુદાએ કહ્યું કે તમારી બન્નેની દોઆ સ્વીકારવામાં આવી છે, માટે તમે બન્ને દ્રઢ રહો, અને જેઓ નથી જાણતા તેઓને રસ્તે ચાલો નહિ. ૮૯. અને અમે એસરાઇલના છોકરાઓને સમુદ્ર ઓળંગાવ્યો. પછી ફેરઔન અને તેનું લશ્કર ઝોલમ અને શત્રુતાથી તેમની પાછળ પડયું. છેવટે જ્યારે તે ડૂબી જવાનો હતો ત્યારે તેણે કહ્યું કે હું ઇમાન લાવ્યો છું. ખરેખર તે ખુદા સિવાય બીજો કોઇ ખુદા નથી કે જેની ઉપર એસરાઇલનાં છોકરાંઓ ઇમાન લાવ્યાં છે * અને હું (તેના હોકમને) તાબે રહેનારાઓમાંનો છું. ૯૦. હવેજ ( તું ઇમાન લાવે છે )? અને ખરેખર અગાઉ તેં નાફરમાની કરી છે, અને તું દુષ્ટ કામ કરનારાઓમાંનો હતો. ૯૧.

† એવું કહેવામાં આવ્યું છે કે ફેરઔનનો સઘળો ખઝાનો બદલાઇને પથ્થર થઇ ગયો હતો અને તે હઝરત મુસાની પેયગમ્બરી પદવીની નવ નિશાનીઓમાંની એક નિશાની હતી.

* ફેરઔન આ શબ્દો નાશ વખતે ઘણીવાર બોલ્યો હતો, એવા હેતુથી કે કદાચ્ તેનો પશ્ચાત્તાપ કબુલ રાખવામાં આવે; પણ તે પશ્ચાત્તાપ ઘણોજ મોડો હતો, તેથી તે સ્વીકારવામાં આવ્યો નહોતો.

ولوشاء ربك لامن من فى الارض كلهم
جميعا افانت تكره الناس حتى يكونوا
مؤمنين ٩٩ وما كان لنفس ان تؤمن الا
باذن الله ويجعل الرجس على الذين لا
يعقلون ١٠٠ قل انظروا ماذا فى السموات
والارض وما تغنى الايات والنذر عن
قوم لا يؤمنون ١٠١ فهل ينتظرون الا
مثل ايام الذين خلوا من قبلهم قل فانتظروا
انى معكم من المنتظرين ١٠٢ ثم ننجى
رسلنا والذين امنوا كذلك حقا علينا
ننج المؤمنين ١٠٣ قل يا ايها الناس ان
كنتم فى شك من دينى فلا اعبد الذين
تعبدون من دون الله ولكن اعبد الله
الذى يتوفيكم وامرت ان اكون من
المؤمنين ١٠٤

અને જો ત્હારા પરવરદેગારે ઇચ્છિયું હોત તો જે પૃથ્વી ઉપર છે તેઓ સઘળા ઇમાન લાવ્યા હોત. શું ત્યારે તું માણસોને દબાણ કરે છે જ્યાંસુધી કે તેઓ મોમેન થાય? ૯૯. અને એવો કોઇ માણસ નથી કે જે ખુદાના હોકમ સિવાય ઇમાન લાવે, અને ખુદા પોતાનો કોપ જેઓ સમજતા નથી તેઓની ઉપર કરશે. ૧૦૦. કહે જુઓ, આકાશ અને પૃથ્વીમાં શું છે? પણ આયાત અને ચેતવણી આપનારાઓ જે લોકો ઇમાન લાવતા નથી તેઓની ઉપરથી કાંઇ ( શિક્ષા ) દૂર કરતા નથી. ૧૦૧. જેઓ તેમની અગાઉ થઇ ગયા તેઓના જેવા દિવસો સિવાય બીજા કશાની શું તેઓ રાહ જુએ છે? કહે, ત્યારે રાહ જુઓ. ખરેખર હું પણ તમારી સાથે રાહ જોનારાઓમાંનો છું. ૧૦૨. પછી અમે અમારા પેયગમ્બરોને અને જેઓ ઇમાન લાવ્યા તેઓને બચાવ્યા, આ પ્રમાણે અમારૂં સત્ય વચન છે કે અમે મોમેનોને બચાવીએ. ૧૦૩. કહે કે હે માણસો, જો તમને મ્હારા ધર્મ વિષે કંઇ શંકા હોય તો જેઓની ખુદા સિવાય તમે બંદગી કરો છો તેની હું બંદગી કરતો નથી; પણ હું તેજ ખુદાની બંદગી કરૂં છું કે જે તમને મૃત્યુ આપે છે; અને મને હોકમ થયો છે કે હું મોમેનોમાંનો હોઉં. ૧૦૪.

ખરેખર જેઓની ઉપર ત્હારા પરવરદેગારનો શબ્દ† (હોકમ) સાબેત થયો છે તેઓ ઇમાન લાવતા નથી, ૯૬. અગર જો કે તેઓની પાસે દરેક નિશાની આવે જ્યાંસુધી કે તેઓ દુઃખદાયક શિક્ષા જુએ. ૯૭. અને યુનોસની કોમ* સિવાય કોઇ ગામ એવું નહોતું કે જે ( શિક્ષા જોતી વખતે ) ઇમાન લાવ્યું, અને તેનું ઇમાન તેને ફાયદા કારક થયું. જ્યારે તેઓ (યુનોસના લોકો) ઇમાન લાવ્યા ત્યારે અમે તેઓની ઉપરથી આ સંસારની ઝિંદગીમાં હલકાઈ પમાડનાર શિક્ષા દૂર કરી અને અમુક વખત સુધી અમે તેઓને ઉપભોગ કરવા દીધો. ૯૮.

انَّ الذين حقت عليهم كلمت ربك
لا يؤمنون ٩٦ ولو جاءتهم كل اية حتى
يروا العذاب الاليم ٩٧ فلولا كانت قرية
امنت فنفعها ايمانها الا قوم يونس لما
امنوا كشفنا عنهم عذاب الخزى فى
الحيوة الدنيا ومتعناهم الى حين ٩٨

† એટલે કે ખુદાએ નિર્માણ કરેલા હોકમો, કે જે લોહે મહફુઝમાં લખેલા છે.

* મુસેલ ગામ પાસેના નૈનવાના આ રહેવાસીઓ હતા. આ લોકો મૂર્તિપૂજક થયા હતા, તેથી ખુદાએ તેમને ધર્મોપદેશ કરી સુમાર્ગે ચ્હડાવવા માટે મત્તાના પુત્ર હઝરત યુનોસને મોકલ્યા. તેણે પ્રથમતો તેઓને પશ્ચાત્તાપ કરવાનો ઉપદેશ કર્યો; પણ તેઓએ તેને માનવાને બદલે તેને એટલે સુધી ઇઝા પહોંચાડી કે તેને તે શહેર છોડવું પડયું, અને તેણે તેમના ઉપર શિક્ષા મોકલવાને ખુદા પાસે વિનતી કરી. જતી વખતે તેણે તેઓને ચેતવણી આપી કે તેઓનો ત્રણ દિવસમાં અથવા કેટલાકના કહેવા પ્રમાણે ૪૦ દિવસમાં નાશ થઇ જશે. જ્યારે શિક્ષાનો વખત નઝદિક આવ્યો ત્યારે ખુદાએ દુઝખની ચોકીરાખનાર ફેરેસ્તાઓને અગ્નિનો એક તણખો બહાર કાઢવાનો હોકમ કર્યો. તે તણખાનું બદલાઇને એક કાળું વાદળું થઇ ગયુ. પછી તેઓએ આકાશને તે કાળા વાદળાથી ઘેરાઇ ગયેલું જોયું, તેમાંથી આગ ઝરતી હતી. અને હવા તે વડે ધૂમાડાથી ભરાઈ ગઇ હતી. પછી તે વાદળું તેઓના ગામ ઉપર પડું પડું થઈ રહ્યું. જેથી તેઓ ઘણાજ ગભરાટમાં આવી પડયા. અને ઘરડાં અને જુવાન પોતપોતાનાં છોકરાંને લઇને ફાટાં તુટાં વસ્ત્રો પહેરી ખેતરમાં દોડી ગયા, અને કરેલાં પાપ માટે ક્ષમાનો પોકાર કરતા, કરતા, તથા ખરા દિલથી પશ્ચાત્તાપ કરતા ખુદાની પાસે આવી આજેઝી કરવા લાગ્યા; તેથી ખુદાએ મેહેરબાની કરી તેમને માફ કર્યું; અને તેઓના ઉપરથી તોફાન જતું રહ્યું. ચાળીસ દિવસ પછી હઝરત યુનોસે શહેરની ખબર કાઢવાનો વિચાર કર્યો, અને ત્યાં આવતાં તેને માલુમ પડયું કે લોકો તો સારી સ્થિતિમાં છે, જેથી તે દિલગીર થયા અને શિક્ષા માટે તેણે તેઓને વચન આપ્યું હતું તેથી તેઓ તેને જુઠો કહેશે એમ ધારીને શહેર છોડી કુલઝુમ સમુદ્ર તરફ ચાલ્યા ગયા. માછલીના પેટમાં હઝરત યુનોસનું કેદ રહેવાનું અને તેમાંથી બ્હાર આવવાનું વગેરે વર્ણન અંબીયા અને સાફ્ફાતની સુરાઓમાં આપવામાં આવશે.

فما امن لموسى الا ذرية من قومه على
خوف من فرعون وملائهم ان يفتنهم
وان فرعون لعال فى الارض وانه لمن
المسرفين ٨٣ وقال موسى يا قوم ان كنتم
امنتم بالله فعليه توكلوا ان كنتم مسلمين ٨٤
فقالوا على الله توكلنا ربنا لا تجعلنا فتنة
للقوم الظالمين ٨٥ ونجنا برحمتك من القوم
الكافرين ٨٦ واوحينا الى موسى واخيه ان
تبوا لقومكما بمصر بيوتا واجعلوا بيوتكم
قبلة واقيموا الصلوة وبشر المؤمنين ٨٧
وقال موسى ربنا انك اتيت فرعون و
ملائه زينة واموالا فى الحيوة الدنيا

અને મુસાને તેની કોમના વંશજો સિવાય બીજા કોઇએ માન્યો નહિ. તેઓએ ફેરઔન અને તેના ઉમરાવો શિક્ષા કરે એવી બ્હીક હોવા છતાં પણ (તેને) માન્યો. અને ખરેખર ફેરઔન (મેસરની) ઝમીનમાં બહુ ગર્વિષ્ટ હતો, અને ખરેખર તે હદબહાર જનારાઓમાંનો હતો. ૮૩. અને મુસાએ કહ્યું, હે મ્હારા લોકો, જો તમે ખુદા ઉપર ઇમાન લાવતા હો તો તેની ઉપરજ આધાર રાખો, જો તમે આધીન રહેનારા હો. ૮૪. ત્યારે તેઓએ કહ્યું, ખુદા ઉપરજ અમે આધાર રાખ્યો છે; હે અમારા પરવરદેગાર, ઝોલમગાર લોકોને અમારી આઝમાયેશ માટે શિક્ષા કરવાનો પ્રસંગ આપ નહિ. ૮૫. અને અમને ત્હારી દયા વડે કાફેર લોકોથી બચાવ. ૮૬. અને મુસા અને તેના ભાઇ તરફ અમે વહી મોકલ્યો કે તમે બન્ને તમારી કોમને માટે પાછા રહેવા આવવા માટે મેસરમાં ઘર બંધાવો, અને તમે તમારાં ઘર કેબલા તરફ બાંધો; અને તમે નમાઝ અદા કરો, અને તું મોમેનોને ખુશ ખબર આપ. ૮૭. અને મુસાએ કહ્યું, હે અમારા પરવરદેગાર, ખરેખર તેં ફેરઔન અને તેના ઉમરાવોને ઘરેણાં અને દોલત આ સંસારની જિંદગીમાં આપ્યાં છે; *

* એવું કહેવામાં આવ્યું છે કે મેસરના દેસ્તાનથી હબશ સુધીની ઝમીન ફેરઔનના કબઝામાં હતી. તેમાં સોના, રૂપા, અને કીંમતી મણિની ખાણો હતી, જેથી તેણે પુષ્કળ દોલત એકઠી કરી હતી.

ثم بعثنا من بعد هم موسى وهارون الى
فرعون وملائه بآياتنا فاستكبروا وكانوا
قوما مجرمين ٧٥ فلما جاء هم الحق من
عندنا قالوا ان هذا لسحر مبين ٧٦ قال
موسى اتقولون للحق لما جاءكم اسحر
هذا ولا يفلح الساحرون ٧٧ قالوا اجئتنا
لتلفتنا عما وجدنا عليه اباءنا وتكون
لكما الكبرياء في الارض وما نحن لكما
بمؤمنين ٧٨ وقال فرعون ائتوني بكل
ساحر عليم ٧٩ فلما جاء السحرة قال لهم
موسى القوا ما انتم ملقون ٨٠ فلما القوا
قال موسى ما جئتم به السحر ان الله سيبطله
ان الله لا يصلح عمل المفسدين ٨١ ويحق
الله الحق بكلماته ولو كره المجرمون ٨٢

પછી અમે તે પેયગમ્બરોની પછી મુસા અને હારૂનને ફેરઔન અને તેના ઉમરાવો તરફ અમારી નિશાનીઓ સહિત મોકલ્યા; પણ તેઓએ મગરૂરી કરી, અને તેઓ પાપી લોકો હતા. ૭૫. પછી જ્યારે તેમની પાસે સત્ય અમારી તરફથી આવ્યું ત્યારે તેઓએ કહ્યું કે ખરેખર આ તો ખચિત્ એક ચોખ્ખું જાદુ છે. ૭૬. મુસાએ કહ્યું, જ્યારે સત્ય (ચમત્કાર) તમારી પાસે આવ્યું ત્યારે શું તમે એમ કહો છો કે આ જાદુ છે? અને જાદુગરો રસ્તગાર થશે નહિ. ૭૭. તેઓએ કહ્યું, શું તું અમારી પાસે એટલા માટે આવ્યો છે કે જે અમે અમારા બાપદાદાઓને કરતાં જોતા આવ્યા છીએ તેમાંથી તું અમને ફેરવી નાંખે અને તમારે બન્ને માટે જમીનમાં રાજ્ય થાય? અને અમે તમને બન્નેને માનવાવાળા નથી. ૭૮. અને ફેરઔને કહ્યું કે દરેક પ્રવીણ જાદૂગરને મ્હારી પાસે લાવો. ૭૯. પછી જ્યારે જાદૂગરો આવ્યા ત્યારે મુસાએ તેમને કહ્યું કે જે (લાકડીઓ અને દોરડાંઓ) તમે ફેંકનાર છો તે તમે ફેંકો. ૮૦. પછી જ્યારે તેઓએ નીચે ફેંક્યાં ત્યારે મુસાએ કહ્યું, જે તમે લાવ્યા છો તે તો જાદૂજ છે. બેશક ખુદા તે જલદી નાબુદ કરશે, ખરેખર ખુદા ફસાદ કરનારાઓનાં કામ સુધારતો નથી. ૮૧. અને ખુદા સત્યને પોતાના શબ્દ વડે સાબેત કરશે, અગર જો કે પાપીઓ નારાજ હોય. ૮૨.

અને તેઓની પાસે નુહનો ઇતિહાસ વાંચ કે જ્યારે તેણે પોતાની કોમને કહ્યું કે હે લોકો, જો મ્હારા રહેવાથી અને ખુદાની નિશાનીઓ વડે તમતે શિખામણ આપવાથી તમને ભારે લાગ્યું હોય તો મેં ખુદા ઉપરજ આધાર રાખ્યો છે; માટે તમે તમારા કામનો નિશ્ચય કરો, અને તમારા ભાગીદારોને એકઠા કરો. પછી તમારૂં કામ મ્હારી વિરૂધ્ધ છૂપું રાખવું જોઇએ નહિ. પછી મ્હારે વિષે જોઇએ તેમ કરો, અને મને વખત આપો નહિ.૭૧. પણ જો તમે મ્હોં ફેરવો તો હું તમારી પાસે કંઈ બદલો માગતો નથી. ખુદા સિવાય બીજા કોઇ ઉપર મ્હારો બદલો નથી, અને મને હોકમ થયો છે કે હું આધીન રહેનારાઓમાંનો થાઉં.૭૨. પછી તેઓએ હેને જૂઠો કહ્યો. પછી અમે તેને અને જે તેની સાથે વહાણમાં હતા તેઓને બચાવ્યા, અને અમે તેઓને તેઓની જગ્યા ઉપર રહેનાર બનાવ્યા, અને જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી તેઓને અમે ડૂબાવી દીધા; ત્યારે જો, જેઓને ચેતવણી આપવામાં આવી હતી તેઓનો અંત કેવો હતો? ૭૩. પછી અમે તેની પછી પેયગમ્બરોને પોતાની કોમની તરફ મોકલ્યા, ત્યારે તેઓ સ્પષ્ટ નિશાનીઓ સહિત તેઓની પાસે આવ્યા, પણ તેઓ એવા નહોતા કે ઇમાન લાવે; કારણ કે તેઓએ તેને અગાઉથીજ જૂઠો કહ્યો હતો. આ પ્રમાણે હદબહાર જનારાઓનાં અંતઃકરણને અમે મોહર (બંધ) કરીએ છીએ.૭૪.

وَاتْلُ عَلَيْهِمْ نَبَأَ نُوحٍ اِذْ قَالَ لِقَوْمِهٖ يَاقَوْمِ
اِنْ كَانَ كَبُرَ عَلَيْكُمْ مَقَامِى وَتَذْكِيرِى
بِآيَاتِ اللّٰهِ فَعَلَى اللّٰهِ تَوَكَّلْتُ فَاَجْمِعُوٓا اَمْرَكُمْ
وَشُرَكَآءَكُمْ ثُمَّ لَا يَكُنْ اَمْرُكُمْ عَلَيْكُمْ غُمَّةً
ثُمَّ اقْضُوٓا اِلَىَّ وَلَا تُنْظِرُونِ ٧١ فَاِنْ
تَوَلَّيْتُمْ فَمَا سَاَلْتُكُمْ مِنْ اَجْرٍ اِنْ اَجْرِىَ
اِلَّا عَلَى اللّٰهِ وَاُمِرْتُ اَنْ اَكُونَ مِنَ
الْمُسْلِمِينَ ٧٢ فَكَذَّبُوهُ فَنَجَّيْنَاهُ وَمَنْ مَعَهٗ
فِى الْفُلْكِ وَجَعَلْنَاهُمْ خَلَآئِفَ وَاَغْرَقْنَا
الَّذِينَ كَذَّبُوا بِآيَاتِنَا فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ
الْمُنْذَرِينَ ٧٣ ثُمَّ بَعَثْنَا مِنْ بَعْدِهٖ رُسُلًا اِلٰى
قَوْمِهِمْ فَجَآءُوهُمْ بِالْبَيِّنَاتِ فَمَا كَانُوا
لِيُؤْمِنُوا بِمَا كَذَّبُوا بِهٖ مِنْ قَبْلُ كَذٰلِكَ
نَطْبَعُ عَلَى قُلُوبِ الْمُعْتَدِينَ ٧٤

الا ان لله من فى السموات ومن فى
الارض وما يتبع الذين يدعون من دون
الله شركآء ان يتبعون الا الظن وان هم
الا يخرصون ٦٦ هو الذى جعل لكم الليل
لتسكنوا فيه والنهار مبصرا ان فى ذلك
لايات لقوم يسمعون ٦٧ قالوا اتخذ الله
ولدا سبحانه هو الغنى له ما فى السموات
وما فى الارض ان عندكم من سلطان
بهذا اتقولون على الله مالا تعلمون ٦٨
قل ان الذين يفترون على الله الكذب
لا يفلحون ٦٩ متاع فى الدنيا ثم الينا
مرجعهم ثم نذيقهم العذاب الشديد بما
كانوا يكفرون ٧٠ ثلث

જાણો, ખરેખર જે કોઇ આકાશમાં છે અને જે કોઇ પૃથ્વીમાં છે તે ખુદાનોજ છે, અને તેઓ શા પ્રમાણે ચાલે છે કે જેઓ ખુદા સિવાય (માનેલા) શરીકોની બંદગી કરે છે? ખરેખર તેઓ વ્હેમ સિવાય બીજા કશા પ્રમાણે ચાલતા નથી. અને તેઓ માત્ર જૂઠું બોલે છે. ૬૬. ખુદા તેજ છે કે જેણે તમારે માટે રાત બનાવી કે જેમાં તમે આરામ લો, અને દિવસને પ્રકાશિત બનાવ્યો છે. ખરેખર જે લોકો સાંભળે છે તેઓને માટે આમાં નિશાનીઓ છે. ૬૭. તેઓએ કહ્યું કે ખુદાએ દીકરો લીધો છે;‡ તે તેનાથી પાક છે, તે બીનીયાઝ છે. જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે તેનુંજ છે. તમારી પાસે આ વિષે કંઇ દલીલ નથી. શું જે તમે જાણતા નથી તે તમે ખુદા વિષે બોલો છો? ૬૮. કહે, ખરેખર જેઓ ખુદા ઉપર જૂઠો આરોપ મૂકે છે તેઓને આગથી મુક્તિ મળશે નહિ. ૬૯. આ દુનિયામાં ( તેઓને ) થોડોજ વખત ઉપભોગ કરવાનો છે. પછી અમારી તરફ તેઓને પાછું ફરવાનું છે. પછી તેઓને અમે સખત શિક્ષા ચખાડીશું કારણ કે તેઓ કાફેર થયા હતા. ૭૦.

ત્હારે વિષે ખરાબ શબ્દો બોલે છે, આવી આવી તેઓની વાતોથી ત્હારે દિલગીર થવું જોઇએ નહિ.

‡ બની-મદલજની જેમ; કે જેઓ ફેરેસ્તાઓને ખુદાની દીકરીઓ કહેતા હતા.

અને જેઓ ખુદા વિષે જૂઠ ઘડી કાઢે
છે તેઓની કયામતને દિવસે (ખુદા શું
કરશે) તે વિષે શી ધારણા છે? ખરેખર
ખુદા માણસો ઉપર કૃપાળુ છે; પણ તેમાંના
ઘણા ખરા આભાર માનતા નથી. ૬૦.
અને તું (હે મોહમ્મદ) એવાં કંઇ કામમાં
મશગુલ રહેતો નથી, અને કોરઆનનો
એવો કંઇ ભાગ તું વાંચતો નથી, અને
તમે ( હે લોકો ) એવું કંઇ કામ કરતા
નથી કે જે વિષે અમે તમારે માટે સાક્ષી
નહોઇએ જ્યારે કે તમે તે કામ શરૂ
કરોછો, અને ત્હારા પરવરદેગારથી એક
ઝરરા (રજકણ) જેટલો પણ ભાર પૃથ્વીમાં
છૂપો રહેતો નથી, તેમજ આકાશમાં પણ
રહેતો નથી; તેમજ તેનાથી ન્હાનું કે
મ્હોટું (છપું રહેતું નથી) કે જે સ્પષ્ટ
કેતાબમાં લખેલું નહોય. ૬૧. જાણો,
ખરેખર ખુદાના મિત્રો ઉપર કંઇ ધાસ્તી
નથી, અને તેઓ દિલગીર થશે નહિ, ૬૨.
કે જેઓ ઇમાન લાવ્યા છે અને પરહીઝગારી
કરે છે, ૬૩. તેઓને માટે આ સંસારની
જિંદગીમાં અને આવતી જિંદગીમાં ખુશ
ખબર છે. ખુદાના શબ્દોમાં કંઇ ફેરફાર
થશેજ નહિ. આ તેજ મ્હોટી રસ્તગારી
છે. ૬૪. અને ત્હારે તેઓની વાતથી
દિલગીર થવું નહિ જોઇએ.* ખરેખર સર્વ
શકિત ખુદાનીજ છે. તે સાંભળનાર છે
( અને ) જાણનાર છે. ૬૫.

وماظن الذين يفترون على الله الكذب
يوم القيمة ان الله لذو فضل على الناس
ولكن اكثرهم لا يشكرون ٦٠ وما
تكون في شان وما تتلوا منه من قران ولا
تعملون من عمل الا كنا عليكم شهودا
اذ تفيضون فيه وما يعزب عن ربك من
مثقال ذرة في الارض ولا في السماء
ولا اصغر من ذلك ولا اكبر الا في
كتاب مبين ٦١ الا ان اولياء الله
لا خوف عليهم ولا هم يحزنون ٦٢ الذين
امنوا وكانوا يتقون ٦٣ لهم البشرى في الحيوة
الدنيا وفي الاخرة لا تبديل لكلمات الله
ذلك هو الفوز العظيم ٦٤ ولا يحزنك
قولهم ان العزة لله جميعا هو السميع العليم ٦٥

* એટલે તેઓ ખુદા સાથે બીજાઓને શરીક કરે છે, અથવા ખુદાને માનતા નથી, અથવા

واسروا الندامة لما راوا العذاب وقضى
بينهم بالقسط وهم لايظلمون ٥٤ الا
ان لله ما فى السموات والارض الا ان
وعدالله حق ولكن اكثرهم لايعلمون ٥٥
هو يحى ويميت واليه ترجعون ٥٦ يا ايها
الناس قد جآءتكم موعظة من ربكم
وشفآء لما فى الصدور وهدى ورحمة
للمؤمنين ٥٧ قل بفضل الله وبرحمته
فبذلك فليفرحوا هو خير مما يجمعون ٥٨
قل ارايتم ما انزل الله لكم من رزق
فجعلتم منه حراما وحلالا قل آلله
اذن لكم ام على الله تفترون ٥٩

અને તેઓ પોતાનો પસ્તાવો સંતાડે છે* જ્યારે કે તેઓ શિક્ષાને જુએ છે; અને તેઓની વચ્ચે ન્યાયપૂર્વક હોકમ કરવામાં આવશે; અને તેઓની ઉપર ઝોલમ કરવામાં આવશે નહિ. **૫૪.** જાણો, ખરેખર જે આકાશો અને પૃથ્વીમાં છે તે ખુદાનું છે. જાણો, ખરેખર ખુદાનો વાયદો સત્ય છે; પણ તેઓમાંના ઘણા જાણતા નથી. **૫૫.** તે જીવ આપે છે અને તે મૃત્યુ આપે છે. અને તેની તરફ તમને સઘળાને પાછા ફેરવવામાં આવશે. **૫૬.** હે લોકો, ખરેખર તમારી પાસે તમારા પરવરદેગાર તરફથી એક શિખામણ આવી છે, અને તે હૃદયમાં જે છે તેને મટાડવાનો એલાજ છે, અને મોમેનોને માટે રસ્તો દેખાડનાર અને દયા છે. **૫૭.** કહે ખુદાની મેહેરબાની અને તેની દયાથી† (તે મોકલવામાં આવ્યું છે); ત્યારે આથી મોમેનોએ ખુશ થવું જોઇએ. જે તેઓ એકઠું કરે છે તેના કરતાં તે વધારે સારૂં છે. **૫૮.** કહે, તમે શું જોયું છે? જે ખુદાએ તમારે માટે રૂઝી તરીકે મોકલ્યું છે તેમાંથી કંઇક તમે હરામ કર્યું છે અને કંઇક હલાલ કર્યું છે.‡ કહે, શું ખુદાએ તમને પરવાનગી આપી છે? અથવા તમે ખુદા ઉપર આરોપ મૂકો છો? **૫૯.**

* અરબી ભાષામાં આ શબ્દ "અસરરૂ" એવો છે કે જેના બે અર્થ નીકળે છે, અને તે બન્ને અર્થ એક બીજાથી ઉલટા છે. તેથી તેનો અર્થ કાંતો સંતાડવું અને કાંતો ખુલ્લું કરવું એમ થાય છે; અને તેટલા માટે આ વાકયનો અર્થ કાંતો તેઓ પોતાને લાગેલી શરમ અને પસ્તાવો છૂપો રાખે છે, અને કાંતો તેઓ ઝાહેર રીતે પોતાનો પશ્ચાત્તાપ જણાવે છે.

† કેટલાક "ફઝલ"ને કોરઆન માટે અને રેહમતને ઇસ્લામ ધર્મ માટે લે છે.

‡ આના સંબંધમાં સુરા ૫ મી આયત ૧૦૩ નું ટિપ્પણ જુઓ.

قل لا املك لنفسى ضرا ولا نفعا الا
ماشاء الله لكل امة اجل اذاجاء اجلهم
فلا يستاخرون ساعة ولا يستقدمون ٤٩
قل ارايتم ان اتيكم عذابه بياتا او نهارا
ماذا يستعجل منه المجرمون ٥٠ اثم اذا
ما وقع امنتم به الان وقد كنتم به
تستعجلون ٥١ ثم قيل للذين ظلموا
ذوقوا عذاب الخلد هل تجزون الا بما
كنتم تكسبون ٥٢ ويستنبئونك احق
هو قل اى وربى انه لحق وما انتم
بمعجزين ٥٣ ولو ان لكل نفس ظلمت
ما فى الارض لافتدت به

કહે હું મ્હારે પોતાને માટે કંઇ નુકસાન કે કંઇ ફાયદાનો જે ખુદા ચાહે તે સિવાય માલેક નથી. દરેક ઉમ્મતને માટે નિમેલો વખત છે. જ્યારે તેઓનો નિમેલો વખત આવે છે ત્યારે તેને તેઓ એક કલાક પાછળ મૂકી શકતા નથી અને તેમજ આગળ લાવી શકતા નથી. ૪૯. કહે, શું તમે કંઇ જાણ્યું છે જો તમારી ઉપર ખુદાની શિક્ષા સુતી વખતે અથવા દિવસે આવે? ત્યારે પાપીઓ કઇ ઝાતની શિક્ષા માટે ઉતાવળ કરે છે? ૫૦. શું પછી જ્યારે તે શિક્ષા આવે છે ત્યારે તમે તેમાં ઇમાન લાવો છો? હવેજ ઇમાન લાવો છો? અને ખરેખર તમે તેને માટે ઉતાવળ કરતા હતા. ૫૧. પછી જેઓએ ઝોલમ કર્યો છે તેઓને કહેવામાં આવશે કે આ હમેશની શિક્ષાનો સ્વાદ લ્યો. શું જે તમે કમાતા હતા તે સિવાય તમને બીજા કશાની શિક્ષા કરવામાં આવશે? ૫૨. અને તેઓ તને ખબર પૂછે છે¶ કે તે સત્ય છે? કહે, હા, મ્હારા પરવરદેગારના સોગંદ છે કે તે ઝરૂર સત્ય છે. અને તમે (ખુદાને) અશકત કરનાર નથી. ૫૩. અને જો દરેક માણસ કે જેણે ઝોલમ કર્યો છે તેને માટે પૃથ્વીમાં જે છે તે હોય તો તે ખચિત્ છૂટકારા માટે આપશે;

¶ એવું કહેવામાં આવ્યું છે કે હૈય-એન-અખ્તબ નામનો એક યહુદી વેપાર માટે મક્કે આવ્યો હતો; તેણે હઝરત પેયગમ્બરની પાસે જઇને પૂછ્યું કે તમે તમારી પેયગમ્બરી પદ્વીના દાવામાં સાચા છો કે માત્ર મશ્કરી કરો છો? તેટલા માટે આ આયા વહી કરવામાં આવી.

وَمِنهم من ينظر اليك افانت تهدى العمى
ولو كانوا لا يبصرون ٤٣ ان الله لا يظلم
الناس شيئا ولكن الناس انفسهم
يظلمون ٤٤ ويوم يحشرهم كان لم يلبثوا
الا ساعة من النهار يتعارفون بينهم قد
خسر الذين كذبوا بلقاء الله وما كانوا
مهتدين ٤٥ واما نرينك بعض الذى
نعدهم او نتوفينك فالينا مرجعهم ثم
الله شهيد على ما يفعلون ٤٦ ولكل امة
رسول فاذا جاء رسولهم قضى بينهم
بالقسط وهم لا يظلمون ٤٧ ويقولون
متى هذا الوعد ان كنتم صادقين ٤٨

અને તેઓમાંનો એક એવો છે કે જે ત્હારી તરફ જુએ છે. ત્યારે શું તું આંધળાને રસ્તો દેખાડે છે અગર જો કે તેઓ જોઇ શકતા નથી? ૪૩. ખરેખર ખુદા માણસો ઉપર કંઇ ઝોલમ કરતો નથી. પણ માણસો પોતાની ઉપરજ ઝોલમ કરે છે. ૪૪. અને તે દિવસ (યાદ કર કે) જે દિવસે ખુદા તેઓને એકઠાં કરશે. (તેઓ એમ ધારશે) જાણે કે દિવસના એક હલાક સિવાય તેઓ વધારે ખોટી થયા નહોતા * તેઓ પોતપોતામાં એકબીજાને ઓળખી કાઢશે. ખરેખર જેઓએ ખુદાની મોલાકાત (કયામત) ને જૂઠી કહી છે તેઓ નુકસાન ખમ્યા છે. અને તેઓ સીધે રસ્તે દોરવાયા નથી. ૪૫. અને જો અમે તને જે (શિક્ષા) નો તેઓને અમે વાયદો આપ્યો છે તેનો કંઇ ભાગ બતાવીએ અથવા (તે અગાઉ) અમે તને મૃત્યુ આપીએ (તોપણ તે થનાર છેજ), તેઓનું પાછા ફરવાનું અમારી તરફ છે. પછી ખુદા જે તેઓ કરે છે તેનો સાક્ષી છે. ૪૬. અને દરેક ઉમ્મતને માટે એક પેયગમ્બર છે; પછી જ્યારે તેઓનો પેયગમ્બર તેઓની તરફ આવ્યો ત્યારે તેઓની વચ્ચે ન્યાયપૂર્વક હોકમ કરવામાં આવ્યો, અને તેઓની ઉપર ઝોલમ કરવામાં આવશે નહિ. ૪૭. અને તેઓ કહે છે કે આ વાયદો કયારે છે † જો તમે સાચું બોલતા હો? ૪૮.

* તેઓને એક બીજાથી જુદા પાડયાને જાણે કે થોડીકજ વાર થઇ હોય તેમ. પણ કયામતની શરૂઆતમાં થોડીજ વારમાં આવું બને છે, કારણ કે પછી તો તે દિવસનો ત્રાસ તેમને એવા તો મુંઝવી નાંખશે કે તેઓ એક બીજાને ઓળખી શકશે નહિ.

† કાફેર લોકોએ કહ્યું કે તેઓ કયામતનો દિવસ કે જેને વિષે તેઓને બ્હીવરાવવામાં આવ્યા છે તેને માનતા નથી અને ચોખ્ખી રીતે તેઓએ પોતાની ઇચ્છા બતાવી કે તે દિવસ તેઓના ઉપર એકદમ આવી પડે.

وتفصيل الكتاب لا ريب فيه من رب
العالمين ٣٧ ام يقولون افتريه قل فاتوا
بسورة مثله وادعوا من استطعتم من
دون الله ان كنتم صادقين ٣٨ بل كذبوا
بما لم يحيطوا بعلمه ولما ياتهم تاويله
كذلك كذب الذين من قبلهم فانظر كيف
كان عاقبة الظالمين ٣٩ ومنهم من يؤمن
به ومنهم من لا يؤمن به وربك اعلم
بالمفسدين ٤٠ وان كذبوك فقل لي عملي
ولكم عملكم انتم بريئون مما اعمل وانا بريء
مما تعملون ٤١ ومنهم من يستمعون اليك
افانت تسمع الصم ولو كانوا لا يعقلون ٤٢

અને તમારે માટે જે (નિયમો) લખવામાં આવ્યા છે તેનું વિગતવાર વર્ણન આપે છે. તેમાં કંઇ શક નથી. સર્વ સૃષ્ટિના પાળક તરફથી છે. ૩૭. શું તેઓ કહે છે કે તે તેણે (મોહમ્મદે) પોતેજ બનાવ્યું છે? કહે, ત્યારે તેના જેવી એક પણ સુરા લાવો, અને ખુદા સિવાય તમારાથી બને તેને બોલાવો જો તમે સાચું કહેતા હો તો. ૩૮. બલ્કે તે ચીજને તેઓએ ખોટી કહી કે જેનું જ્ઞાન તેઓ મેળવી શકયા નહિ, અગર જો કે તેનું તઅવીલ (રહસ્ય) તેઓને હજુ માલુમ પડયું નથી. આ પ્રમાણે જેઓ તેઓની અગાઉ હતા તેઓએ પણ (પેયગમ્બરોને) જૂઠા કહ્યા, ત્યારે જો ઝોલમગારોનું પરિણામ કેવું થયું ? ૩૯. અને તેઓમાંનો એક એવો છે કે તેમાં ઇમાન લાવે છે, અને તેઓમાંનો એક એવો છે કે તેમાં ઇમાન લાવતો નથી; અને ત્હારો પરવરદેગાર દુષ્ટ કામ કરનારને વધારે જાણે છે. ૪૦. અને જો તેઓ તને જૂઠો કહે છે તો કહે કે મ્હારાં કૃત્યો મ્હારે માટેજ છે, અને તમારાં કૃત્યો તમારે માટેજ છે. જે હું કરૂં છું તેમાંથી તમે છૂટા છો, અને જે તમે કરોછો તેમાંથી હું છૂટો છું. ૪૧. અને તેઓમાંના કેટલાક એવા છે કે જેઓ ત્હારી તરફ કાન ધરે છે;* ત્યારે શું તું બહેરાંને સંભળાવે છે, અગર જો કે તેઓ કંઇ સમજી શકતા નથી? ૪૨.

* મક્કાના કેટલાક માણસોના સંબંધમાં આ આયા વહ્ય કરવામાં આવી હતી; કારણ કે જ્યારે હઝરત પેયગમ્બર તેમની પાસે કોરઆન વાંચતા અથવા તેમને ધર્મની કોઇ પણ બાબતમાં ઉપદેશ કરતા ત્યારે જો કે તેઓનું ધ્યાન દેખાવમાં હઝરતના તરફ હતું પણ તેઓના ઉપર કંઈ અસર થતી નહોતી; એટલે સુધી કે જાણે કે તેઓએ હઝરતને બીલકુલ સાંભળ્યાજ નહોય.

| | |
|---|---|
| ત્યારે આજ તમારો અલ્લાહ તમારો સત્ય પરવરદેગાર છે. ત્યારે સુમાર્ગ (તજ્યા) પછી કુમાર્ગ સિવાય બીજું શું છે? ત્યારે તમે કયાંથી ફરી જાઓ છો? ૩૨. આ પ્રમાણે ત્હારા પરવરદેગારનો શબ્દ (હોકમ) જેઓએ દુષ્ટ કામ કર્યું છે તેઓને માટે લાયક થયો છે; કારણ કે તેઓ ઇમાન લાવતા નથી. ૩૩. કહે, શું તમારા ભાગીદારો (મૂર્તિઓ) માં એવો કોઇ છે કે જે સૃષ્ટિની શરૂઆત કરે, પછી તેને (તેના મૃત્યુ પછી) સજીવન કરે? કહે, ખુદાજ સૃષ્ટિની શરૂઆત કરેછે, પછી તેને (તેના મૃત્યુ પછી) સજીવન કરે છે, ત્યારે તમે (સત્યથી) કયાં ફરી જાઓ છો? ૩૪. કહે, તમારા ભાગીદારોમાં એવો કોઇ છે કે જે સત્ય તરફ રસ્તો બતાવે? કહે, ખુદાજ સત્ય તરફ રસ્તો દેખાડે છે; ત્યારે શું જે સત્ય તરફ રસ્તો બતાવે છે તે વધારે યોગ્ય છે કે તેની પ્રમાણે ચાલવામાં આવે અથવા તે કે જેને રસ્તો બતાવવામાં આવ્યા સિવાય પોતાની મેળે રસ્તો મેળવી શકતો નથી? માટે તમને શું છે? કેવી રીતે હોકમ કરો છો? ૩૫. પણ તેઓ ઘણાખરા અનુમાન સિવાય બીજા કશા પ્રમાણે ચાલતા નથી. ખરેખર અનુમાન સત્ય ઇમાન સામે કાંઇ ફાયદો આપતું નથી. બેશક જે તેઓ કરે છે તે ખુદા જાણનાર છે. ૩૬. અને એમ નથી કે આ કોરઆન ખુદા સિવાય બીજા કોઇથી બનાવવામાં આવ્યું હોય. પણ તે જે (તૌરાત) તેની પહેલાં હતું તેની સત્યતા બતાવે છે, | فذلكم الله ربكم الحق فماذا بعد الحق الا الضلال فانى تصرفون ٣٢ كذلك حقت كلمت ربك على الذين فسقوا انهم لا يؤمنون ٣٣ قل هل من شركائكم من يبدؤا الخلق ثم يعيده قل الله يبدؤا الخلق ثم يعيده فانى تؤفكون ٣٤ قل هل من شركائكم من يهدى الى الحق قل الله يهدى للحق افمن يهدى الى الحق احق ان يتبع امن لا يهدى الا ان يهدى فما لكم كيف تحكمون ٣٥ وما يتبع اكثرهم الا ظنا ان الظن لا يغنى من الحق شيئا ان الله عليم بما يفعلون ٣٦ وما كان هذا القران ان يفترى من دون الله ولكن تصديق الذى بين يديه |

અને (તે દિવસથી ડરો) કે જે દિવસે અમે તેઓ સઘળાંને એકઠાં કરીશું; પછી અમે જેઓ મોશરેક થયા છે તેઓને કહીશું * કે તમે અને તમારા ભાગીદારો (મૂર્તિઓ) તમારી જગ્યા ઉપર ઉભા રહો. પછી અમે તેઓને જુદા પાડીશું, અને તેઓના ભાગીદારો (મૂર્તિઓ) કહેશે કે તમે અમારી બંદગી કરતા નહોતા. ૨૮. પણ ખુદા અમારી અને તમારી વચ્ચે સાક્ષી તરીકે બસ છે. ખરેખર અમે તમારી બંદગીથી ગાફેલ હતા. ૨૯. ત્યારે તે વખતે દરેક આત્માએ જે આગળ મોકલ્યું છે તેની તે આઝમાયેશ કરશે (જોશે), અને તેઓને ખુદા કે જે તેઓનો ખરો ધણી છે તેની તરફ ફેરવવામાં આવશે; અને જે જૂઠ તેઓએ ઘડી કાઢયું છે તે તેઓની પાસેથી ખોવાઇ જશે. ૩૦. કહે કે કોણ તમને આકાશ અને પૃથ્વીમાંથી રૂઝી આપે છે? અથવા તે કોણ છે કે જે કાન અને આંખ ઉપર સત્તા ચલાવે છે. અને તે કોણ છે કે જે જીવતાને મુએલામાંથી બહાર લાવે છે અને મુએલાને જીવતામાંથી બહાર કાઢે છે? અને તે કોણ છે કે જે સૃષ્ટિનું કામ ચલાવે છે? ત્યારે તેઓ તરતજ કહેશે કે "અલ્લાહ," ત્યારે કહે શું તમે ડરતા નથી? ૩૧.

ويوم نحشرهم جميعا ثم نقول للذين
اشركوا مكانكم انتم وشركاؤكم
فزيلنا بينهم وقال شركاؤهم ما كنتم ايانا
تعبدون ٢٨ فكفى بالله شهيدا بيننا
وبينكم ان كنا عن عبادتكم لغافلين ٢٩
هنالك تبلوا كل نفس ما اسلفت وردوا
الى الله مولىهم الحق وضل عنهم ما كانوا
يفترون ٣٠ قل من يرزقكم من السماء
والارض امن يملك السمع والابصار
ومن يخرج الحى من الميت ويخرج الميت
من الحى ومن يدبر الامر فسيقولون
الله فقل افلا تتقون ٣١

* એવું કહેવામાં આવ્યું છે કે કયામતને દિવસે ખુદા મૂર્તિઓને બોલવાની શકિત આપશે, પણ તે મૂર્તિઓ તેમને પૂજનારાઓ માટે પાસે કંઈ ભલામણ કરશે નહિ, અગર જો કે તેઓ આ દુનિયામાં ભલામણની આશા રાખતા હતા, અને ઉલટા તેમને ઠપકો આપશે.

فاختلط به نبات الارض مما ياكل
الناس والانعام حتى اذا اخذت الارض
زخرفها وازينت وظن اهلها انهم
قادرون عليها اتيها امرنا ليلا او نهارا
فجعلناها حصيدا كان لم تغن بالامس
كذلك نفصل الايات لقوم يتفكرون ٢٤
والله يدعوا الى دار السلام ويهدى من
يشاء الى صراط مستقيم ٢٥ للذين
احسنوا الحسنى وزيادة ولا يرهق
وجوههم قتر ولا ذلة اولئك اصحاب
الجنة هم فيها خالدون ٢٦ والذين كسبوا
السيات جزاء سيئة بمثلها وترهقهم ذلة
ما لهم من الله من عاصم كانما اغشيت
وجوههم قطعا من الليل مظلما اولئك
اصحاب النار هم فيها خالدون ٢٧

અને જેની સાથે ઝમીનનો ભાજીપાલો મિશ્ર થયો છે કે જે માણસો અને ઢોર ખાય છે. આખરે જ્યારે પૃથ્વીએ પોતાનો શણગાર ધારણ કર્યો અને સુશોભિત દેખાઈ, અને તેના રહેવાસીઓ એમ ધારે છે કે તેની નીપજ ઉપર તેઓ સત્તાવાન્ છે, ત્યારે તેની ઉપર ઓચિંતો અમારો હોકમ (નાશ માટે) રાતે અથવા દિવસે આવે છે. પછી અમે તેને લણી લીધેલી જેવી બનાવીશું જાણે કે ગઈ કાલે તેમાં કંઈ હતુંજ નહિ! આ પ્રમાણે અમે આયાતનું જે લોકો વિચાર કરે છે તેમને માટે વિગતવાર બયાન કરીએ છીએ. ૨૪. અને ખુદા સલામતીના ઘર (બેહેશ્ત) તરફ બોલાવે છે, અને જેને ચાહે છે તેને તે સીધો રસ્તો બતાવે છે. **૨૫.** જેઓએ સારૂં કર્યું છે તેઓને માટે સારો બદલો અને તે કરતાં વધારે છે, અને તેઓનાં મુખને ધૂળ અને તેમજ હલકાઇ ઢાંકતી નથી. તેઓ બેહેશ્તના રહેવાસીઓ છે, તેઓ તેમાં નિરંતર રહેનાર છે. ૨૬. અને જેઓ દુષ્ટ કામ કમાયા છે તેઓને તેના દુષ્ટ કામના પ્રમાણમાં બદલો મળે છે, અને હલકાપણું તેઓને ઢાંકી દેશે–ખુદા (ની શિક્ષામાં) થી તેઓને કોઇ બચાવનાર–નથી જાણે કે તેઓનાં મુખ રાતના એક ભાગથી કાળાં થઇ ઢંકાઇ ગયાં હોય. તેઓ આગના રહેવાસીઓ છે. તેઓ તેમાં સદાકાળ રહેનાર છે. ૨૭.

قل الله اسرع مكرا ان رسلنا يكتبون
ما تمكرون ٢١ هو الذى يسيركم فى البر
والبحر حتى اذا كنتم فى الفلك وجرين
بهم بريح طيبة وفرحوا بها جاءتها
ريح عاصف وجاءهم الموج من كل
مكان وظنوا انهم احيط بهم دعوا الله
مخلصين له الدين لئن انجيتنا من هذه
لنكونن من الشاكرين ٢٢ فلما انجيهم
اذا هم يبغون فى الارض بغير الحق
يا ايها الناس انما بغيكم على انفسكم
متاع الحيوة الدنيا ثم الينا مرجعكم
فننبئكم بما كنتم تعملون ٢٣ انما مثل
الحيوة الدنيا كماء انزلناه من السماء

કહે ખુદા કપટને વધારે જલદીથી સજા આપનાર છે. ખરેખર અમારા મોકલેલા ફિરેશ્તાઓ જે કાવતરૂં તમે કરોછો તે લખી લે છે.૨૧. ખુદા તેજ છે કે જે તમને ઝમીન ઉપર અને દરયામાં ચાલવા શકિત આપે છે; છેવટે જ્યારે તમે વહાણમાં હો અને વહાણ તેઓની સહિત અનુકૂળ પવનથી ચાલ્યાંજ કરેછે, અને તેઓ તેથી ખુશ થાય છે;* ત્યારે એક પ્રતિકૂળ વાવા ઝોડું તેઓની ઉપર આવે છે, અને તેઓની ઉપર દરયાનાં મોજાં દરેક જગ્યાએથી આવે છે અને તેઓ એમ ધારે છે કે તેઓ ઘેરાઇ ગયેલા છે, (ત્યારે) તેઓ ખુદાને માટે પોતાની આસ્થા શુધ્ધ રાખી તેને બોલાવે છે કે જો તું આમાંથી અમને બચાવે તો ખચિત અમે આભારીઓમાંના થઈશું.૨૨. પણ જ્યારે તે તેઓને બચાવે છે ત્યારે જુઓ, તેઓ પૃથ્વીમાં નાહક ઝોલમ કરે છે. હે માણસો, ખરેખર તમારી પોતાની ઉપર તમારો ઝોલમ માત્ર આ સંસારની ઝિંદગીના લાભ લેવા માટે છે, પછી તમારે સઘળાને અમારી તરફ ફરવાનું છે. પછી જે તમે કરો છો તેની અમે તમને ખબર આપીશું.૨૩. ખરેખર આ દુનિયાની ઝિંદગીની સરખામણી પાણી જેવી છે કે જે અમે આકાશમાંથી નીચે મોકલ્યું છે,

* અહિં બીજા પુરૂષના સર્વનામને ત્રીજા પુરૂષના સવનામમાં બદલવાનું કારણ એ છે કે જેઓ તે સ્થિતિમાં હોય તેઓને પણ યાદ દેવરાવવામાં આવે, અને તેઓને પણ ચેતવણી આપવામાં આવે અને તેઓને શિખામણ મળે.

ويعبدون من دون الله مالا يضرهم ولا
ينفعهم ويقولون هؤلاء شفعاؤنا عند
الله قل اتنبؤن الله بما لا يعلم في السموات ولا
في الارض سبحانه وتعالى عما يشركون ١٨
وما كان الناس الا امة واحدة فاختلفوا
ولولا كلمة سبقت من ربك لقضي بينهم
فيما فيه يختلفون ١٩ ويقولون لولا انزل
عليه اية من ربه فقل انما الغيب لله
فانتظروا اني معكم من المنتظرين ٢٠
واذا اذقنا الناس رحمة من بعد ضراء
مستهم اذا لهم مكر في اياتنا

અને તેઓ ખુદા સિવાય એવી ચીઝ (મૂર્તિ) ની બંદગી કરે છે કે જે તેઓને કંઇ ઇઝા પહોંચાડતી નથી અને તેમજ તેઓને કંઇ ફાયદો કરતી નથી; અને તેઓ કહે છે કે ખુદા પાસે આ અમારી ભલામણ કરનાર છે. કહે, શું તમે ખુદાને તે ચીઝની ખબર આપોછો કે જે ખુદા આકાશોમાં અને તેમજ પૃથ્વીમાં જાણતો નથી?* જે ચીઝને તેઓ ખુદા સાથે શરીક કરે છે તેનાથી તે પાક અને મહાન્ છે. ૧૮. અને મનુષ્યો માત્ર એક પ્રજા હતી.* પછી તેઓમાં મતભેદ થયો. અને જો ત્હારા પરવરદેગારના શબ્દ (હોકમ) નું અગાઉથી નિર્માણ થયું નહોત,† તો ખચિત્ જે વિષે તેઓ જુદા મતના થાય છે તેનો તેઓની વચ્ચે હોકમ કરવામાં આવ્યો હોત. ૧૯. અને તેઓ કહે છે કે શામાટે તેના ઉપર તેના પરવરદેગાર પાસેથી એક આયા નીચે મોકલવામાં આવી નથી? ત્યારે કહે, અદ્રશ્યનું જ્ઞાન માત્ર ખુદાનેજ છે. માટે તમે રાહ જુઓ, ખરેખર હું પણ તમારી સાથે રાહ જોનારામાંનો છું. ૨૦. અને જ્યારે માણસોને તેઓની ઉપર દુઃખ પડયા પછી અમે દયાનો સ્વાદ ચખાડીએ છીએ ત્યારે તેઓ અમારી નિશાનીઓ વિષે કપટ કરે છે.

* એટલે જે કંઇ આકાશોમાં અને પૃથ્વીમાં છે તે સઘળું ખુદાના જ્ઞાનમાં છેજ. એવી એકે ચીઝ નથી કે જે ખુદા જાણતો ન હોય; ત્યારે જે ચીઝ આકાશોમાં અને પૃથ્વીમાં તેમજ ખુદાના જ્ઞાનમાં નથી તે ચીઝની તમે ખુદાને કેમ ખબર આપી શકો? † એટલે કે એસ્લામ ધર્મ કે જે ધર્મ હાબીલ મરાયા સુધી અથવા તો હઝરત નુહના વખત સુધી પાળવામાં આવ્યો હતો. વળી કેટલાકના કહેવા પ્રમાણે હઝરત એબ્રાહીમના વખતથી અરબેસ્તાનમાં મૂર્તિપૂજાની પ્રથા પાડનાર અમ્ર-એન-લોહૈયના વખત સુધી તે દેશમાંની ધર્મસંબંધી સ્થિતિ આ દર્શાવે છે.

† જો ખુદાએ કયામતના દિવસ સુધી કાફરોની સઝાને મુલતવી રાખી હોત નહિ તો તેણે હમણાંજ તેઓને શિક્ષા કરી હોત.

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيَاتُنَا بَيِّنَاتٍ قَالَ الَّذِيْنَ
لَا يَرْجُوْنَ لِقَآءَنَا ائْتِ بِقُرْاٰنٍ غَيْرِ هٰذَآ
اَوْ بَدِّلْهُ قُلْ مَا يَكُوْنُ لِيْ اَنْ اُبَدِّلَهٗ مِنْ تِلْقَآءِ
نَفْسِيْ اِنْ اَتَّبِعُ اِلَّا مَا يُوْحٰى اِلَيَّ اِنِّيْ اَخَافُ
اِنْ عَصَيْتُ رَبِّيْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ١٥ قُلْ
لَوْ شَآءَ اللّٰهُ مَا تَلَوْتُهٗ عَلَيْكُمْ وَلَا اَدْرٰىكُمْ بِهٖ فَقَدْ
لَبِثْتُ فِيْكُمْ عُمُرًا مِّنْ قَبْلِهٖ اَفَلَا تَعْقِلُوْنَ ١٦
فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوْ
كَذَّبَ بِاٰيَاتِهٖ اِنَّهٗ لَا يُفْلِحُ الْمُجْرِمُوْنَ ١٧

અને જ્યારે તેઓની પાસે અમારી સ્પષ્ટ આયાત વાંચવામાં આવેછે ત્યારે જેઓ અમારી મોલાકાતની આશા રાખતા નથી તેઓ કહે છે કે આ સિવાય બીજું કોરઆન લાવો* અથવા તેમાં ફેરફાર કરો. કહે મને યોગ્ય નથી કે હું મ્હારી પોતાની મેળે તેમાં ફેરફાર કરૂં. મ્હારી તરફ જે વહી મોકલવામાં આવી છે તે સિવાય બીજા કશા પ્રમાણે હું ચાલતો નથી. ખરેખર જો હું મ્હારા પરવરદેગારના હોકમની નાફરમાની કરૂં તો મહાન્ દિવસની શિક્ષાથી હું ડરૂં છું. ૧૫. કહે, જો ખુદાએ ઇચ્છયું હોત તો મેં તમારી પાસે તે વાંચી સંભળાવ્યું નહોત, તેમજ કોરઆનનું જ્ઞાન તમને ખુદાએ આપ્યું નહોત. ખરેખર હું તમારી વચ્ચે કોરઆન અગાઉ લાંબી મુદ્દત સુધી રહ્યો હતો;† શું ત્યારે તમે સમજતા નથી? ૧૬. ત્યારે તેના કરતાં વધારે ઝોલમગાર કોણ છે કે જે ખુદા વિષે જૂઠાણું ઘડી કાઢે છે અથવા તેની નિશાનીઓને જૂઠી કહે છે? ખરેખર પાપીઓ આગથી મુકત થશે નહિ, ૧૭.

* અરબ લોકોના આગેવાનોએ હઝરત પેયગમ્બરને એવી આયાત લાવવાની વિનંતી કરી કે જેમાં તેઓની લાત અને ઓઝઝા નામની મૂર્તિઓ સંબંધી ખરાબ શબ્દો હોય નહિ, અથવા કયામતના દિવસ વિષે તેમાં વર્ણન નહોય. હઝરત પેયગમ્બરે ફરમાવ્યું કે તે મ્હારા હાથમાં નથી, હું તો જે મને વહી કરવામાં આવે છે તે કહું છું.

† તેઓએ વિચાર કરવો જોઈએ કે મકકાના રહેવાસીઓ સારી રીતે જાણે છે કે પેયગમ્બરી પદવી મેળવ્યા પહેલાં ૪૦ વરસની દરમ્યાન હઝરતે કોઇ જાતની વિદ્યા ભણવામાં મશગુલ રહ્યા નહોતા. તેમજ કોઈ વિદ્વાન માણસો પાસે તેણે જવા આવવાનું રાખ્યું નહોતું; તેમજ કવિતા અથવા છટાદાર ભાષણ રચવાનો તેણે કદી મહાવરો રાખ્યો નહોતો કે જેથી કરીને તે સુભાષિત ભાષણ કરવાની વિદ્યા અથવા એબારતની, ખુબી સંબંધી વિદ્યા શીખ્યા હોય. અને આ એક સાબેતી છે કે આ કોરઆન ખુદા સિવાય બીજા કોઇએ હઝરતને શીખવ્યું નહોતું.

તેમાં તેઓની દોઆ એજ છે કે હે અમારા પરવરદેગાર, તું પાક છે; અને તેમાં તેઓનો મોલાકાતમાં માન આપવાનો શબ્દ "સલામ" છે,‡ અને તેઓની છેલ્લી દોઆ એજ છે કે વખાણ ખાસ ખુદાનાંજ છે કે જે સર્વ આલમનો પાળક છે. ૧૦. અને જો ખુદા માણસો માટે તેઓની બદદોઆ ઉતાવળથી સ્વીકારે, જેમકે તેઓ સારી દોઆ માટે ઉતાવળા થાય છે, તો તેઓનો નિમેલો વખત (નાશ) તેઓની તરફ ખચિત્ હૉંકમ કરવામાં આવશે. પછી જેઓ અમારી મોલાકાતની આશા રાખતા નથી તેઓને અમે તેઓના અધર્મમાં રહેવા દેઈશું કે તેઓ ભટકતા ફરે. ૧૧. અને જ્યારે મનુષ્યને દુઃખ પહોંચે છે ત્યારે તે પડખાભર પડતાં અથવા બેસતાં અથવા ઉભા રહેતાં અમારી પ્રાર્થના કરે છે. પછી જ્યારે તેની ઉપરથી અમે તેનું દુઃખ દૂર કરીએ છીએ ત્યારે તે એવી રીતે ચાલે છે કે જાણે જે આફ્ત તેની ઉપર પડી હતી (તેને દૂર કરવા) અમારી પ્રાર્થના તેણે કરીજ નહોતી; આ પ્રમાણે હદથી બહાર જનારાઓને માટે જે તેઓ કરે છે તે સુશોભિત કરવામાં આવ્યું છે ૧૨. અને ખરેખર અમે તમારી અગાઉ ઘણા ઝમાનાના માણસોનો નાશ કર્યો, જ્યારે કે તેઓએ ઝોલમ કર્યો, અને તેઓની પાસે તેઓના પેયગમ્બરો સ્પષ્ટ ચમત્કારો સહિત આવ્યા, અને તેઓ એવા નહોતા કે ઇમાન લાવે. આ પ્રમાણે અમે પાપી લોકોને સઝા કરીએ છીએ. ૧૩. પછી અમે તમને પૃથ્વીમાં તેઓની પછી તેઓની જગ્યા ઉપર રહેનાર બનાવ્યા, એટલા માટે કે અમે જોઇએ કે તમે કેવી રીતે વર્તશો. ૧૪.

دعويهم فيها سبحانك اللهم وتحيتهم فيها
سلام واخر دعويهم ان الحمد لله رب
العالمين ١٠ ولو يعجل الله للناس الشر
استعجالهم بالخير لقضى اليهم اجلهم فنذر
الذين لا يرجون لقاءنا فى طغيانهم
يعمهون ١١ واذا مس الانسان الضر دعانا
لجنبه او قاعدا او قائما فلما كشفنا عنه
ضره مر كان لم يدعنا الى ضر مسه كذالك
زين للمسرفين ما كانوا يعملون ١٢ ولقد
اهلكنا القرون من قبلكم لما ظلموا
وجاءتهم رسلهم بالبينات وما كانوا
ليؤمنوا كذالك نجزى القوم المجرمين ١٣
ثم جعلناكم خلائف فى الارض من
بعد هم لننظر كيف تعملون ١٤

‡કાંતો સ્વર્ગ નિવાસીઓનું એક બીજાને સલામ કરવાનું, અને કાંતો ફેરેસ્તાઓનું તેઓને સલામ કરવાનું.

ليجزى الذين امنوا وعملوا الصالحات
بالقسط والذين كفروا لهم شراب من
حميم وعذاب اليم بما كانوا يكفرون ٤
هو الذى جعل الشمس ضياء والقمر نورا
وقدره منازل لتعلموا عدد السنين
والحساب ما خلق الله ذلك الا بالحق يفصل
الايات لقوم يعلمون ٥ ان فى اختلاف
الليل والنهار وما خلق الله فى السموات
والارض لايات لقوم يتقون ٦ ان الذين
لا يرجون لقاءنا ورضوا بالحيوة الدنيا
واطمانوا بها والذين هم عن اياتنا غافلون ٧
اولئك ماويهم النار بما كانوا يكسبون ٨
ان الذين امنوا وعملوا الصالحات
يهديهم ربهم بايمانهم تجرى من تحتهم
جنات النعيم ٩

એટલા માટે કે જેઓએ ઇમાન આણ્યું છે, અને સારાં કૃત્યો કર્યાં છે તેઓને ન્યાયપૂર્વક બદલો આપે. અને જેઓ કાફેર થયા છે તેઓને માટે પીવાનું ઉકળતું પાણી અને દુઃખદાયક શિક્ષા છે; કારણ કે તેઓ કાફેર થયા હતા. ૪. ખુદા તેજ છે કે જેણે સૂર્યને પ્રકાશિત બનાવ્યો છે, અને ચંદ્રને તેજોમય બનાવ્યો છે, અને તેને માટે ઘર (નક્ષત્ર) મુકરર કર્યાં, કે જેથી તમે વરસની અને મહિનાના હેસાબની ગણતરી જાણો. ખુદાએ આ સર્વ સત્ય સિવાય બનાવ્યાં નથી. જે કોમ જાણે છે તેને માટે અમે નિશાનીઓનું વિગતવાર વર્ણન આપીએ છીએ. ૫. ખરેખર રાત અને દિવસના ફેરફારમાં, અને જે ખુદાએ આકાશોમાં અને પૃથ્વીમાં પેદા કર્યું છે તેમાં, જે લોકો ડર રાખે છે તેમને માટે, નિશાનીઓ છે. ૬. ખરેખર જેઓ અમારી મોલાકાતની આશા રાખતા નથી અને જેઓએ આ દુનિયાની જિંદગીને પસંદ કરી છે, અને તે વડે આરામ મેળવ્યો છે, અને જેઓ અમારી નિશાનીઓથી ગાફેલ રહે છે, ૭. તેઓ જે કમાયા છે તેને લીધે તેઓનું રહેઠાણ આગ છે. ૮. ખરેખર જેઓએ ઇમાન આણ્યું છે, અને સારાં કામ કર્યાં છે તેઓને તેઓનો પરવરદેગાર તેઓના ઇમાનને લીધે ખરો રસ્તો બતાવે છે તેઓની નીચે નેઅમત ભરેલી બેહેશ્તની વાડીઓમાં નદીઓ વહે છે. ૯.

اكان للناس عجبا ان اوحينا الى رجل
منهم ان انذر الناس وبشر الذين
امنوا ان لهم قدم صدق عند ربهم قال
الكافرون ان هذ الساحر مبين ٢ ان
ربكم الله الذى خلق السموات والارض
فى ستة ايام ثم استوى على العرش
يدبر الامر مامن شفيع الا من بعد اذنه
ذلكم الله ربكم فاعبدوه افلا
تذكرون ٣ اليه مرجعكم جميعا وعدالله
حقا انه يبدؤا الخلق ثم يعيده

શું માણસોને અજબ લાગે છે કે અમે તેઓમાંના એક પુરૂષ ઉપર વહી મોકલીએ કે તું માણસોને ચેતવણી આપ? અને તું (હે મોહમ્મદ) જેઓએ ઇમાન આણ્યું છે તેઓને સારા સમાચાર આપ કે તેઓનું તેઓના પરવરદેગાર તરફ એક સત્ય પગલું* છે. કાફેરોએ કહ્યું છે કે આ એક ખુલ્લો જાદુગર છે. ૨. ખરેખર તમારો પરવરદેગાર અલ્લાહ છે કે જેણે આકાશો અને પૃથ્વી છ દિવસમાં પેદા કર્યા. પછી તેણે અર્શ ઉપર પોતાની સત્તા ફેલાવી,† તે સૃષ્ટિનાં કામ ચલાવે છે; તેની પરવાનગી સિવાય કોઇ શફાઅત (ભલામણ) કરનાર નથી.‡ આજ તમારો અલ્લાહ, તમારો પાળક છે, માટે તેની બંદગી કરો. શું ત્યારે તમે શિખામણ લેતા નથી? ૩. તેની તરફ તમારે સઘળાને પાછા ફરવાનું છે. ખુદાએ આ સત્ય વચન આપ્યું છે. ખરેખર તે સૃષ્ટિની શરૂઆત કરે છે; પછી તેને (મરણ પછી) સજીવન કરે છે;§

"લામ" અલ્લાહને માટે, અને "રા", રહમાનને માટે છે એટલે કૃપાળુ; અને આ અક્ષરોને એકંદરે અર્થ એવો છે કે "હુ દયાવંત ખુદા છું."

*આનો અર્થ બેહેસ્ત થાય છે કે જેનું ખુદાએ મોમેનોને વચન આપ્યું છે. કેટલાક કહે છે કે તેનો અર્થ ખુદામાં ઇમાન અને આસ્થા રાખવાનું થાય છે, અથવા બીજાના કહેવા પ્રમાણે કયામતને દિવસે મોમેનો માટે હઝરત પેયગમ્બરની શફાઅત (ભલામણ) એવો અર્થ છે.

† સુરા ૨ જી આયા ૨૯ મી નું ટિપ્પણ જુઓ.

‡ મક્કાના મૂર્તિપૂજકો માનતા હતા કે તેઓની મૂર્તિઓ તેઓની ખાતર ખુદા પાસે ભલામણ [illegible] તેઓના મૂર્ખાઇ ભરેલા વિચારો રદ કરવાને આ વાક્ય વહી કરવામાં આવ્યું.

§ કયામતનો દિવસ કે જે ખુદા પાસેથી બદલો મળવાનો દિવસ છે, તે દિવસે માણસ [illegible]વન થઈ દેહ સાથે આવે છે તે બાબત કાફિર લોકો એનકાર કરતા હતા.

તેઓ. એટલા કેવી રીતે ‡ ક્રાંતિ સ્વ

| | |
|---|---|
| ખરેખર તમારામાંથીજ એક પેયગમ્બર તમારી પાસે આવ્યો છે. તમે દુઃખમાં પરો તે તેને સખત લાગે છે. તે તમારા (એસ્લામ) માટે બહુ આતુર છે, મોમેનો ઉપર કૃપાળુ (અને) દયાળુ છે. ૧૨૮. પણ જો તેઓ પીઠ ફેરવે તો કહે કે ખુદા મ્હારે માટે બસ છે. તેના સિવાય બીજો કોઇ ખુદા નથી. તેની ઉપર મેં આધાર રાખ્યો છે; અને તે મહાન્ અર્શ (તખ્ત) નો ધણી છે. ૧૨૯. | لقد جاءكم رسول من انفسكم عزيز عليه ماعنتم حريص عليكم بالمؤمنين رؤف رحيم ١٢٨ فان تولوا فقل حسبي الله لا اله الا هو عليه توكلت وهو رب العرش العظيم ١٢٩ |

પ્રકરણ ૧૦ મું.

# સુરતો-યુનોસ.

આ આખી સુરા મક્કામાં વહ્ય કરવામાં આવી હતી. પણ કેટલાક ધારે છે કે તેમાંની ત્રણ આયા મદિનામાં વહ્ય કરવામાં આવી હતી. શામી સિવાય સઘળી કોરઆનની નકલોમાં આ સુરાની ૧૦૯ આયા છે. અને ૯૮ મી આયામાં યુનોસ પેયગમ્બરનું નામ આવેલું છે તે ઉપરથી આનું નામ "યુનોસ" રાખવામાં આવ્યું છે. એવું કહેવામાં આવ્યું છે કે "જે કોઇ આ પ્રકરણ બબ્બે અથવા તો ત્રણ ત્રણ મહિને વાંચે તે ખુદાના દરબારમાં એક મુખ્ય મોમેન થશે; અને યુનોસના લોકોની તેમજ ફેરઔન સાથે ડુબી ગયેલા માણસોની સંખ્યા જેટલા બદલા તેને મળશે."

| | |
|---|---|
| કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.) | سورة يونس مكية وهي مائة وتسع ايات<br>بسم الله الرحمن الرحيم |
| અ-લ-ર-(અલેફ-લામ-રા)† આ હેકમત ભરેલી કેતાબની આયાત છે. ૧. | الر تلك ايات الكتاب الحكيم ١ |

† તફસીર લખનારા કહે છે કે "અલેફ" અહિઆં "અના" ને માટે છે એટલે હું

وليجدوا فيكم غلظة واعلموا ان الله
مع المتقين ١٢٣ واذا ما انزلت سورة ع
فمنهم من يقول ايكم زادته هذه ايمانا
فاما الذين امنوا فزادتهم ايمانا وهم
يستبشرون ١٢٤ واما الذين في قلوبهم
مرض فزادتهم رجسا الى رجسهم وماتوا
وهم كافرون ١٢٥ اولا يرون انهم
يفتنون في كل عام مرة اومرتين ثم
لا يتوبون ولا هم يذكرون ١٢٦ واذا
ما انزلت سورة نظر بعضهم الى بعض
هل يريكم من احد ثم انصرفوا صرف
الله قلوبهم بانهم قوم لا يفقهون ١٢٧

૧/૪ રૂકુઅ

અને તેઓને માલુમ પડવું જોઇએ કે તમારામાં બહાદુરી છે;* અને જાણો કે ખુદા પરહીઝગારો સાથે છે. ૧૨૩. અને જ્યારે કોઇ સુરા નીચે મોકલવામાં આવે છે ત્યારે તેઓમાંનો કોઇ કહે છે કે આ સુરાએ તમારામાંથી કોનું ઇમાન વધાર્યું છે? પણ જેઓ ઇમાન લાવ્યા છે તેઓનું ઇમાન આ સુરાએ વધાર્યું છે, અને તેઓ ખુશ થાય છે. ૧૨૪. પણ જેઓના હૃદયમાં રોગ (શંકા) છે તેઓના કાફેરપણામાં આ સુરાએ કાફેરપણું ઉમેર્યું છે અને તેઓ મરી ગયા કે જ્યારે તેઓ કાફેર હતાં. ૧૨૫. શું તેઓ જોતા નથી કે તેઓને દરેક વરસે એક અથવા બે વાર સંકટમાં નાંખવામાં આવે છે? પછી તેઓ પશ્ચાત્તાપ કરતા નથી, અને તેમજ તેઓ શિખામણ લેતા નથી. ૧૨૬. અને જ્યારે કોઇ સુરા નીચે મોકલવામાં આવે છે ત્યારે તેઓ એક બીજા તરફ જુએ છે,† અને (કહે છે) કે તમને કોઇ જુએ છે? પછી તેઓ જતા રહે છે. ખુદાએ તેઓનાં અંતઃકરણ (કોરઆન સમજવામાંથી) ફેરવી નાંખ્યાં છે; કારણ કે તેઓ એવા લોકો છે કે જેઓ સમજતા નથી. ૧૨૭:

* "બહાદુરી" આને માટે અરબી શબ્દ "ગેલઝત" છે, અને તેનો અર્થ લડાઇ અગાઉ વાતચીતમાં કાફેરો તરફ સખતાઈ બતાવવી, અથવા તો લડાઇ વખતે ધીરજ, ખંત, અને બહાદુરી બતાવવી એમ થાય છે.

† એટલા માટે કે તેઓ વહ્ય થયેલા સંદેશામાં આવેલો ઠપકો સાંભળે નહિ. અને કોઈ ન જુએ તેમ, બની શકે તો હઝરત પેયગમ્બરની હજુરમાંથી નાસી જવા માટે તેઓ એક બીજા તરફ આંખનો અણસારો કરતા હતા.

ولا يطؤن موطئا يغيظ الكفار
ولا ينالون من عدو نيلا الا كتب لهم
به عمل صالح ان الله لا يضيع اجر
المحسنين ۱۲۰ ولا ينفقون نفقة صغيرة
ولا كبيرة ولا يقطعون واديا الا
كتب لهم ليجزيهم الله احسن ما كانوا
يعملون ۱۲۱ وما كان المؤمنون لينفروا
كافة فلولا نفر من كل فرقة منهم
طائفة ليتفقهوا في الدين ولينذروا
قومهم اذا رجعوا اليهم لعلهم
يحذرون ۱۲۲ يا ايها الذين امنوا قاتلوا
الذين يلونكم من الكفار

અને તેમજ કાફેરો ગુસ્સે થાય એવી કોઇ જગ્યાએ તેઓ ચાલતા નથી, અને તેમજ તેઓ શત્રુ પાસેથી એવો કંઇ લાભ મેળવતા નથી કે જે તેઓને વાસ્તે એક ધાર્મિક કામ તરીકે લખવામાં ન આવે. ખરેખર ખુદા સારાં કામ કરનારાઓનો બદલો વ્યર્થ કરશે નહિ. ૧૨૦. અને તેમજ તેઓ એવો કંઇ ખર્ચ ન્હાનો કે મ્હોટો કરતા નથી, અને તેમજ તેઓ એવી કોઇ વાદી (ખીણ) કાપતા નથી કે જેને માટે તેઓને વાસ્તે બદલો લખ્યો નહોય; (આ લખી લેવામાં આવ્યું છે) એટલા માટે કે જે ઉત્તમ કામ તેઓએ કર્યું છે તેને માટે ખુદા તેઓને બદલો આપે. ૧૨૧. અને મોમેનોને યોગ્ય નથી કે તેઓ સઘળા લડાઇમાં જાય;* ત્યારે શા માટે લોકોના દરેક ફેરકામાંથી એક ટુકડી બહાર ન જાય? અને થોડો ભાગ પાછળ રહે એટલા માટે કે તેઓ પોતાના ધર્મ વિષે જ્ઞાન મેળવે, અને એટલા માટે કે જ્યારે તેઓની કોમ તેઓની પાસે પાછી આવે ત્યારે તેઓને ચેતવણી આપે કે કદાચ્ તેઓ ડરે. ૧૨૨. હે મોમેનો, જે કાફેરો તમારી નઝદિક રહે છે તેઓની સાથે લડો,

* ઘરે રહીને ફોજની સાથે નહિ ગયેલા માણસોને જ્યારે શિક્ષાની બ્હીક દેખાડવામાં આવી ત્યારે સઘળા મોમેનોએ ફરમાન થાય તો હથિયાર લઇને લડવા જવાનો નિશ્ચય કર્યો. અહિ હઝરત પેયગમ્બર ફરમાવે છે કે તેઓ સઘળાએ બહાર જવું જોઇએ નહિ પણ થોડા ઘણાએ ઘેર રહીને ધર્મ સંબંધી કાયદા શીખવા, અને લડવૈયાઓ પાછા આવે ત્યારે તેઓને તેઓના ધર્મ નિયમો શીખવવા

وعلى الثلثة الذين خلفوا حتى اذا ضاقت عليهم
الارض بما رحبت وضاقت عليهم انفسهم
وظنوا ان لا ملجا من الله الا اليه ثم
تاب عليهم ليتوبوا ان الله هو التواب
الرحيم ۱۱۸ يا ايها الذين امنوا اتقوا الله
وكونوا مع الصادقين ۱۱۹ ما كان لاهل
المدينة ومن حولهم من الاعراب ان
يتخلفوا عن رسول الله ولا يرغبوا
بانفسهم عن نفسه ذلك بانهم لا يصيبهم
ظما ولا نصب ولا مخمصة فى سبيل الله

અને તેમજ તે ત્રણ માણસોની તૌબા કબુલ કરી* કે જેઓ (લડાઇ વખતે) પછવાડે રહ્યા હતા, (અને તેઓ એટલા દુ:ખી થયા કે) પૃથ્વી વિસ્તીર્ણ છતાં તેઓને સાંકડી લાગી; અને તેઓનાં હૃદય તેઓને માટે (દુ:ખથી) સંકોચાઇ ગયાં, અને તેઓએ ધાર્યું કે ખુદા (નાં કોપ) થી આશ્રય મેળવવા માટે તેના સિવાય બીજું કોઇ નથી. પછી ખુદા તેઓની તરફ મેહેરબાનીથી ફર્યો એટલા માટે કે તેઓ પશ્ચાત્તાપ કરે. ખરેખર ખુદાજ તૌબા કબુલ કરનાર (અને) દયાવંત છે. ૧૧૮. હે મોમેનો, ખુદાથી ડરો અને સાચું બોલનારાઓ સાથે રહો. ૧૧૯. મદિનાના રહેવાસીઓને અને અરણ્યના અરબોમાંના જેઓ તેઓની આસપાસના છે તેઓને યોગ્ય નથી કે તેઓ ખુદાના પેયગમ્બરને છોડી પાછળ રહે, અને તેમજ તેના જીવ કરતાં પોતના જીવને વધારે પસંદ કરે.† આનું કારણ એજ છે કે તેઓને એવી કંઇ પ્યાસ કે કંઇ મહેનત કે કંઇ ભૂખ ખુદાને રસ્તે પહોંચતી નથી.

---

અને હઝરત પેયગમ્બરના કાંઈ ગુનાહ હતાજ નહિ. અને ગુનાહથી તે તદ્દન પાક હતા, પણ આ તો માત્ર તેઓને માટે એક દાખલો છે.

* આ સુરાની ૧૦૬ ઠી આયાનુ ટિપ્પણ જુઓ

† હઝરત પેયગમ્બર તબુકની લડાઈ માટે રવાને થયા પછી અબુ-ખશીમા નામનો એક માણસ પોતાના બગીચામાં બેઠો હતો: ત્યાં તેની રૂપાળી સ્ત્રીએ તેને માટે વૃક્ષોની છાયામાં એક સાદડી પાથરીને તેની પાસે તાઝા ખજૂર અને મીઠું ઠંડું પાણી મૂકયાં હતાં થોડીકવાર વિચાર કર્યા પછી તે બોલ્યો કે "જ્યારે ખુદાના પેયગમ્બર સૂર્યના બાળી નાંખે એવા તાપમાં અને હવાની સખ્તાઇમાં પડેલા છે ત્યારે મ્હારે આવી રીતે નિરાતે બેસીને આનંદ કરવો એ યોગ્ય નથી" અને તરતજ તે પોતાના ઊંટ ઉપર બેસીને તરવાર તથા ભાલું લઇને ફોજની ભેગા થવા માટે બહાર નીકળ્યો. આ આયા તેના સંબંધમાં છે.

કે જે વચન તેણે તેને આપ્યું હતું તે તે પૂરૂં પાળે.* પણ જ્યારે તેને જાહેર થયું કે તે ખુદાનો દુશ્મન છે ત્યારે તે તેનાથી દૂર રહ્યો. ખરેખર એબ્રાહીમ નિસાસો નાંખનાર (અતિ દયાવંત અને) માયાળુ હતો.૧૧૪. અને ખુદા એવો નથી કે કોઇ કોમને સીધો રસ્તો બતાવ્યા પછી આડે માર્ગે લઇ જાય જ્યાંસુધી કે તેઓને માટે જે ચીઝથી તેઓએ ડરવું જોઇએ તે તે જાહેર કરે. ખરેખર ખુદા સર્વજ્ઞ છે.૧૧૫. ખરેખર ખુદા માટે આકાશો અને પૃથ્વીનું રાજ્ય છે. તે જીવ આપે છે અને મૃત્યુ આપે છે, અને તમારે માટે ખુદા સિવાય કોઇ દોસ્ત અને કોઇ મદદગાર નથી.૧૧૬. ખરેખર ખુદા પેયગમ્બર તરફ અને તેમજ મોહાજેરો ( દેશ છોડી જનારા ) અને અનસારો (મદદગારો) કે જેઓ સંકટ સમયે† તેના તાબામાં રહ્યા હતા તેઓની તરફ, તેમાંથી એક સમૂહનાં અંતઃકરણ લગભગ આડે માર્ગે વલણ કરવાનાં હતાં તે પછી મેહેરબાનીથી ફર્યો, પછી તેણે તેઓનો પશ્ચાત્તાપ કબુલ કર્યો.‡ ખરેખર ખુદા તેઓની ઉપર માયાળુ ( અને ) મેહેરબાન છે.૧૧૭.

الا عن موعدة وعدها اياه فلما تبين له
انه عدو لله تبرا منه ان ابرهيم لاواه
حليم ١١٤ وما كان الله ليضل قوما بعد
اذ هديهم حتى يبين لهم ما يتقون ان الله
بكل شئ عليم ١١٥ ان الله له ملك
السموات والارض يحي ويميت وما
لكم من دون الله من ولى ولا نصير ١١٦
لقد تاب الله على النبى والمهاجرين
والانصار الذين اتبعوه فى ساعة العسرة
من بعد ما كاد يزيغ قلوب فريق منهم
ثم تاب عليهم انه بهم رؤف رحيم ١١٧

* એવું કહેવામાં આવ્યું છે કે હઝરત એબ્રાહીમના બાપે એબ્રાહીમને પેયગમ્બર તરીકે માનવાનું વચન આપ્યું હતું; અને તેટલા માટે તેણે પણ પોતાના બાપને વચન આપ્યું હતું કે હું ત્હારે માટે ખુદા પાસે માફી માગીશ.

† આ તબુકના લશ્કરના સંબંધમાં છે કે જે લશ્કરને "જયશીલ ઓસરા" કહેવામાં આવે છે; કારણ કે તેઓને ખોરાક અને જાનવરોની બહુ તંગી હતી, એટલે સુધી કે દસ માણસોને વારા ફરતી એક ઊંટ ઉપર બેસવું પડતું, અને બે માણસો એક ખજૂરની પેશી વહેંચીને ખાતા.

‡ તફસીર લખનારા કહે છે કે હઝરત પેયગમ્બરનો પશ્ચાત્તાપ આ ઠેકાણે લખવામાં આવ્યો છે તેનો હેતું એ કે મુસલમાનો તે ઉપરથી પોતાના ગુનાહને માટે પશ્ચાત્તાપ કરતાં શીખે;

ખરેખર ખુદાએ મોમેનો પાસેથી તેઓનાં જીવ અને તેઓના માલ ખરીદા છે કે (તેને બદલે) તેઓને માટે બેહેશ્તની વાડીઓ હોય. તેઓ ખુદાને રસ્તે લડે છે, પછી તેઓ મારી નાંખે છે, અને તેઓને મારી નાંખવામાં આવે છે. ખુદાએ તે વિષે એક સત્ય વાયદો આપ્યો છે કે જે તૌરાત અને એન્જીલ અને કોરઆનમાં સાબેત છે; અને ખુદા કરતાં પોતાનું વચન સંપૂર્ણ પાળનાર કોણ છે? ત્યારે આ તમારી લેણ દેણથી તમે ખુશ થાઓ કે જે તમે ખુદા સાથે કરી છે; અને આજ મ્હોટું સુખ છે.૧૧૧. (આ લોકો) પશ્ચાત્તાપ કરનાર, બંદગી કરનાર, ખુદાના વખાણ કરનાર, રૂઝા રાખનાર, રોકુઅ કરનાર, સેજદો કરનાર, સારા કામનો હોકમ કરનાર, દુષ્ટ કામની મના કરનાર, અને ખુદાના નિયમો સાચવનાર છે; અને આવા મોમેનોને સારા સમાચાર આપ.૧૧૨. પેયગમ્બર અને જેઓ ઇમાન લાવ્યા છે તેઓને યોગ્ય નથી કે તેઓ મોશરેકો માટે, અગર જો કે તેઓ સગાંવહાલાં હોય, માફી માગે, જ્યારે તેઓને જાહેર થાય કે તેઓ (મોશરેકો) દુઝખના રહેવાસીઓ છે.૧૧૩. અને એબ્રાહીમને પોતાના પિતા માટે માફી માગવાનું આ કારણ સિવાય બીજું કંઈ નહોતું

ان الله اشترى من المؤمنين انفسهم و
اموالهم بان لهم الجنة يقاتلون فى سبيل
الله فيقتلون ويقتلون وعدا عليه حقا فى
التورية والانجيل والقران ومن اوفى
بعهده من الله فاستبشروا ببيعكم الذى
بايعتم به وذلك هو الفوز العظيم ١١١
التائبون العابدون الحامدون السائحون
الراكعون الساجدون الامرون بالمعروف
والناهون عن المنكر والحافظون لحدود
الله وبشر المؤمنين ١١٢ ما كان للنبى
والذين امنوا ان يستغفروا للمشركين
ولو كانوا اولى قربى من بعد ما تبين
لهم انهم اصحاب الجحيم ١١٣ وما كان
استغفار ابراهيم لابيه

لاتقم فيه ابدا لمسجد اسس على التقوى
من اول يوم احق ان تقوم فيه فيه رجال
يحبون ان يتطهروا والله يحب المطهرين ١٠٨
افمن اسس بنيانه على تقوى من الله و
رضوان خير ام من اسس بنيانه على شفا
جرف هار فانهار به فى نار جهنم والله
لايهدى القوم الظالمين ١٠٩ لا يزال
بنيانهم الذى بنوا ريبة فى قلوبهم الا ان
تقطع قلوبهم والله عليم حكيم ١١٠

તેમાં તું કદી ઉભો રહે નહિ. પહેલે દિવસથીજ પરહીઝગારી માટે જે મસ્જેદનો પાયો નાંખવામાં આવ્યો છે તે ખચિત્ વધારે યોગ્ય છે કે તેમાં તું ઉભો રહે. તેમાં એવા માણસો છે કે જેઓ ઇચ્છે છે કે તેઓ પાક થાય અને ખુદા પાક રહેનારાઓને ચાહે છે. ૧૦૮. શું ત્યારે જે કોઇએ પોતાના ધર્મનો પાયો ખુદાના ડર અને (તેની) ખુશી ઉપર નાંખ્યો છે તે વધારે સારો છે કે જે કોઇએ પોતાના ધર્મનો પાયો નદીના પોલા અને પડું પડું થઈ રહેલા કાંઠા ઉપર નાંખ્યો છે તે? પછી તે તે સહિત દુઝખની આગમાં પડે છે, અને ખુદા ઝોલમગાર કોમને રસ્તો દેખાડતો નથી. ૧૦૯. તેઓનું અંતઃકરણું કટકે કટકા થાય* તે સિવાય જે પાયો તેઓએ બાંધ્યો છે તે પાયો હમેશા તેઓનાં અંતઃકરણમાં શંકા ઉત્પન્ન કરે છે; અને ખુદા દાના (અને) સત્ય કરનાર છે. ૧૧૦.

---

એક મસ્જેદ બંધાવી અને જ્યારે હઝરત પેયગમ્બર તબુકની લડાઇ માટે જતા હતા ત્યારે તેઓએ હઝરત પાસે આવીને અરઝ કરી કે તમે અમારી મસ્જેદમાં આવીને નમાઝ પઢો અને વળી કહ્યું કે અમે ગરીબ અને અશક્ત માણસો માટે તે મસ્જેદ બાંધી છે તો તમે ત્યાં પધારો એવી અમારી અરઝ છે, પણ ખરૂં જોતાં તો તેઓનો એરાદો એ હતો કે લોકો જાણે કે હઝરત પેયગમ્બરે તેઓનું કામ પસંદ કર્યું છે. હઝરને કહ્યું કે હાલ તો હું લડાઇને માટે જાઉં છું; તેથી આ વખત નહિ આવી શકું, પણ પાછા ફરતી વખતે આવીશ. પાછા ફરતાં જ્યારે તેઓએ ફરીથી હઝરતને આવવાની વિનંતી કરી ત્યારે આ આયા વહી કરવામાં આવી; જેથી પેલા મોનાફેકોની દુષ્ટ ધારણાઓ ઉઘાડી પડી. અબુરાહેબ પણ રૂમમાં મરી ગયો. આ આયા વહી થયા પછી હઝરત પેયગમ્બરે પોતાના કેટલાક તાબેદારોને તે મસ્જેદનો નાશ કરવા માટે મોકલ્યા. જેઓએ તેનો તદન નાશ કર્યો.

* જે શિક્ષાની તેઓ આશા રાખે છે તે શિક્ષાને લીધે:- તે શિક્ષા આ દુનિયામાં મરણ. અથવા તો કબરની કે દુઝખની શિક્ષા છે.

وَآخَرُونَ مُرْجَوْنَ لِأَمْرِ اللَّهِ إِمَّا يُعَذِّبُهُمْ

وَإِمَّا يَتُوبُ عَلَيْهِمْ وَاللَّهُ عَلِيمٌ حَكِيمٌ ١٠٦

وَالَّذِينَ اتَّخَذُوا مَسْجِدًا ضِرَارًا وَكُفْرًا

وَتَفْرِيقًا بَيْنَ الْمُؤْمِنِينَ وَإِرْصَادًا لِمَنْ

حَارَبَ اللَّهَ وَرَسُولَهُ مِنْ قَبْلُ وَلَيَحْلِفُنَّ

إِنْ أَرَدْنَا إِلَّا الْحُسْنَى وَاللَّهُ يَشْهَدُ إِنَّهُمْ

لَكَاذِبُونَ ١٠٧

અને બીજાઓનો ફેંસલો ખુદાનો હોકમ આવે ત્યાંસુધી મુલતવી રાખવામાં આવ્યો છે.* કાંતો તે તેઓને સઝા કરશે; અને કાંતો તે તેમની તૌબા સ્વીકારશે, અને ખુદા દાના (અને) હોકમ કરનાર છે. ૧૦૬.

અને કેટલાક એવા છે કે જેઓએ નુકસાન કરવા માટે અને કાફેરપણા માટે અને મોમેનો વચ્ચે જુદાઇ પાડવા માટે અને જેણે ખુદા અને તેના પેયગમ્બર સામે અગાઉથી લડાઇ કરી છે તેની રાહ જોવા માટે મસ્જેદ બાંધી છે,† અને તેઓ ખચિત્ સોગંદ ખાય છે કે અમે સારૂં કરવા સિવાય બીજું કંઇ ઇચ્છયું નથી, અને ખુદા સાક્ષી છે કે ખરેખર તેઓ જૂઠું બોલનાર છે. ૧૦૭.

* આ ત્રણ માણસો હતા કે જેઓને લડાઇમાં નહિ જવા, અને ઘેર રહેવા માટે કઇ પણ ઝાતનો ખરાબ એરાદો નહોતો. હઝરત પેયગમ્બર મદિને આવ્યા પછી તેઓએ હઝરત પાસે આવીને હઝરતની માફી માગી. હઝરતે ખુદાતરફથી પોતાને હોકમ મળે ત્યાંસુધી તેમને રાહ જોવાનું ફરમાવ્યું. તે વખતે આ આયા વહી કરવામા આવી અને તેઓને તે દરમ્યાન મુસલમાનોની સંગતમાં નહિ આવવાનો હોકમ કરવામાં આવ્યો.

† જ્યારે હઝરત પેયગમ્બર મક્કા છોડીને મદિને જતા હતા ત્યારે રસ્તામાં તે શેહેરથી આશરે એક ગાઉને છેટે "કબા" નામની જગ્યા પાસે તે આવ્યા: અને મદિનામાં દાખલ થયા પહેલાં હઝરતે ચાર દિવસ ત્યાં આરામ લીધો. ત્યાં હઝરતે એક મસ્જેદનો પાયો નાંખ્યો કે જે બનીઅમ્ર-બેન-ઓફે બંધાવી, અને "મસ્જેદે-કબા" એવું નામ પાડયું. જ્યારે હઝરત શેહેરમાં આવ્યા ત્યારે લોકોએ અબુ-રાહેબ કે જે એક ખ્રિસ્તિ હતો, અને તૌરાત તથા એન્જીલમાં પ્રવીણ હતો, અને એક મ્હોટો આગેવાન થવાની જેને આશા હતી, તેનો ત્યાગ કર્યો. તેથી હઝરત પેયગમ્બર તરફ અદેખાઇને લીધી અબુરાહેબે હમેશા હઝરત પેયગમ્બરનો દુશ્મન રહીને હઝરતની સામે સઘળી લડાઇઓમાં હાઝેર રહેવાના સોગંદ ખાધા. બદરની લડાઇ પછી તે મક્કે નાસી ગયો અને ઓહોદની લડાઇ વખતે ફરીથી આવ્યો, વળી પાછો હઝરત પેયગમ્બરની સામે આવીને લડે એવી એક ફોજ તૈયાર કરવાને તે રૂમ નાશી ગયો. જ્યારે તે રૂમમાં હતો ત્યારે તેણે પોતાને માટે બાર મોનાફેકો કે જેઓ તેના મદદગારો હતા તેઓને મસ્જેદે-કબાની સામે એક મસ્જેદ બંધાવવાનું લખ્યું. એટલા માટે કે ત્યાં આવીને તે હઝરત પેયગમ્બરની વિરૂધ્ધ બોધ કરે. તેઓએ

خذ من اموالهم صدقة تطهرهم
وتزكيهم بها وصل عليهم ان صلاتك
سكن لهم والله سميع عليم ١٠٣ الم
يعلموا ان الله هو يقبل التوبة عن عباده
ويأخذ الصدقات وان الله هو التواب
الرحيم ١٠٤ وقل اعملوا فسيرى الله
عملكم ورسوله والمؤمنون وستردون
الى عالم الغيب والشهادة فينبئكم بما
كنتم تعملون ١٠٥

તું તેઓની મેલ્કતમાંથી ઝકાત લે કે જેથી તું તેઓને પાક કરે, અને તે વડે તેઓના બદલામાં વધારો કરે,* અને તેઓને માટે તું દોઆ કર. ખરેખર ત્હારી દોઆ તેઓને માટે શાન્તિ આપનાર છે, અને ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૧૦૩. શું તેઓ જાણતા નથી કે ખરેખર ખુદા તેજ છે કે જે પોતાના બંદાનો પશ્ચાત્તાપ કબુલ કરે છે, અને તેઓના સદકા સ્વીકારે છે, અને તે તેજ છે કે જે તૌબા કબુલ કરનાર (અને) દયાળુ છે? ૧૦૪. અને કહે, તમે સારૂં કામ કરો. પછી ખુદા જલદીથી તમારાં કૃત્યો જોશે, અને તેમજ ખુદાનો પેયગમ્બર અને મોમેનો પણ (જોશે), અને જલદીથી તમને અદ્રશ્ય અને દ્રશ્ય જાણનાર તરફ પાછા લઇ જવામાં આવશે. પછી જે તમે કરતા હતા તેની તે તમને ખબર આપશે. ૧૦૫.

---

ખાધા કે હઝરત પેયગમ્બર આવીને અમને છૂટા કરશે ત્યાંસુધી અમે અમારી પોતાની મેળે છૂટા થઈશું નહિ. પણ જ્યારે હઝરત પેયગમ્બર મસ્જેદમાં નમાઝ પઢવા આવ્યા અને હઝરતને આ બાબત ખબર આપવામાં આવી ત્યારે હઝરતે પણ સોગંદ ખાધા કે ખુદાના ખાસ હોકમ સિવાય હું પણ તેમને છોડીશ નહિ, તેથી આ આયા વહી કરવામાં આવી, અને તેઓને છૂટા કરવામાં આવ્યા.

* જ્યારે આ માણસોને છૂટા કરવામાં આવ્યા ત્યારે તેઓએ પોતાની માલ મેલ્કત કે જેને લીધે તેઓ ઘેર રહ્યા હતા તે લઈ લેવા માટે હઝરત પેયગમ્બરને વિનંતી કરી એટલા માટે કે તેઓ પાપથી પાક થાય; પણ હઝરતે તેમને કહ્યું કે તમારી પાસે કંઇ પણ ચીઝ લેવાનો મને હોકમ નથી. ને ઉપરથી આ આયા વહી કરવામાં આવી.

والسابقون الاولون من المهاجرين
والانصار والذين اتبعوهم باحسان رضي
الله عنهم ورضوا عنه واعد لهم جنات
تجري تحتها الانهار خالدين فيها ابدا ذلك
الفوز العظيم ١٠٠ وممن حولكم من
الاعراب منافقون ومن اهل المدينة
مردوا على النفاق لا تعلمهم نحن نعلمهم
سنعذبهم مرتين ثم يردون الى عذاب
عظيم ١٠١ واخرون اعترفوا بذنوبهم
خلطوا عملا صالحا واخر سيئا عسى الله
ان يتوب عليهم ان الله غفور رحيم ١٠٢

અને સૌથી આગળ થયેલા પહેલા મોહાજેરો ( દેશ છોડી જનારા ) અને અનસારો * ( મદદ આપનારા ) અને જેઓ ઇમાન સહિત તેઓની પછવાડે ચાલ્યા, તેઓની સાથે ખુદા રાઝી થયો છે, અને તેઓ તેની સાથે રાઝી થયા છે. અને તેઓને માટે ખુદાએ બેહેસ્તની વાડીઓ તૈયાર કરી છે કે જેની નીચેથી નદીઓ વહે છે. તેમાં તેઓ સદાકાળ રહેનાર છે. આ એક મ્હોટું સુખ છે. ૧૦૦. અને તમારી આસપાસ અરબોમાંના કેટલાક મોનાફેકો છે, અને મદિનાના લોકોમાં કેટલાકને નેફાકની ટેવ પડી ગઇ છે. તું તેઓને નથી ઓળખતો; અમે તેઓને ઓળખીએ છીએ. અમે જલદીથી તેઓને બે વખત સઝા કરીશું; પછી તેઓને મ્હોટી શિક્ષા તરફ લઇ જવામાં આવશે. ૧૦૧. અને બીજી કોમોએ પોતાના ગુનાહ કબુલ કર્યા છે. † તેઓએ સારાં કૃત્યો અને બીજાં દુષ્ટકામોને સાથે ભેળવ્યાં છે, કે કદાચ ખુદા તેઓનો પશ્ચાત્તાપ કબુલ કરે. ખરેખર ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૧૦૨.

રીતભાત હોવાને લીધે, તેઓનાં અંતઃકરણોની નિર્દયતાને લીધે, જ્ઞાની માણસો પાસે તેઓના ન જવાને લીધે, અને શિખામણ મેળવવાનો થોડા પ્રસંગો તેમને મળે છે તેને લીધે.

* મોહાજેરીન અને અનસાર માટે પ્રસ્તાવના જુઓ.

† આ દસ માણસો હતા કે જેઓ હઝરત પેયગમ્બરની સાથે તબુકની સવારીમાં ગયા નહોતા, અને વગર કારણે ઘેર બેસી રહ્યા હતા. કારણ વગર લડાઇમાં નજનાર માણસોની વિરૂધ્ધ આ પ્રકરણમાં આપેલો સખત ઠપકો અને ધમકી તેઓએ સાંભળી કે તરતજ મસ્જેદના થાંભલા સાથે તેમનામાંથી ત્રણ અથવા સાત માણસો પોતાની મેળે બંધાયા, અને તેઓએ સોગંદ

તેઓ જલદીથી ખુદાના સોગંદ તમારી પાસે ખાશે જે વખતે તમે તેઓની તરફ પાછા આવશો એટલા માટે કે તમે તેઓની તરફથી મ્હોં ફેરવો (ઠપકો ન આપો), માટે તેઓની તરફથી મ્હોં ફેરવો. ખરેખર તેઓ પલીદ છે, અને તેઓનું રહેઠાણ દુઝખ છે. આ સઝા જે તેઓ કમાયા છે તેને લીધે છે. ૯૫. તેઓ તમારી પાસે સોગંદ ખાશે, એટલા માટે કે તમે તેઓની ઉપર રાઝી થાઓ, પણ જો તમે તેઓની ઉપર રાઝી થાઓ તો ખરેખર ખુદા દુષ્ટ કામ કરનાર લોકો ઉપર રાઝી થશે નહિ. ૯૬. અરણ્યના અરબો કાફરપણામાં અને નેફાકમાં વધારે દ્રઢ છે; અને જે નિયમો ખુદાએ પોતાના પેયગમ્બર ઉપર નીચે મોકલ્યા છે, તે તેઓ નહિ જાણવાને વધારે યોગ્ય છે. + અને ખુદા દાના (અને) હોકમ કરનાર છે. ૯૭. અને અરણ્યમાં રહેનારા અરબોમાં એક એવો છે કે જે દાનમાં પોતે જે આપે છે તેને તે નુકસાન ગણે છે. અને તે તમારે માટે ઝમાનાના ફેરફારની રાહ જુએ છે. તેઓની ઉપરજ ઝમાનાનો દુષ્ટ ફેરફાર છે, અને ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૯૮. અને અરણ્યના અરબોમાંનો કોઇ એવો છે કે જે ખુદા અને છેલ્લા દિવસને માને છે, અને જે તે દાનમાં વાપરે છે તેને તે ખુદાની પાસે ઉંચી પદવી મેળવવાનું સાધન અને પેયગમ્બરની સલવાત (આશિર્વાદ) ગણે છે. જાણો કે ખરેખર ખુદાની રહમતની નઝદિક થવાનું તે એક કારણ છે. ખુદા તેઓને પોતાની રહમતમાં જલદી દાખલ કરશે. ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૯૯.

سيحلفون بالله لكم اذا انقلبتم اليهم
لتعرضوا عنهم فاعرضوا عنهم انهم رجس
وماويهم جهنم جزاء بما كانوا يكسبون ٩٥
يحلفون لكم لترضوا عنهم فان ترضوا عنهم
فان الله لا يرضى عن القوم الفاسقين ٩٦
الاعراب اشد كفرا ونفاقا واجدر الا
يعلموا حدود ما انزل الله على رسوله
والله عليم حكيم ٩٧ ومن الاعراب من
يتخذ ما ينفق مغرما ويتربص بكم الدوائر
عليهم دائرة السوء والله سميع عليم ٩٨
ومن الاعراب من يؤمن بالله واليوم الاخر
ويتخذ ما ينفق قربات عند الله وصلوات
الرسول الا انها قربة لهم سيدخلهم الله
فى رحمته ان الله غفور رحيم ٩٩

માટે તેઓ "બકકાઉન" એટલે "રડનારા" કહેવાય છે. પણ પછી હઝરત પેગમ્બરના અસહાબોએ તેમને સવારી માટે જાનવરો આપ્યાં. અને તેઓ લડાઈમાં ગયા. +તેઓની જિંદગીની જંગલી

જ્યારે તેઓ ખુદા અને તેના પેયગમ્બર માટે નિખાલસપણે સારૂં ઇચ્છતા હોય. (પણ) સુકૃત્ય કરનારાઓ ઉપર કંઇ ઠપકો નથી, અને ખુદા માફી આપનાર (અને) દયાળુ છે.૯૧. અને તેમજ તેઓની ઉપર પણ (કંઇ ઠપકો નથી) કે જેઓ જ્યારે ત્હારી પાસે આવ્યા એટલા માટે કે તું તેઓને સવારી માટે કંઇ આપે.* (અને) તેં તેઓને કહ્યું કે મને કંઇ મળતું નથી કે જેની ઉપર હું તમને સવાર કરૂં, ત્યારે તેઓ પાછા ફર્યા અને તેઓની આંખોમાંથી દિલગીરીને લીધે આંસુ વહેવા માંડયાં; કારણ કે તેઓને (લડાઇમાં) ખર્ચ કરવા માટે કાંઈ મળ્યું નહિ.૯૨. ઠપકો માત્ર તેઓનીજ ઉપરછે કે જેઓ ત્હારી પાસે રજા માગે છે, અને તેઓ તવંગર છે. તેઓએ એવું પસંદ કર્યું કે તેઓ ઘરે રહેનારાંઓ સાથે રહે અને ખુદાએ તેઓનાં અંતઃકરણ ઉપર મોહ્‌ર મૂકી, તેથી તેઓ જાણતા નથી.૯૩. જ્યારે તમે તેઓની
૧૧/૩૦ તરફ પાછા આવો ત્યારે તેઓ તમારી પાસે ઓઝરખાહી કરશે (બહાનાં કાઢશે). કહે કે ઓઝ્‌ર લાવો નહિ, અમે તમારૂં (કહેવું) કદી માનશું નહિ. ખરેખર તમારા સમાચાર (સ્થિતિ) વિષે ખુદાએ અમને ખબર આપી છે, અને જલદીથી ખુદા તમારાં કૃત્યોને જોશે, અને તેમજ તેનો પેયગમ્બર પણ; પછી અદ્રશ્ય અને દ્રશ્ય જાણનાર તરફ તમને સઘળાને પાછાં ફેરવવામાં આવશે. ત્યારે જે તમે કરતા હતા તેની તમને તે ખબર આપશે૯૪.

اذا نصحوا لله ورسوله ما على المحسنين
من سبيل والله غفور رحيم ٩١ ولا على
الذين اذا ما اتوك لتحملهم قلت لا اجد
ما احملكم عليه تولوا واعينهم تفيض من
الدمع حزنا الا يجدوا ما ينفقون ٩٢
انما السبيل على الذين يستاذنونك وهم
اغنياء رضوا بان يكونوا مع الخوالف
وطبع الله على قلوبهم فهم لا يعلمون ٩٣
يعتذرون اليكم اذا رجعتم ١١ الجزء
اليهم قل لا تعتذروا لن نؤمن لكم قد
نبانا الله من اخباركم وسيرى الله عملكم
ورسوله ثم تردون الى عالم الغيب والشهادة
فينبئكم بما كنتم تعملون ٩٤

* આ સાત માણસો હતા કે જેઓએ હઝરત પેયગમ્બર પાસે આવીને દરખાસ્ત કરી કે તું અમને સવારી માટે જાનવરો આપ કે જે ઉપર ચઢીને અમે લડાઈમાં જઇએ, પણ હઝરતે તેમને કહ્યું કે, હું તમને આપી શકીશ નહિ; જેથી તેઓ રડતા રડતા ચાલ્યા ગયા અને તેટલા

અને જ્યારે કોઇ સુરા નીચે મોકલવામાં આવે છે કે ખુદાને માનો, અને તેના પેયગમ્બર સાથે લડાઇ કરવા જાઓ ત્યારે તેઓમાંના તવંગર લોકો ત્હારી પાસે રજા માગે છે, અને કહે છે કે અમને રહેવાદો કે અમે ઘેર બેસનારાઓ સાથે રહીએ. ૮૬. તેઓએ પસંદ કર્યું કે તેઓ ઘેર રહેનાર (સ્ત્રીઓ અને બાળકો) સાથે રહે, અને તેઓનાં અંતઃકરણ ઉપર મોહર( છાપ ) મુકવામાં આવી છે, તેથી તેઓ સમજતા નથી. ૮૭. પણ પેયગમ્બર અને જેઓ તેની સાથે ઇમાન લાવ્યા છે તેઓ પોતાના ધન અને પોતાના તનથી લડયા છે; અને આવા લોકો માટે સારો બદલો છે, અને તેઓ રસ્તગારી મેળવનાર છે. ૮૮. ખુદાએ તેઓને માટે બેહેશ્તની વાડીઓ તૈયાર કરી છે કે જેની નીચે નદીઓ વહે છે, અને તેમાં તેઓ સદા રહેનાર છે. આજ મ્હોટી રસ્તગારી છે. ૮૯. અને અરણ્યમાં વસનાર અરબોમાંના બહાનાં કાઢનારાઓ (ત્હારી પાસે) આવ્યા, એટલા માટે કે તેઓને રજા આપવામાં આવે; અને જેઓ ખુદા અને તેના પેયગમ્બર પાસે જૂઠું બોલ્યા તેઓ ઘેર બેઠા; તેઓમાંના જેઓ કાફેર થયા તેઓને જલદીથી એક દુઃખદાયક શિક્ષા આવી પહોંચશે. ૯૦. અશકત ઉપર અને તેમજ માંદા ઉપર અને તેમજ જેઓને ખર્ચ કરવા કંઇ મળતું નથી તેઓની ઉપર ( લડાઇમાં નહિ જવાથી ) કંઇ પાપ નથી.

وإذا أنزلت سورة أن آمنوا بالله وجاهدوا
مع رسوله استأذنك أولوا الطول منهم و
قالوا ذرنا نكن مع القاعدين ٨٦ رضوا
بأن يكونوا مع الخوالف وطبع على قلوبهم
فهم لا يفقهون ٨٧ لكن الرسول والذين
آمنوا معه جاهدوا بأموالهم وأنفسهم
وأولئك لهم الخيرات وأولئك هم
المفلحون ٨٨ أعد الله لهم جنات تجري
من تحتها الأنهار خالدين فيها ذلك الفوز
العظيم ٨٩ وجاء المعذرون من الأعراب
ليؤذن لهم وقعد الذين كذبوا الله و
رسوله سيصيب الذين كفروا منهم عذاب
أليم ٩٠ ليس على الضعفاء ولا على المرضى
ولا على الذين لا يجدون ما ينفقون حرج

અને તેઓએ નાપસંદ કર્યું કે તેઓ પોતાના ધન અને પોતાના તનથી ખુદાને રસ્તે લડાઇ કરવા જાય, અને કહ્યું તમે આવી ગરમીમાં કૂચ કરો નહિ. કહે, દુઝખની આગ વધારે સખત ગરમ છે જો તેઓ સમજે તો.૮૧. માટે તેઓએ થોડુંજ હસવું જોઇએ, અને ઘણુંજ રોવું જોઇએ. આ સઝા જે તેઓ કમાયા છે તેને લીધે છે.૮૨. પણ જો ખુદા તને તેઓમાંના એક ભાગ તરફ પાછો લાવે તો તેઓ કૂચ કરવા માટે ત્હારી પાસે રઝા માગશે; ત્યારે કહે તમે મ્હારી સાથે કદી બહાર આવશો નહિ,‡ અને મ્હારી સાથે તમે કોઇ શત્રુ સામે લડશો નહિ. ખરેખર તમે પહેલીજ વખત ઘરે બેસવું પસંદ કર્યું; માટે પાછળ રહેનારાઓ સાથે તમે બેસો.૮૩. અને તું તેઓમાંનો જે કોઇ મરી જાય તેના મુડદા ઉપર કદી નમાઝ પઢ નહિ, અને તેની કબર પાસે ઉભો રહે નહિ.* ખરેખર તેઓએ ખુદા અને તેના પેયગમ્બરને માન્યા નહિ અને તેઓ મરી ગયા, અને દુષ્ટ કામ કરનારા હતા.૮૪. અને તેઓનો માલ અને તેઓનાં છોકરાંથી ત્હારે આશ્ચર્ય પામવું નહિ જોઇએ. ખરેખર ખુદા માત્ર ઇચ્છે છે કે તેઓને તે વડે આ સંસારમાં તે શિક્ષા કરે અને કાફેરપણામાંજ તેઓના પ્રાણ નીકળી જાય.૮૫.

وَكَرِهُوا أَنْ يُجَاهِدُوا بِأَمْوَالِهِمْ وَأَنْفُسِهِمْ
فِي سَبِيلِ اللَّهِ وَقَالُوا لَا تَنْفِرُوا فِي الْحَرِّ قُلْ
نَارُ جَهَنَّمَ أَشَدُّ حَرًّا لَوْ كَانُوا يَفْقَهُونَ ٨١
فَلْيَضْحَكُوا قَلِيلًا وَلْيَبْكُوا كَثِيرًا جَزَاءً بِمَا
كَانُوا يَكْسِبُونَ ٨٢ فَإِنْ رَجَعَكَ اللَّهُ إِلَى
طَائِفَةٍ مِنْهُمْ فَاسْتَأْذَنُوكَ لِلْخُرُوجِ فَقُلْ لَنْ
تَخْرُجُوا مَعِيَ أَبَدًا وَلَنْ تُقَاتِلُوا مَعِيَ عَدُوًّا
إِنَّكُمْ رَضِيتُمْ بِالْقُعُودِ أَوَّلَ مَرَّةٍ فَاقْعُدُوا
مَعَ الْخَالِفِينَ ٨٣ وَلَا تُصَلِّ عَلَى أَحَدٍ مِنْهُمْ
مَاتَ أَبَدًا وَلَا تَقُمْ عَلَى قَبْرِهِ إِنَّهُمْ كَفَرُوا
بِاللَّهِ وَرَسُولِهِ وَمَاتُوا وَهُمْ فَاسِقُونَ ٨٤
وَلَا تُعْجِبْكَ أَمْوَالُهُمْ وَأَوْلَادُهُمْ إِنَّمَا
يُرِيدُ اللَّهُ أَنْ يُعَذِّبَهُمْ بِهَا فِي الدُّنْيَا وَتَزْهَقَ
أَنْفُسُهُمْ وَهُمْ كَافِرُونَ ٨٥

* આ પણ અબ્દુલ્લા-બેન-ઓબેયના સંબંધમાં છે; તેણે હઝરત પેયગમ્બરને વિનંતી કરી કે હઝરત તેની મયેત ઉપર નમાઝ પઢે, અને પોતાનું પેહરણ કફન માટે તેને પહેરવા આપે.

અને વળી તેઓનો પણ (દોષ કાઢે છે) * કે જેઓને પોતાની શક્તિ ઉપરાંત આપવા મળી શકતું નથી, વળી તેઓની મશ્કરી પણ કરે છે; તેઓને ખુદા તેઓની મશ્કરીનો બદલો આપશે, અને તેઓ માટે દુઃખદાયક શિક્ષા છે. ૭૯. તેઓને માટે તું માફી માગ અથવા તેઓને માટે તું માફી ન માગ ( તે સરખુંજ છે ), જો તું તેઓને માટે સિત્તેર વખત માફી માગે તોપણ ખુદા તેઓને કદી માફ કરશે નહિ.† તેનું કારણ એજ છે કે તેઓએ ખુદા અને તેના પેયગમ્બરને માન્યા નહિ, અને ખુદા દુષ્ટ કામ કરનાર લોકોને રસ્તો બતાવતો નથી. ૮૦. પાછળ રહેનારાઓ પોતાને ઘેર બેસી રહેવાથી ખુદાના પેયગમ્બર વિરૂધ્ધ ખુશ થયા,

والذين لا يجدون الا جهدهم فيسخرون
منهم سخر الله منهم ولهم عذاب اليم ٧٩
استغفر لهم او لا تستغفر لهم ان تستغفر
لهم سبعين مرة فلن يغفر الله لهم ذالك
بانهم كفروا بالله ورسوله والله لا يهدى
القوم الفاسقين ٨٠ فرح المخلفون
بمقعدهم خلاف رسول الله

* એવું કહેવામાં આવ્યું છે કે જે ફોજ તબુક જવાની હતી તેને ખોરાક પૂરો પાડવાને હઝરત પેયગમ્બરે પોતાના અસહાબને ઉપદેશ કર્યો, અને દરેક તવંગર અસહાબ પોતાની માલ મેલ્કતનો એક મ્હોટો ભાગ લાવ્યા અને તે બધી તેઓએ એકઠી કરી, અને છેવટે આસેમ-બેન-અદીએ સો પશુઓ ઉપાડી શકે તેટલો ખજૂર આપ્યો, કે જેનું વઝન આશરે ૨૪૦૦ મણ હતું અને અબી-ઓકૈલ એક સાઅ ( આશરે ચાર રતલ ) ખજૂર લાવ્યો. આગલી રાત્રીએ સખત મજુરી કરીને તે જે કમાયો હતો તેનાથી આ અર્ધ હતું. તે સ્વીકારવામાં આવ્યું અને બીજા એકઠા કરેલા ઢગલા ઉપર મૂકવામાં આવ્યું. આ ઉપરથી મોનાફેકોએ કહ્યું કે આસેમે જે આપ્યું તે તો દેખાવ માટે આપ્યું. પણ ખુદા અબુ-ઓકૈલના દાનનો મોહતાજ નહોતો, તેણે તો પોતાની ગરીબાઈ દેખાડવા અને તે દાનમાંથી થોડું ઘણું મેળવવા માટે આ પ્રમાણે કર્યું છે. તેથી આ આયા વહી કરવામાં આવી.

† અબ્દુલ્લા-બેન-ઓબૈય કે જે એક મોનાફેક હતો તેની છેલ્લી માંદગીમાં તેનો પુત્ર હઝરત પેયગમ્બર પાસે આવ્યો અને પોતાના પિતા માટે તેણે હઝરતને ખુદા પાસે માફી માગવાની અરજ કરી. જ્યારે હઝરત પેયગમ્બરે ખુદા પાસે તેને માટે માફી માગી ત્યારે આ આયતનો પહેલો ભાગ વહી કરવામાં આવ્યો, પણ હઝરતે કહ્યું કે હું તેને માટે ૭૦ વખત માફી માગીશ, તે ઉપરથી પાછલો ભાગ વહી કરવામાં આવ્યો. અને માફી માગવી તે નકામી છે એમ જાહેર કરવામાં આવ્યું.

* આ ઠેકાણે "ભવિષ્યકાળ" "આજ્ઞા" ના અર્થમાં છે, એટલે "તમે બહાર આવો નહિ."

અને તેમાંના કેટલાકે ખુદાને વચન આપ્યું છે કે જો તે અમને પોતાની બક્ષિશમાંથી આપશે તો અમે ખચિત્ દાન કરીશું, અને નક્કી અમે સારાં કામ કરનારા થઈશું. ૭૫. પછી જ્યારે તેણે તેઓને પોતાની બક્ષિશ આપી ત્યારે તેઓએ કંજુસાઇ કરી* અને પોતાની પીઠ ફેરવી, અને તેઓ (ખુદાના હોકમ તરફથી) મ્હોં ફેરવનારા છે. ૭૬. પછી ખુદાએ તેઓનાં અંતઃકરણમાં, જે દિવસે તેઓ પોતાનાં કૃત્યોનો બદલો મેળવશે તે દિવસ સુધી, નેફાક લાવી સાબેત રાખ્યો; કારણ કે ખુદાને તેઓએ જે વચન આપ્યું હતું તે તેઓએ તોડયું; અને કારણ કે તેઓ જૂઠું બોલતા હતા. ૭૭. શું તેઓ જાણતા નથી કે ખુદા તેઓના છૂપા ભેદો અને છાની વાતો જાણે છે અને ખરેખર ખુદા અદ્રશ્ય જાણનાર છે? ૭૮. જે લોકો મોમેનોમાંના જેઓ ખુશીથી દાન કરનારા છે તેઓનો દોષ કાઢે છે,

ومنهم من عاهد الله لئن آتينا من فضله
لنصدقن ولنكونن من الصالحين ٧٥
فلما آتيهم من فضله بخلوا به وتولوا وهم
معرضون ٧٦ فاعقبهم نفاقا في قلوبهم
الى يوم يلقونه بما اخلفوا الله ماوعدوه
وبما كانوا يكذبون ٧٧ الم يعلموا ان
الله يعلم سرهم ونجويهم وان الله علام
الغيوب ٧٨ الذين يلمزون المطوعين
من المؤمنين في الصدقات

* એવું કહેવામાં આવ્યું છે કે સઅલબા જે હઝરત પેયગમ્બરનો એક ઘણો ધાર્મિક સોબતી હતો તેણે હઝરત પાસે આવીને અરઝ કરી કે તે તવંગર થાય એવી હઝરત તેને માટે ખુદા પાસે વિનંતી કરે. હઝરત પેયગમ્બરે પ્રથમતો તેને સંતોષી રહી વધારે લોભ ન કરવાનું ફરમાવ્યું, પણ જ્યારે સઅલબાએ તેને આગ્રહ કર્યો, અને અંતઃકરણ પૂર્વક વચન આપ્યું કે હુ તે પૈસાનો સારો ઉપયોગ કરીશ, ત્યારે હઝરતે ખુદા પાસે વિનંતી કરી અને ખુદાએ તે અરઝ સ્વીકારી. સઅલબા ટૂંક વખતમા ઘણોજ તવંગર થયો એટલે સુધી કે તેના ઢોરનાં ટોળાં મદિનાનાં પરામાં પણ સમાયાં નહિ. તેથી તે જંગલમાં રહેવા ગયો અને નમાઝ વખતે મસ્જેદમાં હાઝેર થઇ શકયો નહિ. હઝરત પેયગમ્બરે ઝકાત ઉઘરાવવાને માણસો મોકલ્યાં ત્યારે તેણે ઝકાત આપવાની ના પાડી અને કહ્યું કે હઝરત પેયગમ્બર જે માગે છે તે ખંડણી છે પણ ઝકાત નથી. તેટલા માટે આ આયા વહ્ય કરવામાં આવી; અને સઅલબા આ આયા સાંભળીને જ્યારે પોતાની ઝકાત આપવા આવ્યો ત્યારે હઝરતે તેને કહ્યું કે ખુદાએ મને ત્હારી ઝકાત કબુલ કરવાની ના પાડી છે.

અને તેમજ હમેશ રહેનાર બેહેસ્તની વાડીઓમાં પાક અને સુંદર જગ્યાનો વાયદો આપ્યો છે; પણ ખુદાની. ખુશી સૌથી મ્હોટી છે. આજ મ્હોટી સ્તગારી છે.૭૨. હે પેયગમ્બર, કાફેરો અને મોનાફેકો સાથે લડાઇ કર, અને તેઓની ઉપર સખતાઇ કર; અને તેઓનું રહેઠાણ જહન્નમ છે, અને તે એક પાછા ફરવાની ખરાબ જગ્યા છે. ૭૩. તેઓ ખુદાના સોસંદ ખાય છે કે તેઓ તેમ બોલ્યા નથી, અને ખરેખર તેઓ કાફેરપણાના શબ્દો બોલ્યા છે;* અને તેઓ પોતે મુસલમાન થયા પછી કાફેર થયા છે, અને જે તેઓ મેળવી ન શકયા તેનો તેઓએ એરાદો કર્યો, અને તેઓએ મોમેનોની સાથે આ કારણ સિવાય વેરભાવ રાખ્યો નહિ કે ખુદાએ તેઓને અને પોતાના પેયગમ્બરને પોતાની મેહેરબાનીથી તવંગર બનાવ્યા છે.† જો તેઓ પશ્ચાત્તાપ કરે તો તેઓને માટે બહુ સારૂં છે; પણ જો તેઓ પોતાની પીઠ ફેરવે તો ખુદા તેઓને આ સંસારમાં અને આવતી જિંદગીમાં દુ:ખદાયક શિક્ષાથી સજા કરશે, અને તેઓને આ દુનિયામાં કોઇ મિત્ર અને કોઇ મદદગાર નથી. ૭૪.

ومساكن طيبة في جنات عدن ورضوان
من الله اكبر ذلك هو الفوز العظيم ٧٢
يا ايها النبي جاهد الكفار والمنافقين واغلظ
عليهم وماويهم جهنم وبئس المصير ٧٣
يحلفون بالله ما قالوا ولقد قالوا كلمة الكفر
وكفروا بعد اسلامهم وهموا بما لم ينالوا
وما نقموا الا ان اغنيهم الله ورسوله من
فضله فان يتوبوا يك خيرا لهم وان يتولوا
يعذبهم الله عذابا اليما في الدنيا والاخرة
وما لهم في الارض من ولي ولا نصير ٧٤

* તબુકની સવારીમાં જેલાસે લોકોને લડાઇમાં નજવાનું સમજાવવાને ખચ્ચર ઉપર બેસતી વખતે પોતાના સોબતી મુસઅબને કહ્યું કે જો મોહમ્મદ સાચો હોય તો આપણે આ ગધેડા કરતાં પણ વધારે હલકા છીએ. હઝરત પેયગમ્બરે તેને મુસઅબની હાઝરીમાં બોલાવીને પૂછ્યું કે તું આમ બોલ્યો હતો કે નહિ ? તેણે સોગંદ પુર્વક એનકાર કર્યો, અને જ્યારે આ આયા વહ્ય કરવામાં આવી ત્યારે તેણે પોતાની ભૂલ કબુલ કરી, અને તેનો પશ્ચાત્તાપ સ્વીકારવામાં આવ્યો હતો.

† કારણ કે મદિનાના જે રહેવાસીઓ અગાઉ ગરીબ હતા અને જિંદગીને માટે જોઇતી ચીઝોની તંગીમાં હતા તેઓની આબાદીનું કારણ હઝરત પેયગમ્બરનો તે શહેરમાં નિવાસ થયો તેજ હતું; અને હઝરતના આવ્યા પછી તેઓના કબજામાં ઢોરનાં મ્હોટાં મ્હોટાં ટોળાં તથા પુષ્કળ પૈસો આવ્યો.

كما استمتع الذين من قبلكم بخلاقهم
وخضتم كالذي خاضوا اولئك حبطت
اعمالهم في الدنيا والاخرة واولئك هم
الخاسرون ٦٩ الم ياتهم نبأ الذين من
قبلهم قوم نوح وعاد وثمود وقوم ابرهيم
واصحاب مدين والمؤتفكات اتتهم رسلهم
بالبينات فما كان الله ليظلمهم ولكن
كانوا انفسهم يظلمون ٧٠ والمؤمنون
والمؤمنات بعضهم اولياء بعض يامرون
بالمعروف وينهون عن المنكر ويقيمون
الصلوة ويؤتون الزكوة ويطيعون الله
ورسوله اولئك سيرحمهم الله ان الله
عزيز حكيم ٧١ وعد الله المؤمنين
والمؤمنات جنات تجري من تحتها الانهار
خالدين فيها

જેવી રીતે કે જેઓ તમારી અગાઉ હતા
તેઓએ પોતાના ભાગનો ઉપભોગ કર્યો.
અને તમે (ખરાબ કામ) શરૂ કર્યું
જેમ તેઓએ શરૂ કર્યું હતું. તેઓનાં
કામો આ સંસાર અને આવતી ઝિંદગીમાં
નાબુદ થયાં છે, અને તેઓ નુકસાન
ખમનારા છે.૬૯. શું જેઓ તેઓની
અગાઉ હતા તેઓની ખબર તેઓની
પાસે આવી નથી? (જેવી કે) નુહ અને
આદ અને સમુદની કોમની. અને તેમજ
એબ્રાહીમની કોમની, અને મદ્યનના
રહેવાસીઓની, અને મોઅતફેકાત (ઉંધાં
વળેલાં ગામો) ના લોકોની; તેઓની પાસે
તેઓના પેયગમ્બરો સ્પષ્ટ નિશાનીઓ
સહિત આવ્યા, પણ ખુદાએ તેઓની
ઉપર ઝોલમ કર્યો નહિ, પણ તેઓએ
પોતાની ઉપરજ ઝોલમ કર્યો છે.૭૦.
અને મોમેન પુરૂષો અને મોમેન સ્ત્રીઓ
એક બીજાના મિત્રો છે. તેઓ સારા
કામનો હોકમ કરે છે, અને દુષ્ટ કામની
મના કરે છે, અને નમાઝ અદા કરે છે,
અને ઝકાત આપે છે, અને ખુદા અને
તેના પેયગમ્બરનાં ફરમાન ઉઠાવે છે,
તેઓની ઉપર ખુદા જલદીથી દયા કરશે,
ખરેખર ખુદા શકિતમાન્ (અને) સત્ય
કરનાર છે.૭૧. ખુદાએ મોમેન પુરૂષો અને
મોમેન સ્ત્રીઓને બેહેશ્તની વાડીઓનો
વાયદો આપ્યો છે કે જેની નીચે નદીઓ
વહે છે, તેમાં તેઓ સદાકાળ રહેનાર છે.

તમે કંઇ બહાનું કાઢો નહિ. ખરેખર તમે તમારા ઇમાન પછી કાફેર થયા છો. જો અમે તમારામાંના એક ભાગને માફી આપીએ તો બીજા ભાગને શિક્ષા કરીશું; કારણ કે તેઓ પાપી છે. ૬૬. મોનાફેક પુરૂષો અને મોનાફેક સ્ત્રીઓ એક બીજાને મળતાં આવે છે. તેઓ દુષ્ટ કામનો હોકમ કરે છે અને સારા કામની મના કરે છે અને તેઓ ( દાન આપવામાં ) પોતાના હાથ બંધ રાખે છે (બખીલાઇ કરે છે), તેઓ ખુદાને ભૂલી ગયા છે; તેથી ખુદાએ તેઓને તજી દીધા છે. ખરેખર મોનાફેકો દુષ્ટ કામ કરનાર છે. ૬૭. ખુદાએ મોનાફેક પુરૂષો અને મોનાફેક સ્ત્રીઓ અને કાફેરોને જહન્નમની આગનો વાયદો આપ્યો છે. તેમાં તેઓ સદાકાળ રહેનાર છે. તે તેઓને માટે બસ છે અને ખુદાએ તેઓને લઅનત કરી છે (રહેમતથી દૂર કર્યા છે) અને તેઓને માટે કાયમ શિક્ષા છે. ૬૮. (હે મોનાફેકો) તમે જેઓ તમારી પહેલાં હતા તેઓના જેવા છો. તેઓ તમારા કરતાં બળમાં વધારે સખત હતા, અને તેઓને પૈસો અને છોકરાં વધારે હતાં. પછી તેઓએ પોતાના ભાગનો ઉપભોગ કર્યો; અને તમે પણ તમારા ભાગનો ઉપભોગ કર્યો છે,

لا تعتذروا قد كفرتم بعد ايمانكم ان
نعف عن طائفة منكم نعذب طائفة
بانهم كانوا مجرمين ٦٦ المنافقون
والمنافقات بعضهم من بعض يأمرون
بالمنكر وينهون عن المعروف ويقبضون
ايديهم نسوا الله فنسيهم ان المنافقين
هم الفاسقون ٦٧ وعد الله المنافقين
والمنافقات والكفار نار جهنم خالدين فيها
هي حسبهم ولعنهم الله ولهم عذاب
مقيم ٦٨ كالذين من قبلكم كانوا اشد
منكم قوة واكثر اموالا واولادا
فاستمتعوا بخلاقهم فاستمتعتم بخلاقكم

મહેલમાં રહેવાને ઇચ્છે છે." હઝરત પેયગમ્બરે પોતાના પેયગમ્બરી જ્ઞાનથી આ જાણ્યું અને અમ્મારને બોલાવીને કહ્યું કે તું ત્યાં જા અને તેમને પૂછ કે તેઓ શું કહેતા હતા; અને જો તેઓ એનકાર કરે તો ત્હારે તેમને કહેવું કે તમે ફલાણું ફલાણું બોલ્યા છો. આના જવાબમાં તેઓએ સોગંદ ખાઇને કહ્યું કે અમે જે બોલતા હતા તે કંઇ પેયગમ્બર વિષે નહોતું; પણ માત્ર ગમતની ખાતર રસ્તાનો થાક અને મેહનત દૂર કરવાને સાધારણ રીતે અમે વાતચીત કરતા હતા.

يحلفون بالله لكم ليرضوكم والله
ورسوله احق ان يرضوه ان كانوا
مؤمنين ٦٢ الم يعلموا انه من يحادد الله
ورسوله فان له نار جهنم خالدا فيها
ذالك الخزى العظيم ٦٣ يحذر المنافقون
ان تنزل عليهم سورة تنبئهم بما فى
قلوبهم قل استهزءوا ان الله مخرج ما
تحذرون ٦٤ ولئن سالتهم ليقولن انما
كنا نخوض ونلعب قل ابالله واياته
ورسوله كنتم تستهزءون ٦٥

3/4

તેઓ તમારી પાસે ખુદાના સોગંદ ખાય છે, એટલા માટે કે તેઓ તમને ખુશ કરે; પણ ખુદા અને તેનો પેયગંમ્બર વધારે યોગ્ય છે કે તેઓ તેમને ખુશ કરે જો તેઓ મોમેન હોય. ૬૨. શું તેઓ જાણતા નથી કે જે ખુદા અને તેના પેયગમ્બર વિરૂધ્ધ ચાલે છે તેને માટે ખરેખર જહન્નમની આગ છે? તેમાં તેઓ સદાકાળ રહેનાર છે. આ એક મ્હોટી ફજીહતી છે. ૬૩. મોનાફેક લોકો ડરે છે કે રખેને તેઓ (મોમેનો) ની ઉપર એક સુરો નીચે મોકલવામાં આવે કે જે તેઓનાં અંતઃકરણમાં જે છે તેની ખબર આપે. કહે, તમે મસ્ખરી કરો, ખરેખર જેનાથી તમે ડરોછો તેને ખુદા જાહેર કરનાર છે. ૬૪. પણ જો તું તેઓને પૂછે તો તેઓ ખચિત્ કહેશે કે અમે માત્ર વાતચિત અને ખેલ કરીએ છીએ. * કહે, શું તમે ખુદા અને તેની આયાત અને તેના પેયગમ્બરને વિષે મસ્ખરી કરો છો ? ૬૫.

રહેવાનું કહેવામાં આવ્યું કારણ કે કોઇ પણ હઝરતને આ કહી દે, ત્યારે તેઓએ કહ્યું કે જો અમે સોગંદ ખાઇને હઝરતને કહીશુ કે અમે એમ બોલ્યા નથી તો તે અમારી વાત કબુલ કરશે. કારણ કે સોનું કહેલું સાંભળે એવી હઝરતની પ્રકૃતિ છે. અથવા કેટલાકના કહેવા પ્રમાણે તે નબ્તા-બેન-હારેસ હતો કે જે મોનાફેકો માટે જાસુસ તરીકે કામ કરતો હતો, અને જ્યારે તેને તેમ ન કરવાનું કહેવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે જો હું તેનો એનકાર કરૂ તો હઝરત પેયગમ્બર કબુલ કરશે.

* એવું કહેવામાં આવ્યું છે કે તબુકની સવારીમાં મોનાફેકોની એક ટોળીએ પરસ્પર માંહો માંહે કહ્યું કે " આ માણસને જુઓ, તે શામના કિલ્લાઓ લઇ લેવાને અને રાજાઓના

ولو انهم رضوا ما اتيهم الله ورسوله
وقالوا حسبنا الله سيؤتينا الله من فضله
ورسوله انا الى الله راغبون ٥٩ انما
الصدقات للفقراء والمساكين والعاملين
عليها والمؤلفة قلوبهم وفى الرقاب والغارمين
وفى سبيل الله وابن السبيل فريضة من
الله والله عليم حكيم ٦٠ ومنهم الذين
يؤذون النبي ويقولون هو اذن قل اذن
خير لكم يؤمن بالله ويؤمن للمؤمنين
ورحمة للذين امنوا منكم والذين يؤذون
رسول الله لهم عذاب اليم ٦١

પણ જો તેઓ, ખુદા અને તેનો પેયગમ્બર જે તેઓને આપે છે તેનાથી રાઝી થાય અને કહે કે "ખુદા અમારે માટે બસ છે, ખુદા પોતાની કૃપાથી અને તેનો પેયગમ્બર પણ અમને જલદીથી આપશે, ખરેખર અમે ખુદા તરફથી આશા રાખનાર છીએ" (તો તેઓને માટે તે વધારે સારૂં છે). ૫૯. ઝકાત માત્ર ફકીરોને, અને મેસકીનોને, અને ઝકાત એકઠી કરનારાઓને, અને જેઓના અંતઃકરણનું (એસ્લામ તરફ) વલણ થયેલું છે તેઓને,‡ અને ગુલામોના છૂટકારાને, અને દેવાદારને, અને ખુદાના રસ્તાને, (એટલે લડાઇ વગેરે) અને (અશક્ત) મુસાફરોને માટે છે. ખુદા તરફથી આ એક ફરઝ છે, અને ખુદા દાના (અને) સત્ય કરનાર છે. ૬૦. અને તેઓમાંના કેટલાક એવા છે કે જેઓ પેયગમ્બરને ઇઝા કરે છે¶ અને કહે છે કે તે માત્ર સાંભળ્યા કરે છે. કહે, તે તમારા સારા માટે સાંભળે છે. તે ખુદા ઉપર ઇમાન રાખે છે અને મોમેનોને (સાચા) માને છે; અને તમારામાંના જેઓ ઇમાન લાવ્યા છે તેઓને માટે તે (પેયગમ્બર) રહેમત છે. અને જેઓ ખુદાના પેયગમ્બરને ઇઝા કરે છે તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે. ૬૧.

---

છે. તેણે કહ્યું કે હઝરત પેયગમ્બર ગનીમત માત્ર ભરવાડોનેજ આપે છે, અને તેમાં તે ન્યાય કરે છે એમ તે ધારે છે. બીજા કહે છે કે તે અબુલ-ખોવાઇસર હતો કે જેણે હોનાઇન આગળ મેળવેલી ગનીમતની વહેંચણમાં હઝરત પેયગમ્બરનો વાંક કાઢ્યો હતો; કારણ કે હઝરતે ગનીમતનો મ્હોટો ભાગ નવા મુસલમાનોનેજ આપી દીધો. આ સિવાય તફસીર લખનારાઓએ બીજું બયાન પણ આપ્યું છે. ‡ આ તે માણસો હતાં કે જેઓ એસ્લામ ધર્મમાં દાખલ થયાં હતાં, પણ જેઓનાં મન હજી શુધ્ધ નહોતાં. હઝરત પેયગમ્બરે તેમનાં મન જીતી લેવાને તેઓને ગનીમતનો એક ભાગ આપ્યો; અને તેઓ અરબ લોકોના ઉમરાવો હતા.

¶ એવું કહેવામાં આવ્યું છે કે કેટલાક મોનાફેકો જેવા કે ખોલાસ, સેમાક, ઓબેદ-બેન, હોલાક અને બીજા હઝરત પેયગમ્બરની તેની ગેરહાજરીમાં નિંદા કરતા અને જ્યારે તેઓને સુપ

قل انفقوا طوعا او كرها لن يتقبل منكم
انكم كنتم قوما فاسقين ٥٣ وما منعهم
ان تقبل منهم نفقاتهم الا انهم كفروا
بالله وبرسوله ولا ياتون الصلوة الا وهم
كسالى ولا ينفقون الا وهم كارهون ٥٤
فلا تعجبك اموالهم ولا اولادهم انما
يريد الله ليعذبهم بها فى الحيوة الدنيا
وتزهق انفسهم وهم كافرون ٥٥ ويحلفون
بالله انهم لمنكم وما هم منكم ولكنهم قوم
يفرقون ٥٦ لو يجدون ملجا او مغارات
او مدخلا لولوا اليه وهم يجمحون ٥٧
ومنهم من يلمزك فى الصدقات فان
اعطوا منها رضوا وان لم يعطوا منها
اذا هم يسخطون ٥٨

કહે, ખુશી અથવા નાખુશીથી તમે પૈસા દાનમાં વાપરો તે તમારી પાસેથી કબુલ કરવામાં નહિ આવે, ખરેખર તમે દુષ્ટ કામ કરનાર કોમ છો. ૫૩. અને તેઓના દાનમાં આપેલા પૈસા તેઓની પાસેથી કબુલ રાખવામાંથી મના કરવાનું કારણ આ સિવાય બીજું કંઈ નહોતું કે તેઓએ ખુદાને અને તેના પેયગમ્બરને માન્યો નહિ, અને વળી એ કે તેઓ નમાઝ આળસ કર્યા સિવાય પઢતા નથી અને તેઓ નારાઝ હોવા સિવાય પોતાના પૈસા દાનમાં વાપરતા નથી. ૫૪. તેથી ત્હારે તેઓની દોલત અને તેઓનાં છોકરાંથી આશ્ચર્ય પામવું નહિ જોઈએ. માત્ર ખુદા એવું ઇચ્છે છે કે તે તેઓને તે વડે આ સંસારની ઝિંદગીમાં શિક્ષા કરે અને કાફેરપણામાંજ તેઓના પ્રાણ નીકળી જાય. ૫૫. તેઓ ખુદાના સોગંદ ખાય છે કે ખરેખર તેઓ તમારામાંના છે, પણ તેઓ તમારામાંથી નથી. પણ તેઓ એવી કોમ છે કે જેઓ (તમારાથી) ડરે છે. ૫૬. જો તેઓને એક આશ્રય અથવા ગુફા અથવા દર મળે તો તેઓ તે તરફ ફરશે, અને તેઓ (તે તરફ) ઉતાવળથી દોડશે ૫૭. અને તેમનામાંનો કોઇ એવો છે કે જે સદકાત (દાન) વિષે ત્હારી ભૂલ કાઢે છે.* પછી જો તેમાંથી તેઓને આપવામાં આવે તો તેઓ ખુશ થાય છે; અને જો તેમાંથી તેઓને આપવામાં ન આવે તો ત્યારે તેઓ રીસાય છે. ૫૮.

જો તેઓ મરણ જાય તો.

* આ ફેરસાકના કહેવા પ્રમાણે અબુલ-જવાઝ કે જે એક ગોનાફેક હતો તેના સંબંધમા

ખરેખર તેઓએ અગાઉથી ફસાદ કરવા ઇચ્છયું, અને ત્હારા કામોમાં ખલલ પહોંચાડી. છેવટે ખુદાની મદદ આવી, અને ખુદાનો હોકમ ઝાહેર થયો; અને તેઓ તે નાપસંદ કરનાર હતા. ૪૮. તેમનામાંનો એક એવો છે કે જે કહે છે કે મને (ઘેર રહેવાની) રજા આપ; અને મને ફેતનામાં નાંખ નહિ. જાણો, તેઓ ફેતનામાં પડેલા છે.* અને ખરેખર જહન્નમ કાફેરોને ખચિત્ ઘેરી લેનાર છે. ૪૯. જો તને કંઈ સુખ મળે તો તેઓ દિલગીર થાય છે; અને જો તને કંઇ દુઃખ આવી પડે તો તેઓ કહે છે કે અમે અમારા કામ માટે અગાઉથીજ સાવચેતી રાખી હતી; અને તેઓ પીઠ ફેરવે છે અને તેઓ ખુશ થાય છે. ૫૦. કહે કે ખુદાએ અમારે માટે જે લખ્યું છે તે સિવાય અમને બીજું કંઇ મળશે નહિ. તે અમારો મદદગાર છે. અને ખુદા ઉપર મોમેનોએ આધાર રાખવો જોઇએ. ૫૧. કહે, અમારે માટે આ બે સારી ચીઝોમાંથી † એક સિવાય તમે બીજી કંઇ રાહ જુઓ છો? અને અમે તમારે માટે રાહ જોઇએ છીએ કે ખુદા પોતાની તરફથી અમારા હાથથી તમારી ઉપર શિક્ષા મોકલે, ત્યારે તમે રાહ જુઓ, ખરેખર અમે તમારી સાથે રાહ જોનાર છીએ. ૫૨.

لقد ابتغوا الفتنة من قبل وقلبوا لك
الامور حتى جاء الحق وظهر امر الله وهم
كارهون ٤٨ ومنهم من يقول ائذن لى ولا
تفتنى الا فى الفتنة سقطوا وان جهنم لمحيطة
بالكافرين ٤٩ ان تصبك حسنة تسؤهم
وان تصبك مصيبة يقولوا قد اخذنا امرنا
من قبل ويتولوا وهم فرحون ٥٠ قل لن
يصيبنا الا ما كتب الله لنا هو مولينا وعلى
الله فليتوكل المؤمنون ٥١ قل هل تربصون
بنا الا احدى الحسنيين ونحن نتربص
بكم ان يصيبكم الله بعذاب من عنده
او بايدينا فتربصوا انا معكم متربصون ٥٢

* એવું કહેવામાં આવ્યું છે કે જ્યારે જુન્દા-બેન-કૈસને હઝરત પેયગમ્બરે લડાઇમાં જવાનું અને સવાબ તથા ગનીમત મેળવવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે અનસાર સારી રીતે જાણે કે હું સ્ત્રીઓની સંગતિમાંજ ઘણો ભાગ રહું છું, અને તેથી યુનાની કન્યાઓને જોઇને મ્હારૂં મન સ્થિર રહેશેજ નહિ, માટે હું ઇચ્છું છું કે મને પછવાડે રહેવા દેવામાં આવે, તે વખત આ આયાત વહી કરવામાં આવી. † કાંતો વિજય જો તેઓ ફતેહ પામે તો, અને કાંતો "શહાદત"

ખુદાએ તને માફ કર્યું. તેં તેમને શામાટે (ઘરે રહેવાની) રઝા આપી જ્યાંસુધી કે કોણ સાચું બોલ્યું તે તને જાહેર થાય અને જૂઠ બોલનારાઓને તું જાણે? ૪૩. જેઓ ખુદાને અને છેલ્લા દિવસને માને છે તેઓ ત્હારી પાસે રઝા લેવા આવશે નહિ કે તેઓ પોતાના ધન અને પોતાના તન વડે લડાઈ કરવા જાય, અને ખુદા પરહીઝગારોને જાણનાર છે. ૪૪. માત્ર જેઓ ખુદાને અને છેલ્લા દિવસને માનતા નથી અને જેઓનાં અંતઃકરણમાં શંકા છે તેઓજ ત્હારી પાસે રઝા માગવા આવે છે. પછી તેઓ પોતાની શંકામાં ગુંચવાયેલા રહેશે. ૪૫. અને જો તેઓએ બહાર જવા ઇચ્છયું હોત તો તેઓએ તે માટે સામગ્રી તૈયાર કરી હોત; પણ ખુદાએ તેઓને ઉત્તેજન આપી મોકલવા નાપસંદ કર્યું, અને તેથી તેઓને પછવાડે રહેવા દીધા. અને તેઓને કહેવામાં આવ્યું કે (ઘેર) બેસનારાઓ સાથે તમે બેસો. ૪૬. જો તેઓ તમારી સાથે બહાર ગયા હોત તો તેઓએ તમારામાં નુકસાન સિવાય બીજું કંઇ વધાર્યું નહોત, અને તમારી વચ્ચે ચાડી ચુગલી કરી હોત. તેઓએ તમારે વાસ્તે ફેતના ઇચ્છયો હોત, અને તમારામાં તેઓને માટે જાસુસો છે, અને ખુદા ઝોલમગારોને જાણનારછે. ૪૭.

عفا الله عنك لم اذنت لهم حتى يتبين لك الذين
صدقوا وتعلم الكاذبين ٤٣ لا يستاذنك
الذين يؤمنون بالله واليوم الآخر ان
يجاهدوا باموالهم وانفسهم والله عليم
بالمتقين ٤٤ انما يستاذنك الذين لا يؤمنون
بالله واليوم الآخر وارتابت قلوبهم فهم فى
ريبهم يترددون ٤٥ ولو ارادوا الخروج
لاعدوا له عدة ولكن كره الله انبعاثهم
فثبطهم وقيل اقعدوا مع القاعدين ٤٦
لو خرجوا فيكم مازادوكم الا خبالا و
لا وضعوا خلالكم يبغونكم الفتنة وفيكم
سماعون لهم والله عليم بالظالمين ٤٧

આ ફોજને "જૈશોલ ઉસરા" (સંકટ વેઠેલી સેના) એવું નામ આપવામાં આવ્યું હતું (આ સુરાની ૧૧૬ મી આયાનું ટિપ્પણ જુઓ) જ્યારે લડાઈમાં જવાનો હોકમ આપવામાં આવ્યો ત્યારે તેઓમાં ત્રણ વર્ગ પડયા; તેમાંનો એક રાઝી ખુશીથી ગયો, બીજો પોતાની ઇચ્છા કરતાં ખુદાના હોકમને વધારે પસંદ કરી ના ખુશીથી બહાર ગયો, અને ત્રીજો મોનાફેકો હતા કે જેઓએ પાછળ રહેવાની રઝા માગી, અને તેમના સંબંધી આ આયા વહ્ય કરવામાં આવી.

اذ يقول لصاحبه لا تحزن ان الله معنا
فانزل الله سكينته عليه وايده بجنود
لم تروها وجعل كلمة الذين كفروا السفلى
وكلمة الله هى العليا والله عزيز حكيم ٤٠
انفروا خفافا وثقالا وجاهدوا باموالكم
وانفسكم فى سبيل الله ذلكم خير لكم
ان كنتم تعلمون ٤١ لو كان عرضا قريبا
وسفرا قاصدا لا تبعوك ولكن بعدت
عليهم الشقة وسيحلفون بالله لواستطعنا
لخرجنا معكم يهلكون انفسهم والله يعلم
انهم لكاذبون ٤٢

ત્યારે તેણે પોતાના સાથીને કહ્યું કે દિલગીર થા નહિ. ખરેખર ખુદા આપણી સાથે છે. પછી ખુદાએ પોતાની તરફથી તેની ઉપર શાન્તિ મોકલી અને તેને તે લશ્કર વડે શકિત આપી કે જે તમે જોયું નહિ; અને જેઓ કાફેર થયા હતા તેઓના શબ્દોને નીચા (હલકા) કર્યા, અને ખુદાના શબ્દો (એસ્લામ) ઉંચા છે, અને ખુદા શકિતમાન્ (અને) સત્ય કરનાર છે.૪૦. તમે હલકા હો કે ભારે હો* તોપણ બહાર જાઓ, અને તમારા ધન અને તમારા તન વડે ખુદાને રસ્તે લડો, આ તમારે વાસ્તે વધારે સારૂં છે જો તમે જાણતા હો.૪૧. જો તે પાસેનો ફાયદો હોત અને આસાન મુસાફેરી હોત, તો તેઓ ત્હારી પાછળ ચાલ્યા હોત. પણ આ કઠિન મુસાફેરી તેઓને દૂર થઇ પડી, અને તેઓ જલદીથી ખુદાના સોગંદ ખાશે કે જો અમે શકિતમાન હોત તો ખચિત્ અમે તમારી સાથે બહાર ગયા હોત.† તેઓ પોતાનોજ નાશ કરેછે, અને ખુદા જાણે છે કે તેઓ જૂઠ બોલનાર છે.૪૨.

* આ બે શબ્દો વિષે તફસીર લખનારાઓના જુદા જુદા મત છે. તેઓ કહે છે કે તેના અર્થ કાંતો ઘોડે બેસીને કે પગે ચાલીને, કાંતો તનદુરસ્તીમાં કે માંદગીમાં, કાંતો જુવાન અને વૃધ્ધ; કાંતો ગરીબ અને તાલેવંત; કાંતો હથિયાર સહિત કે હથિયાર રહિત અને કાંતો પરણેલા કે કુંવારો એ પ્રમાણે થાય છે

† હેજરાને નવમે વર્ષે "તબુકની" લડાઇમાં કે જ્યારે હજરત પેગમ્બર યુનાની લોકોસામે લડયા હતા ત્યારે મુસલમાનો ઘણી ના ખુશીથી સાથે ગયા હતા: કારણ કે તે વખતે ઉનાળાની સખત ગરમી, દુકાળ અને પાણીની તંગી હતી, તેથી લડવૈયાઓ એટલું બધું દુઃખ પામ્યા કે

لیواطؤا عدة ماحرم الله فیحلوا ماحرم الله
زین لهم سوء اعمالهم والله لا یهدی
القوم الکافرین ۳۷ یا ایها الذین امنوا
مالکم اذا قیل لکم انفروا فی سبیل الله
اثاقلتم الی الارض ارضیتم بالحیوة الدنیا
من الاخرة فما متاع الحیوة الدنیا فی
الاخرة الا قلیل ۳۸ الا تنفروا یعذبکم
عذابا الیما ویستبدل قوما غیرکم ولا
تضروه شیئا والله علی کل شیء قدیر ۳۹
الا تنصروه فقد نصره الله اذ اخرجه
الذین کفروا ثانی اثنین اذ هما فی الغار

એટલા માટે કે ખુદાએ જે મહિના હરામ કર્યા છે તેની સંખ્યા સંપૂર્ણ કરે. તેથી તેઓ ખુદાએ જે હરામ કર્યું છે તેને હલાલ કરે છે. તેઓનાં દુષ્ટ કામો તેઓને માટે ભપકાદાર દેખાડવામાં આવ્યાં છે અને ખુદા કાફેર લોકોને રસ્તો દેખાડતો નથી. ૩૭. હે મોમેનો, તમને શું છે. કે જ્યારે તમને કહેવામાં આવે છે કે ખુદાને રસ્તે લડવાને બહાર જાઓ ત્યારે તમે ઝમીન તરફ ભારે થઇ રહો છો ( વિલંબ કરોછો ) ? શું તમે આવતી ઝિંદગીને બદલે આ દુનિયાની ઝિંદગી પસંદ કરી છે? પણ આ દુનિયાની ઝિંદગીના વૈભવો આવતી ઝિંદગીને મુકાબલે માત્ર જુજ છે. ૩૮. જો તમે (લડાઇ માટે) બહાર નહિ જાઓ તો ખુદા તમને દુઃખદાયક સઝાથી શિક્ષા કરશે. ૩૯. અને તમારે બદલે બીજી કોમને લાવશે, અને તમે તેને કંઇ ઇઝા કરી શકશો નહિ. અને ખુદા સર્વ શકિતમાન્ છે. ૩૯. જો તમે તેને ( પેયગમ્બરને ) મદદ નહિ કરો તો ખરેખર ખુદાએ તેને મદદ કરી છે જ્યારે કાફેર લોકોએ તેને બહાર કાઢી મૂકયો * ( અને ) તે બેમાંથી એક હતો † કે જે વખતે તેઓ બન્ને ગુફામાં હતા,

*આ તે પ્રસંગ હતો કે જ્યારે હઝરત પેયગમ્બર પહેલા ખલીફા સેદ્દીકની સાથે મક્કામાંથી સૌર પર્વતમા નાશી ગયા(સુરા ૮ મી આયા ૩૦મી નું ટિપ્પણ જુઓ). અવું કહેવામાં આવ્યુ છે કે અહિં હઝરત પેયગમ્બર એક ગુફામાં દાખલ થઇ સવાર સુધી તેમાં રહ્યા હતા તે વખતે ખુદાએ બે કબુતરને હોકમ કર્યો હતો જેઓએ તે ગુફાના મુખ આગળ પોતાના માળા બાંધીને ઇંડાં મૂકયાં, અને તેમજ ખુદાએ એક કરોળીઆને હોકમ કર્યો હતો જેણે તે ગુફામાં દાખલ થવાના રસ્તા ઉપર જાળ બાંધી; તેથી જ્યારે કાફેરો સવારમાં હઝરતની પછવાડે જતાં આ ગુફા પાસે આવ્યા ત્યારે તેઓ ત્યાં કબૂતરના માળા અને કરોળીયાની જાળ જોઇને આની અંદર કોઇ ગયું નથી એમ ધારી ચાલ્યા ગયા.

† બેમાંથી એક; એટલે કે માત્ર પહેલા ખલીફા તેની સાથે ગુફામાં હતો.

هذا ما كنزتم لانفسكم فذوقوا ما كنتم
تكنزون ٣٥ ان عدة الشهور عند الله
اثنى عشر شهرا فى كتاب الله يوم خلق
السموات والارض منها اربعة حرم
ذلك الدين القيم فلا تظلموا فيهن انفسكم
وقاتلوا المشركين كافة كما يقاتلونكم كافة
واعلموا ان الله مع المتقين ٣٦ انما النسئ
زيادة فى الكفر يضل به الذين كفروا
يحلونه عاما ويحرمونه عاما

(અને કહેવામાં આવશે ) કે તમારે માટે તમે જે એકઠું કર્યું હતું તે આ છે; માટે જે તમે એકઠું કરતા હતા તેનો સ્વાદ લ્યો. ૩૫. ખરેખર મહિનાની સંખ્યા ખુદા પાસે તેની લખેલી કેતાબમાં તે દિવસથીજ બાર છે કે જે દિવસે તેણે આકાશો અને પૃથ્વી પેદા કરી છે,* તેમાંના ચાર હરામ છે. આ સત્ય ધર્મ છે. માટે તે મહિનામાં તમે પોતાની ઉપર ઝોલમ કરો નહિ. અને તમે સઘળા મોશરેકો સામે લડો જેવી રીતે કે તેઓ સઘળા તમારી સામે લડે છે. અને જાણો કે ખરેખર ખુદા પરહીઝગારો સાથે છે. ૩૬. ખરેખર "નસીઅ"† કાફેરપણામાં વધારો કરે છે. તે વડે જેઓ કાફેર થયા છે તેઓને આડે માર્ગે લઇ જવામાં આવે છે. તેઓ એક વર્ષે તેને હલાલ કરે છે, અને બીજે વર્ષે તેને હરામ કરે છે,

* આ ઠેકાણે ખુદા મુસલમાની કાયદા, જેવા કે રૂઝા રાખવા, હજ્જ કરવી, ઝકાત આપવી વગેરેનો વખત જાળવવાનું ચંદ્રના દેખાવની ગણત્રી ઉપર મુકરર કરે છે, પણ અરબ લોકોની પેઠે સૂર્યની ગતિની ગણત્રી ઉપર નહિ, કે જેઓ યહુદી અને ખ્રિસ્તિ પાસેથી પોતાના ચંદ્ર વર્ષને સૂર્ય વર્ષમા ઉતારી દેવા માટે ત્રીજે ત્રીજે વર્ષે એક અધિક માસ નાંખવાનું શીખ્યા હતા અને તેથી હજ્જ અને રૂઝાના વખતમાં ફેરફાર થતો હતો.

† અરબ લોકોને લટફાટ અને લડાઇની ટેવ પડી જવાથી લડાઈ કરવાને માટે હરામ ગણવામા આવેલા ઉપરા ઉપરી ત્રણ માસની દરમ્યાન તેઓ શાંત રહી શકતા નહિ; તેથી કનઆન કોમના જોનાદએ જાત્રાની મોસમમાં જાત્રાળુઓને કહ્યું કે તમારા ખુદાએ મોહરરમ મહિનો કે જે હરામ ગણેલો છે તેને આ વર્ષને માટે હલાલ કર્યો છે અને તે મહિનાનું હરામપણું તેની પછીના સફર માહેનામાં દાખલ કર્યું છે." અરબોએ તે કબુલ કર્યું, અને આવી રીતે પોતાની સગવડતા અને અનુકુળતા પ્રમાણે તેઓ હરામ મહિનાને બીજા મહિના સાથે બદલી નાંખવા મંડ્યા. આ કાયદાનું નામ "નસીઅ" હતું, અને અહિં ખુદાએ તેની મના કરી છે.

اتخذوآ احبارهم ورهبانهم اربابا من
دون الله والمسيح ابن مريم وما امروآ
الا ليعبدوآ الها واحدا لا اله الا هو سبحانه
عما يشركون ٣١ يريدون ان يطفؤا نور
الله بافواههم ويابى الله الا ان يتم نوره
ولو كره الكافرون ٣٢ هو الذى ارسل
رسوله بالهدى ودين الحق ليظهره
على الدين كله ولو كره المشركون ٣٣
يآايها الذين امنوآ ان كثيرا من
الاحبار والرهبان لياكلون اموال الناس
بالباطل ويصدون عن سبيل الله والذين
يكنزون الذهب والفضة ولا ينفقونها فى
سبيل الله فبشرهم بعذاب اليم ٣٤ يوم
يحمى عليها فى نار جهنم فتكوى بها
جباههم وجنوبهم وظهورهم

તેઓ (યહુદીઓ અને ખ્રિસ્તિઓ) એ પોતાના આલેમોને અને ઝાહેદો (ભકતો) ને અલ્લાહ સિવાય ખુદા તરીકે લીધા છે, અને તેમજ મરયમના પુત્ર મસીહને પણ; અને તેઓને આ સિવાય હોકમ કરવામાં આવ્યો નહોતો કે તેઓ એકજ ખુદાની બંદગી કરે. તેના સિવાય બીજો કોઇ ખુદા નથી. જેને તેઓ તેની સાથે ભાગીદાર ગણે છે તેનાથી તે પાક છે. ૩૧. તેઓ એવું ઇચ્છે છે કે તેઓ ખુદાનો પ્રકાશ (કોરઆન) પોતાના મ્હોં વડે ઓલવી નાંખે; પણ ખુદા આ સિવાય બીજું કંઇ પસંદ કરતો નથી કે તે પોતાનો પ્રકાશ પૂર્ણ કરે, અગર જો કે કાફેરો તે નાપસંદ કરે. ૩૨. ખુદા તેજ છે કે જેણે પોતાના પેયગમ્બરને ખરો રસ્તો (કોરઆન) અને સત્ય ધર્મ સહિત નીચે મોકલ્યો છે, એટલા માટે કે તે તે ધર્મને સર્વ ધર્મ ઉપર ઝાહેર કરી વિજયી કરે, અગર જો કે મોશરેકો તે નાપસંદ કરે. ૩૩. હે મોમેનો, ખરેખર (નસારાના) ઘણા વિદ્વાન ધર્મગુરૂઓ અને ઝાહેદો માણસોના માલને અન્યાયથી ખાઇ જાય છે, અને (માણસોને) ખુદાને રસ્તેથી અટકાવે છે; અને જેઓ સોનું અને રૂપું એકઠું કરે છે, અને ખુદાને રસ્તે વાપરતા નથી તેઓને દુઃખદાયક શિક્ષાના ખુશ ખબર આપ. ૩૪. તે શિક્ષા તે દિવસે છે કે જે દિવસે તે સોનું અને રૂપું દોઝખની આગમાં તપાવવામાં આવશે, પછી તે વડે તેઓનાં કપાળ, અને તેઓનાં પડખાં, અને તેઓની પીઠને ડહામ દેવામાં આવશે,

حتى يعطوا الجزية عن يد وهم صاغرون ٢٩

وقالت اليهود عزير ابن الله وقالت

النصارى المسيح ابن الله ذلك قولهم

بافواههم يضاهؤن قول الذين كفروا

من قبل قاتلهم الله انى يؤفكون ٣٠

જ્યાંસુધી કે તેઓ પોતાને હાથે જેઝયા (ખંડણી) આપે,* અને પોતે પોતાની હીનતા બતાવે. ૨૯. અને યહુદીઓએ કહ્યું કે ઓઝાઇર† ખુદાનો પુત્ર છે, અને નસારાએ કહ્યું કે મસીહ ખુદાનો પુત્ર છે. આ તેઓના મોઢાની વાતો છે. જેઓ આગળ કાફેર થયાં હતા તેઓના શબ્દોને આ લોકોના શબ્દો મળતા આવે છે. ખુદા તેઓને લઅનત કરે! તેઓ (સીધે રસ્તેથી) કેવા ફરી જાય છે! ૩૦.

* આ કાયદામાં એવું ફરમાન થયું છે કે અહ્‌લે કેતાબ પાસેથી તેઓને હલકા રાખવા માટે જેઝયા ( ખંડણી ) લેવી જોઇએ. કેટલાક કહે છે કે આ કાયદો માત્ર યહુદીઓ અને ખ્રિસ્તિઓ માટે છે, કારણ કે તેમને આસમાની પુસ્તક મળેલું છે; પણ બીજાઓ આ કાયદામાં મજુસ એટલે અગ્નિપૂજકોને શામેલ કરે છે. ખંડણી કેટલી આપવી તથા કિયા કિયા માણસોએ તે ખંડણી આપવી વગેરે હકીકત મુસલમાની કાયદાના પુસ્તકોમાંથી મળી આવશે.

† શરખીયાનો પુત્ર હઝરત ઓઝાઇર લાવીની શાખા એટલે હઝરત યઅકુબના વંશમાંથી ઉતરી આવ્યા હતા; અને તેનું કુલ ચૌદમી પેઢીએ હઝરત હારૂન સુધી પહોચતું હતું. બોખ્તોન-નસરે બૈતોલ-મોકદ્દસનો નાશ કર્યા પછી અને તૌરાતની નકલો બળી ગયા પછી બાબુલ શેહેરમાં બંધીવાન તરીકે લઈ જવામાં આવેલા ઘણા એસ્રાઇલના છોકરાઓમાંનો ઓઝાઇર પણ એક હતો. તે બાળક હોવાથી બંધી ખાનામાંથી છૂટો થયો ત્યાંસુધી કોઇએ તેની દરકાર કરી નહિ. બૈતોલ-મોકદ્દસ તરફ પાછાં આવતાં રસ્તામાં સબીરાબાદ નામના ગામમાં ખુદાએ તેને મૃત્યુ પમાડયો અને સો વર્ષ પછી પાછો તેને જીવતો કર્યો ( સુરા ૨ જી આયા ૨૫૯ મી નુ ટિપ્પણું જુઓ ). જ્યારે તે પોતાના ગામમાં આવ્યો ત્યારે યહુદીઓએ તે ઓઝાઇર છે એમ માન્યું નહિ અને છેવટે તેની પાસે તૌરાત વંચાવી તેની પરીક્ષા લીધી. હઝરત ઓઝાઇર તે આખું પુસ્તક મોઢે બોલી ગયો, અને તેણે તમામ લખી લીધું, પણ યહુદી લોકોમાં કોઈ તૌરાત જાણતું નહોતું તેથી આ બાબતનું સત્ય કેવા રીતે ખોળી કાઢવું તે તેઓને ખબર નહોતી. છેવટે તેમનામાંથી એકજણ બોલી ઉઠયો કે મેં મ્હારા બાપને એવું કહેતાં સાંભળ્યું છે કે તેના દાદાએ પેલા ઝોલમગાર બોખ્તેન-નસરના હુમલા દરમ્યાન તૌરાતની એક આખી પ્રત ફલાણા ફલાણા પહાડમાં સંતાડી છે. આ પ્રમાણે જ્યારે ત્યાંથી તે પુસ્તક લાવવામાં આવ્યું ત્યારે તે લોકોને માલુમ પડયું કે હઝરત ઓઝાઇર શબ્દે શબ્દ આ પુસ્તક પ્રમાણેજ લખ્યું હતું; અને તેથી યહુદીઓએ કહ્યું કે મનુષ્ય જાતથી કદી આ કામ થઇ શકે નહિ, જેથી તેઓએ હઝરત ઓઝાઇરને ખુદાનો પુત્ર કહેો,

وانزل جنودا لم تروها وعذب الذين
كفروا وذلك جزآء الكافرين ٢٦ ثم
يتوب الله من بعد ذلك على من يشآء
والله غفور رحيم ٢٧ يا ايها الذين امنوا
انما المشركون نجس فلا يقربوا المسجد
الحرام بعد عامهم هذا وان خفتم عيلة
فسوف يغنيكم الله من فضله ان شآء ان
الله عليم حكيم ٢٨ قاتلوا الذين لا يؤمنون
بالله ولا باليوم الاخر ولا يحرمون ما
حرم الله ورسوله ولا يدينون دين
الحق من الذين اوتوا الكتاب

અને એવાં લશ્કરો નીચે મોકલ્યાં કે જે તમે જોયાં નહિ; અને જેઓ કાફેર હતા તેઓને સઝા કરી, અને આ કાફેર લોકોને સઝા છે.૨૬. આ પછી ખુદા જેને ચાહે તેની તોબા કબુલ કરે છે, અને ખુદા માફી આપનાર (અને) દયાળુ છે.૨૭. હે મોમેનો, મોશરેકો નજેસ છે, માટે આ તેઓના વરસ પછી* તેઓએ મસ્જેદુલ-હરામ પાસે આવવું જોઇએ નહિ; અને જો તમને ગરીબાઈની બ્હીક લાગતી હોય† તો ખુદા ચાહે તો તે તમને પોતાની ઉદારતાથી જલદી તવંગર કરશે.‡ ખરેખર ખુદા દાના (અને) સત્ય કરનાર છે.૨૮. તમે તેઓને મારી નાંખો કે જેઓ ખુદાને અને છેલ્લા દિવસને માનતા નથી, અને તેમજ જે, ખુદાએ અને તેના પેયગમ્બરે હરામ કર્યું છે, તે હરામ જાણતા નથી, અને તેમજ જેઓને કેતાબ આપવામાં આવી છે તેમાંના જેઓ સત્ય ધર્મ કબુલ કરતા નથી તેઓને મારી નાંખો)

* આ કાતો હેજરાનું નવમું વર્ષ હતું, અને કાતો કેટલાકના કહેવા પ્રમાણે દશમું હતું કે જે વર્ષે હઝરત પેયગમ્બરે છેલ્લી હજ્જ કરી હતી.

† જ્યારે ઉપરની આયામાં લખેલો હોકમ આપવામાં આવ્યો ત્યારે મોમેનોએ કહ્યું કે જો કાફેરોને મક્કે આવવાની રજા આપવામાં નહિ આવે તો અમે અમારા ખોરાક અને વેપાર સંબંધી મુશ્કેલીઓમાં આવી પડીશું અને ગરીબ થશું, તે વખતે આ આયા નાજલ કરવામાં આવી હતી

‡ આ વચન પૂરેપૂરું પાર પડ્યું હતું, કારણ કે યમનના બે શેહેરો તબાલા અને હાઉરાના લોકો મુસલમાન થઇને પુષ્કળ ખોરાક મક્કામાં લાવ્યા હતા.

قل ان كان اباؤكم وابناؤكم واخوانكم و
ازواجكم وعشيرتكم واموال اقترفتموها
وتجارة تخشون كسادها ومساكن
ترضونها احب اليكم من الله ورسوله
وجهاد في سبيله فتربصوا حتى يأتي الله
بامره والله لا يهدي القوم الفاسقين ٢٤
لقد نصركم الله في مواطن كثيرة ويوم
حنين اذ اعجبتكم كثرتكم فلم تغن عنكم
شيئا وضاقت عليكم الارض بما رحبت
ثم وليتم مدبرين ٢٥ ثم انزل الله سكينته
على رسوله وعلى المؤمنين

કહે; જો તમારા પિતા, અને તમારા પુત્રો, અને તમારા ભાઈઓ, અને તમારી સ્ત્રીઓ, અને તમારાં સગાંવહાલાંઓ, અને તમારી માલ દોલત કે જે તમે કમાયા છો, અને વેપાર કે જેના નુકસાનથી તમે ડરો છો, અને મકાનો કે જે તમે પસંદ કરો છો તે સર્વ ચીજો, ખુદા અને તેના પેયગમ્બર અને ખુદાને રસ્તે લડાઇ કરવી તેના કરતાં તમને વધારે પ્રિય હોય તો રાહ જુઓ જ્યાંસુધી ખુદા પોતાનો હોકમ ( શિક્ષા માટે ) મોકલે; ખુદા ખરાબ કામ કરનાર કોમને રસ્તો દેખાડતો નથી. ૨૪. ખરેખર ખુદાએ તમને ઘણી જગ્યાએ મદદ કરી છે, અને તેમજ હોનાઇનને દિવસે * કે જ્યારે તમારી ( લશ્કરની ) મ્હોટી સંખ્યાએ તમને આશ્ચર્ય પમાડયા; પણ તેણે તમારી ઉપરથી કંઇ ( દુઃખ ) દૂર કર્યું નહિ; અને જમીન પહોળી છતાં તમને સાંકડી લાગી. પછી તમે પીઠ ફેરવી નાશી ગયા. ૨૫. પછી ખુદાએ પોતાની શાન્તિ પોતાના પેયગમ્બર અને મોમેનો ઉપર નીચે મોકલી.;

હતા અને કહેતા કે કેવી રીતે અમે અમારાં સગાંવહાલાં, માલ મેલકત અને ધંધો છોડીને જતા રહીએ ? તે વખતે આ આયા વહ્ય કરવામાં આવી હતી.

* આ તે લડાઇના સંબંધમાં છે કે જે હઝરત પેયગમ્બર અને હવાઝેન તથા સકીફની કોમો વચ્ચે હેજરાના આઠમા વર્ષમાં મકકા અને તાએફની વચ્ચે આવેલી હોનાઇન નામની જગ્યાએ થઇ હતી. મુસલમાનોને પોતાનું લશ્કર વધારે મ્હોટું હોવાથી ફતેહની ખાતરી હતી. પણ ખુદાએ આ પસંદ કર્યું નહિ, તેથી પહેલાં તો તેમની હાર થઈ, પણ પછી ફેરેસ્તાઓને તેમની મદદે મોકલવામાં આવ્યા અને તેઓની જીત થઈ. આ લડાઇમાં પણ હઝરત પેયગમ્બરે મુઠી ભરીને ધુળ લીધી હતી, અને તે શત્રુ તરફ ફેંકતાં દુશ્મનો વિખ્ખરાઈ ગયા અને હાર પામ્યા.

لايستون عند الله والله لا يهدى القوم
الظالمين ١٩ الذين امنوا وهاجروا
وجاهدوا فى سبيل الله باموالهم
وانفسهم اعظم درجة عند الله واولئك
هم الفائزون ٢٠ يبشرهم ربهم برحمة منه
ورضوان وجنات لهم فيها نعيم مقيم ٢١
خالدين فيها ابدا ان الله عنده اجر عظيم ٢٢
يا ايها الذين امنوا لا تتخذوا اباءكم و
اخوانكم اولياء ان استحبوا الكفر على
الايمان ومن يتولهم منكم فاولئك هم
الظالمون ٢٣

તેઓ ખુદા પાસે સરખા નથી.* અને ખુદા ઝોલમગાર કોમને રસ્તો દેખાડતો નથી. ૧૯. જેઓ ઇમાન લાવ્યા છે અને દેશ છોડી જતા રહ્યા છે, અને ખુદાને રસ્તે પોતાના ધન અને પોતાના તનથી લડયા છે, તેઓ ખુદા પાસે વધારે ઉંચા દરજાવાળા છે. અને તેઓજ રસ્તગારી મેળવનાર છે. ૨૦. તેઓનો પરવરદેગાર તેઓને પોતાની પાસેથી દયા અને ખુશી અને બેહેશ્તની વાડીઓના ખુશ ખબર આપે છે. તેઓને માટે તેમાં હમેશ રહેનાર બક્ષિસો છે. ૨૧. તેઓ તેમાં કાયમ નિરંતર રહેનાર છે; ખરેખર અલ્લાહ પાસે મ્હોટો બદલો છે. ૨૨. હે મોમેનો, તમે તમારા બાપ અને તમારા ભાઇઓને મિત્ર ગણો નહિ, જો તેઓ કાફેરપણાને ઇમાન કરતાં પસંદ કરે તો.† અને તમારામાંના જેઓ તેઓની સાથે દોસ્તી રાખે છે તેઓ ઝોલમગાર છે. ૨૩.

---

તેને પૂછવામાં આવ્યું કે તે સારાં કામો કિયા છે? ત્યારે તેણે કહ્યું કે અમે કાબાની મરામત કરીએ છીએ, તેને માન આપીએ છીએ, પડદાથી તેને શણગારીએ છીએ, હાજી લોકોને પાણી પાઇએ છીએ અને બંધીવાનોને છુટા કરીએ છીએ.

* જ્યારે એક બીજે પ્રસંગે અબ્બાસ કાબા તરફની પોતાની સેવા માટે અને હઝરત અલી એ સલામના પક્ષમાં પોતાની સેવા માટે પરસ્પર પોત પોતાના ખાસ ગુણો વિષે વાદ વિવાદ કરતા હતા, ત્યારે પણ આ આયા વહી કરવામાં આવી હતી.

† જ્યારે મદિને નાશી જવા માટે મુસલમાનોને હઝરત પેગમ્બરે હોકમ આપ્યો ત્યારે તેના કેટલાક અસહાબે તો શહેર રાઝી ખુશીથી છોડયું; પણ કેટલાક બીજા તેમ કરવાને નારાજ

શું તમે એમ ધારો છો કે તમને છૂટા રાખવામાં આવશે ન્યાંસુધી કે તમારામાંના તેઓને ખુદા જુએ કે જેઓ જેહાદ કરે અને ખુદા અને તેના પેયગમ્બર અને મોમેનો સિવાય બીજા કોઇને ખાનગી દોસ્ત ન લે? અને તમે જે કરોછો તેની ખુદા ખબર રાખનાર છે. ૧૬. અને મોશરેકોને યોગ્ય નથી કે તેઓ ખુદાની મસ્જેદો બંધાવે જ્યારે કે તેઓ પોતાના કાફેરપણાના સાક્ષી છે; અને તે મોશરેકો એવા છે કે તેઓનાં કામો નાબુદ થયાં છે અને આગમાં તેઓ નિરંતર રહેનાર છે. ૧૭. તેજ માત્ર ખુદાની મસ્જેદો બંધાવે છે કે જે ખુદાને અને છેલ્લા દિવસને માને છે, અને નમાઝ પઢે છે, અને ઝકાત આપે છે, અને ખુદા સિવાય કોઇથી ડરતો નથી.† ત્યારે કદાચ્ તેઓ ખરે રસ્તે દોરવાયેલામાંના થાય. ૧૮. હાજી લોકોને પાણી પાનાર અને મસ્જેદુલ-હરામ બંધાવનારને તમે શું તેના જેવો ગણોછો કે જેણે ખુદાને અને છેલ્લા દિવસને માન્યો છે, અને ખુદાને રસ્તે લડાઇ કરી છે?

ام حسبتم ان تتركوا ولما يعلم الله الذين
جاهدوا منكم ولم يتخذوا من دون الله
ولا رسوله ولا المؤمنين وليجة والله
خبير بما تعملون ١٦ ما كان للمشركين
ان يعمروا مساجد الله شاهدين على
انفسهم بالكفر اولئك حبطت اعمالهم
وفي النار هم خالدون ١٧ انما يعمر
مساجد الله من امن بالله واليوم الاخر
واقام الصلوة واتى الزكوة ولم يخش
الا الله فعسى اولئك ان يكونوا من
المهتدين ١٨ اجعلتم سقاية الحاج وعمارة
المسجد الحرام كمن امن بالله واليوم
الاخر وجاهد في سبيل الله .

† અબ્બાસના કેટલાક બોલો ઉપરથી આ આયા વહી કરવામાં આવી હતી. તે જ્યારે કેદ પકડાયો ત્યારે મુસલમાનોએ તેને સખ્ત ઠપકો આપ્યો પણ તેણે જવાબ આપ્યો કે "તમે ફકત અમારાં દુષ્ટ કામ કહી બતાવો છો પણ અમારાં સારાં કામો વિષે બોલતા નથી." અને જ્યારે

તેઓ કોઇ મોમેન વિષે સગપણનો હક અને વચન જાળવતા નથી, અને તેઓ હદબહાર જનારાછે. ૧૦ પછી જો તેઓ પશ્ચાત્તાપ કરે, અને નમાઝ અદા કરે, અને ઝકાત આપે તો તેઓ ધર્મમાં તમારા ભાઇઓ છે; અને અમે આયાતનું જે કોમ સમજે છે તેને માટે વિગતવાર વર્ણન આપીએ છીએ. ૧૧. અને જો તેઓ પોતાના કરાર પછી પોતાના સોગંદ તોડે અને તમારા ધર્મને મ્હેણાં મારે તો કાફરપણાના આગેવાનોને મારી નાંખો, ખરેખર તેઓને માટે કંઈ સોગંદ નથી, કે કદાચ્ તેઓ (અધર્મમાંથી) અટકે. ૧૨. શું તમે તે કોમ સાથે લડાઇ કરશો નહિ કે જે કોમે પોતાનું વચન તોડયું અને પેયગમ્બરને બહાર કાઢવા એરાદો કર્યો ? અને તેઓએ (વચન તોડવા) પ્રથમજ શરૂ કર્યું. શું તમે તેમનાથી ડરો છો ? પણ ખુદા વધારે યોગ્ય છે કે તમે તેનાથી ડરો, જો તમે મોમેન હો તો. ૧૩. તેઓને મારી નાંખો કે જેથી ખુદા તેમને તમારા હાથથી શિક્ષા કરે, અને તેમની ફજીહતી કરે, અને તેમની ઉપર તમને ફતેહ આપે અને મોમેન લોકોનાં અંતઃકરણને સાજાં કરે. ૧૪. અને તેઓનાં અંતઃકરણની દિલગીરી દૂર કરે, અને ખુદા જેને ચાહે છે તેની તૌબા કબુલ કરે છે, અને ખુદા દાના (અને) સત્ય કરનાર છે. ૧૫.

لا يرقبون فى مؤمن الا ولا ذمة واولئك
هم المعتدون ١٠ فان تابوا واقاموا الصلوة
واتوا الزكوة فاخوانكم فى الدين ونفصل
الايات لقوم يعلمون ١١ وان نكثوا ايمانهم
من بعد عهدهم وطعنوا فى دينكم
فقاتلوا ائمة الكفر انهم لا ايمان لهم
لعلهم ينتهون ١٢ الا تقاتلون قوما نكثوا
ايمانهم وهموا باخراج الرسول وهم
بدؤكم اول مرة اتخشونهم فالله احق
ان تخشوه ان كنتم مؤمنين ١٣ قاتلوهم
يعذبهم الله بايديكم ويخزهم وينصركم
عليهم ويشف صدور قوم مؤمنين ١٤
ويذهب غيظ قلوبهم ويتوب الله على
من يشاء والله عليم حكيم ١٥

فاذا انسلخ الاشهر الحرم فاقتلوا المشركين
حيث وجدتموهم وخذوهم واحصروهم
واقعدوا لهم كل مرصد فان تابوا واقاموا
الصلوة واتوا الزكوة فخلوا سبيلهم ان
الله غفور رحيم ٥ وان احد من المشركين
استجارك فاجره حتى يسمع كلام الله ثم
ابلغه مامنه ذلك بانهم قوم لا يعلمون ٦
كيف يكون للمشركين عهد عند الله وعند
رسوله الا الذين عاهدتم عند المسجد
الحرام فما استقاموا لكم فاستقيموا لهم ان الله
يحب المتقين ٧ كيف وان يظهروا عليكم
لا يرقبوا فيكم الا ولا ذمة يرضونكم
بافواههم وتابى قلوبهم واكثرهم
فاسقون ٨ اشتروا بايات الله ثمنا قليلا فصدوا
عن سبيله انهم ساء ما كانوا يعملون ٩

પણ જ્યારે હુરામ મેહિના ચાલ્યા જાય, ત્યારે જ્યાં તમે મોશરેકોને મળો ત્યાં તેમને મારી નાખો, અને તેમને પકડો, અને (મસ્જેદુલ-હુરામમાં જતાં) તેમને અટકાવો, અને તેમને માટે દરેક રસ્તામાં બેસો. પછી જો તેઓ પશ્ચાત્તાપ કરે, અને નમાઝ અદા કરે, અને ઝકાત આપે, તો તેમને પોતાને રસ્તે જવા દો: ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે.૫. અને જો મોશરેકોમાંનો કોઇ ત્હારી પાસે આશ્રય માગે તો તેને આશ્રય આપ જ્યાંસુધી કે તે ખુદાની વાણી ( કોરઆન ) સાંભળે. પછી તેને તેની સલામત જગ્યાએ પહોંચાડ. આનું કારણ એ કે તેઓ અજ્ઞાની કોમ છે. ૬. જેઓની સાથે તમે મસ્જેદુલ-હુરામ પાસે કરાર કર્યા છે, તે સિવાયના મોશરેકો માટે ખુદા પાસે અને તેના પેયગમ્બર પાસે કેમ વચન હોય? ત્યારે જ્યાંસુધી તેઓ તમારી સાથે ( વચનમાં ) દ્રઢ રહે ત્યાંસુધી તમે તેઓની સાથે દ્રઢ રહો. ખરેખર ખુદા પરહીઝગારોને ચાહે છે.૭. વચન કેમ હોય? અને જો તેઓ તમારી ઉપર કંઇ ફતેહ મેળવે તો તેઓ તમારા સંબંધમાં સગપણનો હક અને વચન જાળવશે નહિ; તેઓ પોતાના મ્હોં વડે તમને ખુશ કરે છે, પણ તેઓનાં અંતઃકરણ ના પાડે છે, અને તેઓમાંના ઘણાખરા દુષ્ટ કામ કરનાર છે.૮. તેઓએ ખુદાની આયાત જુજ કિમતથી વેચી નાંખી છે. પછી તેઓએ માણસોને ખુદાને રસ્તેથી અટકાવ્યા છે. ખરેખર તેઓએ જે કર્યું છે તે દુષ્ટ છે.૯.

سورة التوبة مدنية وهى مائة وتسع وعشرون اية •

"બિસ્મિલ્લાહ" ને બદલે હાલ નીચેના શબ્દો આ સુરા વાંચતી વખતે વાંચવામાં આવે છે.

---

اعوذ بالله من النار ومن شر الكفار ومن غضب الجبار العزة لله الواحد القهار

દુઝખની આગથી અને તેમજ કાફેરોની દુષ્ટતાથી અને મહાન્ પરવરદેગારના કોપથી હું ખુદાનું શરણું લઉંછું. શકિત ખુદાનીજ છે કે જે એક અને સર્વ શકિતમાન્ છે.

---

براءة من الله ورسوله الى الذين عاهدتم من المشركين ١

ખુદા અને તેના પેયગમ્બરનો ધિક્કાર તે મોશરેકો તરફ છે કે જેઓની સાથે તમારો કરાર છે. * ૧.

---

* એવું કહેવામાં આવ્યું છે કે જ્યારે આ સુરા વહી કરવામાં આવી ત્યારે હઝરત પેયગમ્બરે તેની શરૂઆતની ૪૦ આયા પેહેલા ખલીફાને આપી, અને તેને મક્કાના જાત્રાળુઓના ઉપરી તરીકે નિમીને મક્કે મોકલ્યા કે તે ત્યાં જઇને ત્યાંના લોકોને તેમજ જાત્રા કરવા આવેલા માણસોને હજ્જને દિવસે તે આયાત વાંચી સંભળાવે. પહેલા ખલીફા મક્કા તરફ રવાના થયા પછી થોડે દિવસે હઝરત પેયગમ્બરે હઝરત અલીને બોલાવ્યા અને તેને પોતાની ધઝબા નામની સાંઢણી ઉપર બેસાડીને પેહેલા ખલીફાની પછવાડે મોકલ્યા. અને તેની પાસેથી તે આયાત લઇ પોતેજ મક્કે જઇને તે વાંચે એવો હોકમ કર્યો. આનું કારણ જ્યારે હઝરત પેયગમ્બરને પુછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે જેબ્રાઇલે મ્હારી પાસે આવીને મને કહ્યું કે "આ સંદેશો તારી સિવાય અથવા ત્હારા કોઈ પણ સગા સિવાય બીજા મારફત પહોંચાડવાનો નથી." તો પણ પહેલા ખલીફા હઝરત અલીની સાથે મક્કે ગયા અને હજ્જને દિવસે તેણે જાત્રાળુઓને હજ્જની ક્રિયાઓ શીખવી તથા ધર્મોપદેશ કર્યો, અને હઝરત અલીએ આ આયાત તેઓને વાંચી સંભળાવી. આ સંદેશાની મતલબ પેહેલી એ હતી કે હવે પછીથી કોઇએ નવસ્ત્રાં હજ્જની ક્રિયા કરવી નહિ: અને બીજી એ કે હઝરત પેયગમ્બર અને જે લોકોની વચ્ચે કરાર થયો હતો તેઓને અમક




## પ્રકરણ ૯ મું.

# સુરતુત-તૌબા.

આ આખું પ્રકરણ મદિનામાં વહી કરવામાં આવ્યું હતું. પણ તેની છેલ્લી બે આયા વિષે જુદા જુદા મત છે. કુફીના કોરઆનની નકલ પ્રમાણે આ પ્રકરણની ૧૨૯ આયા છે, અને બીજા પ્રમાણે ૧૩૦ છે. હેજરાના નવમાં વર્ષમાં હઝરત પેયગમ્બરને વહી કરેલું આ છેલ્લામાં છેલ્લું પ્રકરણ છે એમ ધારવામાં આવે છે. આ પ્રકરણ માટે તફસીર લખનારાઓએ લગભગ ચૌદ નામ આપ્યાં છે, તેમાંના કેટલાંક નીચે પ્રમાણે છે. (૧) "તૌબા" એટલે પશ્ચાત્તાપનું પ્રકરણ; કારણ કે તેમાં મોમેનોના પશ્ચાત્તાપનું વર્ણન આવે છે (૨) "બરાઆત" એટલે કાફેરપણાથી દૂર રહેવાનું ફરમાન કરનાર. (૩) "ફાઝેહા" એટલે મોનાફેકો તરફ ધિક્કાર બતાવનાર અને તેઓની ફજીહત કરનાર (૪) "અઝાબ" એટલે શિક્ષા, કારણ કે આ પ્રકરણ કાફેરો અને મોનાફેકોની શિક્ષા મુકરર કરે છે (૫) "મુદમદમા" એટલે કાફેરોને નાશકારક. જે પ્રમાણે બીજી બધી સુરા "બેસમેલ્લાહે-રરહમાને-રહીમ" એ આયાથી શરૂ થાય છે તે પ્રમાણે આ સુરા થતી નથી. અને આ બાબત તફસીર લખનારાઓ જુદાં જુદાં કારણ બતાવે છે. કેટલાક કહે છે કે આ શબ્દો "ખુદાની કૃપા અને બક્ષિસ" બતાવે છે, પણ તે કૃપા આ પ્રકરણમાંથી અમુક વખત સુધી તદ્દન લઇ લેવામાં આવી છે, અને તે કાફેરો માટે એક શિક્ષા છે, તેથી આ સુરા "બેસમેલ્લાહ"થી શરૂ થઇ નથી. કેટલાક કહે છે કે આ સુરા અને આની પહેલાંની સુરા ખરૂં જોતાં એકજ છે અને તેથી આ સુરા "બેસમેલ્લાહ" થી શરૂ થઇ નથી. બીજા કેટલાક કહે છે કે હઝરત પેયગમ્બરે, આ સુરા કયાં મૂકવી તેને વિષે, તેમજ શરૂઆતમાં "બેસમેલ્લાહ" લખવું કે ન લખવું તે વિષે, કાંઇ હોકમ કર્યો નહોતો જેવી રીતે કે તે બીજાં પ્રકરણો સંબંધી હોકમ કરતા હતા. અને વળી આ સુરામાં વર્ણવેલી બાબતો તેની પહેલાંની સુરાની બાબતો સાથે મળતી આવે છે, તેથી હઝરતના અસહાબો આ સુરા વિષે જુદા જુદા મતના થયા; કેટલાકનો મત એ હતો કે તે બન્ને સુરા એકજ છે, અને તે બન્ને મળી સાત લાંબી સુરાઓમાંની એક છે, અને કેટલાકનો મત એ હતો કે તે બન્ને જુદી જુદી સુરા છે, તે ઉપરથી તેઓએ આ બે વચ્ચે જગ્યા રાખી છે; પણ "બેસમેલ્લાહ" કે જે સુરાની શરૂઆત બતાવે છે તે લખ્યું નથી. આ સુરા વાંચવાથી શું શું સવાબ મળે છે તે આની આગળની સુરામાં લખી બતાવવામાં આવ્યું છે.

والذين امنوا ولم يهاجروا مالكم من
ولايتهم من شئ حتى يهاجروا وان
استنصروكم فى الدين فعليكم النصر الا على
قوم بينكم وبينهم ميثاق والله بما تعملون
بصير ٧٢ والذين كفروا بعضهم اولياء
بعض الا تفعلوه تكن فتنة فى الارض
وفساد كبير ٧٣ والذين امنوا وهاجروا و
جاهدوا فى سبيل الله والذين اووا ونصروا
اولئك هم المؤمنون حقا لهم مغفرة
ورزق كريم ٧٤ والذين امنوا من بعد
وهاجروا وجاهدوا معكم فاولئك منكم
واولوا الارحام بعضهم اولى ببعض فى
كتاب الله ان الله بكل شئ عليم ٧٥ ربع

પણ જેઓએ ઇમાન આણ્યું છે અને પોતાનો દેશ છોડયો નથી તેઓના વલાયત (વારસો) નો હક તમારે માટે કંઈ નથી જ્યાંસુધી કે તેઓ પોતાનો દેશ છોડે. અને જો તેઓ ધર્મને માટે તમારી પાસે મદદ માગે તો તે લોકો કે જેની અને તમારી વચ્ચે કરાર હોય તે સિવાયના બીજાઓની સામે તમારે તેઓને મદદ આપવી જોઇએ. અને જે તમે કરોછો તે ખુદા જોનાર છે.૭૨. અને જેઓ કાફેર થયા છે તેઓ એક બીજાના મિત્રો છે. જો તમે તેમ નહિ કરો (મદદ નહિ આપો) તો પૃથ્વીમાં ફેતનો અને ધર્મમાં અત્યંત ફસાદ થશે.૭૩. અને જેઓ ઇમાન લાવ્યા, અને વતન છોડી ગયા, અને ખુદાને રસ્તે લડયા, અને જેઓએ તેઓને આશ્રય આપ્યો, અને મદદ કરી, તેઓ ખરેખર મોમેનો છે. તેઓને વાસ્તે માફી અને પુષ્કળ રૂઝી છે.૭૪. પણ જેઓ પાછળથી ઇમાન લાવ્યા, અને વતન છોડી જતા રહ્યા, અને તમારો પક્ષ લઇ લડયા તેઓ પણ તમારામાંના (ધર્મ ભાઇઓ) છે; અને સગાંવહાલાં ખુદાની કેતાબમાં (લખ્યા પ્રમાણે) એક બીજાને (વારસો લેવામાં) વધારે યોગ્ય * છે. ખરેખર ખુદા સર્વજ્ઞ છે.૭૫.

૧/૪

* આ સુરાની ૭૩ મી આયા અને સુરા ૪ ની આયા ૫ મીથી ૧૩ મી સુધી જુઓ.

માટે જે હલાલ અને પાક ગનીમત તમે મેળવી છે, તેમાંથી ખાઓ અને ખુદાનો ડર રાખો. ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૬૯. હે પેયગમ્બર. તમારા હાથમાં જે કેદીઓ છે* તેઓને કહે કે જો તમારાં અંતઃકરણમાં ખુદા કંઈ સારૂં જોશે તો તમારી પાસેથી જે લેવામાં આવ્યું છે તેના કરતાં તે તમને વધારે સારૂં આપશે, અને તમને માફ કરશે, અને ખુદા માફી આપનાર(અને) દયાળુ છે. ૭૦. અને જો તેઓ તને છેતરવા ઇચ્છતા હોય તો તેઓએ આગળ પણ ખુદાને છેતર્યા છે. પણ તેણે તને તેઓની ઉપર શકિત આપી; અને ખુદા દાના (અને) હોકમ કરનાર છે. ૭૧. ખરેખર જેઓ ઇમાન લાવ્યા છે, અને પોતાનો દેશ છોડી જતા રહ્યા છે, અને પોતાના ધન અને પોતાના તનથી ખુદાને રસ્તે લડયા છે, અને જેઓએ તેઓને આશ્રય અને મદદ આપી છે તેઓ એક બીજાના વલી છે.

فکلوا مما غنمتم حللا طیبا واتقوا الله
ان الله غفور رحیم ٦٩ یا ایہا النبی قل
لمن فی ایدیکم من الاسری ان یعلم الله فی
قلوبکم خیرا یؤتکم خیرا مما اخذ منکم
ویغفر لکم والله غفور رحیم ٧٠ وان
یریدوا خیانتک فقد خانوا الله من قبل
فامکن منہم والله علیم حکیم ٧١ ان
الذین امنوا وهاجروا وجاهدوا باموالهم
وانفسهم فی سبیل الله والذین اووا
ونصروا اولئک بعضهم اولیاء بعض

* જ્યારે હઝરત પેયગમ્બરે દંડ લેવાનું કબુલ કર્યું ત્યારે હઝરતે પોતાના કાકા અબ્બાસને પોતાને માટે તેમજ એકઇલ અને નુફેલ નામના બે ભત્રિજાને માટે દંડ આપવાનું કહ્યું, તેણે અરઝ કરી કે આ મ્હારે માટે ભીખ માગવા જવાનું કારણ થઈ પડશે. આ ઉપરથી હઝરત પેયગમ્બરે તેને પૂછ્યું કે મક્કા છોડતી વખતે જે સોનું તેં ઓમ્મુલ-ફ્રઝલને સોંપીને કહ્યું હતું કે જો હું મરી જાઉં તો તેણી તે પોતાને માટે અને પોતાનાં છોકરાં માટે વાપરે તે ક્યાં ગયું ? અબ્બાસે હઝરત પેયગમ્બરને પૂછ્યું કે આ વાત તમને કોણે કહી ? કારણ કે ઓમ્મુલ ફ્રઝલ સિવાય બીજું કોઇ પણ આ વાત જાણતું નથી. હઝરત પેયગમ્બરે આનો જવાબ આપ્યો કે મને તો આ બાબત ખુદાએ વહ્ય કરી છે. આ સાંભળીને અબ્બાસ એસ્લામ ધર્મમાં દાખલ થયો એવું કહીને કે તે વાત ખુદા સિવાય બીજું કોઇ જાણી શકતું નથી; કારણ કે તે સોનું મેં મધરાતે આપ્યું હતું.

وان يكن منكم مائة يغلبوا الفا من الذين
كفروا بانهم قوم لا يفقهون ٦٥ الان
خفف الله عنكم وعلم ان فيكم ضعفا فان
يكن منكم مائة صابرة يغلبوا مائتين وان
يكن منكم الف يغلبوا الفين باذن الله والله
مع الصابرين ٦٦ ما كان لنبي ان يكون له
اسرى حتى يثخن في الارض تريدون
عرض الدنيا والله يريد الاخرة والله
عزيز حكيم ٦٧ لولا كتاب من الله
سبق لمسكم فيما اخذتم عذاب عظيم ٦٨

અને જો તમારામાંના એકસો હોય તો એક હજાર ઉપર જીત મેળવશે; કારણ કે તે કોમ એવી છે કે જે સમજતી નથી. ૬૫. હવે ખુદાએ તમારે માટે (બોજો) હલકો કર્યો છે અને તેણે જાણ્યું કે તમારામાં નબળાઇ છે. તેથી જો તમારામાં એકસો ધીરજવાન હોય તો તેઓ બસેં ઉપર જીત મેળવશે, અને જો તમારામાં એક હજાર હોય તો તેઓ બે હજાર ઉપર ખુદાના હોકમથી જીત મેળવશે, * અને ખુદા ધીરજ રાખનારાઓ સાથે છે. ૬૬. કોઇ પેયગમ્બરને યોગ્ય નથી કે તે (દંડ લેવા માટે) કેદીઓ પકડે જ્યાંસુધી કે તે તેઓમાંના ઘણાખરાંને ઝમીન ઉપર મારી નાંખે. † તમે આ દુનિયાનો (નાપાયદાર) માલ ઇચ્છો છો અને ખુદા આવતી ઝિંદગી (નું સુખ તમારે વાસ્તે) ઇચ્છે છે અને ખુદા શકિતમાન્ (અને) સત્ય કરનાર છે. ૬૭. જો ખુદા તરફથી આગળથીજ હોકમ થયો ન હોત તો જે તમે લીધું તેને લીધે તમારી ઉપર ભારે સઝા આવી પડત. ૬૮

* જ્યારે પહેલી આયત વહી કરવામાં આવી ત્યારે દશ કાફરોના સામે એક મુસલમાને લડવું જોઈએ તે વિષે મુસલમાન લોકો વિચારમાં પડયા, અને આ તેમને ઘણું ભારે લાગ્યું; તેથી ખુદાએ બીજી આયત મોકલીને તેમની ઉપરનો બોજો હલકો કર્યો.

† બદ્રની લડાઇમાં મુસલમાનોએ કાફરોમાંથી ૭૦ બંદીવાનો પકડયા હતા. તેમને શું કરવું તે બાબત હજરત પેયગમ્બરે પોતાના અસહાબનો મત માગ્યો. પહેલા ખલીફાએ કહ્યું કે છુટકારાનો દંડ લઇને તેમને છોડી મુકવા. બીજા ખલીફાએ કહ્યું કે કાફરોના મનમાં ત્રાસ ઉપજાવવાને તેમને મારી નાંખવા, અને સઅદ-બેન-મઆઝે કહ્યું કે તેમને એક ખાડામાં નાંખીને બાળી મુકવા. હજરત પેયગમ્બરે પહેલો અભિપ્રાય કબૂલ રાખ્યો અને તેમની પાસેથી દંડ લઇ તેમને છોડી મુકયા પછી આ આયત નાજલ કરવામાં આવી.

અને તેમજ તે સિવાયના બીજાઓ કે
જેઓને તમે જાણતા નથી, પણ જેઓને
ખુદાજાણે છે તેઓને પણ; અને જે કાંઇ તમે
ખુદાના રસ્તામાં ખરચો, તે (નો બદલો)
તમને સંપૂર્ણ આપવામાં આવશે. અને
તમારી ઉપર ઝોલમ થશે નહિ. ૬૦.
અને જો તેઓ સલાહ તરફ વલણ કરે
તો તું પણ તે તરફ વલણ કર, અને
ખુદા પર આધાર રાખ, ખરેખર તે
સાંભળનાર (અને) જાણનાર છે. ૬૧.
અને જો તેઓ એવું ઇચ્છે કે તેઓ
તને છેતરે તો ખરેખર ખુદા ત્હારે માટે
બસ છે. તે તેજ છે કે જેણે તને પોતાની
મદદથી અને મોમેનો વડે શકિત
આપી. ૬૨. અને તેઓનાં અંતઃકરણમાં
સંપ અને દોસ્તી ઉત્પન્ન કર્યાં.* જો તું
પૃથ્વીમાં જે સઘળું છે તે ખરચત, તોપણ
તું તેઓનાં અંતઃકરણ જોડી શકત નહિ,
પણ ખુદાએ તેઓની વચ્ચે દોસ્તી ઉત્પન્ન
કરી. ખરેખર તે શકિતમાન્ (અને)
સત્ય કરતાર છે. ૬૩. હે પેયગમ્બર, ત્હારે
માટે ખુદા અને જે મોમેનો ત્હારે તાબે
થયા છે તેઓ બસ છે. ૬૪. હે પેયગમ્બર,
મોમેનોને લડવા માટે શોખ ઉત્પન્ન
કરી ઉત્તેજન આપ; જો તમારામાંના
વીશ ધીરજવાન હોય તો તેઓ બસેં
ઉપર જીત મેળવશે;

وآخرين من دونهم لا تعلمونهم الله
يعلمهم وما تنفقوا من شيء في سبيل الله
يوف اليكم وانتم لا تظلمون ٦٠ وان
جنحوا للسلم فاجنح لها وتوكل على الله
انه هو السميع العليم ٦١ وان يريدوا ان
يخدعوك فان حسبك الله هو الذي ايدك
بنصره وبالمؤمنين ٦٢ والف بين قلوبهم
لو انفقت ما في الارض جميعا ما الفت
بين قلوبهم ولكن الله الف بينهم انه
عزيز حكيم ٦٣ يا ايها النبي حسبك الله
ومن اتبعك من المؤمنين ٦٤ يا ايها النبي
حرض المؤمنين على القتال ان يكن
منكم عشرون صابرون يغلبوا مائتين

* આ ઔસ અને ખઝરજની કોમ વચ્ચે થયેલા સંપના સંબંધમાં છે. તે બન્ને કોમના લોકો પરસ્પર ૧૨૦ વર્ષ સુધી કટ્ટા દુશ્મન હતા અને હઝરત પેયગમ્બર મદિને આવ્યા પછી તેને લીધેજ તેઓની વચ્ચે આ સંપ થયો હતો.

ખરેખર સૌથી ખરાબ પ્રાણીઓ ખુદા પાસે તેઓજ છે કે જેઓ કાફેર થયા છે, પછી તેઓ ઇમાન લાવશે નહિ. ૫૫. તેમજ (ખરાબ પ્રાણીઓ) તેઓજ છે કે જેઓની સાથે તેં કરાર કર્યો છે. પછી તેઓ પોતાનો કરાર દરેક વખતે તોડી નાંખે છે * અને તેઓ ડરતા નથી. ૫૬. પછી જો તેઓ તને લડાઇમાં મળે તો (તેઓને મારી) જેઓ તેઓની પાછળ આવે છે તેઓને બ્હીવડાવી વિખેરી નાંખ કે કદાચ તેઓ શિખામણ લે. ૫૭. અને જો કોઇ કોમ તરફથી તને અપ્રમાણિક પણાની (વચન તોડયાની) બ્હીક હોય તો તેઓને (ખબર આપી) તેઓની તરફ તેઓનું વચન ફેંકી નાંખ કે જેથી તમે સરખા થાઓ. † ખરેખર ખુદા અપ્રમાણિકને ચાહતો નથી. ૫૮. અને જેઓ કાફેર થયા છે તેઓએ એમ નધારવું જોઇએ કે તેઓ મ્હારી (શિક્ષામાંથી) આગળ વધી (સટકી) ગયા છે. ખરેખર તેઓ (મને) અશક્ત કરી શકતા નથી. ૫૯. અને તમે તેઓને માટે તમારાથી બને તેટલાં સાધન અને તૈયાર બાંધેલા ઘોડા સજ્જ કરો. તે વડે ખુદાના શત્રુ અને તમારા શત્રુને તમે બ્હીવડાવો

ان شر الدواب عند الله الذين كفروا فهم
لا يؤمنون ٥٥ الذين عاهدت منهم ثم
ينقضون عهدهم فى كل مرة وهم
لا يتقون ٥٦ فاما تثقفنهم فى الحرب
فشرد بهم من خلفهم لعلهم يذكرون ٥٧
واما تخافن من قوم خيانة فانبذ اليهم
على سواء ان الله لا يحب الخائنين ٥٨
ولا يحسبن الذين كفروا سبقوا انهم
لا يعجزون ٥٩ واعدوا لهم ما استطعتم
من قوة ومن رباط الخيل ترهبون
به عدو الله وعدوكم

* આ હઝરત પેયગમ્બર અને બની-કુરેઝા વચ્ચે થએલા કરારના સંબંધમાં છે. તે કરાર નામામાં એવો ઠરાવ થયો હતો કે તેઓએ હઝરત પેયગમ્બરના શત્રુને મદદ કરવી નહિ; અને જ્યારે તેઓએ બદ્રની લડાઇમાં કોરેશના લશ્કરને મદદ કરી ત્યારે તેઓએ કહ્યું કે અમને તે કરાર સાંભર્યો નહિ. તેઓએ તે કરાર પાછો તાઝા કર્યો, પણ વળી બીજી વખત ખનદકની લડાઇમાં તેઓએ તેનો ભંગ કર્યો.

†. એટલે કે જ્યારે તમને એવી શંકા થાય કે તેઓ પોતાનું વચન તોડવાના છે ત્યારે તમે પણ તમારૂં વચન કોરે મૂકીને તેમને તે બાબત ખબર આપો કે જેથી તમારી અને તેઓની વચ્ચે કાંઇ કરાર રહે નહિ.

(યાદ કરો) કે જ્યારે મોનાફેક લોકોએ અને જેઓનાં અંતઃકરણમાં રોગ (શંકા) છે તેઓએ કહ્યું કે આ લોકોને પોતાના ધર્મે છેતર્યા છે; પણ જે ખુદા ઉપર આધાર રાખે છે તો ખરેખર ખુદા શકિતમાન (અને) હોકમ કરનાર છે. ૪૯. અને જો તેં જોયું હોત કે જ્યારે કાફેરોના જીવ ફેરેશતા લેતા હતા તો (તું જોત કે) તેઓ તેમના મ્હોં અને પીઠ ઉપર મારતા હતા, અને (કહેતા હતા) કે બાળી નાંખનાર આગની શિક્ષા ચાખો. ૫૦. આ તેને લીધેજ છે કે જે તમારે હાથે આગળ મોકલ્યું છે, અને ખરેખર ખુદા પોતાના બંદા ઉપર ઝોલમ કરનાર નથી. ૫૧. ફેરઓનના લોકોની અને જેઓ તેઓની અગાઉ હતા તેઓની આદત પ્રમાણે તેઓએ ખુદાની નિશાનીઓ માની નહિ, તેથી ખુદાએ તેઓને તેઓના પાપને લીધે પકડયા. ખરેખર ખુદા શકિતમાન (અને) સખત સજા કરનાર છે ૫૨. આનું કારણ એ કે ખુદાએ જે બક્ષિશ કોઇ કોમ ઉપર કરેલી છે તેનો તે ફેરફાર કરનાર નથી; જ્યાંસુધી કે તેઓ જે તેઓનાં અંતઃકરણમાં છે તેનો ફેરફાર કરે. અને ખરેખર ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૫૩. ફેરઔનના લોકોની અને જેઓ તેઓની અગાઉ હતા તેઓની આદત પ્રમાણે તેઓએ પોતાના પરૂવરદેગારની નિશાનીઓને જૂઠી કહી. પછી અમે તેઓનો તેઓના પાપને લીધે નાશ કર્યો, અને ફેરઔનના લોકોને ડુબાવી દીધા અને તેઓ સઘળા ઝોલમગાર હતા. ૫૪..

اذ يقول المنافقون والذين فى قلوبهم
مرض غر هؤلاء دينهم ومن يتوكل
على الله فان الله عزيز حكيم ٤٩ ولو ترى
اذ يتوفى الذين كفروا الملائكة يضربون
وجوههم وادبارهم وذوقوا عذاب
الحريق ٥٠ ذلك بما قدمت ايديكم وان
الله ليس بظلام للعبيد ٥١ كداب ال
فرعون والذين من قبلهم كفروا بايات
الله فاخذهم الله بذنوبهم ان الله قوى
شديد العقاب ٥٢ ذلك بان الله لم يك
مغيرا نعمة انعمها على قوم حتى يغيروا ما
بانفسهم وان الله سميع عليم ٥٣ كداب
ال فرعون والذين من قبلهم كذبوا بايات
ربهم فاهلكنا هم بذنوبهم واغرقنا ال
فرعون وكل كانوا ظالمين ٥٤

ولا تكونوا كالذين خرجوا من ديارهم
بطرا ورئاء الناس ويصدون عن سبيل
الله والله بما يعملون محيط ٤٧ واذ زين
لهم الشيطان اعمالهم وقال لا غالب لكم
اليوم من الناس وانى جار لكم فلما
تراءت الفئتان نكص على عقبيه وقال
انى برئ منكم انى ارى مالا ترون انى
اخاف الله والله شديد العقاب ٤٨

અને તમે તેઓના જેવા થાઓ નહિ કે જેઓ પોતાના ઘરમાંથી અભિમાનથી અને માણસોમાં દેખાવ કરવા માટે બહાર નીકળ્યા,* અને તેઓ માણસોને ખુદાને રસ્તેથી અટકાવે છે, અને તેઓ જે કરે છે તે ખુદા જાણનાર છે. ૪૭. અને (યાદ કરો) કે જ્યારે શેતાને તેઓનાં કામો તેઓને સુશોભિત બતાવ્યાં, અને કહ્યું કે આજે તમારી ઉપર માણસોમાં કોઇ જય મેળવનાર નથી, અને ખરેખર હું તમારો સહાયકારછું.‡ પછી જ્યારે એ લશ્કર એક બીજાની નજરે પડયાં, ત્યારે તે પોતાની એડી ઉપર ફરી ભાગી ગયો, અને કહ્યું કે ખરેખર હું તમને ધિક્કારૂં છું. ખરેખર જે તમે જોતા નથી તે હું જોઉં છું. ખરેખર હું ખુદાથી ડરૂં છું. અને ખુદા સખત સઝા કરનાર છે. ૪૮.

* આ મક્કેથી આવેલી ફોજને માટે છે કે જે કાફલાને મદદ આપવા માટે કૂચ કરતી હતી, પણ અબુ-સોફયાને તેમને જણાવ્યું કે હું હવે સલામત છું માટે તમે પાછા જાઓ આ ઉપરથી અબુ-જહલે સોગંદ ખાઇ પોતાની મગરૂરી દેખાડી કે જ્યાંસુધી અમે બદ્ર જઇશું નહિ, અને ત્યાં દારૂ પીઇશું નહિ, તેમજ અમારા સાથીઓને ઝીયાફત આપીશું નહિ ત્યાં સુધી અમે મક્કે પાછા જઈશું નહિ. પણ આ લડાઇમાંજ તે પોતે તથા બીજા ઘણા કપાઇ મુઆ.

‡ જ્યારે કોરૈશો મક્કામાંથી બહાર નીકળ્યા ત્યારે તેઓને બની-કનઆન સાથેની લાંબા વખતથી ચાલતી આવેલી દુશ્મનાઈની બ્હીક લાગી. આ લોકો બદ્રની આસપાસ રહેતા હતા, તેથી તેઓને કાંઇ પણ ઈજા પહોંચે એવું ધારીને કોરૈશોએ પાછા ફરવાનો વિચાર કર્યો. તે વખતે સુરાક-બેન-માલેક કે જે તે કોમનો મુખ્ય સરદાર હતો, તેનું રૂપ લઇને શૈતાન તેમની પાસે આવ્યો, અને હું તમારી સાથે મદદ કરવા શામેલ થઇશ એમ તેમને ખાતરી પૂર્વક કહ્યું, અને રણભૂમિમાં તેમની પાછળ ગયો, પણ જ્યારે તેઓ લડાઈ કરવા માંડયા ત્યારે શૈતાન ફરેસ્તાઓને મુસલમાનોની મદદે આવતા જોઇને નાસી ગયો. જ્યારે કોરૈશો પાછા ફર્યા ત્યારે કોરૈશે પરાજ્યનો દોષ સુરાક ઉપર મુકયો. પણ સુરાકે તો સોગંદ ખાધા કે તમારા પરાજ્યના સમાચાર સાંભળીનેજ મને તો ખબર પડે છે કે તમે લડવા ગયા છો ,અને પછી જ્યારે બની-કનઆન એસ્લામ ધર્મમાં દાખલ થઇ ત્યારે તે શૈતાન હતો એવું જાણીને તેમને સંતોષ થયો.

واعلموا انما غنمتم من
شيء فان لله خمسه وللرسول ولذي
القربى واليتامى والمساكين وابن السبيل
ان كنتم امنتم بالله وما انزلنا على عبدنا يوم
الفرقان يوم التقى الجمعان والله على كل
شيء قدير ٤١ اذ انتم بالعدوة الدنيا وهم
بالعدوة القصوى والركب اسفل منكم
ولو تواعدتم لاختلفتم في الميعاد ولكن
ليقضي الله امرا كان مفعولا ليهلك من
هلك عن بينة ويحيى من حي عن بينة
وان الله لسميع عليم ٤٢

૧૦
૩૦

અને જાણો કે તમે જે કંઇ ગનીમત મેળવો તેનો ખરેખર પાંચમો ભાગ ખુદા અને પેયગમ્બર અને પેયગમ્બરના સગાંવહાલાં અને માબાપ વગરનાં છોકરાંઓ અને ફકીર લોકો અને મુસાફરોને માટે છે* જો તમે ખુદાને અને ખરા ખોટાનો ભેદ પાડનાર દિવસ † કે જે દિવસે બે ટોળી સામસામી મળી તે દિવસે જે અમારા બંદા ઉપર અમે મોકલ્યું છે તેને માનતા હો, અને ખુદા સર્વ શકિતમાન છે. ૪૧. (યાદ કરો) કે જ્યારે તમે રણભૂમિની ( મદિનાની ) વધારે નઝદીકની કોર ઉપર હતા, અને તેઓ ( શત્રુઓ ) દૂરની બાજુ ઉપર હતા, અને સવારો તમારાથી નીચેની જગ્યામાં હતા, અને જો તે વખતે તમારી ( અને કોરેશ ) વચ્ચે (લડાઇ કરવાનો) વાયદો મુકરર થયો હોત તો તમે તે વાયદો તોડી નાંખત.‡ પણ (ખુદા તમને સામસામા લાવ્યો) એટલા માટે કે જે કામ ખુદાના જાણવામાં કરવા યોગ્ય હતું તે તેનો હોકમ કરે. એટલા માટે કે જે કોઇ નાશ પામે તે સ્પષ્ટ સાબેતીથી નાશ પામે, અને જે કોઇ જીવે તે સ્પષ્ટ સાબેતીથી જીવે.§ અને ખરેખર ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૪૨.

* આ સંબંધી વિદ્વાન મુસલમાનોના અભિપ્રાય તેઓના કાયદાના પુસ્તકોમાંથી શીખી લેવાશે.

† તે દિવસ કે જે દિવસે ખરા અને ખોટાને જુદા પાડી ઓળખવામાં આવ્યા હતા. એટલે કે બદ્રની લડાઇનો દિવસ જે હેજરાના બીજા વર્ષમાં રમઝાન મહિનાની ૧૭ મી તારીખ અને શુક્રવાર હતો.

‡ કારણ કે કોરેશના લશ્કરની સંખ્યા વધારે હતી તથા કાફેરોની ફોજે છાવણી નાંખેલી જગ્યા સારી હતી.

§ એટલે કે ઇમાન લાવીને મરી જનારા પોતાના ઇમાનની સ્પષ્ટ સાબેતીથી મરી જાય અને તેમજ કાફેરપણામાં રહીને મરી જનારા પોતાના કાફેરપણાનાં ખુલ્લા પુરાવાથી મરી જાય; કારણ કે બદ્રની લડાઇનો દિવસ ખુદાની શકિતની એક મ્હોટી નિશાની હતી.

એટલા માટે કે તેઓ ખુદાને રસ્તેથી લોકોને અટકાવે * પછી તેઓ જલદીથી તે દોલત ખરચશે, પણ તેઓના પસ્તાવાનું કારણ થશે. પછી તેઓ હારી જશે. અને જેઓ કાફેર થયા છે તેઓને જહુન્નમ તરફ હાંકી કાઢવામાં આવશે. ૩૬. એટલા માટે કે ખુદા પાકમાંથી નાપાકને જુદા કરે. અને નાપાકને એક બીજા ઉપર મૂકે, પછી તે સઘળાને ભેગા ખડકે પછી તેઓને જહુન્નમમાં નાંખે, તેઓજ નુકસાન ખમનારાઓ છે. ૩૭. કાફેરોને કહે કે જો તેઓ અટકશે તો જે ગુનાહ આગળ થયેલા છે તે તેઓને માફ કરવામાં આવશે. પણ જો તેઓ પાછા ફરશે તો ખરેખર આગલી કોમો વિષેના ધારાનો હોકમ થયો છે. ૩૮. અને તેઓની સામે લડો જ્યાંસુધી કે કંઇ ફેતના† (કાફેરપણું) બાકી રહે નહિ, અને ધર્મ સઘળો ખુદાનોજ છે. પણ જો તેઓ અટકે તો ખરેખર જે તેઓ કરે છે તે ખુદા જોનાર છે. ૩૯. અને જો તેઓ પોતાની પીઠ ફેરવે તો જાણો કે ખરેખર ખુદા તમારો રક્ષક છે. તે એક ઉત્તમ રક્ષક અને શ્રેષ્ઠ મદદગાર છે. ૪૦.

لیصدوا عن سبیل الله فسینفقونها ثم
تکون علیهم حسرة ثم یغلبون والذین
کفروا الی جهنم یحشرون ٣٦ لیمیز الله
الخبیث من الطیب ویجعل الخبیث بعضه
علی بعض فیرکمه جمیعا فیجعله فی جهنم
اولئك هم الخاسرون ٣٨ قل للذین
کفروا ان ینتهوا یغفرلهم ما قد سلف
وان یعودوا فقد مضت سنت الاولین ٣٩
وقاتلوهم حتی لاتکون فتنة ویکون
الدین کله لله فان انتهوا فان الله بما یعملون
بصیر ٤٠ وان تولوا فاعلموا ان الله
مولیکم نعم المولی ونعم النصیر ٤٠

* મુખ્યત્વે કરીને અહિં આ મક્કાના કોરેશના બાર માણસો હતા. તે દરેક માણસે બદરની લડાઇમાં લશ્કરને ખોરાક માટે દસ દસ ઊંટો દરરોજ મારી નાખવા આપ્યા હતાં. વળી કહેવામાં આવ્યું છે કે અબુ-સોફયાને ઓહોદની લડાઈમાં મફત અને રાજી ખુશીથી આવેલા મદદગારો ઉપરાંત બીજું ૨૦૦૦ માણસ ભાડે રાખ્યું હતું અને તે સ્વારીમાં આશરે ૨૦૦૦ તોલા સોનાનો ખરચ થયો હતો.

† "ફેતના" અહિં "શીર્ક"ના અર્થમાં વપરાએલ છે; એટલે કે ખુદામાં ઇમાન ન રાખવું અને તેને ન માનવું.

واذقالوا اللهم ان كان هذا هوالحق من
عندك فامطر علينا حجارة من السمآء
اوائتنا بعذاب اليم ٣٢ وما كان الله
ليعذبهم وانت فيهم وما كان الله معذبهم
وهم يستغفرون ٣٣ ومالهم الا يعذبهم
الله وهم يصدون عن المسجد الحرام وما
كانوا اوليآءه ان اوليآؤه الا المتقون
ولكن اكثرهم لا يعلمون ٣٤ وما كان
صلاتهم عند البيت الامكآء وتصدية
فذوقوا العذاب بما كنتم تكفرون ٣٥
ان الذين كفروا ينفقون اموالهم

અને (યાદ કર) કે જ્યારે તેઓએ કહ્યું કે હે ખુદા, જો આ (કોરઆન) ખરેખર ત્હારી પાસેથી આવેલું હોય, તો અમારી ઉપર આકાશમાંથી પથ્થર વરસાવ, અથવા અમારી ઉપર એક દુઃખદાયક શિક્ષા લાવ. ૩૨. અને ખુદા તેઓને શિક્ષા કરશે નહિ જ્યાંસુધી તું તેઓની અંદર છે,* અને ખુદા તેઓને સઝા કરનાર નથી જો તેઓ માફી માગે. ૩૩. અને તેઓને માટે શું (કારણ) છે કે ખુદા તેઓને શિક્ષા ન કરે? અને તેઓ મસ્જેદુલ-હરામમાંથી (મોમેનોને) અટકાવે છે, અને તેઓ તેના વલી† (રક્ષક) નથી. પરહીઝગારો સિવાય તેનો રક્ષક થવાને બીજો કોઈ લાયક નથી; પણ તેઓમાંના ઘણા ખરા જાણતા નથી. ૩૪. અને મોશરેકોની નમાઝ ખુદાના ઘર પાસે એક સીસોટી વગાડવા અને તાળી પાડવા‡ સિવાય બીજી કંઇ નથી, માટે તમે શિક્ષા ચાખો, કારણ કે તમે કાફેર થયા હતા. ૩૫. ખરેખર જેઓ કાફેર થયા છે તેઓ પોતાની દોલત ખરચે છે,

* કારણ કે તેમનામાં તેઓનો પેયગમ્બર હોય ત્યાં સુધી ખુદા તે કોમનો નાશ કરશે નહિ.

† કાફેરોએ હઝરત પેયગમ્બરને મક્કે જતાં અટકાવ્યા, એવું કહીને કે અમે કાબાના રક્ષક છીએ. અહિં હઝરત પેયગમ્બર કહે છે કે જ્યાં સુધી તેઓ કાફેર છે ત્યાં સુધી કાબાના રક્ષક તેઓ કેવી રીતે હોઈ શકે ?

‡ એવું કહેવામાં આવ્યું છે કે અરબ લોકોમાં પુરૂષો અને સ્ત્રીઓ નવસ્ત્રાં સાથે તેઓની આંગળીઓ વડે શીસોટી બગાડતાં, હાથની તાળીઓ પાડતાં અને કાબાની પ્રદક્ષિણા કરતાં; અથવા બીજાના કહેવા પ્રમાણે કેટલાક મોનાફેકો આ પ્રમાણે આવાઝ કરતા એવા હેતુથી કે તેઓ હઝરત પેયગમ્બરની નમાઝમાં ખલલ પહોંચાડે, અને તેઓ બહાનું કાઢી કહેતા કે અમે પણ નમાઝ પઢીએ છીએ.

يا ايها الذين امنوا ان تتقوا الله يجعل
لكم فرقانا ويكفر عنكم سيا تكم ويغفر
لكم والله ذوالفضل العظيم ٢٩ واذ
يمكر بك الذين كفروا ليثبتوك اويقتلوك
اويخرجوك ويمكرون ويمكرالله والله
خيرالماكرين ٣٠ واذا تتلى عليهم اياتنا
قالوا قدسمعنا لونشاء لقلنا مثل هذا ان
هذا الا اساطير الاولين ٣١

હે મોમેનો, જો તમે ખુદાથી ડરશો તો તે તમારે માટે ફોરકાન (ફતેહ) મુકર્રર કરશે, અને તમારે માટે તમારા ગુનાહ દરગુજર કરશે, અને તમને માફ કરશે, અને ખુદા મ્હોટી કૃપાનો ધણી છે. ૨૯. અને (યાદ કર) કે જ્યારે કાફેર લોકોએ ત્હારે માટે કાવતરાં કર્યાં, * એટલા માટે કે તેઓ તને કેદમાં નાંખે, અથવા તને મારી નાંખે, અથવા તને દેશ બહાર કાઢી મૂકે; અને તેઓ કપટ કરે છે, પણ ખુદા તેઓના કપટની સઝા આપશે, અને ખુદા કપટ કરનારને સઝા આપવામાં ઉત્તમ છે. ૩૦. અને જ્યારે અમારી આયાત તેઓની પાસે વાંચવામાં આવે છે. ત્યારે તેઓ કહે છે કે અમે ખરેખર સાંભળ્યું. જો અમે ઇચ્છીએ તો અમે આ પ્રમાણે બોલી શકીએ, આ આગલા ઝમાનાની વાર્તા સિવાય બીજું કાંઇ નથી. ૩૧.

---

* જ્યારે હઝરતં પેયગમ્બરે દેશ છોડી મદિને જવાનો હોકમ કર્યો ત્યારે કોરૈશોને પરિણામ શું આવશે તેની ધાસ્તિ લાગી. તેઓએ દારોન-નદવા કે જે તેઓનું સભા ભરવાનું મકાન હતું તેમા એક સભા ભરી. ત્યાં શેતાન નજદના વૃધ્ધ માણસનું રૂપ ધારણ કરીને તેમની પાસે આવ્યો. મુખ્ય બાબત વિચારવાની એ હતી કે તેઓએ હઝરત પેયગમ્બર સાથે કેવી રીતે વર્તવું? એક જણે મત આપ્યો કે તેને કેદ પકડીને એક ઓરડામાં રાખવો, અને તેની આસપાસ ચણતર ચણી ફક્ત એક બાકોરું રાખવું કે જેમાંથી તેને તે વફાત પામે ત્યાં સુધી ખોરાક આપવામાં આવે. શેતાને આ મતને નાપસંદ કર્યો અને કહ્યું કે તે રીતથી તો તેના કુટુંબના માણસો તેને છૂટો કરશે કારણ કે તેઓ સત્તાવાન કોમ છે. બીજાએ મત આપ્યો કે તેને દેશ નિકાલ કરવો જોઇએ; પણ શેતાને તે નાકબુલ કર્યું; કારણ કે એ રીતે તો તે બીજી કેટલીક કોમોને પોતાના પક્ષમાં આપણી ઉપર લડાઈ ચલાવે. છેવટે અબુ-જહલે પોતાનો મત આપ્યો કે દરેક કોમના એકેક માણસે એકઠું થવું, અને તેને મારી નાંખવો, જેથી કરીને હઝરત પેયગમ્બરનું કુટુંબ તેના ખુનનો બદલો વાળવાનું માગી શકે નહિ, કારણ કે તેઓ એટલી બધી કોમો સામે લડવાને અશક્ત થશે. શેતાને આ બાબત કબુલ કરી અને બીજા બધા પણ એકજ મતના થયા. જેબ્રાઈલે હઝરત પેયગમ્બરને આ સભાના ઠરાવની ખબર આપી, તેથી તેણે હઝરત અલીને રાત્રિએ પોતાની પથારીમાં સૂવાનું કહ્યું અને પોતે પહેલા ખલીફાની સંઘાતે મક્કા પાસેના પહાડમાં નાસી ગયા

يا ايها الذين امنوا استجيبوا لله وللرسول
اذا دعاكم لما يحييكم واعلموا ان الله يحول
بين المرء وقلبه وانه اليه تحشرون ٢٤
واتقوا فتنة لا تصيبن الذين ظلموا منكم
خاصة واعلموا ان الله شديد العقاب ٢٥
واذكروا اذ انتم قليل مستضعفون في
الارض تخافون ان يتخطفكم الناس فاويكم
وايدكم بنصره ورزقكم من الطيبات
لعلكم تشكرون ٢٦ يا ايها الذين امنوا لا
تخونوا الله والرسول وتخونوا اماناتكم
وانتم تعلمون ٢٧ واعلموا انما اموالكم
واولادكم فتنة وان الله عنده اجر عظيم ٢٨

હે મોમેનો, ખુદાને જવાબ આપો (આધીન રહો), તેમજ પેયગમ્બરને કે જ્યારે તે તમને જે જીવ આપે છે*, તેને માટે બોલાવે છે, અને જાણો કે ખરેખર ખુદા માણુસ અને તેના અંતઃકરણ વચ્ચે જુદાઇ નાંખે છે,† અને ખરેખર તેની તરફ તમને સઘળાને એકઠાં કરવામાં આવશે. ૨૪. અને તમે એવા ફેતના (પાપ) નો ડર રાખો કે જેની (શિક્ષા) તમારામાં જેઓએ ઝોલમ કર્યો છે તેઓની ઉપરજ ખાસ આવતી નથી, અને જાણો કે ખરેખર ખુદા સખત શિક્ષા કરનાર છે. ૨૫. અને તમે યાદ કરો જ્યારે તમે થોડાજ (અને) ઝમીન ઉપર નબળા હતા; તમે બ્હીતા હતા કે રખે લોકો તમને ઝડપી લે. ત્યારે ખુદાએ તમને આશ્રય આપ્યો, અને પોતાની મદદ વડે તમને શકિત આપી, અને તમને પાક ચીઝોની રૂઝી આપી કે કદાચ્ તમે આભાર માનો. ૨૬. હે મોમેનો, ખુદા અને પેયગમ્બર સાથે‡ અપ્રમાણિકપણે વર્તો નહિ અને તમને સોંપેલી અમાનતમાં અનીતિ કરો નહિ, અને તે તમે જાણો છો. ૨૭. અને જાણો કે તમારી દોલત અને તમારાં છોકરાં માત્ર તમારી આઝમાયેશ છે, અને ખરેખર ખુદા પાસે મ્હોટો બદલો છે. ૨૮.

* જેવાં કે ધર્મ સંબંધી જ્ઞાન અથવા ધર્મના મૂળ નિયમો, અથવા કાફેરોની સામે ધર્મ યુધ્ધ, અથવા કોરઆન, આ સઘળાં જીવન આપનારાં છે.

† એટલે કે તે તેના હૃદયના ઉંડામાં ઉંડા ભેદો જાણે છે, અને મનુષ્યની ધારણાઓને ફેરવી નાંખે છે.

‡ હઝરત પેયગમ્બરના કેટલાક અસહાબો તેની સૂચનાઓ સાંભળતા, અને બહાર જઇ તે જાહેર કરતા; અને તે વિષે કાફેર લોકોને ખબર આપવામાં આવતી; તેટલા માટે આ આયા વહી કરવામાં આવી.

ذٰلكم وان الله موهن كيد الكافرين ١٨
ان تستفتحوا فقد جاءكم الفتح وان تنتهوا
فهو خير لكم وان تعودوا نعد ولن
تغنى عنكم فئتكم شيئا ولو كثرت
وان الله مع المؤمنين ١٩ يا ايها الذين
امنوا اطيعوا الله ورسوله ولا تولوا عنه
وانتم تسمعون ٢٠ ولا تكونوا كالذين
قالوا سمعنا وهم لا يسمعون ٢١ ان شر
الدواب عند الله الصم البكم الذين لا
يعقلون ٢٢ ولو علم الله فيهم خيرا لاسمعهم
ولو اسمعهم لتولوا وهم معرضون ٢٣

આ તમે ( જોયું ) અને ખરેખર ખુદા કાફેરોના કપટને તોડી પાડનાર છે. ૧૮. જો તમે ફતહ માગી તો ફતહ ખરેખર તમારી પાસે આવી,§ અને જો તમે હવે અટકો તો તે તમારે વાસ્તે બહુ સારૂં છે. અને જો તમે પાછા ફરશો તો અમે પણ ફરીશું અને તમારૂં લશ્કર જો કે મ્હોટું હોય તોપણ તે તમારી ઉપરથી કદી કંઇ આફત દૂર કરશે નહિ. અને ખરેખર ખુદા મોમેનોની સાથેજ છે. ૧૯. હે મોમેનો, ખુદા અને તેના પેયગમ્બરનો હોકમ ઉઠાવો, અને તેની તરફથી મ્હોં ફેરવો નહિ, જો કે તમે સાંભળો છો. ૨૦. અને તમે તેઓના જેવા થાઓ નહિ કે જેઓએ કહ્યું કે અમે સાંભળ્યું છે, અને તેઓ ( ખરૂં જોતાં ) સાંભળતા નથી. ૨૧. ખરેખર ખરાબમાં ખરાબ પ્રાણીઓ ખુદા પાસે બહેરાં અને મુંગાં છે, કે જેઓ સમજતાં નથી. ૨૨. અને જો ખુદાએ તેમનામાં કંઇ ભલાઇ જાણી હોત તો તેમને સાંભળવાની શકિત આપી હોત, અને જો તેણે તેમને સાંભળવાની શકિત આપી હોત તો તેઓ પાછાં ફર્યાં હોત, અને તેઓ ( સત્ય તરફથી ) મ્હોં ફેરવનાર છે. ૨૩.

---

લાગ્યા, અને દરેક જણ કહેવા લાગ્યો કે મેં ફલાણા ફલાણાને મારી નાંખ્યો, પણ હઝરતે તેમને બડાઈ મારવાની ના પાડી અને કહ્યું કે ખુદાએ તેમને મારી નાંખ્યા છે. તેટલા માટે આ આયા વહ્ય કરવામાં આવી.

§ જ્યારે કોરૈશો મક્કામાંથી બહાર નીકળવાના હતા ત્યારે તેઓ કઅબામાં ગયા અને ત્યાં કઅબાના પડદા પકડીને તેઓએ અરજ કરી કે "હે ખુદા ખરેખર સત્ય માર્ગ દોરાયેલા અને ઘણાજ માનવંતા લશ્કરને તું જય આપ," તેટલા માટે હઝરત પેયગમ્બરે કહ્યું કે તેઓએ ખરેખર સાચા લશ્કર માટે જય માગ્યો, અને તે જય હવે સાચા લશ્કરને મળ્યો છે.

تेનું કારણ એ કે તેઓ ખુદા અને તેના પેયગમ્બર સામે થયા છે. અને જે ખુદા અને તેના પેયગમ્બરની વિરૂધ્ધ જાય છે, તો ખરેખર ખુદા સખત શિક્ષા કરનાર છે. ૧૩. આ શિક્ષા તમારે માટે છે માટે તેનો સ્વાદ લો. અને ખરેખર કાફેરો માટે આગની શિક્ષા છે. ૧૪. હે મોમેનો, જ્યારે તમે કાફેરોને લડાઇ માટે ટોળા બાંધ જુઓ, ત્યારે તમારી પીઠ ફેરવો નહિ; ૧૫. અને તે દિવસે જે લડવા માટે બાજુએ ફરે અથવા (મોમેનોની) એક ટુકડી તરફ રક્ષણ માટે ફરે, તે સિવાય જે કોઇ પોતાની પીઠ તેમની તરફ ફેરવે તે ખરેખર ખુદાના કોપ તરફ ફર્યો છે, અને તેનું રહેઠાણ જહન્નમ છે, અને તે પાછા ફરવાની ખરાબ જગ્યા છે. ૧૬. પણ તમે તેઓને મારી નાંખ્યા નથી; પણ ખુદાએ તેઓને મારી નાંખ્યા છે અને જ્યારે તેં (ધૂળ) ફેંકી ત્યારે તેં તે ફેંકી નહોતી પણ અલ્લાહે ફેંકી હતી, * અને તે એટલા માટે કે તેથી ખુદા મોમેનોને પોતાની પાસેથી એક સારી બક્ષિશ આપે. ખરેખર ખુદા સાંભળનાર (અને) દાના છે. ૧૭.

ذلك بانهم شاقوا الله ورسوله ومن يشاقق
الله ورسوله فان الله شديد العقاب ١٣
ذلكم فذوقوه وان للكافرين عذاب
النار ١٤ يا ايها الذين امنوا اذا لقيتم الذين
كفروا زحفا فلا تولوهم الادبار ١٥
ومن يولهم يومئذ دبره الا متحرفا لقتال
او متحيزا الى فئة فقد باء بغضب من
الله ومأويه جهنم وبئس المصير ١٦ فلم
تقتلوهم ولكن الله قتلهم وما رميت اذ
رميت ولكن الله رمى وليبلي المؤمنين
منه بلاء حسنا ان الله سميع عليم ١٧

ઉપયોગ માટે ખુદા તરફથી પાણી આવ્યું, તેમજ કાફેરો અને તેમની વચ્ચે રેતાળ જમીન. તેઓ ચાલી શકે તેવી કાદણુ થઇ ગઇ એટલે શેતાનનું કપટ તેમના મનમાંથી દૂર થયું.

* લડાઇની ધીચમાં હજરત પેયગમ્બરે ખુદાની બંદગી કરી અને તેની પાસે તેનાથી વચન અપાયેલી જીતની માગણી કરી; તેથી જેબ્રાઇલે નીચે ઉતરીને હજરત પેયગમ્બરને કહ્યું કે એક મુઠ્ઠી ભરીને રેતી શત્રુ તરફ નાંખો. હજરત પેયગમ્બરે રેતી લઇને શત્રુ તરફ ફેંકી અને તે દરેક કાફેરની આંખમાં તથા મોઢામાં પડી. તે કાઢવાના કામમાં તેઓ પડયા એટલામાં મુસલમાનોએ તેઓની ઉપર હુમલો કર્યો તથા તેમનામાંથી ૭૦ જણાને મારી નાંખ્યા તથા ૭૦ જણાને કેદ પકડયા. જ્યારે તેઓ લડાઇમાંથી પાછા આવ્યા ત્યારે તેઓ પોતાની બહાદુરી માટે બડાઇ મારવ

وما جعله الله الا بشرى ولتطمئن به
قلوبكم وما النصر الا من عند الله ان الله
عزيز حكيم ١٠ اذ يغشيكم النعاس امنة
منه وينزل عليكم من السماء ماء ليطهركم
به ويذهب عنكم رجز الشيطان وليربط
على قلوبكم ويثبت به الاقدام ١١
اذ يوحي ربك الى الملائكة اني معكم
فثبتوا الذين امنوا سالقي في قلوب الذين
كفروا الرعب فاضربوا فوق الاعناق
واضربوا منهم كل بنان ١٢

અને ખુદાએ તે મદદ માત્ર ખુશ ખબર માટે મોકલી હતી, અને વળી એટલા માટે કે તે વડે તમારાં અંતઃકરણ શાંત થાય. અને મદદ ખાસ ખુદા પાસેથીજ છે. ખરેખર ખુદા શક્તિમાન્ ( અને ) સત્ય કરનાર છે. ૧૦. (યાદ કરો) જ્યારે તેની તરફથી સલામતીને માટે નિદ્રાએ તમને ઢાંકી દીધા! અને તેણે તમારાં ઉપર આકાશમાંથી પાણી નીચે મોકલ્યું,* એટલા માટે કે તે વડે તે તમને પાક કરે અને શેતાનની નાપાકી તમારી પાસેથી દૂર કરે, અને એટલા માટે કે તે તમારો અંતઃકરણ દ્રઢ કરે, અને તે વડે તમારાં પગલાં સાબેત કરે. ૧૧. ( યાદ કર ) જ્યારે ત્હારા પરવરદેગારે ફેરેસ્તાઓ તરફ વહ્ય કર્યો કે ખરેખર હું તમારી સાથેજ છું, માટે જેઓ ઇમાન લાવ્યા છે તેઓને હિમ્મત આપો. હું જલદીથી જેઓ કાફેર છે તેઓનાં અંતઃકરણમાં ભય નાંખીશ; માટે તેઓની ગરદન ઉપર (તલવાર) મારો અને તેઓની સઘળી આંગળીઓ કાપી નાંખો. ૧૨.

* એવું કહેવામાં આવ્યું છે કે લડાઈ થઇ એની આગલી રાત્રિએ મુસલમાન લોકોના મનમાં ચિંતા હોવાથી તેઓ સૂઈ ગયા. તેમનામાંના ઘણા ખરાને વિચારથી નિદ્રામાં ખલલ પહોંચતાં તેઓ સ્વપ્નમાં અપવિત્ર થયા. જે જગ્યાએ હઝરત પેયગમ્બરની ફોજ પડી હતી તે જગ્યામાં એટલી બધી સૂકી અને ઉંડી રેતી હતી કે તેઓ તેમાં ચાલ્યા ત્યારે તેઓના પગ તેની અંદર ખુંતી ગયા, અને પાણીની જગ્યા શત્રુની છાવણીમાં હતી. તેથી શેતાને મુસલમાનો પાસે આવીને તેઓને કહ્યું કે લડાઈમાં તમારે ખુદાની મદદની આશા રાખવી નહિ, કારણ કે તમારી પાસે બીલકુલ પાણી નથી, અને તમે રાત્રિએ અપવિત્ર થયા છો; અને અગર જો કે તમે પોતે ખુદાના માનીતા છો એવું ધારો છો અને હઝરત પેયગમ્બર તમારી સાથે છે તો પણ તમારે ગોસ્લ ( નાહ્યા ) વગર નમાઝ પઢવી પડશે. આ ઉપરથી ખુદાએ તેમને રાત્રિએ એટલો બધો વરસાદ મોકલ્યો કે ત્યાં એક ન્હાની નદી વ્હેવા માંડી અને આ પ્રમાણે તેમને ગોસ્લ કરવા માટે તથા બીજા બધા

يجادلونك فى الحق بعد ما تبين كانما
يساقون الى الموت وهم ينظرون ٦ واذ
يعدكم الله احدى الطائفتين انها لكم
وتودون ان غير ذات الشوكة تكون
لكم ويريد الله ان يحق الحق بكلماته و
يقطع دابر الكافرين ٧ ليحق الحق و
يبطل الباطل ولو كره المجرمون ٨ اذ
تستغيثون ربكم فاستجاب لكم انى ممدكم
بالف من الملائكة مردفين ٩

તેઓ ત્હારી સાથે સત્ય (લડાઇ) વિષે, તે જાહેર થયા પછી, તકરાર કરે છે જાણે કે તેઓને મોત તરફ દોરવામાં આવ્યા હોય, અને તે તેઓ જોતા હોય. ૬. અને (યાદ કરો) જ્યારે ખુદાએ બે ટૂકડીમાંથી એકનું તમને વચન આપ્યું કે આમાંની એક (ની સામે લડવાનું) તમારે માટે છે, અને તમે એવું ઇચ્છતા હતા કે હથિયાર વગરની ટૂકડી તમારે માટે હોય. પણ ખુદા એમ ઇચ્છે છે કે તે પોતાના શબ્દો વડે સત્ય જાહેર કરે અને કાફેરોને મૂળથી કાપી નાંખે. ૭. એટલા માટે કે તે સત્ય જાહેર કરે અને અસત્યનો નાશ કરે, અગર જો કે પાપી લોકો તે પસંદ કરતા નથી. ૮. (યાદ કરો) જ્યારે તમે તમારા પરવરદેગાર પાસે દોઆ કરી મદદ માગતા હતા, ત્યારે તેણે તમારે માટે તે સ્વીકારી કે હું તમને અનુક્રમે ગોઠવાયેલા હઝાર ફેરેશ્તાથી મદદ કરનાર છું. ૯.

જેબ્રાઇલે હઝરત પેયગમ્બરને ખબર આપી એટલે હઝરતે પોતાના અસહાબોને આ બાબત જણાવી તેથી તેઓને તે લોકોને અટકાવવાનું ઇચ્છીને તેમની સામે કૂચ કરી. અબુ-સોફયાનને આ બાબતની ખબર પડવાથી તેણે એક માણસને મક્કે મોકલી મદદ મંગાવી, જેથી ઊંટ અને ઘોડા ઉપર સવાર થયેલાં ૯૫૦ હથિયાર બંધ માણસો તેની મદદે આવવા તૈયાર થયાં. જ્યારે તેઓ મદિના પાસે આવી પહોંચ્યા ત્યારે હઝરત પેયગમ્બરે પોતાના અસહાબોને પૂછ્યું કે કાફલો અને ફોજ એ બેમાંથી તમે કોની સામે લડવા જવા ઇચ્છો છો? તેઓએ પોતાની સંખ્યા થોડી હોવાને લીધે કાફલા સામે લડવા જવાની ઇચ્છા બતાવી, કારણ કે તેઓ ફકત ૩૦૦ જણા હતા, અને તે ઉપરાંત ૭૦ ઊંટ, ૨ ઘોડા, ૬ બખ્તર અને ૭ તરવાર તેઓની પાસે હતાં. પણ હઝરત પેયગમ્બર એવું ઇચ્છતા હતા કે તેઓએ ફોજ સામે લડવા જવું; અને જ્યારે અનસારના સરદારે હઝરત પેયગમ્બરની સાથે જવા તૈયાર થયા ત્યારે હઝરત કૂચ કરી ફોજની સામે ગયા. ખુદાએ હઝરતને તેના જયની આગળની ખાતરી આપી હતી તેથી હઝરતે પોતાના અસહાબને જે જે જગ્યાએ કાફેરોને મારી નાંખીને ફેંકી દેવામાં આવશે તે જગ્યાઓ અગાઉથી બતાવી હતી.

قل الانفال لله والرسول فاتقوا الله واصلحوا ذات بينكم واطيعوا الله ورسوله ان كنتم مؤمنين ١ انما المؤمنون الذين اذا ذكر الله وجلت قلوبهم واذا تليت عليهم اياته زادتهم ايمانا وعلى ربهم يتوكلون ٢ الذين يقيمون الصلاة ومما رزقنا هم ينفقون ٣ اولئك هم المؤمنون حقا لهم درجات عند ربهم ومغفرة ورزق كريم ٤ كما اخرجك ربك من بيتك بالحق وان فريقا من المؤمنين لكارهون ٥

કહે, ગનીમત તો ખુદા અને પેયગમ્બર માટે છે, માટે ખુદાથી ડરો અને તમે પોતપોતામાં સુધારો કરો, અને ખુદા અને તેના પેયગમ્બરનું ફરમાન ઉઠાવો જો તમે મોમેન હો. ૧. મોમેનો માત્ર તેઓ છે કે જ્યારે ખુદાનું નામ લેવાય છે ત્યારે તેઓનાં અંતઃકરણ ડરે છે; અને જ્યારે તેની આયાત તેમની પાસે વાંચવામાં આવે છે, ત્યારે તે તેઓના ઈમાનનો વધારો કરે છે. અને તેઓ પોતાના પરવરદેગાર ઉપર આધાર રાખે છે. ૨. (અને તેઓજ છે) કે જેઓ નમાઝ પઢે છે, અને જે અમે તેઓને રૂઝી આપી છે તેમાંથી દાન કરે છે. ૩. તેઓજ ખરેખર સાચા મોમેનો છે. તેમને માટે તેઓના પરવરદેગાર પાસે દરજ્જ અને માફી અને પુષ્કળ રૂઝી છે. ૪. (ખુદા તને બદ્ર તરફ લઇ જશે) જેવી રીતે ત્હારો પરવરદેગાર તને ત્હારા ઘરમાંથી સત્ય (લડાઇ) માટે બહાર લાવ્યો, * અને ખરેખર મોમેનોનો એક ભાગ નારાઝ હતો. ૫.

જુવાનીયાઓએ કહ્યું કે અમારી મદદથીજ આ લડાઈ જીતાઈ છે માટે તમામ ગનીમતની વસ્તુઓ અમને મળવી જોઇએ, તેમજ વૃધ્ધ માણસોએ તેઓનો ભાગ માગ્યો એવું કહીને કે અમે પણ તેઓના મદદગાર હતા. અથવા કેટલાકના કહેવા પ્રમાણે આ તકરાર મોહાજેર અને અનસાર વચ્ચે થઈ હતી, કારણ કે તે દરેકે ગનીમતની માગણી કરી હતી. વળી "અનફાલ" ના અર્થ માટે તફસીર લખનારાઓ જુદા જુદા મતના છે. કેટલાક કહે છે કે તેનો અર્થ ખાસ "બદ્રની ગનીમત" થાય છે. કેટલાક કહે છે કે તેનો અર્થ તે લડાઇમાં પકડેલા કેદીઓ થાય છે. બીજા કેટલાક કહે છે કે લડાઈ વગર કાફેરો પાસેથી લીધેલી કોઈપણ ચીઝને "અનફાલ" કહેવાય છે. ચોથો મત એ છે કે ગનીમતની વસ્તુઓ વેહેંચાઈ ગયા બાદ મેળવેલી કાંઇપણ ચીઝ એવો તેનો અર્થ થાય છે.

* આ લડાઇનું મૂળ કારણ એ હતું કે મકકાના કોરેશ લોકોનો એક મ્હોટો કાફલો અબુ-સોફયાનની સરદારી નીચે બીજા ઘણા સરદારો સહિત શામથી પાછો આવતો હતો, તે દરમ્યાન

| | |
|---|---|
| ખરેખર જેઓ ત્હારા પરવરદેગાર પાસે છે તેઓ તેની બંદગી કરવાને અભિમાન કરતા નથી; અને તેઓ તેની પવિત્રતા યાદ કરે છે, અને તેઓ તેને સેજ્દો* કરે છે. ૨૦૬. | ان الذين عند ربك لا يستكبرون عن عبادته ويسبحونه وله يسجدون ٢٠٦ |

## પ્રકરણ ૮ મું.

# સુરતોલ-અનફાલ.

આ પ્રકરણ મદિનામાં વહ્ય કરવામાં આવ્યું હતું. તેમાં શામીની કોરઆનની નકલ પ્રમાણે ૭૭ આયા છે; અને હેજાઝી અને બસ્રી પ્રમાણે ૭૬ છે અને કુફી પ્રમાણે ૭૫ છે. તે "અનફાલ" કહેવાય છે તેનું કારણ એ કે પેહેલીજ આયામાં લડાઇમાં મેળવેલી ગનીમત (લડાઇમાં મેળવેલો માલ) નું વર્ણન આવે છે, અને તેને અરબી ભાષામાં "અનફાલ" કહે છે. આ પ્રકરણનો ઘણો ખરો ભાગ બદ્રની લડાઇના સંબંધમાં છે. હદીસમાં હઝરત પેયગમ્બરે ફરમાવ્યું છે કે "આ પ્રકરણ અને તેની પછીનું "બરાઅત" પ્રકરણ જે કોઇ વાંચશે તેની કયામતને દિવસે હું શફાઅત કરનાર છું અને સાક્ષી આપીશ કે તે મોનાફેક નહોતો; અને વળી જ્યાંસુધી તે આ દુનિયામાં રહેશે ત્યાં સુધી ખુદાનું તખ્ત ઉપાડનારા ફેરેશતાઓ તેને માટે દોઆ કરશે."

| | |
|---|---|
| | سورة الانفال مدنية وهى خمس وسبعون اية |
| કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.) | بسم الله الرحمن الرحيم |
| તેઓ તને ગનીમત† વિષે પૂછે છે. | يسئلونك عن الانفال |

* સુન્નીના મત પ્રમાણે આ આયાના વાંચન પછી સેજ્દો કરવો વાજેબ છે. સુન્ની પંથના આલેમો કહે છે કે કોરઆનમાં એવા ૧૪ ફકરા છે કે જેના વાંચન પછી સેજ્દો કરવો વાજેબ છે, પણ તેઓમાં પણ બે જગ્યાએ જુદા જુદા મત છે. આ તરજુમામાં જ્યાં જ્યાં તે ફકરા આવશે ત્યાં હું તે બતાવીશ. પણ શીઆ પ્રમાણે તો ફક્ત ચાર જગ્યાએ સેજ્દો કરવો વાજેબ છે અને બાકી તો મુસ્તહબ છે. તે ચાર જગ્યાઓ ૩૨ માં પ્રકરણની ૧૫ મી આયા, ૪૧ મા પ્રકરણની ૩૭ મી આયા, ૫૩ મા પ્રકરણની ૫૭ મી આયા, અને ૯૬ મા પ્રકરણની ૧૯ મી આયા એ પ્રમાણે છે.

† બદ્રની લડાઈ પછી આ આયા વહ્ય કરવામાં આવી હતી. તે વખતે તે લડાઇમાં લડેલા

અને જો તને શેતાન તરફથી કંઇ ઉશ્કેરણી મળે, તો ખુદાનો આશ્રય માગ, ખરેખર તે સાંભળનાર (અને) દાના છે. ૨૦૦ ખરેખર જેઓ ખુદાથી ડર્યા છે તેઓ જ્યારે શેતાન તરફથી તેઓને કંઈ ખરાબ વિચાર આવે ત્યારે ખુદાને યાદ કરે છે, ત્યારે તેઓ (ખરો રસ્તો) જોનારછે. ૨૦૧. અને તેઓ (કાફેરો) ના ભાઇ (શેતાનો) તેઓને કુમાર્ગ તરફ ખેંચે છે. પછી તેઓ અટકશે નહિ. ૨૦૨. અને જ્યારે તું તેઓની પાસે કંઇ આયા લાવતો નથી ત્યારે તેઓ કહે છે કે શામાટે તું હારી મેળે તે બતાવતો નથી? કહે હું માત્ર તે પ્રમાણે ચાલું છું કે જે મ્હારા પરવરદેગાર પાસેથી મ્હારી તરફ વહ્ય કરવામાં આવ્યું છે. આ કોરઆન તમારા પરવરદેગાર તરફથી તમારી જ્ઞાન ચક્ષુ (સાબેતી) છે અને જે કોમ ઈમાન લાવે છે તેને માટે રસ્તો બતાવનાર અને બક્ષિશ છે. ૨૦૩. અને જ્યારે (કોરઆન) વંચાય છે ત્યારે તમે તે સાંભળો † અને છાના રહો કે કદાચ તમારા ઉપર દયા થાય. ૨૦૪. અને ત્હારા પરવરદેગારને ત્હારા અંતઃકરણમાં નમ્રતા પૂર્વક અને ડર સહિત યાદ કર. અને ધીરે સ્વરે શબ્દોથી તેની સવાર અને સાંજ બંદગી કર. અને ગાફેલ રહેનારાઓમાંનો થા નહિ. ૨૦૫.

وَاِمَّا يَنْزَغَنَّكَ مِنَ الشَّيْطٰنِ نَزْغٌ فَاسْتَعِذْ
بِاللّٰهِ اِنَّهٗ سَمِيْعٌ عَلِيْمٌ ٢٠٠ اِنَّ الَّذِيْنَ اتَّقَوْا
اِذَا مَسَّهُمْ طٰٓئِفٌ مِّنَ الشَّيْطٰنِ تَذَكَّرُوْا
فَاِذَاهُمْ مُّبْصِرُوْنَ ٢٠١ وَاِخْوَانُهُمْ يَمُدُّوْنَهُمْ
فِى الْغَيِّ ثُمَّ لَا يُقْصِرُوْنَ ٢٠٢ وَاِذَا لَمْ تَاْتِهِمْ
بِاٰيَةٍ قَالُوْا لَوْلَا اجْتَبَيْتَهَا قُلْ اِنَّمَآ اَتَّبِعُ مَا يُوْحٰى
اِلَىَّ مِنْ رَّبِّىْ هٰذَا بَصَآئِرُ مِنْ رَّبِّكُمْ وَهُدًى
وَّرَحْمَةٌ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ٢٠٣ وَاِذَا قُرِئَ
الْقُرْاٰنُ فَاسْتَمِعُوْا لَهٗ وَاَنْصِتُوْا لَعَلَّكُمْ
تُرْحَمُوْنَ ٢٠٤ وَاذْكُرْ رَّبَّكَ فِىْ نَفْسِكَ
تَضَرُّعًا وَّخِيْفَةً وَّدُوْنَ الْجَهْرِ مِنَ الْقَوْلِ
بِالْغُدُوِّ وَالْاٰصَالِ وَلَا تَكُنْ مِّنَ الْغٰفِلِيْنَ ٢٠٥

તેથી તેનો અર્થ એ કે માણસોની ભૂલ અને ગુનાહ દરગુજર કરી તેઓની સાથે માયાળુપણે વર્ત, અને આ આદત હમેશા રાખ. બીજો "બાકી રહેલો ભાગ" કે જે તવંગર લોકો પોતાની માલ મેલ્કતમાંથી દાનમાં આપે છે તે. બીજા અર્થ પ્રમાણે તફસીર લખનારા કહે છે કે આ કયદો ઝકાતના કાયદાથી મનસુખ થયો છે.

† અનસારમાંનો એક જુવાનીઓ હઝરત પેયગમ્બરની પછવાડે નમાઝ પઢતો હતો અને હઝરત જે પઢતા હતા તેજ તે પણ પઢતો હતો. તેટલા માટે આ આયા વહ્ય કરવામાં આવી.

ان الذين تدعون من دون الله عباد امثالكم فادعوهم فليستجيبوا لكم ان كنتم صادقين ١٩٤ الهم ارجل يمشون بها ام لهم ايد يبطشون بها ام لهم اعين يبصرون بها ام لهم اذان يسمعون بها قل ادعوا شركاءكم ثم كيدون فلا تنظرون ١٩٥ ان ولي الله الذى نزل الكتاب وهو يتولى الصالحين ١٩٦ والذين تدعون من دونه لا يستطيعون نصركم ولا انفسهم ينصرون ١٩٧ وان تدعوهم الى الهدى لا يسمعوا وتريهم ينظرون اليك وهم لا يبصرون ١٩٨ خذ العفو وامر بالعرف واعرض عن الجاهلين ١٩٩

ખરેખર ખુદા સિવાય જેઓની તમે બંદગી કરોછો તેઓ તમારા જેવાજ બંદા છે, માટે તેઓને બોલાવો, ત્યારે તેઓએ તમને જવાબ આપવો જોઇએ જો તમે સાચું બોલતા હો.૧૯૪. શું તેઓને પગ છે કે જે વડે તેઓ ચાલે, અથવા તેઓને હાથ છે કે જે વડે તેઓ પકડી શકે, અથવા તેઓને આંખો છે કે જે વડે તેઓ જુએ, અથવા તેઓને કાન છે કે જે વડે તેઓ સાંભળે? કહે તમે તમારા ભાગીદારોને બોલાવો, પછી મ્હારી સામે કાંવતરૂં રચો, પછી મને વખત આપો નહિ.૧૯૪. ખરેખર મારો દોસ્ત ખુદા છે કે જેણે કેતાબ ઉતારી છે અને તે પવિત્ર માણસોને દોસ્ત રાખે છે.૧૯૬. અને ખુદા સિવાય જેઓની તમે બંદગી કરોછો તેઓ તમને મદદ કરી શકતા નથી, અને તેમજ પોતાને પણ મદદ કરી શકતા નથી.૧૯૭. અને જો તમે તેઓને સીધા રસ્તા તરફ બોલાવો તો તેઓ સાંભળશે નહિ, અને તું તેઓને જોશે કે તેઓ ત્હારી તરફ નજર કરે છે અને (ખરૂં જોતાં) તેઓ જોતા નથી.૧૯૮. ક્ષમા કર‡ અને સારાં કામ ફરમાવ, અને અજ્ઞાનીઓ તરફથી મ્હોં ફેરવ.૧૯૯.

શબ્દાની પછી "ઔલાદોહોમા" શબ્દ ઉમેરવાનો છે; કારણ કે તે અધ્યાહાર છે; તેથી તેનો અર્થ એ છે કે જ્યારે ખુદા તેમને સારા છોકરા આપે છે ત્યારે તે છોકરાઓ ખુદાની સાથે બીજાઓને ભાગીદાર કરે છે, ‡ અહિં "અફવ" શબ્દ બે અર્થમાં લઇ શકાય. પહેલો અર્થ "ક્ષમા"

هو الذى خلقكم من نفس واحدة
وجعل منها زوجها ليسكن اليها فلما تغشها
حملت حملا خفيفا فمرت به فلما اثقلت دعوا
الله ربهما لئن اتيتنا صالحا لنكونن من
الشاكرين ١٨٩ فلما اتيهما صالحا جعلا له
شركآء فيما اتيهما فتعالى الله عما يشركون ١٩٠
ايشركون ما لا يخلق شيئا وهم يخلقون ١٩١
ولا يستطيعون لهم نصرا ولا انفسهم
ينصرون ١٩٢ وان تدعوهم الى الهدى
لا يتبعوكم سوآء عليكم ادعوتموهم
ام انتم صامتون ١٩٣

ખુદા તેજ છે કે જેણે તમને એકજ પુરૂષમાંથી પેદા કર્યા છે, અને તેમાંથીજ તેની સ્ત્રી પેદા કરી, એટલા માટે કે તે તેણીની સાથે આરામ લે. પછી જ્યારે તેણે તને ઢાંકી દીધી, ( ભોગવી ) ત્યારે તેણીને હલકો ભાર પ્રાપ્ત થયો, અને તે સહિત તેણી આવજાવ કરતી. પછી જ્યારે તે (ગર્ભ) ભારે થયો, ત્યારે તેઓ બન્નેએ પોતાના પરવરદેગારની પ્રાર્થના કરી કે ખરેખર જો તું અમને અખંડિત પવિત્ર છોકરૂં આપીશ, તો ખચિત્ અમે અભારીઓમાંના થઇશું.૧૮૯. પછી જ્યારે તેણે તેમને અખંડિત બાળક આપ્યું ત્યારે તે બન્ને ( ના વંશજો ) ખુદાએ જે તે બન્નેને આપ્યું હતું તેને, તે ( ખુદા ) ની સાથે ભાગીદાર કરે છે. * પણ ખુદાની સાથે જેને તેઓ શરીક કરે છે તેનાથી ખુદા તદ્દન પાક અને મહાન્ છે. ૧૯૦ શું તેઓ તેને ખુદા સાથે શરીક કરે છે કે જે કંઇ ચીઝ પેદા કરી શકતો નથી પણ પોતેજ પેદા થયેલા છે ? ૧૯૧ અને તેમજ તેઓ ( મૂર્તિઓ ) તેઓ (પૂજારીઓ) ને માટે કંઇ મદદ આપી શકતી નથી. અને તેમજ પોતાને પણ કંઇ મદદ કરી શકતી નથી. ૧૯૨. અને જો તમે તેઓને સીધા રસ્તા તરફ બોલાવો તો તેઓ તમારી પાછળ આવશે નહિ. તે તમારે માટે સરખુંજ છે કે તમે તેઓને બોલાવો અથવા તમે છાના રહો. ૧૯૩.

તથા નિશાનીઓ તેમને બહુ ભારે લાગે છે; અને ત્રીજે એ કે તે દિવસનો બનાવ તેની મ્હોટાઈ અને સખતાઇને લીધે અસહ્ય છે.

* આ આયાના અર્થ વિષે તફસીર લખનારાઓમાં જુદા જુદા મત છે. તેમાંના બે મત હું આ ઠેકાણે આપું છું કે જે ઘણા જણાએ કબૂલ રાખ્યા છે; અને કશ્શાફ તથા બૈઝાવી તફસીરોમાં તેમજ બીજા કેટલાકના મત પ્રમાણે તે મળતા છે. એકતો એકે તે માણસ અહિઆં કોસૈય છે કે જે હઝરત પેયગમ્બરના દાદાઓમાંનો એક હતો. તેને ખુદાએ ચાર પુત્રો બક્ષ્યા હતા; અને તેણે તેઓનાં નામ અબ્દ-મનાફ, અબ્દો-શમ્સ, અબ્દુલ ઓઝઝા, અને અબુદુદ-દાર, કોરૈશ લોકોની ચાર મુખ્ય મૂર્તિઓનાં નામ ઉપરથી રાખ્યાં હતા બીજો મત એ કે આયામાં "જઅલા"

مَن يُضْلِلِ اللّٰهُ فَلَا هَادِيَ لَهُ وَيَذَرُهُمْ فِي
طُغْيَانِهِمْ يَعْمَهُونَ ١٨٦ يَسْـَٔلُونَكَ عَنِ
السَّاعَةِ أَيَّانَ مُرْسٰهَا قُلْ إِنَّمَا عِلْمُهَا عِنْدَ
رَبِّي لَا يُجَلِّيهَا لِوَقْتِهَا إِلَّا هُوَ ثَقُلَتْ فِي
السَّمٰوٰتِ وَالْأَرْضِ لَا تَأْتِيكُمْ إِلَّا بَغْتَةً
يَسْـَٔلُونَكَ كَأَنَّكَ حَفِيٌّ عَنْهَا قُلْ إِنَّمَا عِلْمُهَا عِنْدَ
اللّٰهِ وَلٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُونَ ١٨٧
قُلْ لَا أَمْلِكُ لِنَفْسِي نَفْعًا وَلَا ضَرًّا إِلَّا
مَا شَاءَ اللّٰهُ وَلَوْ كُنْتُ أَعْلَمُ الْغَيْبَ لَاسْتَكْثَرْتُ
مِنَ الْخَيْرِ وَمَا مَسَّنِيَ السُّوءُ إِنْ أَنَا إِلَّا
نَذِيرٌ وَبَشِيرٌ لِقَوْمٍ يُؤْمِنُونَ ١٨٨

જેને ખુદા આડે રસ્તે દોરે છે તેને કોઇ રસ્તો બતાવનાર નથી; અને તે તેઓને તેઓના કુમાર્ગમાં ભટકતા રહેવા દેશે. ૧૮૬. તેઓ તને સાઅત (કયામતના દિવસ) વિષે પૂછે છે કે તે કયારે અવવાનો છે? કહે તેનું જ્ઞાન માત્ર મ્હારા પરવરદેગાર પાસેજ છે; ખુદા સિવાય કયામતના દિવસને તેના ખાસ વખતે બીજો કોઇ જાહેર કરી શકતો નથી. તેનું જ્ઞાન આકાશોમાં અને પૃથ્વીમાં ભારે (છૂપું) છે,† તે તમારી ઉપર માત્ર ઓચિંતો આવશે. તેઓ તને પૂછે છે જાણે કે તું તે વિષેનો સવાલ ઇચ્છતો હોય. કહે તેનું જ્ઞાન માત્ર ખુદા પાસેજ છે, પણ ઘણા લોકો જાણતા નથી.૧૮૭. કહે જે ખુદા ચાહે તે સિવાય હું મ્હારે પોતાને માટે કંઇ નફો કે કંઇ નુકસાન ઉપર સત્તા રાખતો નથી. અને જો હું અદ્રશ્ય જાણતો હોત તો મેં ઘણો માલ મેળવ્યો હોત અને મને દુઃખ પડયું નહોત. હું માત્ર (કાફરોને) એક ચેતવણી આપનાર અને જે કોમ ઇમાન લાવે છે તેને ખુશખબર આપનાર છું.૧૮૮.

દરેક કોમને એક પછી એક પોકરીને બોલાવી અને તેમને કહ્યુ કે જો તમે હવે પછી તમારૂં કાફરપણું જારી રાખશો તો હું તમને ખુદાની શિક્ષાની ચેતવણી આપું છું. તે વખતે તે કોમોના એક આગેવાને કહ્યું કે "મોહમ્મદને શું થયું છે? તે દિવાનો થઈ ગયો છે કે શું."

* "સાઅત" એટલે એક કલાક; કયામતના દિવસને આ નામ આપવામાં આવ્યું છે, કારણ કે માણસોના હેસાબ એક કલાક કરતાં પણ ઓછા વખતમાં લઈ લેવામાં આવશે, અથવા તો ખુદા આગળ આવો લાંબો દિવસ એક કલાક જેવો છે.

† આ વાકયના અર્થ સંબંધી ત્રણ મત છે. એકતો એ કે તે દિવસનું જ્ઞાન આકાશમાં રહેનારાઓ અને પૃથ્વીનાં મનુષ્યો માટે ભારે અને મુશ્કેલ છે, બીજો એ કે તે દિવસનું વર્ણન

وذروا الذين يلحدون فى اسمائه سيجزون
ما كانوا يعملون ١٨٠ وممن خلقنا امة
يهدون بالحق وبه يعدلون ١٨١ والذين
كذبوا باياتنا سنستدرجهم من حيث لا
يعلمون ١٨٢ واملى لهم ان كيدى متين ١٨٣
او لم يتفكروا ما بصاحبهم من جنة ان
هو الا نذير مبين ١٨٤ او لم ينظروا فى
ملكوت السموات والارض وما خلق
الله من شئ وان عسى ان يكون قد اقترب
اجلهم فباى حديث بعده يؤمنون ١٨٥

અને તેઓને તજી દો કે જેઓ તેના નામને વાંકાં ચૂંકાં કરે છે.* તેઓ જે કરે છે તેનો બદલો જલદીથી તેઓને આપવામાં આવશે. ૧૮૦. અને જેઓને અમે પેદા કર્યા છે તેમાં એક ઉમ્મત એવી છે કે જે સત્ય વડે રસ્તો બતાવે છે અને તે વડે ન્યાય કરે છે. ૧૮૧. અને જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી છે તેઓને અમે ધીમે ધીમે જ્યાંથી તેઓ ન જાણતા હોય ત્યાંથી (નાશ તરફ) ખેચીએ છીએ.† ૧૮૨. અને તેઓને હું વખત આપું છું. ખરેખર મ્હારી પકડવાની યુક્તિ દ્રઢ છે. ૧૮૩. શું ત્યારે તેઓ વિચાર કરતા નથી કે તેઓના સાહેબ (મોહમ્મદ) માં કંઇ દિવાનગી નથી? ‡ તે એક ચોખ્ખો ચેતવણી આપનાર સિવાય બીજો કોઇ નથી. ૧૮૪. શું તેઓ આકાશોની અને પૃથ્વીની પાદશાહી અને જે હરેક ચીજ ખુદાએ પેદા કરી છે તે વિચારથી જોતા નથી? અને તેમજ (તેઓ વિચાર કરતા નથી) કે કદાચ્ તેઓનો નિમેલો વખત નઝદિક આવ્યો હોય? ત્યારે કોરઆન પછી તેઓ કઇ વાત ઉપર ઇમાન લાવશે? ૧૮૫.

* કારણ કે અરબ લોકો ખુદાને "અબુલ-મકારેમ" એટલે "સદ્ગુણોનો બાપ" કહેતા અથવા "અબ્યઝુલ-વજાહ" એટલે ધોળા મુખવાળો પણ કહેતા; અથવા જેવી રીતે ખ્રિસ્તિ લોકો ખુદાને "અબુલ-મસીહ" એટલે હઝરત ઇસાનો બાપ કહેતા. કેટલાકના મત પ્રમાણે આ મક્કાના મૂર્તિપૂજકો તરફ એશારો છે: કારણ કે તેઓ ખુદાનાં નામ ઉપરથી પોતાની મુર્તિઓનાં નામ પડતા હતા. જેમકે અલ્લાહ ઉપરથી અલ્લાત, અઝીઝ ઉપરથી ઉઝઝા અને મન્નાન ઉપરથી મનાત એવાં નામ તેઓએ પાડ્યાં હતાં.

† એટલે કે આ દુનિયામાં અમે તેમને આબાદ સ્થિતિમાં રાખીશું, અને તેઓને આપેલી દોલત અને સુખમાં તેઓને પાપ કરતા રહેવા દઇશું, એટલે સુધી કે તેઓ પોતાને એકાએક નાશ પામેલા જોશે.

‡ એક વખત હઝરત પેયગમ્બર સફા પહાડ ઉપર ગયા અને ત્યાંથી તેણે કોરેશ લોકોની

من يضلل الله فلا هادى له ويذرهم فى
طغيانهم يعمهون ١٨٦ يسئلونك عن
الساعة ايان مرسيها قل انما علمها عند
ربى لا يجليها لوقتها الا هو ثقلت فى
السموات والارض لا تاتيكم الا بغتة
يسئلونك كانك حفى عنها قل انما علمها عند
الله ولكن اكثر الناس لا يعلمون ١٨٧
قل لا املك لنفسى نفعا ولا ضرا الا
ماشاء الله ولو كنت اعلم الغيب لاستكثرت
من الخير وما مسنى السوء ان انا الا
نذير وبشير لقوم يؤمنون ١٨٨

જેને ખુદા આડે રસ્તે દોરે છે. તેને કોઇ રસ્તો બતાવનાર નથી; અને તે તેઓને તેઓના કુમાર્ગમાં ભટકતા રહેવા દેશે. ૧૮૬. તેઓ તને સાઅત (કયામતના દિવસ) વિષે પૂછે છે કે તે ક્યારે અવવાનો છે? કહે તેનું જ્ઞાન માત્ર મ્હારા પરવરદેગાર પાસેજ છે; ખુદા સિવાય કયામતના દિવસને તેના ખાસ વખતે બીજો કોઇ જાહેર કરી શકતો નથી. તેનું જ્ઞાન આકાશોમાં અને પૃથ્વીમાં ભારે (છૂપું) છે,† તે તમારી ઉપર માત્ર ઓચિંતો આવશે. તેઓ તને પૂછે છે જાણે કે તું તે વિષેનો સવાલ ઇચ્છતો હોય. કહે તેનું જ્ઞાન માત્ર ખુદા પાસેજ છે, પણ ઘણા લોકો જાણતા નથી.૧૮૭. કહે જે ખુદા ચાહે તે સિવાય હું મ્હારે પોતાને માટે કંઇ નફો કે કંઇ નુકસાન ઉપર સત્તા રાખતો નથી. અને જો હું અદ્રશ્ય જાણતો હોત તો મેં ઘણો માલ મેળવ્યો હોત અને મને દુઃખ પડયું નહોત. હું માત્ર (કાફરોને) એક ચેતવણી આપનાર અને જે કોમ ઇમાન લાવે છે તેને ખુશખબર આપનાર છું.૧૮૮.

દરેક કોમને એક પછી એક મોકરીને બોલાવી અને તેમને કહ્યું કે જો તમે હવે પછી તમારૂં કાફરપણું જારી રાખશો તો હું તમને ખુદાની શિક્ષાની ચેતવણી આપું છું. તે વખતે તે કોમોના એક આગેવાને કહ્યું કે "મોહમ્મદને શું થયું છે? તે દિવાનો થઈ ગયો છે કે શું."

* "સાઅત" એટલે એક કલાક; કયામતના દિવસને આ નામ આપવામાં આવ્યું છે, કારણ કે માણસોના હેસાબ એક કલાક કરતાં પણ ઓછા વખતમાં લઈ લેવામાં આવશે, અથવા તો ખુદા આગળ આવો લાંબો દિવસ એક કલાક જેવો છે.

† આ વાકયના અર્થ સંબંધી ત્રણ મત છે. એકતો એ કે તે દિવસનું જ્ઞાન આકાશમાં રહેનારાઓ અને પૃથ્વીનાં મનુષ્યો માટે ભારે અને મુશ્કેલ છે, બીજો એ કે તે દિવસનું વર્ણન

અને તેઓને તજી દો કે જેઓ તેના નામને વાંકાં ચૂંકાં કરે છે.* તેઓ જે કરે છે તેનો બદલો જલદીથી તેઓને આપવામાં આવશે. ૧૮૦. અને જેઓને અમે પેદા કર્યાં છે તેમાં એક ઉમ્મત એવી છે કે જે સત્ય વડે રસ્તો બતાવે છે અને તે વડે ન્યાય કરે છે. ૧૮૧. અને જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી છે તેઓને અમે ધીમે ધીમે જ્યાંથી તેઓ ન જાણતા હોય ત્યાંથી (નાશ તરફ) ખેચીએ છીએ.† ૧૮૨. અને તેઓને હું વખત આપું છું. ખરેખર મ્હારી પકડવાની યુક્તિ દ્રઢ છે. ૧૮૩. શું ત્યારે તેઓ વિચાર કરતા નથી કે તેઓના સાહેબ (મોહમ્મદ) માં કંઇ દિવાનગી નથી?‡ તે એક ચોખ્ખો ચેતવણી આપનાર સિવાય બીજો કોઇ નથી. ૧૮૪. શું તેઓ આકાશોની અને પૃથ્વીની પાદશાહી અને જે હરેક ચીઝ ખુદાએ પેદા કરી છે તે વિચારથી જોતા નથી? અને તેમજ (તેઓ વિચાર કરતા નથી) કે કદાચ્ તેઓનો નિમેલો વખત નઝદિક આવ્યો હોય? ત્યારે કોરઆન પછી તેઓ કઇ વાત ઉપર ઇમાન લાવશે? ૧૮૫.

وذروا الذين يلحدون فى اسمآئه سيجزون
ما كانوا يعملون ١٨٠ وممن خلقنا امة
يهدون بالحق وبه يعدلون ١٨١ والذين
كذبوا بآياتنا سنستدرجهم من حيث لا
يعلمون ١٨٢ واملى لهم ان كيدى متين ١٨٣
اولم يتفكروا ما بصاحبهم من جنة ان
هو الا نذير مبين ١٨٤ اولم ينظروا فى
ملكوت السموات والارض وما خلق
الله من شئ وان عسى ان يكون قد اقترب
اجلهم فباى حديث بعده يؤمنون ١٨٥

* કારણ કે અરબ લોકો ખુદાને "અબુલ-મ[illegible]" એટલે "સદ્‌ગુણોનો બાપ" કહેતા અથવા "અબ્યઝુલ-વજહ" એટલે ધોળા મુખવાળો [illegible] કહેતા; અથવા જેવી રીતે ખ્રિસ્તિ લોકો ખુદાને "અબુલ-મસીહ" એટલે હઝરત ઇસાનો બાપ કહેતા. કેટલાકના મત પ્રમાણે આ મક્કાના મૂર્તિપૂજકો તરફ એશારો છે: કારણ કે તેઓ ખુદાનાં નામ ઉપરથી પોતાની મૂર્તિઓનાં નામ પડતા હતા. જેમકે અલ્લાહ ઉપરથી અલ્લાત, અઝીઝ ઉપરથી ઉઝઝા અને મન્નાન ઉપરથી મનાત એવાં નામ તેઓએ પાડયાં હતાં.

† એટલે કે આ દુનિયામાં અમે તેમને આબાદ સ્થિતિમાં રાખીશું, અને તેઓને આપેલી દોલત અને સુખમાં તેઓને પાપ કરવા રહેવા દઇશું, એટલે સુધી કે તેઓ પોતાને એકા એક નાશ પામેલા જોશે.

‡ એક વખત હઝરત પેયગમ્બર સફા પહાડ ઉપર ગયા અને ત્યાંથી તેણે કોરેશ લોકોની

અને જો અમે ઇચ્છયું હોત તો તે વડે અમે તેને ઉંચે દરજ્જે ચઢાવ્યો હોત. પણ તેણે પોતેજ પૃથ્વી તરફ વલણ કર્યું અને પોતાની ઇચ્છા પ્રમાણે ચાલ્યો, ત્યારે તેનો દાખલો એક કૂતરા જેવો છે; જો તેની ઉપર તું હુમલો કરે તો તે જીભ બહાર લાવે છે, અથવા તું તેને જવા દે તોપણ તે જીભ બહાર લાવે છે. આ તે કોમનો દાખલો છે કે જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી છે. ત્યારે તેઓને આ સમાચાર વાંચી સંભળાવ કે કદાચ તેઓ વિચાર કરે. ૧૭૬. તે લોકોનો દાખલો દુષ્ટ છે કે જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી છે અને તેઓએ પોતાની ઉપરજ ઝોલમ કર્યો છે. ૧૭૭. જેને ખુદા ખરો રસ્તો બતાવે છે તેનેજ સીધો રસ્તો મળ્યો છે; અને જેને આડે રસ્તે દોરે છે તેઓજ નુકસાન ખમનાર છે. ૧૭૮. અને ખરેખર અમે દુઝખ માટે ઘણાખરા જેન્ન અને માણસો પેદા કર્યા છે. તેઓને એવાં અંતઃકરણ છે કે તેવડે તેઓ કંઇ સમજતા નથી, અને તેઓને એવી આંખો છે કે તે વડે તેઓ જોતા નથી, અને તેઓને એવા કાન છે કે તે વડે તેઓ સાંભળતા નથી. તેઓ ઢોર જેવા છે બલ્કે તેઓ તે કરતાં વધારે ખોટે રસ્તે ગયેલા છે. તેઓ ગાફેલ માણસો છે. ૧૭૯. અને ખુદા માટે સુંદર નામો છે. માટે તે વડે તેને બોલાવો.

ولو شئنا لرفعناه بها ولكنه اخلد الى
الارض واتبع هوىه فمثله كمثل الكلب
ان تحمل عليه يلهث او تتركه يلهث ذلك
مثل القوم الذين كذبوا باياتنا فاقصص
القصص لعلهم يتفكرون ١٧٦ ساء مثلا
القوم الذين كذبوا باياتنا وانفسهم كانوا
يظلمون ١٧٧ من يهد الله فهو المهتدى
ومن يضلل فاولئك هم الخاسرون ١٧٨
ولقد ذرانا لجهنم كثيرا من الجن والانس
لهم قلوب لا يفقهون بها ولهم اعين
لا يبصرون بها ولهم اذان لا يسمعون
بها اولئك كالانعام بل هم اضل اولئك
هم الغافلون ١٧٩ ولله الاسماء الحسنى
فادعوه بها

કરવાનું આ માણસને કહેવામાં આવ્યું હતું. જો કે પ્રથમ તો તેણે આ બાબત ના પાડી, પણ પાછળથી લાંચ લઇને તેણે તેમને શાપ દીધો. પણ પરિણામ તેઓની પોતાનીજ વિરૂધ્ધ આવ્યું.

او تقولوا انما اشرك اباؤنا من قبل و
كنا ذرية من بعدهم افتهلكنا بما فعل
المبطلون ١٧٣ وكذلك نفصل الايات
ولعلهم يرجعون ١٧٤ واتل عليهم
نبا الذى اتيناه اياتنا فانسلخ منها فاتبعه
الشيطان فكان من الغاوين ١٧٥

અથવા તમે કહો નહિ કે ખરેખર અગાઉથી અમારા બાપદાદાઓએ ખુદાની સાથે શરીક કર્યા હતા, અને અમે તેઓની પાછળ તેઓના વંશજો હતા; ત્યારે શું આડે રસ્તે ચાલનારાઓએ જે કર્યુ છે તેને લીધે તું અમારો નાશ કરીશ? ૧૭૩. અને આ પ્રમાણે અમે નિશાનીઓનું વિગતવાર વર્ણન આપીએ છીએ. અને કદાચ્ તેઓ પાછા ફરે. ૧૭૪. અને તેઓને તે માણસ§ વિષેના સમાચાર તું વાંચી સંભળાવ કે જેને અમે અમારી આયાત આપી હતી. પછી તે તેને પડતી મૂકી વેગળો રહ્યા. પછી તેની પછવાડે શેતાન ચાલ્યો. અને તેથી તે આડે રસ્તે ચાલનારામાંનો થયો. ૧૭૫.

---

આવનાર છે તેને તેની પીઠમાંથી ખુદા બહાર લાવ્યો. વળી તેઓ કહે છે કે તેઓ સઘળાંને ખરેખર ન્હાની ન્હાની કીડીઓના આકારમાં અમુક જગ્યાએ એકઠાં કરવામાં આવ્યાં હતાં. અને કેટલાકના કહેવા પ્રમાણે તે કીડીઓ પીળી, કેટલાકના કહેવા પ્રમાણે ધોળી અને રાતી, અને કેટલાકના કહેવા પ્રમાણે હઝરત આદમના જમણા પડખામાંથી ધોળી અને ડાબા પડખામાંથી કાળી કીડીઓ બહાર કાઢવામાં આવી હતી, અને તેમને સમજ શક્તિ, આપવામાં આવી હતી. પછી ખુદાએ તેમની આગળ પોતાની ખુદાઇ ઝાહેર કરી અને ફેરેસ્તાઓની રૂબરૂમાં તેઓએ તેનામાં તથા તેની એકતામાં આસ્થા રાખવાનું કબુલ કર્યું અને ફેરેસ્તાઓ તેના સાક્ષી થયા. ત્યાર પછી તેમને પાછા હઝરત આદમની પીઠમાં મૂકવામાં આવ્યા. આ તફસીર લખનારાઓનો સામાન્ય મત છે; પણ બીજા કેટલાક મતો મ્હોટી તફસીરોમાં જોવાથી માલુમ પડશે. વળી કઇ જગ્યાએ આ કબુલાત લેવામાં આવી હતી તેના સંબંધમાં પણ સૌના જુદા જુદા અભિપ્રાય છે. કેટલાક કહે છે કે તે જગ્યા અરફાત પહાડ પાસે આવેલી "બતને–નોઅમાન" હતી. કેટલાક કહે છે કે હઝરત આદમ બેહેસ્તમાંથી નીચે આવ્યા પછી "દહ્ન" નામની હિંદુસ્તાનમાંની એક જગ્યા તે હતી. બીજા કેટલાક કહે છે કે હઝરત આદમ પેદા થયા પછી પણ બેહેસ્તમાં દાખલ થયા પહેલાં બેહેસ્તના દરવાજા આગળનું વિશાળ મેદાન તે હતું કે જેની લંબાઇ ૩૦૦૦ વરસ સુધી મુસાફેરી કરીએ તેટલી હતી.

§ એવું કહેવામાં આવ્યું છે કે આ માણસ આમૈયા–બેન–અબી–સલ્ત હતો. એલાહી પુસ્તકો વાંચવાથી તેને ખબર પડી કે ખુદા લગભગ તે વખતમાં એક પેયગમ્બર મોકલનાર છે, તો કદાચ્ તે માણસ હું હોઇશ એવી તેને આશા હતી; પણ જ્યારે હઝરત પેયગમ્બરે પોતાની પેયગમ્બરી પદ્વી ઝાહેર કરી ત્યારે અદેખાઇને લીધે તેણે હઝરત પેયગમ્બરને માન્યો નહિ. કેટલાક કહે છે કે આ માણસ અબુ–આમેર હતો, કે જે મસ્જેદે–ઝેરારનો સ્થાપનાર હતો. તેનું વર્ણન સુરા ૯ મી આયા ૧૦૮ અને ૧૦૯માં આવશે. કેટલાક કહે છે કે તે બલઅમે–બાઉર હતો જ્યારે ઈસરાઇલના વંશજો ઝાલમગારો સામે લડતા હતા, ત્યારે તેઓનો પરાજય થાય તેવી પ્રાર્થના

يأخذون عرض هذا الادنى ويقولون
سيغفرلنا وان يأتهم عرض مثله يأخذوه
الم يؤخذ عليهم ميثاق الكتاب ان لا
يقولوا على الله الا الحق ودرسوا ما فيه
والدار الاخرة خير للذين يتقون افلا
تعقلون ١٦٩ والذين يمسكون بالكتاب
واقاموا الصلوة انا لا نضيع اجر
المصلحين ١٧٠ واذ نتقنا الجبل فوقهم كانه
ظلة وظنوا انه واقع بهم خذوا ما اتينا كم
بقوة واذكروا ما فيه لعلكم تتقون ١٧١
واذ اخذ ربك من بنى ادم من ظهورهم
ذريتهم واشهدهم على انفسهم الست
بربكم قالوا بلى شهدنا ان تقولوا يوم
القيمة انا كنا عن هذا غافلين ١٧٢

તેઓ આ હલકી દુનિયાંની માલ મેલ્કત લે છે અને કહે છે કે અમને જલદીથી માફી આપવામાં આવશે, અને જો તેઓની પાસે તે માલ જેટલું આવે તોપણ તેઓ તે લેશે. શું તેઓની પાસેથી તૌરાતમાં લખેલું વચન લેવામાં આવ્યું નથી કે તેઓએ ખુદા વિષે સત્ય સિવાય બોલવું જોઇએ નહિ? તેઓએ તેની અંદર જે છે તેનો અભ્યાસ કર્યો છે. અને આવતી ઝિંદગીનું રહેઠાણ, જેઓ પરહીઝગારી કરે છે, તેઓને માટે વધારે સારૂં છે. શું તમે સમજતા નથી? ૧૬૯. અને જેઓ કેતાબને મઝબૂત વળગી રહે છે અને નમાઝ પઢે છે—ખરેખર અમે પોતાના કામને સુધારનારનો બદલો વ્યર્થ કરીશું નહિ. ૧૭૦. અને (યાદ કર) કે જ્યારે અમે પર્વત ઉંચકી તેઓની ઉપર ધરી રાખ્યો જાણે કે તે એક છાયો હોય; અને તેઓએ ધાર્યું કે તે તેઓની ઉપર પાડવાનો છે, (અને અમે કહ્યું) જે અમે તમને આપ્યું છે તે દ્રઢતાથી લો. અને તેમાં જે છે તે યાદ કરો કે કદાચ્ તમે પરહીઝગારી કરો. ૧૭૧. અને (યાદ કર) કે જ્યારે ત્હારા પરવરદેગારે આદમનાં છોકરાંઓની પીઠમાંથી તેઓનો વંશ ઉત્પન્ન કર્યો.* અને ખુદાએ તેઓને પોતાના પંડ માટેજ સાક્ષી બનાવ્યા, (અને કહ્યું) શું હું તમારો પરવરદેગાર નથી? તેઓએ કહ્યું હા, અમે સાક્ષી છીએ. (આ એકરાર) એટલા માટે કે કયામતને દિવસે તમે કહો નહિ કે ખરેખર અમે આથી અજાણ્યા હતા. ૧૭૨.

* આ આયાના અર્થે સંબંધી તફસીર લખનારાઓના ઘણા મત છે. ઘણા ખરા કહે છે કે હઝરત આદમની ઔલાદ કે જે આ દુનિયામાં કયામતના દિવસ સુધી એક પછી એક ઝમાનામાં

અને (પૂછ) જ્યારે તેમનામાંના એક સમૂહે કહ્યું કે તમે તે લોકોને શા માટે શિખામણ આપોછો કે જેઓનો નાશ ખુદા કરનાર છે, અથવા સખત શિક્ષાથી સઝા કરનાર છે? તેઓએ કહ્યું તે તમારા પરવરદેગાર પાસે અમારી ઓઝરખાહી† માટે છે, અને કદાચ્ તેઓ પરહીઝગારી કરે.૧૬૪. પણ જ્યારે તેઓ જે શિખામણ તેઓને આપવામાં આવી હતી તે ભૂલી ગયા ત્યારે અમે જેઓ દુષ્ટ કામની મના કરતા હતા તેઓને બચાવ્યા અને જેઓએ ઝોલમ કર્યો હતો તેઓને અમે સખત શિક્ષા માટે પકડયા; કારણ કે તેઓ નાફરમાની કરતા હતા.૧૬૫. પછી જ્યારે તેઓએ, જેની તેઓને મના કરવામાં આવી હતી તેની, નાફરમાની કરી ત્યારે અમે તેઓને કહ્યું તમે તુચ્છ હાંકી કાઢેલા વાંદરા થાઓ. ૧૬૬. અને (યાદ કર) કે જ્યારે ત્હારા પરવરદેગારે ખબર આપ્યા કે તે ખચિત્ તેઓની ઉપર કયામતના દિવસ સુધી એવો એક માણસ મોકલશે કે જે તેઓને દુષ્ટ શિક્ષા ચખાડશે. ખરેખર ત્હારો પરવરદેગાર જલદી શિક્ષા કરનાર છે, અને ખરેખર તે ક્ષમા આપનાર (અ ) દયાળુ છે.૧૬૭. અને અમે તેઓ (યહુદીઓ) ને પૃથ્વીમાં જુદા જુદા સમૂહમાં વિખેરી નાંખ્યા. તેઓમાંના કેટલાએક ધાર્મિક છે અને કેટલાએક તેથી ઉલટા છે, અને અમે તેઓની સુખ અને દુઃખ વડે આઝમાયેશ કરી કે કદાચ્ તેઓ પાછા ફરે.૧૬૮. પણ તેઓની પછી તેઓ (ધાર્મિક) ની પાછળ આવનારાઓ તેઓની જગ્યા ઉપર આવ્યા, તેઓને કેતાબ વારસામાં મળી.

واذقالت امة منهم لم تعظون قوما الله
مهلكهم اومعذبهم عذابا شديدا قالوا
معذرة الى ربكم ولعلهم يتقون ١٦٤ فلما
نسواماذكروا به انجينا الذين ينهون عن
السوء واخذنا الذين ظلموا بعذاب بئيس
بما كانوا يفسقون ١٦٥ فلما عتوا عن مانهوا
عنه قلنا لهم كونوا قردة خاسئين ١٦٦
واذ تاذن ربك ليبعثن عليهم الى يوم
القيمة من يسومهم سوء العذاب ان ربك
لسريع العقاب وانه لغفور رحيم ١٦٧
وقطعناهم في الارض امما منهم الصالحون
ومنهم دون ذلك وبلوناهم بالحسنات
والسيات لعلهم يرجعون ١٦٨ فخلف
من بعدهم خلف ورثوا الكتاب

† તેમને તેઓની દુષ્ટતામાંથી વારવા એ ફરજ અમે બજાવી છે એવુ દેખાડવાને.

قد علم كل اناس مشربهم وظللنا عليهم
الغمام وانزلنا عليهم المن والسلوى كلوا
من طيبات ما رزقناكم وما ظلمونا ولكن
كانوا انفسهم يظلمون ١٦٠ واذ قيل لهم
اسكنوا هـذه القرية وكلوا منها حيث
شئتم وقولوا حطة وادخلوا الباب سجدا
نغفر لكم خطيئتكم سنزيد المحسنين ١٦١
فبدل الذين ظلموا منهم قولا غير الذى
قيل لهم فارسلنا عليهم رجزا من السماء
بما كانوا يظلمون ١٦٢ وسئلهم عن القرية
التى كانت حاضرة البحر اذ يعدون فى السبت
اذ تاتيهم حيتانهم يوم سبتهم شرعا ويوم
لا يسبتون لا تاتيهم كذلك نبلوهم بما
كانوا يفسقون ١٦٣

દરેક કોમે પોતાની પીવાની જગ્યા ઓળખી, અને અમે તેઓની ઉપર વાદળાંનો છાયો નાંખ્યો, અને તેઓની ઉપર મન્ન અને સલવા‡ નીચે મોકલ્યાં (એવું કહીને) કે તમને જે પાક ચીજો અમે રૂઝી આપી છે તેમાંથી ખાઓ; અને તેઓએ અમારી ઉપર ઝોલમ કર્યો નહિ, પણ તેઓએ પોતાની ઉપરજ ઝોલમ કર્યો હતો. ૧૬૦. અને (યાદ કર) જ્યારે તેઓને કહેવામાં આવ્યું કે આ શેહેરમાં રહો, અને તેમાં જ્યાંથી તમે ચાહો ત્યાંથી ખાઓ, અને "હેત્તતુન" શબ્દ બોલો અને સેજદો કરતા દરવાજામાં દાખલ થાઓ, અમે તમારે માટે તમારાં પાપ માફ કરીશું. અમે જલદીથી સુકૃત્ય કરનારાઓનો બદલો વધારીશું. ૧૬૧. પણ તેઓમાંના જેઓએ ઝોલમ કર્યો હતો તેઓએ જે શબ્દ તેઓને કહેવામાં આવ્યો હતો તેને બીજા શબ્દ સાથે બદલ્યો. પછી તેઓની ઉપર અમે આકાશમાંથી શિક્ષા મોકલી, કારણ કે તેઓ ઝોલમ કરતા હતા. ૧૬૨. અને તું યહુદીઓને તે ગામ વિષે પૂછ કે જે ગામ દરિયા કાંઠે આવ્યું હતું, કે જ્યારે તેઓ શનિવારને દિવસે હોકમની હદબહાર જતા હતા કે જે વખતે તેઓની માછલીઓ તેઓના શનિવારને દિવસે પાણીમાંથી માથું બહાર કાઢી તેમની તરફ આવતી હતી; અને જે દિવસે શનિવાર નહોતો તે દિવસે તેઓના તરફ આવતી નહોતી. આ પ્રમાણે જે દુષ્ટ કામ તેઓ કરતા હતા તેને લીધે અમે તેઓની આઝમાયેશ કરી. ૧૬૩. ½

બની એસરાઈલ ઉપર ફરઝ હતી.

‡ આ માટે અને પાછળની ૧૫૮ મી આયા માટે સુરા ૨ જી આયા ૫૬ અને ૫૭ મી નું ટિપ્પણ જુઓ.

ويضع عنهم اصرهم والاغلال التى كانت
عليهم فالذين امنوا به وعزروه ونصروه
واتبعوا النور الذى انزل معه اولئك
هم المفلحون ١٥٧ قل يا ايها الناس انى
رسول الله اليكم جميعا الذى له ملك
السموات والارض لا اله الا هو يحيى
ويميت فامنوا بالله ورسوله النبى الامى
الذى يؤمن بالله وكلماته واتبعوه لعلكم
تهتدون ١٥٨ ومن قوم موسى امة
يهدون بالحق وبه يعدلون ١٥٩ وقطعناهم
اثنتى عشرة اسباطا امما واوحينا الى
موسى اذ استسقيه قومه ان اضرب بعصاك
الحجر فانبجست منه اثنتا عشرة عينا

અને તેઓની ઉપરથી તેઓનો બોજો * અને સાંકળ કે જે તેઓની ઉપર હતી તે ઉતારી લે છે. પછી જેઓએ તેમાં ઇમાન આણ્યું છે અને તેને માન આપ્યું છે, અને તેને મદદ કરી છે અને જેઓ પ્રકાશ (કોરઆન) પ્રમાણે ચાલ્યા છે કે જે તેની સાથે નીચે મોકલવામાં આવ્યો છે, તેઓ રસ્તગાર થનાર છે. ૧૫૭. કહે, હે લોકો, ખરેખર હું તમારા સઘળા તરફ ખુદાનો મોકલેલો પેયગમ્બર છું કે જે ખુદા માટે આકાશો અને પૃથ્વીની પાદશાહી છે, તેના સિવાંય બીજો કોઈ ખુદા નથી. તે જીવ આપે છે અને મૃત્યુ આપે છે. માટે ખુદાને અને તેના મોકલેલા ઉમ્મી ( નહિ શીખેલા ) પેયગમ્બરને માનો કે જે ખુદાને અને તેના શબ્દોને માને છે, અને તેની પ્રમાણે ચાલો કે કદાચ્ તમને સીધો રસ્તો મળે. ૧૫૮. અને મુસાના લોકોમાં એક એવો સમૂહ છે કે જે સત્યથી રસ્તો બતાવે છે, અને સત્યથી ન્યાય આપે છે. ૧૫૯. અને અમે તેઓના બાર અસ્બાત (પૌત્ર) થી જુદા જુદા સમૂહમાં વિભાગ પાડયા, અને અમે મુસા તરફ વહ્ય મોકલ્યો જ્યારે તેની કોમે તેની પાસેથી પાણી માગ્યું કે તું ત્હારી લાક્ડી ખડક ઉપર પછાડ. પછી તેમાંથી બાર ઝરા ફૂટી નીકળ્યા.

*આ બોજો અને કઠણ કામો નીચે પ્રમાણે હતાં; જેવાં કે શરીરના જે અવયવથી પાપ થયું હોય તે અવયવ કાપી નાંખવો, અથવા લૂગડાંનો જે ભાગ નાપાક થયો હોય તે ભાગ ફાડી નાંખવો, દરરોઝ ૫૦ રકઅત નમાઝ પઢવી, અર્ધા વર્ષ સુધી રૂઝા રાખવા, વગેરે. હઝરત મુસાના વખતમાં આ સઘળું કામ કરવાની

لو شئت اهلكتهم من قبل واياى اتهلكنا
بما فعل السفهآء منا ان هى الا فتنتك
تضل بها من تشآء وتهدى من تشآء
انت ولينا فاغفر لنا وارحمنا وانت خير
الغافرين ١٥٥ واكتب لنا فى هذه الدنيا
حسنة وفى الاخرة انا هدنا اليك قال
عذابى اصيب به من اشآء ورحمتى وسعت
كل شىء فسا كتبها للذين يتقون ويؤتون
الزكوة والذين هم باياتنا يؤمنون ١٥٦
الذين يتبعون الرسول النبى الامى الذى
يجدونه مكتوبا عندهم فى التورية والانجيل
يامرهم بالمعروف وينهىهم عن المنكر
ويحل لهم الطيبات ويحرم عليهم الخبائث

જો ત્હારી ઇચ્છા હોત તો તેં અગાઉથી તેમનો અને અમારો નાશ કર્યો હોત. અમારામાંથી મૂર્ખ લોકોએ જે કર્યું છે તેને માટે શું તું અમારો નાશ કરે છે? તે ત્હારી આઝમાયેશ સિવાય બીજું કંઇ નથી. જેને તું ચાહે છે તેને તું તેવડે આડે રસ્તે લઇ જાય છે. અને જેને તું ચાહે છે તેને તું ખરો રસ્તો દેખાડે છે. તું અમારો મદદગાર છે, માટે અમને માફ કર, અને અમારી ઉપર દયા કર, અને તું માફી આપનારાઓમાં સર્વથી શ્રેષ્ઠ છે. ૧૫૫. અને અમારે માટે આ દુનિયામાં અને આવતી ઝિંદગીમાં ભલું લખ. ખરેખર અમે ત્હારી તરફ ફર્યા છીએ. ખુદાએ કહ્યું મ્હારી શિક્ષા જેને હું ચાહું તેની ઉપર હું પહોંચાડીશ. અને મ્હારી દયા સર્વ ચીજ ઉપર વિસ્તાર પામી છે. પછી હું જલદીથી તેઓને માટે દયા લખીશ કે જેઓ પરહીઝગારી કરે છે અને ઝકાત આપે છે, અને જેઓ અમારી નિશાનીઓમાં ઇમાન લાવે છે. ૧૫૬. (તેઓ એવા છે કે) જેઓ મોકલેલા ઉમ્મી*" (નહિં શીખેલા) પેયગમ્બર પ્રમાણે ચાલે છે. જેનું નામ તેઓને પોતાની પાસેની તોરાત અને એન્જીલમાં લખેલું મળે છે, તે તેઓને સારૂં કામ કરવાને ફરમાવે છે, અને દુષ્ટ કામની તેઓને મના કરે છે. અને તેઓને માટે પાક ચીઝો હલાલ કરે છે. અને નાપાક ચીઝો તેઓને માટે હરામ કરે છે.

* કેટલાક માને છે કે હઝરત પેયગમ્બર વાંચી કે લખી શકતા નહિ. પણ હઝરતે એક આવું અજાયેબ જેવું કોરઆન આપ્યું છે, તેથી સાબેત થાય છે કે તે એક ચમતકાર છે. આ વિષે સુરા ૨૯ મી આયા ૪૮ મી નું ટિપ્પણ જુઓ.

بجره اليه قال ابن ام ان القوم استضعفونى
وكادوا يقتلوننى فلا تشمت بى الاعداء
ولا تجعلنى مع القوم الظالمين ١٥٠ قال
رب اغفرلى ولاخى وادخلنا فى رحمتك
وانت ارحم الراحمين ١٥١ ان الذين اتخذوا
العجل سينالهم غضب من ربهم وذلة فى
الحيوة الدنيا وكذلك نجزى المفترين ١٥٢
والذين عملوا السيات ثم تابوا من بعدها
وامنوا ان ربك من بعدها لغفور
رحيم ١٥٣ ولما سكت عن موسى الغضب
اخذ الالواح وفى نسختها هدى ورحمة
للذين هم لربهم يرهبون ١٥٤ واختار
موسى قومه سبعين رجلا لميقاتنا فلما
اخذتهم الرجفة قال رب

તેને પોતાની તરફ ખેંચી લીધો. તેણે કહ્યું, હે મ્હારી માના દીકરા, ખરેખર લોકોએ મને લાચાર જોયો; અને લગભગ મને મારી નાંખવાના હતા, માટે તું મ્હારે લીધે દુશ્મનોને ખુશ કર નહિ, અને મને ઝોલમગાર કોમ સાથે મૂક નહિ. ૧૫૦. મુસાએ કહ્યું હે પરવરદેગાર, મને અને મ્હારા ભાઇને માફ કર, અને ત્હારી દયામાં અમને દાખલ કર, અને તું રહેમ કરનારાઓમાં સૌથી વધારે રહેમ કરનાર છે. ૧૫૧. ખરેખર જેઓએ તે વાછરડાને લીધો છે,† તેઓની ઉપર પોતાના પરવરદેગાર તરફથી કોપ અને આ દુનિયાની જિંદગીમાં હલકાઇ જલદીથી આવી પહોંચશે, અને આવી રીતે અમે જુઠું બોલનારાઓને સઝા આપીએ છીએ. ૧૫૨. પણ જેઓએ દુષ્ટ કામ કર્યા પછી તે બાદ પશ્ચાત્તાપ કર્યો, અને ઇમાન આણ્યું (તેઓને) ખરેખર ત્હારો પરવરદેગાર તે પછી માફી આપનાર (અને) દયાળુ છે. ૧૫૩. અને જ્યારે મુસાનો ગઝબ શાંત થયો ત્યારે તેણે અલ્વાહ લીધી અને તેના લખાણમાં જેઓ પોતાના પરવરદેગારથી ડરે છે તેઓને માટે બોધ અને દયા લખેલી હતી. ૧૫૪. અને મુસાએ પોતાની કોમમાંથી સિત્તેર માણસોને અમારા નીમેલા વખત માટે પસંદ કર્યા. પછી જ્યારે તેઓને વિજળીએ સપડાવી બાળી નાખ્યાઈ ત્યારે તેણે કહ્યું હે પરવરદેગાર,

† બીજા પ્રકરણનું ૫૧ મી આયાતનું ટિપ્પણ આને માટે જુઓ.

والذين كذبوا بآياتنا ولقاء الآخرة
حبطت اعمالهم هل يجزون الا ما كانوا
يعملون ١٤٧ واتخذ قوم موسى من بعده
من حليهم عجلا جسدا له خوار الم يروا
انه لا يكلمهم ولا يهديهم سبيلا اتخذوه
وكانوا ظالمين ١٤٨ ولما سقط في ايديهم
ورأوا انهم قد ضلوا قالوا لئن لم يرحمنا ربنا
ويغفر لنا لنكونن من الخاسرين ١٤٩ ولما
رجع موسى الى قومه غضبان اسفا قال
بئسما خلفتموني من بعدي اعجلتم امر
ربكم والقى الالواح واخذ براس اخيه

અને જેઓએ અમારી નિશાનીઓ અને કયામતના દિવસની મોલાકાતને જૂઠી કહી છે તેઓનાં કામ નાબુદ થયાં છે. શું જે તેઓએ કર્યું છે તે સિવાય તેઓને બદલો આપવામાં આવશે? ૧૪૭. અને મુસાની કોમે તેના ગયા પછી પોતાનાં ઘરેણાંનો બનાવેલો એક શરીરવાળો વાછરડો કે જેમાંથી આવાઝ નીકળતો હતો તેને (ખુદા તરીકે) લીધો. શું તેઓએ જોયું નહિ કે તે તેઓની સાથે બોલતો નથી અને તે તેઓને કાંઇ રસ્તો બતાવતો નથી? તેઓએ તે લીધો અને તેઓ ઝોલમગાર હતા. ૧૪૮. અને જ્યારે તેઓ પસ્તાયા * અને તેઓએ જોયું કે તેઓ ઉંધે રસ્તે ગયા હતા, ત્યારે તેઓએ કહ્યું કે જો અમારો પરવરદેગાર અમારી ઉપર દયા નહિ કરે અને અમને માફ નહિ કરે તો ખચિત્ અમે નુકસાન ખમનારા છીએ. ૧૪૯. અને જ્યારે મુસા પોતાની કોમ તરફ કોપાયમાન (અને) દિલગીર થઇ પાછો ફર્યો ત્યારે તેણે કહ્યું તમે મ્હારી પછી મ્હારી જગ્યાએ બહુ ખરાબ રીતે વર્ત્યા. શું તમે તમારા પરવરદેગારના હોકમ પહેલાં ઉતાવળ કરી? અને તેણે અલવાહ (પાટીઓ) ફેંકી દીધી, † અને પોતાના ભાઇનું માથું પકડી

---

તે લાકડું બેહેહસ્તમાંના સદ્દરા નામના ઝાડમાંથી કાપેલું હતું. કેટલાક કહે છે કે તેઓ માણેકની કેટલાક કહે છે કે લીલા મણિની, અને કેટલાક કહે છે કે તેઓ સાદા પથ્થરની બનાવેલી હતી. પણ સઘળા કહે છે કે તે દરેક દશ કે બાર હાથ લાંબી હતી, અને તેમાં અક્ષર કોતરેલા હતા

* આ વાક્યાનો મૂળ અર્થ "તેઓ પોતાના હાથમાં પડયા" એવો થાય છે, અને તે અરબી ભાષામાં એક એસ્તેલાહ છે, અને તેનો અર્થ "પશ્ચાત્તાપ કરવો" એવો થાય છે.

† એમ કહેવામાં આવે છે કે હઝરત મુસાએ તે અલ્વાહ નીચે ફેંકી હતી, અને તેના ભાંગીને સાત ભાગ થયા હતા. તેમાંથી છ ભાગ કે જેમાં દરેક બાબતનો વિગતવાર અહવાલ લખેલો હતો, તે આસમાન તરફ લઇ જવામાં આવ્યા અને બાકીનો એક કે જેમાં કાયદા લખેલા હતા તે પડયો રહ્યો.

પછી જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેણે કહ્યું તું પાક છે. હું ત્હારી પાસે પશ્ચાત્તાપ કરૂં છું. અને હું માનનારાઓમાંનો પહેલો છું. ૧૪૩. ખુદાએ કહ્યું હે મુસા, ખરેખર મેં તને માણસોમાંથી મ્હારા સંદેશાથી અને ત્હારી સાથે વાત કરવાથી પસંદ કર્યો છે; માટે મેં જે તને આપ્યું છે તે લે અને આભારીઓમાંનો એક થા.૧૪૪. અને અમે મુસાને માટે અલ્વાહ* (પાટીઓ) માં દરેક ચીજ વિષે શિખામણ અને દરેક ચીજનું વિગતવાર વર્ણન લખી લીધું (અને કહ્યું) તું તે દ્રઢ નિશ્ચયથી લે અને ત્હારી કોમને હોકમ કર કે તેમાંથી જે ઉત્તમ છે તે તેઓ લે. હું જલદીથી તમને દુષ્ટ કામ કરનારાઓનું રહેઠાણ બતાવીશ.૧૪૫. હું જલદીથી મ્હારી નિશાનીઓ તરફથી તેઓને ફેરવીશ કે જેઓ પૃથ્વી ઉપર નાહક બડાઇ મારે છે. અને જો તેઓ દરેક નિશાની જુએ તોપણ તેઓ તેમાં ઇમાન લાવશે નહિ. અને જો તેઓ ખરો રસ્તો જુએ તોપણ તેઓ તેને રસ્તા તરીકે લેશે નહિ. પણ જો તેઓ ખોટો રસ્તો જુએ તો તેઓ તેને રસ્તા તરીકે પકડશે. તેનું કારણ એ છે કે તેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી અને તેનાથી તેઓ ગાફેલ રહ્યા.૧૪૬.

فلما افاق قال سبحانك تبت اليك وانا اول
المؤمنين ١٤٣ قال يا موسى اني اصطفيتك
على الناس برسالاتي وبكلامي فخذ ما
اتيتك وكن من الشاكرين ١٤٤ وكتبنا له
في الالواح من كل شيء موعظة وتفصيلا
لكل شيء فخذها بقوة وامر قومك ياخذوا
باحسنها ساوريكم دار الفاسقين ١٤٥
ساصرف عن اياتي الذين يتكبرون في
الارض بغير الحق وان يروا كل اية لا يؤمنوا
بها وان يروا سبيل الرشد لا يتخذوه
سبيلا وان يروا سبيل الغي يتخذوه سبيلا
ذلك بانهم كذبوا باياتنا وكانوا عنها
غافلين ١٤٦ .

* આ અલ્વાહની સંખ્યા વિષે જુદા જુદા અભિપ્રાય છે. કેટલાક કહે છે કે બે, કેટલાક કહે છે કે સાત, અને કેટલાક કહે છે કે દસ આપવામાં આવી હતી. તે અલ્વાહ શેની બનાવેલી હતી તે વિષે પણ જુદા જુદા મત છે. કેટલાક કહે છે કે તેઓ લાકડાની બનાવેલી હતી અને

وواعدنا موسى ثلثين ليلة واتممناها بعشر
فتم ميقات ربه اربعين ليلة وقال موسى
لاخيه هارون اخلفني في قومي واصلح
ولا تتبع سبيل المفسدين ١٤٢ ولما جاء
موسى لميقاتنا وكلمه ربه قال رب ارني
انظر اليك قال لن ترىني ولكن انظر الى
الجبل فان استقر مكانه فسوف ترىني فلما
تجلى ربه للجبل جعله دكا وخر موسى صعقا

અને અમે મુસાને ત્રીશ રાતનો વાયદો આપ્યો, અને બીજા દસ દિવસથી તે મુદ્દત પૂરી કરી. ત્યારે ચાળીશ રાતે તેના પરવરદેગારનો મુકરર કરેલો વખત પૂરો થયો; * અને મુસાએ પોતાના ભાઇ હારૂનને કહ્યું તું મારી કોમમાં મારો ખલીફા થા. અને (તેઓનાં કામ) સુધાર અને બિગાડ કરનારાઓને રસ્તે ચાલ નહિ. ૧૪૨. અને જ્યારે મુસા અમારે નિમેલે વખતે આવ્યો અને તેના પરવરદેગારે તેની સાથે વાત કરી ત્યારે તેણે કહ્યું હે પરવરદેગાર તું મને ત્હારો પંડ બતાવ કે જેથી હું ત્હારી તરફ નજર કરૂં. તેણે કહ્યું તું મને કદી જોઈ શકીશ નહિ પણ પર્વત તરફ નજર કર. પછી જો તે તેની જગ્યાએ સ્થિર રહેશે તો તું મને જલદીથી જોઇશ. પણ જ્યારે તેના પરવરદેગારે પહાડ ઉપર પ્રકાશ નાંખ્યો. ત્યારે તેણે તે પહાડના ચૂરે ચૂરા કરી નાંખ્યા.† અને મુસા બેહોશ થઇ પડયો.

* ફેરઑનનો નાશ થયા પછી ઈસરાઇલનાં છોકરાંઓ માટે સઘળા ઝરૂરી ધર્મના કાયદ લખેલું એક પુસ્તક ખુદા પાસેથી લાવી આપવાનું હઝરત મુસાએ તેમને વચન આપ્યું હતું; અને જ્યારે તેઓએ તે પુસ્તક લાવવાની હઝરત મુસાને અરઝ કરી ત્યારે ખુદાએ ખુદ પોતાની સાથે વાત કરવાનો લાભ મેળવવા માટે ૩૦ દિવસના રૂઝા રાખી તે કામ માટે તૈયાર થવાની અને તે રૂઝા પૂરા થયા બાદ સીના પહાડ ઉપર જઇને તે પુસ્તક લઈ આવવાની હઝરત મુસાને આગ્ના કરી. જ્યારે તે ૩૦ દિવસના રૂઝા રાખ્યા પછી ત્યાં ગયા ત્યારે તેને દસ દિવસના રૂઝા વધારે રાખવાનું ફરમાન થયું. હઝરત મુસાએ જ્યારે તે મુદ્દત પૂરી કરી ત્યારે ખુદાએ તેની સાથે વાત કરીને તેને અલ્વાહ ( પાટીયા ઉપર લખેલું પુસ્તક). આપ્યું કે જે સંબંધી નીચેની આયાત વર્ણન આપે છે. તફસીર લખનારાઓ કહે છે કે ખુદા હઝરત મુસા સાથે ૨૪૦૦૦ શબ્દો અને કેટલાકના કહેવા પ્રમાણે ૭૦૦૦ શબ્દો બોલ્યો હતો, પણ ઘણા જણાનો મત એ છે કે તે તેની સાથે ૯૪૦૦૦ શબ્દો બોલ્યો હતો.

† તફસીર લખનારાઓ કહે છે કે જ્યારે ખુદાએ પોતાનો પ્રકાશ તે પહાડ ઉપર નાંખ્યો ત્યારે તેના કટકે કટકા થઈ ગયા અને તેમાંથી ૭ પર્વત જુદા પડયા, તેમાંના ત્રણ ઓહોદ, રકકાન, અને રઝવાન મદિના પાસે પડયા, અને બાકીના ત્રણ સાઉર, અને સબીર અને હરરા મકકા પાસે પડયા.

واورثنا القوم الذين كانوا يستضعفون
مشارق الارض ومغاربها التي باركنا
فيها وتمت كلمت ربك الحسنى على بني
اسرآءيل بما صبروا ودمرنا ما كان يصنع
ربع فرعون وقومه وما كانوا يعرشون ١٣٧
وجاوزنا ببني اسرآءيل البحر فاتوا على قوم
يعكفون على اصنام لهم قالوا يا موسى
اجعل لنا الها كما لهم الهة قال انكم قوم
تجهلون ١٣٨ ان هؤلآء متبر ما هم فيه
وباطل ما كانوا يعملون ١٣٩ قال اغير الله
ابغيكم الها وهو فضلكم على العالمين ١٤٠
واذ انجيناكم من ال فرعون يسومونكم
سوء العذاب يقتلون ابناءكم ويستحيون
نسآءكم وفي ذلكم بلاء من ربكم
عظيم ١٤١

અને અમે તે કોમ કે જેને નબળી કરવામાં આવી હતી તેને પૃથ્વીના પૂર્વ અને તેના પશ્ચિમ ભાગો વારસામાં આપ્યા, કે જેને અમે બરકત આપી ફળદ્રુપ બનાવ્યા હતા, અને ત્હારા પરવરદેગારનો સારો વાયદો એસ્રાઇલના છોકરાઓ ઉપર પૂરો થયો, કારણ કે તેઓએ ધીરજ રાખી, અને જે ફેરઓને અને તેના લોકોએ કર્યું હતું, અને જે (મહેલો) તેઓએ ઉંચા ચ્હડાવ્યા હતા તેનો અમે નાશ કર્યો. ૧૩૭. અને અમે એસરાઇલના છોકરાઓને દરિયો ઓળંગાવ્યો. પછી તેઓ એવી એક કોમ પાસેથી ચાલ્યા કે જે (કોમ) પોતાની મૂર્તિઓ પાસે બંદગી માટે રહેતી હતી. તેઓએ કહ્યું હે મુસા, અમારે માટે એક ખુદા મુકરર કર જેમ તેઓને માટે ખુદાઓ છે. તેણે કહ્યું ખરેખર તમે અજ્ઞાની લોકો છો. ૧૩૮. ખરેખર આ લોકો જેમાં છે તેમાં તેઓનો નાશ થયેલો છે. અને જે તેઓએ કર્યું છે તે નાબુદ થયું છે. ૧૩૯. તેણે કહ્યું, શું ખુદા સિવાય તમારે માટે હું બીજો ખુદા શોધું? અને તેણેજ તમને સર્વ આલમ ઉપર શ્રેષ્ઠતા આપી છે. ૧૪૦. અને (યાદ કરો) જ્યારે અમે તમને ફેરઔનના લોકોથી બચાવ્યા, કે જેઓ તમને સખત શિક્ષા પહોંચાડતા હતા, તમારા છોકરાઓને મારી નાંખતા હતા, અને તમારી સ્ત્રીઓને જીવતી રાખતા હતા, અને આમાં તમારે માટે તમારા પરવરદેગાર તરફથી એક મ્હોટી બક્ષિશ હતી. ૧૪૧.

ફેરઔને કહ્યું હું તમને પરવાનગી આપું તે પહેલાં તમે તેની ઉપર ઇમાન લાવ્યા? ખરેખર આ એક પ્રપંચ છે કે જે તમે શહેરમાં રચ્યો છે; એટલા માંટે કે તેમાંથી તમે તેના લોકોને બહાર કાઢો, પણ તમે જલદીથી જાણશો. ૧૨૩. હું ખચિત્ તમારા હાથ અને તમારાં પગ સામસામા કાપી નાંખીશ. પછી હું તમને સઘળાને ફાંસી ઉપર ચઢાવીશ. ૧૨૪. તેઓએ કહ્યું ખરેખર અમે અમારા પરવરદેગાર તરફ પાછા ફરનારા છીએ. ૧૨૫ અને તું આ કારણ સિવાય અમારો દોષ કાઢતો નથી કે અમે અમારા પરવરદેગારની નિશાનીઓ ઉપર ઇમાન લાવ્યા જ્યારે તે અમારી પાસે આવી. હે અમારા પરવરદેગાર અમને ઘણીજ ધીરજ આપ; અને મુસ્લેમ સ્થિતિમાં અમને મોત આપ. ૧૨૬. અને ફેરઔનના લોકોના આગેવાનોના એક સમૂહે કહ્યું, શું તું મુસાને અને તેના લોકોને રહેવા દઈશ કે તેઓ ઝમીન (મેસર) માં ફસાદ કરે અને તે તને અને ત્હારા ખુદાઓને તજી દે? તેણે કહ્યું, અમે જલદીથી તેઓના છોકરાઓને મારી નાંખીશું, અને તેઓની સ્ત્રીઓને જીવતી રાખીશું. અને ખરેખર અમે તેમની ઉપર સત્તા રાખનાર છીએ. ૧૨૭. મુસાએ પોતાના લોકોને કહ્યું ખુદા પાસેથી મદદ માગો, અને ધીરજ રાખો. ખરેખર પૃથ્વી ખુદાની છે, પોતાના બંદાઓમાંના જેને તે ચાહે છે તેને પૃથ્વીનો વારસો આપે છે, અને સારૂં પરિણામ પરહીઝગારો માટે છે. ૧૨૮.

قال فرعون امنتم به قبل ان اذن لكم
انّ هذا لمكر مكرتموه فى المدينة لتخرجوا
منها اهلها فسوف تعلمون ١٢٣ لاقطعن
ايديكم وارجلكم من خلاف ثم
لاصلبنكم اجمعين ١٢٤ قالوا انا الى ربنا
منقلبون ١٢٥ وما تنقم منا الا ان امنا
بايات ربنا لما جاءتنا ربنا افرغ علينا صبرا
وتوفنا مسلمين ١٢٦ وقال الملا من قوم
فرعون اتذر موسى وقومه ليفسدوا فى
الارض ويذرك والهتك قال سنقتل
ابناءهم ونستحى نساءهم وانا فوقهم
قاهرون ١٢٧ قال موسى لقومه استعينوا
بالله واصبروا ان الارض لله يورثها من
يشاء من عباده والعاقبة للمتقين ١٢٨

يريد ان يخرجكم من ارضكم فماذا
تأمرون ١١٠ قالوا ارجه واخاه وارسل
فى المدائن حاشرين ١١١ يأتوك بكل
ساحر عليم ١١٢ وجاء السحرة فرعون
قالوا ان لنا لاجرا ان كنا نحن الغالبين ١١٣
قال نعم وانكم لمن المقربين ١١٤ قالوا
ياموسى اما ان تلقى واما ان نكون نحن
الملقين ١١٥ قال القوا فلما القوا سحروا
اعين الناس واسترهبوهم وجاءو بسحر
عظيم ١١٦ واوحينا الى موسى ان الق
عصاك فاذا هى تلقف ما يأفكون ١١٧
فوقع الحق وبطل ما كانوا يعملون ١١٨
فغلبوا هنالك وانقلبوا صاغرين ١١٩
والقى السحرة ساجدين ١٢٠ قالوا امنا برب
العالمين ١٢١ رب موسى وهارون ١٢٢

એવું ઇચ્છે છે કે તમને તમારા દેશમાંથી બહાર કાઢે; ત્યારે તમે શું કહોછો? ૧૧૦. તેઓએ કહ્યું કે તેને અને તેના ભાઇને રોકી રાખ અને શહેરોમાં શોધ કરનારાઓને મોકલ કે જેઓ દરેક પ્રવિણ જાદૂગરને ભેગા કરી ત્હારી પાસે લાવે. ૧૧૧. અને જાદૂગરો ફેરઓન પાસે આવ્યા. ૧૧૨. તેઓએ કહ્યું અમારે માટે કંઇ બદલો છે જો અમે જીત મેલવીએ તો? ૧૧૩. તેણે કહ્યું હા, અને ખરેખર તમે મ્હારાં ખાસ નઝદિક રહેનારા થશો. ૧૧૪. તેઓએ કહ્યું હે મુસા, કાંતો તું (ત્હારી લાકડી નીચે) ફેંકીદે અને કાંતો અમે (પહેલાં) ફેંકી દઇએ. ૧૧૫. મુસાએ કહ્યું તમે ફેંકો; પછી જ્યારે તેઓએ ફેંકી, ત્યારે તેઓએ લોકોની નઝર બાંધી લીધી, અને તેમને બ્હીવરાવ્યા અને એક અદ્‌ભુત જાદુ લાવ્યા. ૧૧૬. અને અમે મુસા તરફ વહી મોકલ્યો કે ત્હારી લાકડી તું નીચે ફેંક; પછી ત્યારે જે જૂઠી ચીજો તેઓએ બનાવી હતી તે સઘલી તે ગળી ગઇ. ૧૧૭. પછી સત્ય સાબેત થયું અને જે તેઓએ કર્યું હતું તે નાબુદ થયું. ૧૧૮. પછી તેઓ ત્યાંજ હાર પામ્યા અને તેઓ હલકા થઇ પાછા ફર્યા. ૧૧૯. અને જાદૂગરો સેજદો કરતા નીચે પડયા. ૧૨૦. તેઓએ કહ્યું અમે સર્વ સૃષ્ટિના પરવરદેગાર ઉપર ઇમાન લાવ્યા છીએ. ૧૨૧. (કે જે) મુસા અને હારૂનનો પરવરદેગાર છે. ૧૨૨.

وَلَمَّا وَقَعَ عَلَيْهِمُ الرِّجْزُ قَالُوا يَامُوسَى ادْعُ
لَنَا رَبَّكَ بِمَا عَهِدَ عِنْدَكَ لَئِنْ كَشَفْتَ عَنَّا
الرِّجْزَ لَنُؤْمِنَنَّ لَكَ وَلَنُرْسِلَنَّ مَعَكَ بَنِي
إِسْرَآءِيلَ ١٣٤ فَلَمَّا كَشَفْنَا عَنْهُمُ الرِّجْزَ إِلَى
أَجَلٍ هُمْ بَالِغُوهُ إِذَا هُمْ يَنْكُثُونَ ١٣٥
فَانْتَقَمْنَا مِنْهُمْ فَأَغْرَقْنَاهُمْ فِي الْيَمِّ بِأَنَّهُمْ
كَذَّبُوا بِآيَاتِنَا وَكَانُوا عَنْهَا غَافِلِينَ ١٣٦

અને જ્યારે તેઓની ઉપર શિક્ષા આવી પડી ત્યારે તેઓએ કહ્યું હે મુસા, અમારે માટે ત્હારા પરવરદેગાર પાસે, જે વચન તેણે તને આપ્યું છે તેની તું માગણી કર; ખચિત્ જો તું અમારી ઉપરથી શિક્ષા દૂર કરશે તો અમે ત્હારી ઉપર ઝરૂર ઇમાન લાવીશું, અને નક્કી ત્હારી સાથે એસરાઇલનાં છોકરાંઓને મોકલીશું. ૧૩૪. પછી જ્યારે અમે તેઓની ઉપરથી શિક્ષા કે જે તેઓને મળવાનીજ છે તે અમુક મુદ્દત સુધી દૂર કરી, ત્યારે તેઓએ પોતાનું વચન તોડ્યું. ૧૩૫. પછી અમે તેઓની પાસેથી એન્તકામ લીધું (બદલો વાળી લીધો). પછી અમે તેઓને દરિયામાં ડૂબાવ્યા કારણ કે તેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી, અને તેઓ તેનાથી ગાફેલ હતા. ૧૩૬.

શિક્ષાઓ આવી પડી. પ્રથમતો આઠ દિવસ સુધી રાત દહાડો એવા જુરથી વરસાદ વરસ્યો કે તેઓનાં ઘરોમાં પાણી ભરાઇ ગયું અને તેઓની કમર સુધી તે પહોંચ્યું. પણ છેવટે તેઓએ હઝરત મુસાને નમનતાઇથી વિનંતી કરી અને તેનામાં ઈમાન લાવવાનું વચન આપ્યું ત્યારે તેણે ખુદાની પ્રાર્થના કરી આ શિક્ષા તેઓની ઉપરથી દૂરકરી. તેઓ આ શિક્ષામાંથી મુકત થયા કે તરતજ પાછા તેઓ પોતાના કાફેરપણા તરફ ફર્યા તેથી ખુદાએ તીડ મોકલ્યાં, જેઓ તેમનો બધો પાક ખાઈ ગયાં. ફરીથી તેઓના પશ્ચાત્તાપને લીધે તથા ખુદામાં આસ્થા રાખવાનું વચન આપવાને લીધે ખુદાએ આ સઝામાંથી પણ તેમને છૂટા કર્યા. વળી તેઓ પોતાના અધર્મને વળગી રહ્યા અને હઝરત મુસાને તેઓએ જાદુગર કહ્યા. તેથી ખુદાએ દેડકાં મોકલ્યાં. તેઓ તે લોકોનાં ઘરમાં ટોળાબંધ એકઠાં થઇ નિદ્રા વખતે તેમની ઉપર દોડાદોડ કરવા લાગ્યાં. અને તેઓના ખાવા પીવાના વાસણમાં પડી તેમને ઘણાજ હેરાન કરવા લાગ્યાં. વળી ફરીથી ખુદાએ તેમનો બચાવ કર્યો; છતાં પણ પાછાં તેઓ પોતાના નાસ્તિસ્વભાવને વળગી રહ્યા તેથી ખુદાએ આ વખતે નીલ નદીના પાણીનું લોહી કરી નાંખ્યું. જ્યારે આ લોકો તે પાણી પીવા માટે લેતા ત્યારે તેમને લોહીજ દીસતું, પણ જ્યારે એસ્રાઇલના છોકરાઓ તે પીવા માટે લેતા ત્યારે તે સ્વચ્છ પાણીજ હતું. જો કે આ વિપત્તિ પણ તે લોકો ઉપરથી દૂર કરવામાં આવી, તો પણ તેઓએ હઝરત મુસાને માન્યા નહિ, છેવટે તેઓને ડુબાવી દેવામાં આવ્યા અને તેમનો તદ્દન નાશ થયો.

તેઓએ કહ્યું તું અમારી પાસે આવ્યો તે પહેલાં તેઓ અમને દુઃખ દેતા હતા; અને તેમજ ત્હારા આવ્યા પછી પણ. તેણે કહ્યું કદાચ્ તમારો પરવરદેગાર તમારા શત્રુનો નાશ કરે અને પૃથ્વી ઉપર તે તમને તેઓની જગ્યા ઉપર મૂકે. પછી તે જુએ કે તમે કેવી રીતે વર્તો છો.૧૨૯. અને ખરેખર અમે ફેરઔનના લોકોને દુકાલથી અને ફલ ફૂલના નુકસાનથી સપડાવ્યા કે કદાચ્ તેઓ શિખામણ લે.૧૩૦. પછી જ્યારે તેઓને સુખ મલયું ત્યારે તેઓએ કહ્યું આ તો અમારે માટેજ છે. પણ જો તેઓને દુઃખ પડતું તો તેઓ મુસા અને જે તેની સાથે હતો તેને લીધે અપશુકન ગણતા. જોણો, ખરેખર તેઓના અપશુકન ( નું કારણ ) માત્ર ખુદાની પાસેજ છે, પણ તેઓમાંના ઘણાખરા જાણતા નથી.૧૩૧. અને તેઓએ કહ્યું જ્યારે તું અમારી પાસે કાંઇ નિશાની લાવે એટલા માટે કે તું તેવડે અમને જાદુ કરે, ત્યારે અમે ત્હારી ઉપર ઇમાન લાવવાવાળા નથી. ૧૩૨. પછી અમે તેઓની ઉપર એક તોફાની રેલ અને તીડ અને જુ* અને દેડકાં અને લોહી મોકલ્યાં† કે જે વિગતવાર ( અમારી કુદરતની ) નિશાનીઓ છે. પણ તેઓએ મગરૂરી કરી, અને તેઓ પાપી લોક હતા. ૧૩૩.

قالوا اوذينا من قبل ان تاتينا ومن بعد
ما جئتنا قال عسى ربكم ان يهلك عدوكم
ويستخلفكم فى الارض فينظر كيف
تعملون ١٢٩ ولقد اخذنا ال فرعون
بالسنين ونقص من الثمرات لعلهم
يذكرون ١٣٠ فاذا جاءتهم الحسنة قالوا
لنا هذه وان تصبهم سيئة يطيروا بموسى
ومن معه الا انما طائرهم عند الله ولكن
اكثرهم لا يعلمون ١٣١ وقالوا مهما
تاتنا به من اية لتسحرنا بها فما نحن لك
بمؤمنين ١٣٢ فارسلنا عليهم الطوفان والجراد
والقمل والضفادع والدم ايات مفصلات
فاستكبروا وكانوا قوما مجرمين ١٣٣

* "કામ્મલ" શબ્દના જુદા જુદા અર્થ થાય છે. તેનો અર્થ "જુ" થાય છે; કાંતો એક જાતનું "તીડ" થાય છે, કાંતો "ધનેડાં" થાય છે. તેને માટે બીજા અર્થ પણ આપવામાં આવે છે.

† જ્યારે ફેરઔનના માણસો હદ બહાર ગયા ત્યારે તેઓની ઉપર એક પછી એક આ

حقيق على ان لا اقول على الله الا الحق قد
جئتكم ببينة من ربكم فارسل معى بنى
اسرآءيل ١٠٥ قال ان كنت جئت باية فأت
بها ان كنت من الصادقين ١٠٦ فالقى
عصاه فاذا هى ثعبان مبين ١٠٧ ونزع يده
فاذا هى بيضآء للناظرين ١٠٨ قال الملا
من قوم فرعون ان هذا الساحر عليم ١٠٩

તે મને યોગ્ય છે કે હું ખુદા વિષે સત્ય સિવાય બીજું કંઈ બોલું નહિ. ખરેખર હું તમારી પાસે તમારા પરવરદેગાર તરફથી સ્પષ્ટ સાબેતી સહિત આવ્યો છું; માટે મારી સાથે એસરાઇલના છોકરાઓને મોકલ. ૧૦૫. તેણે કહ્યું જો તું નિશાની સાથે આવ્યો હો તો તે લાવ જો તું સત્ય વાદીઓમાંનો હો. ૧૦૬. પછી તેણે પોતાની લાકડી નીચે ફેંકી ત્યારે તે વખતે તે એક ચોખ્ખો અજદર થયો. ૧૦૭. અને તેણે પોતાનો હાથ બહાર કહાડયો, પછી ત્યારે તે જોનારાઓને ચલકતો સફેદ દેખાયો. ૧૦૮. ફેરઓનની કોમના આગેવાનોના એક સમૂહે કહ્યું ખરેખર આ એક પ્રવિણ જાદૂગર છે. ૧૦૯.

તેણે માગણી કરી. હજરત મુસાએ પોતાનો હાથ પોતાના ખમીસમાં નાંખીને બહાર કહાડયો કે તરતજ તેમાંથી એવો ચળકતો પ્રકાશ નીકળ્યો, કે સૂર્યનો પ્રકાશ પણ તેનાથી ઝાંખો થઈ ગયો અને બધા લોકો આથી અંજાઇ ગયા. તો પણ ફેરઔને પોતાના કાફેરપણામાં હઠ કરી. અને આ નિશાનીઓને જાદુ કહ્યું, પછી તેણે પોતાના ઉમરાવોનો મત લીધો, ત્યારે તેઓએ કહ્યું કે અમે પણ આથી વધારે આશ્ચર્યકારક જાદુ કરી બતાવીશું. તેથી ફેરઔને પોતાના રાજ્યના સઘળા જાદૂગરોને તેડાવ્યા. આશરે ૪૦૦૦૦ જાદૂગરો ભેગા થયા. કેટલાકના કહેવા પ્રમાણે તેઓમાંના મુખ્ય સબુર, આદર. હતહત. મુસફા અને શમઉન હતા. તેઓએ પોતાના જાદુ દેખાડવા માટે એક દિવસ અને એક વિશાળ જગ્યા મુકરર કરી કે જેથી તેઓ સાચા છે કે હજરત મુસા સાચ છે તે જણાઈ આવે. તે દિવસે ડામર ચોપડેલાં જાડા સંખ્યાબધ દોરડાં .તથા લાકડાનાં લાંબા મ્હોટા કકડા. અંદર પારો ભરીને તેઓ પોતાની સાથે તે જગ્યાએ લઈ ગયા; અને જ્યારે તેને સૂર્યના તાપમાં મૂકવામાં આવ્યાં ત્યારે તેમાંનો પારો ઉકળવાથી તેઓ એક બીજાની ઉપર ગુંચળાં વળવા મંડયાં અને તેથી તેઓએ દૂર ઉભા રહેલા તમાશાગીરોને તેઓ ખરેખરા સર્પો છે એવો દેખાવ બતાવીને છેતર્યા. આ પ્રમાણે માત્ર દેખાવમાં દોરડાં અને લાકડીઓ બદલાઇને થએલા સર્પોની સંખ્યા ૪૦૦૦૦ હતી. પછી . હજરત મુસાએ પોતાની લાકડી ફેંકી. તે લાકડી અજગર થઈ ગઈ અને તે અજગર તેઓનાં સઘળાં દોરડાં તથા લાકડીઓ એકદમ ગળી ગયો. જ્યારે મ્હોટા જાદૂગરોએ આ જોયું ત્યારે તેમને માને ખાતરી થઇ કે એલાહી શક્તિ વિના આમ કદી બની શકેજ નહિ. તેથી તેઓએ હજરત મુસા ઉપર ઇમાન આણ્યું. ફેરઔન ક્રોધાયમાન થયો, એવું ધારીને કે આ તેની તરફ જાદૂગરોનો પ્રપચ હતો અને તેણે તેઓના હાથ કાપી નાંખ્યા અને તેમને ફાંસીએ ચડાવ્યા.

فما كانوا ليؤمنوا بما كذبوا من قبل كذلك
يطبع الله على قلوب الكافرين ١٠١ وما
وجدنا لاكثرهم من عهد وان وجدنا اكثر
هم لفاسقين ١٠٢ ثم بعثنا من بعدهم موسى
بآياتنا الى فرعون وملائه فظلموا بها فانظر
كيف كان عاقبة المفسدين ١٠٣ وقال موسى
يافرعون انى رسول من رب العالمين ١٠٤

પછી તેઓ એવા નહોતા કે તેઓ ઇમાન લાવે; કારણ કે તેઓએ તે અગાઉ (પેયગમ્બરોને) જૂઠા કહ્યા હતા. આ પ્રમાણે ખુદા કાફેરોના અંતઃકરણ ઉપર મોહ્‌ર કરે છે. ૧૦૧. અને અમે તેઓમાંના ઘણાખરાને વચન પાલતા જોયા નથી, અને ખરેખર અમે જોયું કે તેઓમાંના ઘણા દુષ્ટ કામ કરનારા છે. ૧૦૨. પછી અમે તેઓ (પેયગમ્બરો) ની પછવાડે મુસાને અમારી નિશાનીઓ સહિત ફેરઔન અને તેની કોમના આગેવાનો તરફ મોકલ્યો, પણ તેઓએ તે (નિશાનીઓ) ની ઉપર ઝોલમ કર્યો (એટલે માની નહિ.) પછી જો ફસાદ કરનારાઓનો અંત કેવો હતો? ૧૦૩. અને મુસાએ કહ્યું કે હે ફેરઔન,* ખરેખર હું સર્વ સૃષ્ટિના પરવરદેગાર તરફથી એક પેયગમ્બર છું. ૧૦૪.

* જ્યારે હઝરત મુસા મેસ્રથી નાશી ગયા ત્યારે તે હઝરત શોએબની પાસે ગયા અને ત્યાં તેની દીકરી સફુરાને પરણીને પાછા મેસ્રમાં આવ્યા. પાછા આવતાં જ્યારે તે વાદી અયમનમાં પહોંચ્યાં ત્યારે તેને પેયગમ્બરી કામ બજાવવાનો હોકમ થયો; અને પોતાની લાકડીનો એક મ્હોટો અજગર બનાવી દેવાનો તથા પોતાના જમણા હાથમાંથી નીકળતો રોશનીનો ચમત્કાર તેને આપવામાં આવ્યો. ફેરઔન પાસે જઈને તેને તેના કાફેરપણામાંથી ખરા રસ્તા ઉપર લાવવાનો પણ તેને હોકમ કરવામાં આવ્યો. આ ફેરઔન મેસ્રનો રાજા હતો. તેનું નામ વલીદ-એન મુસઅબ હતું. તે રય્યાનનો દીકરો હતો. હઝરત યઅકુબ અને હઝરત યુસોફના વફાત પછી તે એસ્રાઇલના વંશજોને ગુલામો તરીકે પકડતો અને તેમની ઉપર ઘણોજ ઝોલમ ગુઝારતો જ્યારે હઝરત મુસાએ તેને એસ્રાઇલના વંશજોને ગુલામગીરીમાંથી છૂટા કરવાનું ફરમાવ્યું ત્યારે તેણે હઝરત મુસા પાસે તેના પેયગમ્બરીની નિશાનીઓ બતાવવાની માગણી કરી. હઝરત મુસાએ ઉપર લખેલી બે નિશાનીઓ તેને દેખાડી. એવું કહેવામાં આવ્યું છે કે તેની પાસે એક લાકડી હતી, તેનો તેણે જબરો સર્પ બનાવી દીધો તે સર્પનું કદ એટલું તો મ્હોટું હતું કે જ્યારે તેણે મ્હોડું ઉઘાડ્યું ત્યારે તેનાં જડબાંની લંબાઈ ૮૦ વાર થઈ અને જ્યારે તેણે નીચલું જડબું ઝમીન ઉપર રાખ્યું ત્યારે ઉપલું જડબું ફેરઔનના મહેલના મથાળા સુધી પહોંચ્યું. ફેરઔન આ જોઈને તે સર્પની પાસેથી નાશી ગયો અને તેના દરબારના માણસો પણ એકદમ ભાગી ગયાં અને તેમાંથી આશરે ૨૫૦૦૦ માણસ દાબમાં અને દાબમાંજ માર્યા ગયાં. ફેરઔને તે સર્પ પકડવા માટે હઝરત મુસાને સોગંદ દીધા અને વચન આપ્યું કે હું તમને માનીશ, તથા એસ્રાઈલના છોકરાઓને છૂટા કરીશ. હઝરત મુસાએ સર્પ પકડી લીધો અને તે તરતજ પાછી લકડી થઈ ગઈ. ફેરઔન પાછો પોતાની ગાદી ઉપર બેઠો. અને હઝરત મુસા પાસે બીજી નિશાની દેખવાડાની

ثم بدلنا مكان السيئة الحسنة حتى عفوا
وقالوا قد مس آباءنا الضراء والسراء
فاخذناهم بغتة وهم لايشعرون ۹۵
ولو ان اهل القرى امنوا واتقوا لفتحنا
عليهم بركات من السماء والارض ولكن
كذبوا فاخذناهم بما كانوا يكسبون ۹۶
افامن اهل القرى ان يأتيهم باسنا بياتا
وهم نائمون ۹۷ اوامن اهل القرى ان
يأتيهم باسنا ضحى وهم يلعبون ۹۸ افامنوا
مكر الله فلا يامن مكر الله الا القوم
الخاسرون ۹۹ اولم يهد للذين يرثون
الارض من بعد اهلها ان لونشاء اصبناهم
بذنوبهم ونطبع على قلوبهم فهم لا
يسمعون ۱۰۰ تلك القرى نقص عليك
من انبائها ولقد جاءتهم رسلهم بالبينات

પછીઅમે (તેમને માટે) દુઃખની જગ્યાએ સુખની અદલી કરી, એટલેસુધી કે (માલ અને સંખ્યામાં) તેઓની વૃધ્ધિ થઇ, અને કહ્યું અમારા બાપદાદાને પણ સુખ અને દુઃખ પહોંચ્યું હતું. પછી અમે તેઓને એચિંતા (શિક્ષા માટે) પકડયા; અને તેઓ તે જાણતા નહોતા. ૯૫. અને જો ગામોના લોકોએ ઇમાન આણ્યું હોત, અને પરહીઝગારી કરી હોત તો અમે ખચિત્ તેઓને માટે આસમાન અને ઝમીનની બરકત ઉઘાડી આપી હોત. પણ તેઓએ (પેયગમ્બરોને) જૂઠા કહ્યા, પછી જે (પાપ) તેઓ કમાતા હતા તેને માટે અમે તેઓને પકડયા. ૯૬. શું ત્યારે મક્કાના લોકોએ પોતાને (આથી) સલામત ધાર્યા છે કે તેઓની ઉપર અમારી શિક્ષા રાત્રે આવી પડે જ્યારે કે તેઓ સૂતા હોય? ૯૭. અથવા શું ત્યારે મક્કાના લોકોએ પોતાને આથી સલામત ધાર્યા છે કે તેઓની ઉપર અમારી શિક્ષા અપોર વખતે આવી પડે જ્યારે કે તેઓ રમતા હોય? ૯૮. શું ત્યારે તેઓએ ખુદાની યુક્તિ (અકસ્માત શિક્ષા) માંથી સલામત રહેવા ધાર્યું છે? પણ નુકસાન ખમનાર લોકો સિવાય કોઇ ખુદાની યુક્તિ (શિક્ષા) માંથી પોતાને સલામત ધારતું નથી. ૯૯. શું જેઓ પૃથ્વીનો વારસો ત્યાંના લોકોના (નાશ) પછી લે છે તેઓને ખુદાએ બતાવ્યું નથી કે જો અમે ઇચ્છીએ તો તેઓને તેઓના પાપને લીધે અમે (શિક્ષા) પહોંચાડીએ અને અમે તેઓનાં અંતઃકરણ બંધ કરીએ કે જેથી તેઓ સાંભળી શકે નહિ? ૧૦૦. આ તેજ ગામો છે કે જેની કેટલાક સમાચારનું અમે તને વર્ણન આપીએ છીએ. અને ખરેખર તેમની પાસે તેમના પેયગમ્બરો સ્પષ્ટ ચમત્કરો સહિત આવ્યા.

ખુદાએ અમને તે ધર્મમાંથી બચાવ્યા
છે તે પછી, જો અમે તમારા ધર્મમાં
પાછા આવીએ તો ખરેખર અમે ખુદા
ઉપર જૂઠો આરોપ નાંખીએ છીએ, અને
અમને યોગ્ય નથી કે અમારા પરવરદેગાર
અલ્લાહ ઈચ્છે તે સિવાય અમે તે ધર્મમાં
પાછા આવીએ. અમારા પરવરદેગારે સર્વે
ચીઝ ઉપર જ્ઞાનનો વિસ્તાર કર્યો છે. ખુદા
ઉપર અમે આધાર રાખ્યો છે. હે અમારા
પરવરદેગાર અમારી વચ્ચે અને અમારા
લોકોની વચ્ચે તું સત્યથી હોકમ કર,
અને તું સૌથી ઉત્તમ હોકમ આપનાર
છે. ૮૯. અને તેની કોમના આગેવાનોનો
એક સમૂહ કે જેઓ કાફેર થયા હતા,
તેઓએ કહ્યું, જો તમે શોએબ પ્રમાણે
ચાલશો, તો તમે ત્યારે ખચિત્ નુકસાન
ખમનારાઓ છો. ૯૦. પછી તેઓની ઉપર
ભયંકર આવાઝથી ધરતીકંપ આવી પડયો.
પછી તેઓ પોતાના ઘરમાં મ્હોંભર
( મુએલા ) પડેલા હતા. ૯૧. જેઓએ
શોએબને જૂઠો કહ્યો ( તેઓનો એવો
નાશ થઈ ગયો ) જાણે કે તેઓ ત્યાં
રહેતાજ નહોતા; જેઓએ શોએબને
જૂઠો કહ્યો તેઓજ નુકસાન ખમનારા
હતા. ૯૨. પછી તેણે તેમની તરફથી
મ્હોં ફેરવ્યું, અને કહ્યું, હે લોકો, ખરેખર
મેં તમને મ્હારા પરવરદેગારના સંદેશા
પહોંચાડયા છે અને મેં તમને સારી
શિખામણ આપી છે. પછી કાફેર લોકો
માટે હું કેમ અફસોસ કરૂં? ૯૩. અમે
કોઈ ગામમાં તેના લોકોને દુઃખ અને
પીડામાં સપડાવ્યા સિવાય કોઈ પેયગમ્બર
મોકલ્યો નથી કે કદાચ તેઓ વિલાપ
કરે. ૯૪.

قد افترينا على الله كذبا ان عدنا فى ملتكم
بعد اذ نجينا الله منها وما يكون لنا ان نعود
فيها الا ان يشاء الله ربنا وسع ربنا كل
شئ علما على الله توكلنا ربنا افتح بيننا
وبين قومنا بالحق وانت خير الفاتحين ٨٩
وقال الملا الذين كفروا من قومه لئن
اتبعتم شعيبا انكم اذا لخاسرون ٩٠
فاخذتهم الرجفة فاصبحوا فى دارهم
جاثمين ٩١ الذين كذبوا شعيبا كان لم
يغنوا فيها الذين كذبوا شعيبا كانوا هم
الخاسرين ٩٢ فتولى عنهم وقال ياقوم لقد
ابلغتكم رسالات ربى ونصحت لكم
فكيف اسى على قوم كافرين ٩٣ وما
ارسلنا فى قرية من نبى الا اخذنا اهلها
بالباساء والضراء لعلهم يضرعون ٩٤

અને તમે દરેક રસ્તા ઉપર બેસો નહિ કે જેથી જે ઇમાન લાવ્યો છે તેને તમે બ્હીવરાવો, અને ખુદાને રસ્તેથી અટકાવો અને તેમાં વાંકુંચુકું શોધો. અને યાદ કરો કે જ્યારે તમે થોડાજ હતા ત્યારે તેણે તમારી સંખ્યા વધારી અને જુઓ કે ફસાદ કરનારાઓનો અંત કેવો થયો? ૮૬. અને જો તમારામાંના એક ભાગે જે મેં મોકલ્યું છે તેમાં ઇમાન આણ્યું અને બીજા ભાગે ઇમાન ન આણ્યું તો તમે ધીરજ રાખો, જ્યાંસુધી કે ખુદા આપણી વચ્ચે હોકમ કરે; અને તે સૌથી ઉત્તમ હોકમ આપનાર છે. ૮૭. તેની કોમના આગેવાનો કે જેઓએ મગરૂરી કરી હતી, તેઓએ કહ્યું હે શોએબ, અમે અચિત્ તને અને જેઓએ ત્હારી સાથે ઇમાન આણ્યું છે તેઓને અમારા ગામમાંથી બહાર કાઢીશું અથવા તમે સૌ અમારા ધર્મમાં પાછા આવો. તેણે કહ્યું, અગર જો કે અમે નારાજ હોઇએ તોપણ? ૮૮.

ولا تقعدوا بكل صراط توعدون
وتصدون عن سبيل الله من امن به
وتبغونها عوجا واذكروا اذ كنتم قليلا
فكثركم وانظروا كيف كان عاقبة
المفسدين ٨٦ وان كان طائفة منكم امنوا
بالذي ارسلت به وطائفة لم يؤمنوا فاصبروا
حتى يحكم الله بيننا وهو خير الحاكمين ٨٧
قال الملا الذين استكبروا
من قومه لنخرجنك يا شعيب والذين
امنوا معك من قريتنا او لتعودن في ملتنا
قال اولو كنا كارهين ٨٨

યશજરનો દીકરો હતો, અને યશજર મદ્યનનો દીકરો હતો. તેણે તેમને લાંબા વખત સુધી ધર્મોપદેશ કર્યો પણ તેઓ ઈમાન લાવ્યા નહિ. તેઓના મુખ્ય ગોનાહ એ હતાં કે તેઓને બે જાતના તોલ હતા. એક મ્હોટો અને એક ન્હાનો. મ્હોટા તોલથી તેઓ પોતાને માટે ચીજો ખરીદતા અને ન્હાનાથી વેચતા, શરીઆમ રસ્તા ઉપર પણ તેઓ માણસોને લુટતા. જ્યારે તેઓએ તેઓની નાફરમાની જારી રાખી ત્યારે ખુદાએ પૃથ્વીની નીચેથી એક જબ્બર ધરતી કંપ, ઉપરથી એક ભયંકર ગગડાટ અને આકાશમાંથી આગનો વરસાદ તેમની ઉપર. મોકલી તેઓનો નાશ કર્યો.

انكم لتاتون الرجال شهوة من دون
النسآء بل انتم قوم مسرفون ٨١ وما كان
جواب قومه الا ان قالوا اخرجوهم من
قريتكم انهم اناس يتطهرون ٨٢ فانجيناه
واهله الا امراته كانت من الغابرين ٨٣
وامطرنا عليهم مطرا فانظر كيف كان
عاقبة المجرمين ٨٤ والى مدين اخاهم
شعيبا قال ياقوم اعبدوا الله مالكم من اله
غيره قد جآءتكم بينة من ربكم فاوفوا
الكيل والميزان ولا تبخسوا الناس اشيآءهم
ولا تفسدوا فى الارض بعد اصلاحها
ذلكم خير لكم ان كنتم مؤمنين ٨٥

ખરેખર તમે સ્ત્રીઓને છોડી પુરૂષો પાસે દુષ્ટ ઇચ્છાથી જાઓ છો. બલ્કે તમે હદ બહાર જનાર લોકો છો. ૮૧. અને તેના લોકોનો જવાબ આ સિવાય બીજો કંઇ નહોતો કે તેઓએ કહ્યું કે તમે તે લોકો (લુત અને તેના માનનારાઓ) ને તમારા ગામમાંથી બહાર કાઢો. ખરેખર તેઓ એવા લોકો છે કે જે પાકીઝગી કરવા ઇચ્છે છે. ૮૨. પછી તેની સ્ત્રી કે જે પાછળ રહેનારાઓમાંની એક હતી તે સિવાય તેને અને તેના સઘળા કુટુંબને અમે બચાવ્યું. ૮૩. અને અમે તેઓની ઉપર એક ભારે વરસાદ વરસાવ્યો; ત્યારે જો, પાપીઓનું પરિણામ કેવું હતું? ૮૪. અને મદ્યનના લોકો§ તરફ અમે તેઓના ભાઇ શોએબને (મોકલ્યો). તેણે કહ્યું હે લોકો, ખુદાની બંદગી કરો, તમારે માટે તેના સિવાય બીજો કોઇ ખુદા નથી, તમારી પાસે તમારા પરવરદેગાર તરફથી એક સ્પષ્ટ નિશાની આવી છે, ત્યારે માપ અને તોલ પૂરેપૂરૂં કરો અને માણસોને તેઓની વસ્તુ ઓછી આપો નહિ અને પૃથ્વીમાં તેના સુધારા પછી તમે બિગાડ કરો નહિ, આ તમારે માટે વધારે સારૂં છે. જો તમે ઇમાન રાખતા હો. ૮૫.

શેહેર છોડી ચાલ્યા ગયા. ત્યારે જેબ્રાઇલ તે લોકો ઉપર પથ્થરનો વરસાદ પડ્યા પછી આ શહેરોને મૂળથીજ ઉખેડીને ઉંચે લઇ ગયો અને તેમને ઉંધાવાળી પાછાં તેણે નીચે નાંખી દીધાં અને તે સઘળાંનો નાશ થયો.

§ "મદ્યન" હેજાઝનું એક શેહેર હતું. અને તેજ નામની કોમના લોકોનું તે રેહેઠાણ હતું. તેઓ હઝરત એબ્રાહીમના દીકરા મદ્યનના વંશજો હતા. તે કોમ પાસે ધર્મોપદેશ કરવા હઝરત શોએબને મોકલવામાં આવ્યા હતા; અને હઝરત શોએબ માકીલના દીકરા હતા અને માકીલ

فاخذتهم الرجفة فاصبحوا فى دارهم
جاثمين ٧٨ فتولى عنهم وقال يٰقوم لقد
ابلغتكم رسالة ربى ونصحت لكم ولكن
لا تحبون النٰصحين ٧٩ ولوطا اذ قال لقومه
اتاتون الفاحشة ما سبقكم بها من احد من
العٰلمين ٨٠

પછી તેઓની ઉપર ભયંકર આવાઝથી ધરતીકંપ આવી પડયો. પછી સવારમાં તેઓ પોતાના ઘરોમાં ઘુંટણભર પડી મરી ગયા હતા. ૭૮. પછી તેણે તેઓની તરફથી મ્હોં ફેરવ્યું, અને કહ્યું, હે લોકો, ખરેખર મેં તમને મ્હારા પરવરદેગારના સંદેશા પહોંચાડયા છે, અને મેં તમને શિખામણ આપી છે; પણ તમે સલાહ આપનારને ચાહતા નથી. ૭૯. અને લુત* વિષે (સંભારો) કે જ્યારે તેણે પોતાના લોકોને કહ્યું શું તમે એવું અઘોર પાપ કરો છો કે જે તમારી અગાઉ આખી આલમમાં કોઇએ કર્યું નથી? ૮૦.

* હઝરત લુત હારનના દીકરા હતા અને હારન તારેખનો છોકરો હતો અને તેથી તે હઝરત એબ્રાહીમના ભત્રિજા હતા; જ્યારે હઝરત એબ્રાહીમ બાબુલથી શામ ગયા ત્યારે હઝરત લુત તેની સાથે ત્યાં ગયા હતા, પછી ખુદાએ તેને પેયગમ્બરી પદવી આપીને મોઅતફેકાતના લોકો પાસે ધર્મોપદેશ કરવા માટે મોકલ્યા. તે પ્રાંતમાં પાંચ મ્હોટાં શહેરો આવેલાં હતાં તેમાં સૌથી મ્હોટું સદુમા હતું. ત્યાં તેણે ૨૫ વરસ સુધી અને કેટલાએકના કહેવા પ્રમાણે ૩૦ વરસ સુધી બોધ કર્યો, અને સૃષ્ટિ વિરૂધ્ધ કાર્ય કે જે તેઓના પાપમાંનું એક મ્હોટું પાપ હતું તે વિરૂધ્ધ પણ તેણે તેમને બોધ કર્યો પણ કાંઈ ફાયદો થયો નહિ. આ પ્રમાણે જ્યારે તેઓએ પોતાનાં પાપ તથા સૃષ્ટિ વિરૂધ્ધ કાર્યને વળગી રહેવાની હદ કરી ત્યારે ખુદાએ તેઓના શહેરોનો નાશ કરવાને જેબ્રાઇલને બીજા કેટલાક ફેરેસ્તા સાથે મોકલ્યો. પ્રથમ તેઓએ હઝરત એબ્રાહીમ પાસે આવીને તેને ખબર આપી કે અમને આ કામ કરવાનો હોકમ થયો છે. પછી તેઓ સદુમા ગયા; ત્યાં તેઓએ હઝરત લુતને તેના ખેતરને પાણી પાતા જેયા અને તેને કહ્યું કે તમે અમને મેહમાન તરીકે રાખો. તેઓ બહુ રૂપાળા હોવાથી હઝરત લુત તેમને પોતાને ઘેર લઈ જવાને નારાઝ હતા; અને તેણે કહ્યું કે હું મ્હારા શહેરના દુષ્ટ લોકોથી બ્હીઉં છું. તેઓએ તેને ખાતરી કરી આપી કે તેઓ અમને કાંઇ પણ ઇજા પહોંચાડી શકનાર નથી. તેથી હઝરત લુત તેમને પોતાને ઘેર તેડી ગયા, અને પોતાની સ્ત્રી કે જે કાફેર હતી તેણીને તે રાત્રિએ કાફેરોને મેહમાનો વિષે ખબર નહિ આપવાને તેણે કહ્યું પણ તેણીએ તો લોકોને ખબર કરી તેથી તેઓ હઝરત લુતના ઘર પાસે એકઠા થયા અને તેના મેહમાનોની તેઓએ માગણી કરી. જેબ્રાઇલે પોતાની પાંખ તેઓની આંખ ઉપર મારીને તેઓ સઘળાને આંધળા કર્યા, અને હઝરત લુતને તેના કુટુંબનાં સઘળાં માણસોને લઇને તેજ રાત્રિએ તે શેહેર છોડી ચાલ્યા જવાનું કહ્યું, કારણ કે જેબ્રાઇલ તેમને શિક્ષા કરવાને તથા તેઓનાં શેહેરનો નાશ કરવાને આવ્યો હતો. જ્યારે હઝરત લુત તે

قَالَ الْمَلَأُ الَّذِينَ اسْتَكْبَرُوا مِنْ قَوْمِهِ لِلَّذِينَ
اسْتُضْعِفُوا لِمَنْ آمَنَ مِنْهُمْ أَتَعْلَمُونَ أَنَّ
صَالِحًا مُرْسَلٌ مِنْ رَبِّهِ قَالُوا إِنَّا بِمَا أُرْسِلَ
بِهِ مُؤْمِنُونَ ٧٥ قَالَ الَّذِينَ اسْتَكْبَرُوا إِنَّا
بِالَّذِي آمَنْتُمْ بِهِ كَافِرُونَ ٧٦ فَعَقَرُوا
النَّاقَةَ وَعَتَوْا عَنْ أَمْرِ رَبِّهِمْ وَقَالُوا يَا صَالِحُ
ائْتِنَا بِمَا تَعِدُنَا إِنْ كُنْتَ مِنَ الْمُرْسَلِينَ ٧٧

તેની કોમના આગેવાનો જેઓ તકબ્બુર કરતા હતા તેઓએ જેઓ નબળા હતા તેઓમાંના જેઓ ઇમાન લાવ્યા હતા તેઓને કહ્યું, શું તમે જાણો છો કે સાલેહને પોતાના પરવરદેગાર તરફથી મોકલવામાં આવ્યો છે? તેઓએ કહ્યું, ખરેખર જે બાબત તેને મોકલવામાં આવ્યો છે તેમાં અમે ઇમાન રાખનાર છીએ. ૭૫. જેઓ આપવડાઇ કરતા હતા તેઓએ કહ્યું, ખરેખર જેમાં તમે ઇમાન લાવ્યા છો તેમાં અમે ઇમાન લાવનાર નથી. ૭૬. પછી તેઓએ સાંઢણીને ઘુંટીથી કાપી મારી નાંખી § અને તેઓએ પોતાના પરવરદેગારના હોકમની અવજ્ઞા કરી અને કહ્યું, હે સાલેહ, જેની તું અમને બ્હીક બતાવે છે તે તું અમારી પાસે લાવ, જો તું મોકલેલા પેયગમ્બરોમાંનો હો. ૭૭.

§ હઝરત સાલેહે તે સાંઢણીને તેઓની ચારમાં ચરવા દેવાનું તેમને ફરમાવ્યું અને તે જગ્યાના પાણીના તેમને ભાગ પાડી આપ્યા, એવી રીતે કે એક દિવસ સાંઢણીનો, અને એક દિવસ તેઓના ઢોરનો, પણ તે સાંઢણીને જોઇને તે લોકોના ઢોર બ્હીતાં હતાં; કારણ કે તફસીર લખનારા કહે છે કે તે સાંઢણીની પહોળાઈ ૧૨૦ વાર અને કદમાં એક પહાડ જેવડી હતી. આ સાંઢણી બધું પાણી પી જઇને તેઓનાં ઢોરને તરસ્યાં રાખતી તેથી ઓનાયઝા અને સદક નામની બે સ્ત્રીઓ કે જેઓને ઘણાં ઢોર હતાં તેઓએ કેદારને આ સાંઢણી મારી નાંખવાને લલચાવ્યો. તેથી તેણે બીજા આઠ માણસોની મદદથી તેના પગની રગો કાપી નાંખીને તેને મારી નાંખી અને તેનું બચ્ચું કે જે પહાડ તરફ નાશી ગયું હતું તેની પાછળ તેઓ પડયા, અને ત્યાં તેને મારી નાંખીને તેનું માંસ તેઓએ માંહો માંહે વહેંચી લીધું; પણ કેટલાક કહે છે કે બચ્ચાને મારી નાંખવામાં આવ્યું નહોતું; કારણ કે તે તો સન્વ નામના પહાડ તરફ ભાગી ગયું હતું કે જ્યાં તેણે ત્રણ વખત બરાડા પાડયા અને ખડકે ફાટી જઇને તેને પોતાની અંદર લઈ લીધું. જ્યારે તેઓએ સાંઢણીને મારી નાંખ્યું ત્યારે હઝરત સાલેહે તેમને કહ્યું કે તમે ખુદાની શિક્ષા માટે તૈયાર થાઓ. અને તે શિક્ષાની નિશાની એ છે કે આવતી કાલે તમારા ચ્હેરા પીળા બીજે દિવસ રાતા અને ત્રીજે દિવસ કાળા થઈ જશે અને ચોથે દિવસ ખુદાની સઝા તમારી ઉપર આવી પડશે. પહેલી ત્રણ નિશાનીઓ જોવામાં આવવાથી તેઓએ હઝરત સાલેહને મારી નાંખવા માટે તેની શોધ કરી, પણ ખુદાએ તેને ફેલેસ્તીન મોકલી દઇ તેનું રક્ષણ કર્યું. પછી ગર્જનાનો ગગડાટ કે જે જેબ્રાઈલનો સાદ હતો તે સહિત એક સખત ધરતીકંપ તેમની ઉપર આવી પડયો જેથી તે સઘળા ઝમીન ઉપર ઘુંટણભર પડી ગયા. ત્યાર પછી આકાશમાંથી તેમની ઉપર આગે આવી તે સઘળાને બાળી નાંખ્યા.

قد جاءتكم بينة من ربكم هذه
ناقة الله لكم اية فذروها تاكل في
ارض الله ولا تمسوها بسوء فياخذكم
عذاب اليم ٧٣ واذكروا اذ جعلكم
خلفاء من بعد عاد وبواكم في الارض
تتخذون من سهولها قصورا وتنحتون
الجبال بيوتا فاذكروا الاء الله ولا تعثوا
في الارض مفسدين ٧٤

ખરેખર તમારી પાસે તમારા પરવરદેગાર તરફથી એક સ્પષ્ટ નિશાની આવી છે. આ ખુદાની સાંઢણી તમારે માટે એક નિશાની છે, માટે તેને રહેવાદયો કે તે ખુદાની ઝમીનમાં ચરે અને તેને કંઇ ઇજા પહોંચાડો નહિ, રખે તમને દુખઃદાયક સઝા વળગી પડે. ૭૩. અને યાદ કરો કે જ્યારે તેણે તમને આદની પછી તેમની જગ્યાપર મૂક્યા, અને પૃથ્વી ઉપર તમને રહેવાની જગ્યા આપી કે જેમાંની પોચી ઝમીન ઉપર તમે મહેલ બાંધાવો છો, અને પહાડોમાંથી ઘર કોતરી કાઢોછો, માટે ખુદાની બક્ષિશો યાદ કરો, અને પૃથ્વીમાં હદબહાર જઇ ફસાદ કરો નહિ. ૭૪.

અને કુરને લીધે તેને માનવાની અને એક ચમત્કાર બતાવવાનો આગ્રહ કરી હઝરત સાલેહને એવી દરખાસ્ત કરી કે તમે અમારી સાથે અમારા તહેવારની ઉજ્વણીમાં ચાલો. ત્યાં અમે અમારા ખુદાને બોલાવીશું. અને તમે તમારા ખુદાને બોલાવજો અને જેનો ખુદા જવાબ આપે તેની બંદગી કરવી એવું તેઓએ વચન આપ્યું. તે લોકોએ પોતાની મૂર્તિઓને લાંબા વખત સુધી બોલાવી અને જ્યારે કાંઈ વળ્યું નહિ, ત્યારે તેઓના સરદાર જોન્દા-બેન-અમ્રે એક ખડક જે પહાડમાં એકલોજ આવેલો હતો, અને જેનું નામ કસીબા હતું તેની તરફ ઇશારો કર્યો, અને તેમાંથી એક ભારેવગી સાંઢણી બહાર કાઢવાની હઝરત સાલેહ પાસે માગણી કરી, અને તેણે દ્રઢ વચન આપ્યું કે જો તમે આ કરો તો હું તમને માનું. તેના લોકોએ પણ તેવીજ રીતે હઝરત સાલેહને વચન આપ્યું. તે ઉપરથી હઝરત સાલેહે પોતાના પરવરદેગાર પાસે તે માગ્યું, અને તરતજ તે ખડકમાંથી સગર્ભા સ્ત્રીઓની પેઠે ઘણી વેણો આવ્યા પછી જોન્દાના માગ્યા પ્રમાણે એક સાંઢણી બહાર નીકળી અને તે સાંઢણીએ એક તરતનું ધાવણ છોડેલું બચ્ચું બહાર કાઢયું. કેટલાક કહે છે કે તે બચ્ચું સાંઢણી જેવડુંજ મ્હોટું હતું. જોન્દા તથા તેની સાથેના થોડા માણસોએ આ ચમત્કાર જોઇને હઝરત સાલેહને પેયગમ્બર તરીકે માન્યો, પણ તેમાંના ઘણા ખરા કાફરના કાફરજ રહ્યા.

قالوا اجئتنا لنعبد الله وحده ونذر ما كان
يعبد اباؤنا فاتنا بما تعدنا ان كنت من
الصادقين ٧٠ قال قد وقع عليكم من
ربكم رجس وغضب اتجادلونني في اسماء
سميتموها انتم واباؤكم ما نزل الله بها
من سلطان فانتظروا اني معكم من
المنتظرين ٧١ فانجيناه والذين معه برحمة
منا وقطعنا دابر الذين كذبوا باياتنا وما
كانوا مؤمنين ٧٢ والى ثمود اخاهم صالحا
قال يا قوم اعبدوا الله ما لكم من اله غيره

તેઓએ કહ્યું, કે શું તું અમારી પાસે એટલા માટે આવ્યો છે કે અમે એકજ ખુદાની બંદગી કરીએ અને જેની અમારા બાપદાદા બંદગી કરતા હતા તેને અમે તજી દઇએ? માટે જેની તું અમને બ્હીક બતાવે છે તે અમારી પાસે લાવ, જો તું સાચું બોલનારાઓમાંનો હો તો ૭૦. તેણે કહ્યું, ખરેખર તમારી ઉપર તમારા પરવરદેગાર તરફથી શિક્ષા અને કોપ આવી પડયો છે. શું તમે મ્હારી સાથે તે નામો વિષે તકરાર કરોછો * કે જે તમે અને તમારા બાપદાદાએ પાડયાં છે? તેને વિષે ખુદાએ કંઇ સાબેતી નીચે મોકલી નથી; માટે તમે (શિક્ષાની) રાહ જુઓ, અને હું પણ તમારી સાથે રાહજોનાર છું. ૭૧. પછી અમે તેને અને જેઓ તેની સાથે હતા તેમને, અમારી બક્ષિશથી બચાવ્યા, અને જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી તેઓને અમે મૂળમાંથીજ કાપી નાંખ્યા, અને તેઓ ઇમાનલાવનારાઓ નહોતા. ૭૨. અને સમુદની † પાસે અમે તેઓના ભાઇ સાલેહને (મોકલ્યો). તેણે કહ્યું, હે મ્હારા લોકો, ખુદાની બંદગી કરો તમારે માટે તેના સિવાય બીજો કોઇ ખુદા નથી.

---

આવ્યું હતું, કારણ કે તેઓનું ન્હાનામાં ન્હાનું કદ ૬૦ વાર હતું અને મ્હોટામાં મ્હોટું ૧૦૦ વાર હતું અને તેઓ અહકાફ ભૂમિમા રહેતા હતા.

* તેઓને ઘણી મૂર્તિઓ હતી. તેમાંની મુખ્ય ચાર મૂર્તિઓ સાકીયા, હાફિઝા, રાઝેકા, અને સાલેમા હતી. તેઓ એમ ધારતા કે આમાંની પહેલી મૂર્તિ તેમને વરસાદ આપે છે, બીજી તેમને સઘળી ઝાતનાં જોખમમાંથી બચાવે છે. ત્રીજી તેમને ખાવાનો ખોરાક આપે છે, અને ચોથી જ્યારે તેઓ માંદા પડે ત્યારે તેઓને સાજા કરી શફા આપે છે.

† "સમુદ" પણ અરબ લોકોની એક પ્રાચિન કોમ હતી, તેઓ હઝરત નુહના દીકરા સામના વંશમાંથી ઉતરેલા હતા. તેઓ હેજાઝ અને શામની વચ્ચે આવેલા મુલકમાં વસતા હતા, અને તેઓ પણ મૂર્તિપૂજક હતા. હઝરત સાલેહ કે જે સમુદની પાંચમી પેઢીએ દીકરો હતો, તેને તેઓને બોધ દેવા માટે મોકલવામાં આવ્યા હતા. આ કોમે પોતાની દોલત, સંખ્યા,

અને આદની પાસે અમે તેઓના ભાઇ હુદને* ( મોકલ્યો ). તેણે કહ્યું હે મ્હારા લોકો, ખુદાની બંદગી કરો, તેના સિવાય તમારે વાસ્તે બીજો કોઇ ખુદા નથી. શું તમે પરહિઝગારી કરતા નથી ? ૬૫. તેની કોમના આગેવાનો કે જેઓ કાફેર હતા તેઓએ કહ્યું કે ખરેખર ત્હારામાં અમે મૂર્ખાઇ જોઇએ છીએ, અને ખરેખર અમે તને જૂઠું બોલનાર ધારીએ છીએ. ૬૬. તેણે કહ્યું, હે મારા લોકો મ્હારામાં કાંઇ મૂર્ખાઇ નથી. પણ હું સર્વ સૃષ્ટિના પરવરદેગાર તરફથી એક પેયગમ્બર છું. ૬૭. હું મ્હારા પરવરદેગારના સંદેશા તમને પહોંચાડું છું, અને હું તમારો એક વિશ્વાસુ શિખામણ આપનાર છું. ૬૮. શું ત્યારે તમને અજબ લાગે છે કે તમારા પરવરદેગાર તરફથી તમારામાંના એક મનુષ્ય ઉપર સંદેશો આવે એટલા માટે કે તે તમને ચેતવણી આપે ? અને યાદ કરો કે જ્યારે નુહના લોકો પછી ખુદાએ તમને તેમની જગ્યા ઉપર વસનારા કર્યા અને તમારા શરીરમાં બળનો વધારો કર્યો.‡ માટે ખુદાની બક્ષિશો તમે સંભારો કે કદાચ્ તમને આગમાંથી છૂટકારો મળે. ૬૯.

وَإِلَىٰ عَادٍ أَخَاهُمْ هُودًا قَالَ يَاقَوْمِ اعْبُدُوا
اللَّهَ مَا لَكُم مِّنْ إِلَٰهٍ غَيْرُهُ أَفَلَا تَتَّقُونَ ٦٥
قَالَ الْمَلَأُ الَّذِينَ كَفَرُوا مِن قَوْمِهِ إِنَّا لَنَرَاكَ
فِي سَفَاهَةٍ وَإِنَّا لَنَظُنُّكَ مِنَ الْكَاذِبِينَ ٦٦
قَالَ يَاقَوْمِ لَيْسَ بِي سَفَاهَةٌ وَلَٰكِنِّي رَسُولٌ
مِّن رَّبِّ الْعَالَمِينَ ٦٧ أُبَلِّغُكُمْ رِسَالَاتِ
رَبِّي وَأَنَا لَكُمْ نَاصِحٌ أَمِينٌ ٦٨ أَوَعَجِبْتُمْ أَن
جَاءَكُمْ ذِكْرٌ مِّن رَّبِّكُمْ عَلَىٰ رَجُلٍ مِّنكُمْ
لِيُنذِرَكُمْ وَاذْكُرُوا إِذْ جَعَلَكُمْ خُلَفَاءَ مِن
بَعْدِ قَوْمِ نُوحٍ وَزَادَكُمْ فِي الْخَلْقِ بَصْطَةً
فَاذْكُرُوا آلَاءَ اللَّهِ لَعَلَّكُمْ تُفْلِحُونَ ٦٩

* હઝરત નુહના દીકરા સામના વંશમાંથી હઝરત હુદ ઉતરેલા હતા. કેટલાક કહે છે કે આદ હઝરત હુદનો દાદો હતો, પણ ઇતિહાસ લખનારાઓ તેને આબેરનું નામ આપીને સામનો પૌત્ર કહે છે. આદની કોમના માણસો ઘણા ઉંચા કદના અને બળવાન્ હતા, અને તે વખતે દુનિઆ ઉપર આ કોમ કરતાં બીજી કોઇ કોમ વધારે મ્હોટી નહોતી. તેઓ ઘણાજ પૈસાદાર હતા, અને તેઓ મૂર્તિપૂજક હતા. તેમને ધર્મબોધ કરવા માટે હઝરત હુદને મોકલવામાં આવ્યા હતા. અને તેની પૂરેપૂરી હકીકત માટે હુદની સુરા જુઓ.

‡ એટલે કે ખુદાએ તમને ઘણુંજ બળ આપ્યું છે અથવા તમને બીજાઓ ઉપર સત્તાવાન કર્યા છે. પણ કેટલાક કહે છે કે આનો અર્થ એ છે કે તેઓને ઘણુંજ લાંબું કદ આપવામાં

لقد ارسلنا نوحا الى قومه فقال يا قوم
اعبدوا الله ما لكم من اله غيره انى اخاف
عليكم عذاب يوم عظيم ٥٩ قال الملا
من قومه انا لنريك فى ضلال مبين ٦٠
قال يا قوم ليس بى ضلالة ولكنى رسول
من رب العالمين ٦١ ابلغكم رسالات ربى
وانصح لكم واعلم من الله ما لا تعلمون ٦٢
اوعجبتم ان جاءكم ذكر من ربكم على
رجل منكم لينذركم ولتتقوا ولعلكم
ترحمون ٦٣ فكذبوه فانجيناه والذين معه
فى الفلك واغرقنا الذين كذبوا باياتنا
انهم كانوا قوما عمين ٦٤

ખરેખર અમે નુહને* તેની કોમ તરફ મોકલ્યો ત્યારે તેણે કહ્યું કે હે મ્હારા લોકો, ખુદાની બંદગી કરો. તેના સિવાય તમારે બીજો કોઇ ખુદા નથી. ખરેખર હું મહા દિવસની શિક્ષાથી તમારે માટે બ્હીઉં છું. ૫૯. તેના લોકોના સરદારોએ કહ્યું, ખરેખર અમે તને ચોખ્ખી ભૂલમાં જોઇએ છીએ. ૬૦. નુહે કહ્યું, હે લોકો મ્હારી કંઇ ભુલ નથી પણ હું સર્વ સૃષ્ટિના પાળક તરફથી એક પેયગમ્બર છું. ૬૧. અને હું મ્હારા પરવરદેગારના સંદેશા તમને પહોંચાડું છું, અને તમને શિખામણ આપું છું, અને જે તમે જાણુતા નથી તે હું ખુદા પાસેથી જાણુંછું. ૬૨. શું તમે આશ્ચર્ય પામોછો કે તમારા પરવરદેગાર તરફથી તમારામાંના એક મનુષ્ય ઉપર ખુદાનો સંદેશો આવે એટલા માટે કે તે તમને ચેતવણી આપે અને એટલા માટે કે તમે પરહિઝગાર થાઓ અને કદાચ્ તમારી ઉપર દયા થાય? ૬૩. પછી તેઓએ તેને જૂઠો કહ્યો. પછી અમે તેને અને જેઓ તેની સાથે વહાણમાં હતા તેમને બચાવ્યા, અને જેઓએ અમારી નિશાનીઓ જૂઠી કહી તેઓને અમે ડુબાવ્યા. ખરેખર તેઓ આંધળા લોકો હતા. ૬૪.

* હઝરત નુહ માલેકના દીકરા હતા, માલેક મતુશલ્ખનો દીકરો હતો, અને મતુશલ્ખ હઝરત એદ્રીસનો દીકરો હતો. જ્યારે તેને ધર્મોપદેશ કરવાને મોકલવામાં આવ્યા ત્યારે તેની ઉમર ૫૦ વરસની હતી. તેણે ૧૦૫૦ વરસ સુધી ઉપદેશ કર્યો પણ ઘણાજ થોડા માણસોએ તેને માન્યા. તેણે એક વહાણ બનાવ્યું અને જે માણસો તેના ઉપર ઇમાન લાવ્યા તેઓને લઇને તે તે વહાણમાં બેઠા અને તોફાનમાંથી બચ્યા. હઝરત નુહના પૂરેપૂરા વૃત્તાંત માટે ૧૨ મું પ્રકરણ જુઓ.

પછી, તેણે અર્શ (પેદા કરવા) નો કસ્દ કર્યો.* ખુદા દિવસને રાત વડે ઢાંકી દે છે, તે તેની પાછળ ઉતાવળી દોડતી આવે છે, અને સૂર્ય અને ચંદ્ર અને તારાઓ તેના હોકમને આધીન થએલા છે. જાણો, પેદાકરવાનું અને હોકમ તેનાંજ છે. અલ્લાહ મહાન્ છે કે જે સર્વ સૃષ્ટિનો પાળક છે. ૫૪. તમારા પરવરદેગારની નમ્રતાપૂર્વક અને ખાનગી રીતે બંદગી કરો. ખરેખર તે હદબહાર જનારને ચાહતો નથી. ૫૫. અને પૃથ્વીમાં સુધારો થયા પછી તેમાં ફસાદ કરો નહિ, અને બ્હીક અને આશાથી તેની બંદગી કરો. ખરેખર ખુદાની રહમત સુકૃત્ય કરનારાઓની નજદિક છે. ૫૬. અને ખુદા તેજ છે કે જે પવનને સારા સમાચાર આપનાર તરીકે પોતાની દયા (વરસાદ) અગાઉ મોકલી આપે છે; છેવટે જ્યારે તે ભારે વાદળાંને ઉંચકી લઇ જાય છે ત્યારે તેને અમે મુએલા (સૂકાઈ ગયેલા) દેશ ભણી હાંકીએ છીએ. પછી તેમાંથી અમે પાણી નીચે મોકલીએ છીએ, પછી તેવડે અમે દરેક જાતનાં ફળો બહાર લાવીએ છીએ. આ પ્રમાણે અમે મુએલાંને સંજીવન કરી બહાર લાવીએ છીએ કે કદાચ્ તમે શિખામણ લ્યો. ૫૭. અને પાક (ફળદ્રુપ) ઝમીન પોતાનો ભાજીપાલો પોતાના પરવરદેગારની પરવાનગીથી બહાર લાવે છે, અને જે ઝમીન નાપાક છે તે ન્યૂન સિવાય વધારે બહાર લાવતી નથી. આ પ્રમાણે જે લોકો ઉપકાર માને છે તે લોકો માટે અમે અમારી આયાતનું જુદા જુદા પ્રકારમાં વર્ણન આપીએ છીએ. ૫૮.

ثم استوى على العرش يغشى الليل النهار
يطلبه حثيثا والشمس والقمر والنجوم
مسخرات بامره الا له الخلق والامر
تبارك الله رب العالمين ٥٤ ادعوا ربكم
تضرعا وخفية انه لا يحب المعتدين ٥٥
ولا تفسدوا فى الارض بعد اصلاحها
وادعوه خوفا وطمعا ان رحمت الله قريب
من المحسنين ٥٦ وهو الذى يرسل الرياح
بشرا بين يدى رحمته حتى اذا اقلت سحابا
ثقالا سقناه لبلد ميت فانزلنا به الماء فاخرجنا
به من كل الثمرات كذلك نخرج الموتى لعلكم
تذكرون ٥٧ والبلد الطيب يخرج نباته
باذن ربه والذى خبث لا يخرج الا نكدا
كذلك نصرف الايات لقوم يشكرون ٥٨

---

તે એક ક્ષણમાંજ કરવાને શક્તિમાન હતો, પણ આ તો માણસોને તેઓનાં કામ બજાવવામાં ઉતાવળાં નહિ થવાને એક શિખામણ છે. * આને માટે બીજા પ્રકરણનું ૨૯ મી આયાતનું ટિપ્પણ જુઓ.

الذين اتخذوا دينهم لهوا ولعبا و غرتهم
الحيوة الدنيا فاليوم ننسيهم كما نسوا لقاء
يومهم هذا وما كانوا بآياتنا يجحدون ٥١
ولقد جئناهم بكتاب فصلناه على علم هدى
ورحمة لقوم يؤمنون ٥٢ هل ينظرون
الا تاويله يوم ياتي تاويله يقول الذين
نسوه من قبل قد جاءت رسل ربنا بالحق
فهل لنا من شفعاء فيشفعوا لنا او نرد
فنعمل غير الذى كنا نعمل قد خسروا
انفسهم وضل عنهم ما كانوا يفترون ٥٣
ان ربكم الله الذى خلق السموات
والارض فى ستة ايام

કે જેઓએ પોતાનો ધર્મ એક ગમત અને રમત તરીકે ગણ્યો, અને જેઓને આ દુનિયાની ઝિંદગીએ છેતર્યા; માટે આ દિવસે અમે તેઓને ભૂલી જઇશું. ( આગમાં રહેવા દઇશું ) જેમ તેઓ આ દિવસની મોલાકાત ભૂલી ગયા હતા. અને તેઓ અમારી નિશાનીઓનો એનકાર કરતા હતા. **૫૧.** અને ખરેખર અમે તેઓને માટે એક કેતાબ લાવ્યા છીએ કે જેમાં અમે જ્ઞાનપૂર્વક સર્વ ચીઝોનું વિગતવાર વર્ણન આપ્યું છે. તે જે કોમ ઇમાન લાવે છે તેને માટે એક રસ્તો બતાવનાર અને બક્ષિશ છે. **૫૨.** શું તેઓ તેના તઅવીલ‡ ( પરિણામ ) સિવાય બીજી કંઇ રાહ જુએ છે ? જે દિવસે તેનું પરિણામ આવશે તે દિવસે જેઓ અગાઉથી તે ભૂલી ગયા હતા તેઓ કહેશે કે ખરેખર અમારા પરવરદેગારના પેયગમ્બરો સત્યસહિત આવ્યા હતા. હવે અમારે માટે કોઇ ભલામણ કરનાર છે કે જે અમારે માટે ભલામણ કરે ? અથવા અમને પાછા મોકલવામા આવશે કે જેથી જે અમે કર્યું છે તેનાથી અમે ઉલટું કરીએ. ખરેખર તેઓએ પોતાના જીવને નુકસાન કર્યું છે અને જે જૂઠ તેઓ ઘડી કાઢતા હતા તે તેઓની પાસેથી ગુમ થશે. **૫૩.** ખરેખર તમારો પરવરદેગાર અલ્લાહ તેજ છે કે જેણે આકાશો અને પૃથ્વી છ દિવસમાં* પેદા કર્યા

ખુદા આ ગરીબ મોમેનો અને ભરવાડો જેવા કે અમ્માર, બેલાલ, સોહૈબ વગેરેને બેહેસ્તમાં દાખલ કરશે નહિ. અહિંઆં જ્યારે તેઓ તેમને અઅરાફ ઉપર જુએ છે ત્યારે તેઓને કહેવામાં આવે છે કે જેને વિષે તમે સોગંદ ખાતા હતા કે તેઓ સ્વર્ગમાં દાખલ થશે નહિ તેઓ આ માણસ છે

‡ અહિં "તઅવીલ" એટલે કોરઆનમાં લખેલી ધમકીઓ અને વાયદા અને સદ્દગુણી માણસોને બદલો આપવો, અને પાપીઓને શિક્ષા કરવી, આ સઘળું અમલમાં મૂકાશે.

* એટલે કે ૭ દિવસ જેટલા વખતમાં ખુદાએ તે સઘળુ પેદા કર્યું; અગર જો કે તેનો

وَاِذَا صُرِفَتْ اَبْصَارُهُمْ تِلْقَآءَ اَصْحَابِ النَّارِ
قَالُوْا رَبَّنَا لَا تَجْعَلْنَا مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ٤٧
وَنَادٰى اَصْحَابُ الْاَعْرَافِ رِجَالًا يَّعْرِفُوْنَهُمْ
بِسِيْمٰهُمْ قَالُوْا مَا اَغْنٰى عَنْكُمْ جَمْعُكُمْ وَمَا
كُنْتُمْ تَسْتَكْبِرُوْنَ ٤٨ اَهٰؤُلَآءِ الَّذِيْنَ
اَقْسَمْتُمْ لَا يَنَالُهُمُ اللّٰهُ بِرَحْمَةٍ اُدْخُلُوا الْجَنَّةَ
لَا خَوْفٌ عَلَيْكُمْ وَلَا اَنْتُمْ تَحْزَنُوْنَ ٤٩
وَنَادٰى اَصْحَابُ النَّارِ اَصْحَابَ الْجَنَّةِ اَنْ
اَفِيْضُوْا عَلَيْنَا مِنَ الْمَآءِ اَوْ مِمَّا رَزَقَكُمُ اللّٰهُ
قَالُوْا اِنَّ اللّٰهَ حَرَّمَهُمَا عَلَى الْكٰفِرِيْنَ ٥٠

અને જ્યારે તેઓની નજર આગમાં રહેનારાઓ ઉપર પડશે ત્યારે તેઓ કહેશે કે હે અમારા પરવરદેગાર, અમને ઝાલમગાર લોકો સાથે મૂક નહિ. ૪૭. અને અઅ્રાફ ઉપર રહેનારાઓ, તે પુરૂષો કે જેઓને તેઓ ચહેરાનાં ચિન્હો ઉપરથી ઓળખે છે તેઓને પોકારી કહેશે કે તમારી સંગ્રહ કરેલી દોલતે, તેમજ જે આપવડાઇ તમે કરતા હતા તેણે, તમને કંઇ ફાયદો કર્યો નહિ. ૪૮. શું આ લોકો તેઓજ છે કે જેઓને વિષે તમે કસમ ખાતા હતા § કે ખુદા તેઓની ઉપર કદી રહમત કરશે નહિ? (ખુદા તેઓને કહેશે) તમે બેહેશ્તમાં દાખલ થાઓ. તમારી ઉપર કંઇ ધાસ્તી નથી, અને તેમજ તમે દિલગીર થશો નહિ. ૪૯. અને આગના રહેવાસીઓ બેહેશ્તની વાડીના રહેવાસીઓને પોકારી કહેશે કે અમારી ઉપર પાણી અથવા ખુદાએ જે તમને રૂઝી આપી છે તેમાંથી નાંખો. તેઓ કહેશે કે ખુદાએ તે બન્ને ચીઝ કાફેરો માટે હરામ કરી છે, ૫૦.

---

જન્નતના માણસોને તેઓના સફેદ ચહેરા ઉપરથી ઓળખી શકે છે, અને દુઝખમાં રહેનારાઓને તેઓના કાળા મોઢા ઉપરથી ઓળખી કાઢે છે. આ જગ્યાએ રહેનારાઓ સંબંધી જુદી જુદી હદીસો તેમજ તફસીર લખનારાઓમાં જુદા જુદા મત છે. કેટલાક કહે છે કે તેઓ પેયગમ્બરો છે કે જેઓ પોતાની કોમનાં સદગુણી અને દુષ્ટ માણસોને તે જગ્યા ઉપરથી જોઈ શકે છે. બીજા કહે છે કે તેઓ શહીદો (ધર્મયુધ્ધમાં મરાઈ ગયેલા માણસો) અથવા તો મોમેનો છે કે જેઓ બેહેસ્તમાં પોતાને માટે તૈયાર કરેલા મહેલો અને દુઝખનાં દુઃખો કે જેમાંથી પોતે બચી ગયા છે તે જોઈ શકે છે, ત્રીજો મત એ છે કે જેઓનાં સારાં અને નરસાં કૃત્યો સરખાં છે અને તેથી જેઓ બેહેસ્તનો બદલો મેળવવાને તેમજ દુઝખની શિક્ષાને પણ લાયક નથી તેવા લોકો ત્યાં રહે છે. આ ઉપરાંત તફસીર લખનારાઓના બીજા કેટલાક મત છે.

§ અબુ-જહલ અને વલીદ-મોધીરા જેવા મુર્તિપુજકોમાંના આગેવાનો સોગંદ ખાઈને કહેતા

وَنَزَعْنَا مَا فِي صُدُورِهِمْ مِنْ غِلٍّ تَجْرِي مِنْ
تَحْتِهِمُ الْأَنْهَارُ وَقَالُوا الْحَمْدُ لِلَّهِ الَّذِي هَدَانَا
لِهَٰذَا وَمَا كُنَّا لِنَهْتَدِيَ لَوْلَا أَنْ هَدَانَا اللَّهُ
لَقَدْ جَاءَتْ رُسُلُ رَبِّنَا بِالْحَقِّ وَنُودُوا أَنْ
تِلْكُمُ الْجَنَّةُ أُورِثْتُمُوهَا بِمَا كُنْتُمْ تَعْمَلُونَ ٤٣
وَنَادَىٰ أَصْحَابُ الْجَنَّةِ أَصْحَابَ النَّارِ أَنْ قَدْ
وَجَدْنَا مَا وَعَدَنَا رَبُّنَا حَقًّا فَهَلْ وَجَدْتُمْ مَا وَعَدَ
رَبُّكُمْ حَقًّا قَالُوا نَعَمْ فَأَذَّنَ مُؤَذِّنٌ بَيْنَهُمْ أَنْ لَعْنَةُ
اللَّهِ عَلَى الظَّالِمِينَ ٤٤ الَّذِينَ يَصُدُّونَ عَنْ سَبِيلِ
اللَّهِ وَيَبْغُونَهَا عِوَجًا وَهُمْ بِالْآخِرَةِ كَافِرُونَ ٤٥
وَبَيْنَهُمَا حِجَابٌ وَعَلَى الْأَعْرَافِ رِجَالٌ
يَعْرِفُونَ كُلًّا بِسِيمَاهُمْ وَنَادَوْا أَصْحَابَ الْجَنَّةِ أَنْ
سَلَامٌ عَلَيْكُمْ لَمْ يَدْخُلُوهَا وَهُمْ يَطْمَعُونَ ٤٦

અને અમે તેઓનાં હૃદયમાં જે વેરભાવ છે તે કાઢી નાંખીશું; તેઓની (ઇમારત) નીચે નદીઓ વહે છે, અને તેઓ કહેશે કે વખાણ ખાસ ખુદાનાંજ છે કે જેણે આ તરફ અમને રસ્તો બતાવ્યો છે, અને અમે અમારી મેળે કદી તે રસ્તો મેળવ્યો નહોત, જો ખુદાએ અમને તે રસ્તો બતાવ્યો નહોત. ખરેખર અમારા પરવરદેગારના પેયગમ્બરો સત્યસહિત અમારી પાસે આવ્યા હતા. અને તેઓને પોકારી કહેવામાં આવશે કે આ તમારે વાસ્તે બેહેશ્ત છે, જે તમે કરતા હતા તેને માટે તે તમને વારસામાં આપવામાં આવ્યું છે. ૪૩. અને જન્નતના રહેનારાઓ આગના રહેનારાઓને પોકારી કહેશે કે ખરેખર અમારા પરવરદેગારે જે અમને વચન આપ્યું હતું તે અમને મળ્યું, ત્યારે તમારા પરવરદેગારે જે ખરેખર વચન આપ્યું હતું તે તમને મળયું છે? તેઓ કહેશે હા. પછી તેઓની વચ્ચે એક પોકારનાર પોકારી† કહેશે કે ખુદાની લઅનત ઝોલમગારો ઉપર છે, ૪૪. કે જેઓ ખુદાને રસ્તેથી માણસોને અટકાવતા હતા અને તેમાં વાંકુંચુંકું શોધતા હતા અને તેઓ કયામતના દિવસ ઉપર ઇમાન લાવતા નહોતા. ૪૫. અને તે બન્ને ( બેહેશ્ત અને દુઝખ ) ની વચ્ચે એક પડદો છે અને અઅ્‌રાફ* ઉપર કેટલાક માણસો છે તેઓ તે સઘળાને તેઓના ચહેરાનાં ચિન્હો ઉપરથી ઓળખે છે, અને તેઓ બેહેશ્તની વાડીમાં રહેનારાઓને પોકારી કહેશે કે તમારી ઉપર સલામ. તેઓ તેમાં દાખલ (હજુ) થયા નથી અને તેઓ આશા રાખે છે. ૪૬.

† એવું કહેવામાં આવ્યું છે કે પોકારનાર તે એસરાફીલ ફેરેસ્તોછે, કે જે તેમને બૂમ પાડીને બોલાવશે.

* આ બેહેસ્ત અને દુઝખ વચ્ચેની એક ઉચી દિવાર છે. તે " અઅરાફ " કહેવાય છે. અને તે શબ્દ"અરફા" એટલે "જાણવું" તેમાંથી આવેલો છે; કારણ કે તે દિવાર ઉપર રહેનારાઓ

رَبَّنَا هٰؤُلَاءِ اَضَلُّونَا فَاٰتِهِمْ عَذَابًا
ضِعْفًا مِّنَ النَّارِ قَالَ لِكُلٍّ ضِعْفٌ وَّلٰكِنْ
لَّا تَعْلَمُوْنَ ٣٨ وَقَالَتْ اُوْلٰىهُمْ لِاُخْرٰىهُمْ فَمَا
كَانَ لَكُمْ عَلَيْنَا مِنْ فَضْلٍ فَذُوْقُوا الْعَذَابَ
بِمَا كُنْتُمْ تَكْسِبُوْنَ ٣٩ اِنَّ الَّذِيْنَ كَذَّبُوْا
بِاٰيٰتِنَا وَاسْتَكْبَرُوْا عَنْهَا لَا تُفَتَّحُ لَهُمْ اَبْوَابُ
السَّمَاءِ وَلَا يَدْخُلُوْنَ الْجَنَّةَ حَتّٰى يَلِجَ الْجَمَلُ فِيْ
سَمِّ الْخِيَاطِ وَكَذٰلِكَ نَجْزِى الْمُجْرِمِيْنَ ٤٠
لَهُمْ مِّنْ جَهَنَّمَ مِهَادٌ وَّمِنْ فَوْقِهِمْ غَوَاشٍ
وَكَذٰلِكَ نَجْزِى الظّٰلِمِيْنَ ٤١ وَالَّذِيْنَ اٰمَنُوْا
وَعَمِلُوا الصّٰلِحٰتِ لَا نُكَلِّفُ نَفْسًا اِلَّا وُسْعَهَا
اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ٤٢

કે હે અમારા પરવરદેગાર, આજ લોકો અમને આડે માર્ગે લઇ ગયા છે, માટે તેઓને આગની બેવડી શિક્ષા આપ.‡ ખુદા કહેશે કે દરેકને માટે બેવડી છે, પણ તમે જાણતા નથી. ૩૮. અને તેમનામાંના પહેલાઓ (આગેવાનો) છેલ્લાઓ (તાબેદારો) ને કહેશે કે તમારે માટે અમારી ઉપર કંઇ શ્રેષ્ઠતા નથી, માટે જે તમે કમાતા હતા તેને લીધે શિક્ષા ચાખો. ૩૯. ખરેખર જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી છે, અને તેમના તરફથી મગરૂરીને લીધે ફરી ગયા છે તેઓને માટે આકાશનાં બારણાં ઉઘાડવામાં આવશે નહિ,* અને તેઓ બેહેસ્તની વાડીઓમાં દાખલ થશે નહિ જ્યાંસુધી ઊંટ સોયના નાકામાં પેસે,§ અને આ પ્રમાણે પાપીઓને અમે સઝા કરીએ છીએ. ૪૦. તેમને માટે દુઝખની આગની પથારી છે, અને તેમની ઉપર (આગનું) ઢાંકણ છે, અને આ પ્રમાણે ઝોલમગારોને અમે સઝા આપીએ છીએ. ૪૧. પણ જેઓએ ઇમાન આણ્યું છે અને સારાં કામ કર્યાં છે,—અમે કોઇ જીવને તેના ગજા ઉપરાંત તકલીફ કરતા નથી—તેઓ બેહેસ્તના રહેવાસીઓ છે, તેઓ તેમાં નિરંતર રહેનાર છે. ૪૨.

‡ એટલે કે તેઓના પોતાના ગોનાહ માટે એક શિક્ષા, અને બીજાના ગુનાહનું કારણ થવા માટે બીજી શિક્ષા.

* એટલે કે જ્યારે તેઓના આત્મા મરણ પછી ઉંચે આકાશમાં જશે ત્યારે તેઓને જવા દેવામાં આવશે નહિ, પણ સેજ્જીન કે જે સાતમી પૃથ્વીની નીચે છે તેમાં તેઓને નાંખી દેવામાં આવશે.

§ કારણ કે આ કદી બનવાનું નથી તેથી તેઓ કદી બેહેસ્તમાં દાખલ થનાર નથી.

يابنى ادم اما يأتينكم رسل منكم يقصون
عليكم اياتى فمن اتقى واصلح فلا خوف
عليهم ولاهم يحزنون ٣٥ والذين كذبوا
باياتنا واستكبروا عنها اولئك اصحاب
النار هم فيها خالدون ٣٦ فمن اظلم ممن
افترى على الله كذبا او كذب باياته اولئك
ينالهم نصيبهم من الكتاب حتى اذا
جاءتهم رسلنا يتوفونهم قالوا اين ما
كنتم تدعون من دون الله قالوا ضلوا عنا
وشهدوا على انفسهم انهم كانوا كافرين ٣٧
قال ادخلوا فى امم قد خلت من قبلكم من
الجن والانس فى النار كلما دخلت امة
لعنت اختها حتى اذا اداركوا فيها جميعا
قالت اخريهم لاوليهم

હે આદમના છોકરાઓ, જ્યારે તમારી પાસે તમારામાંથી પેયગમ્બરો આવે છે કે જેઓ મ્હારી આયાત તમને વાંચી સંભળાવે છે ત્યારે જેણે પરહીઝગારી કરી છે અને પોતાનાં કામ સુધાર્યાં છે તેઓને કંઇ ધાસ્તી નથી અને તેઓ દિલગીર થશે નહિ. ૩૫. પણ જેઓએ અમારી આયાતને જૂઠી કહી છે, અને મગરૂરી બતાવીને તેનાથી મ્હોં ફેરવ્યું છે તેઓ આગમાં રહેનારા છે; તેઓ તેમાં સદાકાળ રહેનારા છે. ૩૬. ત્યારે તેના કરતાં વધારે ઝોલમગાર કોણ છે કે જેણે ખુદા વિષે જૂઠાણું ઘડી કાઢયું છે, અથવા તેની આયાતને જૂઠી કહી છે? આવા માણસોને કેતાબમાં (લખેલો) તેઓનો પોતાનો ભાગ મળશે. છેવટે જ્યારે અમારા મોકલેલા ફેરેશ્તાઓ તેઓની પાસે આવશે કે તેઓ તેઓનો જીવ લે ત્યારે તેઓ કહેશે કે તમે ખુદા સિવાય જે બીજાને બોલાવતા હતા તે ક્યાં છે? તેઓ કહેશે કે તેઓ અમારી પાસેથી ગુમ થઇ ગયા છે; અને તેઓ પોતાની વિરૂધ્ધ સાક્ષી પૂરશે કે ખરેખર તેઓ કાફેર હતા. ૩૭. તે (ફેરેશ્તાઓ) કહેશે કે જેન્ન અને મનુષ્ય પ્રજાઓ જે તમારી અગાઉ ચાલી ગઇ છે તેમની અંદર તમે આગમાં દાખલ થાઓ. જ્યારે કોઇ ઉમ્મત તેમાં દાખલ થશે ત્યારે તે પોતાના ધર્મભાઇઓને લઅનત કરશે.* છેવટે જ્યારે તેઓ સઘળા તેમાં એક બીજાને મળે છે ત્યારે તેમનામાંના છેલ્લાઓ ( તાબેદારો ) પહેલાઓ ( આગેવાનો ) વિષે કહેશે

* એટલે કે તેઓ પોતાના ધર્મ ભાઇઓને તથા ધર્મના આગેવાનોને પોતાને પાપમાં અને અધર્મમાં દોરવા માટે શાપ દેશે.

દરેક મસ્જેદમાં જતાં તમારો શંગાર લ્યો (શોભિતાં વસ્ત્રો પહેરો)‡ અને ખાઓ અને પીઓ અને ઉડાવો નહિ, ખરેખર ખુદા ઉડાઉને ચાહતો નથી. ૩૧. કહે, કે ખુદાએ મુકરર કરેલાં શોભિતાં વસ્ત્રો કે જે તે પોતાના બંદા માટે બહાર લાવ્યો છે. અને ખોરાકમાંની પાક ચીઝો કોણે હરામ કરી છે? કહે, તે ચીઝો જેઓ ઇમાન લાવ્યા છે તેઓને માટે આ દુનિયામાં છે, (પણ) આવતી ઝિંદગીની નેઅમતો કયામતને દિવસે ખાસ § તેઓને માટે છે. આ પ્રમાણે અમે આયાતનું જે કોમ જાણે છે તેને માટે વર્ણન આપીએ છીએ. ૩૨. કહે મ્હારા પરવરદેગારે માત્ર નીચ કામો, જોઇએ તો તેમાંનાં ઉઘાડાં હોય કે છુપાં હોય તે હરામ કર્યાં છે; અને તેમજ નાફરમાનીને અને નાહક ઝોલમ કરવાને, અને જે વિષે ખુદાએ કંઇ સાબેતી નીચે મોકલી નથી તે તમે ખુદા સાથે શરીક કરો તેને, અને ખુદા વિષે જે તમે જાણતા નથી તે તમે બોલો તેને, (હરામ કર્યું છે). ૩૩. અને દરેક ઉમ્મત માટે ચોક્કસ વખત છે. પછી જ્યારે તેઓનો નીમેલો વખત આવશે, ત્યારે તેઓ એક ઘડી પણ તેને પાછળ મૂકી શકશે નહિ, તેમજ આગળ લાવી શકશે નહિ. ૩૪.

خذوا زينتكم عند كل مسجد وكلوا
واشربوا ولا تسرفوا انه لا يحب
المسرفين ٣١ قل من حرم زينة الله التي
اخرج لعباده والطيبات من الرزق قل
هي للذين امنوا في الحيوة الدنيا خالصة
يوم القيمة كذلك نفصل الايات لقوم
يعلمون ٣٢ قل انما حرم ربي الفواحش
ماظهر منها ومابطن والاثم والبغي بغير
الحق وان تشركوا بالله مالم ينزل به سلطانا
وان تقولوا على الله مالا تعلمون ٣٣
ولكل امة اجل فاذا جاء اجلهم
لا يستاخرون ساعة ولا يستقدمون ٣٤

તે એક ઝાતનું પુણ્ય છે અને તેથી આ ફકરો વઘ્ય કરવામાં આવ્યો.

‡ આ ઠેકાણે જે પ્રમાણે હદીસમાં લખેલું છે તે પ્રમાણે જ્યારે મુસલમાનો બંદગી કરવા માટે મસ્જેદમાં જાય ત્યારે તેઓને પોતાનો ખુદા કે જેની સામે પોતાને હાઝર થવાનું છે તેની મહત્તાના માનની ખાતર ઉત્તમ પોશાક પેહરવાનું ફરમાન કરવામાં આવ્યું છે.

§ એટલે કે, આ ઝિંદગીમાં સુખો મૂળમાંતો મોમેનો માટે છે અને કાફેરોને પણ તે આપવામાં આવે છે. પણ કાફેરો માટે આવતી ઝિંદગીના સુખોમાં કાંઇ ભાગ નથી, અને તે ખાસ મોમેનો માટેજ છે.

હે આદમના છોકરાઓ, (ચેતો) કે શેતાન તમને ભૂલ ખવરાવે નહિ. જેમ તેણે તમારાં માબાપને બેહેશ્તની વાડીમાંથી બહાર કાઢયાં; તેણે તેઓ બન્નેનો પોશાક તેઓની ઉપરથી કાઢી લીધો એટલા માટે કે તે તેઓ બન્નેની એબ તેઓ બન્નેને દેખાડે. ખરેખર શેતાન અને તેની ટોળી તમને જુએ છે એવે ઠેકાણેથી કે તમે તેઓને જોઇ શકશો નહિ. ખરેખર અમે શેતાનોને, જેઓ ઇમાન લાવતા નથી તેઓને માટે, મિત્રો બનાવ્યા છે. ૨૭. અને જ્યારે તેઓ ( કાફેરો ) નીચ કામ કરે છે ત્યારે તેઓ કહે છે કે અમારા બાપદાદાને પણ તેમ કરતાં અમે જોયા છે, અને ખુદાએ તે કામનો અમને હોકમ કર્યો છે. કહે ખરેખર ખુદા નીચ કામ ફરમાવતો નથી. શું તમે જે નથી જાણતા તે તમે ખુદા વિષે બોલોછો? ૨૮. કહે મ્હારા પરવરદેગારે એનસાફ કરવા મને હોકમ કર્યો છે. અને તમે તમારૂં મ્હોં દરેક મસ્જેદમાં (કઅબા તરફ) સિધું રાખો, અને ખુદાને માટે શુધ્ધ ધર્મ રાખી તેની બંદગી કરો. જેમ તેણે તમને પેહેલેથીજ પેદા કર્યા, તેમ તમે પાછા જશો. ૨૯. એક ફેરકાને તેણે ખરો રસ્તો બતાવ્યો છે અને બીજો ફેરકો ખોટા માર્ગને યોગ્ય થયો છે, (કારણ કે) તેઓએ ખુદા સિવાય શેતાનોને દોસ્ત તરીકે લીધા છે, અને તેઓ એમ ધારે છે કે તેઓ ખરે રસ્તે દોરવાયા છે. ૩૦. હે આદમના છોકરાઓ, *

يابنى ادم لا يفتننكم الشيطان كما اخرج
ابويكم من الجنة ينزع عنهما لباسهما
ليريهما سواتهما انه يريكم هو وقبيله من
حيث لا ترونهم انا جعلنا الشياطين اولياء
للذين لا يؤمنون ٢٧ واذا فعلوا فاحشة
قالوا وجدنا عليها اباءنا والله امرنا بها قل
ان الله لا يامر بالفحشاء اتقولون على الله
مالا تعلمون ٢٨ قل امر ربى بالقسط
واقيموا وجوهكم عند كل مسجد وادعوه
مخلصين له الدين كما بداكم تعودون ٢٩
فريقا هدى وفريقا حق عليهم الضلالة
انهم اتخذوا الشياطين اولياء من دون الله
ويحسبون انهم مهتدون ٣٠ يا بنى ادم

* બનુ-સકીફની કોમ તથા બીજા કેટલાક મૂર્તિપૂજકો, પુરૂષો અને સ્ત્રીઓ, બન્ને સાથેજ નવસ્ત્રાં મકકાની પ્રદક્ષિણા કરતા હતા; અને બનુ-આમેરે હજ્જની ક્રિયા વખતે ઘણુંજ થોડું ખાધું હતું, અને માંસ કે સ્વાદિષ્ટ ખોરાક તેઓએ બીલકુલ લીધો નહોતો, એવું ધારીને કે

فدليهما بغرور فلما ذاقا الشجرة بدت
لهما سواتهما وطفقا يخصفان عليهما من
ورق الجنة وناديهما ربهما الم انهكما عن
تلكما الشجرة واقل لكما ان الشيطان
لكما عدو مبين ٢٢ قالا ربنا ظلمنا انفسنا
وان لم تغفرلنا وترحمنا لنكونن من
الخاسرين ٢٣ قال اهبطوا بعضكم لبعض
عدو ولكم فى الارض مستقر ومتاع
الى حين ٢٤ قال فيها تحيون وفيها تموتون
ومنها تخرجون ٢٥ يابنى ادم قد انزلنا
عليكم لباسا يوارى سواتكم وريشا
ولباس التقوى ذلك خير ذلك من ايات
الله لعلهم يذكرون ٢٦

પછી તેણે તે બન્નેને છેતરપીંડીથી નીચે ઉતાર્યા. પછી જ્યારે તેઓ બન્નેએ તે ઝાડ (નાં ફળ) નો સ્વાદ લીધો, ત્યારે તેઓ બન્નેનો ગુહ્યભાગ તેઓ બન્નેને ઝાહેર થયો, અને તેઓ પોતાની ઉપર બેહેશ્તની વાડીનાં પાંદડાં વળગાડવા મંડયાં, અને તેઓના પરવરદેગારે તેઓ બન્નેને નેદા (આકાશવાણી) કરી કહ્યું કે શું મેં તમને બન્નેને આ ઝાડની મના કરી નહોતી? અને મેં તમને બન્નેને કહ્યું નહોતું કે ખરેખર શેતાન તમારે બન્નેને માટે એક ચોખ્ખો શત્રુ છે? ૨૨. તેઓએ કહ્યું, હે અમારા પરવરદેગાર, અમે બન્નેએ અમારા પંડ ઉપરજ ઝોલમ કર્યો છે, અને જો તું અમને માફી નહિ આપે અને અમારી ઉપર દયા નહિ કરે તો ખચિત્ અમે નુકસાન ખમનારાઓમાંનાં છીએ. ૨૩. ખુદાએ કહ્યું તમે સૌ નીચે ઉતરો, તમારામાંના કેટલાએક બીજા કેટલાએકના દુશ્મન છે; તમારે માટે પૃથ્વીમાં એક આરામગાહ અને અમુક મુદ્દત (મરણ) સુધી ભરણપોષણ છે. ૨૪. ખુદાએ કહ્યું ત્યાં તમે ઝિંદગી ગુઝારશો, અને તેમાં મરી જશો અને તેમાંથી તમને બહાર કાઢવામાં આવશે. ૨૫. હે આદમના છોકરાઓ, અમે તમારે માટે* કપડાં અને સુંદર વસ્ત્ર* નીચે મોકલ્યાં છે કે જે તમારી એબ ઢાંકે છે; પણ પરહીઝગારીનો લેબાસ વધારે સારો છે. આ ખુદાની નિશાનીઓમાંથી એક છે કે કદાચ્ તેઓ શીખામણ લે. ૨૬.

* કેટલાક કહે છે "લેબાસ" એટલે શરીરના ગુહ્ય ભાગો ઢાંકનાર લૂગડાં અને "રીશ" એટલે બીજાં લૂગડાં; અને બીજા કહે છે કે "લેબાસ" એટલે રૂનું બનાવેલું કપડું, અને "રીશ" એટલે ઉન કે રેશમનું બનાવેલું કપડું, વળી ત્રીજો મત એ છે કે ઘરનાં રાચ રચીલાં ને "રીશ" કહેવામાં આવે છે.

તેણે કહ્યું તેં મને ભૂલાવ્યો છે ( ત્હારી દયામાંથી દૂર કર્યો છે ), તેને લીધે હું તેઓને (અટકાવવા) માટે ત્હારા સીધા રસ્તાપર બેસીશ.૧૬. પછી હું તેઓની આગળથી અને તેઓની પાછળથી અને તેઓને જમણે હાથથી અને તેઓને ડાબે હાથથી તેમની પાસે ખચિત્ ( ભૂલાવવા ) આવીશ. અને તેઓમાંના ઘણાને તું આભારમાનનારા જોઇશ નહિ. ૧૭. ખુદાએ કહ્યું. ધિક્કારાયેલો અને હાંકીકઢાયેલો તું તેમાંથી બહાર નીકળ, સોગંદ છે કે તેઓમાંના જેઓ ત્હારી પાછળ ચાલે છે (તેઓથી અને) તમારા સઘળાથી હું ખચિત્ જહન્નમ ભરી દઇશ. ૧૮. અને હે આદમ, તું અને ત્હારી સ્ત્રી બેહેશ્તમાં રહો. પછી જ્યાંથી તમે બન્ને ઇચ્છો ત્યાંથી ખાઓ, અને તમે બન્ને આ ઝાડ પાસે જાઓ નહિ, કે જેથી તમે બન્ને ઝોલમગારોમાંના થાઓ. ૧૯. પછી શેતાને તે બન્નેને વસવસો કરી ( ફોસલાવ્યાં )* એટલા માટે કે તે બન્નેનો જે ગુહ્યભાગ તેઓનાથી છુપો હતો તે તેઓને માટે તે ખુલ્લો કરે. અને શેતાને કહ્યું, તમારા પરવરદેગારે તમને બન્નેને આ ઝાડની માત્ર એટલા માટે મના કરી છે કે રખે તમે બન્ને ફરેશ્તા થાઓ અથવા તમે બન્ને અહિંઆં નિરંતર રહેનારા થાઓ. ૨૦. અને તેઓ બન્ને પાસે તેણે સોગંદ ખાધા કે ખરેખર હું તમારે બન્ને માટે એક સલાહ આપનાર છું. ૨૧.

قَالَ فَبِمَا أَغْوَيْتَنِي لَأَقْعُدَنَّ لَهُمْ صِرَاطَكَ
الْمُسْتَقِيمَ ١٦ ثُمَّ لَآتِيَنَّهُمْ مِنْ بَيْنِ أَيْدِيهِمْ
وَمِنْ خَلْفِهِمْ وَعَنْ أَيْمَانِهِمْ وَعَنْ شَمَائِلِهِمْ
وَلَا تَجِدُ أَكْثَرَهُمْ شَاكِرِينَ ١٧ قَالَ
اخْرُجْ مِنْهَا مَذْءُومًا مَدْحُورًا لَمَنْ تَبِعَكَ
مِنْهُمْ لَأَمْلَأَنَّ جَهَنَّمَ مِنْكُمْ أَجْمَعِينَ ١٨
وَيَا آدَمُ اسْكُنْ أَنْتَ وَزَوْجُكَ الْجَنَّةَ فَكُلَا
مِنْ حَيْثُ شِئْتُمَا وَلَا تَقْرَبَا هَٰذِهِ الشَّجَرَةَ
فَتَكُونَا مِنَ الظَّالِمِينَ ١٩ فَوَسْوَسَ لَهُمَا
الشَّيْطَانُ لِيُبْدِيَ لَهُمَا مَا وُورِيَ عَنْهُمَا مِنْ
سَوْآتِهِمَا وَقَالَ مَا نَهَاكُمَا رَبُّكُمَا عَنْ هَٰذِهِ
الشَّجَرَةِ إِلَّا أَنْ تَكُونَا مَلَكَيْنِ أَوْ تَكُونَا
مِنَ الْخَالِدِينَ ٢٠ وَقَاسَمَهُمَا إِنِّي لَكُمَا لَمِنَ
النَّاصِحِينَ ٢١

* જો તમે આ ઝાડમાંથી ફલ ખાશો તો તમે અમર થશો અને તેટલા માટેજ તમને મના કરવામાં આવી છે, એવું તેમને કહીને શેતાને હઝરત આદમ તથા હઝરત હવ્વાને ફોસલાવ્યાં.

ومن خفت موازينه فاولئك الذين
خسروا انفسهم بما كانوا باياتنا يظلمون ٩
ولقد مكنٰكم في الارض وجعلنا لكم
فيها معايش قليلا ما تشكرون ١٠ ولقد
خلقنٰكم ثم صورنٰكم ثم قلنا للملٰئكة
اسجدوا لادم فسجدوا الا ابليس لم
يكن من السٰجدين ١١ قال ما منعك
الا تسجد اذ امرتك قال انا خير منه
خلقتني من نار وخلقته من طين ١٢ قال
فاهبط منها فما يكون لك ان تتكبر فيها
فاخرج انك من الصٰغرين ١٣ قال
انظرني الى يوم يبعثون ١٤ قال انك
من المنظرين ١٥

પણ જેનું વઝન હલકું થશે તેઓ તેજ છે કે જેઓએ પોતાનેજ નુકસાન કર્યું છે, કારણ કે તેઓએ અમારી નિશાનીઓ ઉપર ઝોલમ કર્યો હતો. ૯. અને અમે તમને પૃથ્વીમાં રહેવાની જગ્યા આપી છે, અને અમે તમારે માટે તેમાં ભરણપોષણનાં સાધનો મુકરર કર્યા છે; (છતાં) તમે જુજ ઉપકાર માનો છો. ૧૦. અને ખરેખર, અમે તમને પેદા કર્યા, પછી તમને આકાર આપ્યો, પછી ફેરેસ્તાઓને અમે કહ્યું કે આદમને સેજદો કરો, પછી તેઓ સઘળાએ એબલીસ સિવાય સેજદો કર્યો, કે જે સેજદો કરનારાઓમાંનો નહોતો. ૧૧. ખુદાએ કહ્યું કે જ્યારે મેં તને ફરમાવ્યું ત્યારે તને કંઇ ચીઝે અટકાવ્યો કે તું સેજદો નકરે? તેણે કહ્યું કે હું તેના કરતાં વધારે સારો છું. તેં મને આગમાંથી પેદા કર્યો છે અને તેં તેને મટોડીમાંથી પેદા કર્યો છે. ૧૨. તેણે કહ્યું, ત્યારેતે ( આકાશ ) માંથી તું નીચે ઉતર; અને ત્હારે તે ( આકાશ )માં આપવડાઈ કરવાની નથી; માટે બહાર નીકળ, ખરેખર તું તુચ્છ ( માણસો ) માંનો છે. ૧૩. તેણે કહ્યું, મને તે દિવસ સુધી વખત આપ§ કે જે દિવસે માણસોને ઉભા કરવામાં આવશે. ૧૪. તેણે કહ્યું ખરેખર તને વખત આપવામાં આવ્યો છે.† ૧૫.

§ એટલા માટે કે તે હઝરત આદમના છોકરાઓને ભુલાવે, કારણ કે હઝરત આદમ તેને હાંકી કાઢવાનું કારણ બન્યા હતા, જેને લીધે તે તેનો કટ્ટો દુશ્મન થયો હતો. † એસરાફીલ ફેરેસ્તો સુર વગાડે ત્યાં સુધી. જ્યારે સઘળાં માણસો મરી ગયેલાં છે અને શેતાન પણ ત્યારેજ મરી જશે.

જે તમારી તરફ તમારા પરવરદેગાર પાસેથી નીચે મોકલવામાં આવ્યું છે તે પ્રમાણે ચાલો, અને તેના સિવાય બીજા મિત્રોની પાછળ ચાલો નહિ. તમે થોડાજ શિખામણ લો છો. ૩. અને ઘણાંએક ગામો છે કે જેનો અમે નાશ કર્યો છે. પછી તેઓની ઉપર અમારી શિક્ષા રાત્રે અથવા જ્યારે તેઓ બપોરે સૂતા હતા ત્યારે § આવી પડી. ૪. પછી તેઓની દોઆ, જ્યારે અમારી શિક્ષા તેઓની ઉપર આવી ત્યારે, આ સિવાય બીજી કંઇ નહોતી કે તેઓએ કહ્યું કે ખરેખર અમે ઝોલમગાર¶ હતા. ૫. પછી ખચિત્ અમે તેઓને પૂછીશું કે જેઓની તરફ (પેયગમ્બરો) મોકલવામાં આવ્યા હતા, અને ખચિત્ અમે મોકલેલા પેયગમ્બરોને પૂછીશું. ૬. પછી અમે જરૂર (તેઓનાં કૃત્યો) તેઓની પાસે જ્ઞાન વડે વાંચીશું; અને અમે તેનાથી અજાણ્યા નહોતા. ૭. અને તે દિવસે (કૃત્યોનું) તોલ (નક્કી) સત્ય છે* પછી જેનો તોલ ભારે થશે તેઓ આગથી મુક્ત થનાર છે. ૮.

اتبعوا ما انزل اليكم من ربكم ولا تتبعوا
من دونه اولياء قليلا ما تذكرون ٣
وكم من قرية اهلكناها فجاءها باسنا
بياتا او هم قائلون ٤ فما كان دعويهم اذ
جاءهم باسنا الا ان قالوا انا كنا ظالمين ٥
فلنسئلن الذين ارسل اليهم ولنسئلن
المرسلين ٦ فلنقصن عليهم بعلم وما كنا
غائبين ٧ والوزن يومئذ الحق فمن
ثقلت موازينه فاولئك هم المفلحون ٨

§ જેમકે હઝરત લુતની કોમની માફક, અથવા મદાયન શહેરની માફક કે જ્યાં હઝરત શોએબને પેયગમ્બર તરીકે મોકલવામાં આવ્યો હતો.

¶ તેઓ આ એકરાર કરશે એવા વિચારથી કે તેઓ તેને લીધે સઝામાંથી છૂટકારો મેળવે; પણ તેઓ એમ જાણતા નથી કે પશ્ચાત્તાપનો વખત ગયો છે.

* (પ્રસ્તાવનામાં જુઓ) એમ કહેવામાં આવ્યું છે કે માણસોનાં કૃત્યો એક કાંટામાં તોળવામાં આવશે અને તે કાંટાની દાંડીની લંબાઇ ૫૦૦૦૦ વર્ષ સુધી ચાલીએ એટલા અંતર જેટલી છે. તેનું એક પલ્લું અજવાળાનું અને બીજું અંધારાનું છે. સારાં કૃત્યો અજવાળાના પલ્લામાં મૂકવામાં આવશે અને નરસાં કૃત્યો અંધારાના પલ્લામાં મૂકવામાં આવશે. જે ચીઓ તોળવામાં આવશે તે સંબંધી ત્રણ અભિપ્રાય છે. એક એ કે સારાં અને નઠારાં કૃત્યોથી લખેલા કાગળો કાંટામાં મુકવામાં આવશે, બીજો એ કે સારાં નરસાં કૃત્યો સારાં નરસાં રૂપમાં બનાવીને તોળવામાં આવશે, અને ત્રીજો એ કે મનુષ્યો પોતે તોળાશે.




પ્રકરણ ૭ મું.

# સુરતોલ-અઅ્રાફ.

આ સુરા મકકામાં વહ્ય કરવામાં આવી હતી. તેમાં હેજાઝી અને કુફીના કોરઆનની નકલ પ્રમાણે ૨૦૬ આયા છે. અને બસરી અને શામી પ્રમાણે ૨૦૫ છે. આ સુરાને અઅ્રાફ કહેવાનું કારણ એ છે કે આ સુરાની ૪૬ મી આયામાં બેહેશ્ત અને જહન્નમની વચ્ચે આવેલી દિવાર કે જેને "અઅ્રાફ" કહે છે તેનું વર્ણન આવે છે. આ સુરાની બે આયા કે જેને વિષે જુદા જુદા મત છે તે સિવાય બીજી એકે આયા મનસુખ કરવામાં આવી નથી. એવું કહેવામાં આવ્યું છે કે "દરેક શુક્રવારે જે કોઇ આ પ્રકરણ વાંચશે તેને કયામતને દિવસે ધાસ્તી રહેશે નહિ; અને શેતાન તેની પાસેથી નાસી જશે."

سورة الاعراف مكية وهى ماتان وست اية

بسم الله الرحمن الرحيم

المص ١ كتاب انزل اليك فلا يكن فى صدرك حرج منه لتنذر به وذكرى للمؤمنين ٢

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી

(શરૂ કરું છું.)

અ-લ-મ-સ-(અલેફ-લામ-મીમ-સાદ) ૧.*

આ કેતાબ ત્હારી તરફ નીચે મોકલવામાં આવી છે,-માટે ત્હારી છાતીમાં તે વિષે દિલગીરી હોવી જોઇએ નહિ.-એટલા માટે કે તું તે વડે (કાફેરોને) ચેતવણી આપે અને મોમેનોને શિખામણ આપે. ૨.

હતાં, અને કાંતો આનો સંબંધ મોમેનો સાથે છે કે જેઓને મૂર્તિપૂજકોની જગ્યામાં મુકવામાં આવ્યા હતા.

* તફસીર લખનારાઓ કહે છે કે આ અક્ષરો ખુદાના નામ દર્શાવે છે, અને "અલેફ" એલાહને માટે છે એટલે ખુદા, "લામ" લતીફને માટે એટલે દયાવંત, "મીમ" માલેકને માટે એટલે ધણી અને "સાદ" સબુરને માટે એટલે ધીરજવાન. અથવા કેટલાકના મત પ્રમાણે "અલેફ" અનાને માટે છે એટલે હું, "લામ" અલ્લાહને માટે એટલે ખુદા "મીમ" મોકતદેરને માટે એટલે શકિતમાન્, અને "સાદ" સાદેકને માટે એટલે સત્યવાદી. આ છેલ્લાનો અર્થ એકંદરે એ છે કે "હું ખુદા, સર્વ શકિતમાન્ સત્યવાદી છું." બીજા પ્રકરણનું પહેલું ટિપ્પણ જુઓ.

قل انني هدىني ربي الى صراط مستقيم
دينا قيما ملة ابرهيم حنيفا وما كان من
المشركين ١٦٢ قل ان صلاتي ونسكي
ومحياى ومماتي لله رب العالمين ١٦٣
لاشريك له وبذلك امرت وانا اول
المسلمين ١٦٤ قل اغير الله ابغي ربا وهو
رب كل شيء ولا تكسب كل نفس
الا عليها ولا تزر وازرة وزر اخرى ثم
الى ربكم مرجعكم فينبئكم بما كنتم
فيه تختلفون ١٦٥ وهو الذى جعلكم
خلائف الارض ورفع بعضكم فوق
بعض درجات ليبلوكم فى ما اتيكم ان ربك
سريع العقاب وانه لغفور رحيم ١٦٦

કહે, ખરેખર મને મ્હારા પરવરદેગારે ખરો રસ્તો બતાવ્યો છે. તે કાયમ રહેનાર સત્ય ધર્મ છે. તે એબ્રાહીમના હનીફધર્મ પ્રમાણે છે; અને તે મૂર્તિપૂજકોમાંનો નહોતો. ૧૬૨. કહે, ખરેખર મ્હારી નમાઝ અને મ્હારી હજની ક્રિયા અને મ્હારી ઝિંદગી અને મ્હારૂં મોત સર્વ સૃષ્ટિના પરવરદેગાર ખુદાને માટે છે. ૧૬૩. તેને માટે કોઇ શરીક નથી અને આ પ્રમાણે મને હોકમ થયો છે અને મુસલમાનોમાં હું પહેલો છું. ૧૬૪. કહે, શું અલ્લાહ સિવાય બીજા પરવરદેગારને હું શોધું? અને તે સર્વ ચીઝનો પાળક છે, અને દરેક માણસ કંઇ દુષ્ટ કમાતો નથી કે જેની સઝા તેની ઉપર નહોય અને કોઇ ભાર ઉંચકનાર બીજાનો ( ગુનાહનો ) બોજો ઉપાડશે નહિ, પછી તમારા પરવરદેગાર તરફ તમારે સઘળાને પાછું ફરવાનું છે. પછી તે, જે વિષે તમે તકરાર કરતા હતા તે વિષે, તમને ખબર આપશે. ૧૬૫. અને તે તેજ છે કે જેણે તમને પૃથ્વી ઉપર બીજાની જગ્યા ઉપર† મૂકયા છે, અને તેણે તમારામાં કેટલાકને બીજા કેટલાકની ઉપર ઉંચો દરજ્જો આપ્યો છે, એટલા માટે કે જે તેણે તમને આપ્યું છે તેમાં તે તમારી આઝમાયેશ કરે. ખરેખર ત્હારો પરવરદેગાર જલદી સઝા કરનાર છે, અને બેશક તે માફી આપનાર (અને) દયાળુ છે. ૧૬૬.

૧/૨

† "ખલાએફ" એટલે જેઓ બીજાઓની પછી તેમના રહેઠાણમાં અથવા હોદ્દા ઉપર આવે તેઓ, આ ઠેકાણે આનો સબંધ કાંતો માણસો સાથે છે કે જેઓને બનીલ-જાનની જગ્યામાં મૂકવામાં આવ્યાં, અને બનીલ-જાન્ન માણસોને પેદા કરવામાં આવ્યાં તે પહેલાં પૃથ્વી ઉપર રહેતાં

هل ينظرون الا ان تاتيهم الملائكة او ياتى
ربك او ياتى بعض ايات ربك يوم ياتى
بعض ايات ربك لا ينفع نفسا ايمانها لم
تكن امنت من قبل او كسبت فى ايمانها
خيرا قل انتظروا انا منتظرون ١٥٩
ان الذين فرقوا دينهم وكانوا شيعا لست
منهم فى شىء انما امرهم الى الله ثم ينبئهم
بما كانوا يفعلون ١٦٠ من جاء بالحسنة
فله عشر امثالها ومن جاء بالسيئة فلا
يجزى الا مثلها وهم لا يظلمون ١٦١

શું તેઓ આ સિવાય રાહ જુએ છે કે તેઓની પાસે ફેરેશતાઓ આવે, અથવા ત્હારા પરવરદેગાર (નો હોકમ) આવે, અથવા ત્હારા પરવરદેગારની કેટલીક નિશાનીઓ આવે? જે દિવસે ત્હારા પરવરદેગારની કેટલીક નિશાનીઓ * આવશે તે દિવસે કોઇ માણસને તેનું ઇમાન કંઇ ફાયદો કરશે નહિ કે જેણે તે અગાઉ ઇમાન આણ્યું નહોતું, † અથવા પોતાના ઇમાનમાં કંઇ સારૂં કામ કર્યું નહોતું. કહે તમે રાહ જુઓ. ખરેખર અમે પણ રાહ જોનાર છીએ. ૧૫૯. ખરેખર જેઓ પોતાના ધર્મમાં જુદા જુદા થયા અને કોમો ‡ બંધાઈ તેમની સાથે ત્હારે કાંઇ કામ નથી. § ખરેખર તેઓનું કામ માત્ર ખુદા સાથે છે, પછી જે તેઓ કરતા હતા તે વિષે તે તેઓને ખબર આપશે. ૧૬૦. જે સારાં કૃત્ય સહિત આવશે તેને માટે તેથી દસગણું છે, અને જે દુષ્ટ કામ સહિત આવશે તેના પ્રમાણ સિવાય તેને સઝા કરવામાં આવશે નહિ અને તેઓના ઉપર ઝોલમ કરવામાં આવશે નહિ. ૧૬૧.

* જે નિશાનીઓ કયામતના દિવસની પહેલાં જોવામાં આવશે તેની સાથે આનો સંબંધ છે; જેવી કે પશ્ચિમ દિશામાં સૂર્યોદય, હઝરત ઇસાનું પૃથ્વી ઉપર પાછું આવવું, હઝરત મહદીનું ઝાહેર થવું, પહાડ પછવાડેથી બહાર નીકળી યાજુજ અને માજુજ બંડ મચાવશે તે, દજ્જાલનું બહાર આવવું વગેરે. આને માટે પ્રસ્તાવનામાં જુઓ.

† કયામતના દિવસની નિશાનીઓ દેખાશે તે વખતે કરેલો કોઇપણ ઝાનનો પસ્તાવો અથવા તો ઇમાન લાવવાનું સ્વીકારવામાં આવશે નહિ;

‡ આનો યહુદી લોકો સાથે સંબંધ છે કે જેઓના ૭૧ પંથ પડ્યા હતા તેમજ ખ્રિસ્તિઓ સાથે સંબંધ છે કે જેઓના ૭૨ પંથ પડ્યા હતા. હઝરત પેયગમ્બરે ફરમાવ્યું છે કે "મ્હારી ઉમ્મતના પણ ૭૩ પંથ થશે, જેમાંના એક સિવાય સઘળા દુઝખમાં જશે.

§ કેટલાએક એમ કહે છે કે લડાઇના કાયદાથી આ આયા મનસુખ કરવામાં આવી છે.

وان هٰذا صراطي مستقيما فاتبعوه ولا
تتبعوا السبل فتفرق بكم عن سبيله ذٰلكم
وصيكم به لعلكم تتقون ١٥٤ ثم اٰتينا
موسى الكتاب تماما على الذى احسن
وتفصيلا لكل شيءٍ وهدى ورحمة لعلهم
بلقاء ربهم يؤمنون ١٥٥ وهٰذا كتاب
انزلناه مبارك فاتبعوه واتقوا لعلكم
ترحمون ١٥٦ ان تقولوا انما انزل الكتاب
على طائفتين من قبلنا وان كنا عن دراستهم
لغافلين ١٥٧ او تقولوا لو انا انزل علينا
الكتاب لكنا اهدى منهم فقد جاءكم
بينة من ربكم وهدى ورحمة فمن اظلم
ممن كذب باٰيات الله وصدف عنها
سنجزى الذين يصدفون عن اٰياتنا سوء
العذاب بما كانوا يصدفون ١٥٨

અને ખરેખર આ મ્હારો રસ્તો સીધો છે. ત્યારે તે પ્રમાણે ચાલો અને જુદે જુદે રસ્તે ચાલો નહિ કે જેથી તમે તેને રસ્તેથી છૂટા પડી જાઓ. ખુદાએ આ તમને ફરમાવેલું છે કે કદાચ્ તમે પરહીઝગાર થાઓ. ૧૫૪. પછી અમે મુસાને કેતાબ આપી. તે જે સુકૃત્ય કરે છે તેની ઉપર મહેરબાની સંપૂર્ણ કરવા માટે છે, અને તેમાં દરેક ચીઝની વિગત છે અને તે કેતાબ રસ્તો બતાવનાર અને બક્ષિશ (નું કારણ) છે કે કદાચ્ તેઓ પોતાના પરવરદેગારની મોલાકાત ઉપર ઇમાન લાવે.૧૫૫. અને આ કેતાબ છે કે જે અમે નીચે મોકલી છે.–તે મોબારક છે, માટે તે પ્રમાણે ચાલો અને ડરો કે કદાચ્ તમારી ઉપર દયા થાય.–૧૫૬. એટલા માટે કે તમે કહો નહિ કે કેતાબ અમારી પહેલાં માત્ર બે કોમ ઉપર નીચે મોકલવામાં આવી છે, અને ખરેખર અમે તેઓના વાંચનથી અજાણ્યા છીએ,૧૫૭. અથવા તમે કહો નહિ કે ખરેખર જો અમારી ઉપર કેતાબ નીચે મોકલવામાં આવી હોત તો અમે ખચિત તેઓ કરતાં વધારે સીધે રસ્તે દોરવાયા હોત; ત્યારે ખરેખર તમારી પાસે તમારા પરવરદેગાર તરફથી એક સ્પષ્ટ સાબેતી અને રસ્તો દેખાડનાર અને દયા આવી છે. ત્યારે તેના કરતાં વધારે ઝોલમગાર કોણ છે કે જેણે ખુદાની આયાતને જૂઠી કહી છે અને તેના તરફથી મ્હોં ફેરવ્યું છે? અમે જલદીથી જેઓ અમારી આયાતથી મ્હોં ફેરવે છે તેઓને દુષ્ટ શિક્ષાથી સઝા કરીશું; કારણ કે તેઓ તેનાથી મ્હોં ફેરવતા હતા. ૧૫૮.

قل هلم شهداء كم الذين يشهدون ان الله حرم
هذا فان شهدوا فلا تشهد معهم ولا تتبع
اهواء الذين كذبوا باياتنا والذين لا يؤمنون
بالاخرة وهم بربهم يعدلون ١٥١ قل
تعالوا اتل ما حرم ربكم عليكم الا تشركوا
به شيئا وبالوالدين احسانا ولا تقتلوا
اولادكم من املاق نحن نرزقكم واياهم
ولا تقربوا الفواحش ما ظهر منها وما بطن
ولا تقتلوا النفس التي حرم الله الا بالحق
ذلكم وصيكم به لعلكم تعقلون ١٥٢ ولا
تقربوا مال اليتيم الا بالتي هي احسن حتى
يبلغ اشده واوفوا الكيل والميزان بالقسط
لا نكلف نفسا الا وسعها واذا قلتم
فاعدلوا ولو كان ذا قربى وبعهد الله اوفوا
ذلكم وصيكم به لعلكم تذكرون ١٥٣

કહે, તમે તમારા સાક્ષીઓને લાવો કે જેઓ સાક્ષી પૂરે છે કે ખરેખર ખુદાએ આ ( ચીઝો ) હરામ કરેલી છે; પણ જો તેઓ સાક્ષી પૂરે તો તું તેઓની સાથે સાક્ષી પૂર નહિ, અને તેઓની ઇચ્છાઓ પ્રમાણે ચાલ નહિ કે જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી છે, અને જેઓ કયામતના દિવસને માનતા નથી, અને જેઓ બીજાને પોતાના પરવરદેગાર સમાન ગણે છે. ૧૫૧. કહે, આવો, તે ચીઝો હું તમને વાંચી સંભળાવું કે જે તમારા પરવરદેગારે તમારે માટે હરામ કરેલી છે; તે એ કે તમે તેની સાથે કોઈને શરીક કરો નહિ, અને માબાપ સાથે સારી વર્તણુક રાખો, અને તમે તમારાં છોકરાંને ગરીબાઇની બ્હીકને લીધે મારી નાંખો નહિ. અમે તમને અને તેઓને રૂઝી આપીએ છીએ, અને અઘોર પાપો પાસે જાઓ નાહ, જોઇએ તો તેમાંના ઉઘાડાં હોય કે છૂપાં હોય; અને હક સિવાય, જે જીવને ખુદાએ ( મારવાનું ) હરામ કરેલું છે તેને કતલ કરો નહિ. આ સઘળું ખુદાએ તમને ફરમાવેલ છે કે કદાચ તમે સમજો. ૧૫૨. અને માબાપ વિનાના છોકરાના માલની ઉત્તમ વ્યવસ્થા કરવા સિવાય તમે પાસે જાઓ નહિ જ્યાંસુધી કે તે પુખ્ત ઉમરે પહોંચે, અને ન્યાયપૂર્વક પૂરૂં માપ અને ખરો કાંટો રાખો. કોઇ જીવને તેની શક્તિ ઉપરાંત અમે તકલીફ કરતા નથી, અને જ્યારે તમે બોલો ત્યારે ન્યાયથી વર્તો અગર જોકે તે સગાંના સંબંધમાં હોય; અને ખુદાનું વચન તમે પૂરૂં પાળો. ખુદાએ આ સઘળું તમને ફરમાવેલું છે કે કદાચ તમે શિખામણ લો. ૧૫૩.

અને જેઓ યહુદી છે તેઓની ઉપર દરેક નખવાળું પ્રાણી અમે હરામ કર્યું છે, અને ગાય અને ઘેટાંમાં તે બન્નેની પીઠ ઉપર વળગેલી અથવા આંતરડાં ઉપર રહેલી અથવા જે હાડકાં સાથે મળેલી હોય તે સિવાયની તે બન્નેના ( બીજા ) ભાગની ચરબી તેમની ઉપર અમે હરામ કરી છે. આનું કારણ એ કે અમે તેઓના ઝોલમને લીધે તેઓને બદલો આપ્યો છે, અને ખરેખર અમે સાચું બોલનાર છીએ. ૧૪૭. પછી જો તેઓ તને જૂઠો કહે તો કહે કે તમારો પરવરદેગાર બેહદ દયાનો ધણી છે; અને તેની શિક્ષા પાપીલોકો ઉપરથી અટકાવવામાં આવશે નહિ. ૧૪૮. જેઓ મોશરેક થયા છે તેઓ જલદીથી કહેશે કે જો ખુદાની મરજી હોત તો અમે અને અમારા બાપદાદા મોશરેક થયા ન હોત, અને અમે કંઇ ચીઝ હરામ કરી ન હોત. આ પ્રમાણે જેઓ તેમની પહેલાં હતા તેઓએ ( પેયગમ્બરોને ) જૂઠા કહ્યા ત્યાંસુધી કે તેઓએ અમારી શિક્ષાનો સ્વાદ ચાખ્યો. કહે શું તમારી પાસે કંઇ જ્ઞાન ( સાબેતી ) છે કે જે તમે અમારે માટે બહાર લાવો? તમે અનુમાન સિવાય બીજા કશા પ્રમાણે ચાલતા નથી. અને તમે જૂઠ બોલનાર સિવાય બીજા કોઇ નથી. ૧૪૯. કહે ત્યારે ખાતરીપૂર્વક દલીલ ખુદાનીજ છે, પછી જો ખુદાએ ઇચ્છયું હોત તો અચિત્ તમને સઘળાને ખરે રસ્તે દોર્યા હોત. ૧૫૦.

وعلى الذين هادوا حرمنا كل ذى
ظفر ومن البقر والغنم حرمنا عليهم
شحومهما الا ما حملت ظهورهما او الحوايا
او ما اختلط بعظم ذلك جزينهم ببغيهم
وانا لصادقون ١٤٧ فان كذبوك فقل ربكم
ذو رحمة واسعة ولا يرد باسه عن القوم
المجرمين ١٤٨ سيقول الذين اشركوا
لو شاء الله ما اشركنا ولا اباؤنا
ولا حرمنا من شىء كذلك كذب
الذين من قبلهم حتى ذاقوا باسنا قل
هل عندكم من علم فتخرجوه لنا ان تتبعون
الا الظن وان انتم الا تخرصون ١٤٩
قل فلله الحجة البالغة فلو شاء لهديكم
اجمعين ١٥٠

ومن الابل اثنين ومن البقر اثنين قل
ءالذكرين حرم ام الانثيين اما اشتملت
عليه ارحام الانثيين ام كنتم شهداء
اذ وصيكم الله بهذا فمن اظلم ممن
افترى على الله كذبا ليضل الناس بغير علم
ان الله لا يهدى القوم الظلمين ١٤٥ قل لا
اجد فى ما اوحى الى محرما على طاعم يطعمه
الا ان يكون ميتة او دما مسفوحا او لحم
خنزير فانه رجس او فسقا اهل لغير الله
به فمن اضطر غير باغ ولا عاد فان ربك
غفور رحيم ١٤٦

અને ઊંટમાંથી બે (ઊંટ અને સાંઢણી) અને ગાયમાંથી બે (ગાય અને બળદલ્યે); કહે, આ બે નર હરામ થયેલ છે કે આ બે માદા અથવા બે માદાના ગર્ભમાં જે સમાયેલ છે તે ? શું તમે હાઝેર હતા જ્યારે ખુદાએ તમને આ વિષે હોકમ કર્યો? તેના કરતાં વધારે‡ ઝોલમગાર કોણ છે કે જે ખુદા ઉપર જૂઠો આરોપ નાંખે છે એટલા માટે કે માણસોને કાંઇ જ્ઞાનવગર આડે માર્ગે લઈ જાય ? ખરેખર ખુદા ઝોલમગાર લોકોને રસ્તો દેખાડતો નથી. ૧૪૫. કહે, જે મ્હારી તરફ વહી કરવામાં આવ્યું છે તેમાંથી, ખાનાર કે જે તે ચીઝ ખાય છે તેને માટે હું કાંઈ એતો નથી કે જે મૂએલું હોય તે અથવા ઢોળાયેલું લોહી, અથવા ડુક્કરનું માંસ કે જે ખરેખર નજેસ ( નાપાક ) છે અથવા પાપથી કાપેલું કે જેની ઉપર ખુદાનો નામ સિવાય બીજું નામ બોલાયેલ હોય તે સિવાય કાંઇ હરામ થયેલ હોય. પણ ઝોલમ કર્યા વગર અને હદ બહાર ગયા વગર જે કોઇ (તે ખાવા) નાચાર* થાય છે તો ખરેખર ત્હારો પરવરદેગાર માફી આપનાર ( અને ) દયાળુ છે. ૧૪૬.

એક માદા થાય છે, અને તે બન્ને એક બીજાની ઝોજ એટલે જોડી કહેવાય છે. આ ફકરામાં લખેલાં આઠ જાનવરોની ચાર ઝોજ એટલે ચાર જોડ થાય છે જેમ કે ગાય અને બળદ, ઉંટ અને સાંઢણી બકરો અને બકરી વગેરે. ‡ જે પવિત્ર જાનવરોના માંસની તેઓના બાપદાદાએ મના કરી હતી તે જાનવરોનું માંસ હઝરત પેયગમ્બરે મુસલમાનોને ખાવાની રજા આપી તે વખતે તેની સામે ઓફ–એન–માલેકે ફરિયાદ કરી, ત્યારે આ ફકરો વહી કરવામાં આવ્યો. હઝરત પેયગમ્બરે ફરમાવ્યું કે તેઓ નર હોવાથી તેની મના કરવામાં આવી હોય તો સઘળા નરની મના કરવી જોઇએ; અને તેઓ માદા હોવાથી મના કરવામાં આવી હોય તો સઘળી માદાની મના કરવી જોઇએ, અને નહિ જન્મેલા ગર્ભની મના કરવામાં આવી હોય તો સઘળાં જાનવરોને તજવાં જોઇએ; કારણ કે તે ગર્ભ કાંતો નર હશે અને કાંતો માદા હશે. * "નાચાર" વિષે સુરા ૨ જી આયા ૧૭૩ મી નું ટિપ્પણ જુઓ.

وهو الذى انشا جنات معروشات
وغير معروشات والنخل والزرع
مختلفا اكله والزيتون والرمان متشابها
وغير متشابه كلوا من ثمره اذا اثمر
واتوا حقه يوم حصاده ولا تسرفوا انه
لايحب المسرفين ١٤٢ ومن الانعام
حمولة وفرشا كلوا مما رزقكم الله ولا
تتبعوا خطوات الشيطان انه لكم عدو
مبين ١٤٣ ثمانية ازواج من الضان اثنين
ومن المعز اثنين قل ءالذكرين حرم
ام الانثيين اما اشتملت عليه ارحام
الانثيين نبؤنى بعلم ان كنتم صادقين ١٤٤

અને ખુદા તેજ છે કે જેણે માંડવા ઉપર ચઢેલા અને માંડવા ઉપર નહિ ચઢેલા (દ્રાક્ષના વેલાની) વાડીઓ અને ખજુરીનાં ઝાડ અને ખેતરો કે જેમાં જુદી જુદી ઝાતનાં ખાવા માટે ફળ છે અને જૈતવૃક્ષ અને દાડમો કે જે એક બીજાને (આકારમાં) મળતાં અને (સ્વાદમાં) નહિ મળતાં પેદા કર્યાં છે. તમે તેનાં ફળ ખાઓ જ્યારે તે ફળ આપે છે. અને લાણીને દિવસે તેમાંથી હક (દાન)† આપો અને ઉડાવો નહિ. ખરેખર ખુદા ઉડાઉ માણુસોને ચાહતો નથી. ૧૪૨. અને ચોપગાં જાનવરોમાં કેટલાંક હમુલા છે, અને કેટલાંક ફરૂશ‡ છે. ખુદાએ જે તમને રૂઝી આપી છે તે તમે ખાઓ, અને શેતાનને પગલે ચાલો નહિ. ખરેખર તે તમારે માટે ઉઘાડો દુશ્મન છે. ૧૪૩. (તેમાંથી) આઠ જોડ (હયો)* ઘેટાંમાંથી બે અને મેંઢાંમાંથી બે; કહે, આ બે નર હરામ થયેલ છે કે આ બે માદા, અથવા બે માદાના ગર્ભમાં જે સમાયેલ છે તે? મને ખાતરીપૂર્વક ખબર આપો જો તમે સાચું બોલતા હો તો. ૧૪૪.

† કેટલાક એમ કહે છે કે આનો અર્થ રાઝી ખુશીથી આપેલું દાન થાય છે; પણ બીજાઓ એમ માને છે કે આનો અર્થ ઝકાત એટલે ફરજ થયેલું દાન થાય છે. ‡ "હમુલા" એટલે ભાર ઉંચકી જનારાં જાનવરો, જેવાં કે ઉંટ, ઘોડા વગેરે અને "ફરૂશ" એટલે મારી નાંખવા માટે ઝમીન ઉપર નાંખવામાં આવે છે તેવાં જાનવરો, જેવાં કે બકરાં, ઘેટાં વગેરે. કેટલાક એમ કહેછે કે પહેલાનો અર્થ મ્હોટાં જાનવરો થાય છે અને બીજાનો અર્થ ન્હાનાં જાનવરો થાય છે. *અરબીમાં "ઝોજ" નો અર્થ એક ઝાતનાં બે જાનવરો છે. તેથી જાનવરની એક ઝોજનો અર્થ એકનર અને

وقالوا هذه انعام وحرث حجر لا يطعمها الا
من نشاء بزعمهم وانعام حرمت ظهورها
وانعام لا يذكرون اسم الله عليها افتراء عليه
سيجزيهم بما كانوا يفترون ١٣٩ وقالوا
ما فى بطون هذه الانعام خالصة لذكورنا
ومحرم على ازواجنا وان يكن ميتة فهم
فيه شركاء سيجزيهم وصفهم انه حكيم
عليم ١٤٠ قد خسر الذين قتلوا اولادهم
سفها بغير علم وحرموا ما رزقهم الله
افتراء على الله قد ضلوا وما كانوا
مهتدين ١٤١ ع

અને તેઓએ કહ્યું કે આ ચોપગાં જાનવરોની અને ખેતીની મના થયેલ છે.* જેને અમે ઇચ્છીએ તે સિવાય તે કોઇ ખાશે નહિ. આ તેઓના ખોટા અનુમાન પ્રમાણે છે. અને (કહ્યું) કે આ ચોપગાં જાનવરો છે કે જેની પીઠ (સવારી કરવા) હરામ થયેલ છે, અને (બીજા) ઢોરો છે કે જેની ઉપર (કાપતી વખતે) તેઓ ખુદાનું નામ લેતા નથી. આ ખુદા ઉપર તહોમત છે, તેઓને તે જલદીથી સજા કરશે, કારણ કે તેઓ જૂઠ ઘડી કાઢતા હતા. ૧૩૯. અને તેઓએ કહ્યું કે આ ઢોરના પેટમાં જે છે તે ખાસ અમારા પુરૂષો માટે છે, અને અમારી સ્ત્રીઓને માટે હરામ થયેલ છે. અને જો તે ગર્ભ મુએલો ‡ (અવતર્યો) હોય તો તેઓ તેમાં ભાગીદાર છે. ખુદા જલદીથી તેમને તેઓના ખોટા વર્ણનને માટે સજા આપશે. ખરેખર તે સત્ય કરનાર (અને) દાના છે. ૧૪૦. ખરેખર તેઓ નુકસાન ખમ્યા છે કે જેઓએ પોતાનાં છોકરાંઓને મૂર્ખાઇને લીધે અજ્ઞાનતાથી મારી નાંખ્યા,¶ અને જે ખુદાએ તેઓને રૂઝી આપી છે તે તેઓએ હરામ કરી ખુદા વિરૂધ્ધ જૂઠ ઘડી કાઢયું. ખરેખર તેઓ ખોટે રસ્તે ગયા છે અને તેઓ ખરે રસ્તે દોરાયા નથી. ૧૪૧. ૧/૪ ربع

* "બહીરા" અને "સાએબા" ની માફક. (૫ મા પ્રકરણની ૧૦૩ જી આયા જુઓ.)

‡ એટલે કે "બહીરા" અને "સાએબા" નો ગર્ભ જો જીવતો નીકળે તો એકલા પુરૂષોને તે ખાવાનું હલાલ હતું, અને જો મરી ગયેલો હોય તો તેઓ સ્ત્રીઓને પણ તેમાંથી ભાગ લેવા દેતા.

¶ અરબ લોકો પોતાની દીકરીઓને જીવતી દાટતા, કારણ કે તેઓને એમ ધાસ્તી રહેતી કે તેઓ કેદ પકડાશે, અને તેઓના કુટુંબને બટ્ટો લગાડશે; કારણ કે અરબો હમેશા લડાઈ કરતા. અથવા તો તેઓને એમ બ્હીક લાગતી કે તેઓનું ભરણ પોષણ કરવાનો ખર્ચ અને લગ્નનો ખર્ચ થઇ શકશે નહિ, વળી તેઓના દેવળના નેગહબાનોની ઉશ્કેરણીને લીધે તેઓ મૂર્તિઓ માટે પોતાની દીકરીઓની કુરબાની કરતા.

અને તેઓએ ખુદા માટે, જે તે ખેતી
અને ચોપગાં જાનવરોમાંથી પેદા કરે છે
તેમાંથી એક ભાગ મુકરર કર્યો. પછી
તેઓએ પોતાના ખોટા અનુમાન પ્રમાણે
કહ્યું કે આ ખુદાને માટે છે, અને આ
અમારા શરીકો ( મૂર્તિઓ ) ને માટે
છે.* પછી જે ભાગ પોતાના શરીકો
માટે છે તે ખુદાને પહોંચતો નથી, અને
જે ખુદાને માટે છે તે તેઓના શરીકોને
પહોંચે છે. જે તેઓ હોકમ કરે છે તે
દુષ્ટ છે. ૧૩૭. અને આ પ્રમાણે ઘણાખરા
મોશરેકોને પોતાનાં છોકરાંને મારી
નાંખવામાં તેઓના શરીકો શોભા બતાવે
છે કે જેથી તેઓ તેમનો નાશ કરે
અને તેમને માટે તેઓનો ધર્મ સંતાડે,
અને જો ખુદાએ ઇચ્છયું હોત તો તેઓએ
તે કર્યું ન હોત, માટે તેમને, જે જૂઠ
તેઓ ઘડી કાઢે છે તે સહિત, રહેવા દે. ૧૩૮.

وجعلوا لله مما ذرأ من الحرث والانعام
نصيبا فقالوا هذا لله بزعمهم وهذا
لشركائنا فما كان لشركائهم فلا يصل الى
الله وما كان لله فهو يصل الى شركائهم
ساء ما يحكمون ١٣٧ وكذلك زين
لكثير من المشركين قتل اولادهم
شركاؤهم ليردوهم وليلبسوا عليهم
دينهم ولو شاء الله ما فعلوه فذرهم
وما يفترون ١٣٨

મોકલ્યા વિના ખુદા તેઓનો નાશ કરશે નહિ.

* મૂર્તિપૂજક અરબો પોતાના ખેતરમાં એક લીટી દોરીને તેના બે ભાગ કરતા; અને પોતાના ઢોરોના પણ બે ભાગ પાડતા. અર્ધભાગ ખુદાને માટે રાખતા અને બીજો અર્ધભાગ પોતાની મૂર્તિને માટે રાખતા. ખુદાનો ભાગ ગરીબોને તથા મેહમાનોને આપતા; અને મૂર્તિઓનો ભાગ ધર્મગુરુ તથા દેવળના ચાકરોને આપતા. જો ખુદાનો ભાગ વધારે સારો નીવડતો તો તે ભાગ અને મૂર્તિઓનો ભાગ અદલ બદલ કરતા, અને જો મૂર્તિઓનો ભાગ સારો નીવડતો તો તે કાયમ રાખતા, અને તેમજ ખુદાના ભાગમાંથી કંઇક જો મૂર્તિઓના ભાગ સાથે મળી જતું તો તે રહેવા દેતા. અને એમ કહેતા કે ખુદાને એની ઝરૂર નથી, પણ જો મૂર્તિઓનો ભાગ ખુદાના ભાગ સાથે મળી જતો, તો તે પાછો આણતા અને કહેતા કે મૂર્તિઓ ઘણી ગરીબ અને તંગીવાળી છે. તેથી ખુદા આ રિવાજ વિષે અહીં ફરમાવે છે.

હે જેન્ન અને માણસોના સમૂહ, શું તમારામાંના પેયગમ્બરો તમારી પાસે આવ્યા નહિ કે, જેઓ મ્હારી આયાત તમારે વાસ્તે વાંચે અને આ તમારા દિવસની મોલાકાતની ચેતવણી આપે? તેઓ કહેશે કે અમે અમારી પોતાની વિરૂધ્ધ સાક્ષી આપીએ છીએ. અને આ દુનિયાની ઝિંદગીએ તેઓને છેતર્યા હતા, અને તેઓએ પોતાની વિરૂધ્ધ સાક્ષી આપી કે તેઓ ખરેખર કાફેર હતા. ૧૩૧. આનું કારણ એ છે કે ત્હારો પરવરદેગાર ગામોનો ઝોલમથી નાશ કરનાર નથી કે જ્યારે તેના લોકો ગાફેલ હોય. ¶ ૧૩૨. અને દરેક માટે, જે તેઓએ કર્યું છે તેને લીધે, દરજો છે, અને ત્હારો પરવરદેગાર જે તેઓ કરે છે તેનાથી અજાણ નથી. ૧૩૩. અને ત્હારો પરવરદેગાર તવંગર છે. રહેમતનો ધણી છે. જો તે ચાહે તો તે તમને લઇ જશે, અને તમારી પાછળ જેને તે ચાહે તેને, તે તમારી જગ્યા ઉપર લાવશે જેવી રીતે તેણે તમને બીજી કોમના વંશમાંથી પેદા કર્યા છે. ૧૩૪. ખરેખર જેનું તમને વચન આપવામાં આવ્યું છે તે ખચિત આવનાર છે; અને તેમાં તમે (ખુદાને) અશકત કરનાર નથી. ૧૩૫. કહે, હે મ્હારા લોકો, તમે તમારી શકિત પ્રમાણે વર્તો. ખરેખર હું પણ વર્તનાર છું. પછી તમે જલદીથી જાણશો, કે કોને માટે આવતી ઝિંદગીનું સારૂં પરિણામ છે? ખરેખર તે ( ખુદા ) ઝોલમગારોને રસ્તગારી ( મુકિત ) આપશે નહિ. ૧૩૬.

يامعشر الجن والانس الم ياتكم رسل
منكم يقصون عليكم اياتي وينذرونكم
لقاء يومكم هذا قالوا شهدنا على انفسنا
وغرتهم الحيوة الدنيا وشهدوا على
انفسهم انهم كانوا كافرين ١٣١ ذلك
ان لم يكن ربك مهلك القرى بظلم واهلها
غافلون ١٣٢ ولكل درجات مما عملوا
وما ربك بغافل عما يعملون ١٣٣ وربك
الغني ذو الرحمة ان يشا يذهبكم ويستخلف
من بعدكم ما يشاء كما انشاكم من ذرية قوم
اخرين ١٣٤ ان ما توعدون لات وما انتم
بمعجزين ١٣٥ قل يا قوم اعملوا على مكانتكم
اني عامل فسوف تعلمون من تكون له
عاقبة الدار انه لا يفلح الظالمون ١٣٦

૧ એટલે કે તેઓને ચેતવણી આપવાને અને શિક્ષાથી બ્હીવરાવવાને તેમની પાસે પેયગમ્બરોને

પછી જેને ખુદા ચાહે કે તેને ખરો
રસ્તો બતાવે તેનું અંતઃકરણ એસ્લામ
માટે ખુલ્લું કરે છે, અને જેને
ચાહે કે આડે માર્ગે લઇ જાય તેનું
હ્રદય સાંકડું અને કઠણ કરે છે જાણે
કે તે આકાશ ઉપર ચઢવા માગતો હોય;
આ પ્રમાણે ખુદા તેઓની ઉપર શિક્ષા
મુકરર કરે છે કે જેઓ ઇમાન લાવતા
નથી.૧૨૬. અને આ ત્હારા પરવરદેગારનો
રસ્તો છે કે જે સિધ્ધો છે. ખરેખર અમે
આયાતનું તે કોમ માટે વર્ણન કર્યું છે કે
જે શિખામણ લે છે. ૧૨૭. તેમને માટે
પોતાના પરવરદેગાર પાસે સલામતીનું
ઘર (બેહેસ્ત) છે. અને જે તેઓ કરતા
હતા તેને લીધે ખુદા તેઓનો મદદગાર
છે. ૧૨૮. અને તે દિવસ (યાદ કર) કે જે
દિવસે તે (ખુદા) તેમને સઘળાને એકઠા
કરશે, (અને કહેશે) કે હે જીન્નના
સમૂહ, ખરેખર તમે માણસોમાંથી ઘણાને
(તાબામાં) લીધેલા છે; અને માણસોમાંના
તેઓના મિત્રો કહેશે, હે અમારા
પરવરદેગાર, અમારામાંના કેટલાકે બીજા
કેટલાક પાસેથી ફાયદો મેળવ્યો છે, અને
અમે અમારા (કબરમાંથી ઉઠવાના)
વખતે આવી પહોંચ્યા છીએ કે જે
વખત તેં અમારે માટે મુકરર કર્યો છે.
ખુદા કહેશે, આગ તમારી જગ્યા છે.
ખુદા ચાહશે ત્યાં સુધી તેમાં તમે નિરંતર
રહેનાર છો. ખરેખર ત્હારો પરવરદેગાર
સત્ય કરનાર (અને) દાના છે. ૧૨૯. અને
આ પ્રમાણે અમે કેટલાક ઝોલમગારોને
બીજા કેટલાક ઉપર, જે તેઓ કમાય
છે તેને લીધે, સત્તા આપીએ છીએ. ૧૩૦.

فمن يرد الله ان يهديه يشرح صدره
للاسلام ومن يرد ان يضله يجعل صدره
ضيقا حرجا كانما يصعد في السماء كذلك
يجعل الله الرجس على الذين لا يؤمنون ١٢٦
وهذا صراط ربك مستقيما قد فصلنا
الايات لقوم يذكرون ١٢٧ لهم دار
السلام عند ربهم وهو وليهم بما كانوا
يعملون ١٢٨ ويوم يحشرهم جميعا يامعشر
الجن قد استكثرتم من الانس وقال
اولياؤهم من الانس ربنا استمتع بعضنا
ببعض وبلغنا اجلنا الذى اجلت لنا قال
النار مثويكم خالدين فيها الا ما شاء الله
ان ربك حكيم عليم ١٢٩ وكذلك نولى
بعض الظالمين بعضا بما كانوا يكسبون ١٣٠

શું જે માણસ મરી ગયો હતો, પછી જેને અમે સંજીવન કર્યો, અને જેને અમે પ્રકાશ આપ્યો કે જે વડે તે માણસોમાં ચાલે છે તે, તેના જેવો છે કે જે અંધારામાં છે કે જેમાંથી તે બહાર નીકળનાર નથી? આ પ્રમાણે કાફેરો માટે જે તેઓ કરે છે તે, ભપકાદાર દેખાડવામાં આવ્યું છે.૧૨૩. અને આ પ્રમાણે અમે દરેક ગામમાં પાપ કરનાર મુખ્ય માણસો બનાવ્યા છે, એટલા માટે કે તેઓ તેમાં પ્રપંચ કરે, પણ તેઓ પોતાના સિવાય કોઇને છેતરતા નથી, અને તે તેઓ જાણતા નથી.૧૨૪. અને જ્યારે તેઓની પાસે એક નિશાની આવે છે ત્યારે તેઓ કહે છે કે અમે કદી ઇમાન લાવીશું નહિ જ્યાંસુધી કે જે ખુદાના પેયગમ્બરોને આપવામાં આવ્યું છે તેના જેવું અમને આપવામાં આવે. ખુદા વધારે જાણે છે કે તે પોતાનો સંદેશો ક્યાં મૂકે (કોને સોંપે), ¶ જેઓએ પાપ કર્યું છે તેઓ જલદીથી ખુદા તરફથી હલકાઇ અને સખત શિક્ષા પામશે, કારણ કે તેઓ કપટ કરતા હતા.૧૨૫.

اومن كان ميتا فاحييناه وجعلنا له نورا يمشي به في الناس كمن مثله في الظلمات ليس بخارج منها كذلك زين للكافرين ما كانوا يعملون ١٢٣ وكذلك جعلنا في كل قرية اكابر مجرميها ليمكروا فيها وما يمكرون الا بانفسهم وما يشعرون ١٢٤ واذا جاءتهم اية قالوا لن نؤمن حتى نؤتى مثل ما اوتي رسل الله الله اعلم حيث يجعل رسالته سيصيب الذين اجرموا صغار عند الله وعذاب شديد بما كانوا يمكرون ١٢٥

અને તે હલાલ છે તેનું એવું કારણ આપતા હતા કે માણસે મારેલા જાનવરનું માંસ ખાવું એ હલાલ છે તો ખુદાએ મારી નાંખેલાં જાનવરનું માંસ ખાવું એ વધારે હલાલ છે. અહિં હઝરત પેયગમ્બર આ મતને રદ કરે છે.

¶ વલીદ—મોઘેરાએ હઝરત પેયગમ્બરને કહ્યું કે હું પેયગમ્બર થવાને તમારા કરતાં વધારે લાયક છું; કારણ કે હું તમારા કરતાં વધારે પૈસાદાર અને વધારે મ્હોટી ઉમરનો છું. તેથી હઝરત પેયગમ્બર ઉપર આ આયા વહ્ય કરવામાં આવી, જેનો અર્થ એવો થાય છે કે ખુદા પેયગમ્બરી પદવીની બક્ષિશ માણસને ઉમદા કુળ કે પૈસાને લીધે આપતો નથી, પણ ધર્મજ્ઞાન અને અલૌકિક વિદ્યાને લીધે આપે છે, અને પોતાની નજરમાં આવે એવા પોતાના બંદાઓમાંથી જે માણસો તેઓનું કામ પ્રમાણિકપણાથી બજાવશે એમ તે જાણે છે તે માણસોને પેયગમ્બરી પદવી માટે પસંદ કરે છે.

ખરેખર ત્હારો પરવરદેગાર તે માણસને વધારે ઓળખે છે કે જે તે (ખુદા) ને રસ્તેથી આડો જાય છે, અને તે ખરે રસ્તે દોરાયેલાને વધારે જાણે છે. ૧૧૮. પછી તેમાંથી ખાઓ કે જેની ઉપર (કાપતી વખતે) ખુદાનું નામ લેવામાં આવ્યું છે જો તમે તેની નિશાનીઓમાં ઇમાન રાખનાર હો. ૧૧૯. અને તમને શું છે કે તમે તે ચીઝ નહિ ખાઓ કે જેની ઉપર ખુદાનું નામ લેવામાં આવ્યું છે? અને ખરેખર તેણે તમારે માટે, જે ખાવા તમે નાચાર થાઓ તે સિવાય, જે તમારે માટે હરામ કરવામાં આવ્યું છે તેનું વિગતવાર વર્ણન કર્યું છે. અને ખરેખર ઘણા માણસો પોતાની ઇચ્છા પ્રમાણે બીજાઓને જ્ઞાનવગર આડે માર્ગે લઇ જાય છે. ખરેખર ત્હારો પરવરદેગાર હદબહાર જનારાઓને વધારે જાણે છે. ૧૨૦. અને તમે ખુલ્લું પાપ અને તેમજ છૂપું પાપ ‡ છોડી દો. ખરેખર જેઓ પાપ કમાય છે તેઓને જે પોતે કમાયા છે તેને લીધે, જલદીથી બદલો આપવામાં આવશે. ૧૨૧. અને તમે તેમાંથી ખાઓ નહિ કે જેની ઉપર (હલાલ કરતી વખતે) ખુદાનું નામ લેવામાં આવ્યું નથી. અને ખરેખર તે નાફરમાની છે. અને ખરેખર શેતાનો પોતાના મિત્રોને ભમાવે છે એટલા માટે કે તેઓ તમારી સાથે તકરાર કરે; * અને જો તમે તેઓનું ફરમાન ઉઠાવશો તો ખરેખર તમે મોશરેક થશો. ૧૨૨.

ان ربك هو اعلم من يضل عن سبيله وهو
اعلم بالمهتدين ١١٨ فكلوا مما ذكر اسم الله
عليه ان كنتم بايٰته مؤمنين ١١٩ وما لكم
الا تاكلوا مما ذكر اسم الله عليه وقد
فصل لكم ما حرم عليكم الا ما اضطررتم
اليه وان كثيرا ليضلون باهوائهم
بغير علم ان ربك هو اعلم بالمعتدين ١٢٠
وذروا ظاهر الاثم وباطنه ان الذين
يكسبون الاثم سيجزون بما كانوا
يقترفون ١٢١ ولا تاكلوا مما لم يذكر اسم
الله عليه وانه لفسق وان الشياطين
ليوحون الى اوليائهم ليجادلوكم وان
اطعتموهم انكم لمشركون ١٢٢

‡ એટલે કે બધી જાતના જાહેર અથવા છૂપા ગુનાહ. કેટલાક કહે છે કે બાહ્યેંદ્રિઓથી થતા ગુનાહ જાહેર ગુનાહ છે. અને મનમાં ધારેલી દુષ્ટ બાબતો છૂપા ગુનાહ છે. જેમ કે નાસ્તિકપણું વગેરે.

* મૂર્તિપૂજક અરબો મરી ગયેલાં જાનવરોનું માંસ ખાવાને મુસલમાનોને સમજાવતા હતા.

وكذلك جعلنا لكل نبي عدوا شياطين
الانس والجن يوحي بعضهم الى بعض
زخرف القول غرورا ولوشاء ربك
مافعلوه فذرهم ومايفترون ١١٣ ولتصغى
اليه افئدة الذين لا يؤمنون بالاخرة
وليرضوه وليقترفوا ماهم مقترفون ١١٤
افغير الله ابتغى حكما وهو الذى انزل اليكم
الكتاب مفصلا والذين اتيناهم الكتاب
يعلمون انه منزل من ربك بالحق فلا
تكونن من الممترين ١١٥ وتمت كلمت
ربك صدقا وعدلا لا مبدل لكلماته وهو
السميع العليم ١١٦ وان تطع اكثر من فى
الارض يضلوك عن سبيل الله ان يتبعون
الا الظن وان هم الا يخرصون ١١٧

અને આ પ્રમાણે અમે દરેક પેયગમ્બરને માટે શેતાની માણુસ અને જેન્નને દુશ્મન બનાવ્યા છે. તેઓ એક બીજા તરફ છેતરવા માટે શૃંગારિક જૂઠા શબ્દો બોલે છે, પણ જો ત્હારા પરવરદેગારે ઇચ્છયું હોત તો તેઓએ તેમ કર્યું નહોત. માટે તેઓને, જે જૂઠ તેઓ ઘડી કાઢે છે તે સહિત રહેવાદે. ૧૧૩. અને (તેઓ એમ બોલે છે) તે એટલા માટે કે જેઓ કયામતના દિવસને માનતા નથી તેઓનાં અંતઃકરણનું વલણ તે તરફ થાય, અને તે એટલા માટે કે તેઓ તે પસંદ કરે અને તે એટલા માટે કે તેઓ પોતે જે (પાપ) કમાય છે તે તેઓ પણ કમાય. ૧૧૪. શું ત્યારે ખુદા સિવાય હું બીજા કોઇને હોકમ કરનાર ગણું? અને તે તેજ છે કે જેણે તમારી તરફ વિગતવાર કેતાબ ઉતારી છે. અને જેઓને અમે કેતાબ આપી છે, તેઓ જાણે છે કે ખરેખર તે ત્હારા પરવરદેગાર તરફથી સત્ય પૂર્વક ઉતારવામાં આવી છે. ત્યારે તું સંદેહ લાવનારાઓમાંનો થા નહિ. ૧૧૫. અને ત્હારા પરવરદેગારની વાણી (સાબેતી) સત્ય અને ન્યાયપૂર્વક પૂરેપૂરી થઇ છે; તેના શબ્દોને કોઇ ફેરવનાર નથી. અને તે સાંભળનાર (અને) જાણનાર છે. ૧૧૬. અને જેઓ પૃથ્વી ઉપર છે તેઓમાંના ઘંણાખરાંની પ્રમાણે જો તું ચાલીશ તો તેઓ તને ખુદાને રસ્તેથી આડે માર્ગે લઇ જશે. તેઓ અનુમાન સિવાય કશા પ્રમાણે ચાલતા નથી. અને તેઓ માત્ર જૂઠું બોલે છે. ૧૧૭.

દ્રષ્ટિથી તે દ્રશ્ય થતો નથી અને દ્રશ્ય (ચીઝો) તે જુએ છે. અને તે મેહેરબાન (અને) જાણનાર છે. ૧૦૪. ખરેખર તમારી પાસે ચોખ્ખી નિશાનીઓ તમારા પરવરદેગાર તરફથી આવી છે. પછી જે કોઇ તે જુએ તે પોતાનાજ લાભ માટે છે. અને જે કોઇ તેનાથી અંધ રહે છે, તે પોતાનીજ વિરૂધ્ધ છે. અને હું તમારી ઉપર નેગહબાન નથી. ૧૦૫. અને આ પ્રમાણે અમે આયાતને જુદા જુદા પ્રકારમાં ફેરવીએ છીએ, અને તે એટલા માટે કે તેઓ કહે નહિ કે તું (બીજા પાસેથી) શીખ્યો છે, * અને તે એટલા માટે કે જે કોમ જાણે છે તેને માટે અમે વર્ણન આપીએ. ૧૦૬. ત્હારા તરફ ત્હારા પરવરદેગાર પાસેથી જે વહ્ય કરવામાં આવ્યું છે તે પ્રમાણે તું ચાલ. તેના સિવાય બીજો કોઇ ખુદા નથી અને મોશરેકો તરફથી મ્હોં ફેરવ. ૧૦૭. અને જો ખુદાની મરજી હોત તો તેઓ મોશરેક થાત નહિ, અને અમે તને તેઓની ઉપર નેગહબાન બનાવ્યો નથી, અને તું તેઓની ઉપર તપાસ રાખનાર નથી. ૧૦૮. અને તમે તેઓને આપ શબ્દ કહો નહિ, કે જેઓ ખુદા સિવાય બીજાની બંદગી કરે છે કે જેથી તેઓ અજ્ઞાનથી ખુદાને દુસ્મનાઇને લીધે અપશબ્દ કહે; ‡ આ પ્રમાણે અમે દરેક કોમ માટે તેનાં કામ શોભિત કર્યાં છે. પછી તેઓનું પાછું ફરવું પોતાના પરવરદેગાર તરફ છે. ત્યારે જે તેઓ કરતા હતા તે વિષે તે તેઓને ખબર આપશે. ૧૦૯.

لا تدركه الابصار وهو يدرك الابصار
وهو اللطيف الخبير ١٠٤ قد جاءكم
بصائر من ربكم فمن ابصر فلنفسه ومن
عمى فعليها وما انا عليكم بحفيظ ١٠٥
وكذلك نصرف الايات وليقولوا درست
ولنبينه لقوم يعلمون ١٠٦ اتبع ما اوحى
اليك من ربك لا اله الا هو واعرض عن
المشركين ١٠٧ ولو شاء الله ما اشركوا
وما جعلناك عليهم حفيظا وما انت عليهم
بوكيل ١٠٨ ولا تسبوا الذين يدعون
من دون الله فيسبوا الله عدوا بغير علم
كذلك زينا لكل امة عملهم ثم الى ربهم
مرجعهم فينبئهم بما كانوا يعملون ١٠٩

* કારણ કે અરબો એવું કહેતા હતા કે જેબર અને યસાર નામના બે ગુલામો જેઓ રૂમના કેદીઓ હતા તેઓની પાસેથી હઝરત પેયગમ્બર આ બધું શીખ્યા છે.

‡ અરબોએ હઝરત પેયગમ્બરને કહ્યું કે જો તમે અમારી મૂર્તિઓની નિંદા કરશો તો અમે

ومن النخل من طلعها قنوان دانية
وجنات من اعناب والزيتون والرمان
مشتبها وغير متشابه انظروا الى ثمره
اذا اثمر وينعه ان فى ذلكم لايات لقوم
يؤمنون ١٠٠ وجعلوا لله شركاء الجن
وخلقهم وخرقوا له بنين وبنات بغير
علم سبحانه وتعالى عما يصفون ١٠١
بديع السموات والارض انى يكون له
ولد ولم تكن له صاحبة وخلق كل شئ
وهو بكل شئ عليم ١٠٢ ذلكم الله
ربكم لا اله الا هو خالق كل شئ
فاعبدوه وهو على كل شئ وكيل ١٠٣

અને તેમજ ખજુરીનાં ઝાડમાંથી તેના મહોરમાંથી ધીચ લુમખા (અમે બહાર કાઢયા છે); અને તેમજ દ્રાક્ષ અને છીતવૃક્ષ અને દાડમની વાડીઓ (અમે ઉત્પન્ન કરી છે,) કે જે એક બીજાને (આકારમાં) મળતાં અને (સ્વાદમાં) નથી મળતાં. તમે તેનાં ફળ તરફ જુઓ જ્યારે તે ફળ આપે છે, તેમજ તેના પાક તરફ (જુઓ). ખરેખર આમાં જે કોમ ઇમાન લાવે છે તે કોમ માટે નિશાનીઓ છે. ૧૦૦ અને તેઓએ ખુદા સાથે જેન્નને ભાગીદાર ગણ્યા છે‡ જો કે તેણે તેઓને પેદા કર્યા છે, અને તેઓએ ખુદા માટે દીકરા અને દીકરીઓ જ્ઞાન વગર ઘડી કાઢયાં છે. જે વિશેષણો તેઓ તેને આપે છે તેનાથી તે પાક અને દૂર છે. ૧૦૧. તે આકાશો અને પૃથ્વીનો પેદા કરનાર છે. કયાંથી તેને દીકરો હોય જ્યારે તેને કોઇ સ્ત્રીનો સંગ નથી? અને તેણે દરેક ચીઝ પેદા કરી છે, અને તે સર્વ ચીઝ જાણનાર છે. ૧૦૨. આજ તમારો ખુદા તમારો પરવરદેગાર છે, તેના સિવાય બીજો કોઇ ખુદા નથી. તે સર્વ વસ્તુનો પેદા કરનાર છે; માટે તેનીજ તમે બંદગી કરો, અને તે સર્વ વસ્તુ ઉપર નેગહબાન છે. ૧૦૩.

‡ આનો સંબંધ મજુસ (અગ્નિપૂજક) સાથે છે, જેઓ યઝદાન અને એહરેમન નામના બે ખુદાને માને છે; પહેલાને સારા કામના પેદા કરનાર તરીકે અને બીજાને નઠારા કામના પેદા કરનાર તરીકે. અને નીચેના વાકયોનો સંબંધ યહુદી અને ખ્રિસ્તિઓ સાથે છે કે જેઓ હઝરત ઈસા અને ઓઝાઇરને ખુદાના છોકરા માને છે. અને તેમજ તે વાકયોનો સંબંધ મકકાના કાફેરો સાથે છે કે જેઓ ફેરેસ્તાઓને ખુદાની દીકરીઓ માને છે.

ان الله فالق الحب والنوى يخرج الحي من
الميت ومخرج الميت من الحي ذلكم الله
فانى تؤفكون ٩٦ فالق الاصباح وجعل
الليل سكنا والشمس والقمر حسبانا ذلك
تقدير العزيز العليم ٩٧ وهو الذى جعل
لكم النجوم لتهتدوا بها فى ظلمات البر
والبحر قد فصلنا الايات لقوم يعلمون ٩٨
وهو الذى انشاكم من نفس واحدة
فمستقر ومستودع قد فصلنا الايات لقوم
يفقهون ٩٩ وهو الذى انزل من السماء
ماء فاخرجنا به نبات كل شئ فاخرجنا
منه خضرا نخرج منه حبا متراكبا

ખરેખર ખુદા દાણાને અને ખજુરના ઠળીયાને ફોડી ઉગાડનાર છે. તે જીવતું નિર્જીવમાંથી§ બહાર કાઢે છે, અને નિર્જીવને જીવતામાંથી બહાર કાઢનાર છે, * આજ તમારો ખુદા છે; ત્યારે તમે કયાં ફરી જાઓ છો ? ૯૬. તે સવારના પરોઢીઆનો ઉદય કરનાર છે અને તેણે રાત્રિને વિસામાની જગ્યા બનાવી છે અને સૂર્ય અને ચંદ્રને વખતની ગણતરી માટે પેદા કર્યા છે; આ શકિતમાન ( અને ) દાના ( ખુદાની ) રચના છે.૯૭. અને ખુદા તેજ છે કે જેણે તમારે માટે તારા બનાવ્યા છે કે જેવડે તમે જમીન અને સમુદ્રનાં અંધારામાં રસ્તો શોધી કાઢો. ખરેખર જે કોમ જાણે છે તેને માટે અમે નિશાનીઓનું વિગતવાર વર્ણન આપ્યું છે. ૯૮. અને ખુદા તેજ છે કે જેણે તમને સઘળાને એકજ માણસથી પેદા કર્યા છે. પછી (તમારે માટે) આરામ લેવાનું ચોકસ રહેઠાણ અને અમાનતની† જગ્યા છે. ખરેખર જે કોમ સમજે છે તેને માટે અમે નિશાનીઓ સ્પષ્ટ બતાવી છે. ૯૯. અને ખુદા તેજ છે કે જેણે આસમાનમાંથી પાણી નીચે મોકલ્યું છે, પછી અમે તેવડે સઘળી જાતની વનસ્પતિ બહાર લાવ્યા છીએ; પછી તેમાંથી અમે લીલા ફણગા બહાર કાઢયા છે, તેમાંથી અમે જથ્થાબંધ દાણા બહાર કાઢીએ છીએ,

§ જેવી રીતે કે ખુદા બીમાંથી ડાળીઓ પેદા કરે છે અથવા તો વીર્યમાંથી બાળકને અથવા ઇંડાંમાંથી કુકડીને પેદા કરે છે.

* ઝાડ માણસ અને કુકડીમાંથી બી, વીર્ય, અને ઇંડાં નીકળે છે તેવી રીતે.

† "ચોકસ રહેઠાણ" એટલે કે તમારા બાપની કમરમાં અથવા તો કેટલાકના મત પ્રમાણે આ દુનિયામાં; અને "અમાનતની જગ્યા" એટલે તમારી માના ગર્ભાશયમાં અથવા કબરમાં.

ومن قال سانزل مثل ما انزل الله
ولو ترى اذ الظالمون فى غمرات الموت
والملائكة باسطوا ايديهم اخرجوا
انفسكم اليوم تجزون عذاب الهون
بما كنتم تقولون على الله غير الحق
وكنتم عن اياته تستكبرون ٩٤ ولقد
جئتمونا فرادى كما خلقناكم اول مرة
وتركتم ما خولناكم وراء ظهوركم
وما نرى معكم شفعاءكم الذين زعمتم
انهم فيكم شركؤا لقد تقطع بينكم وضل
عنكم ما كنتم تزعمون ٩٥

અને જેણે કહ્યું કે ખુદાએ જે મોકલ્યું છે તેના જેવું હું જલદીથી મોકલીશ? ‡ અને જો તું જોઇશ કે જ્યારે ઓલમગારો મોતના દુઃખમાં હોય છે અને ફેરેશતાઓ પોતાના હાથ લાંબા કરે છે (એવું કહીને) કે તમારે જીવ બહાર કાઢો ( ત્યારે તેઓની ખરાબ સ્થિતિ ત્હારા જોવામાં આવશે ); આ દિવસેજ તમને હલકાઇ પમાડનાર શિક્ષાથી બદલો આપવામાં આવશે. કારણ કે તમે ખુદા વિષે અસત્ય બોલતા હતા, અને તમે તેની આયાત તરફ મગરૂરી બતાવતા હતા. ૯૪. અને ખરેખર તમે મ્હારી પાસે એકલા આવ્યા છો જેમ અમે તમને પ્રથમ પેદા કર્યા હતા, અને જે અમે તમને આપ્યું હતું તે તમે તમારી પીઠ પછવાડે પડતું મૂક્યું છે, અને અમે તમારી સાથે તમારા તે ભાગીદાર કરનારાઓને§ જોતા નથી કે જેઓ તમે ધારતા હતા કે, તમારી વચ્ચે ( ખુદાના ) ભાગીદાર છે. ખરેખર તે ( સંબંધ ) તમારી વચ્ચે હવે તુટી ગયો, અને જે ભાગીદારો તમે ધારતા હતા તે તમારી પાસેથી ગુમ થઇ ગયા છે. ૯૫.

‡ આ માણસ હઝરત પેયગમ્બરનો વહી લખનાર અબ્દુલ્લાહ-બેન-સઅદ હતો. જ્યારે ૨૩ મા પ્રકરણની ૧૨ મી તથા ૧૪ મી આયા હઝરત પેયગમ્બરે તેને ઉતરાવી ત્યારે તે અજબ થઈ બોલી ઉઠ્યો કે " ઉત્તમ પેદા કરનાર ખુદાનાં વખાણ થાઓ " હઝરત પેયગમ્બરે આ વાક્ય પણ તેને લખી લેવાનું કહ્યું, કારણ કે એ વાક્ય પણ વહી થયેલા ફકરાનો એક ભાગ હતો, આથી અબ્દુલ્લાહને શંકા થઈ અને તે વિચારમાં પડ્યો કે તેને પણ વહી મળે છે.

§ એટલે કે મૂર્તિઓ અને ખોટા ખુદાઓ.

અને તેઓએ ખુદાને, જે માન તેને યોગ્ય છે, તે આપ્યું નથી, કારણ કે તેઓએ કહ્યું કે ખુદાએ મનુષ્ય ઉપર કંઇ ચીઝ નીચે ઉતારી નથી. કહે કોણે તે કેતાબ નીચે મોકલી કે જે સહિત મુસા આવ્યો (અને) જે માણસો માટે રોશની અને રસ્તો દેખાડનાર હતી? તમે તેને કાગળના કટકા બનાવો છો, તેમાંથી (થોડું) તમે ઝાહેર કરો છો અને ઘણો ભાગ સંતાડો છો; અને તમને તે શીખવવામાં આવ્યું છે કે જે તમે અને તમારા બાપદાદા જાણતા ન હોતા. કહે અલ્લાહે (મોકલી છે); પછી તું તેઓને પોતાની અર્થ વગરની વાતોમાં રમવા દે. ૯૨. અને આ તે કેતાબ છે કે જે અમે નીચે મોકલી છે. તે મોબારક (ફાયદા કારક) છે. તે તેની પહેલાં જે હતી તેની સત્યતા બતાવનાર છે. અને તે એટલા માટે કે તું મકકાના $ માણસોને, અને તેની આસપાસ જેઓ છે તેઓને, ચેતવણી આપે; અને જેઓ કયામતના દિવસ ઉપર ઇમાન લાવે છે, તેઓ તેની ઉપર ઇમાન લાવશે; અને તેઓ પોતાની નમાઝ સાચવે છે. ૯૩. અને તેના કરતાં વધારે ઝોલમગાર કોણ છે કે જેણે ખુદા વિષે જૂઠાણું ઘડી કાઢયું છે, અથવા કહ્યું કે મ્હારા તરફ વહી કરવામાં આવ્યો છે* અને તેના તરફ કંઇ ચીઝ વહી કરવામાં આવી નથી;

وما قدروا الله حق قدره اذقالوا ما انزل
الله على بشر من شيء قل من انزل الكتاب
الذى جاء به موسى نورا وهدى للناس
تجعلونه قراطيس تبدونها وتخفون كثيرا
وعلمتم ما لم تعلموا انتم ولا اباؤكم قل
الله ثم ذرهم فى خوضهم يلعبون ٩٢
وهذا كتاب انزلناه مبارك مصدق الذى
بين يديه ولتنذر ام القرى ومن حولها
والذين يؤمنون بالاخرة يؤمنون به وهم
على صلاتهم يحافظون ٩٣ ومن اظلم
ممن افترى على الله كذبا او قال اوحى
الى ولم يوح اليه شىء

$ મકકા બધા દેશની માતા કહેવાય છે, કારણ કે બીજા બધા શહેરો ખુદાએ તેની નીચેથી બહાર કાઢયાં છે અથવા તો તે આખી દુનિયાનું ઝેબુલા છે.

* એટલે કે ખુદા પાસેથી વહી મળ્યું છે એવો ખોટો ડોળ કરવો; જેવી રીતે કે મુસૈલેમાકઝઝાબ મુર્ખાઈ ભરેલાં અને અર્થ રહિત વાકયો એકઠાં કરી કહેતો કે આ મ્હારી તરફ વહી થયેલો છે. અથવા તો જેવી રીતે અસ્વદે અનસી કહેતો કે એક માણસ ગધેડા ઉપર બેસીને મ્હારી પાસે આવી મને વહી કરે છે.

અને તેમજ ઝકરીય્યા અને યહ્યા અને ઇસા અને એલ્યાસ સર્વ પવિત્ર પેયગમ્બરો છે. ૮૬. અને તેમજ એસ્માઇલ અને અલયસઅ અને યુનોસ અને લૂત * અને સવને અમે સઘળી આલમ ઉપર શ્રેષ્ઠતા આપી છે. ૮૭. અને તેમજ તેઓના બાપદાદાઓ અને તેઓના ફરઝંદો અને તેઓના ભાઇઓમાંના કેટલાકને (અમે રસ્તો બતાવ્યો), અને તેઓને અમે પસંદ કર્યા અને તેઓને અમે ખરે રસ્તે દોર્યા. ૮૮. આ ખુદાનો ધર્મ છે કે જેવડે પોતાના બંદાઓમાંથી જેને તે ચાહે તેને તે રસ્તો બતાવે છે, અને જો તેઓ મોશરેક થાય તો જે તેઓએ કર્યું છે તે તેઓની પાસેથી નાબુદ થશે. ૮૯. આ લોકો તેઓજછે કે જેઓને અમે કેતાબ અને જ્ઞાન અને પેયગમ્બરી પદવી આપી છે; પછી જો તે લોકો (મોશરેકો) તેને માને નહીં તો ખરેખર અમે તે માટે એવી એક કોમ મુકર્રર કરીછે કે જેને તે માન્યા વગર રહેશેજ નહી. ૯૦. આ પેયગમ્બરો તેઓજ છે કે જેઓને ખુદાએ ખરો રસ્તો બતાવ્યોછે; ત્યારે તું તેમના રસ્તા પ્રમાણે ચાલ: કહે હું તેને વાસ્તે તમારી પાસે કંઇ બદલો માગતો નથી. સર્વ આલમ માટે, આએક શિખામણ સિવાય બીજું કાંઇ નથી. ૯૧.

وزكريا ويحيى وعيسى والياس كل من
الصالحين ٨٦ واسمعيل واليسع ويونس
ولوطا وكلا فضلنا على العالمين ٨٧ ومن
اباۤئهم وذرياتهم واخوانهم واجتبيناهم
وهديناهم الى صراط مستقيم ٨٨ ذلك
هدى الله يهدي به من يشاۤء من عباده
ولو اشركوا لحبط عنهم ما كانوا
يعملون ٨٩ اولئك الذين اتيناهم الكتاب
والحكم والنبوة فان يكفر بها هؤلاۤء
فقد وكلنا بها قوما ليسوا بها بكافرين ٩٠
اولئك الذين هدى الله فبهديهم اقتده
قل لا اسئلكم عليه اجرا ان هو الا
ذكرى للعالمين ٩١

* આ પેયગમ્બરોનાં નામ કોરઆને શરીફમાં જુદે જુદે ઠેકાણે આવે છે, અને, મેં તેઓના ઇતિહાસ અને વૃત્તાંત જ્યાં તેઓનાં નામ આવે છે ત્યાં આપ્યા છે.

وسع ربي كل شيء علما افلا تتذكرون ٨١
وكيف اخاف ما اشركتم ولا تخافون
انكم اشركتم بالله ما لم ينزل به عليكم
سلطانا فاي الفريقين احق بالامن ان
كنتم تعلمون ٨٢ الذين امنوا ولم يلبسوا
ايمانهم بظلم اولئك لهم الامن وهم
مهتدون ٨٣ وتلك حجتنا اتيناها ابرهيم
على قومه نرفع درجات من نشاء ان
ربك حكيم عليم ٨٤ ووهبنا له اسحق
ويعقوب كلا هدينا ونوحا هدينا من
قبل ومن ذريته داود وسليمان وايوب
ويوسف وموسى وهرون وكذلك
نجزى المحسنين ٨٥

મ્હારા પરવરદેગારના જ્ઞાનમાં સર્વે વસ્તુ સમાયેલી છે. શું તમે શિખામણ લેતા નથી? ૮૧. અને જેને તમે ખુદા સાથે શરીક ગણોછો તેનાથી હું કેમ ડરૂં? અને તમે પોતેજ ડરતા નથી કે તમે તે ચીજને ખુદા સાથે શરીક કરો છો કે જેને વિષે તમારા ઉપર કાંઇ સાબેતી નીચે મોકલવામાં આવી નથી. ત્યારે આ બે ફેરકામાંથી નિર્ભય થવા વધારે યોગ્ય કોણ છે જો તમે જાણતા હો તો? ૮૨. જેઓએ ઇમાન આણ્યું છે અને પોતાના ઇમાનને કાફેરપણા સાથે ભેળવ્યું નથી, તેઓને માટે સલામતી છે. અને તેઓએ ખરો રસ્તો મેળવ્યો છે. ૮૩. અને આ અમારી દલીલ છે કે જે અમે એબ્રાહીમને તેની કોમની વિરૂધ્ધ આપી; જેને અમે ચાહીએ તેનો દરજો અમે ઊંચો કરીએ છીએ, ખરેખર ત્હારો પરવરદેગાર સત્ય કરનાર (અને) દાના છે. ૮૪. અને અમે તેને એસહાક અને યઅકુબની બક્ષિશ કરી. દરેકને અમે રસ્તો દેખાડયો અને નુહને તે અગાઉ અમે રસ્તો બતાવ્યો. અને તેમજ તેના વંશજોમાંથી, દાવુદ અને સોલયમાન અને અય્યુબ અને યુસોફ અને મુસા અને હારૂનને પણ; અને આ પ્રમાણે અમે સારૂં કામ કરનારાઓને બદલો આપીએ છીએ. ૮૫.

---

આસપાસના જુવાનીયા કોણ છે? તેને જવાબ મળ્યો કે તે ખુદા છે અને તે જુવાનીયાઓ તેના પેદા કરેલા બંદા છે, હઝરત એબ્રાહીમે હસીને કહ્યું કે આ તે કેવો ખુદા કે જેણે પોતાના કરતાં પોતાના બંદાઓને વધારે ખુબસુરત પેદા કર્યા છે?

وكذلك نرى ابرهيم ملكوت السموات
والارض وليكون من الموقنين ٧٦ فلما
جن عليه الليل را كوكبا قال هذا ربى
فلما افل قال لا احب الافلين ٧٧ فلما
را القمر بازغا قال هذا ربى فلما افل قال
لئن لم يهدنى ربى لا كونن من القوم
الضالين ٧٨ فلما را الشمس بازغة قال هذا
ربى هذا اكبر فلما افلت قال يا قوم انى
برى ء مما تشركون ٧٩ انى وجهت وجهى
للذى فطر السموات والارض حنيفا وما
انا من المشركين ٨٠ وحاجه قومه قال
اتحا جونى فى الله وقد هدان ولا اخاف
ما تشركون به الا ان يشاء ربى شيئا

અને આ પ્રમાણે અમે એબ્રાહીમને
આકાશ અને પૃથ્વીની પાદશાહી (ની
અજાયેબી) બતાવી, અને તે એટલા માટે
કે તે ખાતરી પૂર્વક માનનારાઓમાંનો
થાય. ૭૬. પછી જ્યારે અંધારી રાત
તેના ઉપર આવી, ત્યારે તેણે એક તારો
જોયો. તેણે કહ્યું કે આ મ્હારો પરવરદેગાર
છે, પણ જ્યારે તે અસ્ત પામ્યો, ત્યારે તેણે
કહ્યું કે હું અસ્તપામનારાઓને ચાહતો
નથી. ૭૭. પછી જ્યારે તેણે ચંદ્રને
ચઢતો ચળકતો જોયો ત્યારે તેણે કહ્યું
કે આ મ્હારો પરવરદેગાર છે, પછી
જ્યારે તે પણ અસ્ત પામ્યો, ત્યારે તેણે
કહ્યું કે જો મ્હારો પરવરદેગાર મને
સિધ્ધો રસ્તો બતાવે નહિ, તો હું ખચિત્
આડે માર્ગે ગયેલી કોમમાંનો થઇશ. ૭૮.
પછી જ્યારે તેણે સૂર્યને પ્રકાશતો ચઢતો
જોયો, ત્યારે તેણે કહ્યું કે આ મ્હારો
પરવરદેગાર છે. આ વધારે મ્હોટો છે.
પણ જ્યારે તે અસ્ત પામ્યો ત્યારે તેણે
કહ્યું કે હે મ્હારા લોકો, ખરેખર જેને
તમે (ખુદાનો) શરીક ગણોછો તેનાથી
હું દૂર છું. ૭૯. ખરેખર મેં મ્હારૂં મ્હોં
તેના તરફ ફેરવ્યું છે કે જેણે આકાશો
અને પૃથ્વી ઉત્પન્ન કરી છે. હું હનીફધર્મ
(સત્યધર્મ) પાળનાર છું, અને હું
મોશરેકોમાંનો નથી. ૮૦. અને તેની
કોમે તેની સાથે તકરાર કરી. તેણે કહ્યું
શું તમે મ્હારી સાથે ખુદા વિષે દલીલ
કરોછો, † જો કે તણે મને સિધ્ધો રસ્તો
બતાવ્યો છે? અને મ્હારો પરવરદેગાર
જે કાંઇ ઇચ્છે તે સિવાય જેને તમે તેની
સાથે શરીક કરોછો તેનાથી હું બ્હીતો નથી.

† એમ કહેવામાં આવ્યું છે કે જ્યારે હજરત એબ્રાહીમને નમરૂદ પાસે લઇ જવામાં આવ્યા ત્યારે હજરત એબ્રાહીમે તેને કદરૂપ ચ્હેરાવાળો અને બેડોળ આકૃતિનો જોયો. અને તેની આસપાસ ખુબ સુરત લાવણ્યતાવાળા જુવાનીયા હતા. હજરત એબ્રાહીમે પૂછ્યું કે આ કોણ છે અને તેની

અદ્રશ્ય અને દ્રશ્ય તે જાણનાર છે; અને તે સત્ય કરનાર (અને) ખબર રાખનાર છે.૭૪. અને (યાદકર) જ્યારે એબ્રાહીમે§ પોતાના પિતા આઝરને કહ્યું શું તું મૂર્તિઓને ખુદા તરીકે લે છે? ખરેખર હું તને અને ત્હારા લોકોને ચોખ્ખી ભૂલમાં જોઉં છું.૭૫.

عالم الغيب والشهادة وهو الحكيم الخبير ٧٤
واذ قال ابرهيم لابيه ازر اتتخذ اصناما الهة
انى اريك وقومك فى ضلال مبين ٧٥

§ હઝરત એબ્રાહીમના બાપના નામ વિષે અને તેની તવારીખ વિષે તફસીર લખનારા ભિન્ન ભિન્ન મત આપે છે. તેઓ સઘળા એક મતે કહે છે કે તેના બાપનું અસલ નામ તારેખ હતું. પણ કેટલાક કહે છે કે આઝર તેનું ઉપનામ હતું, અને કેટલાક એમ કહે છે કે તે તેના કાકાનું નામ હતું અને કાકાને બાપ કહેવો એ અરબ લોકોમાં સાધારણ રિવાજ છે. હઝરત નુહના વંશમાંથી કનઆનનો દીકરો નમરૂદ કે જે બાબુલનો મ્હોટો રાજા હતો તેના વખતમાં હઝરત એબ્રાહીમ જન્મ્યા હતા. એક રાતે તે રાજાને સ્વપ્નું આવ્યું કે તે દેશની દ્રષ્ટિ મર્યાદામાં એક તારો ઉગ્યો, જેના પ્રકાશે સૂર્ય અને ચંદ્રને ઢાંકી દીધા. તેના જોશીઓએ તેને કહ્યું કે આ ત્હારા સ્વપ્નાનો અર્થ એ છે કે એક આશ્ચર્યકારક છોકરો જન્મશે જે ત્હારો અને ત્હારા રાજ્યનો નાશ કરશે. તેણે પહેલ વહેલાં એવો હોકમ કર્યો કે તે વર્ષમાં તેના રાજ્યના સઘળા પુરૂષોએ સ્ત્રીઓથી અલગ રહેવું; પણ હઝરત એબ્રાહીમની મા પોતાના ધણીને છૂપી રીતે મળવાથી ગર્ભવંતી થઇ, ત્યાર બાદ ફેરઔનને કહેવામાં આવ્યું કે પુત્રની ઉત્પત્તિ ગર્ભસ્થાનમાં થઈ ચૂકી છે તેથી તેણે હોકમ કર્યો કે તે વર્ષે જે દરેક છોકરો જન્મે તેને મારી નાંખવો. આ કારણથી સ્ત્રીઓની તપાસ રાખવાને સૂયાણીઓ નીમવામાં આવી: એવું કહેવામાં આવ્યું છે કે હઝરત એબ્રાહીમની માને શરીર પર ગર્ભની કંઇ નિશાની દેખાતી ન હોતી, તેથી સૂયાણી તેને પારખી શકી નહિ. અને જ્યારે પ્રસવની વેદના તેણીને થવા માંડી ત્યારે તેણી શહેરમાંથી બહાર ગઇ અને બાબુલના પરામાંની એક ગુફામાં છોકરાને જન્મ આપ્યો, અને ત્યાં તેને સંતાડીને પોતાના ધણીને ખબર આપી કે મને પુત્રનો પ્રસવ થયો છે; પણ તે મરેલો હોવાથી તેને દાટી દીધો છે. બીજે દિવસ તે ગુફામાં ગઇ અને પોતાના દીકરાને અંગુઠો ધાવતો જોયો, વળી તેણીએ જોયું કે એક અંગુઠામાંથી દૂધ વહેતું હતું અને બીજામાંથી મધ વહેતું હતું. પંદર મહિનામાં હઝરત એબ્રાહીમ પંદર વર્ષના છોકરા જેટલા વધ્યા. તેની માએ પોતાના ધણીને ખબર કરી કે બ્હીકને લીધે હું તે વખતે જૂઠું બોલી હતી. પછી તેના દીકરાને જોવા માટે તેણી તેને ગુફામાં લઈ ગઈ. તે છોકરાએ ખરા ખુદા તરફ આસ્થા બતાવવા માંડી, અને મૂર્તિપૂજા પ્રત્યે તે તિરસ્કાર બતાવવા લાગ્યા. ગુફામાં તે કેટલા વર્ષ રહ્યા તે વિષે તફસીર લખનારા જુદા જુદા મતના છે. કેટલાક કહે છે કે સાત વર્ષ, કેટલાક તેર, કેટલાક પંદર અને કેટલાક સત્તર કહે છે. તે વખતના કેટલાક લોકો સૂર્ય, ચંદ્ર અને તારાની પૂજા કરતા હતા, કેટલાક મૂર્તિની પૂજા કરતા હતા, અને કેટલાક નમરૂદની પૂજા કરતા હતા, તેથી જ્યારે તે પોતાની મા સાથે ગુફામાંથી બહાર આવ્યા ત્યારે નીચેની આયાતમાં લખ્યા મુજબ તેઓનો ધર્મ ખોટો છે એવી તેઓને ખાતરી કરી આપવાને માટે તે દલીલ કરવા લાગ્યા.

તેઓને પીવા માટે ઉકળતું પાણી અને દુઃખદાયક શિક્ષા છે કારણ કે તેઓ માનતા નહોતા. ૭૦. કહે, ખુદા સિવાય જે કોઇ અમને કાંઈ ફાયદો કે કાંઇ ઇજા કરતો નથી, તેની શું અમે બંદગી કરીશું? અને ખુદાએ અમને ખરો રસ્તો બતાવ્યો તે પછી શું અમે અમારી એડી ઉપર પાછા * ફરીશું? (ત્યારે અમે) તેના જેવા (થઇશું) કે જેને શેતાન પૃથ્વી ઉપર આડે માર્ગે લઇ ગયો છે અને જે ગભરાઇ ગયો છે, † તેને તેના મિત્રો ખરા રસ્તા તરફ બોલાવે છે કે અમારી પાસે આવ. કહે. ખરેખર ખુદાએ બતાવેલો રસ્તો (એસ્લામ) તેજ ખરો રસ્તો છે. અને અમને હોકમ થયો છે કે અમે સર્વ સૃષ્ટિના પાળકને આધીન થઇએ. ૭૧. અને (વળી હોકમ થયો છે) કે નમાઝ પઢો અને તેનો ડર રાખો, અને ખુદા તેજ છે કે જેના તરફ તમને સઘળાને એકઠા કરવામાં આવશે. ૭૨. અને ખુદા તેજ છે કે જેણે આકાશો અને પૃથ્વીને સત્યતાથી પેદા કરી છે, અને (તે દિવસ યાદ કર) કે જે દિવસે તે કહે છે કે "થા" અને તે થાય છે. ૭૩. તેની વાણી સત્ય છે; અને તે દિવસે તેનીજ પાદશાહી છે કે જે દિવસે સુરમાં ફુંકવામાં § આવશે.

لهم شراب من حميم وعذاب اليم بما
كانوا يكفرون ٧٠ قل اندعوا من دون
الله مالا ينفعنا ولا يضرنا ونرد على
اعقابنا بعد اذ هدينا الله كالذى استهوته
الشياطين فى الارض حيران له اصحاب
يدعونه الى الهدى ائتنا قل ان هدى الله
هو الهدى وامرنا لنسلم لرب العالمين ٧١
وان اقيموا الصلوة واتقوه وهو الذى
اليه تحشرون ٧٢ وهو الذى خلق
السموات والارض بالحق ويوم يقول
3/4 كن فيكون ٧٣ قوله الحق وله الملك
يوم ينفخ فى الصور

* સુરા ૨ જી આયા ૧૪૩ નું ટિપ્પણ જુઓ.

† ધર્મ ભ્રષ્ટ થએલો માણસ એવા માણસ જેવો છે કે જેને મોમેનના કાફલામાંથી છીનવી લઇને એક ભયંકર રણમાં નાંખવામાં આવ્યો હોય છે. તેના સાથીઓ પોતાની પાસે અને સાચે રસ્તે આવવાનું તેને પોકારી કહે છે. પણ પિશાચો અને ભૂતો તેને ખેંચી આડે માર્ગ લઈ જાય છે.

§ "સુર" એ એક ઝાતનું સીંગડું છે કે જે કયામતના દિવસ પહેલાં ત્રણ વખત એસરાફીલ ફેરેસ્તો વગાડશે (પ્રસ્તાવના જુઓ.)

وكذب به قومك وهو الحق قل لست
عليكم بوكيل ٦٦ لكل نبا مستقر وسوف
تعلمون ٦٧ واذا رايت الذين يخوضون
في اياتنا فاعرض عنهم حتى يخوضوا في
حديث غيره واما ينسينك الشيطان فلا
تقعد بعد الذكرى مع القوم الظالمين ٦٨
وما على الذين يتقون من حسابهم من
شيء ولكن ذكرى لعلهم يتقون ٦٩
وذر الذين اتخذوا دينهم لعبا ولهوا
وغرتهم الحيوة الدنيا وذكر به ان تبسل
نفس بما كسبت ليس لها من دون الله ولي
ولا شفيع وان تعدل كل عدل لا يؤخذ
منها اولئك الذين ابسلوا بما كسبوا

અને ત્હારા લોકોએ તે જૂઠું કહ્યું, પણ તે તો સત્ય છે. કહે, હું તમારી ઉપર નેગહબાન નથી. ૬૬. દરેક ચીજ માટે વખત મુકર્રર થયેલ છે, અને તમે જલદીથી જાણુશો. ૬૭. અને જ્યારે તું તેઓને જો કે જેઓ અમારી આયાત વિષે વાતચીત કરે છે (વાંકું બોલે છે) ત્યારે તું તેઓ તરફથી મ્હોં ફેરવ, જ્યાંસુધી કે તેઓ તે સિવાય બીજી બાબત વિષે વાતચીત કરે. પણ જો તને શેતાન ભુલાવી દે તો યાદ આવ્યા પછી તું ઝોલમગાર લોકો સાથે બેસ નહિ. ૬૮. અને જેઓ પરહીઝગારી કરે છે તેઓના ઉપર, તેમના હેસાબ (ગુનાહ) માંથી કંઇ નથી, * પણ તેઓએ શિખામણ આપવી જોઇએ કે કદાચ્ તેઓ પરહીઝગારી કરે. ૬૯. અને તેઓને તું તજી દે કે જેઓએ પોતાના ધર્મને એક રમત અને ગમત ગણી કાઢી છે, અને તેઓને આ દુનિયાની જિંદગીએ છેતર્યા છે, અને તેમને તું તે (કોરઆન) વડે શિખામણ આપ કે જેથી દરેક જણે જે કર્યું છે તેનાથી તે સપડાઇ જાય નહિ. તેને માટે ખુદા સિવાય કોઇ મદદગાર અને શફાઅત (ભલામણ) કરનાર નથી. અને જો તે છુટકારાને માટે જોઇએ તે બદલો આપે, તોપણ તે તેની પાસેથી લેવામાં આવશે નહિ. આ લોકો તેજ છે કે જેઓ, જે તેઓ કમાયા છે તેને લીધે પકડાઇ ગયા છે.

અને અબ્રાહાના સૈન્યેનો નાશ કર્યો. અથવા તો નીચેના તોફાનથી; જેમ કે ખુદાએ ફેરઔન અને તેના લશ્કરનો દરયામાં નાશ કર્યો. અથવા કારૂનનો કે જેને પૃથ્વીની નીચે ઉતારી દેવામાં આવ્યો હતો. * ચોથા પ્રકરણની ૧૪૦ મી આયા આને માટે જુઓ.

અને તે પોતાના બંદા ઉપર સત્તા રાખનાર છે, અને તે તમારા ઉપર નેગહબાનો નીચે મોકલે છે;§ આખરે જ્યારે તમારામાંના કોઇને મોત આવે છે, ત્યારે તેનો જીવ અમારા મોકલેલા (ફેરેશતાઓ) લઇ લે છે, અને તેઓ ભૂલ કરતા નથી. ૬૧. પછી તેઓને ખુદા, તેઓના સત્ય ધણી, તરફ લઇ જવામાં આવશે. જાણો, હોકમ તેનોજ છે અને તે જલદીથી હેસાબ લેનાર છે. ૬૨. કહે કે ઝમીન અને સમુદ્રના અંધકારમાંથી તમને કોણ બચાવે છે? તમે તેની નમ્રતા પૂર્વક અને છુપીરીતે પ્રાર્થના કરો છો કે જો તું આમાંથી અમને બચાવશે તો અમે ખચિત્ આભાર માનનારાઓમાંના થઇશું. ૬૩. કહે, ખુદા તેમાંથી તમને બચાવે છે, અને તેમજ દરેક દુઃખમાંથી; પછી તમે તેની સાથે બીજાને શરીક કરો છો. ૬૪. કહે, તે શકિતમાન્ છે કે તે તમારા માથા ઉપરથી અથવા તમારા પગ નીચેથી તમારા ઉપર શિક્ષા* મોકલે, અથવા તમને એક બીજા વિરૂધ્ધ જુદી જુદી કોમની ગુંચવણમાં નાંખે, અને તમારામાં કેટલાકને કેટલાકને લીધે દુઃખ ચખાડે. જો, અમે આયાતનું કેવા જુદા જુદા પ્રકારથી વર્ણન આપીએ છીએ કે કદાચ્ તેઓ સમજે. ૬૫.

وهو القاهر فوق عباده ويرسل عليكم
حفظة حتى اذا جاء احدكم الموت توفته
رسلنا وهم لا يفرطون ٦١ ثم ردوا الى
الله موليهم الحق الا له الحكم وهو
اسرع الحاسبين ٦٢ قل من ينجيكم
من ظلمات البر والبحر تدعونه تضرعا
وخفية لئن انجينا من هذه لنكونن من
الشاكرين ٦٣ قل الله ينجيكم منها و
من كل كرب ثم انتم تشركون ٦٤ قل
هو القادر على ان يبعث عليكم عذابا من
فوقكم او من تحت ارجلكم او يلبسكم
شيعا ويذيق بعضكم بأس بعض انظر
كيف نصرف الايات لعلهم يفقهون ٦٥

§ એટલે ફેરેસ્તાઓ કે જેઓને મનુષ્યોનાં સઘળાં કૃત્યો લખી લેવાને મોકલવામાં આવ્યા છે (પ્રસ્તાવના જુઓ).

* એટલે કે આસમાનના તોફાનથી; જેમ કે ખુદાએ હજરત નુહ અને હજરત લુતના લોકોનો

قل انی علی بینة من ربی وکذبتم به ما
عندی ما تستعجلون به ان الحکم الا لله
یقص الحق وهو خیر الفاصلین ٥٧ قل
لو ان عندی ما تستعجلون به لقضی الامر
بینی وبینکم والله اعلم بالظالمین ٥٨ وعنده
مفاتح الغیب لا یعلمها الا هو ویعلم ما فی
البر والبحر وما تسقط من ورقة الا یعلمها
ولا حبة فی ظلمات الارض ولا رطب
ولا یابس الا فی کتاب مبین ٥٩ وهو
الذی یتوفکم باللیل ویعلم ما جرحتم بالنهار
ثم یبعثکم فیه لیقضی اجل مسمی ثم الیه
مرجعکم ثم ینبئکم بما کنتم تعملون ٦٠

કહે કે, ખરેખર મ્હારી પાસે મ્હારા પરવરદેગાર તરફથી એક સ્પષ્ટ સાબેતી છે. અને તમે તે જૂઠી કહો છો. જેને વિષે તમે ઉતાવળ કરો છો તે મ્હારી પાસે નથી.‡ હોકમ ખુદા સિવાય બીજા કોઇનો નથી. તે સત્ય વાતનું વર્ણન કરે છે. અને તે વર્ણન કરનારાઓમાં ઉત્તમ છે. ૫૭. કહે કે જે વિષે તમે ઉતાવળ કરો છો, તે જો મ્હારી પાસે હોત, તો તે કામનો મ્હારી અને તમારી વચ્ચે હોકમ કરવામાં આવ્યો હોત, અને ખુદા ઝોલમગારોને વધારે જાણે છે. ૫૮. અને તેની પાસે છૂપા ભેદની કુંચીઓ છે. તેના સિવાય તે કોઇ જાણતું નથી અને જે ઝમીનમાં અને સમુદ્રમાં છે તે તે જાણે છે, અને એકે પાંદડું ખરતું નથી કે જે તે જાણતો ન હોય, અને તેમજ પૃથ્વીના અંધારામાં એવો એકે દાણો નથી તેમજ એવી એકે લીલી અથવા સૂકી વસ્તુ નથી, કે જે સ્પષ્ટ કેતાબમાં (લખી) ન હોય. ૫૯. અને ખુદા તેજ છે કે જે તમને રાતે મૃત્યુ§ (નિદ્રા) આપે છે,–અને જે તમે દિવસે કમાઓછો તે તે જાણે છે–પછી તે તમને દિવસે સજીવન કરી ઉઠાડે છે, એટલા માટે કે નીમેલો વખત પૂરો કરવામાં આવે. પછી તમારે સઘળાને પાછા ફરવાનું તેના તરફ છે. પછી તમે જે કરતા હતા તે વિષે તમને તે ખબર આપશે. ૬૦.

‡ એવું કહેવામાં આવ્યું છે કે કોરેશના સરદારોએ હઝરત પેગમ્બરને કહ્યું કે જે ધમકી અને સઝાથી તમે અમને બ્હીવરાવો છો તે જો સાચાં હોય તો અમારો નાશ કરવાને આસમાનમાંથી તમે પથ્થરનો વરસાદ વરસાવો અથવા એની બીજી કાંઇ અણધારી અને ચમત્કારિક સઝા લાવો. આ ફકરો આના જવાબમાં છે.

§ મોત આ ઠેકાણે ઉપમા રૂપે ઉંઘને માટે વપરાએલું છે, કારણ કે એવું કહેવામાં આવે છે કે "ઉંઘ મોતનો ભાઇ છે."

يريدون وجهه ماعليك من حسابهم
من شئ وما من حسابك عليهم من
شئ فتطردهم فتكون من الظلمين ٥٢
وكذلك فتنا بعضهم ببعض ليقولوا
اهؤلاء من الله عليهم من بيننا
اليس الله باعلم بالشاكرين ٥٣ واذا جاءك
الذين يؤمنون باياتنا فقل سلام عليكم كتب
ربكم على نفسه الرحمة انه من عمل منكم
سوء بجهالة ثم تاب من بعده واصلح فانه
غفور رحيم ٥٤ وكذلك نفصل الايات و
لتستبين سبيل المجرمين ٥٥ قل انى نهيت ان
اعبد الذين تدعون من دون الله قل لا اتبع
اهواءكم قد ضللت اذا وما انا من المهتدين ٥٦

તેઓ તેના ચ્હેરા (ખુશી) ની ∮ ઇચ્છા રાખે છે. ત્હારી ઉપર તેઓના હેસાબમાંથી કાંઇ નથી; તેમજ તેઓની ઉપર ત્હારા હેસાબમાંથી કાંઈ નથી કે જેથી તું તેઓને કાઢી મૂકે. પછી ત્યારે તું ઝોલમગારોમાંનો થઇશ. **૫૨.** અને આ પ્રમાણે અમે કેટલાકને કેટલાક સાથે આઝમાવ્યા છે, એટલા માટે કે તેઓ કહે શું અમારામાંથી આ તે લોકો છે કે જેઓની ઉપર ખુદાએ આભાર કર્યો છે? શું આભાર માનનારાઓને ખુદા વધારે જાણતો નથી? **૫૩.** અને જ્યારે, જેઓ અમારી આયાત ઉપર ઇમાન લાવે છે, તેઓ ત્હારી પાસે આવે ત્યારે કહે કે "તમારી ઉપર સલામ છે." તમારા પરવરદેગારે દયા કરવાનું પોતાની ઉપર લખ્યું છે, * ખરેખર તમારામાંનો જે કોઇ અજ્ઞાનતાથી દુષ્ટ કામ કરશે, અને તે પછી તોબા કરશે, અને સુધરશે, તો ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. **૫૪.** અને આ પ્રમાણે અમે આયાતનું સ્પષ્ટ વર્ણન કરીએ છીએ, અને તે એટલા માટે કે પાપીઓનો રસ્તો ઉઘાડો થાય **૫૫.** કહે ખરેખર ખુદા સિવાય, જેઓની બંદગી તમે કરોછો તેઓની હું બંદગી કરૂં, તેની મને મના થઇ છે. કહે, હું તમારી ઇચ્છા પ્રમાણે ચાલતો નથી. ખરેખર ત્યારે (જો ચાલુ) તો હું આડે માર્ગે ગયેલો છું; અને હું સિધ્ધે રસ્તે ગયેલામાંનો નથી. **૫૬.**

આયાત વહ્ય કરવામાં આવી. ∮ વજહ (ચ્હેરો) નો અર્થ આ ઠેકાણે એવો છે કે ખુદાનો સંતોષ અને તેની મરઝીને માટે ઇચ્છા રાખવી.

* એટલે કે પોતાના બંદાઓ ઉપર દયા અને બક્ષિશ કરવાનું ખુદાએ સત્ય વચન આપ્યું છે.

અને અમે પેયગમ્બરોને ખુશખબર
આપનાર અને ચેતવતી આપનાર સિવાય
મોકલતા નથી. પછી જે ઇમાન લાવે
અને પોતાનું કામ સુધારે તેઓને કાંઇ
ધાસ્તી રહેશે નહિ અને તેઓ દુઃખી
થશે નહિ. ૪૮. અને જેઓએ અમારી
નિશાનીઓને જૂઠી કહી છે તેઓને શિક્ષા
પહોંચશે; કારણ કે તેઓ દુષ્ટ કામ
કરતા હતા. ૪૯. કહે કે હું તમને
કહેતો નથી કે મ્હારી પાસે ખુદાના
ખઝાના છે, અને વળી હું અદ્રશ્ય જાણતો
નથી અને તેમજ હું તમને કહેતો નથી
કે હું ફેરેશ્તો છું. જે મને વહ્ય કરવામાં
આવ્યું છે તે સિવાય બીજા પ્રમાણે હું
ચાલતો નથી. કહે કે શું આંધળો અને
દેખતો સરખા છે? શું તમે વિચાર
કરતા નથી? ૫૦. અને તે વડે તેઓને
ચેતવણી આપ, કે જેઓ ડરે છે કે
તેઓને પોતાના પરવરદેગાર પાસે એકઠા
કરવામાં આવશે, તેઓને માટે તેના
સિવાય બીજો કોઇ દોસ્ત અને કોઈ
ભલામણ કરનાર નથી; કે કદાચ તેઓ
પરહીઝગારી કરે. ૫૧. અને તેઓને તું
કાઢી મૂક નહિ કે જેઓ પોતાના
પરવરદેગારની સવારે અને સાંજે પ્રાર્થના
કરે છે, §

وَمَا نُرْسِلُ الْمُرْسَلِينَ اِلَّا مُبَشِّرِينَ وَ
مُنْذِرِينَ فَمَنْ اٰمَنَ وَاَصْلَحَ فَلَا خَوْفٌ
عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ٤٨ وَالَّذِينَ
كَذَّبُوا بِاٰيٰتِنَا يَمَسُّهُمُ الْعَذَابُ بِمَا كَانُوا
يَفْسُقُونَ ٤٩ قُلْ لَا اَقُولُ لَكُمْ عِنْدِي
خَزَآئِنُ اللّٰهِ وَلَا اَعْلَمُ الْغَيْبَ وَلَا اَقُولُ
لَكُمْ اِنِّي مَلَكٌ اِنْ اَتَّبِعُ اِلَّا مَا يُوحٰى اِلَيَّ
قُلْ هَلْ يَسْتَوِي الْاَعْمٰى وَالْبَصِيرُ اَفَلَا
تَتَفَكَّرُونَ ٥٠ وَاَنْذِرْ بِهِ الَّذِينَ يَخَافُونَ
اَنْ يُحْشَرُوا اِلٰى رَبِّهِمْ لَيْسَ لَهُمْ مِنْ دُونِهِ
وَلِيٌّ وَلَا شَفِيعٌ لَعَلَّهُمْ يَتَّقُونَ ٥١ وَلَا
تَطْرُدِ الَّذِينَ يَدْعُونَ رَبَّهُمْ بِالْغَدٰوةِ وَالْعَشِيِّ

§ કોરેશ લોકોએ અમ્માર, સોહેબ વગેરે ગરીબ ગુલામોને હઝરત પેયગમ્બરની મજલેસમાં નહિ આવવા દેવા માટે હઝરતને વિનંતી કરી એવું કહીને કે જો તમે તેઓને આવવા નહિ દો તોજ અમે તમારી પાસે આવી સાંભળીશું. જ્યારે હઝરત પેયગમ્બરે એમ કરવાની ના પાડી ત્યારે તેઓએ એવો આગ્રહ કર્યો કે જ્યારે અમે તમારી પાસે આવીએ ત્યારે તેઓને બહાર જવાનો હોકમ કરવો. હઝરત પેયગમ્બરે તેઓ ઇમાન લાવે એવી આશાથી આમ કરવાનું કબૂલ કર્યું અને જ્યારે તે લોકોની અરઝ મુજબ હઝરત પેયગમ્બર એક લખીતવાર કરાર કરવા માગતા હતા ત્યારે આ

فلولا اذ جاءهم باسنا تضرعوا ولكن
قست قلوبهم وزين لهم الشيطان ما
كانوا يعملون ٤٣ فلما نسوا ما ذكروا به
فتحنا عليهم ابواب كل شئ حتى اذا
فرحوا بما اوتوا اخذناهم بغتة فاذا هم
مبلسون ٤٤ فقطع دابر القوم الذين
ظلموا والحمد لله رب العالمين ٤٥ قل
ارايتم ان اخذ الله سمعكم وابصاركم
وختم على قلوبكم من اله غير الله ياتيكم
به انظر كيف نصرف الايات ثم هم
يصدفون ٤٦ قل ارايتكم ان اتاكم
عذاب الله بغتة اوجهرة هل يهلك الا
القوم الظالمون ٤٧

ત્યારે શા માટે, જ્યારે અમારી શિક્ષા તેઓની ઉપર આવી પડી, ત્યારે તેઓએ વિલાપ કર્યો નહિ? પણ તેઓનાં અંતઃકરણ કઠણ થયાં, અને શેતાને જે તેઓ કરતા હતા તે તેઓને માટે સુશોભિત બનાવ્યું. ૪૩, પછી જ્યારે તેઓ, જેવડે અમે તેઓને શિખામણ આપી હતી, તે ભૂલી ગયા, ત્યારે અમે તેઓની ઉપર દરેક વસ્તુનો દરવાઝો ઉઘાડો કર્યો, આખરે જ્યારે, જે તેઓને આપવામાં આવ્યું હતું તેનાથી તેઓ ખુશ થયા, ત્યારે અમે તેમને ઓચિંતા પકડયા, પછી ત્યારે તેઓ નિરાશ થયા. ૪૪. પછી જે કોમે ઝોલમ કર્યો હતો તેને જડમૂળથી કાપી નાંખવામાં આવી અને ખુદા સ્તુત્ય છે, કે જે સર્વ સૃષ્ટિનો પાળક છે. ૪૫. કહે કે તમે શું ધારો છો જો ખુદા તમારી સાંભળવાની અને તમારી જોવાની શકિત લઇ લે, અને તમારાં અંતઃકરણને મોહૂર (બંધ) કરે? ખુદા સિવાય બીજો કોણ છે કે તે તમારે માટે પાછું લાવે? જો, અમે આયાતનું કેવું જુદું જુદું વર્ણન આપીએ છીએ! પછી તેઓ મ્હોં ફેરવે છે. ૪૬. કહે તમે શું જુઓછો જો ખુદાની શિક્ષા તમારાપર ઓચિંતી અથવા ખુલ્લીરીતે આવે? + શું ઝોલમગાર લોકો સિવાય બીજા કોઇનો નાશ થશે? ૪૭.

+ કેટલાક કહે છે કે આનો અર્થ "રાત્રે અથવા દિવસે" થાય છે; અને કેટલાક કહે છે કે આનો અર્થ "કાંતો પહેલેથી ખબર આપ્યા વગર અને કાંતો ચેતવણી આપવામાં આવ્યા પછી" એવો થાયછે.

وما من دابة فى الارض ولا طائر يطير
بجناحيه الا امم امثالكم ما فرطنا فى
الكتاب من شئ ثم الى ربهم يحشرون ٣٨
والذين كذبوا باياتنا صم وبكم فى الظلمات
من يشا الله يضلله ومن يشا يجعله على
صراط مستقيم ٣٩ قل ارايتكم ان اتيكم
عذاب الله او اتتكم الساعة اغير الله
تدعون ان كنتم صادقين ٤٠ بل اياه
تدعون فيكشف ما تدعون اليه ان شاء
وتنسون ما تشركون ٤١ ولقد ارسلنا
الى امم من قبلك فاخذناهم بالباساء
والضراء لعلهم يتضرعون ٤٢

અને પૃથ્વી ઉપર એવું એકે પ્રાણી નથી અને તેમજ બે પાંખોવડે ઉડતું એકે પક્ષી નથી કે જે તમારી માફક જુદા જુદા સમૂહ ન હોય—અમે કેતાબમાં એકે ચીઝ પડતી મૂકી નથી.§ પછી તેઓને પોતાના પરવરદેગાર પાસે એકઠા કરવામાં આવશે. ૩૮. અને જેઓએ અમારી આયાતને જૂઠી કહી છે, તેઓ અંધારામાં બ્હેરાં અને મુગાં છે. જેને ખુદા ચાહે તેને આડે માર્ગે રહેવા દે છે,‡ અને જેને ચાહે તેને સિધ્ધા રસ્તાપર રાખે છે. ૩૯. કહે કે તમે શું ધારો છો, જો તમારી ઉપર ખુદાની શિક્ષા આવે અથવા કયામતનો દિવસ આવે? શું તમે ખુદા સિવાય બીજા કોઇને બોલાવશો જો તમે સાચું બોલતા હો? ૪૦. (નહિ) બલ્કે તમે તેનેજ બોલાવશો. પછી જો તેની મરઝી હશે તો જે (આફત) માટે તમે તેના તરફ પ્રાર્થના કરશો તે તે દૂર કરશે અને જેને તમે ભાગીદાર ગણો છો તેને તમે ભૂલી જશો. ૪૧. અને ખરેખર અમે ત્હારી પહેલાં જુદી જુદી પ્રજાઓ તરફ (પેયગમ્બરો) મોકલ્યા છે, પછી અમે તેઓને દુઃખ અને સંકટમાં સપડાવ્યા છે, કે કદાચ્ તેઓ વિલાપ કરે. ૪૨.

§ એટલે કે લોહે-મહફુઝ; જેમાં ખુદાએ નિર્માણ કરેલાં ફરમાનો લખેલાં છે, અને તેમજ દુનિયામાં જે જે બને છે તે સઘળું તથા ઘણી બારીક અને અગત્યની બાબતો સંપૂર્ણ રીતે નોંધેલી છે.

‡ કોરઆને શરીફમાં આવાં વાકયો આવે તેનો અર્થ હમેશાં એમ સમજવો કે ખુદા લોકોને ધર્મની આટલી બધી સાબેતીઓ બતાવ્યા છતાં જેઓ કાફેરપણામાં નાશ પામે છે તેઓને ખોટે રસ્તે રહેવા દેશે કે જેથી તેઓ પોતાના કાફેરપણામાં વધારે, વધારે ઉંડા ઉતરતા જાય.

ولا مبدل لكلمات الله ولقد
جاءك من نباى المرسلين ٣٤
وان كان كبر عليك اعراضهم فان
استطعت ان تبتغى نفقا فى الارض او
سلما فى السماء فتاتيهم باية ولو شاء
الله لجمعهم على الهدى فلا تكونن من
الجاهلين ٣٥ انما يستجيب الذين يسمعون
والموتى يبعثهم الله ثم اليه يرجعون ٣٦
وقالوا لولا نزل عليه اية من ربه قل
ان الله قادر على ان ينزل اية ولكن
اكثرهم لا يعلمون ٣٧

અને ખુદાના શબ્દોને કોઇ ફેરવનાર નથી. અને ખરેખર ત્હારી પાસે મોકલેલા પેયગમ્બરોની ખબર આવી છે. ૩૪. અને જો તેઓનાં મ્હોં ફેરવવાનુ' તને ભારે લાગે, પછી જો ત્હારાથી બની શકે કે તું ઝમીનમાં છિદ્ર અથવા નિસરણી આકાશ તરફ શોધી કાઢે, તો (તેમ કરી) તેઓને માટે એક નિશાની (ચમત્કાર) લાવ, * અને જો ખુદા ઇચ્છે તો તે તેઓ સઘળાને સિધ્ધા રસ્તાપર એકઠા કરશે, માટે તું અજ્ઞાનીઓમાંનો થા નહિ. ૩૫. ખરેખર માત્ર જેઓ ( કોરઆન ધ્યાન પૂર્વક ) સાંભળે છે, તેઓજ, (તમારી દઅવતનો) જવાબ આપે છે. (એટલે ઇમાન લાવે છે), અને મુડદાંને ખુદા ઉભાં કરે છે, પછી તેના તરફ તેઓ સઘળાને પાછા ફેરવવામાં આવશે. ૩૬. અને તેઓએ કહ્યું કે શામાટે તે (પેયગમ્બર) ના ઉપર તેના પરવરદેગાર તરફથી એક ચમત્કાર નીચે મોકલવામાં આવ્યો નથી? કહે કે ખરેખર ખુદા શકિતમાન્ છે કે તે એક ચમત્કાર નીચે મોકલે; પણ તેઓમાંના ઘણાખરા જાણતા નથી. ૩૭.

તમારી ઉપર મૂકતા નથી; કારણ કે તમે સત્યવાદી તરીકે પ્રખ્યાત છો; પણ તમે જે વહી અમારી પાસે લાવો છો તે અમે માનતા નથી. તે વખતે આ ફકરો વહી કરવામાં આવ્યો.

* કોરેશે હઝરત પેયગમ્બર પાસે માગણી કરી કે અમને ચમત્કારો બતાવો; તો અમે તમને માનીએ; તેઓ ઇમાન લાવશે એ વિચારથી હઝરત તેઓની ઇચ્છા પ્રમાણે તેઓને ચમત્કારો બતાવવાને આતુર હતા; પણ ખુદાએ તેને કહ્યું કે જે ચમત્કારો ત્હારી પાસે તે કાફેરો માગે છે તેજ ચમત્કારો તેઓને દેખાડવામાં આવે તોપણ તેઓ તને માનશે નહિ.

حتى اذا جاءتهم الساعة بغتة قالوا
ياحسرتنا على ما فرطنا فيها وهم يحملون
اوزارهم على ظهورهم الا ساء
مايزرون ٣١ وما الحيوة الدنيا الا لعب
ولهو وللدار الآخرة خير للذين يتقون
افلا تعقلون ٣٢ قد نعلم انه ليحزنك
الذي يقولون فانهم لايكذبونك ولكن
الظالمين بايات الله يجحدون ٣٣ ولقد
كذبت رسل من قبلك فصبروا على
ما كذبوا واوذوا حتى اتاهم نصرنا

આખરે જ્યારે કયામતનો દિવસ ઓચિંતો તેઓને આવી પહોંચશે ત્યારે તેઓ કહેશે કે અમે જે ભૂલ આ ઝિંદગીમાં કરી છે તેને માટે અમને અફસોસ!! અને તેઓ પોતાના પાપનો બોજો પોતાની પીઠપર ઉપાડશે;† જાણો, તે ખરાબ બોજો છે, જે તેઓ ઉચકે છે. ૩૧. અને આ દુનિયાની ઝિંદગી એક રમત અને વ્યર્થ વળગણ સિવાય બીજું કંઈ નથી. અને આવતી ઝિંદગીનું રહેઠાણ જેઓ પરહીઝગારી કરે છે, તેઓને માટે વધારે સારૂં છે. શું તમે સમજતા નથી? ૩૨. ખરેખર અમે જાણીએ છીએ કે જે તેઓ કહે છે તે તને દિલગીર કરે છે,* પણ ખરેખર તેઓ તને જૂઠો કહેતા નથી પણ ઝોલમગારો ખુદાની નિશાનીઓને એનકાર કરે છે. ૩૩. અને ખરેખર ત્હારી અગાઉ પેયગમ્બરોને જૂઠા કહેવામાં આવ્યાં છે. પછી તેઓએ જે વિષે તેઓને જૂઠા કહેવામાં આવ્યા અને જે દુઃખ તેઓને પહોંચાડવામાં આવ્યું, તે વિષે ધીરજ રાખી, જ્યાંસુધી તેઓની પાસે અમારી મદદ આવી.

† હદીસમાં એમ લખેલું છે કે "જ્યારે કોઈ ઇમાનવાળો માણસ કબરમાંથી બહાર આવશે, ત્યારે તેનું સત્કર્મ ઘણી ખુબસુરત આકૃતિમાં તેની આગળ ખડું થશે; અને તેમાંથ સારી ખુશબો નીકળશે અને તે માણસ એમ કહેશે કે ત્હારા કરતાં વધારે સુંદર રૂપ મ્હેં કઈ જોયું નથી. તું કોણ છે? તે આકૃતિ તેને જવાબ આપશે કે હું ત્હારૂં સત્કર્મ છું. દુનિયામાં તું હતો ત્યારે હું ત્હારા ઉપર સવાર થતું; પણ હવે તું મ્હારા ઉપર સવાર થા. હું તને લઈ જઈશ. પણ જ્યારે કોઈ કાફેર કબરમાંથી બહાર આવશે ત્યારે તેનું દુષ્કર્મ ઘણી બેડોળ આકૃતિમાં તેની આગળ ખડું થશે અને એમ કહેશે કે દુનિયામાં તું મ્હારી ઉપર સવારી કરતો હતો; પણ હવે હું ત્હારી ઉપર સવારી કરીશ અને ત્હારે મને લઈ જવું પડશે. અને તરતજ તે તેની પીઠ ઉપર સવાર થશે."

* એક વખત અબુ-જંહલે હઝરત પેયગમ્બરને કહ્યું કે અમે જૂઠું બોલવાનો આરોપ

وهم ينهون عنه وينؤن عنه وان
يهلكون الا انفسهم وما يشعرون ٢٦
ولو ترى اذ وقفوا على النار فقالوا ياليتنا
نرد ولا نكذب بايات ربنا ونكون من
المؤمنين ٢٧ بل بدالهم ما كانوا يخفون
من قبل ولو ردوا لعادوا لما نهوا عنه
وانهم لكاذبون ٢٨ وقالوا ان هى الا
حياتنا الدنيا وما نحن بمبعوثين ٢٩ ولو
ترى اذ وقفوا على ربهم قال اليس هذا
بالحق قالوا بلى وربنا قال فذوقوا العذاب
بما كنتم تكفرون ٣٠ قد خسر الذين
كذبوا بلقاء الله

અને તેઓ લોકોને તે માનતા અટકાવે છે, અને પોતે તેનાથી વેગળા રહે છે અને તેઓ પોતાના પંડ સિવાય કોઈનો નાશ કરતા નથી, અને તેઓ જાણતા નથી. ૨૬. અને જો તું જુએ કે જ્યારે તેઓને આગ ઉપર ઉભા રાખવામાં આવશે અને તેઓ કહેશે કે અમે એવું ઇચ્છીએ છીએ કે અમને પાછા મોકલવામાં આવે, અને અમે અમારા પરવરદેગારની આયાતને જૂઠી કહીએ નહિ અને અમે મોમેનોમાંના થઇએ. ( ત્યારે તેઓની ખરાબ સ્થિતિ ત્હારા જોવામાં આવશે.) ૨૭. બલ્કે જે તેઓએ આગળ છુપાવ્યું હતું તે તેઓને જાહેર થયું છે, અને જો તેઓને પાછા મોકલવામાં આવે, તોપણ જેની તેઓને મના કરવામાં આવી હતી, તે તરફ તેઓ પાછા ફરશે, અને ખરેખર તેઓ જૂઠું બોલનાર છે. ૨૮. અને તેઓએ કહ્યું છે કે આ અમારી દુનિયાની ઝિંદગી સિવાય બીજું કંઇ નથી, અને અમને કદી પાછા ઉઠાડવામાં આવશે નહિ. ૨૯. અને જો તું જોઇશ કે જ્યારે તેઓને તેઓના પરવરદેગાર પાસે ઉભા રાખવામાં આવશે તો તે ( ખુદા ) કહેશે કે શું આ સત્ય નથી? ત્યારે તેઓ કહેશે કે હા, અમારા પરવરદેગારના સોગંદ. ખુદા કહેશે ત્યારે તમે શિક્ષા ચાખો, કારણ કે તમે કાફેર થઇ ગયા હતા. ૩૦. ખરેખર તેઓ નુકસાન ખમ્યા છે કે જેઓએ ખુદાની મુલાકાત* જૂઠી કહી છે,

હતા; જેઓ મસ્જેદમાં એકઠા થયા અને જેઓએ હઝરત પેયગમ્બરને કોરઆન વાંચતા સાંભળ્યા. નઝ્ર કે જે ઇરાનીઓની તવારીખ શીખ્યો હતો તેને તેના સાથીઓએ પૂછ્યું કે હઝરત પેયગમ્બર શું કહે છે? તેણે સોગંદ ખાઇ જવાબ આપ્યો કે " તે હું જાણતો નથી. તે માત્ર ઓઠ ફફડાવે છે; અને હું જેવી વાર્તા તમને કહું છું તેવી વાર્તા તે કહે છે. "

* " મુલાકાત " વિષે સુરા ૨ જી આયા ૪૬ મી નું ટિપ્પણ જુઓ.

ومن اظلم ممن افترى على الله كذبا
او كذب باياته انه لا يفلح الظالمون ٢١
ويوم نحشرهم جميعا ثم نقول للذين
اشركوا اين شركاؤكم الذين كنتم
تزعمون ٢٢ ثم لم تكن فتنتهم الا ان قالوا
والله ربنا ما كنا مشركين ٢٣ انظر كيف
كذبوا على انفسهم وضل عنهم ما كانوا
يفترون ٢٤ ومنهم من يستمع اليك و
جعلنا على قلوبهم اكنة ان يفقهوه وفى
اذانهم وقرا وان يروا كل اية لا يؤمنوا
بها حتى اذا جاءوك يجادلونك يقول
الذين كفروا ان هذا الا اساطير
الاولين ٢٥

તે માણસ કરતાં વધારે ઝોલમગાર કોણ છે કે જેણે ખુદાની વિરૂધ્ધ જૂઠાણું ઘડી કાઢ્યું છે અથવાં તેની નિશાનીઓને જૂઠી કહી છે? ખરેખર ઝોલમગારોને મુક્તિ મળશે નહિ. ૨૧. અને તે દિવસ ( યાદ કર ) કે જે દિવસે અમે તેઓ સઘળાને એકઠા કરીશું, પછી જેઓ મોશરેક થયા છે તેઓને અમે કહીશું કે જેઓને તમે ખુદાના શરીક * ધારતા હતા તેઓ ક્યાં છે? ૧૨૨. પછી તેઓના કાફેરપણાનું બહાનું આ સિવાય બીજું કંઇ નથી કે તેઓ કહેશે કે ખુદા અમારા પરવરદેગારના સોગંદ છે કે અમે મોશરેક નહોતાં. ૨૩. જો, તેઓ પોતાને વિષે કેવું જૂઠું બોલ્યા છે? અને જે તેઓ ઘડી કાઢતા હતા તે તેઓની પાસેથી ગુમ થયું છે. † ૨૪. અને તેઓમાંના કેટલાક‡ ત્હારા તરફ કાન ધરે છે ( એટલે ત્હારી વાતો સાંભળે છે). અને અમે તેઓનાં અંતઃકરણ ઉપર પડદો નાંખ્યો છે. કે જેથી તેઓ સમજી શકે નહિ, અને તેઓના કાનમાં વજન મૂક્યું છે (તેઓ સાંભળતા નથી), અને જો તેઓ દરેક નિશાની ( ચમત્કાર ) જુએ તોપણ તેની ઉપર તેઓ ઇમાન લાવશે નહિ, એટલે સુધી કે જ્યારે તેઓ ત્હારી પાસે આવે છે, ત્યારે ત્હારી સાથે તકરાર કરે છે. જેઓ કાફેર થયા છે તેઓ કહે છે કે આતો માત્ર પ્રાચીન વખતની વાર્તાઓ સિવાય બીજું કંઇ નથી. ૨૫.

* એટલે કે તમારા ખોટા ખુદાઓ અને મૂર્તિઓ.

† તેઓના ખુદાઓ માત્ર કલ્પિત નીવડે છે અને ખોટા આભાસ અને ઝાંઝવાની માફક અલોપ થઈ જાય છે. ‡ આ લોકો અબુ-સોફ્યાન, વલીદ, ઓતૂબા, અબુ-જહલ, ઇત્યાદિ

કહે ખરેખર જો હું મ્હારા પરવરદેગારની નાફરમાની કરૂં તો હું મ્હોટા દિવસની શિક્ષાથી ડરૂં છું.૧૫. તે દિવસે જેના ઉપરથી શિક્ષા દૂર કરવામાં આવે છે તેના પર ખરેખર ખુદાએ મેહેરબાની કરી છે, અને તે એક ચોખ્ખી મુકિત છે.૧૬. અને જો તને ખુદા કંઇ પણ દુઃખ પહોંચાડે, તો તેના સિવાય તે દૂર કરનાર કોઇ નથી, અને જો તે તને સુખ પહોંચાડે, તો તે સર્વ શકિતમાન્ છે. ૧૭. અને તે પોતાના બંદા ઉપર સત્તા ચલાવનાર છે; અને તે સત્ય કરનાર (અને) જાણનાર છે.૧૮. કહે કે સાક્ષી માટે કઈ ચીજ વધારે મ્હોટી છે? કહે કે ખુદા; તે મ્હારી વચ્ચે. અને તમારી વચ્ચે સાક્ષી છે, અને મ્હારા તરફ આ કોરઆન વહ્ય કરવામાં આવ્યું છે, એટલા માટે કે તે વડે હું તમને અને જેની પાસે તે પહોંચે છે તેઓને ચેતવણી આપું. શું તમે સાક્ષી પૂરો છો કે ખુદા સાથે બીજા ખુદાઓ છે? કહે કે હું સાક્ષી પૂરતો નથી. કહે કે ખરેખર તે તો માત્ર એકજ ખુદા છે, અને તેની સાથે જેને તમે શરીક કરો છો તેને ખરેખર હું ધિકકારૂં છું.૧૯. જેઓને અમે કેતાબ આપી છે તેઓ તે (પેયગમ્બર) ને ઓળખે છે જેમ તેઓ પોતાનાં છોકરાંઓને ઓળખે છે; જેઓએ પોતાના જીવને નુકસાન કર્યું છે તેઓ ઇમાન લાવશે નહિ. ૨૦.

قل انی اخاف ان عصیت ربی عذاب
یوم عظیم ١٥ من یصرف عنه یومئذ
فقد رحمه وذلك الفوز المبین ١٦ وان
یمسسك الله بضر فلا کاشف له الا
هو وان یمسسك بخیر فهو علی کل شیٔ
قدیر ١٧ وهو القاهر فوق عباده
وهو الحکیم الخبیر ١٨ قل ای شیٔ
اکبر شهادة قل الله شهید بینی وبینکم
واوحی الی هذا القران لانذرکم به
ومن بلغ ائنکم لتشهدون ان مع
الله الهـة اخری قل لا اشهد قل انما
هو اله واحدوانني بریٔ مما تشرکون ١٩
الذین اتینا هم الکتاب یعرفونه کما
یعرفون ابناء هم الذین خسروا انفسهم
فهم لا یؤمنون ٢٠

وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ قَبْلِكَ
فَحَاقَ بِالَّذِينَ سَخِرُوا مِنْهُم مَّا كَانُوا
بِهِ يَسْتَهْزِءُونَ ١٠ قُلْ سِيرُوا فِى
الْاَرْضِ ثُمَّ انْظُرُوا كَيْفَ كَانَ عَاقِبَةُ
الْمُكَذِّبِينَ ١١ قُلْ لِّمَنْ مَّا فِى السَّمٰوٰتِ
وَالْاَرْضِ قُلْ لِّلّٰهِ كَتَبَ عَلٰى نَفْسِهِ الرَّحْمَةَ
لَيَجْمَعَنَّكُمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَا رَيْبَ فِيهِ
اَلَّذِينَ خَسِرُوا اَنْفُسَهُمْ فَهُمْ لَا يُؤْمِنُونَ ١٢
وَلَهُ مَا سَكَنَ فِى الَّيْلِ وَالنَّهَارِ وَهُوَ السَّمِيعُ
الْعَلِيمُ ١٣ قُلْ اَغَيْرَ اللّٰهِ اَتَّخِذُ وَلِيًّا فَاطِرِ
السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ يُطْعِمُ وَلَا يُطْعَمُ
قُلْ اِنِّى اُمِرْتُ اَنْ اَكُونَ اَوَّلَ مَنْ اَسْلَمَ
وَلَا تَكُونَنَّ مِنَ الْمُشْرِكِينَ ١٤

અને ખરેખર, પેયગમ્બરોને ત્હારી અગાઉ હસી કાઢવામાં આવ્યા છે, પછી તેઓમાંના જેઓએ મશ્કરી કરી તેઓને જે મશ્કરી તેઓ કરતા હતા તેની (શિક્ષાએ) ઘેરી લીધા. ૧૦. કહે કે, પૃથ્વી ઉપર ફરો, પછી જુઓ કે (પેયગમ્બરોને) જૂઠા કહેનારનું પરિણામ કેવું હતું! ૧૧. કહે કે જે આકાશો અને પૃથ્વીમાં છે તે કોનું છે? કહે કે ખુદાનુંજ; ખુદાએ દયા (કરવાનું) પોતાની ઉપર લખ્યું છે. સોગંદ છે કે તે તમને સઘળાંને કયામતને દિવસે એકઠા કરશે, તે દિવસમાં કાંઇ શંકા નથી. જેઓએ પોતાના જીવને નુકસાન કર્યું છે, તેઓ ઇમાન લાવશે નહિ. ૧૨. અને રાત્રિએ અને દિવસે જે શાન્ત સ્થિતિમાં છે તે ખુદાનું છે, અને તે સાંભળનાર (અને) જાણનાર છે. ૧૩. કહે કે શું ખુદા સિવાય હું બીજાને દોસ્ત તરીકે લઉં? જે આકાશ અને પૃથ્વીનો પેદા કરનાર છે, અને તે રૂઝી આપે છે અને તેને રૂઝી આપવામાં આવતી નથી. કહે ખરેખર મને હોકમ થયો છે કે જે પહેલો આધીન થાય છે તે હું થાઉં, અને (તેમજ હોકમ થયો છે) કે તું મૂર્તિપૂજકોમાંનો થા નહિ. ૧૪.

કરી હઝરત પાસે આવતો હતો. તેથી ખુદા ફરમાવે છે કે જો અમે ફેરેસ્તાને મોકલીએ તો તેને મનુષ્ય રૂપ આપીને મોકલીશું, અને જેમ હાલ તે લોકો મોકલેલ માણસને પેયગમ્બર માનતા નથી, તેજ પ્રમાણે ફેરેસ્તા મનુષ્ય રૂપમાં આવે તો તેને માનશે નહિ અને વળી કહેશે કે આતો મનુષ્ય છે.

الم يروا كم اهلكنا من قبلهم من قرن
مكناهم فى الارض ما لم نمكن لكم
وارسلنا السماء عليهم مدرارا وجعلنا
الانهار تجري من تحتهم فاهلكناهم
بذنوبهم وانشانا من بعدهم قرنا اخرين ٦
ولو نزلنا عليك كتابا فى قرطاس فلمسوه
بايديهم لقال الذين كفروا ان هذا الا
سحر مبين ٧ وقالوا لولا انزل عليه ملك
ولو انزلنا ملكا لقضى الامر ثم لا ينظرون ٨
ولو جعلناه ملكا لجعلناه رجلا وللبسنا
عليهم ما يلبسون ٩

શું તેઓએ જોયું નથી કે અમે તેઓની પહેલાં કેટલાક ઝમાનાઓનો† નાશ કર્યો ? તેઓને પૃથ્વી ઉપર અમે એવી શકિત આપી હતી કે જે અમે તમને આપી નથી, અને અમે આકાશમાંથી તેઓની ઉપર કાયમ વરસાદ મોકલ્યો હતો, અને અમે નદીઓને તેઓની નીચે વહેતી કરી, પછી અમે તેમના પાપને લીધે તેમનો નાશ કર્યો અને તેમની પછી બીજા ઝમાનાઓ પેદા કર્યા. ૬. અને જો અમે ત્હારા ઉપર એક કેતાબ કાગળપર લખેલી‡ નીચે ઉતારીએ, પછી તેઓ તેને પોતાના હાથ ફેરવી જુએ, તોપણ જેઓ કાફેર થયા છે તેઓ કહેશે કે આ ચોખ્ખા જાદુ સિવાય બીજું કંઇ નથી. ૭. અને તેઓએ કહ્યું કે શામાટે તે ( પેયગમ્બર ) ના ઉપર ફેરેશ્તો મોકલવામાં આવ્યો નથી ? અને જો અમે ફેરેશ્તો મોકલીએ તો તેઓના નાશનો ખચિત હોકમ કરવામાં આવશે.* પછી તેઓને વખત આપવામાં આવશે નહિ. ૮. અને જો અમે ફેરેશ્તાને પેયગમ્બર બનાવીએ તો ખચિત અમે તેને મનુષ્ય રૂપ આપીશું ¶ અને જે તેઓ પોતેજ સંતાડે છે તેજ અમે તેમનાથી સંતાડીએ છીએ. ૯.

† "કર્ન" એટલે ૭૦ વર્ષની અને કાંતો કેટલાકના મત પ્રમાણે ૮૦ વર્ષની મુદ્દત વળી તેના અર્થ સંબંધી બીજા મત પણ છે. ‡ એવું લખવામાં આવ્યું છે કે કોરેશના ત્રણ સરદારોએ હઝરત પેયગમ્બર પાસે આવીને તેને એમ કહ્યું કે જ્યાં સુધી ચાર ફેરેસ્તાઓ લખેલી કેતાબ લઇને આસમાનમાંથી ઉતરી તમારી પેયગમ્બરી પદવીની અમને ખાત્રી કરાવે નહિ ત્યાં સુધી અમે તમને પેયગમ્બર તરીકે માનીશું નહિ, તેથી આ આયા વહી કરવામાં આવી. * એટલે કે જો ફેરેસ્તાઓ આવે તો તેઓનો નાશ કરવા માટે તેઓ આવશે. કારણ કે ખુદાએ એવું નિર્માણ કર્યું છે કે જ્યારે ફેરેસ્તાઓ દેખાય ત્યારે તેઓનો નાશ થાય. ¶ કારણ કે માણસો ફેરેસ્તાઓનો દેખાવ સહન કરી શકે નહિ; અને તેથી જેબ્રાઇલ દેહ્યા-કલબીનું રૂપ ધારણ

દયાળુ અને કૃપાળુ ખુદાના નામથી

(શરૂ કરૂં છું.)

વખાણ ખુદાનાજ છે કે જેણે આકાશ અને પૃથ્વી બનાવ્યાં છે, અને અંધકાર અને અકાશ ઉત્પન્ન કર્યા છે.* પછી જેઓ કાફેર થયા છે તેઓ (બીજાને) પોતાના પરવરદેગાર સમાન ગણે છે. ૧. ખુદા તેજ છે કે જેણે તમને મટોડીમાંથી પેદા કર્યા, પછી તેણે અમુક મુદ્દત મુકરર કરી, અને તે તેની પાસે નીમેલી મુદ્દત છે, તોપણ તમે શંકા રાખોછો. ૨. અને આકાશો અને પૃથ્વીમાં તેજ અલ્લાહ છે. તે તમારી છુપી અને ખુલ્લી વાત જાણે છે અને જે તમે કમાઓછો તેપણ જાણે છે. ૩. અને તેઓની પાસે પોતાના પરવરદેગારની નિશાનીઓમાંની એકે નિશાની આવતી નથી કે જેનાથી તેઓ મ્હોં ફેરવનાર નથી. ૪. પછી ખરેખર તેઓએ સત્યને જૂઠું કહ્યું, જ્યારે કે તે તેઓની પાસે આવ્યું, પછી જલદીથી તેઓની પાસે, જેની તેઓ મશખરી કરતા હતા તેના સમાચાર આવશે. ૫.

سورة الانعام مكية وهى مائة وخمس وستون اية

بسم الله الرحمن الرحيم

الحمد لله الذى خلق السموات والارض وجعل الظلمات والنور ثم الذين كفروا بربهم يعدلون ١ هو الذى خلقكم من طين ثم قضى اجلا واجل مسمى عنده ثم انتم تمترون ٢ وهو الله فى السموات وفى الارض يعلم سركم وجهركم ويعلم ما تكسبون ٣ وما تاتيهم من اية من ايات ربهم الا كانوا عنها معرضين ٤ فقد كذبوا بالحق لما جاءهم فسوف ياتيهم انبؤا ما كانوا به يستهزءون ٥

* મજુસ લોકો, કે જેઓ એમ માને છે કે ખુદા અજવાળાનો પેદા કરનાર છે અને શેતાન અંધકારનો પેદા કરનાર છે તેઓનો મત આ આયા રદ કરે છે. કેટલાક એમ કહે છે કે આનો સંબંધ રાત અને દિવસની સાથે છે.

قَالَ اللّٰهُ هٰذَا يَوْمُ يَنْفَعُ الصَّادِقِيْنَ صِدْقُهُمْ لَهُمْ جَنَّاتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهَارُ خَالِدِيْنَ فِيْهَا اَبَدًا رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ١١٩ لِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا فِيْهِنَّ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ١٢٠

ખુદાએ કહ્યું કે આ તેજ દિવસ છે કે જે દિવસે સત્યવાદીઓને તેઓની સત્યતા ફાયદો આપશે. તેઓને માટે બેહેશ્તની વાડીઓ છે કે જેની નીચે નદીઓ વહે છે. તેઓ તેમાં કાયમ નિરંતર રહેનાર છે. ખુદા તેઓનાથી ખુશ થયો છે; અને તેઓ ખુદાથી ખુશ થયા છે. આ એક મ્હોટી રસ્તગારી છે. ૧૧૯. આકાશો અને પૃથ્વી અને જે તેમાં છે તેની પાદશાહી ખુદાનેજ છે અને તે સર્વ શકિતમાન્ છે. ૧૨૦.




પ્રકરણ ૬ હું.

## સુરતોલ-અન્આમ.

આ સુરા મકકામાં વહ્ય કરવામાં આવી હતી. તેમાં કુફી પ્રમાણે ૧૬૫ આયા અને શામી પ્રમાણે ૧૬૬, અને હેજાઝી પ્રમાણે ૧૬૭ આયા છે. આ સુરાનું નામ અન્આમ છે, તેનું કારણ એ કે તેમાં મકકાના મૂર્તિપૂજક લોકોની ધર્મક્રિયા સાથે સંબંધ રાખનારાં કેટલાંક ચોપગાં જાનવરોનું વર્ણન આપવામાં આવ્યું છે. એવું કહેવામાં આવ્યું છે કે આ આખી સુરા હઝરત પેયગમ્બરને એકી વખતે વહ્ય કરવામાં આવી હતી અને ૭૦૦૦૦ ફેરેશ્તાઓ તે નીચે લાવ્યા હતા. અને તે આખી સુરા તેજ વખતે લખી લેવામાં આવી હતી. મકકાના મૂર્તિપૂજકો જેઓ કયામતના દિવસને તેમજ સજીવન થઇ કબરમાંથી બહાર આવવાનું માનતા નહોતા, તેઓની વિરૂધ્ધ ઘણી આયાત વહ્ય કરવામાં આવી છે. હદીસમાં લખ્યું છે કે "જે કોઇ પહેલાં નમાઝ પઢીને પછી આ સુરા વાંચશે તેને ખુદા પાસેથી જે જોઇએ તે જરૂર મળશે." બીજી હદીસમાં એમ લખ્યું છે કે "જે કોઇ આ સુરા વાંચશે તે દુઝખની આગ કદી જોશે નહિ."

قَالَ اللّٰهُ انى منزلها عليكم فمن يكفر
بعد منكم فانى اعذبه عذابا لا اعذبه
احدا من العالمين ١١٥ واذ قال الله
ياعيسى ابن مريم ءانت قلت للناس
اتخذونى وامى الهين من دون الله قال
سبحانك ما يكون لى ان اقول ما ليس
لى بحق ان كنت قلته فقد علمته تعلم ما فى
نفسى ولا اعلم ما فى نفسك انك انت
علام الغيوب ١١٦ ما قلت لهم الا ما
امرتنى به ان اعبدوا الله ربى وربكم
وكنت عليهم شهيدا ما دمت فيهم فلما
توفيتنى كنت انت الرقيب عليهم وانت
على كل شئ شهيد ١١٧ ان تعذبهم
فانهم عبادك وان تغفر لهم فانك انت
العزيز الحكيم ١١٨

ખુદાએ કહ્યું, ખરેખર હું તે તમારા ઉપર નીચે મોકલનાર છું.પછી તમારામાંનો તે બાદ જે કોઇ કાફેર થાય, તો ખરેખર હું તેને એવી શિક્ષા કરીશ કે સર્વ આલમમાં મ્હેં એવી શિક્ષા કોઇને કરી ન હોય.૧૧૫. અને (યાદ કર) જ્યારે ખુદાએ કહ્યું કે હે મરયમના પુત્ર ઇસા, શું તેં માણસોને કહ્યું કે મને અને મ્હારી માતાને ખુદા સિવાય તમે બે ખુદા તરીકે લ્યો? ઇસાએ કહ્યું કે હું તને પવિત્ર ગણું છું. મને યોગ્ય નથી, કે જે મને ઘટતું નથી તે બોલું. જો મ્હેં તે કહ્યું છે તો તે તેં જાણ્યું છે. તું મ્હારા હ્રદયમાં જે છે તે જાણે છે, પણ ત્હારા હ્રદયમાં જે છે તે હું જાણતો નથી. ખરેખર તું અદ્રશ્યનો જાણનાર છે.૧૧૬. તેં જે મને હોકમ કર્યો છે તે સિવાય મ્હેં તેમને કહ્યું નથી કે તમે ખુદા મ્હારા પરવરદેગાર અને તમારા પરવરદેગારની બંદગી કરો; અને હું તેઓના ઉપર સાક્ષી રહ્યો, જ્યાંસુધી હું તેઓની વચ્ચે હતો, પછી જ્યારે તેં મને મૃત્યુ આપ્યું (આકાશ તરફ લઇ લીધો) ત્યારે તુંજ તેઓની ઉપર નેગહબાન હતો અને તું સર્વ ચીજ ઉપર સાક્ષી છે.૧૧૭. જો તું તેઓને શિક્ષા કરે તો ખરેખર તેઓ ત્હારા બંદા છે, અને જો તું તેઓને માફ કરે તો ખરેખર તું શક્તિમાન (અને) સત્ય કરનાર છે. ૧૧૮.

قالوا نريد ان نأكل منها وتطمئن قلوبنا
ونعلم ان قد صدقتنا ونكون عليها من
الشاهدين ١١٣ قال عيسى ابن مريم ربع
اللهم ربنا انزل علينا مائدة من السماء
تكون لنا عيدا لاولنا واخرنا واية منك
وارزقنا وانت خير الرازقين ١١٤

તેઓએ કહ્યું કે અમે ઇચ્છીએ છીએ કે અમે તેમાંથી ખાઇએ, અને અમારાં અંતઃકરણને શાંતિ થાય અને જાણીએ કે તું અમારી સાથે સાચું બોલ્યો છે, અને અમે તે ખાણાવિષે સાક્ષી રહીએ. ૧૧૩. મરયમના પુત્ર ઇસાએ ૧/૪ કહ્યું, હે ખુદા અમારા પરવરદેગાર અમારા ઉપર આકાશમાંથી ખાવાનું નીચે મોકલ* કે જે અમારે માટે, હાલના અમારા માણસો માટે, અને અમારી પાછળ આવનારાઓ માટે એક ઇદ (તહેવાર) થાય અને ત્હારા તરફથી એક નિશાની થાય, અને અમને રૂઝી આપ અને તું રૂઝી આપનારાઓમાં ઉત્તમ છે. ૧૧૪.

* પોતાના શિષ્યોની દરખાસ્તથી હઝરત ઇસાએ ખોરાકનો ખુમચો તેમને મોકલી આપવાની ખુદા પાસે દોઆ કરી, તેઓના દેખતાં એ વાદળાંની વચ્ચેથી એક રાતો ખુમચો એકદમ ઉતરી આવ્યો અને તેઓની આગળ મૂકવામાં આવ્યો; એટલે હઝરત ઇસાએ ઉભા થઇને "વઝુ" કર્યું, પ્રાર્થના કરી અને ખુમચા ઉપર ઢાંકેલું કપડું ઉપાડી લીધું. એ ખાનમાં શું શું ખાવાનું હતું તે બાબત મુસલમાન લેખકોના જુદા જુદા મત છે. ઘણા ખરાએ કબૂલ કરેલો મત એ છે કે જ્યારે ઢાંકણ લઇ લેવામાં આવ્યુ ત્યારે એક તૈયાર પકવેલી ચરબીથી ટપકતી અને ભીંગડાં તથા પાંખ વગરની માછલી માલુમ પડી. તે માછલીના માથા આગળ મીઠું મૂકવામાં આવ્યું હતું અને તેની પૂછડી આગળ સરકો હતો અને તેની આસપાસ લસણ સિવાયના બધા ભાજી પાલા હતા તથા પાંચ રોટલા હતા. એક રોટલા ઉપર જીત ફળનું તેલ હતું. બીજા ઉપર મધ, ને ત્રીજા ઉપર માખણ, ચોથા ઉપર પનીર અને પાંચમા ઉપર પકવેલું માંસ હતું, તે વખત હઝરત ઈસાએ પોતાના શિષ્યોની અરજથી તેમને વળી એક બીજો ચમત્કાર બતાવ્યો. તે એ હતો કે તેણે તે માછલીને સજીવન કરી, અને તેના ઉપર ભીંગડાં તથા પાંખો લાવીને પાછી તેને તેની અસલ સ્થિતિમાં આણી. આથી પાસે ઉભેલા લોકાએ ભય પામીને તેમાંથી ખાધું નહિ. હઝરત ઈસાએ માંદા, અશક્ત અને ગરીબ લોકોને પોતાની પાસે બોલાવી ખાવાનું કહ્યું અને તેમાંથી ખાધા પછી તે સઘળાઓની બીમારી જતી રહી. અને જો કે ૧૩૦ માણસોએ તેમાંથી ખાધું હતું તો પણ ખોરાક તેમાં તેટલો ને તેટલોજ રહ્યો. પછી તે ખુમચો તરતજ બધાના દેખતાં આસમાન તરફ ઉડી ગયો અને જે લોકોએ તે ખોરાક ખાધો હતો તે લોકો અશકિત અને માંદગીમાંથી મુકત થયા. તે ખાવાનું ૪૦ દિવસ સુધી એકાંતરે જમવા વખતે નીચે ઉતરતું અને ત્યાર પછી તે ખુમચો આકાશ તરફ લઈ જવામાં આવ્યો. આશરે ૩૩૩ માણસોએ આ ખાનને નહિ માનવાથી અને તે જાદુ છે એવું કહેવાથી અથવા બીજાઓના મત પ્રમાણે તેમાંથી થોડો ખોરાક ચોરી લેવાને લીધે ડુક્કર બની ગયા હતા.

اذ قال الله یاعیسی ابن مریم اذکر نعمتی
علیك وعلی والدتك اذ ایدتك بروح
القدس تکلم الناس فی المهد وکهلا واذ
علمتك الکتاب والحکمة والتورىة و
الانجیل واذ تخلق من الطین کهیئة الطیر
باذنی فتنفخ فیها فتکون طیرا باذنی
وتبرئ الاکمه والابرص باذنی واذ تخرج
الموتی باذنی واذ کففت بنی اسرآءیل
عنك اذ جئتهم بالبینات فقال الذین
کفروا منهم ان هذا الا سحر مبین ۱۱۰
واذ اوحیت الی الحواریین ان امنوا بی و
برسولی قالوا امنا واشهد باننا مسلمون ۱۱۱
اذ قال الحواریون یاعیسی ابن مریم هل
یستطیع ربك ان ینزل علینا مآئدة من
السمآء قال اتقوا الله ان کنتم مؤمنین ۱۱۲

(યાદ કર); જ્યારે ખુદાએ કહ્યું કે હે મરયમના પુત્ર ઇસા, ત્હારી ઉપર અને ત્હારી માતા ઉપરની મ્હારી મેહેરબાનીની યાદ કર કે જે વખતે મ્હેં તને પવિત્ર આત્મા વડે શક્તિમાન્ કર્યો. તું પારણામાં તથા મોટપણે માણસો સાથે વાત કરતો હતો અને જે વખતે કે મ્હેં તને કેતાબ અને જ્ઞાન અને તૌરાત અને એન્જીલ શીખવ્યાં, અને જે વખતે કે તું માટી માંથી પક્ષીની આકૃતિ જેવું મ્હારા હોકમથી બનાવે છે, પછી તેમાં ફુંક મારે છે, પછી તે મ્હારા હોકમથી પક્ષી થાય છે, અને તું જન્માંધ અને કોઢીયાને મ્હારા હોકમથી સાજા કરેછે અને જ્યારે તું મુએલાને મ્હારા હોકમથી ( સજીવન ) કરી બહાર લાવે છે અને જે વખતે કે મ્હેં એસરાઇલના છોકરાઓને ત્હારી ઉપરથી ( તને મારી નાંખતાં ) અટકાવ્યા, જ્યારે કે તું તેઓની પાસો સ્પષ્ટ ચમત્કારો સહિત આવ્યો. પછી તેઓમાંના જેઓ કાફેર હતા તેઓએ કહ્યું કે આ ચોખ્ખા જાદુ સિવાય બીજુ કંઇ નથી. ૧૧૦ અને (યાદ કર) જ્યારે મ્હેં હવારીય્યુનને હોકમ કર્યો કે મને અને મ્હારા પેયગમ્બરને માનો; તેઓએ કહ્યું કે અમે ઇમાન આણ્યું છે, અને તું સાક્ષી રહે કે ખરેખર અમે આધીન રહેનારા છીએ. ૧૧૧. (યાદ કર) કે જ્યારે હવારીય્યુને કહ્યું કે હે ઇસા, મરયમના પુત્ર, શું ત્હારો પરવરદેગાર શક્તિમાન્ છે, કે અમારા ઉપર ખાવાનું આકાશમાંથી નીચે મોકલી આપે ? તેણે કહ્યું ખુદાનો ડર રાખો, જો તમે ઇમાનવાળા હો. ૧૧૨.

تحبسونهما من بعد الصلوة فيقسمان
بالله ان ارتبتم لانشتري به ثمنا ولو
كان ذاقربى ولا نكتم شهادة الله انا
اذا لمن الاثمين ١٠٦ فان عثر على انهما
استحقا اثما فاخران يقومان مقامهما من
الذين استحق عليهم الاوليان فيقسمان
بالله لشهادتنا احق من شهادتهما وما
اعتدينا انا اذا لمن الظالمين ١٠٧ ذلك
ادنى ان يأتوا بالشهادة على وجهها او
يخافوا ان ترد ايمان بعد ايمانهم واتقوا
الله واسمعوا والله لا يهدى القوم
الفاسقين ١٠٨ يوم يجمع الله الرسل
فيقول ماذا اجبتم قالوا لا علم لنا انك
انت علام الغيوب ١٠٩

તમે તે બન્નેને રોકી રાખી નમાઝ પછી ઉભા રાખો. પછી જો તમને શંકા હોય તો તે બન્નેએ ખુદાના નામથી સોગંદ ખાવા જોઇએ કે અમે કંઈપણ કિમતે અમારા સોગંદ વેચતા નથી અગર જો કે તે અમારો સગો હોય; અને અમે ખુદાએ ફરમાવેલી સાક્ષી છૂપાવતા નથી. ખરેખર ત્યારે અમે પાપીઓમાંના થઇશું. ૧૦૬. પણ જો એમ માલુમ પડે કે તેઓ બન્નેએ પાપ કર્યું છે તો બીજા બે જણાએ, જેઓના ઉપર ઝોલમ થયો છે તેઓનાં વધારે યોગ્ય સગાંવહાલાંમાંથી તેઓની જગ્યાએ ઉભા રહેવું જોઇએ પછી તેઓ બન્નેએ ખુદાના સોગંદ ખાવા જોઇએ કે ખચિત્ અમારી સાક્ષી તે બેની સાક્ષી કરતાં વધારે વાસ્તવિક છે, અને અમે ઝોલમ કરતા નથી, ખરેખર ત્યારે અમે ઝોલમગારો થઇશું. ૧૦૭. આથી ઘણું સંભવિત છે કે તેઓ ( પહેલાં સાક્ષીઓ ) સાચી સાક્ષી ન્યાયપૂર્વક પૂરે, અથવા ડરે કે પોતાના સોગંદ તેઓ (પાછળના સાક્ષીઓ) ના સોગંદ પછી રદ્દ કરવામાં આવે; અને ખુદાનો ડર રાખો અને સાંભળો અને ખુદા અપ્રમાણિક કોમને રસ્તો દેખાડતો નથી. ૧૦૮. તે દિવસ ( યાદ કરો ) કે જે દિવસે ખુદા પેયગમ્બરોને એકઠા કરશે, પછી પૂછશે કે તમને શો જવાબ આપવામાં આવ્યો? તેઓ કહેશે કે અમને કંઇ જ્ઞાન નથી. ખરેખર તું અદ્રશ્ય જાણનાર છે. ૧૦૯.

| | |
|---|---|
| હે મોમેનો, તમારી વચ્ચે વસીયત કરતી વખતે સાક્ષી લેવાની જરૂર છે જ્યારે કે તમારામાં કોઇને મોત આવે;* તે સાક્ષીઓ તમારામાંના બે ન્યાયી માણસો હોવા જોઇએ, અથવા તમારા સિવાયના બીજા બે‡ માણસોને સાક્ષી રાખો જો તમે પૃથ્વી ઉપર મુસાફરી કરતા હો, અને તમારી ઉપર મોતની આફત આવી પડે. | يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا شَهَادَةُ بَيْنِكُمْ إِذَا حَضَرَ أَحَدَكُمُ الْمَوْتُ حِينَ الْوَصِيَّةِ اثْنَانِ ذَوَا عَدْلٍ مِنْكُمْ أَوْ آخَرَانِ مِنْ غَيْرِكُمْ إِنْ أَنْتُمْ ضَرَبْتُمْ فِي الْأَرْضِ فَأَصَابَتْكُمْ مُصِيبَةُ الْمَوْتِ |

* એવું કહેવામાં આવ્યું છે કે આ ફકરો નીચે બતાવેલા પ્રસંગે વહી કરવામાં આવ્યો હતો. તમીમે-દારી અને અદીલ નામના બે ખ્રિસ્તિઓ બોદાઈલ નામના એક મુસલમાન સાથે વેપાર અર્થે શામની મુસાફરીએ જવા નીકળ્યા. જ્યારે તેઓ શામમાં પહોંચ્યા ત્યારે બોદાઈલ માંદો પડયો, અને મરી ગયો પણ મરતાં પહેલાં પોતાની પાસે જે માલ હતો તેની ટીપ તેણે એક કાગળ પર કરી અને તે કાગળ પોતાના સામાનમાં સંતાડયો અને તેની પોતાના દોસ્તદારોને ખબર કરી નહિ પણ પોતાના સગાંવહાલાંને તે માલ પહોંચાડવાની તેમને તેણે વિનંતી કરી. તેના વારસોએ આ માલ તપાસ્યો તો તેઓને સુવર્ણ જડિત રૂપાનું એક વાસણ ખુટતું માલુમ પડયું, તેથી તેઓએ તે વાસણ પેલા બે ખ્રિસ્તિઓ પાસે માગ્યું. પણ તેઓએ જવાબ આપ્યો કે "અમને કંઇ ખબર નથી" તેથી તે બાબતનો ફેંસલો કરાવવા માટે તેઓ સૌ હઝરત પાસે ગયા. પાછલા પહોરની નમાઝ પઢયા પછી તરતજ મસ્જેદમાં મેમ્બર ( ઉપદેશકોને માટે ઉંચી જગ્યા ) આગળ સોગંદ ખાવાનો હઝરત પેયગમ્બરે તેમને હોકમ કર્યો; અને તે વાસણ વિષે તેઓ કાંઈ જાણતા નથી એવા જ્યારે તેઓએ સોગંદ ખાધા ત્યારે હઝરતે તેઓને જવા દીધા. પછી જ્યારે વાસણ તેઓના હાથમાં આવ્યું ત્યારે બાદાઇલના વારસોએ તેમનાપર ચોરીનું તહોમત મૂકયું. તેઓએ કબૂલ કર્યું કે એ બોદાઇલનું હતું તે વાત ખરી, પણ અમે તે તેની પાસેથી વેચાતું લીધું છે અને આ વિષે અમારી પાસે કંઇ પુરાવો નથી તેથી અમે જવાબ ના પાડી. આ ઉપરથી તેઓ હઝરત પેયગમ્બર પાસે પાછા ગયા, તે વખતે "જો એમ માલુમ પડે" ઇત્યાદિ આખો ફકરો વહી કરવામાં આવ્યો, તેથી બોદાઇલની કોમમાંથી અમ્ર-બેન-આસ અને મુતલ્લેબ એ બે જણાએ ઉભા થઈ તે લોકોની વિરૂધ્ધ સોગંદ ખાધા; અને તે પ્રમાણે હઝરત પેયગમ્બરે ફેંસલો આપ્યો.

‡ "તમારા સિવાય" આ વિષે તફસીર લખનારા જુદા જુદા મતના છે. કેટલાક કહે છે કે તેનો અર્થ બીજા મુસલમાનો થાય છે પણ બીજા કેટલાક કહે છે કે બીજા ધર્મનાં માણસો એવો અર્થ થાય છે.

وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَاۤ اَنْزَلَ اللّٰهُ وَاِلَى
الرَّسُوْلِ قَالُوْا حَسْبُنَا مَا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا
اَوَلَوْ كَانَ اٰبَآؤُهُمْ لَا يَعْلَمُوْنَ شَيْـًٔا وَّلَا
يَهْتَدُوْنَ ١٠٤ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا عَلَيْكُمْ
اَنْفُسَكُمْ لَا يَضُرُّكُمْ مَّنْ ضَلَّ اِذَا اهْتَدَيْتُمْ
اِلَى اللّٰهِ مَرْجِعُكُمْ جَمِيْعًا فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ١٠٥

અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે ખુદાએ જે નીચે મોકલ્યું છે, તે તરફ અને પેયગમ્બર તરફ આવો, ત્યારે તેઓ કહે છે કે જેમાં અમે અમારા બાપદાદાને જોયા છે તે અમારે માટે બસ છે; અગર જો કે તેઓના બાપદાદા કંઇ જાણતા ન હોતા અને તેઓ ખરે રસ્તે દોરવાયા ન હોતા. ૧૦૪. હે મોમેનો, તમારી ઉપર તમારો જીવ બચાવવાની ફરઝ છે. જે આડે રસ્તે ગયો છે તે તમને કંઇ ઈઝા કરી શકતો નથી, જ્યારે તમે ખરા રસ્તાપર હો. ખુદા તરફ પાછા ફરવાનું તમારે સઘળાને છે. પછી જે તમે કરતા હતા તે વિષે ખુદા તમને ખબર આપશે. ૧૦૫

ખાતર કરતા હતા. એવું કહેવામાં આવ્યું છે કે અમ્ર-બેન-લહયે અરબોની સાત મ્હોટી કોમને મૂર્તિપૂજક બનાવી દીધી હતી અને આ નામો તેણે તેમને માટે યોજીકાઢયાં હતાં. જ્યારે એક સાંઢણીને પાંચ વેતરથતાં અને છેલ્લું બચ્ચું નર થતું ત્યારે તેઓ તેના કાન ચીરતા અને સવારી કે દોહવા વગેરેના કામમાં તેને લેતા નહિ અને તેને "બહીરા" કહેતા. જ્યારે કોઈ માણસ માંદોપડતો ત્યારે તેના આરામ માટે અથવા જ્યારે કોઈ મુસાફરીમાં ગયોહોય ત્યારે તે સહિસલામત પાછો આવે તેટલા માટે તેઓ બીડમાં ચરવા સારૂ એક ઉંટને છોડી મૂકતા અને "બહીરા" ની માફક તેને પણ બિલકુલ કામમાં લેતા નહિ, અને તેને "સાએબા" કહેતા. જ્યારે એક બકરીને સાત વેતર થતાં ત્યારે જો સાતમું માદા હોય તો તેને પોતાના ઢોરોના ટોળામાં રાખતા, અને એમ કહેતા કે "તે અમારી છે." પણ જો નર હોયતો તેઓ તેને મારી નાંખતા અને એમ કહેતા કે "તે અમારા ખુદાનું છે"; અને જો નર અને માદા એકજ વેતરમાં અવતરતાં તો તે બન્નેને રાખતા અને એમ કહેતા કે માદાએ નરને "બચાવ્યો" અને તેને "વસીલા" કહેતા એટલે કે "બ્હેન, ભાઇ સાથે જોડાઈ ગઇ." જો ઉંટ દસ બચ્ચાંનો બાપ થતું તો તેને "હામ" કહેતા એટલે કે "તેણે પોતાની પીઠનું રક્ષણ કર્યું" અને તેને ચરવા માટે બીડમાં છોડી મૂકી કામમાંથી મુકત કરતા. અમ્રના વખતથી આ વહેમી ધારાઓ સાધારણ હતા અને હઝરત પેયગમ્બર તે ધારા કબૂલ રાખે એવી તેઓ ઇચ્છા રાખતા; પણ હઝરતે ફરમાવ્યું કે આ ખુદાનો હોકમ નથી પણ મનુષ્યની મૂર્ખાઈ ભરેલી બનાવટો છે.

قُلْ لَا يَسْتَوِى الْخَبِيثُ وَالطَّيِّبُ وَلَوْ
أَعْجَبَكَ كَثْرَةُ الْخَبِيثِ فَاتَّقُوا اللّٰهَ يَا أُولِى
الْأَلْبَابِ لَعَلَّكُمْ تُفْلِحُونَ ١٠٠ يَا أَيُّهَا الَّذِينَ
آمَنُوا لَا تَسْئَلُوا عَنْ أَشْيَاءَ إِنْ تُبْدَ لَكُمْ
تَسُؤْكُمْ وَإِنْ تَسْئَلُوا عَنْهَا حِينَ يُنَزَّلُ
الْقُرْآنُ تُبْدَ لَكُمْ عَفَا اللّٰهُ عَنْهَا وَاللّٰهُ غَفُورٌ
حَلِيمٌ ١٠١ قَدْ سَأَلَهَا قَوْمٌ مِنْ قَبْلِكُمْ
ثُمَّ أَصْبَحُوا بِهَا كَافِرِينَ ١٠٢ مَا جَعَلَ اللّٰهُ
مِنْ بَحِيرَةٍ وَلَا سَائِبَةٍ وَلَا وَصِيلَةٍ وَلَا
حَامٍ وَلٰكِنَّ الَّذِينَ كَفَرُوا يَفْتَرُونَ عَلَى
اللّٰهِ الْكَذِبَ وَأَكْثَرُهُمْ لَا يَعْقِلُونَ ١٠٣

કહે પલીદ અને પવિત્ર સરખા નથી અગરજોકે પલીદ માણસોની મ્હોટી સંખ્યા તને આશ્ચર્ય પમાડે. માટે હે ડાહ્યા માણસો, ખુદાનો ડર રાખો કે કદાચ્ તમે રસ્તગાર થાઓ. ૧૦૦. હે મોમેનો, તે ચીઝો વિષે તમે પૂછો નહિ * કે જે, જો તમને ખુલ્લી કરવામાં આવે તો તમને દુ:ખી કરશે, અને જ્યારે કોરઆન નીચે મોકલવામાં આવે છે ત્યારે જો તમે તે ચીઝો વિષે પૂછો તો તે તમારે માટે ખુલ્લી કરવામાં આવશે. ખુદાએ તે ચીઝો વિષે માફી આપી છે, અને ખુદા માફી આપનાર (અને) માયાળુ છે. ૧૦૧. તમારાં પહેલાં, લોકોએ તે ચીઝો વિષે સવાલ પૂછયો, પછી તેને લીધે તેઓ કાફેર થઇ ગયા. ૧૦૨. ખુદાએ બહીરા અને સાએબા અને વસીલા અને હામ § એવું કંઇ મુકરર કર્યું નથી. પણ જેઓ કાફેર થયા છે તેઓ ખુદા વિરૂધ્ધ જાહાણું ઘડી કાઢે છે; અને તેઓમાંના ઘણા સમજતા નથી. ૧૦૩.

* અરબ લોકો હઝરત પેયગમ્બરને કેટલાક બેવકુફી ભરેલા સવાલ હમેશાં પૂછતા હતા; જેવાકે મ્હારો બાપ કયાં છે? મ્હારૂં ખોવાઈ ગયેલું ઉંટ કયાં છે વગેરે? આ કારણથી તેઓને આ સવાલો પૂછવાની મના કરવામાં આવી હતી

§ આ નામો મુર્તિપૂજક અરબોએ કેટલાંક ઘેટાં અને ઉંટને આપ્યાં હતાં; કે જેઓને ચરવા માટે છુટાં મુકીને ખાસ જુદી જુદી હાલતમાં રાખી સાધારણ કામમાંથી મુક્ત કરવામાં આવતાં હતાં, અને તેઓ ઓળખાઇ આવે એટલા માટે તેઓને કાનમાં જરા ચીરો પાડવામાં આવતો, અથવા તો કોઈ બીજી નિશાની કરવામાં આવતી. આ કામ તેઓ પોતાની મુર્તિઓના માનતી

او كفارة طعام مساكين او عدل ذلك
صياما ليذوق وبال امره عفا الله عما
سلف ومن عاد فينتقم الله منه والله
عزيز ذوانتقام ٩٥ احل لكم صيد
البحر وطعامه متاعا لكم وللسيارة و
حرم عليكم صيد البر مادمتم حرما
واتقوا الله الذى اليه تحشرون ٩٦ جعل
الله الكعبة البيت الحرام قياما للناس
والشهر الحرام والهدى والقلائد ذلك
لتعلموا ان الله يعلم ما فى السموات وما
فى الارض وان الله بكل شىء عليم ٩٧
اعلموا ان الله شديد العقاب وان الله
غفور رحيم ٩٨ ما على الرسول الا
البلاغ والله يعلم ما تبدون وما تكتمون ٩٩

અથવા તેના નિવારણ માટે ગરીબોને ખવરાવવું જોઇએ, અથવા તેના પ્રમાણમાં રૂઝા રાખવા જોઇએ, એટલા માટે કે તે પોતાના કૃત્યની શિક્ષાનો સ્વાદ ચાખે. જે થઇ ગયું તેની ખુદાએ માફી આપી છે, અને જે કોઇ ફરીથી તે કરે તેની પાસેથી ખુદા બદલો વાળી લેનાર છે; અને ખુદા શકિતમાન્ ( અને ) શિક્ષા કરનાર છે. ૯૫. દરીઆઇ (જાનવરોનો) શિકાર અને તેમાંથી જે ખાવાનું મળે તે તમારે માટે હલાલ થયેલ છે. તે તમારા અને મુસાફરોના ઉપભોગ માટે છે; અને તમારે માટે ઝમીન ( નાં જાનવરો ) નો શિકાર હરામ થયેલ છે જ્યારે તમે મોહરેમ હો, અને ખુદાનો ડર રાખો કે જેના તરફ તમને સઘળાને એકઠાં કરવામાં આવશે. ૯૬. ખુદાએ કએબા કે જે પવિત્ર ઘર છે તેને અને હરામ ( હુરમતવાળા ) મહિનાને અને કુરબાનીને અને હાર પેહરાવેલી કુરબાનીને માણસો માટે ધર્મ-ક્રિયા બજાવવાનાં ( અને સલામતીનાં ) કારણો બનાવ્યાં છે. આ એટલા માટે કે તમે જાણો કે ખરેખર જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે ખુદા જાણે છે, અને ખરેખર ખુદા સર્વજ્ઞ છે. ૯૭. જાણો કે ખુદા સખત શિક્ષા કરનાર છે; અને ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૯૮. અને અહકામ પહોંચાડવા સિવાય પેયગમ્બરના ઉપર બીજું કંઇ નથી, અને જે તમે ખુલ્લું કરો છો, અને જે તમે સંતાડો છો, તે ખુદા જાણે છે. ૯૯.

---

એક પાળેલા જાનવરને કુરબાની કરવા માટે કએબામાં કાપવા સારૂ તેણે લાવવું જોઇએ અને આ બાબતમાં બે પ્રમાણિક માણસોએ ન્યાયસર પોતાનો મત આપવો જોઇએ.

لیس علی الذین امنوا وعملوا الصالحات
جناح فیما طعموآ اذا ما اتقوا وامنوا و
عملوا الصالحات ثم اتقوا وامنوا ثم اتقوا
واحسنوا والله یحب المحسنین ۹۳ یاایها
الذین امنوا لیبلونکم الله بشیء من
الصید تناله ایدیکم ورماحکم لیعلم الله
من یخافه بالغیب فمن اعتدی بعد ذلك
فله عذاب الیم ۹۴ یاایها الذین امنوا
لا تقتلوا الصید وانتم حرم ومن قتله
منکم متعمدا فجزآء مثل ما قتل من النعم یحکم
به ذوا عدل منکم هدیا بالغ الکعبة

જેઓએ ઇમાન આણ્યું છે અને સુકૃત્ય કર્યા છે તેઓના ઉપર જે તેઓએ ખાધું છે તેને માટે કંઇ પાપ નથી જ્યારે કે તેઓએ પરહીઝગારી કરી છે અને ઇમાન આણ્યું છે અને સુકૃત્ય કર્યાં છે પછી પરહીઝગારી કરી છે અને ઇમાન આણ્યું છે, પછી પરહીઝગારી કરી છે, અને સારાં કામ કર્યાં છે; અને ખુદા સુકૃત્ય કરનારાઓને ચાહે છે. ૯૩. હે મોમેનો, જે કંઇ શિકાર તમારા હાથ અને તમારાં ભાલાં મેળવે છે તે વડે ખુદા તમારી કસોટી કાઢે છે, એટલા માટે કે તે જાણે કે એકાન્તમાં પણ તેનાથી કોણ બ્હીએ છે, પછી જે આ પછી હદ બહાર જાય છે તેને માટે દુ:ખદાયક શિક્ષા છે. ૯૪. હે મોમેનો, તમે શિકાર કરો નહિ જ્યારે તમે મોહરેમ § હો, પણ તમારામાંનો જે કોઇ તેને જાણી જોઇને મારી નાંખે છે, ‡ તેનો બદલો એ છે કે તેણે ચોપગાં જાનવરોમાંથી તેનાજ જેવું એક જાનવર મારી નાંખવું * કે જેને વિષે તમારામાંના બે ન્યાયી માણસો હોકમ કરે, (અને) તે કુરબાની કાપી નાંખવા માટે કઅબામાં પહોંચાડવી જોઇએ,

§ આ આયા અને નીચેની આયા માટે આ સુરાની આયા ૧ લીનું ટિપ્પણ જુઓ.

‡ આ હોડેબીય્યાના વર્ષમાં હતું. તે વર્ષમાં જ્યારે હજરત પેયગમ્બર અને ઘણા મુસલમાનો હજ્જ કરવા ગયા હતા અને હજ્જની મુકરર થયેલી ક્રિયાઓ શરૂ કરતા હતા ત્યારે તેઓની આસપાસ એટલાં બધાં પક્ષીઓ તથા પશુઓ વિટળાઈ ગયાં કે તેઓને મુસાફેરીમાં અડચણ પડી; અને તેમનો શિકાર કરવાની તેઓને મના હોવાના કારણથી તેઓ દિલગીર થયા તેથી આ કાયદાનો હોકમ કરવામાં આવ્યો.

* એટલે કે પોતે જે જાનવરને મારી નાંખ્યું હોય તેના જેવડા અથવા તેની કિમતના

فمن لم يجد فصيام ثلاثة ايام ذلك كفارة
ايمانكم اذا حلفتم واحفظوا ايمانكم
كذلك يبين الله لكم اياته لعلكم
تشكرون ٨٩ يا ايها الذين امنوا انما
الخمر والميسر والانصاب والازلام
رجس من عمل الشيطان فاجتنبوه
لعلكم تفلحون ٩٠ انما يريد الشيطان
ان يوقع بينكم العداوة والبغضاء في
الخمر والميسر ويصدكم عن ذكر الله و
عن الصلوة فهل انتم منتهون ٩١
واطيعوا الله واطيعوا الرسول واحذروا
فان توليتم فاعلموا انما على رسولنا
البلاغ المبين ٩٢

પછી જેને (આમાંથી) કાંઇ મળી
શકતું નથી તેણે ત્રણ દિવસ રૂઝા રાખવા
જોઇએ. આ તમારા સોગંદનું નિવારણ
છે જ્યારે તમે સોગંદ ખાધા હોય; અને
તમે તમારા સોગંદ પાળો. આ પ્રમાણે
ખુદા તમને તેની નિશાનીઓનું વર્ણન
આપે છે કે કદાચ્ તમે આભાર માનો. ૮૯.
હે મોમેનો, ખરેખર દારૂ‡ અને જુગાર§
અને મૂર્તિઓ અને (સોરટી નાંખવાનાં)
તીરો, શેતાનનાં પલીદ કામોમાંના છે;
માટે તેનાથી દૂર રહો કે કદાચ્ તમને
મુકિત મળે. ૯૦. શેતાન માત્ર ઇચ્છે છે
કે તમારી વચ્ચે તે શત્રુતા અને દ્વેષભાવ
દારૂ પીવાથી અને જુગારથી નાંખે અને
તમને ખુદાને યાદ કરવામાંથી અને
નમાઝમાંથી અટકાવે. ત્યારે શું તમે
અટકનાર છો? ૯૧. અને ખુદાનો હોકમ
ઉઠાવો અને પેયગમ્બરને આધીન રહો,
અને ડર રાખો, પણ જો તમે મ્હોં ફેરવો
તો જાણો કે અમારા પેયગમ્બર ઉપર
(નું કામ) માત્ર ખુલ્લો સંદેશો
પહોંચાડવાનું છે. ૯૨.

‡ તફસીર લખનારાઓના મત અને આ ફકરો વહ કરવાનો પ્રસંગ મ્હોટી તફસીરો વાંચવાથી માલુમ પડશે, કારણ કે તેઓ ઘણાં હોવાથી અહિં ટુકામાં વર્ણન આપી શકાશે નહિ.

§ આને માટે બીજા પ્રકરણની ૨૧૮ મી આયા જુઓ,

પછી ખુદાએ તેમને, તેઓએ જે કહ્યું તેને માટે, બેહેસ્તની વાડીઓનો બદલો આપ્યો કે જેની નીચેથી નદીઓ વહે છે. તેમાં તેઓ નિરંતર રહેનાર છે. અને આ સુકૃત્ય કરનારાઓનો બદલો છે. ૮૫. પણ જેઓ કાફેર થયા છે અને જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી છે તેઓ દુઝખના રહેવાસીઓ છે. ૮૬. હે મોમેનો, ખુદાએ તમારે માટે જે પાક ચીજો હલાલ કરી છે, તે તમે હરામ કરો નહિ,* અને હદબહાર જાઓ નહિ. ખરેખર ખુદા હદબહાર જનારને ચાહતો નથી. ૮૭. અને જે ખુદાએ તમને રૂઝી આપી છે, તેમાંથી હલાલરીતે અને પાકરીતે ખાઓ, અને ખુદાનો ડર રાખો, કે જેને તમે માનનાર છો. ૮૮ તમારા અનિશ્ચિત સોગંદ માટે ખુદા તમને પકડશે નહિ, પણ તે તમને તમારા નિશ્ચિત સોગંદ માટે પકડશે. પછી તેનું પ્રાયશ્ચિત દસ ગરીબોને જે સાધારણ ખોરાક તમે તમારાં કુટુંબને ખવરાવો છો તે ખવરાવવાનું, અથવા તેમને લુગડાં પહેરાવવાનું છે અથવા એક ગુલામને છૂટો કરવાનું છે.

فاثابهم الله بما قالوا جنات تجری من تحتها
الانهار خالدین فیها وذلك جزاء المحسنین ٨٥
والذین كفروا وكذبوا بایاتنا اولئك
اصحاب الجحیم ٨٦ یاایها الذین امنوا
لاتحرموا طیبات ما احل الله لكم ولا
تعتدوا ان الله لایحب المعتدین ٨٧ وكلوا
مما رزقكم الله حلالا طیبا واتقوا الله
الذی انتم به مؤمنون ٨٨ لایؤاخذكم
الله باللغو فی ایمانكم ولكن یؤاخذكم
بما عقدتم الایمان فكفارته اطعام عشرة
مساكین من اوسط ما تطعمون اهلیكم
او كسوتهم او تحریر رقبة

* કયામતના દિવસની ત્રાસદાયક સજા સાંભળ્યા પછી હઝરત પેયગમ્બરના દસ મ્હોટા અસહાબોએ નિશ્ચયપૂર્વક સોગંદ ખાધા કે હમેશાં અમે રોઝા રાખીશું રાત્રીએ જાગરણ કરીશું અને સ્ત્રીસંગનો, માંસાહારનો, બિછાનાપર સુવાનો તથા દુનિયાના બીજા હલાલ થયેલ એશ આરામનો પણ ત્યાગ કરીશું; પણ હઝરત પેયગમ્બરે આ વાત મંજુર રાખી નહિ અને કહ્યું કે ખુદાએ મ્હારા ધર્મમાં રહબાન (ત્યાગી) ની રીત પાળવાનો હૂકમ કર્યો નથી. આ વખતે આ ફકરો વહ્ય કરવામાં આવ્યો.

لتجدن اشد الناس عداوة للذين
امنوا اليهود والذين اشركوا ولتجدن
اقربهم مودة للذين امنوا الذين قالوا
انا نصارى ذلك بان منهم قسيسين
ورهبانا وانهم لايستكبرون ٨٢

٧ جزو — ૭ / ૩૦ રૂકુઅ

واذا سمعوا ما انزل الى
الرسول ترى اعينهم تفيض من الدمع
مما عرفوا من الحق يقولون ربنا امنا
فاكتبنا مع الشاهدين ٨٣ وما لنا لا
نؤمن بالله وما جاءنا من الحق ونطمع ان
يدخلنا ربنا مع القوم الصالحين ٨٤

તને ખરેખર માલુમ પડશે કે માણુસોમાં દુશ્મનાઈમાં વધારે કટ્ટા, મોમેનો માટે, યહુદીઓ અને જેઓ મોશરેક થયા છે તેઓજ છે. અને વળી તને ખચિત માલુમ પડશે કે માણુસોમાં મિત્રતામાં વધારે નઝદિક, મોમેનો માટે, તેઓજ છે કે જેઓએ કહ્યું કે અમે નસારા છીએ. આનું કારણ એ કે તેમનામાં ધર્મિષ્ઠ વિદ્વાનો અને રોહબાન * ( એકાંતવાસી ભકતો ) છે; આનું કારણ એ કે તેઓ અભિમાન કરતા નથી. ૮૨. અને જ્યારે તેઓ, પેયગમ્બર તરફ જે ( કોરઆન ) નીચે મોકલવામાં આવ્યું છે તે સાંભળે છે‡ ત્યારે તું જોઇશ કે તેઓની આંખમાંથી આંસુ વહે છે. કારણ કે તેઓના જાણવામાં સત્ય ધર્મની વાત આવી છે. તેઓ કહે છે કે, હે અમારા પરવરદેગાર, અમે ઇમાન લાવ્યાછીએ માટે અમારાં નામ શાક્ષીઓ સાથે લખ. ૮૩. અને અમને શું છે કે અમે ખુદાને અને જે સત્ય અમારી પાસે આવ્યું છે તેને ન માનીએ? અને અમે આશા રાખીએ છીએ કે અમારો પરવરદેગાર અમને પવિત્ર માણુસો સાથે ( બેહેશ્તમાં ) દાખલ કરે. ૮૪.

* "રોહબાન" એ "રાહેબ" નું બહુ વચન છે, એટલે ખ્રિસ્તિ લોકોમાંના તે લોકો કે જેઓ સંસારના સઘળાં કામો તજી દઈ પહાડો અથવા બીજી કાંઈ એકાન્ત જગ્યામાં જઈ બંદગીમાં વખત ગુઝારે છે.

‡ કેટલાક એમ કહે છે કે જ્યારે અબી–તાલબનો દીકરો જઅફર હબશાથી પાછો આવ્યો ત્યારે તે દેશના પાદશાહ નજાશીએ તેની સાથે હઝરત પેયગમ્બર પાસે ૭૦ ઘણા વિદ્વાન્ ખ્રિસ્તિઓને મોકલ્યા. જ્યારે તેઓ હઝરત પેયગમ્બર પાસે આવ્યા ત્યારે તેણે છત્રીશમું પ્રકરણ વાંચી સંભળાવ્યું. આ ઉપરથી તેઓ અસર થવાથી ઘણું રડયા અને એવું બોલ્યા કે "હઝરત ઈસા પાસે મોકલેલા વહીની સાથે આ કેવું મળતું આવે છે?" અને તરતજ તેઓએ એસ્લામ ધર્મ કબૂલ કર્યો.

قل يا اهل الكتاب لا تغلوا في دينكم
غير الحق ولا تتبعوا اهواء قوم
قد ضلوا من قبل واضلوا كثيرا و
ضلوا عن سواء السبيل ٧٧ لعن الذين
كفروا من بني اسرآءيل على لسان
داود وعيسى ابن مريم ذلك بما عصوا
وكانوا يعتدون ٧٨ كانوا لا يتناهون عن
منكر فعلوه لبئس ما كانوا يفعلون ٧٩
ترى كثيرا منهم يتولون الذين كفروا
لبئس ما قدمت لهم انفسهم ان
سخط الله عليهم وفي العذاب هم
خالدون ٨٠ ولو كانوا يؤمنون بالله
والنبي وما انزل اليه ما اتخذوهم اولياء
ولكن كثيرا منهم فاسقون ٨١

કહે, હે કેતાબના લોકો, તમે તમારા ધર્મમાં નાહક અતિશયોક્તિ કરો નહિ, અને તે કોમની ઇચ્છા પ્રમાણે ચાલો નહિ કે જેઓ અગાઉ આડે માર્ગે ગયા છે, અને જેઓએ ઘણાને આડે માર્ગે દોર્યા છે અને જેઓ સુમાર્ગેથી કુમાર્ગે રહડયાં છે. ૭૭. ઇસરાઇલના દીકરાઓમાંના જેઓ કાફેર થયા છે તેઓને દાવુદની અને મરયમના પુત્ર ઇસાની જીભથી લઆનત થઇ છે. આનું કારણ એ કે તેઓએ નાફરમાની કરી અનો તેઓ હદબહાર જતા હતા. ૭૮. તેઓએ જે દુષ્ટ કામ કર્યા તેની એક બીજાને તેઓ મના કરતા નહોતા; ખરેખર જે તેઓ કરતા હતા તે દુષ્ટ છે. ૭૯. તું તેમાંના ઘણાને જોશે કે તેઓ કાફેરો સાથે દોસ્તી કરે છે. જે તેઓએ પોતેજ પોતાને માટે આગળ મોકલ્યું છે તે દુષ્ટ છે; (તે એજ છે કે) જેથી ખુદાનો કોપ તેમના ઉપર થયો છે; અને શિક્ષામાં તેઓ નિરંતર રહેનાર છે. ૮૦. અને જો તેઓએ ખુદા, અને પેયગમ્બર, અને જે પેયગમ્બરના તરફ નીચે મોકલવામાં આવ્યું છે તે માન્યું હોત તો તેઓ કાફેરોને દોસ્ત તરીકે લેત નહિ, પણ તેમનામાંના ઘણા દુષ્ટ કામ કરનારા છે. ૮૧.

ખરેખર જે કોઇ ખુદાની સાથે (બીજાને) શરીક કરે છે તેને માટે ખુદાએ બેહેશ્ત હરામ કર્યું છે; અને તેનું રહેઠાણ આગ છે, અને ઝુલમગાર માટે કોઇ મદદગાર નથી. ૭૨. ખરેખર તેઓ કાફેર થયા છે કે જેઓએ કહ્યું કે ખુદા ત્રણ ખુદામાં ત્રીજો છે.‡ પણ એકજ ખુદા સિવાય બીજો ખુદા છેજ નહિ. અને જો, જે તેઓ કહે છે તેમાંથી તેઓ અટકશે નહિ તો ખચિત તેઓમાંના જેઓ કાફેર થયા છે, તેઓને એક દુઃખદાયક સજા આવી પહોંચશે. ૭૩. શું તેઓ ખુદા તરફ ફરશે નહિ અને તેઓ ખુદા પાસેથી માફી માગશે નહિ? અને ખુદા માફીઆપનાર (અને) દયાળુ છે. ૭૪. મરયમનો પુત્ર મસીહ એક પેયગમ્બર સિવાય બીજો કોઈ નથી. તેની પહેલાં બીજા પેયગમ્બરો થઇ ગયા છે, અને તેની માતા સત્ય બોલનારી હતી. તેઓ બન્ને ખોરાક ખાતા હતા. જો, કેવી રીતે અમે તેમને માટે નિશાનીઓનું વર્ણન કરીએ છીએ! પછી જો, તેઓ કેવીરીતે પાછા ફરે છે? ૭૫. કહે શું ખુદા સિવાય જે તમને કંઇ નુકસાન કે ફાયદો કરવા શકિતમાન્ નથી તેની તમે બંદગી કરો છો? અને ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૭૬.

انه من يشرك بالله فقد حرم الله عليه الجنة
ومأويه النار وما للظالمين من انصار ٧٢
لقد كفر الذين قالوا ان الله ثالث
ثلثة وما من اله الا اله واحد وان
لم ينتهوا عما يقولون ليمسن الذين كفروا
منهم عذاب اليم ٧٣ افلا يتوبون الى
الله ويستغفرونه والله غفور رحيم ٧٤
ماالمسيح ابن مريم الا رسول قد خلت
من قبله الرسل وامه صديقة كانا يأكلان
الطعام انظر كيف نبين لهم الايات
ثم انظر انى يؤفكون ٧٥ قل اتعبدون
من دون الله مالا يملك لكم ضرا
ولا نفعا والله هو السميع العليم ٧٦

‡ આનો સબંધ ખ્રિસ્તિઓ સાથે છે જેઓ એમ કહે છે કે ખુદા ત્રણ ખુદાઓમાંથી એક છે; એ ત્રણ ખુદા,–ખુદા, મરયમ, અને ઇસા.

ولیزیدن کثیرا منهم ما انزل الیك من
ربك طغیانا و کفرا فلا تأس علی القوم
الکافرین ٦٨ ان الذین امنوا والذین
هادوا والصابؤن والنصاری من امن
بالله والیوم الاخر وعمل صالحا فلا
خوف علیهم ولا هم یحزنون ٦٩ لقد
اخذنا میثاق بنی اسرآئیل وارسلنا الیهم
رسلا کلما جآء هم رسول بما لا تهوی
انفسهم فریقا کذبوا وفریقا یقتلون ٧٠
وحسبوا الا تکون فتنة فعموا وصموا
ثم تاب الله علیهم ثم عموا وصموا کثیر
منهم والله بصیر بما یعملون ٧١ لقد
کفر الذین قالوا ان الله هو المسیح ابن
مریم وقال المسیح یا بنی اسرآئیل
اعبدوا الله ربی وربکم

પણ ત્હારા તરફ ત્હારા પરવરદેગાર પાસેથી જે નીચે મોકલવામાં આવ્યું છે તે તેઓમાંના ઘણા જણમાં નાફરમાની અને કાફેરપણું વધારે છે, માટે તું કાફેર કોમને વાસ્તે દિલગીર થા નહિ.૬૮. ખરેખર જેઓ ઇમાન લાવ્યા છે અને જેઓ યહુદી થયા છે અને સાબેઉન અને નસારામાંના જે કોઇ ખુદા અને છેહલા દિવસને માને અને સુકૃત્ય કરે તેઓના ઉપર કાંઇ ધાસ્તી નથી, અને તેઓ દિલગીર થશે નહિ. ૬૯. અમે ખરેખર એસ્રાઇલના દીકરાઓ પાસેથી કરાર લીધો અને તેમના તરફ પેયગમ્બરો મોકલ્યા. જ્યારે તેઓની પાસે કોઇ પેયગમ્બર જે તેઓના મનને ગમતું નહોતું તે સહિત આવ્યો ત્યારે કેટલાકને તેઓએ જૂઠા કહ્યા, અને કેટલા ને તેઓએ મારી નાંખ્યા.૭૦. અને તેઓએ ધાર્યું કે તેઓને માટે કંઇ આફત નથી. પછી તેઓ આંધળા થયા અને બ્હેરા થયા. પછી ખુદા તેઓના તરફ મેહેરબાનીથી ફર્યો. પછી તેમનામાંના ઘણા ફરીથી આંધળા થયા અને બ્હેરા થયા; અને ખુદા જે તેઓ કરે છે તે જોનાર છે.૭૧. ખરેખર તેઓ કાફેર થયા છે કે જેઓએ કહ્યું કે મર્યમનો પુત્ર મસીહ તે ખુદા છે. અને મસીહે કહ્યું હે એસ્રાઇલના દીકરાઓ, ખુદાની બંદગી કરો કે જે મ્હારો પરવરદેગાર અને તમારો પરવરદેગાર છે.

જ્યારે તેઓએ લડાઇને માટે અગ્નિ સળગાવ્યો ત્યારે ખુદાએ તે ઓલવી નાંખ્યો, અને તેઓ પૃથ્વીમાં ફસાદ કરવા દોડે છે અને ખુદા ફસાદ કરનારાઓને ચાહતો નથી. ૬૪ અને જો કેતાબના લોકોએ ઈમાન આણ્યું હોત અને ખુદાનો ડર રાખ્યો હોત તો અમે તેઓને માટે તેઓનાં પાપ માફ કરત, અને અમે તેઓને બેહેશ્તની આનંદ ભરેલી વાડીઓમાં દાખલ કરત. ૬૫. અને જો તેઓ તૌરાત અને એન્જીલ અને જે તેઓના તરફ તેઓના પરવરદેગાર પાસેથી નીચે મોકલવામાં આવ્યું છે તે પ્રમાણે વર્ત્યા હોત, તો તેઓએ પોતાના માથા ઉપરથી અને પોતાના પગ નીચેથી ખાધું હોત.§ તેઓમાંનો એક ભાગ સત્ય કરનાર છે, અને તેમનામાંના ઘણાખરા જે કરે છે તે દુષ્ટ છે. ૬૬ હે પેયગમ્બર, ત્હારા પરવરદેગાર તરફથી જે સંદેશો ત્હારા તરફ નીચે મોકલવામાં આવ્યો છે તે તું પહોંચાડ. અને જો તું તેમ નહિ કરે તો તેનો સંદેશો તેં પહોચાડયો નથી, અને ખુદા તને માણસોથી બચાવશે. ખરેખર ખુદા કાફેર કોમને રસ્તો બતાવતો નથી. ૬૭. કહે, હે કેતાબના લોકો, 'તમને કાંઇ ચીઝ (ધર્મ) નો આધાર નથી, જ્યાંસુધી તમે તૌરાત અને એન્જીલ અને જે તમારા તરફ તમારા પરવરદેગાર પાસેથી નીચે મોકલવામાં આવ્યું છે, તે પ્રમાણે ચાલો.

كلما اوقدوا نارا للحرب اطفاها الله
ويسعون فى الارض فسادا والله لا يحب
المفسدين ٦٤ ولو ان اهل الكتاب
امنوا واتقوا لكفرنا عنهم سياتهم و
لادخلناهم جنات النعيم ٦٥ ولو انهم اقاموا
التورية والانجيل وما انزل اليهم من ربهم
لاكلوا من فوقهم ومن تحت ارجلهم
منهم امة مقتصدة وكثير منهم ساء
ما يعملون ٦٦ يا ايها الرسول بلغ ما انزل
اليك من ربك وان لم تفعل فما بلغت
رسالته والله يعصمك من الناس ان الله
لا يهدى القوم الكافرين ٦٧ قل يا اهل
الكتاب لستم على شئ حتى تقيموا التورية
والانجيل وما انزل اليكم من ربكم

છે અને બેહદ છે. § એટલે વરસાદ વરસવાથી ઝમીનમાંથી એટલા બધા ફળફુલ ઉગત કે તેઓને ચોમેરથી પુષ્કળ ખાવાનું મળત.

અને જ્યારે તેઓ તમારી પાસે આવે છે. ત્યારે તેઓ કહે છે કે અમે ઇમાન લાવ્યા છીએ, અને એઉ જોતાં તેઓ કાફ્રેરપણા સહિત દાખલ થયાછે અને તેઓ કાફેરપણા સહિત બહાર ગયા છે; અને ખુદા જે તેઓ સંતાડે છે તે વધારે જાણે છે. ૬૧ અને તું તેઓમાંના ઘણાને જુએ છે. કે તેઓ પાપ અને શત્રુતા અને હરામ ચીઝ ખાવા તરફ દોડે છે. જે તેઓ કરે છે તે ખરેખર દુષ્ટ છે. ૬૨ શામાટે તેઓના ધર્માધ્યક્ષો અને વિદ્વાન આલેમો તેમને જૂઠું બોલતાં અને હરામ ચીઝ ખાતાં અટકાવતા નથી? જે તેઓ કરે છે તે ખરેખર દુષ્ટ છે. ૬૩. અને યહુદી લોકોએ કહ્યું કે ખુદાના હાથ બાંધેલા છે; § તેઓનાજ હાથ બંધાઓ, અને જે તેઓ બોલ્યા તેને માટે તેઓની ઉપર લઅનત થાઓ; બલ્કે 'ખુદાના બેઉ હાથ ખુલ્લા છે;' જેમ તે ચાહે છે તેમ તે બક્ષિશ કરે છે, અને જે ત્હારા તરફ ત્હારા પરવરદેગાર પાસેથી નીચે મોકલવામાં આવ્યું છે તે તેઓમાંના ઘણાજણમાં નાફરમાની અને કાફેરપણું વધારે છે; અને અમે તેઓની વચ્ચે શત્રુતા અને દ્વેષભાવ કયામતના દિવસ સુધી નાંખ્યો છે.

وَاِذَا جَاۤءُوكُمْ قَالُوٓا اٰمَنَّا وَقَدْ دَخَلُوا
بِالْكُفْرِ وَهُمْ قَدْ خَرَجُوا بِهٖ وَاللّٰهُ اَعْلَمُ
بِمَا كَانُوا يَكْتُمُونَ ٦١ وَتَرٰى كَثِيرًا مِّنْهُمْ
يُسَارِعُونَ فِى الْاِثْمِ وَالْعُدْوَانِ وَاَكْلِهِمُ
السُّحْتَ لَبِئْسَ مَا كَانُوا يَعْمَلُونَ ٦٢ لَوْلَا
يَنْهٰهُمُ الرَّبَّانِيُّونَ وَالْاَحْبَارُ عَنْ قَوْلِهِمُ
الْاِثْمَ وَاَكْلِهِمُ السُّحْتَ لَبِئْسَ مَا كَانُوا
يَصْنَعُونَ ٦٣ وَقَالَتِ الْيَهُودُ يَدُ اللّٰهِ
مَغْلُولَةٌ غُلَّتْ اَيْدِيهِمْ وَلُعِنُوا بِمَا قَالُوا
بَلْ يَدَاهُ مَبْسُوطَتَانِ يُنْفِقُ كَيْفَ يَشَاۤءُ
وَلَيَزِيدَنَّ كَثِيرًا مِّنْهُمْ مَّآ اُنْزِلَ اِلَيْكَ
مِنْ رَّبِّكَ طُغْيَانًا وَّكُفْرًا وَاَلْقَيْنَا بَيْنَهُمُ
الْعَدَاوَةَ وَالْبَغْضَاۤءَ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ

§ હઝરત પેયગમ્બર મદિને આવ્યા પહેલાં યહુદીઓ આબાદ સ્થિતિમાં હતા; પણ ત્યાર પછી તેઓના કાફેરપણાને લીધે તેઓ અત્યંત કંગાલ સ્થિતિમાં આવી પડ્યા. એટલા માટે તેઓ અહીં લખેલા શબ્દો બોલ્યા જેનો અર્થ એવો છે કે "ખુદા કંજુસ થઈ ગયો છે? "એટલે કે તેની સખાવત આખી આલમ ઉપર;

ومن يتول الله ورسوله والذين امنوا فان
حزب الله هم الغالبون ٥٦ يا ايها الذين امنوا
لا تتخذوا الذين اتخذوا دينكم هزوا ولعبا
من الذين اوتوا الكتاب من قبلكم والكفار
اولياء واتقوا الله ان كنتم مؤمنين ٥٧
واذا ناديتم الى الصلوة اتخذوها هزوا
ولعبا ذلك بانهم قوم لا يعقلون ٥٨ قل
يا اهل الكتاب هل تنقمون منا الا ان
امنا بالله وما انزل الينا وما انزل من قبل
وان اكثركم فاسقون ٥٩ قل هل انبئكم
بشر من ذلك مثوبة عند الله من لعنه
الله وغضب عليه وجعل منهم القردة
والخنازير وعبد الطاغوت اولئك
شر مكانا واضل عن سواء السبيل ٦٠

અને જે ખુદાને અને તેનાં પેયગમ્બરને અને મોમેનોને દોસ્ત રાખે છે ( તેઓ ખુદાનું લશ્કર છે.) અને ખરેખર ખુદાનું લશ્કર જય મેળનાર છે. ૫૬. હે મોમેનો, જેઓને તમારી પહેલાં કેતાબ આપવામાં આવી છે તેઓમાંના જેઓ તમારા ધર્મને મશ્કરી અને રમતમાં ગણી કાઢે છે તેઓને તેમજ કાફેરોને દોસ્ત તરીકે લ્યો નહિં અને તમે ખુદાથી ડરો, જો તમે મોમેન હો. ૫૭. અને જ્યારે તમે નમાઝ તરફ પોકારો છો ત્યારે તેઓ તેને હસી કાઢે છે અને રમત ગણે છે†. આનું કારણ એ છે કે તેઓ એવી કોમ છે કે જેઓ કંઇ સમજતાં નથી. ૫૮. કહે, હે કેતાબનાં લોકો; શું તમે આ કારણે સિવાય અમારી ભૂલ કાઢો છો કે અમે ખુદાને અને જે અમારી તરફ નીચે મોકલવામાં આવ્યું છે અને જે અગાઉથી મોકલવામાં આવ્યું છે તેને માનીએ છીએ? અને તમારામાંના ઘણાખરા હદબહાર જનારા છે. ૫૯. કહે, શું હું તમને ખબર આપું કે આ કરતાં વધારે ખરાબ સઝા ખુદા તરફથી કોને માટે મુકરર થયેલી છે? તેને માટે છે કે જેને ખુદાએ લઅનત કરી છે, અને જેની ઉપર કોપ કર્યો છે અને જેમાંથી વાંદરાં અને ડુક્કર બનાવ્યાં છે, અને જેણે શેતાનની બંદગી કરી છે. તેઓને એક ખરાબ રહેવાની જગ્યા છે; અને ખરે માર્ગેથી તેઓ વધારે આડા ગયા છે. ૬૦.

† મુસલમાન લોકો જ્યારે નમાઝ પઢવા માટે ઉભા રહેતા ત્યારે યહુદીઓ તેમની મશ્કરી કરતા.

يَآ أَيُّهَا الَّذِينَ آمَنُوا مَن يَرْتَدَّ مِنكُمْ عَن
دِينِهِ فَسَوْفَ يَأْتِي اللَّهُ بِقَوْمٍ يُحِبُّهُمْ
وَيُحِبُّونَهُ أَذِلَّةٍ عَلَى الْمُؤْمِنِينَ أَعِزَّةٍ عَلَى
الْكَافِرِينَ يُجَاهِدُونَ فِي سَبِيلِ اللَّهِ وَلَا
يَخَافُونَ لَوْمَةَ لَائِمٍ ذَلِكَ فَضْلُ اللَّهِ يُؤْتِيهِ
مَن يَشَاءُ وَاللَّهُ وَاسِعٌ عَلِيمٌ ٥٤ إِنَّمَا وَلِيُّكُمُ
اللَّهُ وَرَسُولُهُ وَالَّذِينَ آمَنُوا الَّذِينَ يُقِيمُونَ
الصَّلَوٰةَ وَيُؤْتُونَ الزَّكَوٰةَ وَهُمْ رَاكِعُونَ ٥٥

હે મોમેનો, તમારામાંનો જો કોઇ પોતાના ધર્મથી ફરી જાય, તો ખુદા જલદીથી એક એવી કોમ લાવશે * કે જેઓને ખુદા ચાહે છે અને જેઓ ખુદાને ચાહે છે. તેઓ મોમેનો તરફ નમ્ર છે, કાફેરો ઉપર સત્તા ચલાવનાર છે. તેઓ ખુદાને રસ્તે લડશે, અને કોઇ ઠપકો આપનારના ઠપકાથી બ્હીશે નહિ. આ ખુદાની કૃપા છે. જેને તે ચાહે છે તેને તે આપે છે અને ખુદા ઉદાર (અને) દાના છે.૫૪. માત્ર તમારા દોસ્ત ખુદા અને તેનો પેયગમ્બર છે અને તેમજ મોમેનો છે કે જેઓ નમાઝ પઢે છે, અને ઝકાત આપે છે † જ્યારે કે તેઓ રોકુઅ કરે છે.૫૫.

* કેટલાક બનાવો કે જે બન્યા અગાઉ હઝરત પેયગમ્બરે તેની ખબર આપી હતી તેમાંનો આ એક છે. કારણ કે હઝરત પેયગમ્બરના વફાત પછી ઘણા અરબોએ એસ્લામ ધર્મ છોડી દીધો, અને પાછા તેઓ કાફેર થઈ ગયા. તવારીખ લખનારાએ લખ્યું છે કે તે અરબોની અગીયાર કોમ હતી; તેમાંના દરેક કોમના બધાએ અથવા તો થોડા ઘણાએ એસ્લામ ધર્મ તજી દીધો હતો. પણ આ ધર્મ ભ્રષ્ટ થયેલા લોકોને બદલે જે કોમો તે ધર્મમાં દાખલ થઈ તે વિષે ભિન્ન ભિન્ન મત છે. કેટલાક કહે છે કે તેઓ યમનના રહેવાસી હતા. કેટલાક કહે છે કે તેઓ ઇરાની હતા અને બીજા કેટલાકના મત પ્રમાણે જે લોકો કાદેસીય્યાના પ્રખ્યાત યુધ્ધમાં લડયા અને જેઓએ ઈરાનના રાજ્યનો નાશ કર્યો તેઓ આ લોકો હતા.

† તફસીર લખનારાનો મ્હોટો ભાગ એમ કહે છે કે આ આયાનો સંબંધ હઝરત પેયગમ્બરના જમાઈ હઝરત અલીની સાથે છે. એવું કહેવામાં આવ્યું છે કે એકવાર હઝરત પેયગમ્બર મસ્જેદમાં ગયા ત્યારે નમાઝ પઢવા માટે કેટલાક લોકોને ઉભા રહેલા, કેટલાકને રોકુઅ અને કેટલાકને સેજદો કરતાં તેણે જોયા, વળી તે દરમ્યાન તેણે એક ભિખારીને જોયો, જેને તેણે પૂછ્યું કે તને કોઇએ દાન આપ્યું છે? તે ભિખારીએ તરતજ સોના કે રૂપાની એક વીંટી બતાવી અને હઝરત અલી તરફ આંગળી કરી કહ્યું કે મને આ માણસે તે વીંટી આપી છે. હઝરત પેયગમ્બરે તેને પૂછ્યું કે જ્યારે તેણે તને વીંટી આપી ત્યારે તેનું અંગ કેવી સ્થિતિમાં હતું. તેણે જવાબ આપ્યો કે તે નમાઝની રોકુઅમાં હતો તે વખતે તેણે મને આપી હતી; ત્યારે આ આયા વહી કરવામાં આવી.

يا ايها الذين امنوا لا تتخذوا اليهود
والنصارى اولياء بعضهم اولياء بعض
ومن يتولهم منكم فانه منهم ان الله
لا يهدى القوم الظالمين ٥١ فترى الذين
فى قلوبهم مرض يسارعون فيهم يقولون
نخشى ان تصيبنا دائرة فعسى الله ان ياتى
بالفتح او امر من عنده فيصبحوا على
ما اسروا فى انفسهم نادمين ٥٢ ويقول
الذين امنوا اهؤلاء الذين اقسموا بالله
جهد ايمانهم انهم لمعكم حبطت اعمالهم
فاصبحوا خاسرين ٥٣ ع

હે મોમેનો, યહુદી તથા નસારાને તમારા મિત્ર તરીકે લ્યો નહિ, તેઓ એક બીજાના દોસ્ત છે. અને તમારામાંનો જે કોઇ તેમની સાથે દોસ્તી રાખે તો ખરેખર તે તેઓમાંનોજ છે. ખરેખર ખુદા ઝોલમગાર લોકોને રસ્તો દેખાડતો નથી. ૫૧. પછી તું જોઇશ કે જેઓનાં અંતઃકરણમાં રોગ છે તેઓ તેમનામાં ઉતાવળથી દોડે છે. તેઓ કહે છે કે અમે બ્હીએ છીએ કે રખેને અમારા પર કાળનું ચક્ર આવી પહોંચે, § પણ કદાચ્ ખુદા (મુસલમાનો માટે) ફતેહ અથવા પોતાની પાસેથી કાંઈ હોકમ મોકલે કે તેઓએ પોતાના હ્રુદયમાં જે છૂપાવ્યું હતું, તેને માટે તેઓ પસ્તાવો કરનારા થાય. ૫૨. અને જેઓએ ઇમાન આણ્યું છે તેઓ કહે છે કે શું આ તેજ માણસો છે કે જેઓ પોતાના આકરા સોગંદથી ખુદાના કસમ ખાતા હતા કે તેઓ તમારી સાથે છે, તેઓનાં કામ વ્યર્થ થયાં છે. પછી તેઓ નુકસાન ખમનારા થયા. ૫૩.

૩
૪

§ આ શબ્દો એબ્ને-ઓબૈએ કહ્યા હતા કારણ કે જ્યારે ઓબાદા-એબ્ને-સામે ઝાહેર રીતે કાફેરોની દોસ્તી છોડી અને ખુદા તથા તેના પેયગમ્બરને પોતાના મુરબ્બી તરીકે કબુલ રાખ્યા ત્યારે એબ્ને-ઓબૈએ કહ્યું હતું કે સંસારના ફેરફાર અને દોલતની અસ્થિરતાથી હું ડરૂં છું અને તેથી મ્હારા જૂના મિત્રો જે મને હવે પછી કદાચ્ ઉપયોગી થઈ પડે તેઓને હું તજી દઈશ નહિ.

لكل جعلنا منكم شرعة ومنهاجا ولو شاء
الله لجعلكم امة واحدة ولكن ليبلوكم
في ما اتيكم فاستبقوا الخيرات الى الله
مرجعكم جميعا فينبئكم بما كنتم فيه
تختلفون ٤٨ وان احكم بينهم بما
انزل الله ولا تتبع اهواءهم
واحذرهم ان يفتنوك عن بعض ما
انزل الله اليك فان تولوا فاعلم انما
يريد الله ان يصيبهم ببعض ذنوبهم
وان كثيرا من الناس لفاسقون ٤٩
افحكم الجاهلية يبغون ومن احسن
من الله حكما لقوم يوقنون ٥٠

તમારામાંના દરેકને માટે અમે ધર્મ અને સ્પષ્ટ રસ્તો મુકરર કર્યો છે, અને જો ખુદાની ખુશી હોત તો, તેણે તમને સઘળાને એક ઉમ્મત બનાવી હોત; પણ તે (જુદી જુદી ઉમ્મત બનાવી છે) એટલા માટે કે જે તેણે તમને આપ્યું છે તેમાં તમારી આઝમાયેશ કરે, માટે સારાં કામ તરફ ઉતાવળથી દોડો, ખુદા તરફ તમારે સઘળાને પાછું ફરવાનું છે. પછી તે તમને તે વિષે ખબર આપશે કે જે વિષે તમે વિરૂધ્ધ મતના થતા હતા. ૪૮. (અને વળી અમે હોકમ મોકલ્યો છે), કે તું તેમની વચ્ચે જે ખુદાએ મોકલ્યું છે તે પ્રમાણે હોકમ કર, અને તેઓની ઇચ્છા પ્રમાણે ચાલ નહિ, અને ચેતતો રહે કે રખે તેઓ તને ખુદાએ જે ત્હારી તરફ નીચે મોકલ્યું છે તેના કાંઇક ભાગથી ભુલ ખવરાવે * પણ જો તેઓ મ્હોં ફેરવે તો જાણ કે ખુદા માત્ર ઇચ્છે છે કે તે તેઓની કેટલાંક પાપની શિક્ષા તેઓને પહોંચાડે, અને ખરેખર માણસોમાંના ઘણા આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર છે. ૪૯. શું તેઓ જાહેલીયતના વખતનો હોકમ માગે છે? પણ જે કોમ ખાત્રી પૂર્વક માને છે તેને માટે ખુદા કરતાં હોકમ કરવામાં વધારે સારો કોણ છે? ૫૦.

* કેટલાક યહુદી ધર્મગુરૂઓ હઝરત પેયગમ્બરને છેતરવાનો મનસુબો કરી તેની પાસે આવ્યા અને તેઓએ કહ્યું કે અમે યહુદી અમીરો છીએ, અને જો આ મુકદમો કે જે તમારી પાસે રજુ કરવામાં આવ્યો છે તેનો તમે અમારા લાભમાં ફેંસલો આપશો તો અમારે લીધે ઘણા યહુદીઓ મુસલમાન થશે. પણ હઝરત પેયગમ્બરે આ તેઓની દરખાસ્ત રદ કરી.

અને અમે તે કેતાબમાં તેઓની ઉપર
લખ્યું છે કે જીવને બદલે જીવ, અને
આંખને બદલે આંખ, અને નાકને બદલે
નાક, અને કાનને બદલે કાન, અને
દાંતને બદલે દાંત લ્યો; અને ઝખમો
માટે પણ બદલો છે. પછી જે કોઇ
માફ કરે છે તો તેના પોતાનાં પાપનું
તે નિવારણ છે, અને જે ખુદાએ મોકલ્યું
છે તે પ્રમાણે જે કોઇ હોકમ નહિ કરે
તો તેઓ ઝોલમગાર છે. ૪૫. અને તે
પેયગમ્બરોની પછી અમે મરયમના પુત્ર
ઇસાને મોકલ્યો કે જે, તેની અગાઉ
જે તૌરાત હતી, તેની સત્યતા બતાવનાર
છે; અને અમે તેને એન્જીલ આપ્યું
જેની અંદર ખરો માર્ગ અને પ્રકાશ
હતો, અને તેની પહેલાં જે તૌરાત હતી,
તેની તે ( એન્જીલ ) સત્યતા બતાવનાર
હતી, અને તે પરહીઝગારો માટે ખરો
રસ્તો દેખાડનાર અને ઉપદેશ (આપનાર)
હતી. ૪૬. અને એન્જીલના લોકોએ
ખુદાએ જે તેમાં મોકલ્યું છે, તે પ્રમાણે
હોકમ કરવો જોઇએ, અને જે ખુદાએ
મોકલ્યું છે તે પ્રમાણે જે હોકમ નહિ
કરે તેઓ હદબહાર જનારા છે. ૪૭. અને
અમે ત્હારા તરફ કેતાબ ( કોરઆન )
સત્યતાથી મોકલી છે કે જે તેની અગાઉ
જે કેતાબ હતી, તેની સત્યતા બતાવનાર
છે, અને તેને માટે સાક્ષી આપનાર છે;
માટે તેઓની વચ્ચે ખુદાએ જે મોકલ્યું
છે તે પ્રમાણે હોકમ કર, અને જે સત્ય
ત્હારી પાસે આવ્યું છે, તેનાથી દૂર રહી
તેઓના મનોવિકાર પ્રમાણે ચાલ નહિ.

وكتبنا عليهم فيها ان النفس بالنفس والعين
بالعين والانف بالانف والاذن بالاذن
والسن بالسن والجروح قصاص فمن
تصدق به فهو كفارة له ومن لم يحكم
بما انزل الله فاولئك هم الظالمون ٤٥
وقفينا على اثارهم بعيسى ابن مريم مصدقا
لما بين يديه من التورية واتيناه الانجيل
فيه هدى ونور ومصدقا لما بين يديه
من التورية وهدى وموعظة للمتقين ٤٦
وليحكم اهل الانجيل بما انزل الله فيه
ومن لم يحكم بما انزل الله فاولئك
هم الفاسقون ٤٧ وانزلنا اليك الكتاب
بالحق مصدقا لما بين يديه من الكتاب
ومهيمنا عليه فاحكم بينهم بما انزل الله
ولا تتبع اهواءهم عما جاءك من الحق

سماعون للكذب اكالون للسحت فان
جاءوك فاحكم بينهم او اعرض عنهم
وان تعرض عنهم فلن يضروك شيئا وان
حكمت فاحكم بينهم بالقسط ان الله يحب
المقسطين ٤٢ وكيف يحكمونك وعندهم
التورية فيها حكم الله ثم يتولون من بعد
ذلك وما اولئك بالمؤمنين ٤٣ انا انزلنا
التورية فيها هدى ونور يحكم بها النبيون
الذين اسلموا للذين هادوا والربانيون
والاحبار بما استحفظوا من كتاب الله
وكانوا عليه شهداء فلا تخشوا الناس
واخشون ولا تشتروا بآياتي ثمنا قليلا
ومن لم يحكم بما انزل الله فاولئك
هم الكافرون ٤٤

તેઓ જૂઠ બોલવા માટે ઘણું સાંભળે છે. તેઓ હરામ ચીજ ઘણી ખાનાર છે, પછી જો તેઓ ત્હારી પાસે આવે તો તેમની વચ્ચે હોકમ કર, અથવા તેમની તરફથી મ્હોં ફેરવ, અને જો તું તેમનાથી મ્હોં ફેરવીશ તો તેઓ કદી 'તને કંઈ ઇજા કરીશકશે નહિ, અને જો તું હોકમ કરે તો તેઓની વચ્ચે ન્યાયથી હોકમ કર. ખરેખર ખુદા ન્યાય આપનારાઓને ચાહે છે. ૪૨. અને તેઓ તને હુકમ કેમ બનાવશે કે જ્યારે તેઓની પાસે તૌરાત છે કે જેમાં ખુદાનો હોકમ છે? (અને) તેઓ આ પછી પાછા ફરે છે, અને તેઓ ઇમાન લાવનાર નથી. ૪૩. ખરેખર અમે તૌરાત મોકલી છે કે જેમાં સુમાર્ગ અને પ્રકાશ છે; તે વડે પેયગમ્બરો કે જેઓ ખુદાને આધીન થયા હતા તેઓ, યહુદીઓ માટે હોકમ કરતા અને તેમજ ધર્માધ્યક્ષો અને વિદ્વાન આહેદો પણ (હોકમ કરતા); કારણ કે સેઓને ખુદાની કેતાબ ( ફેરફારમાંથી જાળવવા માટે ) સોંપવામાં આવી હતી, અને તેઓ તે વિષે સાક્ષી હતા; માટે માણસોથી ડરો નહિ, અને મ્હારો ડર રાખો, અને મ્હારી આયાતને જૂજ કિમતે વેચો નહિ; અને ખુદાએ જે મોકલ્યું છે તે પ્રમાણે જે હોકમ નહિ કરે તેઓ કાફેર છે. ૪૪.

وَمِنَ الَّذِينَ هَادُوا سَمَّاعُونَ لِلْكَذِبِ
سَمَّاعُونَ لِقَوْمٍ آخَرِينَ لَمْ يَأْتُوكَ يُحَرِّفُونَ
الْكَلِمَ مِنْ بَعْدِ مَوَاضِعِهِ يَقُولُونَ إِنْ
أُوتِيتُمْ هَٰذَا فَخُذُوهُ وَإِنْ لَمْ تُؤْتَوْهُ فَاحْذَرُوا
وَمَنْ يُرِدِ اللَّهُ فِتْنَتَهُ فَلَنْ تَمْلِكَ لَهُ مِنَ اللَّهِ
شَيْئًا أُولَٰئِكَ الَّذِينَ لَمْ يُرِدِ اللَّهُ أَنْ يُطَهِّرَ
قُلُوبَهُمْ لَهُمْ فِي الدُّنْيَا خِزْيٌ وَلَهُمْ فِي
الْآخِرَةِ عَذَابٌ عَظِيمٌ ٤١

અને જેઓ યહુદી થયા છે, તેઓમાંના કેટલાક જૂઠું બોલવા માટે તને સાંભળે છે.§ (અને) તેઓ બીજા લોકોને (ખબર આપવા) માટે સાંભળે છે કે જેઓ ત્હારી પાસે આવ્યા નથી. તેઓ શબ્દોને તેની જગ્યાપર મૂકવામાં આવ્યા પછી ફેરફાર કરે છે. તેઓ કહે છે કે જો તમને આ પ્રમાણે હોકમ આપવામાં આવે તો તે કબૂલ કરો અને જો તે તમને આપવામાં ન આવે તો તેનાથી દૂર રહો;* અને ખુદા જેનો નાશ ઇચ્છે છે તેને માટે તે દૂર કરવા ખુદા સામે તું કંઇ સત્તા રાખતો નથી. આ તેઓજ છે જેઓને ખુદા ચાહતો નથી કે તેઓનાં અંતઃકરણ શુધ્ધ કરે, તેઓને માટે આ દુનિયામાં હલકાઇ છે, અને તેઓને માટે આવતી ઝિંદગીમાં મ્હોટી શિક્ષા છે. ૪૧.

§ મદિનાના યહુદીઓ જાસુસ તરીકે હઝરત પેયગમ્બરની પાસે આવતા અને પછી બહાર જઇ ખોટી અફ્વા ઉડાડતા.

* આ નીચલા ફકરાઓ એક વ્યભિચારી પુરૂષ અને એક વ્યભિચારી સ્ત્રી કે જે બન્ને યહુદી કોમમાં ઉંચી પદવીના માણસો હતાં તેમની ઉપર હઝરત પેયગમ્બરે ફરમાવેલી સઝાની સાથે સંબંધ રાખે છે, કારણકે જો કે યહુદીઓએ આ બાબતનો ફેંસલો કરવાનું કામ હઝરત પેયગમ્બરને રજુ કર્યું હતું તોપણ ગુનહગારોને હઝરત પાસે લઈ જનારા માણસોને તેઓએ કહ્યું કે જો તેઓને ચાબખો મારવાની અને તેઓનું મ્હોં કાળું કરવાની સઝા હઝરત ફરમાવે તો તમારે તેનો ફેંસલો કબુલ રાખવો; પણ જો તેઓને પથ્થર મારી મારી નાંખવાની સઝા ફરમાવે તો તમારે તેનો ફેંસલો કબુલ કરવો નહિ. પછી જ્યારે હઝરત પેયગમ્બરે પથ્થર મારી મારી નાંખવાની સઝા ફરમાવી ત્યારે જોકે તે તૌરાતના કાયદા પ્રમાણે હતી તોપણ તે કબુલ કરવાની અને તેને અમલમાં લાવવાની તેઓએ ના પાડી, અને કહ્યું કે આવો કાયદો તૌરાતમાં નથી. આખરે તે વખતના સૌથી વિદ્વાન યહુદી ઇબ્ને-સુરીયાને આ વાતનો નિવેડો આણવાને તથા તે કાયદો તેઓની કેતાબમાં છે કે નહિ તે કહેવાને બોલાવવામાં આવ્યો. તેણે કબુલ કર્યું કે એ કાયદો તૌરાતમાં છે. તેથી ગુનહગારોને મસ્જેદના દરવાઝા આગળ પથ્થર મારીને મારી નાંખવામાં આવ્યા.

ખરેખર જેઓ કાફેર થયા છે તેઓ અગર જોકે પૃથ્વીમાં જે સઘળું છે તે તેમનું હોય અને બીજું તેટલુંજ તેની સાથે હોય અને તેઓ તે છુટકારા તરીકે આપી દે એટલા માટે કે તેઓ કયામતના દિવસની શિક્ષામાંથી બચીજાય તોપણ તેઓની પાસેથી તે સ્વીકારવામાં આવશે નહિ અને તેમને માટે દુઃખદાયક સઝા છે. ૩૬. તેઓ ઇચ્છે છે કે તેઓ આગમાંથી બહાર આવે, પણ તેઓ તેમાંથી કદી બહાર આવનાર નથી, અને તેઓને માટે કાયમ રહેનાર શિક્ષા છે. ૩૭. અને ચોર પુરૂષ અને ચોર સ્ત્રી, જે તેઓ કમાયા છે, તેની સઝા તરીકે તેઓ બન્નેના હાથ કાપી નાંખો. આ ખુદા તરફની શિક્ષા છે, અને ખુદા શકિતમાન્ (અને) સત્ય કરનાર છે. ૩૮. પણ જે પોતે ઝોલમ કર્યા પછી પશ્ચાત્તાપ કરે છે, અને (પોતાના કામમાં) સુધારો કરે છે ખરેખર ખુદા તેનો પશ્ચાત્તાપ કબૂલ કરશે. બેશક ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૩૯. શું તું જાણતો નથી કે ખુદાને માટે આકાશોની અને પૃથ્વીની પાદશાહી છે? જેને તે ચાહે છે તેને તે શિક્ષા કરે છે, અને જેને તે ચાહે છે તેને તે માફ કરે છે અને ખુદા સર્વ શકિતમાન્ છે. ૪૦. હે પેયગમ્બર, જેઓએ પોતાના મ્હોંએ કહ્યું છે કે અમે ઇમાન લાવ્યા છીએ, અને તેઓનાં અંતઃકરણમાં ઇમાન લાવ્યા નથી તેઓમાંના જેઓ કાફેરપણા તરફ ઉતાવળથી દોડે છે, તેઓનાથી તું દિલગીર થા નહિ,

ان الذين كفروا لو ان لهم ما فى الارض
جميعا ومثله معه ليفتدوا به من عذاب
يوم القيمة ما تقبل منهم ولهم عذاب
اليم ٣٦ يريدون ان يخرجوا من النار وما هم
بخارجين منها ولهم عذاب مقيم ٣٧
والسارق والسارقة فاقطعوا ايديهما
جزاء بما كسبا نكالا من الله والله عزيز
حكيم ٣٨ فمن تاب من بعد ظلمه
واصلح فان الله يتوب عليه ان الله
غفور رحيم ٣٩ الم تعلم ان الله له ملك
السموات والارض يعذب من يشاء
ويغفر لمن يشاء والله على كل شئ
قدير ٤٠ يا ايها الرسول لا يحزنك
الذين يسارعون فى الكفر من الذين
قالوا امنا بافواههم ولم تؤمن قلوبهم

انما جزآؤا الذين يحاربون الله ورسوله
ويسعون فى الارض فسادا ان يقتلوا او
يصلبوا او تقطع ايديهم وارجلهم من
خلاف او ينفوا من الارض ذلك لهم
خزى فى الدنيا ولهم فى الاخرة عذاب
عظيم ٣٣ الا الذين تابوا من قبل ان تقدروا
عليهم فاعلموا ان الله غفور رحيم ٣٤ يا ايها
الذين امنوا اتقوا الله وابتغوا اليه الوسيلة
وجاهدوا فى سبيله لعلكم تفلحون ٣٥

જેઓ ખુદા અને તેના પેયગમ્બરની સામે લડાઈ કરે છે, અને દુનિયામાં ફસાદ માટે દોડે છે, § તેઓની સઝા માત્ર એ છે કે તેઓને મારી નાંખવા અથવા ફાંસીએ ચઢાવવા, અથવા તેઓના સામસામા હાથ અને તેઓના પગ † કાપી નાંખવા, અથવા તેઓને દેશનિકાલ કરવા. આ તેઓને માટે આ દુનિયામાં એક હલકાઇ ભરેલી શિક્ષા છે, અને તેમને માટે આવતી ઝિંદગીમાં મ્હોટી સઝા છે. ૩૩. પણ તમે તેઓની ઉપર સત્તા મેળવો તે અગાઉ જેઓ પશ્ચાત્તાપ કરે તો જાણો કે ખરેખર ખુદા (તેઓને) માફી આપનાર (અને) દયાળુ છે. ૩૪. હે મોમેનો, ખુદાનો ડર રાખો, અને તેની તરફનાં સાધન શોધો, અને તેને રસ્તે લડો કે કદાચ્ તમને મુકિત મળે. ૩૫.

---

ખભા ઉપર તે મુડદાને લઈ ચાલ્યો, પણ કયાં સંતાડવું તે તે જાણતો નહોતો. છેવટે તેમાંથી ખરાબ વાસ નીકળવા માંડી અને પછી એક કાગડો કે જે એક મરીગયેલા કાગડાને તેની સમક્ષ લાવ્યો અને જેણે પોતાના પંજા અને ચાંચવડે એક ખાડો ખોદીને તેમાં તેને દાટયો તે કાગડાનો દાખલો કરી બતાવી ખુદાએ કાબીલને તેના ભાઈનું મુડદું દાટવાનું શીખવ્યું અને કાબીલે તેજ પ્રમાણે કર્યું.

§ હેજરાના છઠ્ઠા વર્ષમાં કેટલાક અરણ્યવાસી અરબોએ હઝરત પેયગમ્બર પાસે આવીને એસ્લામ ધર્મ કબુલ કર્યો. પણ મદિનાની હવા તેમને માફક નહિ આવવાથી ઉંટનું દૂધ પીવા માટે તેઓને "જબલ-ઉલ-ઇર" નામની જગ્યામાં મોકલવામાં આવ્યા. થોડો વખત ત્યાં રહી સારા થયા બાદ તેઓ ત્યાંનાં લોકો સાથે લડયા અને કેટલાંક ઉંટ લઈ નાસી ગયા. હઝરત પેયગમ્બરે તેઓની પાછળ કેટલાક અસહાબને મોકલ્યા. તેઓએ તેમને પકડી મદિને આણ્યા તે વખતે આ ફકરો વહ્ય કરવામાં આવ્યો.

† આનો અર્થ કાંતો જમણો હાથ અને ડાબો પગ કાપવો એમ થાય છે અને કાંતો ડાબો હાથ અને જમણો પગ કાપવો.

પછી તેના હૃદયે તેના ભાઇને મારી નાંખવાનું સહેલું સૂચવ્યું, § પછી તેણે તેને મારી નાંખ્યો, અને તે નુકસાન ખમનારાઓમાંનો થયો. ૩૦. પછી ખુદાએ એક કાગડો મોકલ્યો કે જે ઝમીન ખોતરતો હતો, ꠰ એટલા માટે કે તે તેને બતાવે કે કેવી રીતે તે પોતાના ભાઇની લાશ છૂપાવે. તેણે કહ્યું કે અરે મને ધિક્કાર છે! શું હું શકિતવાન નથી કે હું આ કાગડા જેવો થાઉં? અને મ્હારા ભાઇની લાશ સંતાડું! પછી તે પસ્તાવો કરનારાઓમાંનો થયો. ૩૧. આ કારણથી અમે એસ્રાઇલના દીકરાઓ ઉપર લખ્યું છે કે જે કોઇ કોઇ માણસને, તેણે ખુન કર્યું હોય, અથવા પૃથ્વીમાં ફસાદ કર્યો હોય તે સિવાય, મારી નાંખે તો, જાણે કે તેણે સઘળાં માણસોને મારી નાંખ્યાં છે, અને જે કોઈ કોઇનો જીવ બચાવે તો, જાણે કે તેણે સઘળાં માણસોના જીવ બચાવ્યા છે. અને ખરેખર, તેઓની પાસે અમારા પેયગમ્બરો સ્પષ્ટ ચમત્કારો સહિત આવ્યા. પછી ખરેખર તેઓ (બની એસ્રાઈલ) માંના ઘણા આ પછી પૃથ્વીમાં હદબહાર જનારા છે. ૩૨.

فطوعت له نفسه قتل اخيه فقتله فاصبح من الخاسرين ٣٠ فبعث الله غرابا يبحث في الارض ليريه كيف يواری سواة اخيه قال ياويلتی اعجزت ان اكون مثل هذا الغراب فاواری سواة اخی فاصبح من النادمين ٣١ من اجل ذلك كتبنا علی بنی اسرآءيل انه من قتل نفسا بغير نفس او فساد فی الارض فكانما قتل الناس جميعا ومن احياها فكانما احيا الناس جميعا ولقد جآءتهم رسلنا بالبينات ثم ان كثيرا منهم بعد ذلك فی الارض لمسرفون ٣٢

§ હાબીલને કેવી રીતે મારી નાંખવો તે કાબીલ જાણતો નહોતો. આખરે શેતાન પુરૂષનું રૂપ ધારણ કરીને આવ્યો, અને તેના દેખતાં એક પક્ષીને તેનું માથું એક પથ્થર પર મૂકીને બીજા પથ્થરનો તેનાપર ઘા કરીને મારી નાંખ્યું. પછી કાબીલ રાતની વખતે પોતાનો ભાઈ જે પથ્થર ઉપર માથું મૂકીને ઉંઘતો હતો, તેની પાસે ગયો અને તેના માથા ઉપર પથ્થરનો ઘા કરીને તેને મારી નાંખ્યો.

꠰ આ ખુન કર્યા પછી કાબીલના મનમાં ઘણો ખેદ થયો અને લાંબા વખત સુધી પોતાના

واتل عليهم نبأ ابني ادم بالحق اذ قربا قربانا
فتقبل من احدهما ولم يتقبل من
الاخر قال لاقتلنك قال انما يتقبل الله
من المتقين ٢٧ لئن بسطت الي يدك
لتقتلني ما انا بباسط يدي اليك لاقتلك
اني اخاف الله رب العالمين ٢٨ اني اريد
ان تبوء باثمي واثمك فتكون من
اصحاب النار وذلك جزؤا الظالمين ٢٩

અને તેમને તું (હે મોહમ્મદ) આદમના બે દીકરાના¶ સમાચાર સત્યતાથી વાંચી સંભળાવ, જ્યારે તેઓ બન્નેએ કુરબાની કરી, પછી તે એમાંના એક પાસેથી સ્વીકારવામાં આવી, અને બીજા પાસેથી કબૂલ કરવામાં ન આવી, ત્યારે બીજાએ કહ્યું કે હું ખરેખર તને મારી નાંખીશ. તેણે કહ્યું કે ખરેખર ખુદા માત્ર પરહીઝગારો પાસેથીજ કબૂલ કરે છે. ૨૭. જો તું ત્હારો હાથ મ્હારા તરફ લાંબો કરે, એટલા માટે કે તું મને મારી નાંખે, તો હું મ્હારો હાથ ત્હારા તરફ લંબાવનાર નથી કે હું તને મારી નાંખું, ખરેખર ખુદા સર્વસૃષ્ટિના પાલકથી હું ડરૂં છું. ૨૮. ખરેખર હું એવું ઇચ્છું છું કે મ્હારાં પાપ અને ત્હારાં પાપ તુંજ ભોગવ કે જેથી તું આગમાં રહેનારાઓમાંનો થા, અને આ ઝોલમગારોની સઝા છે. ૨૯.

૧/૨

¶ આ હાબીલ અને કાબીલ નામના હઝરત આદમના બે દીકરા હતા. પૃથ્વી ઉપર હઝરત આદમે મકામ કર્યું, ત્યારપછી હઝરત હવ્વા દરેક પ્રસુતિ વખતે બબ્બે બાળક સાથે જણતી અને આગલી પ્રસૂતિ વખતે જન્મેલા દીકરા કે દીકરીને પાછલી પ્રસૂતિ વખતે જન્મેલી દીકરી કે દીકરાની સાથે પરણાવવામાં આવતાં. આ સંબંધી કેટલાક તફસીર લખનારાઓના જુદા જુદા મત પણ છે. જ્યારે હાબીલ અને કાબીલ પુખ્ત ઉમરે પહોંચ્યા ત્યારે કાબીલની જોડ બ્હેન અકલીમીઆની સાથે હાબીલને પરણાવવાનો અને હાબીલની જોડ બ્હેન લીયુઝાની સાથે કાબીલને પરણાવવાનો ખુદાએ હઝરત આદમને હોકમ કર્યો પણ કાબીલે આ લગ્ન કબુલ કર્યું નહિ કારણ કે પોતાની બ્હેન સૌથી ખુબસુરત હતી. તેથી હઝરત આદમે ખુદા માટે કુરબાની આપવાનો તેમને હોકમ કર્યો, એટલા માટે કે તેઓ તેઓનો વાંધો ખુદાના હોકમ ઉપર રાખે. ખુદાએ હાબીલની કુરબાની સ્વીકારી અને તેની નિશાની એ હતી કે આકાશમાંથી આગે ઉતરીને તે કુરબાની બાળી નાંખી; પણ કાબીલની કુરબાનીને આગ બિલકુલ અડી નહિ. એમ કહેવામાં આવ્યું છે કે કાબીલની કુરબાની પોતે ખેડુત હોવાથી ઘણીજ હલકી ઝાતની અનાજનો પૂળો હતો, પણ હાબીલ ભરવાડ હતો તેથી તેણે પોતાનાં સૌથી સારાં ઘેટાંમાંના એક માતેલા મેંઢાની કુરબાની કરી. જ્યારે હાબીલની કુરબાની સ્વીકારવામાં આવી ત્યારે કાબીલે તેને મારી નાંખવાનો નિશ્ચય કર્યો.

જેઓ ડરતા હતા તેમાંના બે પુરૂષો કે જેની ઉપર ખુદાએ કૃપા કરી હતી, તેઓએ કહ્યું કે બારણેથી તેમની ઉપર દાખલ થાઓ. પછી જ્યારે તમે તેમાં દાખલ થશો, ત્યારે બેશક તમે જય મેળવનાર છો. અને ખુદા ઉપર આધાર રાખો, જો તમે ઇમાન રાખતા હો. ૨૩. તેઓએ કહ્યું કે હે મુસા, અમે કદી તેમાં દાખલ થઇશું નહિ જ્યાંસુધી કે તેઓ તેની અંદર છે, માટે તું અને તારો પરવરદેગાર જાઓ, પછી તમે બન્ને લડો, ખરેખર અમે અહિંઆ બેસનાર છીએ. ૨૪. મુસાએ કહ્યું કે હે પરવરદેગાર ખરેખર હું મારા દેહ અને મારા ભાઇ સિવાય બીજા કોઇનો માલેક નથી, માટે અમારી અને આ પાપી લોકોની વચ્ચે વિયોગ પાડ. ૨૫. ખુદાએ કહ્યું કે ત્યારે તે જગ્યા તેઓની ઉપર ચાળીશ વર્ષ સુધી હરામ થયેલી છે. તેઓ પૃથ્વી ઉપર ગભરાટમાં ભટકશે.* માટે તું પાપી કોમ વિષે દિલગીર થા નહિ. ૨૬.

قال رجلان من الذين يخافون انعم
الله عليهما ادخلوا عليهم الباب فاذا
دخلتموه فانكم غالبون وعلى الله
فتوكلوا ان كنتم مؤمنين ۲۳ قالوا
ياموسى انا لن ندخلها ابدا ماداموا
فيها فاذهب انت وربك فقاتلا انا ههنا
قاعدون ۲٤ قال رب انى لا املك
الا نفسى واخى فافرق بيننا وبين
القوم الفاسقين ۲٥ قال فانها محرمة
عليهم اربعين سنة يتيهون فى الارض
فلا تاس على القوم الفاسقين ۲٦

* જ્યારે એસ્રાઇલિના વંશજોએ અમાલેકાની સામે લડવા જવાની ના પાડી ત્યારે હજરત મુસાએ તેમને શાપ આપ્યો અને ખુદાએ એવું નિર્માણ કર્યું કે તેઓ રણમાં રખડે. તેથી તેઓ ૪૦ વર્ષ સુધી "તીહ" નામના રણમાં રખડાયા અને તેઓને ૧૮ મીલની અંદરજ રાખવામાં આવ્યા અને જોકે તેઓ સવારથી સાંજ સુધી મુસાફરી કરતા તોપણ તેઓ જે જગ્યાએથી ઉપડતા તેજ જગ્યાએ બીજે દિવસે પાછા આવ્યા છે એમ તેઓને હમેશ માલુમ પડતું.

وللّٰه ملك السموات والارض وما بينهما
واليه المصير ١٨ يا اهل الكتاب قد جاءكم
رسولنا يبين لكم على فترة من الرسل
ان تقولوا ما جاءنا من بشير ولا نذير
فقد جاءكم بشير ونذير والله على كل
شيء قدير ١٩ واذ قال موسى لقومه يا قوم
اذكروا نعمة الله عليكم اذ جعل فيكم انبياء
وجعلكم ملوكا واتيكم مالم يؤت احدا من
العالمين ٢٠ يا قوم ادخلوا الارض المقدسة
التي كتب الله لكم ولا ترتدوا على ادباركم
فتنقلبوا خاسرين ٢١ قالوا يا موسى ان فيها
قوما جبارين وانا لن ندخلها حتى يخرجوا
منها فان يخرجوا منها فانا داخلون ٢٢

અને આસમાનો અને ઝમીનની પાદશાહી
અને તે બે વચ્ચે જે છે તે ખુદાનુંજ
છે. અને તેના તરફ સઘળાંને પાછું ફરવાનું
છે ૧૮. હે કેતાબના લોકો, તમારી
પાસે અમારો પેયગમ્બર આવ્યો કે
જે, તમારે માટે પેયગમ્બરો આવતા
બંધ થયા † પછી (સત્ય રસ્તાનું)
વર્ણન કરે છે, એટલા માટે કે તમે એમ
કહો નહિ કે અમારી પાસે કોઇ ખુશખબર
લાવનાર કે કોઈ ચેતવણી આપનાર
આવ્યો નથી. ત્યારે ખરેખર તમારી
પાસે ખુશખબર લાવનાર અને ચેતવણી
આપનાર આવ્યો છે, અને ખુદા સર્વ
શકિતમાન્ છે. ૧૯. અને (યાદ કર) કે
જ્યારે મુસાએ પોતાની કોમને કહ્યું કે
હે લોકો, તમે તમારી ઉપરની ખુદાની
કૃપા યાદ કરો, કારણ કે તેણે તમારી
અંદર (કેટલાકને) પેયગમ્બર બનાવ્યા
છે, અને તમને પાદશાહ બનાવ્યા, અને
સર્વ આલેમમાં કોઇને જે આપ્યું નથી
તે તમને આપ્યું. ૨૦. હે મારી કોમ,
તમે પાક થયેલી ઝમીનમાં * દાખલ
થાઓ કે જે તમારે માટે ખુદાએ લખેલી
છે, અને પીઠ ફેરવી પાછા હઠો નહિ,
નહિતો નુકસાન ખમનારા થશો. ૨૧.
તેઓએ કહ્યું કે હે મુસા, ખરેખર તેની
અંદર એક રાક્ષસી પ્રજા રહે છે. અને
અમે કદી તેમાં દાખલ થઇશું નહિ
જ્યાંસુધી કે તેઓ તેમાંથી બહાર નીકળે;
પછી જો તેઓ તેમાંથી બહાર નીકળે
તો અમે દાખલ થઇશું. ૨૨.

† "ફતરા" એટલે એક પેયગમ્બર જાય અને બીજો આવે તે દરમ્યાનનો વખત કે જે વખતમાં કોઇ પેયગમ્બર તેમજ કંઇપણ વહ્ય મોકલવામાં આવતા નથી.

* હાલની ઝમીન કે જેમાં "બૈતુલ-મોકદસ" આવેલું છે તે.

હે કેતાબના લોકો, તમારી પાસે અમારો
પેયગમ્બર આવ્યો કે જે તમારે માટે
કેતાબમાંથી, જે તમે સંતાડતા હતા
તેમાંનો ઘણો ભાગ ખુલ્લો કરી વર્ણવે
છે, અને ઘણા ભાગને દરગુજર કરે છે.
ખરેખર ખુદા તરફથી તમારી પાસે નુર
અને સ્પષ્ટ કેતાબ આવી છે. ૧૫. તે
વડે ખુદા જે તેની ખુશી પ્રમાણે ચાલે
છે તેને સલામતીના રસ્તા બતાવશે,
અને તેઓને અંધારામાંથી અજવાળા
તરફ પોતાના હોકમથી બહાર લાવશે
અને તેઓને સિધ્ધો રસ્તો દેખાડશે. ૧૬.
ખરેખર તેઓ કાફેર થયા છે કે જેઓએ
કહ્યું છે કે મરયમનો દીકરો મસીહ
ખુદા છે. કહે કે ખુદાને કંઇપણ કરવામાંથી
કોણ અટકાવી શકે છે જો તે (ખુદા) એવું
ઇચ્છે કે મરયમનો દીકરો મસીહ અને
તેની માતા અને જે સઘળા પૃથ્વીમાં
છે તેઓનો તે નાશ કરે? અને આકાશ
અને પૃથ્વીની પાદશાહી, અને તે બે
વચ્ચે જે છે તે ખુદાનું જ છે. જે તે
ઇચ્છે તે તે પેદા કરે છે, અને ખુદા સર્વ
શકિતમાન્ છે. ૧૭. અને યહુદીએ અને
નસારાએ કહ્યું કે અમે ખુદાનાં છોકરાં
અને તેના મિત્રો છીએ. કહે કે ત્યારે
શામાટે ખુદા તમને તમારાં પાપ માટે
શિક્ષા કરે છે? બલ્કે જેઓને તેણે
પેદા કર્યા છે તેમાંના તમે માણસો છો.
જેને તે ચાહે તેને તે માફ કરે છે
અને જેને તે ચાહે તેને તે શિક્ષા કરે છે,

يَا اَهلَ الكِتَابِ قَد جَاءَكُم رَسُولُنَا يُبَيِّنُ
لَكُم كَثِيرًا مِمَّا كُنتُم تُخفُونَ مِنَ الكِتَابِ
وَيَعفُوا عَن كَثِيرٍ قَد جَاءَكُم مِنَ اللهِ نُورٌ
وَكِتَابٌ مُبِينٌ ١٥ يَهدِى بِهِ اللهُ مَنِ اتَّبَعَ
رِضوَانَهُ سُبُلَ السَّلَامِ وَيُخرِجُهُم مِنَ
الظُّلُمَاتِ اِلَى النُّورِ بِاِذنِهِ وَيَهدِيهِم اِلَى
صِرَاطٍ مُستَقِيمٍ ١٦ لَقَد كَفَرَ الَّذِينَ قَالُوا
اِنَّ اللهَ هُوَ المَسِيحُ ابنُ مَريَمَ قُل فَمَن يَملِكُ مِنَ
اللهِ شَيئًا اِن اَرَادَ اَن يُهلِكَ المَسِيحَ ابنَ مَريَمَ
وَاُمَّهُ وَمَن فِى الاَرضِ جَمِيعًا وَلِلّٰهِ مُلكُ
السَّمٰوَاتِ وَالاَرضِ وَمَا بَينَهُمَا يَخلُقُ مَا يَشَاءُ
وَاللهُ عَلَى كُلِّ شَئٍ قَدِيرٌ ١٧ وَقَالَتِ اليَهُودُ
وَالنَّصَارَى نَحنُ اَبنَاؤُا اللهِ وَاَحِبَّاؤُهُ قُل
فَلِمَ يُعَذِّبُكُم بِذُنُوبِكُم بَل اَنتُم بَشَرٌ مِمَّن
خَلَقَ يَغفِرُ لِمَن يَشَاءُ وَيُعَذِّبُ مَن يَشَاءُ

فبما نقضهم ميثاقهم لعناهم وجعلنا قلوبهم
قاسية يحرفون الكلم عن مواضعه ونسوا
حظا مما ذكروا به ولا تزال تطلع على
خائنة منهم الا قليلا منهم فاعف عنهم
واصفح ان الله يحب المحسنين ١٣
ومن الذين قالوا انا نصارى اخذنا ميثاقهم
فنسوا حظا مما ذكروا به فاغرينا بينهم
المداوة والبغضاء الى يوم القيمة وسوف
ينبئهم الله بما كانوا يصنمون ١٤

પછી તેઓને પોતાનું વચન તોડવા માટે અમે લઅનત કરી, અને અમે તેઓનાં અંતઃકરણ કઠોર કર્યાં. તેઓ શબ્દોને તેની જગ્યાએથી ફેરફાર કરે છે, અને જે વડે તેઓને ઉપદેશ આપવામાં આવ્યો હતો, તેનો મ્હોટો ભાગ તેઓ ભૂલી ગયા; અને તું હમેશ તેઓનું અપ્રમાણિકપણું જાણીશ, પણ તેઓમાંના જુજ માણસો અપ્રમાણિકપણે વર્તશે નહિ; માટે તેમને માફ કર, અને તેમના તરફથી મ્હોં ફેરવ, ખરેખર ખુદા સારાં કામ કરનારાઓને ચાહે છે. ૧૩. અને જેઓએ કહ્યું કે ખરેખર અમે નસારા છીએ * તે માણસો પાસેથી અમે વચન લીધું છે. પછી જે ઉપદેશ તેઓને આપવામાં આવ્યો હતો તેનો મ્હોટો ભાગ તેઓ ભૂલી ગયા; તેથી અમે તેઓની વચ્ચે કયામતના દિવસ સુધી શત્રુતા અને દ્વેષભાવ ઉત્પન્ન કર્યાં, અને ખુદા તેઓને જે તેઓ કરતા હતા તેની, જલદીથી ખબર આપશે. ૧૪.

તેણે તેણીની પાસે રજા માગી. પણ માએ તેઓને છોડી મૂક્યા એમ ધારીને કે તેઓ આ ખબર તેમના લશ્કરને આપશે, અને તેથી તેઓ નાસી જશે. આ સરદારો પાછા આવ્યા પણ પોતાની ટોળીઓ નાહિમ્મત થઈ જશે એમ ધારીને તેઓએ આ વાત તેમને ઝાહેર નહિ કરવાનો ઠરાવ કર્યો. તેમ છતાં તેઓએ હઝરત મુસા અને હારૂનને બધી વાત કહી. છાવણીમાં પહોંચ્યા પછી દશ જણાએ ઝાહેર રીતે પોતે જે જોયું હતું તે કહ્યું અને બે જણા ચુપ રહ્યા. આથી એસ્રાઈલના છોકરાઓ ગભરાયા અને બોલ્યા કે આવા માણસોની સામે આપણે કેમ લડી શકીએ? આ ફકરાનો સંબંધ આની સાથે છે.

* "નસારા" એટલે ખ્રિસ્તિઓ; કારણ કે તેઓ કાંતો "નસરાન" નામના ગામમાં રહેતા હતા અને કાંતો તેઓ પોતાને "અન્સારૂલ્લા" એટલે કે ખુદાના ધર્મને મદદકરનારા કહેતા.

ولقد اخذ الله ميثاق بنى اسرآءيل وبعثنا
منهم اثنى عشر نقيبا وقال الله انى معكم
لئن اقمتم الصلوة وآتيتم الزكوة وامنتم
برسلى وعزرتموهم واقرضتم الله قرضا
حسنا لاكفرن عنكم سيآتكم ولادخلنكم
جنات تجرى من تحتها الانهار فمن كفر بعد
ذلك منكم فقد ضل سوآء السبيل ١٢

અને ખરેખર ખુદાએ એસરાઇલના દીકરાઓ પાસેથી કરાર લીધો, અને અમે તેઓમાંથી બાર સરદારો બનાવ્યા, § અને ખુદાએ કહ્યું કે ખરેખર હું તમારી સાથે છું. જો તમે નમાઝ પઢો અને ઝકાત આપો, અને મારા પેયગમ્બરો ઉપર ઇમાન લાવો અને તેમને માન આપો, અને ખુદાને નિખાલસપણે ધીરો તો હું તમારા અપરાધ માફ કરીશ, અને તમને બેહેસ્તની વાડીઓમાં દાખલ કરીશ, જેની નીચે નદીઓ વહે છે; પણ આ પછી તમારામાં જે કોઇ કાફેર થાય તેણે ખરેખર સિધો રસ્તો ખોયો છે. ૧૨.

---

અને તેના સોબતીઓ થોડે છેટે ગયેલા હોવાથી એક અરબ તેની પાસે આવ્યો અને તરવાર ખેંચીને બોલ્યો કે "તને મારી નાંખવામાંથી મને કોણ અટકાવનાર છે?" હઝરત પેયગમ્બરે જવાબ આપ્યો કે "ખુદા" તે વખતે જેબ્રાઇલ એકદમ નીચે આવ્યો, અને તે અરબના હાથમાંથી તેણે તરવાર થપડ મારીને પાડીનાંખી એટલે તે હઝરત પેયગમ્બરે લઇ લીધી અને તે અરબને તેણે તેજ સવાલ પૂછ્યો કે "હવે તને મારી નાંખવામાંથી મને કોણ અટકાવનાર છે?" તે અરબે જવાબ આપ્યો કે. "કોઇ નહિ." અને તરતજ તેણે એસ્લામ ધર્મ કબૂલ કર્યો. આ આયાનો સંબંધ આ બનાવની સાથે છે, બીજા તફસીર લખનારાઓએ આનો સંબંધ બીજા બનાવો સાથે પણ દર્શાવ્યો છે.

§ એસરાઇલના વંશજોએ મેસર દેશ જીત્યા પછી ખુદાએ તેમને શામ કે જેમાં તે વખત અમાલેકા ઝાતના રાક્ષસો વસતા હતા તે આપવાનું વચન આપીને ત્યાં જવાનો હોકમ કર્યો. એમ કહેવામાં આવ્યું છે કે તે રાક્ષસો ૮૦૦ થી ૩૩૦૦ વાર ઉંચા હતા. તેઓની વાડીઓમાં એવી મ્હોટી દ્રાક્ષો હતી કે તેનો એક ઝુમખો પાંચ માણસોથી ઉંચકાય અને દાડેમના અરધા છોતરામાં પાંચ માણસો સમાઇ શકે; તેથી હઝરત મુસાએ ખુદાના ફરમાનથી ચઢાઇ કરવા માટે બનીએસરાઇલની બાર કોમમાંથી બાર સરદારો નિમ્યા. જ્યારે તેઓ તે દેશની સરહદ પર આવ્યા ત્યારે હઝરત મુસાએ પેલા બાર સરદારોને તે દેશની હાલત વિષે ખબર કાઢવા મોકલ્યા. પણ તેઓને રસ્તામાં ઉજ-બેન-ઉનુક મળ્યો જે ૩૩૦૦ વાર ઉંચો હતો. તેણે તેમને પોતાની અંગરખાની ચાળમાં લઇ લીધા પછી તે પોતાની મા પાસે તેમને લઇ ગયો અને પગતળે છુંદીને તેમને મારી નાંખવાની

واذكروا نعمة الله عليكم وميثاقه الذى
واثقكم به اذ قلتم سمعنا واطعنا واتقوا الله
ان الله عليم بذات الصدور ٧ يا ايها الذين
امنوا كونوا قوامين لله شهداء بالقسط
ولا يجرمنكم شنان قوم على الا تعدلوا
اعدلوا هو اقرب للتقوى واتقوا الله ان الله
خبير بما تعملون ٨ وعد الله الذين امنوا
وعملوا الصالحات لهم مغفرة واجر عظيم ٩
والذين كفروا وكذبوا باياتنا اولئك
اصحاب الجحيم ١٠ يا ايها الذين امنوا
اذكروا نعمت الله عليكم اذ هم قوم ان
يبسطوا اليكم ايديهم فكف ايديهم عنكم
واتقوا الله وعلى الله فليتوكل المؤمنون ١١

તમારી ઉપર ખુદાની મેહેરબાની અને તેનો કરાર યાદ કરો§ કે જે કરાર તેણે તમારી સાથે બાંધ્યો છે, જે વખતે તમે કહ્યું કે અમે સાંભળ્યું અને હોકમ ઉઠાવ્યો. અને ખુદાથી ડરો. ખરેખર ખુદા હ્રદયની ગુપ્ત વાતો જાણનાર છે. ૭. હે મોમેનો, ખુદાને વાસ્તે ન્યાયથી સાક્ષી તરીકે ઉભા રહો, અને કોઇપણ લોકોની દુશ્મનાઇથી તમારે ઉશ્કેરાવું ન જોઇએ કે (જેથી) તમે ન્યાયથી વર્તો નહિ. ન્યાયથી વર્તો; તે પરહીઝગારીની વધારે નઝદિક છે અને ખુદાથી ડરો. ખરેખર તમે જે કરોછો તે ખુદા જાણનાર છે. ૮. ખુદાએ વચન આપ્યું છે કે જેઓએ ઇમાન આણ્યું છે અને સારાં કૃત્ય કર્યા છે, તેઓને માટે માફી અને મ્હોટો બદલો છે. ૯. પણ જેઓએ ઇમાન આણ્યું નથી, અને અમારી નિશાનીઓને જુઠી કહી છે તેઓ દુઝખના રહેવાસીઓ છે. ૧૦. હે મોમેનો, તમારી ઉપરની ખુદાની કૃપા યાદ કરો કે જ્યારે એક કોમે નિશ્ચય કર્યો કે તમારી તરફ તે પોતાના હાથ લંબાવે, પછી ખુદાએ તેઓના હાથ તમારી ઉપરથી અટકાવ્યા,‡ અને ખુદાથી ડરો; અને ખુદા ઉપર મોમેનોએ આધાર રાખવો જોઇએ. ૧૧.

§ આ કરારને માટે સુરા ૭, આયા ૧૭૩ મી જુઓ.

‡ એવું કહેવામાં આવ્યું છે કે એક વખત જ્યારે હઝરત પેયગમ્બર બની-સલાબાની સામે લડવા ગયા ત્યારે એક ઝાડ ઉપર પોતાના હથિયાર લટકાવીને તે ઝાડ તળે આરામ લેતા હતા;

ومن يكفر بالايمان فقد حبط عمله وهو
في الاخرة من الخاسرين ٥ يا ايها الذين
امنوا اذا قمتم الى الصلوة فاغسلوا
وجوهكم وايديكم الى المرافق وامسحوا
برؤسكم وارجلكم الى الكعبين وان
كنتم جنبا فاطهروا وان كنتم مرضى
او على سفر او جاء احد منكم من الغائط
او لامستم النساء فلم تجدوا ماء فتيمموا
صعيدا طيبا فامسحوا بوجوهكم وايديكم
منه ما يريد الله ليجعل عليكم من حرج
ولكن يريد ليطهركم وليتم نعمته
عليكم لعلكم تشكرون ٦

અને જે કોઈ એસ્લામ ધર્મ માનતો નથી તેનું કામ ખરેખર નાબુદ થયું છે, અને તે આવતી ઝિંદગીમાં નુકસાન ખમનારાઓમાંનો છે ૫. હે મોમેનો જ્યારે તમે નમાઝ પઢવાને ઉઠો ત્યારે તમારૂં મ્હોં અને તમારા હાથ કોણી સુધી ધુઓ, અને તમારાં માથાં મસ્હ કરો (હાથ ફેરવો), અને તેમજ તમારા બન્ને પગને કાંઠા સુધી;‡ અને જો તમે જુનોબ હો તો, તમે ગુસ્લ (સ્નાન) કરો. પણ જો તમે માંદા હો, અથવા સફર પર હો, અથવા જો તમારામાંનો કોઇ દિશાએ જઇ આવ્યો હોય, અથવા તમે સ્ત્રીસેવન કર્યું હોય, અને તમને પાણી ન મળે, તો સ્વચ્છ માટીથી તયમ્મોમ† કરો, પછી તમારૂં મ્હોં અને તમારા હાથ તે વડે મસ્હ કરો. ખુદા એવું ઇચ્છતો નથી કે તે તમારી ઉપર કાંઈ અગવડ મૂકે, પણ તે એવું ઇચ્છે છે કે તે તમને પવિત્ર કરે, અને પોતાની કૃપા તમારી ઉપર સંપૂર્ણ કરે કે કદાચ્ તમે આભાર માનો. ૬.

‡ આ આયાની વ્યાકરણ રચનામાં એક ફેરફાર કરવાથી શિઆ અને સુન્ની તેનો જુદો જુદો અર્થ લે છે. સુન્ની પગનો સંબંધ મ્હોં અને હાથની સાથે લે છે અને "વઝુ" કરતી વખતે તેને પણ ધોવાં જોઇએ એમ કહે છે; પણ શિઆ તેનો સંબંધ માથા સાથે લે છે અને તેને મસ્હ (સ્પર્શ) કરવો જોઇએ એટલે કે માથા અને પગને ભીને હાથે મસ્હ (સ્પર્શ) કરવો એમ કહે છે.

† "તયમ્મોમ" અને "જુનોબ" ને માટે પ્રસ્તાવનામાં જુઓ.

يسئلونك ماذا احل لهم قل احل لكم
الطيبات وما علمتم من الجوارح مكلبين
تعلمونهن مما علمكم الله فكلوا مما
امسكن عليكم واذكروا اسم الله عليه
واتقوا الله ان الله سريع الحساب ٤
اليوم احل لكم الطيبات وطعام الذين
اوتوا الكتاب حل لكم وطعامكم حل
لهم والمحصنات من المؤمنات والمحصنات
من الذين اوتوا الكتاب من قبلكم
اذا اتيتموهن اجورهن محصنين غير
مسافحين ولا متخذى اخدان

તેઓ તને પૂછે છે કે તેઓને માટે શું હલાલ કરવામાં આવ્યું છે? કહે કે તમારે માટે પાક ચીઝો હલાલ થયેલ છે. અને તેમજ તમારે માટે તમારા કેળવેલા શિકારી જાનવરોએ પકડેલાં પ્રાણીઓ ( હલાલ છે ) કે જે શિકારી જાનવરોને કેળવણી આપીને, જેમ ખુદાએ તમને શીખવ્યું છે તેમ, તમે તેઓને શીખવ્યો છો. પછી જે તેઓ તમારે માટે પકડે છે તેમાંથી ખાઓ, * અને તેઓને છોડતી વખતે ખુદાનું નામ લ્યો, † અને ખુદાથી ડરો. ખરેખર ખુદા જલદી હિસાબ લેનાર છે. ૪. આજ દિવસે તમારે માટે પાક ચીઝો હલાલ થઈ છે, અને જેઓને કેતાબ આપવામાં આવી છે તેઓનો ખોરાક તમારે માટે હલાલ છે, અને તેમજ તમારો ખોરાક તેઓને માટે હલાલ છે. તેમજ મોમેન સ્ત્રીઓમાંથી આઝાદ ધર્મિષ્ઠ સ્ત્રીઓ અને જેઓને તમારી પહેલાં કેતાબ આપવામાં આવી છે તેઓની આઝાદ ધર્મિષ્ઠ સ્ત્રીઓ જ્યારે તમે તેમને મહેર આપો ત્યારે તમારે માટે હલાલ છે. ‡ (આથી) તમારે શુધ્ધ પવિત્ર રહી, નહિ વ્યભિચાર કરવા કે નહિ ખાનગી સ્ત્રીઓ રાખવા, ધારવું જોઇએ,

* પાળેલા કુતરા અને પક્ષિઓથી જાનવરોનો શિકાર કરવો એ હલાલ છે કે નહિ તે બાબત હાતેમના દીકરા અદીએ હઝરત પેયગમ્બરને પૂછ્યું; કારણ કે અદીનું કુટુંબ ઘણું ખરૂં જંગલમાંજ રહેતું હતું. તેથી તે વખતે આ ફકરો વહી કરવામાં આવ્યો,

† પાળેલા શિકારી જાનવરને છોડી મૂકતી વખતે શિકારીએ "બેસ્મેલ્લાહે અલ્લાહો અકબર" કહેવું જોઇએ. આ કાયદા સંબંધી કાનુનો મુસલમાની કાયદાની કેતાબમાં જુઓ.

‡ આને માટે પણ મુસલમાની ધર્મ-કાયદાની કેતાબો જુઓ.

وَمَا أَكَلَ السَّبُعُ إِلَّا مَا ذَكَّيْتُمْ وَمَا ذُبِحَ
عَلَى النُّصُبِ وَأَنْ تَسْتَقْسِمُوا بِالْأَزْلَامِ
ذَٰلِكُمْ فِسْقٌ الْيَوْمَ يَئِسَ الَّذِينَ كَفَرُوا مِنْ
دِينِكُمْ فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِ الْيَوْمَ
أَكْمَلْتُ لَكُمْ دِينَكُمْ وَأَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِي
وَرَضِيتُ لَكُمُ الْإِسْلَامَ دِينًا فَمَنِ اضْطُرَّ
فِي مَخْمَصَةٍ غَيْرَ مُتَجَانِفٍ لِإِثْمٍ فَإِنَّ اللَّهَ
غَفُورٌ رَحِيمٌ ٣

અને જે જંગલી પશુઓનું ખાધેલું હોય તે સઘળું તમારે માટે હરામ થયું છે. પણ તેમાંથી જરા જીવ જોઇ તમે કાપી નાંખો તો હલાલ છે. તેમજ જે મૂર્તિઓના નામથી ‡ કપાયેલું હોય તે અને તમે તીરની સોરઠીથી * ભાગ પાડો તે પણ હરામ થયું છે. આ તમારા ધર્મ બહાર જવાનું કારણ છે. આજ દિવસે જેઓ કાફિર થયા છે તેઓ તમારો ધર્મ (બાતેલ કરવા) થી નિરાશ થયા છે, તેથી તેમનાથી ડરો નહિ અને મ્હારાથી ડરો. આજ દિવસે મેં તમારે માટે તમારા ધર્મને સંપૂર્ણ કર્યો છે. અને તમારી ઉપર મેં મ્હારી મેહેરબાની પૂરી કરી છે અને તમારે માટે મેં એસ્લામ ધર્મ પસંદ કર્યો છે. § પછી જે કોઇ ભૂખથી નાચાર થઇ પાપ તરફ વલણ કરનાર નથી, ( અને ઉપરની હરામ વસ્તુઓમાંથી ખાય ) તો ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૩.

‡ મક્કા શેહેરની આસપાસ અરબોએ ૩૬૦ પથ્થર ગોઠવ્યા હતા કે જેને તેઓ માન આપી મૂર્તિ તરીકે માનતા હતા. તે મૂર્તિઓને નામે તે લોકો ત્યાં જાનવરોને કુરબાની કરી કાપતા.

* આવી રીતે તીર નાંખવાં એ અરબોમાં સાધારણ રિવાજ હતો. તેઓ એક જાનવરને મારી નાંખીને તેનાં માંસના દશ ભાગ પાડતા. આ કામ માટે તેઓ પોતાની પાસે દશ તીરો રાખતા અને તેમાંના સાત ઉપર જુદા જુદા ભાગ લખતા અને બાકીનાં ત્રણ ઉપર કાંઇ ભાગ લખતા નહિ. તેઓ આ સઘળાં તીરો એક કોટડીમાં મૂકીને કોઈ અજાણ્યા માણસને આપતા. તે માણસ દસ શખ્સને નામે એકેક તીર ખેંચતો અને જેઓને નામે ભાગ વગરનાં તીરો ખેંચવામાં આવતાં તેઓને તે જાનવરની કિમત આપવી પડતી અને બીજાઓને તીર ઉપર લખેલા ભાગ પ્રમાણે ભાગ મળતો, આ એક જાતનો જુગાર હતો; તેથી હઝરત પેગમ્બરે તેની મના કરી.

§ આ આયા માટે તફસીર લખનારાંઓ લાંબા વાદવિવાદમાં પડયા છે. કેટલાક કહે છે કે જ્યારે હઝરત પેયગમ્બરે મક્કાની છેલ્લી હજ્જ કરી કે જેને હજ્જ-તોલ-વદાઅ કહે છે ત્યારે "અરફાને" દિવસે આ આયા વહ્ય કરવામાં આવી. આ આયા વહ્ય થયા પછી હઝરત પેયગમ્બરે કોઈ કામની મના કે હોકમ ફરમાવ્યો નથી. વળી તેઓ કહે છે કે આ વહ્ય પછી હઝરત પેયગમ્બર માત્ર ૮૧ દિવસ જીવ્યા હતા. શિઆ તફસીરં લખનારા કહે છે કે છેલ્લી હજ્જમાં હઝરત પેયગમ્બરે જ્યારે હઝરત અલીને પોતાના ખલીફા તરીકે નીમ્યા ત્યારે આ આયા વહ્ય કરવામાં આવી.

હે મોમેનો, ખુદાની ( હજ્જની ) નિશાનીઓમે, તેમજ હરામ મહિનાને અને મકકા માટે મુકરર થયેલી કુરબાનીને, § તેમજ હાર પહેરાવેલી કુરબાનીઓને, અને જેઓ તે પવિત્ર ઘરની જાત્રાનો નિશ્ચય કરી નીકળે છે તેઓને (અપમાન કરવાને) હલાલ ધારો નહિ. તેઓ પોતાના પરવરદેગાર પાસેથી કૃપા અને ખુશી મેળવવા ઇચ્છે છે. અને જયારે તમે એહરામનું કપડું ઉતારો ત્યારે શિકાર કરો; અને કોઇ કોમની દુશ્મનાઇએ. કારણ કે તેઓએ તમને પવિત્ર મસ્જેદમાં જતાં અટકાવ્યાં છે–તમને ઉશ્કેરવા ન જોઇએ કે જેથી તમે હદબહાર જાઓ. અને એકબીજાને ભલાઇ અને પરહીઝગારી માટે મદદ આપો, અને એકબીજાને પાપ અને શત્રુતામાં સહાય કરો નહિ, અને ખુદાનો ડર રાખો. ખરેખર ખુદા સખત સજા કરનાર છે. ૨. મુરદાર, અને લોહી, અને ડુકરનું માંસ, અને જે કંઇ કાપતી વખતે ખુદા સિવાય બીજાનું નામ * પોકારવામાં આવ્યું હોય તે, અને જેને ગુંગળાવીને મારી નાંખ્યું ¶ હોય તે, અને જે મારથી મરીગયું હોય તે, અને જે ઉંચેથી પડીમરીગયું હોય તે, અને જે શિંગ મારથી મરીગયું હોય તે,

يا ايها الذين امنوا لا تحلوا شعائر الله
ولا الشهر الحرام ولا الهدي ولا
القلائد ولا امين البيت الحرام يبتغون
فضلا من ربهم ورضوانا واذا حللتم
فاصطادوا ولا يجرمنكم شنان قوم ان
صدوكم عن المسجد الحرام ان تعتدوا
وتعاونوا على البر والتقوى ولا تعاونوا
૧/૪ على الاثم والعدوان واتقوا الله ان الله
شديد العقاب ٢ حرمت عليكم الميتة بع
والدم ولحم الخنزير وما اهل لغير الله به
والمنخنقة والموقوذة والمتردية والنطيحة

§ "હદ્‌ય" એટલે કુરબાની કે જે હાજી લોકો મકકામાં કુરબાની કરવા લઈ જાય છે; અને "કલાએદ" એટલે એવી કુરબાનીઓ કે જેની ઉપર ખાસ નિશાની મૂકવામાં આવી હોય છે. અને ઘણું કરીને તે નિશાની ખજૂરીની છાલનો અથવા બીજી કાંઈ ચીજનો બનાવેલો હાર હોય છે આ હાર કુરબાની આપવાના જાનવરોની ડોક ઉપર મૂકવામાં આવતો હતો, એટલા માટે કે તેઓ ખુદાને અર્પણ કરેલાં છે અને ખાસ કુરબાની આપવાના હેતુથી લઈ જવાનાં છે એમ જણાય.

* કારણ કે અરબ લોકો લાત અને ઉઝઝા વગેરે પોતાની મૂર્તિઓને નામે તે જાનવરોને કાપતા હતા; પણ મુસલમાનોએ ખુદાને નામે તેમને મારી નાંખવા જોઇએ.

¶ જે જાનવરોને અરબ લોકો ગુંગળાવીને મારી નાંખતા હતા તેને તેઓ ખાતા હતા.

## પ્રકરણ ૫ મું.

# સુરતુલ-માએદા.

આ પ્રકરણ મદિનામાં વહી કરવામાં આવ્યું હતું. તેમાં કુફીના કોરઆનની નકલ પ્રમાણે ૧૨૦ આયા છે, બસ્રી પ્રમાણે ૧૨૩ છે અને બીજા પ્રમાણે ૧૨૨ છે.

આ સુરા "માએદા" કહેવાય છે, તેનું કારણ એ કે તેમાં હઝરત ઇસાને આકાશમાંથી મોકલેલા ખોરાકની વાત લખેલી છે. એવું માનવામાં આવે છે કે આ છેલ્લામાં છેલ્લી સુરા છે કે જે હઝરત પેયગમ્બરને વહી કરવામાં આવી હતી. આ સુરા વાંચવાથી શું શું સવાબ મળશે તેના સંબંધમાં ઘણી હદીસો છે. એક હદીસમાં એમ લખ્યું છે કે જે દરેક ગુરૂવારે આ સુરા વાંચશે તેના ઇમાનમાં કદી પણ કાફ્રેપણું આવવા પામશે નહિ. વળી એક હદીસમાં એવું પણ લખેલું છે કે જ્યારે આ સુરા વહી કરવામાં આવી ત્યારે હઝરત પેયગમ્બર "શહબા" નામના પોતાના ખચ્ચર ઉપર બેઠા હતા અને તે વખતે હઝરતનું શરીર એટલું બધું ભારે થઇ ગયું કે તે ખચ્ચર ચાલી પણ શક્યું નહિ; અને તેથી બેહોશ સ્થિતિમાં હઝરતે વહબના માથા ઉપર પોતાનો હાથ મૂક્યો અને પછી માથું ઉચું કરીને આ સુરા વાંચી.

سورة المآئدة مدنية وهى مائة وعشرون اية

بسم الله الرحمن الرحيم

يا ايها الذين امنوا اوفوا بالعقود احلت لكم بهيمة الانعام الا ما يتلى عليكم غير محلى الصيد وانتم حرم ان الله يحكم ما يريد ١

દયાળુ અને કૃપાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)

હે મોમેનો તમારાં વચન‡ પૂરાં પાળો. તમને જે વાંચી સંભળાવવામાં આવ્યું છે તે સિવાય તમારે માટે ચોપગાં અબોલ જાનવરો હલાલ થયાં છે, પણ એમ નહિ કે તમે શિકારને હલાલ માનો જ્યારે તમે મોહરેમ હો.† ખરેખર ખુદા જે ચાહે છે તે હોકમ કરે છે. ૧.

‡ "ઓકુદ" (વચન) શબ્દનો અર્થ કાંતો સાધારણ વચનો કે જે લોકો એક બીજાને આપે છે, અને કાંતો ધર્મ-નિયમો પ્રમાણે આપેલાં વચનો કે જેથી માણસો એક બીજા સાથે બધાઈ જાય છે; જેવાં કે લગ્નગાંઠ, લેણદેણ, અને વ્યાપાર સંબંધી કરારો વગેરે.

† એટલે જ્યારે તમે હજ્જ વખતે એહરામનું કપડું પહેર્યું હોય ત્યારે તમારે શિકાર હલાલ ધારવો નહિ. હાજી લોકોએ એહરામ પહેર્યું હોય ત્યારે તેઓ મોહરેમ કહેવાય છે. "એહરામ" હજ્જ કરનારાઓનો એક ખાસ પોશાક છે કે જે તેઓ કબ્બાના રસ્તા ઉપર છે એવું બતાવવાને મક્કાની પાક ઝમીનની હદમાં દાખલ થતી વખતે પહેરે છે.

પછી જેઓએ ઇમાન આણ્યું છે અને સારાં કૃત્ય કર્યા છે તેઓને તેમનો બદલો સંપૂર્ણ આપશે અને પોતાની મેહેરબાનીથી તેઓનો બદલો વધારશે, પણ જેઓએ અપમાન માન્યું અને મગરૂરી કરી છે, તેઓને તે દુઃખદાયક શિક્ષાથી સજા આપશે. ૧૭૩. અને તેઓને પોતાને માટે ખુદા સિવાય નહિ કોઇ રક્ષક અને નહિ કોઇ મદદગાર મળશે. ૧૭૪. હે લોકો, ખરેખર તમારી પાસે તમારા પરવરદેગાર તરફથી સાબેતી આવી છે, અને અમે તમારી તરફ સ્પષ્ટ નૂર (કોરઆન) મોકલ્યું છે. ૧૭૫. પછી જેઓ ખુદા ઉપર ઇમાન લાવ્યા છે અને તેને દ્રઢ વળગી રહ્યા છે, તેમને તે જલદીથી પોતાની દયા અને કૃપામાં દાખલ કરશે; અને તેઓને ખરે માર્ગે તે તરફ રસ્તો બતાવશે. ૧૭૬. તેઓ ત્હારી પાસે ફતવા માગે છે. કહે કે ખુદા તમને "કલાલા" (ના વારસા) વિષે ફતવા આપે છે કે જો કોઇ પુરૂષ મરીજાય, કે જેને કાંઇ છોકરૂં નહોય અને તેને એક બ્હેન હોય, તો જે વારસો તે પછવાડે મૂકે તેનો અર્ધ ભાગ તેણીનો છે, અને તે પ્રમાણે તે (ભાઇ) બ્હેનનો વારસો લે છે જો તેણીને કાંઇ છોકરૂં નહોય; અને જો બ્હેનો બે હોય તો તે બન્નેને માટે જે વારસો તે મૂકે તેનો બે તૃતીયાંશ ભાગ છે. અને જો તેના વારસ (બે કરતાં) વધારે ભાઇ બ્હેનો હોય તો એક પુરૂષ માટે બે સ્ત્રીના ભાગ જેટલું છે; ખુદા તમારે માટે આ નિયમોનું વર્ણન આપે છે, એટલા માટે કે તમે આડે માર્ગે જાઓ નહિ; અને ખુદા સર્વજ્ઞ છે. ૧૭૭.

فاما الذين امنوا وعملوا الصالحات
فيوفيهم اجورهم ويزيدهم من فضله
واما الذين استنكفوا واستكبروا فيعذبهم
عذابا اليما ١٧٣ ولا يجدون لهم من دون الله
وليا ولا نصيرا ١٧٤ يا ايها الناس قد جاءكم
برهان من ربكم وانزلنا اليكم نورا
مبينا ١٧٥ فاما الذين امنوا بالله واعتصموا
به فسيدخلهم في رحمة منه وفضل ويهديهم
اليه صراطا مستقيما ١٧٦ يستفتونك قل الله
يفتيكم في الكلالة ان امرؤا هلك ليس
له ولد وله اخت فلها نصف ما ترك وهو
يرثها ان لم يكن لها ولد فان كانتا اثنتين
فلهما الثلثان مما ترك وان كانوا اخوة رجالا
ونساء فللذكر مثل حظ الانثيين يبين الله
لكم ان تضلوا والله بكل شيء عليم ١٧٧

يَا أَهْلَ الْكِتَابِ لَا تَغْلُوا فِي دِينِكُمْ وَلَا
تَقُولُوا عَلَى اللّٰهِ إِلَّا الْحَقَّ إِنَّمَا الْمَسِيحُ
عِيسَى ابْنُ مَرْيَمَ رَسُولُ اللّٰهِ وَكَلِمَتُهُ أَلْقَاهَا
إِلَى مَرْيَمَ وَرُوحٌ مِنْهُ فَآمِنُوا بِاللّٰهِ وَرُسُلِهِ
وَلَا تَقُولُوا ثَلَاثَةٌ انْتَهُوا خَيْرًا لَكُمْ إِنَّمَا
اللّٰهُ إِلٰهٌ وَاحِدٌ سُبْحَانَهُ أَنْ يَكُونَ لَهُ وَلَدٌ
لَهُ مَا فِي السَّمٰوَاتِ وَمَا فِي الْأَرْضِ وَكَفَى
بِاللّٰهِ وَكِيلًا ١٧١ لَنْ يَسْتَنْكِفَ الْمَسِيحُ
أَنْ يَكُونَ عَبْدًا لِلّٰهِ وَلَا الْمَلَائِكَةُ الْمُقَرَّبُونَ
وَمَنْ يَسْتَنْكِفْ عَنْ عِبَادَتِهِ وَيَسْتَكْبِرْ
فَسَيَحْشُرُهُمْ إِلَيْهِ جَمِيعًا ١٧٢

હે કેતાબનાં લોકો, તમારા ધર્મમાં અતિશયોકિત કરો નહિ, ¶ અને ખુદા વિષે સત્ય સિવાય બોલો નહિ. ખરેખર મસીહ, મરયમનો પુત્ર ઇસા ખુદાનો પેયગમ્બર અને ખુદાનો શબ્દ * છે, જે તેણે મરયમ પાસે પહોંચાડયો છે, અને તે ખુદા તરફથી (આવેલ) પાક આત્મા છે, માટે ખુદાને અને તેના પેયગમ્બરોને માનો, અને કહો નહિ કે ખુદા ત્રણ છે, § આ કહેવાથી અટકો, તે તમારે માટે સારૂં છે. ખરેખર અલ્લાહ માત્ર એકજ ખુદા છે, તેને માટે દીકરો હોય તેનાથી અમે તેને પાક ધારીએ છીએ. જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે તેનું છે, અને ખુદા રક્ષક તરીકે બસ છે. ૧૭૧. મસીહ ખુદાનો બંદો હોવામાં કદી અપમાન માનતો નથી, તેમજ ખુદાની ખાસ પાસે રહેનાર ફેરેસ્તાઓ પણ (બંદા હોવાને અપમાન માનતા નથી.) અને જે ખુદાની બંદગીથી અપમાન માને છે અને મગરૂરી કરે છે તેઓ સઘળાને ખુદા પોતાની પાસે એકઠા કરશે. ૧૭૨.

---

અમારા ધર્મગુરૂઓને પૂછ્યું છે, અને તેઓ એમ કહે છે કે અમારી કેતાબમાંથી એ સંબંધમાં તેઓના જાણવામાં કાંઈ આવ્યું નથી, તેથી આ ફકરો વધ કરવામાં આવ્યો.

¶ જેવી રીતે યહુદીઓ ઓઝાએરને ખુદાનો બેટો કહેતા, અથવા હજરત ઇસા વિષે ખરાબ બોલતા; અથવા જેવી રીતે ખ્રિસ્તિઓ હજરત ઇસાને ખુદાનો દીકરો કહેતા.

* સુરા ૩ જી આયા ૪૫ મી નું ટિપ્પણ જુઓ.

§ ખ્રિસ્તિ ધર્મનું આ મૂળ તત્વ છે. તેઓ કહે છે કે ત્રણ ખુદા છે; ખુદા, ઇસા અને મરયમ

رسلا مبشرين ومنذرين لئلا يكون
للناس على الله حجة بعد الرسل وكان
الله عزيزا حكيما ١٦٥ لكن الله يشهد
بما انزل اليك انزله بعلمه والملائكة
يشهدون وكفى بالله شهيدا ١٦٦ ان الذين
كفروا وصدوا عن سبيل الله قد ضلوا
ضلالا بعيدا ١٦٧ ان الذين كفروا و
ظلموا لم يكن الله ليغفر لهم ولا ليهديهم
طريقا ١٦٨ الا طريق جهنم خالدين فيها ابدا
وكان ذلك على الله يسيرا ١٦٩ يا ايها الناس قد
جاءكم الرسول بالحق من ربكم فامنوا خيرا
لكم وان تكفروا فان لله ما في السموات
والارض وكان الله عليما حكيما ١٧٠

આ પેયગમ્બરોને અમે ખુશખબર અને ચેતવણી આપનાર તરીકે મોકલ્યા છે, એટલા માટે કે માણસો વાસ્તે ખુદા આગળ પેયગમ્બરો (મોકલવામાં આવ્યા) પછી કાંઇ દલીલ રહે નહિ, અને ખુદા શકિતમાન્ (અને) સત્ય કરનાર છે. ૧૬૫. પણ ખુદા જે ત્હારી તરફ તેણે નીચે મોકલ્યું છે તેની સાક્ષી આપે છે.* તે તેણે પોતાના ખાસ જ્ઞાનથી નીચે મોકલ્યું છે, અને ફેરેશ્તાઓ પણ સાક્ષી આપે છે, અને ખુદા સાક્ષી બસ છે. ૧૬૬. ખરેખર જેઓ કાફેર થયા છે અને જેઓએ ખુદાને રસ્તેથી (માણસોને) અટકાવ્યા છે તેઓ ખરેખર આડે માર્ગે જઇ લાંબી (મ્હોટી) ભૂલમાં પડયાછે. ૧૬૭. ખરેખર જેઓ કાફેર થયા છે અને અન્યાયથી વર્ત્યા છે તેઓને ખુદા કદી માફ કરશે નહિ, તેમજ તેઓને કાંઇ રસ્તો બતાવશે નહિ, ૧૬૮. દુઝખના રસ્તા સિવાય, કે જેમાં તેઓ કાયમ નિરંતર રહેનાર છે, અને આ ખુદાને માટે સહેલું છે. ૧૬૯. હે માણસો તમારી પાસે પેયગમ્બર તમારા પરવરદેગાર તરફથી સત્ય (શબ્દ) સહિત આવ્યો છે, માટે માનો કે જે તમારે માટે વધારે સારૂં છે. પણ જો તમે નહિ માનો તો ખરેખર જે આકાશોમાં અને પૃથ્વીમાં છે તે ખુદાનુંજ છે, અને ખુદા દાના (અને) સત્ય કરનાર છે. ૧૭૦.

* એક વખત જ્યારે કોરૈશના સરદારો હઝરત પેયગમ્બર પાસે હતા ત્યારે હઝરતે કેટલાક યહુદી આગેવાનોને કહ્યું કે મ્હારી પેયગમ્બરી પદવીવિષે જે પૂરાવો અને દલીલ તમારી કેતાબમાં છે તે કોરૈશના સરદારોને બતાવો અને તેઓને ખાત્રી કરાવો. તેઓએ જવાબ આપ્યોકે અમે

અને તેમજ તેઓના વ્યાજ લેવાને લીધે, અને ખરેખર તેની તેઓને મના કરવામાં આવી હતી, અને તેમજ માણસોની મેફ્કત અન્યાયથી તેઓના ખાવાને લીધે ( હરામ કરી છે ); અને તેઓમાંના કાફેરો માટે અમે દુ:ખદાયક સઝા તૈયાર કરી છે. ૧૬૧. પણ તેઓમાંના જ્ઞાનમાં જેઓ પ્રવીણ છે, અને મોમેનો કે જેઓ, જે ત્હારી તરફ નીચે મોકલવામાં આવ્યું છે, અને જે ત્હારી અગાઉ નીચે મોકલવામાં આવ્યું છે તેને અને નમાઝ પઢનારાઓને માને છે, તેઓને અને ઝકાત આપનારાઓ અને ખુદા અને છેલ્લા દિવસને માનનારાઓ તેઓ સઘળાને અમે જલદીથી મ્હોટો બદલો આપીશું. ૧૬૨. ખરેખર અમે ત્હારી તરફ વહ્ય મોકલ્યો છે, જેવી રીતે કે અમે નુહ અને તેની પછીના પેયગમ્બરો તરફ વહ્ય મોકલ્યો છે, અને તેમજ અમે એબ્રાહીમ, અને એસ્માઈલ, અને એસહાક અને યઅકુબ, અને અસબાત (યઅકુબના છોકરાઓ) અને ઈસા અને અય્યુબ અને યુનોસ અને હારૂન અને સોલયમાન તરફ વહ્ય મોકલ્યો છે; અને અમે દાઉદને ઝબુર આપી. ૧૬૩. અને અમે કેટલાક પેયગમ્બરો મોકલ્યા છે કે જેઓના વૃત્તાંત અમે તને અગાઉ આપ્યા છે, અને કેટલાક પેયગમ્બરો (અમે મોકલ્યાં છે) કે જેઓના વૃત્તાંત અમે તને આપ્યા નથી અને ખુદાએ મુસાની સાથે વાત કરી. ૧૬૪.

واخذهم الربوا وقد نهوا عنه واكلهم
اموال الناس بالباطل واعتدنا للكافرين
منهم عذابا اليما ١٦١ لكن الراسخون
فى العلم منهم والمؤمنون يؤمنون بما انزل
اليك وما انزل من قبلك والمقيمين
الصلوة والمؤتون الزكوة والمؤمنون
بالله واليوم الاخر اولئك سنؤتيهم
اجرا عظيما ١٦٢ انا اوحينا اليك كما
اوحينا الى نوح والنبيين من بعده
واوحينا الى ابرهيم واسمعيل واسحق
ويعقوب والاسباط وعيسى وايوب
ويونس وهارون وسليمان واتينا داود
زبورا ١٦٣ ورسلا قد قصصناهم عليك
من قبل ورسلا لم نقصصهم عليك
وكلم الله موسى تكليما ١٦٤

અને તેમજ તેઓનો શબ્દ કે ખરેખર મસીહ કે જે મરયમનો દીકરો ઇસા, (અને) ખુદાનો મોકલેલો પેયગમ્બર છે તેને અમે મારી નાંખ્યો, તેને લીધે છે. પણ તેઓએ તેને મારી નાંખ્યો નથી અને તેઓએ તેને ફાંસીએ પણ ચઢાવ્યો નથી, પણ તેઓએ તે વિષે ભૂલ ખાધી હતી. અને ખરેખર જેઓ તે વિષે જુદા મતના થયા તેઓ ખચિત્ તે બાબત શંકામાં છે, તેઓને તેના સંબંધી પોતાના અનુમાન પ્રમાણે ચાલવા સિવાય કાંઇ જ્ઞાન નથી, અને તેઓએ તેને યકીનથી મારી નાંખ્યો નથી. ૧૫૭. પણ ખુદાએ તેને પોતાની તરફ ઊપાડી લીધો છે, અને ખુદા શકિતમાન્ (અને) સત્ય કરનાર છે. ૧૫૮. અને કેતાબના લોકોમાં એકે એવો નથી કે જે ઇસાને * તેના મોત અગાઉ ખચિત્ માને નહિ, અને કયામતને દિવસે તેઓની વિરૂધ્ધ તે સાક્ષી છે. ૧૫૯. અને જેઓ યહુદી થયા છે તેઓના ઝોલમને લીધે અમે જે પાક ચીઝો તેઓને માટે હલાલ થયેલ હતી, તે તેઓની ઊપર હરામ કરી, અને તેમજ ઘણા લોકોને ખુદાને રસ્તેથી તેઓના અટકાવવાને લીધે, ૧૬૦.

وقولهم انا قتلنا المسيح عيسى ابن مريم رسول الله وما قتلوه وما صلبوه ولكن شبه لهم وان الذين اختلفوا فيه لفي شك منه مالهم به من علم الا اتباع الظن وما قتلوه يقينا ۱۵۷ بل رفعه الله اليه وكان الله عزيزا حكيما ۱۵۸ وان من اهل الكتاب الا ليؤمنن به قبل موته ويوم القيمة يكون عليهم شهيدا ۱۵۹ فبظلم من الذين هادوا حرمنا عليهم طيبات احلت لهم وبصدهم عن سبيل الله كثيرا ۱۶۰

* કેટલાક તફસીર લખનારા આ સર્વનામ જે માણસ મરી જાય છે તેને માટે છે એમ માને છે, અને તેનો અર્થ એવો કરે છે કે દરેક યહુદી અને ખ્રિસ્તિ પોતાના મૃત્યુ વખતે ફેરેસ્તાઓના કહેવા ઉપરથી હઝરત ઇસાને માનશે. બીજા માને છે કે તે સર્વનામ હઝરત ઇસાને માટે છે, અને તેનો અર્થ એવો કરે છે કે હઝરત ઇસાના મોત પહેલાં સઘળા યહુદીઓ અને ખ્રિસ્તિઓ હઝરત ઇસાને માનશે, કારણ કે તે આકાશમાંથી આ દુનિયામાં પાછો આવશે, અને ચાળીશ વર્ષ રાજ્ય કરી મરી જશે.

فقد سالوا موسى اكبر من ذلك
فقالوا ارنا الله جهرة فاخذتهم الصاعقة
بظلمهم ثم اتخذوا العجل من بعد
ماجاءهم البينات فعفونا عن ذلك
واتينا موسى سلطانا مبينا ١٥٣
ورفعنا فوقهم الطور بميثاقهم وقلنا
لهم ادخلوا الباب سجدا وقلنا لهم
لاتعدوا فى السبت واخذنا منهم ميثاقا
غليظا ١٥٤ فبما نقضهم ميثاقهم وكفرهم
بايات الله وقتلهم الانبياء بغير حق و
قولهم قلوبنا غلف بل طبع الله عليها
بكفرهم فلا يؤمنون الا قليلا ١٥٥
وبكفرهم وقولهم على مريم بهتانا
عظيما ١٥٦

અને ખરેખર તેઓએ મુસાને આ કરતાં વધારે મ્હોટી દરખાસ્ત કરી હતી. પછી ‡ તેઓએ કહ્યું કે અમને પ્રત્યક્ષ ખુદા બતાવ, પણ તેઓને તેઓના ઝોલમને લીધે વિજળીએ ઝડપી લઇ બાળી નાંખ્યા. પછી તેઓએ તેમની પાસે સ્પષ્ટ સાબેતીઓ આવ્યા પછી વાછરડાને (ખુદા તરીકે) માન્યો. પછી અમે આ ગુનાહને દરગુઝર કર્યો અને અમે મુસાને સ્પષ્ટ સત્તા આપી. ૧૫૩. અને અમે તેઓની ઉપર પર્વત તેઓની કરારની કબૂલાત માટે અધર ઉંચે રાખ્યો, અને અમે તેમને કહ્યું કે સેજ્દો કરતાં બારણામાં દાખલ થાઓ, અને અમે તેમને કહ્યું કે શનિવારનો દિવસ પાળવાની આજ્ઞાનું ઉલ્લંઘન કરો નહિ, અને અમે તેમની પાસેથી દ્રઢ વચન લીધું. ૧૫૪ પછી તેઓનું પોતાનું વચન તોડવાને લીધે અને ખુદાની નિશાનીઓ નહિ માનવાને લીધે અને નાહક પેયગમ્બરોને તેઓના મારી નાંખવાને લીધે અને અમારા હ્રદયો ઉપર પડદો છે એમ તેઓના કહેવાને લીધે (ખુદાએ તેમને લઅનત કરી છે); બલ્કે ખુદાએ તેઓના કાફેરપણાને લીધે તેઓનાં અંતઃકરણને મોહર કરી બંધ કર્યા છે, માટે તેઓ થોડા સિવાય ઇમાન લાવશે નહિ. ૧૫૫. અને વળી (તેઓની શિક્ષા) તેઓના કાફેરપણાને લીધે અને પોતાના શબ્દથી મરયમ ઉપર મ્હોટો આરોપ મૂકવાને લીધે, ૧૫૬.

જેવી એલાહી અક્ષરથી લખેલી આખી કેતાબ નીચે લાવીશ નહિ ત્યાં સુધી અમે તને માનીશું નહિ. તે વખતે આ ફકરો વહ્ય કરવામાં આવ્યો.

لا يحب الله الجهر بالسوء
من القول الا من ظلم وكان الله سميعا
عليما ١٤٨ ان تبدوا خيرا او تخفوه او تعفوا
عن سوء فان الله كان عفوا قديرا ١٤٩
ان الذين يكفرون بالله ورسله ويريدون
ان يفرقوا بين الله ورسله ويقولون
نؤمن ببعض ونكفر ببعض ويريدون ان
يتخذوا بين ذلك سبيلا ١٥٠ اولئك
هم الكافرون حقا واعتدنا للكافرين
عذابا مهينا ١٥١ والذين امنوا بالله
ورسله ولم يفرقوا بين احد منهم اولئك
سوف يؤتيهم اجورهم وكان الله غفورا
رحيما ١٥٢ يسئلك اهل الكتاب ان
تنزل عليهم كتابا من السماء

ખુદા ચાહતો નથી કે જેની ઉપર ઝોલમ થયો છે તે સિવાય કોઇ ઝાહેરમાં ખરાબ શબ્દો બોલે; અને ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૧૪૮. જો તમે સારૂં કામ ઝાહેર કરો અથવા તો છૂપાવો અથવા ખરાબ કામને દરગુઝર કરો તો ખરેખર ખુદા માફી આપનાર (અને) શકિતમાન્ છે. ૧૪૯. ખરેખર જેઓ ખુદાને અને તેના પેયગમ્બરોને માનતા નથી, અને ઇચ્છે છે કે તેઓ ખુદાની અને તેના પેયગમ્બરોની વચ્ચે જુદાઇ રાખે, અને કહે છે કે અમે કેટલાકને માનીએછીએ અને કેટલાકને માનતા નથી અને વળી ઇચ્છે છે કે તેઓ આ બે વચ્ચે કાંઇ રસ્તો લે, ૧૫૦ તેઓજ પૂરેપૂરા કાફેર છે. અને અમે કાફેરો માટે હલકાઇ પમાડનાર સઝા તૈયાર કરી છે. ૧૫૧. પણ જેઓ ખુદા અને તેના પેયગમ્બરો ઉપર ઇમાન લાવ્યા છે અને તેઓમાંના કોઇ એક વચ્ચે પણ જુદાઇ ગણતા નથી તેઓને ખુદા તેઓનો બદલો જલદીથી આપશે, અને ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૧૫૨ કેતાબના લોકો ત્હારી પાસે માગે છે કે તું તેઓની પાસે આકાશમાંથી એક કેતાબ ઉતારે, ‡

‡ યહુદીઓએ હઝરત પેયગમ્બરને કહ્યું કે જ્યાં સુધી તું હઝરત મુસાના અલવાહ (પાટીઆ)

ان المنافقين يخادعون الله
وهو خادعهم واذا قاموا الى الصلوة
قاموا كسالى يرآءون الناس ولا يذكرون
الله الا قليلا ١٤٢ مذبذبين بين ذلك
لا الى هؤلآء ولا الى هؤلآء ومن
يضلل الله فلن تجد له سبيلا ١٤٣ يا ايها الذين
امنوا لا تتخذوا الكافرين اولياء من دون
المؤمنين اتريدون ان تجعلوا لله عليكم
سلطانا مبينا ١٤٤ ان المنافقين فى الدرك
الاسفل من النار ولن تجد لهم نصيرا ١٤٥
الا الذين تابوا واصلحوا واعتصموا بالله
واخلصوا دينهم لله فاولئك مع المؤمنين
وسوف يؤت الله المؤمنين اجرا
عظيما ١٤٦ ما يفعل الله بعذابكم ان شكرتم
وامنتم وكان الله شاكرا عليما ١٤٧

ખરેખર મોનાફેકો ખુદાને છેતરે છે,
પણ ખુદા તેઓની છેતરપિંડીની સઝા
આપનાર છે; અને જ્યારે તેઓ નમાઝ
પઢવા ઉભા થાય છે ત્યારે તેઓ સુસ્ત
ઉભા રહે છે. તેઓ માત્ર માણસોને
દેખાડે છે અને તેઓ જૂજ સિવાય
ખુદાને યાદ કરતા નથી. ૧૪૨. તેઓ
આ બે વચ્ચે ઢચુપચુ છે; નહિ આ લોકો
તરફ, અને નહિ આ લોકો તરફ. પણ
જેને ખુદા આડે રસ્તે દોરે છે ( રહેવા
દે છે ) તેને માટે તું કાંઈ રસ્તો જોઇશ
નહિ. ૧૪૩. હે મોમેનો, તમે કાફેરોને
મોમેનોને બદલે દોસ્ત તરીકે લ્યો નહિ.
શું તમે ઇચ્છો છો કે તમેજ તમારી
પોતાની વિરૂધ્ધ ખુદાને ચોખ્ખી સાબેતી
આપો? ૧૪૪. ખરેખર મોનાફેકો આગના
સૌથી નીચેના વર્ગમાં રહેશે, અને તું
તેઓને માટે કદી મદદગાર જોઇશ
નહિ. ૧૪૫. પણ જેઓ પશ્ચાત્તાપ કરે
છે, અને પોતાના કામનો સુધારો કરે
છે, અને ખુદાને દ્રઢ વળગી રહે છે,
અને પોતાના ધર્મને ખુદાની બંદગી
માટે શુધ્ધ કરે છે, તેઓ મોમેનોની
સાથે છે; અને જલદીથી ખુદા મોમેનોને
મ્હોટો બદલો આપશે. ૧૪૬. ખુદા
તમને શું કામ શિક્ષા કરે જો તમે
આભાર માનો અને ઇમાન લાવો? અને
ખુદા આભાર માનનારાઓને બદલો
આપનાર ( અને ) દાના છે. ૧૪૭.

ثُمَّ ازْدَادُوا كُفْرًا لَّمْ يَكُنِ اللَّهُ لِيَغْفِرَ لَهُمْ
وَلَا لِيَهْدِيَهُمْ سَبِيلًا ١٣٧ بَشِّرِ الْمُنَافِقِينَ
بِأَنَّ لَهُمْ عَذَابًا أَلِيمًا ١٣٨ الَّذِينَ يَتَّخِذُونَ
الْكَافِرِينَ أَوْلِيَاءَ مِن دُونِ الْمُؤْمِنِينَ أَيَبْتَغُونَ
عِندَهُمُ الْعِزَّةَ فَإِنَّ الْعِزَّةَ لِلَّهِ جَمِيعًا ١٣٩ وَقَدْ
نَزَّلَ عَلَيْكُمْ فِي الْكِتَابِ أَنْ إِذَا سَمِعْتُمْ
آيَاتِ اللَّهِ يُكْفَرُ بِهَا وَيُسْتَهْزَأُ بِهَا فَلَا تَقْعُدُوا
مَعَهُمْ حَتَّىٰ يَخُوضُوا فِي حَدِيثٍ غَيْرِهِ
إِنَّكُمْ إِذًا مِّثْلُهُمْ إِنَّ اللَّهَ جَامِعُ الْمُنَافِقِينَ
وَالْكَافِرِينَ فِي جَهَنَّمَ جَمِيعًا ١٤٠ الَّذِينَ
يَتَرَبَّصُونَ بِكُمْ فَإِن كَانَ لَكُمْ فَتْحٌ مِّنَ اللَّهِ
قَالُوا أَلَمْ نَكُن مَّعَكُمْ وَإِن كَانَ لِلْكَافِرِينَ
نَصِيبٌ قَالُوا أَلَمْ نَسْتَحْوِذْ عَلَيْكُمْ وَنَمْنَعْكُم مِّنَ
الْمُؤْمِنِينَ فَاللَّهُ يَحْكُمُ بَيْنَكُمْ يَوْمَ الْقِيَامَةِ وَلَن
يَجْعَلَ اللَّهُ لِلْكَافِرِينَ عَلَى الْمُؤْمِنِينَ سَبِيلًا ١٤١

પછી કાફ્રેરપણુમાં વધતા ગયા, તો ખુદા તેઓને કદી માફ કરશે નહિ, અને તેઓને કદી સત્ય માર્ગ દેખાડશે નહિ. ૧૩૭. મોનાફ્રેકોને ખુશખબર આપ કે તેઓને માટે દુઃખદાયક સજા છે, ૧૩૮. કે જેઓ કાફ્રેરોને મોમેનોને બદલે દોસ્ત તરીકે લે છે. શું તેઓ તેમની પાસેથી માન મેળવવા માગે છે? ખરેખર માન સઘળું તો ખુદાનેજ છે. ૧૩૯. અને ખરેખર તમારી ઉપર આ કેતાબમાં નીચે મોકલ્યું છે કે જ્યારે તમે સાંભળો કે ખુદાની આયાતનો એનકાર કરવામાં આવે છે અને તેને હસી કાઢવામાં આવે છે ત્યારે તેઓની સાથે તમે બેસો નહિ જ્યાંસુધી કે તેઓ તે સિવાય બીજી વાતચીત શરૂ કરે, કારણ કે તમે ત્યારે તેમનાજેવા થશો. ખરેખર ખુદા મોનાફ્રેકો અને કાફ્રેરો સઘળાને જહન્નમમાં એકઠા કરનાર છે, ૧૪૦. કે જેઓ તમારી ઉપર આફતની રાહ જુએ છે. પછી જો તમને ખુદા તરફથી કાંઇ જીત મળે તો તેઓ કહે છે કે શું અમે તમારી સાથે ન હોતા? અને જો કાફ્રેરોનું જીતનું નસીબ હોય, તો તેઓ કહે છે કે શું અમે તમારા કરતાં વધારે બળવાન ન હોતા અને શું અમે તમને મોમેનોથી બચાવ્યા નથી? પછી ખુદા તમારી વચ્ચે કયામતને દિવસે હોકમ કરશે અને ખુદા કાફ્રેરો માટે મોમેનો વિરૂધ્ધ કદી રસ્તો કરશે નહિ. ૧૪૧.

જો તેની મરજી હોય તો, હે માણસો, તે તમને સઘળાને લઇ લેશે અને બીજાઓને લાવશે, અને ખુદા આ કામ કરવા શક્તિમાન્ છે. ૧૩૩. જે કોઇ આ દુનિયાનો બદલો મેળવવાની ઇચ્છા રાખતો હોય તો ખુદા પાસે આ દુનિયાનો તેમજ આવતી ઝિંદગીનો બદલો છે, અને ખુદા સાંભળનાર (અને) જોનાર છે. ૧૩૪. હે મોમેનો તમે ન્યાયપૂર્વક ઉભા રહી ખુદા વાસ્તે સાક્ષી પૂરો, અગર જો કે તે તમારી પોતાની વિરૂધ્ધ અથવા માબાપ અને સગાંવહાલાંની (વિરૂધ્ધ) હોય. તેઓ જોઇએ તો તવંગર હોય કે ગરીબ હોય. કારણ કે ખુદા તેઓ બન્ને (ની મસલહત જાણવાને) વધારે યોગ્ય છે, માટે તમારી મન-ઇચ્છા પ્રમાણે ચાલો નહિ કે જેથી તમે ન્યાયથી આડા જાઓ, અને જો તમે જીભ વાળી લ્યો (ખોટી સાક્ષી પૂરો) અથવા મ્હોં ફેરવો તો ખરેખર ખુદા જે તમે કરો છો તે જાણનાર છે. ૧૩૫. હે મોમેનો ખુદાને અને તેના પેયગમ્બરને અને તે કેતાબ કે જે ખુદાએ પોતાના પેયગમ્બર ઉપર નીચે મોકલી છે અને તે કેતાબ કે જે તેણે તે અગાઉ મોકલી છે તે સઘળાને માનો; અને જે ખુદાને અને તેના ફેરેસ્તાઓને અને તેની કેતાબોને અને તેના પેયગમ્બરોને અને છેલ્લા દિવસને માનતો નથી તે ખરેખર આડે માર્ગે જઇ લાંબી (મ્હોટી) ભૂલમાં પડયો છે. ૧૩૬. ખરેખર જેઓ ઇમાન લાવ્યા, પછી કાફેર થયા, પછી ઇમાન લાવ્યા પછી કાફેર થયા,

إن يشأ يذهبكم ايها الناس ويأت بآخرين
وكان الله على ذلك قديرا ١٣٣ من كان يريد
ثواب الدنيا فعند الله ثواب الدنيا والآخرة
وكان الله سميعا بصيرا ١٣٤ يا أيها الذين
امنوا كونوا قوامين بالقسط شهداء لله
ولو على انفسكم او الوالدين والاقربين
ان يكن غنيا او فقيرا فالله اولى بهما فلا
تتبعوا الهوى ان تعدلوا وان تلووا او
تعرضوا فان الله كان بما تعملون خبيرا ١٣٥
يا ايها الذين امنوا امنوا بالله ورسوله
والكتاب الذي نزل على رسوله
والكتاب الذى انزل من قبل ومن
يكفر بالله وملائكته وكتبه ورسله
واليوم الآخر فقد ضل ضلالا بعيدا ١٣٦
ان الذين امنوا ثم كفروا ثم امنوا ثم كفروا

اواعراضا فلا جناح عليهما ان
يصلحا بينهما صلحا والصلح خير
واحضرت الانفس الشح وان تحسنوا
وتتقوا فان الله كان بما تعملون خبيرا ١٢٨
ولن تستطيعوا ان تعدلوا بين النساء
ولو حرصتم فلا تميلوا كل الميل فتذروها
كالمعلقة وان تصلحوا وتتقوا فان الله كان
غفورا رحيما ١٢٩ وان يتفرقا يغن الله
كلامن سعته وكان الله واسعا حكيما ١٣٠
ولله مافى السموات ومافى الارض ولقد
وصينا الذين اوتوا الكتاب من قبلكم
واياكم ان اتقوا الله وان تكفروا فان لله
مافى السموات ومافى الارض وكان الله
غنيا حميدا ١٣١ ولله مافى السموات ومافى
الارض وكفى بالله وكيلا ١٣٢

અથવા તેનાથી મ્હોં ફેરવશે તો તે બન્ને ઉપર કાંઈ ગુનાહ નથી કે તેઓ પોતાની વચ્ચે સલાહથી સમાધાન કરે, અને સલાહ વધારે સારી છે, અને માણસોના મનનું વલણ (સ્વાભાવિક રીતે) કંજુસાઇ તરફ રાખવામાં આવ્યું છે, પણ જો તમે ભલાઇથી વર્તો અને પરહીઝગારી રાખો તો ખરેખર જે તમે કરોછો તે ખુદા જાણનાર છે. ૧૨૮. અને તમે કદી શકિતમાન્ નથી કે તમે તમારી સ્ત્રીઓ વચ્ચે ન્યાયથી વર્તો અગર જો કે તેમ કરવા તમે ઇચ્છાતુર હો; તેથી તમારૂં સઘળું વલણ એકજ તરફ કરો નહિ કે જેથી તમે બીજીને લટકતી જેવી રાખો. પણ જો તમે સલાહ કરો, અને ડર રાખો તો ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૧૨૯. અને જો તેઓ બન્ને એકબીજાથી જુદા પડે તો ખુદા પોતાની બહોળી ઉદારતાથી દરેકને તવંગર કરશે અને ખુદા ઉદાર (અને) સત્ય કરનાર છે. ૧૩૦. અને જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે ખુદાનુંજ છે; અને બેશક જેઓને તમારી અગાઉ કેતાબ આપવામાં આવી હતી તેઓને તેમજ તમને અમે વસીયત (હોકમ) કર્યો છે કે ખુદાનો ડર રાખો; અને જો તમે કાફેર થાઓ તો ખરેખર જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે ખુદાનુંજ છે, અને ખુદા તવંગર અને સ્તુત્ય છે. ૧૩૧. અને જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે ખુદાનુંજ છે, અને ખુદા નેગહબાન બસ છે. ૧૩૨.

وَلِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ
وَكَانَ اللّٰهُ بِكُلِّ شَىْءٍ مُّحِيْطًا ١٢٦
وَيَسْتَفْتُوْنَكَ فِى النِّسَآءِ قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ
فِيْهِنَّ وَمَا يُتْلٰى عَلَيْكُمْ فِى الْكِتٰبِ فِىْ يَتٰمَى
النِّسَآءِ الّٰتِىْ لَا تُؤْتُوْنَهُنَّ مَا كُتِبَ لَهُنَّ
وَتَرْغَبُوْنَ اَنْ تَنْكِحُوْهُنَّ وَالْمُسْتَضْعَفِيْنَ
مِنَ الْوِلْدَانِ وَاَنْ تَقُوْمُوْا لِلْيَتٰمٰى بِالْقِسْطِ
وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ فَاِنَّ اللّٰهَ كَانَ بِهٖ
عَلِيْمًا ١٢٧ وَاِنِ امْرَاَةٌ خَافَتْ مِنْ بَعْلِهَا
نُشُوْزًا

અને જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે ખુદાનુંજ છે. અને ખુદા સર્વ ચીઝને (જ્ઞાનથી) ઘેરી લેનાર છે. ૧૨૬. અને તેઓ સ્ત્રીઓ (ના વારસા વિષે) વિષે ત્હારી પાસે ફતવા માગે, છે કહે ખુદા તમને તેઓ વિષે હોકમ આપે છે, અને તેમજ તમારી પાસે કેતાબમાં માબાપ વગરની સ્ત્રીઓ બાબત જે વાંચવામાં આવ્યું છે, કે જે સ્ત્રીઓને માટે જે લખેલું છે તે તમે આપતા નથી, અને જેઓને તમે (વારસા ખાવા માટે) પરણવાની ઇચ્છા રાખોછો તેના સંબંધમાં, અને નબળા છોકરાંઓના સંબંધમાં, અને માબાપ વગરનાં છોકરાંઓનો ન્યાયથી વહીવટ ચલાવવાના સંબંધમાં (ખુદા હોકમ આપે છે); અને જે ભલું તમે કરોછો તે ખરેખર ખુદા જાણનાર છે. ૧૨૭. અને જો કોઈ સ્ત્રીને બ્હીક હોય કે તેનો ધણી તેની સાથે સંપથી વર્તશે નહિ,

તેઓએ કોથળામાં ઝીણી ધોળી રેતી ભરી, અને પછી તેઓ શેહેરમાં આવ્યા. તેઓને કામમાં ફતેહ મળી નથી એવી હઝરત એબ્રાહીમને ખબર પડવાથી તે નિરાશ થઇને મસ્જેદમાં નમાઝ પડવા ગયા, તેની ઓરત "સારા" જે તે વખતે ઉંઘી ગઇ હતી તે જાગી અને જે બન્યું હતું તેની કંઇ ખબર તેણીને નહિ હોવાથી તેણે એક કોથળો ખોલ્યો, તો તેમાં સારો લોટ તેણીને માલુમ પડયો, તેથી તેણીએ તરતજ તેના રોટલા કર્યા. જ્યારે હઝરત એબ્રાહીમ ઘરે આવ્યા અને તેને નવા રોટલાની વાસ આવી ત્યારે તેણે તેણીને પૂછ્યું કે "તું લોટ કયાંથી લાવી"? તેણીએ જવાબ આપયો કે "મેસર દેશના તમારા દોસ્ત પાસેથી" હઝરત એબ્રાહીમે કહ્યું કે "નહિ આ લોટ મ્હારા દોસ્ત ખુદા પાસેથી આવ્યો છે" તેથી હઝરત એબ્રાહીમ "ખલીલોલ્લાહ" એટલે "ખુદાનો દોસ્ત" એ નામથી ઓળખાય છે.

وَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ سَنُدْخِلُهُمْ
جَنَّاتٍ تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ
فِيهَا أَبَدًا وَعْدَ اللَّهِ حَقًّا وَمَنْ أَصْدَقُ
مِنَ اللَّهِ قِيلًا ١٢٢ لَيْسَ بِأَمَانِيِّكُمْ وَلَا
أَمَانِيِّ أَهْلِ الْكِتَابِ مَنْ يَعْمَلْ سُوءًا يُجْزَ بِهِ
وَلَا يَجِدْ لَهُ مِنْ دُونِ اللَّهِ وَلِيًّا وَلَا نَصِيرًا ١٢٣
وَمَنْ يَعْمَلْ مِنَ الصَّالِحَاتِ مِنْ ذَكَرٍ أَوْ أُنْثَى
وَهُوَ مُؤْمِنٌ فَأُولَٰئِكَ يَدْخُلُونَ الْجَنَّةَ وَلَا
يُظْلَمُونَ نَقِيرًا ١٢٤ وَمَنْ أَحْسَنُ دِينًا مِمَّنْ
أَسْلَمَ وَجْهَهُ لِلَّهِ وَهُوَ مُحْسِنٌ وَاتَّبَعَ مِلَّةَ إِبْرَاهِيمَ
حَنِيفًا وَاتَّخَذَ اللَّهُ إِبْرَاهِيمَ خَلِيلًا ١٢٥

અને જેઓએ ઈમાન આણ્યું છે, અને સારાં કૃત્યો કર્યાં છે તેઓને જલદીથી અમે બેહેશ્તની વાડીઓમાં દાખલ કરીશું, જેની નીચે નદીઓ વ્હેહે છે; તેમાં તેઓ કાયમ નિરંતર રહેનાર છે. ખુદાએ સત્ય વચન આપ્યું છે, અને ખુદા કરતાં વેણમાં વધારે સાચો કોણ છે? ૧૨૨. (તે વચન) તમારી પોતાની ઇચ્છાઓ, તેમજ કેતાબના લોકોની ઇચ્છાઓ ઉપર નથી.* જે કોઈ દુષ્ટ કામ કરે છે તેને તેનો બદલો આપવામાં આવશે, અને ખુદા સિવાય બીજો કોઇ દોસ્ત કે મદદગાર તેને મળશે નહિ. ૧૨૩. અને જે કોઇ સારાં કૃત્યો કરે છે તે પુરૂષ કે સ્રી હોય અને તે મોમેન હોય તો તેઓ જન્નતની વાડીઓમાં દાખલ થશે, અને તેઓની ઉપર તરણા જેટલો પણ ઝોલમ કરવામાં આવશે નહિ. ૧૨૪. અને તેના કરતાં ધર્મમાં વધારે સારો કોણ છે કે જેણે પોતાના પંડને ખુદાને શરણ કર્યો છે, અને સારાં કૃત્ય કરનાર છે અને એબ્રાહીમના સત્ય ધર્મ હનીફ પ્રમાણે ચાલ્યો છે? અને ખુદાએ એબ્રાહીમને પોતાના દોસ્ત તરીકે લીધો છે. § ૧૨૫.

* યહુદી અને ખ્રિસ્તિઓએ મુસલમાન જોડે તકરાર કરી કહ્યું કે અમારો ધર્મ પહેલો છે, અને તેથી અમારા સિવાયનો બીજો કોઈપણ માણસ બેહેશ્તમાં જશે નહિ, તેથી આ ફકરો વહ્ય કરવામાં આવ્યો.

§ દુકાળની વખતે હઝરત એબ્રાહીમે મેસર દેશમાં રહેનાર પોતાના મિત્રને ત્યાંથી દાણા મંગાવ્યા, પણ તેના મિત્રે ના પાડી એવું કહીને કે હઝરત એબ્રાહીમને તેના કુટુંબ માટે જોઈતા નથી, પણ તેની હમેશની મેહેમાનગતિની રીત પ્રમાણે પોતાના મેહેમાનોમાં તથા ગરીબ લોકોમાં વહેંચવા માટે જોઇએ છે. જે ચાકરોની સાથે હઝરત એબ્રાહીમે આ સંદેશો મોકલ્યો હતો તેઓ ખાલી હાથે પાછા આવતા શરમાયા, તેને લીધે અને ઘણા ગરીબ લોકો તેઓના આવવાની રાહ જુએ છે

إن يدعون من دونه الا اناثا وان
يدعون الا شيطانا مريدا ١١٧
لعنه الله وقال لاتخذن من عبادك نصيبا
مفروضا ١١٨ ولاضلنهم ولامنينهم
ولامرنهم فليبتكن اذان الانعام
ولامرنهم فليغيرن خلق الله ومن يتخذ
الشيطان وليا من دون الله فقد خسر
خسرانا مبينا ١١٩ يعدهم ويمنيهم وما
يعدهم الشيطان الا غرورا ١٢٠ اولئك
ماوىهم جهنم ولا يجدون عنها محيصا ١٢١

તેઓ ખુદા વગર સ્ત્રીઓ* (નું રૂપ આપેલી મૂર્તિઓ) સિવાય બીજા કોઇની બંદગી કરતા નથી, અને અવજ્ઞા કરનાર શેતાન સિવાય બીજા કોઇની તેઓ બંદગી કરતા નથી. ૧૧૭. ખુદાએ તેને લઅનત કરી છે, અને શેતાને કહ્યું કે હું ખચિત્ ત્હારા બંદાઓમાંથી મુકરર થએલો ભાગ લઇ લઇશ. ૧૧૮. અને તેઓને ખચિત્ આડે માર્ગે હું દોરીશ, અને તેઓનામાં ખોટી ઇચ્છાઓ ઉત્પન્ન કરીશ, અને તેઓની ઉપર હોકમ ચલાવીશ, પછી તેઓ ઢોરોના કાન ચીરશે,§ અને હું તેઓને નક્કી હોકમ કરીશ, પછી તેઓ ઝરૂર ખુદાએ પેદા કરેલાં માણસોનાં રૂપમાં ફેરફાર કરશે;† અને જે કોઇ ખુદા સિવાય શેતાનને દોસ્ત ગણે છે તે ખરેખર ચોખ્ખું નુકસાન ખમ્યો છે. ૧૧૯. તે તેઓને વચન આપે છે, અને તેઓને ખોટી આશામાં નાંખે છે,, અને શેતાન છેતરપીંડી સિવાય બીજું વચન તેઓને આપતો નથી. ૧૨૦. આ લોકોનુંજ રહેઠાણ જહન્નમ છે, અને તેઓને ત્યાંથી નાસી જવાનો રસ્તો મળશે નહિ. ૧૨૧.

---

* લાત, મનાત, ઉઝ્ઝા વગેરે મૂર્તિઓના જેવી. એવું કહેવામાં આવ્યું છે કે અરબ લોકો સ્ત્રીના આકારની મૂર્તિઓ બનાવતા હતા. કેટલાક કહે છે કે તેનો અર્થ ફેરેશ્તા થાય છે કારણ કે ઘણાખરાં અરબો તેઓને ખુદાની દીકરીઓ કહેતા.

§ આ અરબ લોકોનો એક રિવાજ હતો કે તેઓની મૂર્તિઓને અર્પણ કરેલાં જાનવરોના કાન તેઓ ચીરતા.

† કેટલાક કહે છે કે શરીરના ઘાટ અને અવયવ બદલવાથી જેવા કે ખસી કરવાથી, શરીર અને ચહેરા ઉપર છૂંદણાં પાડવાથી, અથવા સૃષ્ટિક્રમ વિરુધ્ધ ગુનાહ કરવાથી વગેરે.

ولولا فضل الله عليك ورحمته لهمت
طائفة منهم ان يضلوك وما يضلون الا
انفسهم وما يضرونك من شئ وانزل
الله عليك الكتاب والحكمة وعلمك
ما لم تكن تعلم وكان فضل الله عليك
عظيما ١١٣ لاخير في كثير من نجويهم
الا من امر بصدقة اومعروف اواصلاح
بين الناس ومن يفعل ذلك ابتغاء
مرضات الله فسوف نؤتيه اجرا عظيما ١١٤
ومن يشاقق الرسول من بعد ما تبين
له الهدى ويتبع غير سبيل المؤمنين نوله
ما تولى ونصله جهنم وساءت مصيرا ١١٥
ان الله لا يغفر ان يشرك به ويغفر ما دون
ذلك لمن يشاء ومن يشرك بالله فقد ضل
ضلالا بعيدا ١١٦

અને જો ખુદાની કૃપા અને દયા ત્હારી ઉપર ન હોત, તો તેઓમાંની એક ટુકડીએ એવો નિશ્ચય કર્યો હતો કે તને ભુલમાં નાંખે અને તેઓ પોતાના સિવાય કોઇને આડે માર્ગે લઇ જતા નથી, અને તેઓ તને કાંઇ નુકસાન પહોંચાડી શકતા નથી, અને ખુદાએ ત્હારી ઉપર કેતાબ અને જ્ઞાન નીચે મોકલ્યું છે, અને તું જે પોતાની મેળે જાણી શકતો નહોતો તે, તેણે તને શીખવ્યું છે, અને ખુદાની મેહેરબાની ત્હારી ઉપર ઘણીજ છે. ૧૧૩. જે કોઇ દાન આપવાનું અથવા તો સારાં કામ કરવાનું, અથવા માણસોમાં સમાધાની કરવાનું ફરમાવે છે, તે સિવાય તેઓની ઘણીખરી ખાનગી વાતોમાં કાંઇ સાર નથી. અને જે કોઇ આ કામ ખુદાની ખુશી મેળવવા માટે કરે છે તો જલદીથી અમે તેને મ્હોટો બદલો આપીશું. ૧૧૪. અને જે, તેને માટે રસ્તો ખુલ્લો કરવામાં આવ્યા પછી, પેગમ્બરની વિરૂધ્ધ જાય છે, અને મોમેનોના રસ્તાથી ઉલટો ચાલે છે, તેને જે તે દોસ્ત રાખે છે તે અમે આપીશું, અને અમે તેને દુઝખમાં નાંખીશું, અને તે એક પાછા ફરવાની ખરાબ જગ્યા છે. ૧૧૫. ખરેખર ખુદા પોતાની સાથે બીજાને ભાગીદાર માનવાના પાપને માફ કરશે નહિ, અને આ સિવાય, જેને માટે તે ચાહે તેના બીજા પાપો માફ કરશે; પણ જે કોઇ ખુદાની સાથે બીજાને શરીક કરે છે તે ખરેખર લાંબી (મ્હોટી) ભુલમાં પડયો છે. ૧૧૬.

તેઓ માણસોથી શરમાય છે, અને ખુદાથી શરમાતા નથી જોકે ખુદા તેઓની સાથે છે, જે વખતે કે તેઓ રાત્રે જે વાતોથી ખુદા રાઝી નથી તેનો વિચાર કરી તદબીર કરે છે; § અને જે તેઓ કરે છે તેને ખુદા જ્ઞાનથી ઘેરી લેનાર છે. ૧૦૮. હા, આ તમેજ છો કે જેઓ આ દુનિયાની ઝિંદગી વિષે તેમના તરફથી તકરાર કરતા હતા, પણ તેમને માટે ખુદા સાથે કયામતને દિવસે કોણ તકરાર કરશે? અથવા તેમને માટે સંભાળ લેનાર કોણ છે? ૧૦૯. અને જે કોઈ દુષ્ટ કામ કરે છે, અથવા પોતાની ઉપર ઝોલમ કરે છે, પછી ખુદા પાસે માફી માગે છે તેને માલુમ પડશે કે ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૧૧૦. અને જે કોઇ ગુનાહ કમાય છે તે ખરેખર તે પાપ પોતાની વિરૂધ્ધજ કમાય છે, અને ખુદા દાના (અને) સત્ય કરનાર છે. ૧૧૧. અને જે કોઇ ગુનાહ અથવા પાપ કમાય છે પછી નિર્દોષ ઉપર તેનું તહોમત નાંખે છે, તેણે ખરેખર ખોટા તહોમતનો અને ચોખ્ખા પાપનો બોજો ઉપાડયો છે. ૧૧૨.

يستخفون من الناس ولا يستخفون
من الله وهو معهم اذ يبيتون مالا
يرضى من القول وكان الله بما
يعملون محيطا ١٠٨ هاانتم هؤلاء
جادلتم عنهم فى الحيوة الدنيا
فمن يجادل الله عنهم يوم القيمة ام من
يكون عليهم وكيلا ١٠٩ ومن يعمل
سوء او يظلم نفسه ثم يستغفر الله يجد الله
غفورا رحيما ١٠٠ ومن يكسب اثما فانما
يكسبه على نفسه وكان الله عليما حكيما ١١١
ومن يكسب خطيئة او اثما ثم يرم به
بريا فقد احتمل بهتانا واثما مبينا ١١٢

હઝરત પેયગમ્બર ફેંસલો આપે એવી તેઓએ આશા રાખી; અને જ્યારે તેઓએ સાક્ષીઓ ઉભા કર્યા ત્યારે હઝરત પેયગમ્બરે તેમાના લાભમાં ફેંસલો આપવા ઇચ્છયું, તે વખતે આ ફકરો વહી કરવામાં આવ્યો.

§ કારણ કે હઝરત પેયગમ્બરને કયી રીતે છેતરવા તે બાબત બનુ-ઝફર રાત્રે તદબીર કરી વિચાર ચલાવતા હતા.

ولا تهنوا في ابتغآء القوم ان تكونوا تألمون
فانهم يألمون كما تألمون وترجون من الله ما لا
يرجون وكان الله عليما حكيما ١٠٤
انا انزلنا اليك الكتاب بالحق لتحكم
بين الناس بما ارىك الله ولا تكن
للخائنين خصيما ١٠٥ واستغفر الله ان الله
كان غفورا رحيما ١٠٦ ولا تجادل عن
الذين يختانون انفسهم ان الله لا يحب
من كان خوانا اثيما ١٠٧

અને તમે (કાફેર) કોમને શોધી કાઢવામાં આળસ કરો નહિ.* જો તમને દુઃખ થયું છે તો ખરેખર તેઓને પણ દુઃખ થયું છે, જેમ તમને દુઃખ થયું છે. અને તમે ખુદા પાસેથી એવી આશા રાખો છો કે જેની તેઓ આશા રાખતા નથી અને ખુદા દાના (અને) સુત્ય કરનાર છે. ૧૦૪. ખરેખર અમે ત્હારી તરફ સત્યતાથી કેતાબ નીચે મોકલી છે, એટલા માટે કે તું માણસો વચ્ચે ખુદાએ જે બતાવ્યું છે તે વડે હોકમ કરે, અને અપ્રમાણિક માણસો માટે તું (બીજાનો) દુશ્મન થા નહિ. ૧૦૫. અને ખુદાની માફી માગ, ખરેખર ખુદા માફી આપનાર (અને) મેહેરબાન છે. ૧૦૬. અને જેઓ પોતપોતામાં અપ્રમાણિકપણે વર્તે છે તેઓની ખાતર તું તકરાર કર નહિ; ખરેખર ખુદા જે અપ્રમાણિક§ (અને) પાપી છે તેને ચ્હાતો નથી. ૧૦૭.

* ઓહોદની લડાઇ પછી હમરાઉલ-અસદના યુધ્ધ વખતે જ્યારે હઝરત પેયગમ્બરે દુશ્મનોની પુછવાડે જવા ઇચ્છયું અને મોમેનો ઘાયલ થયા હતા અને તેઓની પાછળ જવાને નારાઝ હતા ત્યારે આ આયા વહ્ય કરવામાં આવી.

§ "તૈમા" નામના એક મુસલમાને પોતાના પાડોશી "કેતાદા" ના ઘરમાંથી બખ્તર ચોર્યું કે જેમાં લોટની કોથળી હતી, અને તેણે એક યહુદીના ઘરમાં અમાનત મૂક્યું. તૈમા ઉપર શક આવવાથી તેની પાસેથી બખ્તર માગવામાં આવ્યું, પણ તેણે જવાબ આપ્યો કે હું તે વિષે કાંઈ જાણતો નથી. પણ કોથળીમાં કાણું હોવાથી જે રસ્તે લોટ વેરાયો હતો તે રસ્તાની નિશાની લઈ તેઓ તે યહુદીને ઘેર ગયા ત્યાં તેઓએ તે બખ્તર શોધી લઈ લીધું અને યહુદી ઉપર ચોરીનું તહોમત મૂક્યું, પણ તૈમા પાસેથી તેને તે મળેલું છે એવા સાક્ષીઓ તે લાવ્યો, તેથી આ બાબત હઝરત પેયગમ્બર પાસે રજુ કરવામાં આવી. તૈમાની કોમ બનુ-ઝફરને પોતાની ઝાતના માણસ ઉપર આવો શરમ ભરેલો ગુનાહ સાબેત થાય અને યહુદી છૂટી જાય તે પસંદ પડયું નહિ. તેઓએ આ બાબત તકરાર કરવા માંડી અને યહુદીની વિરૂધ્ધ અને પોતાના લાભમાં

فاذاسجدوافليكونوا من وراٸكم ولتأت
طاٸفة اخرى لم يصلوا فليصلوا معك
وليأخذوا حذرهم واسلحتهم ود الذين
كفروالوتغفلون عن اسلحتكم وامتعتكم
فيميلون عليكم ميلة واحدة ولا جناح
عليكم ان كان بكم اذى من مطراو كنتم
مرضى ان تضعوا اسلحتكم وخذوا
حذركم ان الله اعد للكافرين عذابا مهينا ١٠٢
فاذا قضيتم الصلوة فاذكروا الله قياما
وقعودا وعلى جنوبكم فاذا اطماننتم
فاقيموا الصلوة ان الصلوة كانت على
المؤمنين كتابا موقوتا ١٠٣

પછી જ્યારે તેઓ (નમાઝ પઢનારાઓ) સેજદો કરે ત્યારે તેઓએ તમારી પછવાડે ઊભારહેવું જોઇએ અને બીજી ટુકડી, જે નમાઝ પઢી નથી, તેણે આવવું જોઇએ, અને તેઓએ ત્હારી સાથે નમાઝ પઢવી જોઇએ, અને તેઓએ પોતાના હથિયાર અને શસ્ત્રો સાથે લેવાં જોઇએ. કાફેરો એવું ઇચ્છે છે કે જો તમે તમારાં હથિયાર અને સાંમાનથી ગાફેલ રહો તો તેઓ એકદમ તમારી ઉપર તૂટી પડી હુમલો કરે; અને તમારી ઉપર કાંઈ પાપ નથી, જો તમને વરસાદથી કાંઇ અડચણ થતી હોય અથવા તમે માંદા હો, (ને તેથી) તમે હથિયાર નીચે મૂકી દો, પણ તમારાં અંગ રક્ષક હથિયારો સાથે રાખજો. ખરેખર ખુદાએ કાફેરો માટે હલકાઈ પમાડનાર સઝા તૈયાર કરી છે. ૧૦૨. પછી જ્યારે તમે તમારી નમાઝ પૂરી કરી રહ્યા હો ત્યારે ખુદાને યાદ કરો, ઉભા હો, કે બેઠા હો, કે તમારા પડખાભર હો. પણ જ્યારે તમે નિર્ભય થાઓ ત્યારે નમાઝ પૂરેપૂરી પઢો. ખરેખર નમાઝ મોમેનો ઉપર ચોકસ વખતે પઢવા વાજેબ થએલ છે. ૧૦૩.

---

તે તકનો લાભ લેવા શદ જેવી જોઇએ, એવો વિચાર કર્યો, પણ તે વખતે જેબરાઇલે આવી હઝરત પેગમ્બરને તેઓની ધારણાની ખબર આપી અને આ ફકરો આણ્યો. જોખમની ધાસ્તી વખતે નમાઝ ઓછી કરવાના કાયદા મુસલમાન કેતાબોમાંથી જણવામાં આવશે, કારણ કે તેઓ તેમાં જુદી જુદી રીતે વર્ણવેલા છે.

ومن يخرج من بيته مهاجرا الى
الله ورسوله ثم يدركه الموت فقد
وقع اجره على الله وكان الله غفورا
رحيما ١٠٠ واذا ضربتم فى الارض فليس
عليكم جناح ان تقصروا من الصلوة ان
خفتم ان يفتنكم الذين كفروا ان الكافرين
كانوا لكم عدوا مبينا ١٠١ واذا كنت فيهم
فاقمت لهم الصلوة فلتقم طائفة منهم
معك وليأخذوا اسلحتهم

અને જે પોતાના ઘરમાંથી બહાર નીકળી ખુદા અને તેનાં પેયગમ્બર તરફ જાય છે, પછી જેને મોત ( રસ્તામાં ) પકડી પાડે છે, § ખરેખર તેનો બદલો ખુદા ઉપર છે ,અને ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૧૦૦. અને જ્યારે તમે પૃથ્વીમાં સફર કરતા હો ત્યારે તમારી ઉપર કાંઇ ગુનાહ નથી કે તમે તમારી નમાઝ ઓછી કરો‡ જો તમે બ્હીતા હો કે કાફેરો તમને ઓચિંતા આવી મારી નાંખે. ખરેખર કાફેરો તમારે માટે ઉઘાડા દુશ્મન છે. ૧૦૧. અને જ્યારે તું તેઓની સાથે હો, પછી તેમને નમાઝ પઢાવવા ઇચ્છતો હો, ત્યારે તેઓમાંની એક ટૂકડીએ ત્હારી સાથે ઉભા રહેવું જોઇએ, અને તેઓએ પોતાના હથિયારો સાથે લેવા જોઇએ,

ફેરેસ્તાઓ તેઓનો જીવ લેતા હતા ત્યારે તેઓએ તેમને આ ઉપરનો સવાલ પૂછ્યો.

§ આ ફકરો જોન્દા-બેન-ઝમરાના સંબંધમાં વહી કરવામાં આવ્યો. જ્યારે તેણે મક્કા છોડી મદિને જવાનો હોકમ સાંભળ્યો, ત્યારે તે માંદો હોવાથી તેના છોકરાઓ તેને ખાટલામાં નાંખીને લઇ ગયા. તેણે મદિને પહોંચ્યા પહેલાં પોતાનો અંત નઝદિક આવ્યો છે એવું જાણીને જમણો હાથ ડાબા હાથ ઉપર માર્યો; અને ખુદા તથા તેના પેયગમ્બરમાં પોતાનું ઇમાન છે એવી દ્રઢ પ્રતિજ્ઞા ઝાહેર કરીને મરણ પામ્યો.

‡ આ નમાઝ " સલાતોલખૌફ " કહેવાય છે, એટલે કે નમાઝ પઢતી વખતે કાંઇ જોખમની બ્હીક હોય તો તેવી સ્થિતિમાં પઢવાની નમાઝ. એક વખત હઝરત પેયગમ્બર લડવા ગયા હતા. પછી જ્યારે બે લશ્કરો સામસામા આવ્યાં, ત્યારે બપોરની નમાઝ પઢવાનો વખત હતો, તેથી હઝરત પેયગમ્બર અને તેની સાથેના મુસલમાનો નમાઝ પઢવા ઉભા થયા અને તે પૂરી થયા બાદ કાફેરો દિલગીર થયા કે તે વખતનો લાભ લઇ તેઓની ઉપર હુમલો કર્યો હોત તો કેવું સારૂં ? પણ તેઓના જાણવામાં આવ્યું કે હજી તેમને બીજી નમાઝ પઢવાની છે તેથી તેઓએ

درجات منه ومغفرة ورحمة وكان الله
غفورا رحيما ٩٦ ان الذين توفيهم
الملائكة ظالمي انفسهم قالوا فيم كنتم
قالوا كنا مستضعفين في الارض قالوا
الم تكن ارض الله واسعة فتهاجروا فيها
فاولئك ماويهم جهنم وساءت مصيرا ٩٧
الا المستضعفين من الرجال والنساء
والولدان لا يستطيعون حيلة ولا يهتدون
سبيلا ٩٨ فاولئك عسى الله ان يعفو
عنهم وكان الله عفوا غفورا ٩٩ ومن
يهاجر في سبيل الله يجد في الارض
مراغما كثيرا وسعة

( તે બદલો ) ખુદા તરફથી મ્હોટા દરજાઓ અને ક્ષમા અને દયા છે; અને ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૯૬. ખરેખર જેઓનો જીવ ફેરેશ્તાઓએ લીધો ( અને ) જેઓ પોતાના જીવ ઉપર ઝોલમગારો હતા તેઓને તેઓએ કહ્યું કે તમે શેમાં હતા * ? તેઓએ કહ્યું કે અમે પૃથ્વીમાં અશક્ત માણસો હતા, તેઓએ કહ્યું કે શું ખુદાની પૃથ્વી વિશાળ નહોતી કે તમે દેશ છોડી તેમાં મુસાફેરી કરો ? માટે આ લોકો એવા છે કે જેઓનું રહેઠાણ દુઝખ છે; અને તે એક પાછા ફરવાની ખરાબ જગ્યા છે. ૯૭. પણ ખરેખર નબળાં પુરૂષો અને સ્ત્રીઓ અને છોકરાં કે જેઓ કંઈ યુક્તિ કરી શકતાં નથી, અને જેઓ કાંઇ રસ્તો જાણતાં નથી, ૯૮. ( તેથી તેઓએ દેશ છોડયો નથી ) તેઓને ખુદા કદાચ માફ કરે, અને ખુદા દરગુઝર કરનાર (અને) ક્ષમા કરનાર છે. ૯૯. અને જે ખુદાને રસ્તે દેશ છોડી જાય છે તેને પૃથ્વી ઉપર ઘણી આરામની જગ્યાઓ અને પુષ્કળ ખોરાક મળશે,

* એટલે તમે ધર્મ બાબતમાં કયા પક્ષ સાથે હતા, મોશરેકો સાથે કે મોમેનો સાથે ? આ આયાત કહેવાનું કારણ એ હતું કે કેટલાક મુસલમાનો મક્કામાં ઉપરથી એસ્લામ ધર્મ ધારણ કર્યો છે એમ બતાવતા હતા, અને તેઓ શક્તિમાન હતા તોપણ હેજરત વખતે મક્કા છોડી મદિને ગયા નહિ. પણ જ્યારે કોરેશ લોકો બદરની લડાઈમાં જતા હતા ત્યારે તેઓ તેમની સાથે ગયા, અને મુસલમાનોએ તેઓને કાપી નાંખ્યા. આ આયાત તેઓના સંબંધમાં છે અને જ્યારે

وَلَا تَقُولُوا لِمَنْ اَلْقَىٰ اِلَيْكُمُ
السَّلَامَ لَسْتَ مُؤْمِنًا تَبْتَغُونَ عَرَضَ
الْحَيٰوةِ الدُّنْيَا فَعِنْدَ اللّٰهِ مَغَانِمُ كَثِيرَةٌ
كَذٰلِكَ كُنْتُمْ مِنْ قَبْلُ فَمَنَّ اللّٰهُ عَلَيْكُمْ
فَتَبَيَّنُوا اِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُونَ خَبِيرًا ٩٤
لَا يَسْتَوِى الْقَاعِدُونَ مِنَ الْمُؤْمِنِينَ غَيْرُ
اُولِى الضَّرَرِ وَالْمُجَاهِدُونَ فِى سَبِيلِ اللّٰهِ
بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فَضَّلَ اللّٰهُ الْمُجَاهِدِينَ
بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ عَلَى الْقَاعِدِينَ دَرَجَةً
وَكُلًّا وَعَدَ اللّٰهُ الْحُسْنٰى وَفَضَّلَ اللّٰهُ
الْمُجَاهِدِينَ عَلَى الْقَاعِدِينَ اَجْرًا عَظِيمًا ٩٥

અને જે તમને (એસ્લામ પ્રમાણે) સલામ કરે તેને એમ કહો નહિ કે તું મોમેન નથી. શું તમે આ દુનિયાની ક્ષણભંગુર ઝિંદગીના સાધન ઈચ્છો છો? ત્યારે ખુદા પાસે ઘણા ફાયદાકારક સાધનો છે, આવાજ તમે અગાઉ હતા પણ ખુદાએ તમારી ઊપર આભાર કર્યો છે ત્યારે પૂરેપૂરી તપાસ કરો. ખરેખર તમે જે કરોછો તે ખુદા જાણનાર છે, ૯૪. શારીરિક ઇજા સિવાય મોમેનોમાંના ઘેર બેસી રહેનારાઓ અને ખુદાને રસ્તે પોતાના ધન અને તનથી જેહાદ કરનારાઓ સરખા નથી. ખુદાએ ધન અને તનથી ધર્મ યોધ્ધાઓને ઘેર બેસી રહેનારાઓ ઊપર ઘણે દરજ્જે શ્રેષ્ઠતા આપી છે, અને સઘળાને ખુદાએ સારો બદલો આપવા વાયદો આપ્યો છે, અને ખુદાએ જેહાદ કરનારાઓને ઘરે બેસી રહેનારાઓ કરતાં મ્હોટો બદલો વધારે આપ્યો છે. ૯૫.

ફરકી નામનો એક મુસલમાન હતો, આ મુસલમાન ફોજ છે એમ નહિ જાણવાથી તે પર્વત ઉપર નાસી ગયો, પણ જ્યારે તેને માલુમ પડયું કે એ મુસલમાન ફોજ છે ત્યારે તે પર્વત ઉપરથી નીચે ઉતર્યો; એટલે મુસલમાન ફોજના સરદાર ઉસામાએ તેની ઉપર એકદમ હલ્લો કરી તેને મારી નાંખ્યો, અને તેની મીલ્કત લૂંટી લીધી. જ્યારે આ વાત હઝરત પેયગમ્બરને જાહેર કરવામાં આવી, ત્યારે તે દિલગીર થયો, અને તેણે ઉસામાને ઠપકો દીધો જેથી ઉસામાને પસ્તાવો થયો અને પોતાને માટે ખુદા તરફથી માફી માગવા માટે તેણેં હઝરત પેયગંમ્બરને અરઝ કરી, તે વખતે આ ફકરો વહ્ય કરવામાં આવ્યો.

وَمَن قَتَلَ مُؤْمِنًا خَطَأً فَتَحْرِيرُ رَقَبَةٍ
مُؤْمِنَةٍ وَدِيَةٌ مُسَلَّمَةٌ إِلَىٰ أَهْلِهِ إِلَّا أَن
يَصَّدَّقُوا فَإِن كَانَ مِن قَوْمٍ عَدُوٍّ لَّكُمْ
وَهُوَ مُؤْمِنٌ فَتَحْرِيرُ رَقَبَةٍ مُؤْمِنَةٍ وَإِن
كَانَ مِن قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُم مِّيثَاقٌ فَدِيَةٌ
مُسَلَّمَةٌ إِلَىٰ أَهْلِهِ وَتَحْرِيرُ رَقَبَةٍ مُؤْمِنَةٍ فَمَن
لَّمْ يَجِدْ فَصِيَامُ شَهْرَيْنِ مُتَتَابِعَيْنِ تَوْبَةً مِّنَ
اللَّهِ وَكَانَ اللَّهُ عَلِيمًا حَكِيمًا ٩٢ وَمَن يَقْتُلْ
مُؤْمِنًا مُتَعَمِّدًا فَجَزَاؤُهُ جَهَنَّمُ خَالِدًا فِيهَا
وَغَضِبَ اللَّهُ عَلَيْهِ وَلَعَنَهُ وَأَعَدَّ لَهُ عَذَابًا
عَظِيمًا ٩٣ يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا إِذَا ضَرَبْتُمْ
فِي سَبِيلِ اللَّهِ فَتَبَيَّنُوا

અને જે, કોઇ મોમિનને ભૂલથી મારી નાંખે તો તેણે એક મોમેન ગુલામને છૂટો કરવો જોઇએ. અને ખુનની કિમત પૂરેપૂરી તેના વારસોના કબઝામાં આપી દેવી જોઇએ, પણ જો તેઓ માફ કરે તો કાંઇ નહિ. પછી જો તે ( મરનાર ) તમારા દુશ્મનની કોમમાંથી હોય, અને મારનાર મોમેન હોયતો તેની ઉપર એક મોમેન ગુલામને છૂટો કરવાની ફરજ છે અને જો મરનાર તે કોમમાંથી હોય; કે જેની અને તમારી વચ્ચે કરાર હોય, તો મારનારે મરનારના વારસોના કબઝામાં ખુનની કિમત આપી દેવી જોઇએ, અને એક મોમેન ગુલામને છૂટો કરવો જોઇએ; પણ જે તે કરવાને શકિતમાન્ ન હોય તેણે ઉપરાઉપરી બે મહિના સુધી રૂઝા રાખવાં જોઇએ. આ તોબા માટે ખુદા તરફથી હોકમ છે; અને ખુદા દાના ( અને ) હોકમ કરનાર છે. ૯૨. અને જે કોઇ જાણી જોઇને મોમનને મારી નાંખે છે તેને માટે સઝા જહન્નમ છે; તેમાં તે સદાકાળ રહેનાર છે. અને ખુદા તેની ઉપર કોપાયમાન થયો છે અને તેણે તેને પોતાની રહમતથી દૂર કર્યો છે, અને તેને માટે મ્હોટી શિક્ષા તેયાર કરી છે. ૯૩. હે મોમેનો, જ્યારે તમે ખુદાને રસ્તે સફર કરતા હો,* ત્યારે પૂરેપૂરી તપાસ કરો,

---

હારેસ મદિને ગયો, અને એસ્લામ ધર્મ સ્વીકાર્યો, ત્યારે આયેશને તેની ખબર નહોતી, તેથી તે તેને એક દિવસ મદિનાના મહલ્લામાં મળ્યો ત્યારે તેણે તેને મારી નાંખ્યો અને જ્યારે તેણે એક મુસલમાનને મારી નાંખ્યો છે એવી તેને ખબર પડી, ત્યારે તે બહુ પસ્તાયો અને સઝાને માટે હઝરત પેયગમ્બર પાસે આવ્યો.

* હઝરત પેયગમ્બરે એક કાફેર કોમની સામે લડવાને લશ્કર મોકલ્યું. તે કોમમાં મરદાસ

الا الذين يصلون الى قوم بينكم وبينهم
ميثاق اوجاءوكم حصرت صدورهم ان
يقاتلوكم او يقاتلوا قومهم ولوشاء الله
لسلطهم عليكم فلقاتلوكم فان اعتزلوكم
فلم يقاتلوكم والقوا اليكم السلم فما جعل الله
لكم عليهم سبيلا ٩٠ ستجدون اخرين
يريدون ان يامنوكم ويامنوا قومهم كلما
ردوا الى الفتنة اركسوا فيها فان لم
يعتزلوكم ويلقوا اليكم السلم ويكفوا
ايديهم فخذوهم واقتلوهم حيث ثقفتموهم
واولئكم جعلنا لكم عليهم سلطانا مبينا ٩١
وما كان لمؤمن ان يقتل مؤمنا الا خطأ

પણ જેઓ તે કોમનો આશ્રય લેવા જાય છે કે જેની અને તમારી વચ્ચે કરાર છે, અથવા જેઓ તમારી પાસે આવે, અને તમારી સાથે લડવા અથવા પોતાની કોમની સામે લડવા જેઓનું મન સંકોચાતું હોય (તેમને મારવા નહિ), અને જો ખુદાની મરજી હોત તો તેણે તેમને તમારા ઉપર સત્તા આપી હોત. પછી તેઓ તમારી સાથે લડયા હોત, પણ જો તેઓ તમારાથી વેગળા રહે, પછી તમારી સાથે લડે નહિ, અને સલાહનું કામ તમારા તરફ નાંખે (સલાહ માગે) તો ખુદાએ તમારે માટે તેઓના ઉપર કાંઇ રસ્તો આપ્યો નથી. ૯૦. તમે જલદીથી બીજાઓને જોશો કે જેઓ ઇચ્છે છે કે તેઓ તમારી તરફથી સલામતી મેળવે, અને પોતાની કોમ તરફથી પણ નિર્ભય રહે. જ્યારે તેઓને ફેતના (કાફેરપણા) તરફ ફેરવવામાં આવે છે ત્યારે તેઓ તે તરફ ફરે છે, પણ જો તેઓ તમારાંથી વેગળા રહે નહિ, અને સલાહનું કામ તમારી તરફ નાંખે નહિ (સલાહ માગે નહિ) અને પોતાના હાથને (લડાઇ કરવામાંથી) અટકાવે નહિ, તો તેઓને પકડો અને જ્યાં તમે તેઓને મળો ત્યાં તેઓને મારી નાંખો, અને આ લોકો તેઓજ છે કે જેઓની ઉપર અમે તમારે માટે સ્પષ્ટ સત્તા મુકરર કરી છે. ૯૧. § ભૂલથી મારી નાંખે તે સિવાય કોઇ મોમેનને યોગ્ય નથી કે તે કોઇ મોમેનને મારી નાંખે,

§ આ ફકરો આયેશ-બેન-અબી-રબીઆના સંબંધમાં વહી કરવામાં આવ્યો છે. તે હેજર પહેલાં મુસલમાન થયો હતો અને રાત્રે જાનોમાનો મદિને નાસી ગયો. તેનો કાકો હારેસ તેની પછવાડે ગયો, તેણે તેને લલચાવીને પાછો આણ્યો, અને સખ્તાઈ કરીને એસલામ ધર્મ છોડી દેવાને તેને સમજાવ્યો તે મૂર્તિપૂજક થયો, પણ જ્યારે તેના કાકાએ તેને ઠપકો દીધો, ત્યારે તેણે ફરીથી એસ્લામ ધર્મ ગ્રહણ કર્યો અને વખત આવે ત્યારે તેને મારી નાંખવાના સોગંદ ખાધા. જ્યારે

اللہ لاالہ الاھو لیجمعنکم الی یوم القیمۃ
لاریب فیہ ومن اصدق من اللہ حدیثا ۸۷
فمالکم فی المنافقین فئتین واللہ ارکسھم
بما کسبوا اتریدون ان تھدوا من اضل اللہ
ومن یضلل اللہ فلن تجد لہ سبیلا ۸۸
ودوا لو تکفرون کما کفروا فتکونون
سوآء فلا تتخذوا منھم اولیآء حتی
یھاجروا فی سبیل اللہ فان تولوا فخذوھم
واقتلوھم حیث وجدتموھم ولا تتخذوا
منھم ولیا ولا نصیرا ۸۹

અલ્લાહ તેના સિવાય બીજો ખુદા નથી તે ખચિત્ તમને સઘળાને ક્યામતને દિવસે ભેગા કરશે, તે દિવસમાં કાંઇ શક નથી. અને ખુદા કરતાં શબ્દોમાં વધારે સાચો કોણ છે? ૮૭. ત્યારે તમને શું છે કે મોનાફેકો વિષે તમે બે પક્ષ થઇ ગયા છો? ¶ અને ખુદાએ જે તેઓ કમાયા છે તેને લીધે તેમને રદ કર્યા છે. શું તમે એવું ઇચ્છો છો કે તમે તેને સિધો રસ્તો બતાવો કે જેને ખુદાએ આડે માર્ગે રહેવા દીધો છે? અને જેને ખુદાએ આડે રસ્તે દોર્યો છે તેને માટે તું ખચિત્ રસ્તો જોઇશ નહિ. ૮૮. તેઓ ઇચ્છે છે કે તમે કાફેર થાઓ જેવી રીતે તેઓ કાફેર થયા છે, જેથી તમે સઘળા સરખા થાઓ, માટે તમે તેઓમાંના કોઇને દોસ્ત તરીકે લ્યો નહિ જ્યાંસુધી કે તેઓ ખુદાને રસ્તે દેશ છોડી ચાલી નીકળે; પછી જો તેઓ મ્હોં ફેરવે તો તેમને પકડો અને જ્યાં તેઓ તમને મળે ત્યાં તેમને મારી નાંખો, અને તેઓમાંના કોઇને મિત્ર અને મદદગાર તરીકે લ્યો નહિ. ૮૯.

કોઇ મુસલમાન સલામ કરી માન આપે તો બદલામાં તેને વધારે માનના શબ્દો વાપરી જવાબ આપો; જેમ કે તમને કોઇ "સલામ-આલેકુમ" કહે તો તમારે જવાબમાં "સલામ-આલેકુમ-વ-રહમતુલ્લાહ" કહેવું.

¶ કેટલાક કહે છે કે જ્યારે કેટલાક મુસલમાનોએ મદિનાની હવા માફક નથી એવો ઢોંગ કરી બીજે જવાની ઇચ્છા બતાવી અને ખરેખર તેઓ શેહેર છોડી ચાલ્યા ગયા અને પછી મૂર્તિપૂજકોની સાથે મળી ગયા ત્યારે આ ફકરો વહી કરવામાં આવ્યો. વળી કેટલાક કહે છે કે ઓહોદના યુધ્ધમાં કેટલાક મુસલમાનો હઝરત પેયગમ્બરનો પક્ષ છોડી ચાલ્યા ગયા હતા, તેથી તે લોકોને કાફેર કહેવા કે નહિ તે બાબત મુસલમાનોમાં મતભેદ થયો તે વખતે આ ફકરો વહી કરવામાં આવ્યો.

وَإِذَا جَاءَهُمْ أَمْرٌ مِنَ الْأَمْنِ أَوِ الْخَوْفِ
أَذَاعُوا بِهِ وَلَوْ رَدُّوهُ إِلَى الرَّسُولِ وَإِلَى
أُولِي الْأَمْرِ مِنْهُمْ لَعَلِمَهُ الَّذِينَ يَسْتَنْبِطُونَهُ
مِنْهُمْ وَلَوْلَا فَضْلُ اللَّهِ عَلَيْكُمْ وَرَحْمَتُهُ
لَاتَّبَعْتُمُ الشَّيْطَانَ إِلَّا قَلِيلًا ٨٣ فَقَاتِلْ فِي
سَبِيلِ اللَّهِ لَا تُكَلَّفُ إِلَّا نَفْسَكَ وَحَرِّضِ
الْمُؤْمِنِينَ عَسَى اللَّهُ أَنْ يَكُفَّ بَأْسَ الَّذِينَ
كَفَرُوا وَاللَّهُ أَشَدُّ بَأْسًا وَأَشَدُّ تَنْكِيلًا ٨٤
مَنْ يَشْفَعْ شَفَاعَةً حَسَنَةً يَكُنْ لَهُ نَصِيبٌ
مِنْهَا وَمَنْ يَشْفَعْ شَفَاعَةً سَيِّئَةً يَكُنْ لَهُ
كِفْلٌ مِنْهَا وَكَانَ اللَّهُ عَلَى كُلِّ شَيْءٍ مُقِيتًا ٨٥
وَإِذَا حُيِّيتُمْ بِتَحِيَّةٍ فَحَيُّوا بِأَحْسَنَ مِنْهَا
أَوْ رُدُّوهَا إِنَّ اللَّهَ كَانَ عَلَى كُلِّ شَيْءٍ حَسِيبًا ٨٦

અને જ્યારે તેઓની પાસે સહિસલામતીના અથવા બ્હીકના કાંઈ ખબર આવે ત્યારે તેઓ તે જાહેર કરે છે; અને જો તેઓ પેયગમ્બર તરફ અને તેઓમાંના જેઓ હોકમની સત્તા રાખનારા છે તેઓના તરફ તે રજુ કરે તો તેઓમાંના જેઓ સાચા સમાચાર મેળવવા યત્ન કરે છે તેઓ તે જાણે. અને જો તમારા ઉપર ખુદાની મેહેરબાની અને તેની દયા નહોત તો તમે જુજ સિવાય શેતાનની પાછળ ચાલ્યા હોત. ૮૩. ત્યારે તું ખુદાને રસ્તે લડ, તારા પોતાના સિવાય § બીજા કોઈને (જેહાદ માટે) તકલીફ કરવામાં આવી નથી, અને મોમેનોને ઉશ્કેર, કદાચ ખુદા કાફેરોની (લડાઈની) સખતાઈ અટકાવે, અને ખુદા હેબતમાં વધારે જબ્બર છે અને શિક્ષા કરવામાં વધારે સખત છે. ૮૪. જે કોઈ સારી દરખાસ્ત કરે છે તેને માટે તેમાંથી ભાગ છે, અને જે કોઈ ખરાબ દરખાસ્ત કરે છે તેને માટે તેમાંથી કાંઈ ભાગ છે; અને ખુદા સઘળી ચીજો ઉપર નેગહબાન છે. ૮૫. અને જ્યારે તમને સલામ કરવામાં આવે ત્યારે તેના કરતાં વધારે સારી સલામ કરો,* અથવા તેવીજ સલામ પાછી વાળો, ખરેખર ખુદા સઘળી ચીજો ઉપર હિસાબ રાખનાર છે. ૮૬.

§ બદરના ન્હાના યુધ્ધમાં જ્યારે કેટલાક મુસલમાનો લડવા જવાને બીધા, અને કેટલાક જવાને નારાજ હતા, તે વખતે આ ફકરો નાજલ કરવામાં આવ્યો હતો. અને હજરત પેયગમ્બર જોકે એકલા હતા તો પણ તેને જવાનો આ વખતે હોકમ થયો હતો. * એટલે કે જો તમને

وان تصبهم حسنة يقولوا هذه من عندالله
وان تصبهم سيئة يقولوا هذه من عندك
قل كل من عند الله فمال هؤلاء
القوم لايكادون يفقهون حديثا ٧٨
ما اصابك من حسنة فمن الله وما
اصابك من سيئة فمن نفسك وارسلناك
للناس رسولا وكفى بالله شهيدا ٧٩
من يطع الرسول فقد اطاع الله ومن
تولى فما ارسلناك عليهم حفيظا ٨٠
ويقولون طاعة فاذا برزوا من عندك
بيت طائفة منهم غير الذى تقول والله
يكتب مايبيتون فاعرض عنهم وتوكل
على الله وكفى بالله وكيلا ٨١ افلا
يتدبرون القران ولوكان من عند غير
الله لوجدوا فيه اختلافا كثيرا ٨٢

અને જો તેઓ (મોનાફેકો) ને કાંઇ સુખ મળે તો તેઓ કહેશે કે આ ખુદા પાસેથી છે, અને જો તેઓને કાંઇ દુઃખ પડે તો તેઓ કહેશે કે આ ત્હારી પાસેથી છે. કહે કે સઘળું ખુદા પાસેથી છે; માટે આ લોકોને શું છે કે તેઓ એવા છે, કાંઇ વાત સમજી શકતા નથી. ૭૮. જે સુખ તને મળે છે તે ખુદા તરફથી છે અને જે દુઃખ ત્હારા ઉપર આવી પડે છે તે ત્હારા પોતાના તરફથીજ છે, અને અમે તને માણસો માટે પેયગમ્બર તરીકે મોકલ્યો છે, અને ખુદા સાક્ષી બસ છે. ૭૯. જે કોઇ પેયગમ્બરનો હોકમ ઉઠાવે છે તેણે ખરેખર ખુદાનો હોકમ ઉઠાવ્યો છે, અને જે મ્હોં ફેરવે છે તેઓના ઉપર તને નેગહબાન તરીકે મોકલ્યો નથી. ૮૦. અને તેઓ કહે છે કે (અમારે) હોકમ ઉઠાવવાનો છે; પણ જ્યારે તેઓ ત્હારી પાસેથી બ્હાર જાય છે ત્યારે તેમાંનો એક ભાગ તું બોલ્યો તેનાથી ઉલટો રાતે વિચાર ચલાવે છે, પણ તેઓ રાતે જે તદબીર ચલાવે છે તે ખુદા લખી લે છે, માટે તેમનાં તરફથી મ્હોં ફેરવ, અને ખુદા ઉપર આધાર રાખ. અને ખુદા રક્ષક તરીકે બસ છે. ૮૧. શું તેઓ કોરઆન વિષે વિચાર કરતા નથી? અને જો ખુદા સિવાય બીજા તરફથી તે આવ્યું હોત તો ખચિત્ તેમાં તેઓને ઘણો તફાવત માલુમ પડત. ૮૨.

واجعل لنا من لدنك وليا واجعل لنا
من لدنك نصيرا ٧٥ الذين امنوا يقاتلون
في سبيل الله والذين كفروا يقاتلون
في سبيل الطاغوت فقاتلوا اولياء
الشيطان ان كيد الشيطان كان ضعيفا ٧٦
الم تر الى الذين قيل لهم كفوا ايديكم
واقيموا الصلوة واتوا الزكوة فلما كتب
عليهم القتال اذا فريق منهم يخشون
الناس كخشية الله او اشد خشية وقالوا
ربنا لم كتبت علينا القتال لولا اخرتنا
الى اجل قريب قل متاع الدنيا قليل
والاخرة خير لمن اتقى ولا تظلمون
فتيلا ٧٧ اين ما تكونوا يدرككم الموت
ولو كنتم في بروج مشيدة

અને તું અમારે માટે તારી પાસેથી એક દોસ્ત મોકલ, અને અમારે માટે ત્હારી પાસેથી એક મદદગાર મોકલ. ૭૫. જેઓ ઇમાન લાવ્યા છે તેઓ ખુદાને રસ્તે લડે છે અને જેઓ કાફેર થયાં છે તેઓ તાગુતને રસ્તે લડે છે, માટે શેતાનના દોસ્તોને મારીનાંખો, ખરેખર શેતાનનાં કાવતરાં નબળાં છે. ૭૬. શું તેં તેઓને જોયા નથી કે જેઓને કહેવામાં આવ્યું કે તમે તમારા હાથ ( લડવામાંથી ) અટકાવો, અને નમાઝ પઢો, અને ઝકાત આપો, પછી જ્યારે તેઓના ઉપર લડાઇ લખવામાં આવી ત્યારે તેઓમાંનો એક ભાગ માણસોથી ડરતો હતો જેવી રીતે કે ખુદાથી ડરવું જોઇએ અથવા તે કરતાં પણ વધારે ડર રાખ્યો, અને કહ્યું કે હે અમારા પરવરદેગાર શા માટે તેં અમારા ઉપર લડાઈ લખી ? શા માટે નજદીક આવનાર મોત સુધી અમને રહેવા દીધા નહિ ? કહે કે આ દુનિયાના વૈભવના સાધનો જુજ છે અને આવતી ઝિંદગી જે પરહીઝ કરે છે તેને માટે વધારે સારી છે, અને તમારા ઉપર તરણા‡ જેટલો પણ ઝોલમ કરવામાં આવશે નહિ. ૭૭. તમે ગમે ત્યાં હો તોપણ મોત તમને પકડી પાડશે, અગર જો કે તમે મજબુત બાંધેલા કિલ્લાઓમાં હો;

‡ આ શબ્દ માટે આજ પ્રકરણની ૪૮ મી આયાતનું ટિપ્પણ જુઓ.

يا ايها الذين امنوا خذوا حذركم
فانفروا ثبات اوانفروا جميعا ٧١ وان
منكم لمن ليبطئن فان اصابتكم مصيبة
قال قدانعم الله على اذ لم اكن معهم
شهيدا ٧٢ ولئن اصابكم فضل من الله
ليقولن كان لم تكن بينكم وبينه مودة
يليتني كنت معهم فافوز فوزا عظيما ٧٣
فليقاتل فى سبيل الله الذين يشرون
الحيوة الدنيا بالاخرة ومن يقاتل فى
سبيل الله فيقتل اويغلب فسوف نؤتيه
اجرا عظيما ٧٤ ومالكم لا تقاتلون فى
سبيل الله والمستضعفين من الرجال
والنساء والولدان الذين يقولون ربنا
اخرجنا من هذه القرية الظالم اهلها

હે મોમેનો, તમારાં હથિયાર લ્યો, ટુકડીએ ટુકડીએ બ્હાર જાઓ અથવા બધા મળીને બ્હાર જાઓ. ૭૧. અને ખરેખર તમારામાંનો કોઇ એવો છે કે જે પછવાડે રહે છે, જો તમારા ઉપર કાંઇ આફત આવી પડે તો કહે છે કે ખરેખર ખુદાએ મ્હારા ઉપર મેહેરબાની કરી છે કારણ કે હું તેમની સાથે હાજર નહોતો. ૭૨. પણ જો તમારા ઉપર ખુદા તરફથી મેહેરબાની આવે તો તે ખચિત્ કહેશે, જાણે કે તમારી અને તેની વચ્ચે કંઇ દોસ્તી નહોતી, કે હું ઇચ્છું છું કે હું તેઓની સાથે હોત કે જેથી મ્હેં મ્હોટો લાભ મેળવ્યો હોત. ૭૩. માટે તેઓએ ખુદાને રસ્તે લડવું જોઇએ કે જેઓ આ દુનિયાની ઝિંદગી આવતી ઝિંદગીને બદલે વેચી નાંખે છે; અને જે ખુદાને રસ્તે લડે છે, પછી તે મરાઇ જાય અથવા જય મેળવે તો અમે તેને જલદીથી મ્હોટો બદલો આપીશું. ૭૪. અને તમને શું છે કે તમે ખુદાને રસ્તે તેમજ નબળા પુરૂષો† અને સ્ત્રીઓ અને છોકરાંને માટે લડતા નથી, કે જેઓ કહે છે કે હે અમારા પરવરદેગાર અમને આ ગામ કે જ્યાંના લોકો ઝાલમગાર છે, તેમાંથી અમને બ્હાર કાઢ,

† આ મોમેનો હતા કે જેઓને હેજરા પછી મુર્તિપૂજકોએ મક્કામાં રોકયા હતા, અથવા તો પૈસાની તંગીને લીધે જેઓ આશ્રયને માટે મદિને જતાં અટકયા હતા.

فلا وربك لا يؤمنون حتى يحكموك فيما
شجر بينهم ثم لا يجدوا في انفسهم حرجا مما
قضيت ويسلموا تسليما ٦٥ ولو انا كتبنا
عليهم ان اقتلوا انفسكم او اخرجوا من
دياركم ما فعلوه الا قليل منهم ولو انهم
فعلوا ما يوعظون به لكان خيرا لهم
واشد تثبيتا ٦٦ واذا لاتيناهم من لدنا اجرا
عظيما ٦٧ ولهديناهم صراطا مستقيما ٦٨
ومن يطع الله والرسول فاولئك مع
الذين انعم الله عليهم من النبيين والصديقين
والشهداء والصالحين وحسن اولئك
رفيقا ٦٩ ذلك الفضل من الله وكفى
بالله عليما ٧٠

પણ નહિ, તારા પરવરદેગારના સોગંદ છે કે તેઓ (સત્ય) ઇમાન લાવશે નહિ, જ્યાંસુધી કે તેઓ પોતાની વચ્ચે જે તકરાર ઉત્પન્ન થઇ છે તેના ચુકાદા માટે તને હુકમ* તરીકે કબૂલ રાખે, પછી તેઓને પોતાનાં અંતઃકરણમાં તેં જે ચુકાદો આપ્યો છે તેને વિષે કાંઇ તંગી (શંકા) રહે નહિ અને તને પૂરેપૂરા આધીન થાય. ૬૫. અને જો અમે તેઓના 'ઉપર લખ્યું' હોત કે તમે તમારામાં એકબીજાને મારી નાંખો અથવા તો તમે ઘરમાંથી એક બીજાને બહાર હાંકી કાઢો તો તેઓમાંના થોડા શિવાય એમ કરત નહિ. અને જો, તેઓને જે શિખામણ આપવામાં આવે છે તે પ્રમાણે તેઓએ કર્યું હોત તો ખચિત્ તે તેઓને માટે વધારે સારૂં અને તેઓની (ઇમાનની) દ્રઢતાને વધારે મજબૂતાઇ હોત. ૬૬. અને ત્યારેજ અમે તેમને અમારી પાસેથી ખચિત્ મ્હોટો બદલો આપત. ૬૭. અને અમે તેઓને સિધ્ધો રસ્તો બતાવત. ૬૮. અને જે ખુદાનો અને પેયગમ્બરનો હોકમ ઉઠાવે છે તેઓ તેઓની સાથે રહેશે કે જેઓના ઉપર ખુદાએ મેહેરબાની કરી છે; જેવા કે પેયગમ્બરો, અને સાચું બોલનારાઓ, અને ધર્મ માટે જીવ આપનારાઓ, અને પવિત્ર માણસો અને તેઓ મિત્ર તરીકે અતિઉત્તમ છે. ૬૯. આ ખુદા તરફથી મેહેરબાની છે, અને ખુદા જાણનાર બસ છે. ૭૦.

*. સુરા ૪, આયા ૩૪ મીનું ટિપ્પણ જુઓ.

وَاِذَا قِيۡلَ لَهُمۡ تَعَالَوۡا اِلٰى مَاۤ اَنۡزَلَ اللّٰهُ
وَاِلَى الرَّسُوۡلِ رَاَيۡتَ الۡمُنٰفِقِيۡنَ يَصُدُّوۡنَ
عَنۡكَ صُدُوۡدًا ٦١ فَكَيۡفَ اِذَاۤ اَصَابَتۡهُمۡ
مُّصِيۡبَةٌ ۢ بِمَا قَدَّمَتۡ اَيۡدِيۡهِمۡ ثُمَّ جَآءُوۡكَ
يَحۡلِفُوۡنَ بِاللّٰهِ اِنۡ اَرَدۡنَاۤ اِلَّاۤ اِحۡسَانًا وَّ
تَوۡفِيۡقًا ٦٢ اُولٰٓئِكَ الَّذِيۡنَ يَعۡلَمُ اللّٰهُ مَا فِىۡ
قُلُوۡبِهِمۡ فَاَعۡرِضۡ عَنۡهُمۡ وَعِظۡهُمۡ وَقُلۡ
لَّهُمۡ فِىۡۤ اَنۡفُسِهِمۡ قَوۡلًا ۢ بَلِيۡغًا ٦٣
وَمَاۤ اَرۡسَلۡنَا مِنۡ رَّسُوۡلٍ اِلَّا لِيُطَاعَ بِاِذۡنِ
اللّٰهِ وَلَوۡ اَنَّهُمۡ اِذۡ ظَّلَمُوۡۤا اَنۡفُسَهُمۡ جَآءُوۡكَ
فَاسۡتَغۡفَرُوا اللّٰهَ وَاسۡتَغۡفَرَ لَهُمُ الرَّسُوۡلُ
لَوَجَدُوا اللّٰهَ تَوَّابًا رَّحِيۡمًا ٦٤

અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે ખુદાએ જે નીચે મોકલ્યું છે તેના તરફ અને પેયગમ્બરની તરફ આવો ત્યારે તું મોનાફેકોને જુએ છે કે તેઓ ત્હારા તરફથી મ્હોં ફેરવી પાછા હઠે છે. ૬૧. પછી તેઓ કેમ કરશે કે જ્યારે તેઓના ઉપર તેઓના હાથે જે આગળ કર્યું છે તેને લીધે આફત આવી પડે? પછી તેઓ ત્હારી પાસે આવે છે, અને ખુદાના સોગંદ ખાય છે કે ભલાઈ અને સલાહ સંપ સિવાય અમારો (બીજો કાંઈ) એરાદો નહોતો. ૬૨. આ તેઓજ છે જે જેઓનાં અંતઃકરણમાં જે છે તે ખુદા જાણે છે; માટે તેઓ તરફથી મ્હોં ફેરવ અને તેઓને શિખામણ આપ અને તેમને પોતાને વિષે અસરકારક શબ્દો કહે. ૬૩. અને અમે કોઈ પેયગમ્બર નીચે મોકલ્યો નથી, એવા કારણ સિવાય કે ખુદાની રજાથી તેનો હોકમ ઉઠાવવામાં આવે અને જો તેઓ જે વખતે પોતાના ઉપર પોતે ઝોલમ કર્યો છે તે વખતે ત્હારી પાસે આવ્યા હોત, પછી તેઓએ ખુદા પાસે માફી માગી હોત, અને પેયગમ્બરે પણ તેઓને માટે ખુદા પાસે માફી માગી હોત, તો તેઓને ખચિત માલૂમ પડયું હોત કે ખુદા તોબા સ્વીકારનાર (અને) મેહેરબાન છે. ૬૪.

બાબત તફસીર લખનારા જૂદા જૂદા મત આપે છે. કેટલાક કહે છે કે તેનો અર્થ ફોજના સરદારો થાય છે, અને કેટલાક કહે છે કે તેનો અર્થ વિદ્વાન માણસો થાય છે કે જેઓના ધર્મ સંબંધી કાયદાના ફેસલા કબૂલ રાખી તેને અનુસરવું જોઇએ. પણ શીઆ એવું માને છે કે તેનો સંબંધ બાર એમામ જે તેઓના ધર્મ ઉપરીઓ છે તેની સાથે છે.

ان الله يأمركم ان تؤدوا الامانات الى اهلها
واذا حكمتم بين الناس ان تحكموا بالعدل
ان الله نعما يعظكم به ان الله كان
سميعا بصيرا ٥٨ يآايها الذين امنوآ
اطيعوا الله واطيعوا الرسول واولى
الامر منكم فان تنازعتم فى شئ
فردوه الى الله والرسول ان كنتم
تؤمنون بالله واليوم الاخر ذلك خير
واحسن تاويلا ٥٩ الم تر الى الذين
يزعمون انهم امنوا بما انزل اليك وما
انزل من قبلك يريدون ان يتحاكموا الى
الطاغوت وقد امروآ ان يكفروا به ويريد
الشيطان ان يضلهم ضلالا بعيدا ٦٠

ખરેખર ખુદા તમને હોકમ કરે છે કે તમને સોંપેલી અમાનત તેના માલેકને તમે પાછી આપો, અને જ્યારે તમે માણસો વચ્ચે હોકમ કરો ત્યારે ન્યાયથી હોકમ કરો. ખરેખર ખુદા જે વડે તમને શિખામણ આપે છે તે ઉત્તમ છે. ખરેખર ખુદા સાંભળનાર (અને) જોનાર છે. ૫૮. હે મોમેનો, ખુદાનો હોકમ ઉઠાવો, અને પેયગમ્બરનું તથા તમારામાંના હોકમની સત્તા રાખનારાનું § ફરમાન ઉઠાવો, પછી જ્યારે કાંઇ ચીઝ વિષે તમે એક બીજાની વિરૂદ્ધ થાઓ ત્યારે તે બાબત ખુદા અને તેના પેયગમ્બર આગળ રજુ કરો, જો તમે ખુદા અને છેલ્લા દિવસને માનતા હો તો. આ વધારે સારૂં અને પરિણામે ઉત્તમ છે. ૫૯. શું તેં તેઓને જોયા નથી કે જેઓ ધારે છે કે જે ત્હારા તરફ નીચે મોકલવામાં આવ્યું છે અને જે ત્હારી અગાઉ નીચે મોકલવામાં આવ્યું છે તેને પોતે માન્યું છે? તેઓ ઇચ્છે છે કે તેઓ પોતાનો ચુકાદો તાગુત † પાસે કરાવે, અગર જોકે તેઓને હોકમ થયો છે કે તેઓ તેને માને નહિ. અને શેતાન ઇચ્છે છે કે તે તેઓને ભૂલાવી લાંબી (મ્હોટી) ભૂલમાં નાંખે. ૬૦.

† આ ઠેકાણે "તાગુત" શબ્દ કઅબ-એન-અશરફને માટે વપરાયેલ છે કે જેને એક મોનાફેક પોતાને યહુદી સાથે થયેલા કજયાંનો ફેસલો આપવા માટે ન્યાયાધીશ તરીકે માગતો હતો; અગર જોકે હઝરત પેયગમ્બર તેનો ફેસલો આપી શકયા હતા. § "સત્તા રાખનારા" આ શબ્દના અર્થ

ام لهم نصيب من الملك فاذا لا يؤتون
الناس نقيرا ٥٣ ام يحسدون الناس على
ما اٰتاهم الله من فضله فقد اٰتينا اٰل
ابراهيم الكتاب والحكمة واٰتيناهم
ملكا عظيما ٥٤ فمنهم من اٰمن به
ومنهم من صد عنه وكفى بجهنم
سعيرا ٥٥ ان الذين كفروا باٰياتنا سوف
نصليهم نارا كلما نضجت جلودهم
بدلناهم جلودا غيرها ليذوقوا العذاب
ان الله كان عزيزا حكيما ٥٦ والذين
اٰمنوا وعملوا الصالحات سندخلهم
جنات تجرى من تحتها الانهار خالدين
فيها ابدا لهم فيها ازواج مطهرة و
ندخلهم ظلا ظليلا ٥٧

શું તેઓને માટે રાજ્યનો કાંઇ ભાગ છે? પછી ત્યારે પણ તેઓ માણસોને એક તરણા જેટલું * પણ આપશે નહિ. ૫૩. બલ્કે તેઓ માણસોની, ખુદાએ તેઓને પોતાની મેહેરબાનીથી જે આપ્યું છે તેને માટે, અદેખાઇ કરે છે. બેશક અમે એબ્રાહીમનાં કુટુંબને કેતાબ અને જ્ઞાન આપ્યું અને તેમને એક મ્હોટી પાદશાહી આપી. ૫૪. પછી તેઓમાંથી કોઇએ તેને માન્યો અને કોઇ તેના તરફથી ફરી ગયો, પણ (તેઓને માટે) જહન્નમની બળતી આગ બસ છે. ૫૫. ખરેખર જેઓએ અમારી નિશાનીઓને માની નથી તેઓને અમે જલદીથી આગમાં નાંખીશું. જ્યારે તેઓની ચામડી બળી જશે ત્યારે અમે તેઓને બીજી નવી ચામડી તેને બદલે આપીશું, એટલા માટે કે તેઓ શિક્ષાનો સ્વાદ ચાખે; ખરેખર ખુદા શક્તિમાન્ (અને) સત્ય કરનાર છે. ૫૬. અને જેઓએ ઇમાન આણ્યું અને સુકૃત્ય કર્યાં તેઓને અમે જલદીથી બેહેસ્તની વાડીઓમાં દાખલ કરીશું, કે જેની નીચે નદીઓ વહે છે. તેમાં તેઓ કાયમ નિરંતર રહેનાર છે. તેઓને માટે તેમાં પાક સ્ત્રીઓ છે, અને અમે તેમને હમેશ રહેનાર છાયામાં દાખલ કરીશું. ૫૭.

૧/૪

* આ શબ્દના અર્થ માટે આજ પ્રકરણની ૪૯ મી આયતમાં જુઓ. "નકીર" અને "ફતીલ" આ બે શબ્દ નો અર્થ લગભગ સરખોજ છે જો કે તેમાં ઝરા બારીક તફાવત બતાવવામાં આવે છે.

શું તેં તેઓને જોયા નથી કે જેઓ પોતાના પંડને પવિત્ર ધારે છે. બલ્કે ખુદા જેને ચાહે તેનેજ પાક કરે છે, અને તેઓના ઉપર એક તરણા † (ઠળીઆના છીલકા) જેટલો પણ ઝોલમ કરવામાં આવશે નહિ. ૪૯. જુઓ, તેઓ કેવી રીતે ખુદા વિષે જૂઠાણું ઘડી કાઢે છે! અને તે પૂરેપૂરૂં ચોખ્ખું પાપ છે. ૫૦. શું તેં તેઓને જોયા નથી કે જેઓને કેતાબનો કાંઇક ભાગ આપવામાં આવ્યો હતો? તેઓ જેબ્ત * અને તાઘુતને માનેછે અને કાફેરો વિષે કહે છે કે જેઓ ઇમાન લાવ્યા છે તેમના કરતાં આ લોકોએ વધારે સિધો રસ્તો મેળવ્યો છે. ૫૧. આ લોકો તેઓજ છે કે જેઓને ખુદાએ લઅનત કરી છે અને જેને ખુદા લઅનત કરે છે તેને માટે તું કદી કોઈ મદદગાર જોઇશ નહિ. ૫૨.

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ يُزَكُّونَ أَنْفُسَهُمْ
بَلِ اللهُ يُزَكِّي مَنْ يَشَاءُ وَلَا
يُظْلَمُونَ فَتِيلًا ٤٩ اُنْظُرْ كَيْفَ يَفْتَرُونَ
عَلَى اللهِ الْكَذِبَ وَكَفَى بِهِ إِثْمًا مُبِينًا ٥٠
أَلَمْ تَرَ إِلَى الَّذِينَ أُوتُوا نَصِيبًا مِنَ
الْكِتَابِ يُؤْمِنُونَ بِالْجِبْتِ وَالطَّاغُوتِ
وَيَقُولُونَ لِلَّذِينَ كَفَرُوا هَؤُلَاءِ أَهْدَى
مِنَ الَّذِينَ آمَنُوا سَبِيلًا ٥١ أُولَئِكَ
الَّذِينَ لَعَنَهُمُ اللهُ وَمَنْ يَلْعَنِ اللهُ فَلَنْ
تَجِدَ لَهُ نَصِيرًا ٥٢

† મૂળ અર્થ એ છે કે "ખજૂરના ઠળીયાની ફાટમાંનો રેશો.

* બની-નોઝાઇરને દેશ નિકાલ કરવાનો ખુદા તરફથી હોકમ થયા પછી તેમાંના કેટલાક ખેબરમાં રહેવા ગયા, અને થોડા વખત પછી તેઓ મક્કે જઇને અબુ-સોફયાન સાથે કઅબામાં ગયા. અને ત્યાં તેઓએ હઝરત પેયગમ્બર સામે જઈ તેની સાથે લડાઈ કરવાના આકરા સોગંદ ખાધા. જ્યારે તેઓને કોરેશે ઝીઆફતમાં બોલાવ્યા ત્યારે તેઓએ પોતાના કાયદા અને ધર્મ નિયમો યહુદીઓને કહી સાંભળાવ્યા અને તેઓને પૂછ્યું કે અમારો ધર્મ સારો કે હઝરત પેયગમ્બરને કે જેણે અમારા બાપદાદાઓના ધર્મ વિરૂધ્ધ નવો ધર્મ સ્થાપ્યો છે? યહુદીઓએ કોરેશનો ધર્મ પસંદ કર્યો; પણ કઅબામાંની "જેબ્ત" અને "તાઘુત" નામની બે મૂર્તિઓની પૂજા જ્યાં સુધી તેઓએ કરી નહિ ત્યાં સુધી કોરેશે તેઓનો ઠરાવ માન્યો નહિ. પણ જ્યારે યહુદીઓએ તેમની પૂજા કરવા માંડી ત્યારે તેઓની વચ્ચે દોસ્તી દૃઢ થઇ. આ ફકરાનો સંબંધ આ બનાવની સાથે છે.

ولو انهم قالوا سمعنا واطعنا واسمع
وانظرنا لكان خيرا لهم واقوم ولكن
لعنهم الله بكفرهم فلا يؤمنون الا
قليلا ٤٦ يا ايها الذين اوتوا الكتاب
امنوا بما نزلنا مصدقا لما معكم من
قبل ان نطمس وجوها فنردها على
ادبارها او نلعنهم كما لعنا اصحاب السبت
وكان امر الله مفعولا ٤٧ ان الله لا يغفر
ان يشرك به ويغفر ما دون ذلك لمن
يشاء ومن يشرك بالله فقد افترى
اثما عظيما ٤٨

પણ જો તેઓએ કહ્યું હોત કે અમે સાંભળ્યું અને હોકમ ઉઠાવ્યો અને સાંભળ અને અમારા તરફ નઝર કર તો તે તેઓને માટે વધારે સારૂં હોત, અને વધારે સિધું (પણ) હોત, પણ તેઓને ખુદાએ તેઓના કાફેરપણાને લીધે લઅનત કરી છે, માટે તેઓમાંના થોડા સિવાય (બીજા) ઈમાન લાવશે નહિ. ૪૬. હે તમે કે જેઓને કેતાબ આપવામાં આવી છે, તમારી પાસે જે છે તેની સત્યતા બતાવનાર જે અમે નીચે મોકલ્યું છે તેને માનો, તે પહેલાં કે અમે મુખાકૃતિ વિરૂપ કરીએ, પછી તેને પીઠ તરફ ફેરવી નાંખીએ, * અથવા તેમને અમે લઅનત કરીએ જેવી રીતે અમે શનિવારનાં દિવસનાં માણસોને લઅનત કરી છે, અને ખુદાનો હોકમ ખચિત અમલમાં આવશે.. ૪૭. ખરેખર ખુદા પોતાની સાથે બીજાઓને શરીક કરવાનું પાપ માફ કરશે નહિ, અને આ સિવાય જેને ચાહે તેને માટે ખુદા (બીજાંપાપ) માફ કરશે પણ જે કોઇ ખુદાની સાથે બીજાને શરીક કરે છે તેણે મ્હોટું પાપ (જુઠ) ઘડી કાઢ્યું છે. ૪૮.

ન શકે, એટલે કે તું બ્હેરો થા. યહુદીઓ દેખાવમાં ઢોંગ કરી પહેલા અર્થવાળાં વાક્ય હઝરત સાથે વાત કરતાં વાપરતા હતા. પણ તેઓના મનની અંદર બીજો અર્થ હતો.

* એટલે કે શરીરના બીજા ભાગો એમના એમ રહેવા દઈ મ્હોને ફકત પછવાડે ફેરવી નાંખવું, કે જેથી કરીને મનુષ્ય બહુજ કદરૂપું થાય છે. તેથી આ આખી આયાતનો અર્થ એ છે કે અમે તમારા ચહેરા બેડોળ કરીએ અને પછી તમારૂં મ્હોં પીઠ તરફ ફેરવી નાંખીએ અથવા જેવી રીતે અમે શનિવાર નહિ પાળનાર યહુદીઓને લઅનત કરી છે તે પ્રમાણે તમને લઅનત કરીએ તે પહેલાં તમે-જેમને કેતાબ આપવામાં આવી છે તેઓ-તમારી પાસે જે છે તેની સત્યતા બતાવનાર જે અમે નીચે મોકલ્યું છે તેને માનો.

وَاِنْ كُنْتُمْ مَرْضٰى اَوْ عَلٰى سَفَرٍ اَوْ جَآءَ
اَحَدٌ مِّنْكُمْ مِّنَ الْغَآئِطِ اَوْ لٰمَسْتُمُ
النِّسَآءَ فَلَمْ تَجِدُوْا مَآءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا
فَامْسَحُوْا بِوُجُوْهِكُمْ وَاَيْدِيْكُمْ اِنَّ اللّٰهَ كَانَ
عَفُوًّا غَفُوْرًا ٤٣ اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا
نَصِيْبًا مِّنَ الْكِتٰبِ يَشْتَرُوْنَ الضَّلٰلَةَ
وَيُرِيْدُوْنَ اَنْ تَضِلُّوا السَّبِيْلَ ٤٤ وَاللّٰهُ
اَعْلَمُ بِاَعْدَآئِكُمْ وَكَفٰى بِاللّٰهِ وَلِيًّا وَّكَفٰى
بِاللّٰهِ نَصِيْرًا ٤٥ مِنَ الَّذِيْنَ هَادُوْا
يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ مَّوَاضِعِهٖ وَيَقُوْلُوْنَ
سَمِعْنَا وَعَصَيْنَا وَاسْمَعْ غَيْرَ مُسْمَعٍ وَّ
رَاعِنَا لَيًّا بِاَلْسِنَتِهِمْ وَطَعْنًا فِى الدِّيْنِ

પણ જો તમે માંદા હો અથવા સફર ઉપર હો અથવા તમારામાંનો કોઈ જાજરૂમાં જઇ આવ્યો હોય અથવા તમે સ્ત્રીસાથે સંભોગ કર્યો હોય પછી તમને પાણી ન મળે તો પાક માટીથી તયમ્મોમ કરો, પછી તે તમારાં મ્હોં અને હાથ ઉપર મસ્હ કરો (ચોપડો), ખરેખર ખુદા માફી આપનાર (અને) ક્ષમા કરનાર છે. ૪૩. શું તેં તેઓને જોયા નથી કે જેઓને કેતાબનો કાંઈક ભાગ આપવામાં આવ્યો હતો? તેઓ (તે વેચી) ભૂલ (ભરેલો રસ્તો) ખરીદ કરે છે અને એવું ઇચ્છે છે કે તમે રસ્તો ભૂલો. ૪૪. અને ખુદા તમારા શત્રુઓને વધારે જાણે છે, અને ખુદા દોસ્ત બસ છે, અને તેમજ ખુદા મદદગાર બસ છે. ૪૫. જેઓ યહુદી છે તેઓમાંના કેટલાક શબ્દોને તેની જગ્યાએથી ફેરવી નાંખે છે † અને કહે છે કે અમે સાંભળ્યું અને અમે નાફરમાની કરી અને (કહે છે કે) તું સાંભળ, તને નહિ સંભળાવવામાં આવે, § અને વળી "રાએના" ‡ બોલે છે, (પણ બોલતી વખતે) પોતાની જીભ વાળે છે અને (એસ્લામ) ધર્મનું વાંકું બોલે છે.

† આ ફકરાનો સંબંધ તે યહુદીઓ સાથે છે કે જેઓએ તૌરાતનાં જે વાકયોમાં હઝરત પેયગમ્બરનાં વખાણ હતાં તે વાકયો બદલી નાંખ્યાં, અથવા પોતાના ખોટા મત પ્રમાણે તેનો અર્થ બેસાડયો.

‡ "રાએના" શબ્દ વિષે સુરા ૨ આયા ૧૦૩ જુઓ. § આ વાકયના બે અર્થ થાય છે. એક સારો અને એક ખરાબ, પહેલો એ કે તું અમને સાંભળ; તને કાંઇ ખરાબ શબ્દ કહેવામાં આવશે નહિ; બીજો એ કે તું અમને સાંભળ પણ અમે ઇચ્છીએ છીએ કે તું અમને સાંભળી!

ان الله لا يظلم مثقال ذرة وان تك حسنة
يضاعفها ويؤت من لدنه اجرا عظيما ٤٠
فكيف اذا جئنا من كل امة بشهيد وجئنا
بك على هؤلاء شهيدا ٤١ يومئذ
يود الذين كفروا وعصوا الرسول لو
تسوى بهم الارض ولا يكتمون
الله حديثا ٤٢ يايها الذين امنوا
لا تقربوا الصلوة وانتم سكارى حتى
تعلموا ما تقولون ولا جنبا الا عابري
سبيل حتى تغتسلوا

ખરેખર ખુદા એક * ઝરરા (રજકણના) જેટલો પણ ઝોલમ કરતો નથી અને જો (એક રજકણ જેટલું) ભલું કામ હોય તો તેના બદલામાં વધારો કરશે અને (ખુદા) પોતાની પાસેથી મ્હોટો બદલો આપશે. ૪૦. પછી તેઓની સ્થિતિ કેવી થશે કે જ્યારે અમે દરેક ઉમ્મત (પ્રજા) માંથી એક સાક્ષી લાવીશું, અને તને (હે મોહમ્મદ) આ લોકોની સામે સાક્ષી તરીકે લાવીશું? ૪૧. તે દિવસે જેઓ કાફેર થયા છે અને જેઓએ પેયગમ્બરની નાફરમાની કરી છે તેઓ એવું ઇચ્છશે કે પૃથ્વી તેઓની સાથે એક સપાટ થઇ ‡ જાય (તેઓ ધૂળ સાથે મળી જાય), અને તેઓ ખુદાથી કંઇ વાત સંતાડી શકતા નથી. ૪૨. હે મોમેનો, જ્યારે તમને નિશો § ચઢયો હોય ત્યારે નમાઝ પઢવા ઉભા થાઓ, નહિ જ્યાંસુધી તમે જે કહોછો તે સમજી શકો અને તેમજ તમે રસ્તાના મુસાફર હો. તે સિવાય જો તમે જેનોબ હો તો નમાઝ પઢો નહિ જ્યાંસુધી તમે ગોસ્લ † કરો (ન્હાઓ).

* "ઝરરા" એટલે મુશ્કેલીથી જોઈ શકાય એવી એક ઘણીજ ન્હાની રાતી કીડી, અથવા સૂર્યના કિરણમાં માત્ર જોઈ શકાય એવા સૂક્ષ્મ અણુઓ, આ ઠેકાણે તે શબ્દ બીજા અર્થમાં વપરાયેલો છે અને "તલ માત્ર પણ ઝોલમ નહિ થાય" એવો અર્થ નીકળે છે.

‡ એટલે કે કાંતો તેઓને ઝમીનમાં દાટી રાખવામાં આવે અને કાંતો તેઓ બદલાઈ ધૂળ થઇ ઝમીનની માટી સાથે મળીજાય.

§ એવું કહેવામાં આવ્યું છે કે અબ્દુર-રહમાન-એન-ઔફે એક ઝીઆફત આપી, અને કેટલાક મુસલમાનોને દારૂ પીવા પોતાને ઘરે બોલાવ્યા. દારૂ પીધા પછી નીશો ચઢયો ત્યારે તેઓએ નમાઝનો પોકાર સાંભળ્યો, તેથી તેઓ નમાઝ પઢવા ઉભા થયા, પણ તેઓના નમાઝ પઢાવનારે (પીશએમામે) એક મ્હોટી ભૂલ કરી, અને "લા" શબ્દ કે જે ૧૦૯ મી સુરામાં ચાર વખત વાપરેલો છે તે, તે પઢવો ભૂલી ગયો. આ કારણથી તેનો અર્થ તદન બદલાઈ ગયો તેટલા માટે આ આયા વહી કરવામાંઆવી.

† જેનોબ, ગોસ્લ, તયમ્મોમ અને વઝુ વિષે પ્રસ્તાવનામાં જુઓ.

وَاعبدوا اللهَ وَلَا تشركوا به شيئًا
وبالوالدين احسانًا وبذى القربى واليتامى
وَالمساكين وَالجار ذى القربى والجار
الجنب والصاحب بالجنب وابن السبيل
وماملكت ايمانكم ان الله لايحب من
كان مختالا فخورا ٣٦ الذين يبخلون
ويأمرون الناس بالبخل ويكتمون ما
اتاهم الله من فضله واعتدنا للكافرين
عذابا مهينا ٣٧ والذين ينفقون اموالهم
رئاء الناس ولا يؤمنون بالله ولا باليوم
الاخرومن يكن الشيطان له قرينا فساء
قرينا ٣٨ وماذا عليهم لو امنوا بالله
واليوم الاخر وانفقوا مما رزقهم الله
وكان الله بهم عليما ٣٩

અને તમે ખુદાની બંદગી કરો અને તેની સાથે કંઈ ચીઝને ભાગીદાર ગણો નહિ અને તમારાં માબાપ સાથે ભલાઇથી વર્તો તેમજ સગાંવહાલાં અને માબાપ વગરનાં છોકરાં અને નિર્ધન લોકો અને સગપણવાળાં પાડોશીઓ અને અજાણ્યા (સગપણ વિનાનાં) પાડોશીઓ અને સહવાસી મિત્રો અને મુસાફરો અને જેનો તમારો જમણો હાથ ધણી થયો છે તેની સાથે ભલાઇથી વર્તો; ખરેખર ખુદા જે ગર્વિષ્ઠ (અને) બડાઇ મારનાર છે તેને ચાહતો નથી, ૩૬. કે જેઓ બખીલાઇ કરેછે, અને માણસોને પણ બખીલાઇ કરવાનું કહે છે, અને ખુદાએ પોતાની કૃપાથી જે તેઓને આપ્યું છે તે સંતાડે છે; અને અમે કાફરો માટે હલકાઇ પમાડનાર સજા તૈયાર કરી છે.૩૭. અને જેઓ માણસોને દેખાડવા માટે પોતાની દોલત ખરચે છે અને ખુદાને તેમજ છેલ્લા દિવસને માનતા નથી; અને જેનો દોસ્ત શેતાન છે, તો ખરેખર શેતાન એક ખરાબ દોસ્ત છે. ૩૮. અને તેઓને. શું થાત જો તેઓએ ખુદાને અને છેલ્લા દિવસને માન્યો હોત અને ખુદાએ જે તેમને રૂઝી આપી છે તેમાંથી દાનમાં વાપર્યું હોત ? અને ખુદા તેઓ (નાં કૃત્ય) ને જાણનાર છે. ૩૯.

પુરૂષો (વ્યવહારિક કામમાં) સ્ત્રીઓ ઉપર સત્તાવાન્ છે કારણ કે ખુદાએ તેઓમાંના કેટલાકને બીજા ઉપર શ્રેષ્ટતા આપી છે, અને કારણ કે તેઓ પોતાની દોલતમાંથી ખર્ચ કરે છે. માટે સદ્‌ગુણી સ્ત્રીઓ, તાબેદાર અને ખુદાના રક્ષણથી ધણીની ગેરહાઝેરીમાં પોતાની પવિત્રતા જાળવનારછે. પણ જેઓની નાફરમાનીની તમને બ્હીક હોય, તેઓને શિખામણ આપો અને બિછાનાથી તેમને દૂર રાખો અને તેમને મારો, * પછી જો તેઓ તમારે તાબે રહે તો તેમની ઉપર (ઝોલમ કરવાનો )કાંઇ રસ્તો શોધો નહિ. ખરેખર ખુદા મહિમાવાળો (અને) મહાન્ છે. ૩૪. અને જો તમને તેઓ બન્નેની વચ્ચે અણબનાવની બ્હીક હોય તો તેના કુટુંબમાંથી એક હકમ§ અને તેણીના કુટુંબમાંથી એક હકમ મોકલો જો તેઓ સલાહની ઇચ્છા રાખતા હોય તો ખુદા તેઓની વચ્ચે સંપ કરાવશે. ખરેખર ખુદા દાના (અને) ખબર રાખનાર છે. ૩૫.

الرِّجَالُ قَوَّامُونَ عَلَى النِّسَاءِ
بِمَا فَضَّلَ اللهُ بَعْضَهُمْ عَلَى بَعْضٍ
وَبِمَا أَنْفَقُوا مِنْ أَمْوَالِهِمْ فَالصَّالِحَاتُ
قَانِتَاتٌ حَافِظَاتٌ لِلْغَيْبِ بِمَا حَفِظَ اللهُ
وَاللَّاتِي تَخَافُونَ نُشُوزَهُنَّ فَعِظُوهُنَّ
وَاهْجُرُوهُنَّ فِي الْمَضَاجِعِ وَاضْرِبُوهُنَّ
فَإِنْ أَطَعْنَكُمْ فَلَا تَبْغُوا عَلَيْهِنَّ سَبِيلًا
إِنَّ اللهَ كَانَ عَلِيًّا كَبِيرًا ٣٤ وَإِنْ خِفْتُمْ
شِقَاقَ بَيْنِهِمَا فَابْعَثُوا حَكَمًا مِنْ أَهْلِهِ
وَحَكَمًا مِنْ أَهْلِهَا إِنْ يُرِيدَا إِصْلَاحًا يُوَفِّقِ
اللهُ بَيْنَهُمَا إِنَّ اللهَ كَانَ عَلِيمًا خَبِيرًا ٣٥.

* કૈસના દીકરા સાબેતની ઓરત જમીલા અથવા સઅદની ઓરત હબીબાને તેના ધણીએ પોતાનો હોકમ નહીં માનવાને માટે તમાચો-માર્યો, તેણી ફર્યાદ કરવા વાસ્તે પોતાના બાપ પાસે ગઈ, એટલે તેઓ બન્ને હજરત પેયગમ્બર પાસે એનસાફ માગવા ગયાં.. હજરત પેયગમ્બરે પ્રથમતો તેવીજરીતે બદલો વાળવાનો હોકમ આપ્યો, પણ જ્યારે તેઓ ગયાં ત્યારે તેમને પાછાં બોલાવ્યાં, અને આ આયા તે વખતે તે સંબંધી હજરતને વહ્ય કરવામાં આવી જે તેણે તેમને વાંચી સંભળાવી.

§ "હકમ" એટલે તે માણસ કે જેને ફેંસલો આપી સમાધાન કરવાને બન્ને પક્ષથી નીમવામાં આવે છે તે.

وَلَا تَتَمَنَّوْا مَا فَضَّلَ اللّٰهُ بِهٖ بَعْضَكُمْ عَلٰى بَعْضٍ
لِلرِّجَالِ نَصِيْبٌ مِّمَّا اكْتَسَبُوْا وَلِلنِّسَآءِ
نَصِيْبٌ مِّمَّا اكْتَسَبْنَ وَاسْئَلُوا اللّٰهَ مِنْ
فَضْلِهٖ اِنَّ اللّٰهَ كَانَ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ٣٢
وَلِكُلٍّ جَعَلْنَا مَوَالِيَ مِمَّا تَرَكَ الْوَالِدَانِ
وَالْاَقْرَبُوْنَ وَالَّذِيْنَ عَقَدَتْ اَيْمَانُكُمْ
فَاٰتُوْهُمْ نَصِيْبَهُمْ اِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ
شَيْءٍ شَهِيْدًا ٣٣

અને તમે, જેવડે શ્રેષ્ટતા ખુદાએ તમારામાં એક બીજા ઉપર આપી છે તેને માટે ઇચ્છા રાખો નહિ. પુરૂષો માટે જે તેઓ કમાયા છે તેમાંનો ( ચોકસ ) ભાગ છે અને તેમજ સ્ત્રીઓ માટે જે તેઓ કમાણી છે તેમાંનો ભાગ છે; અને ખુદા પાસે તેની મેહેરબાનીમાંથી માગો. ખરેખર ખુદા સર્વ જ્ઞ છે. ૩૨. અને તમારા દરેક જણને* માટે માબાપ સગાંવહાલાં અને જેની§સાથે તમે તમારા જમણા હાથ વડે મિત્રગાંઠ બાંધી છે§ તેઓ જે કંઇ પછવાડે મૂકે તેના વારસ મુકરર કર્યા છે, માટે તેઓને તેઓનો ભાગ આપો. ખરેખર ખુદા સર્વ ચીજનો સાક્ષી છે. ૩૩.

---

કેટલાક એમ કહે છે કે મ્હોટાં પાપ સાત છે, અને કેટલાક એમ કહે છે કે તેઓ સાતસો છે, પણ સઘળાંઓનાં મત પ્રમાણે ખૂન, મૂર્તિપૂજા, ઝોલમ, વ્યભિચાર, પતિવ્રતા સ્ત્રીની ઉપર વ્યભિચારનો આરોપ, વ્યાજ, ઉચાપત, દારૂ પીવો તે અને ધર્મની લડાઈ વખતે નાસી જવું તે મ્હોટાં પાપો છે. બીજા લોકો એવું માને છે કે કોરઆનમાં જે પાપોને માટે જહન્નમની આગની સઝા ફરમાવી છે તે પાપો " કબીરા " છે. વળી બીજો મત એવો છે કે સઘળાં પાપો મ્હોટાં છે; માત્ર દરજ્જામાં ફેર છે અને એક બીજા સાથે સરખાવતાં મ્હોટાં કે ન્હાનાં એવો ભેદ પડે છે.

* એસ્લામ ધર્મની અગાઉના અરબો બીજાના છોકરાંને દત્તક લઈ પોતાના વારસ તરીકે તેને ગણતા. ખુદા આ ઠેકાણે 'તેની' મના કરે છે.

§ અરબોમાં એક જુનો રિવાજ એવો હતો કે તેઓ એકબીજા સાથે ધાડી દોસ્તી બાંધતા, અથવા પરસ્પર મદદ કરવાને વચન આપતા; અને જ્યારે કોઈ મરીજતો ત્યારે જીવતા રહેલા દોસ્તદારોને મરીગયેલા દોસ્તદારની મેલ્કતનો છઠ્ઠો ભાગ વારસામાં મળતો. જ્યારે વારસા સંબંધી કાયદો વહી કરવામાં આવ્યો ત્યારે આ રિવાજ સંબંધી કંઇપણ કહેવામાં આવ્યું નહોતું, તેથી જ્યારે કેટલાક અસહાબોએ તે વિષે પૂછપરછ કરી ત્યારે આ ફકરો વહી કરવામાં આવ્યો. પણ આ કાયદો મનંસુખ કરવામાં આવ્યો છે. આ દોસ્તી બતાવવાન રીત એવી હતી કે અરબ લોકો સંપ કરતી વખતે એકબીજાનો હાથ પકડતા.

يريد الله ليبين لكم ويهديكم سنن
الذين من قبلكم ويتوب عليكم والله عليم
حكيم ٢٦ والله يريد ان يتوب عليكم
ويريد الذين يتبعون الشهوات ان
تميلوا ميلا عظيما ٢٧ يريد الله ان يخفف
عنكم وخلق الانسان ضعيفا ٢٨
يا ايها الذين امنوا لا تاكلوا اموالكم
بينكم بالباطل الا ان تكون تجارة
عن تراض منكم ولا تقتلوا انفسكم ان
الله كان بكم رحيما ٢٩ ومن يفعل
ذلك عدوانا وظلما فسوف نصليه نارا
وكان ذلك على الله يسيرا ٣٠ ان تجتنبوا
كبائر ما تنهون عنه نكفر عنكم سياتكم
وندخلكم مدخلا كريما ٣١

ખુદા ઇચ્છે છે કે તમારે માટે તે (નિયમોનું) વર્ણન આપે અને જેઓ તમારી અગાઉ થઇ ગયેલા છે તેઓના રિવાજોનો રસ્તો બતાવે, અને તમારી તોબા કબૂલ કરે, અને ખુદા દાના (અને) સત્ય કરનાર છે. ૨૬. અને ખુદા ઇચ્છે છે કે તમે તોબા કરો અને જેઓ મનોવિકાર પ્રમાણે ચાલે છે, તેઓ ઇચ્છે છે કે તમે ઘણાજ અવળે રસ્તે ચાલો. ૨૭. ખુદા ઇચ્છે છે કે તે તમારા ઉપરથી બોજો હલકો કરે, કારણ કે માણસને નબળો પેદા કરવામાં આવ્યો છે. ૨૮. હે મોમેનો, તમારી મેલ્કત પોતપોતામાં તમારા બન્ને પક્ષની ખુશીથી વ્યાપારની લેણદેણ હોય તે સિવાય માંહો માંહે હરામ રીતે ખાઇ જાઓ નહિ, અને તમે પોતપોતા (એક બીજા) ને નાહક મારી નાંખો નહિ. ખરેખર ખુદા તમારી ઉપર મેહેરબાન છે. ૨૯. અને જે કોઇ દુશ્મનાઇ અને ઝોલમથી તે કરશે તેને અમે જલદીથી આગમાં નાંખી દેઇશું, અને આ ખુદા માટે સહેલું છે. ૩૦. જો તમે મ્હોટાં પાપો* જેની તમને મના કરવાંમાં આવી છે તેનાથી વેગળા રહેશો તો અમે તમારા ગુનાહ દરગુઝર કરીશું, અને તમને માન ભરેલી જગ્યા (બેહેસ્ત) માં દાખલ કરીશું. ૩૧.

* બે ઝાતનાં પાપ ગણાવામાં આવ્યાં છે. એક "કબીરા" એટલે મ્હોટું અને બીજું "સગીરા" એટલે ન્હાનું. મ્હોટાં પાપ સંબંધી મુસલમાન લેખકો ભિન્ન ભિન્ન મતના છે.

فما استمتعتم به منهن فآتوهن اجورهن
فريضة ولا جناح عليكم فيما تراضيتم
به من بعد الفريضة ان الله كان عليما
حكيما ٢٤ ومن لم يستطع منكم طولا
ان ينكح المحصنات المؤمنات فمن ما
ملكت ايمانكم من فتياتكم المؤمنات
والله اعلم بايمانكم بعضكم من بعض
فانكحوهن باذن اهلهن وآتوهن
اجورهن بالمعروف محصنات غير
مسافحات ولا متخذات اخدان فاذا
احصن فان اتين بفاحشة فعليهن نصف
ما على المحصنات من العذاب ذلك لمن
خشي العنت منكم وان تصبروا خير
لكم والله غفور رحيم ٢٥

પછી જે સ્ત્રીઓને તમે ભોગવી છે તેઓને તેઓની મહ્‌ર ફરજ તરીકે આપો. અને તેમાં તમને કાંઇ પાપ નથી કે ફરજ થયેલી મહ્‌ર પછી જે તમે એક બીજાતે આપવા રાઝી હો (.તે આપો ). ખરેખર ખુદા દાના ( અને ) સત્ય કરનાર છે. ૨૪. અને તમારામાંનો જે કોઇ પૈસા ખરચવાને શકિતમાન્ નથી કે આઝાદ † અને પવિત્ર મોમેન સ્ત્રીઓને પરણે ત્યારે તે મોમેન તમારી લોંડીઓમાંથી. જેનો તમારો જમણો હાથ માલેક થયો છે તેને પરણે, અને ખુદા તમારો ઇમાન વધારે જાણે છે. તમે એક બીજાનાજ છો ( તમે એકજ મૂળમાંથી છો ) માટે લોંડીઓને તેઓના માલેકની પરવાનગીથી પરણો અને તેઓને યોગ્ય રીતે તેમની મહ્‌ર આપો. તેઓ શિયળ સાચવનાર, વ્યભિચાર ન કરનાર અને તેમજ ખાનગી રીતે મિત્રો ન રાખનાર હોવી જોઇએ. પછી જ્યારે તેઓ પરણ્યા પછી જો તેઓ વ્યભિચાર કરે તો જે શિક્ષા આઝાદ સ્ત્રીઓ ઉપર છે તેનાથી અર્ધી શિક્ષા તેઓના ઉપર છે. આ (લગ્ન) તેને માટે છે કે તમારામાંનો જે અતિશય મેહેનત (વ્યભીચાર) થી બ્હીતો હોય, પણ જો તમે ધીરજ રાખો તો તે તમારે માટે વધારે સારૂં છે, અને ખુદા માફી આપનાર ( અને ) મેહેરબાન છે. ૨૫.

પાંચમી ઓરતની સાથે કરેલું લગ્ન, બીજાને પરણ્યા વગર ત્રણ વખત તલાક આપવામાં આવેલી સ્ત્રીની સાથે કરેલું લગ્ન, વીગેરે. † "આઝાદ" માટે સુરા ૨ જી આયા ૧૭૭માંનું ટિપ્પણ જુઓ.

حرمت عليكم امهاتكم وبناتكم
واخواتكم وعماتكم وخالاتكم
وبنات الاخ وبنات الاخت وامهاتكم
اللاتى ارضعنكم واخواتكم من الرضاعة
وامهات نسآئكم وربآئبكم اللاتى فى
حجوركم من نسآئكم اللاتى دخلتم بهن
فان لم تكونوا دخلتم بهن فلا جناح
عليكم وحلائل ابنآئكم الذين من
اصلابكم وان تجمعوا بين الاختين الا
ما قد سلف ان الله كان غفورا رحيما ٢٣
زو —○ والمحصنات من النسآء ○—
الا ما ملكت ايمانكم كتاب الله عليكم
واحل لكم ما ورآء ذلكم ان تبتغوا
باموالكم محصنين غير مسافحين

તમારે માટે તમારી મા અને તમારી દીકરીઓ અને તમારી બ્હેનો અને તમારી ફુઈઓ અને તમારી માસીઓ અને તમારા ભાઈની દીકરીઓ અને બ્હેનની દીકરીઓ અને જે માએ તમને ધવરાવેલ છે તેઓ અને દૂધ બ્હેનો, અને તમારી સ્ત્રીની મા અને તમારા ખોળામાં ઉછરેલી તમારી એવી સ્ત્રીઓની દીકરીઓ કે જેઓની સાથે તમે સંસાર વ્યવહાર કર્યો છે તેઓ (ને પરણવું તે) તમારે માટે હરામ થયેલ છે, પણ જો તે સ્ત્રીઓ સાથે તમે સંસાર વ્યવહાર કર્યો ન હોય, તો ( તેઓની દીકરીઓને પરણવામાં ) તમારા ઉપર કાંઈ ગુનાહ નથી, અને તમે તમારા પેટના દીકરાની વહુ ( ને પરણો ) અને તમે બે બ્હેનોને એકઠી કરો ( એકની હયાતીમાં બીજીને પરણો ) તે, જે આગળ થઈ ગયું છે તે સિવાય, તમારે માટે હરામ છે. ખરેખર ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૨૩.

૫ ૩૦ અને તેમજ જેનો તમારો જમણો હાથ ધણી થયો છે તે * સિવાય ધણીવાળી સ્ત્રીને પરણવું તે પણ ( હરામ ¶ છે ). આ તમારે માટે ખુદાના લખેલા નિયમો છે. અને આ સિવાય તમારે માટે હલાલ થયેલ છે કે તમે તમારી મેલ્કતથી સ્ત્રીઓ શોધી પરણો ( એવા વિચારથી કે ) તમે વ્યભિચારી ન થઈ પાક રહી ધર્મ સાચવી રાખો.

* સુરા ૪, આયા ૩ ૭ નું ટિપ્પણ જુઓ. ¶ આ ઉપરાંત હદિસમાં મંજુર કરેલાં અને મુસલમાની કાયદાની કેતાબમાં લખેલાં બીજાં કેટલાંક હરામ લગ્ન છે; જેવાં કે ચાર ઓરતો હયાત હોવા છતાં,

وان اردتم استبدال زوج مكان زوج
واتيتم احديهن قنطارا فلا تاخذوا
منه شيئا اتاخذونه بهتانا واثما مبينا ٢٠
وكيف تاخذونه وقد افضى بعضكم الى
بعض واخذن منكم ميثاقا غليظا ٢١
ولا تنكحوا ما نكح اباؤكم من
النساء الا ما قد سلف انه كان
فاحشة ومقتا وساء سبيلا ٢٢

અને જો તમે તમારી સ્ત્રીને બદલે બીજી સ્ત્રીને લાવવા ઇચ્છતા હો અને તેમાંની કોઈને તમે એક કેન્તાર‡ આપ્યો હોય તો તેમાંથી કાંઈ લ્યો નહિ. શું તમે તે અન્યાય અને ખુલ્લા પાપથી લેશો? ૨૦. અને તે તમે કેમ લેશો જો કે તમારૂં એક બીજાનું અંગ ધાડા સંબંધમાં આવ્યું છે અને તેઓએ તમારી પાસેથી દ્રઢ વચન લીધું છે. ૨૧. અને જે સ્ત્રીઓને તમારા બાપ પરણ્યા હોય તેમને પરણો નહિ,¶ પણ જે આગળ થયું હોય તે માફ; ખરેખર તે એક દુષ્ટ અને ધિક્કાર ભરેલું કામ અને ખરાબ રસ્તો છે. ૨૨.

---

તે તે હક તેણીના ઉપર લૂગડું નાંખીને ઝાહેર કરતો, અને પછી જો તેની મરઝી થતી તો તેણીના આગલા ધણીએ જે પલ્લું ( મહૂર ) તેણીને માટે મુકરર કર્યું હોય, તે પલ્લું આપીને તે પોતે તેણીને પરણતો અથવા તો તેણીનું પલ્લું રાખીને બીજા જોડે પરણાવતો અથવા તેણીને પરણવા દેતો નહિ; અને જ્યાં સુધી તેણીના ધણીની મેલ્કતમાંથી જે તેણીને મળ્યું હોય તે ઉપરથી હક ઉઠાવીને તે પોતાની ઝાતને છોડવતી ત્યાં સુધી તેણીને કેદમાં રાખતો. આ બાબતની પહેલી ફર્યાદ અબુ–કૈસની સ્ત્રીએ, તેનો છોકરો કે જે આ રિવાજ મુજબ વર્તવા માગતો હતો તેની સામે હઝરત પેયગમ્બર આગળ આવીને કરી અને મદિનાની બીજી સ્ત્રીઓએ પણ હઝરત આગળ આ સંબંધી ફર્યાદ કરવા માંડી ત્યારે આ ફકરો વહી કરવામાં આવ્યો. એટલે કે તેઓને ઘરમાં પૂરી રાખી તેઓની ઉપર દબાણ કરો નહિ કારણ કે અરબ લોકોમાં એવો રિવાજ હતો કે જ્યારે તેઓ પોતાની સ્ત્રીઓ પાસેથી મહૂર લઈ લેવા ઇચ્છતા ત્યારે તેઓનાં ઉપર દબાણ કરતા કે જેથી તે સ્ત્રીઓ તેઓને તે આપી દેતી. તેથી ખુદા ફરમાવે છે કે જ્યાં સુધી તેઓ કાંઈ દુષ્ટ કામ કરે નહિ ત્યાં સુધી તેઓની ઉપર દબાણ કરવું જોઇએ નહિ. દુષ્ટ કામ વિષે બે મત છે, કોઈ કહે છે કે ધણીની નાફરમાની કરવી તે અને કોઈ કહે છે કે વ્યભિચાર.

‡ કેન્તાર વિષે સુરા ૩ જી આયા ૧૪ મીનું ટિપ્પણ જુઓ. ¶ એસ્લામ ધર્મ પેહલાંના અરબો પોતાના બાપની ઓરતને પરણતા અને તે રિવાજ આ ઠેકાણે મના કરવામાં આવ્યો છે.

ખરેખર ખુદા માત્ર તેઓનીજ તૌબા કબૂલ કરે છે કે જેઓ દુષ્ટ કામ અજ્ઞાનથી કરે છે; પછી જલદી તૌબા કરે છે; ત્યારે ખુદા આવા માણસોની તૌબા કબૂલ કરે છે. અને ખુદા દાનો ( અને ) સત્ય કરનાર છે. ૧૭. અને તેઓની તૌબા કબૂલ કરવામાં આવશે નહિ કે જેઓએ દુષ્ટકામ કર્યાં છે, એટલે સુધી કે જ્યારે મૃત્યુ તેઓમાંના કોઇની પાસે આવી પહોંચે છે ત્યારે કહે છે કે હવે હું પસ્તાઉ છું; અને તેમજ ( તેઓની તૌબા કબૂલ કરવામાં આવશે નહિ ) કે જેઓ મરી જાય છે અને કાફર છે; આવા લોકો માટે અમે દુઃખદાયક સજા તૈયાર કરી છે. ૧૮. હે મોમેનો, તમારે માટે હલાલ નથી કે તમે સ્ત્રીઓની મિલ્કતનો તેઓની મરજી વિરૂદ્ધ વારસો * લ્યો. અને તમે તેઓને સંકડામણમાં લાવો નહિ; કે જેથી તમે જે તેઓને આપ્યું છે તેમાંથી કાંઇભાગ તમે લ્યો, પણ જો તેઓ ઉઘાડું નીચ કૃત્ય કરે ( તો તેમ કરો ), અને તેમની સાથે યોગ્ય રીતે વર્તો, પણ જો તમે તેમનાથી નાખુશ થાઓ તો કદાચ્ એવું પણ બને છે કે, કોઇ ચીજ તમે ના પસંદ કરો અને ખુદાએ તેમાંજ ( તમારે માટે ) ઘણો ફાયદો મુકર્રર કર્યો હોય. ૧૯.

انما التوبة على الله للذين يعملون السوء بجهالة
ثم يتوبون من قريب فاولئك يتوب الله
عليهم وكان الله عليما حكيما ١٧ وليست
التوبة للذين يعملون السيات حتى اذا
حضر احدهم الموت قال انى تبت الان
ولا الذين يموتون وهم كفار اولئك
اعتدنا لهم عذابا اليما ١٨ يا ايها الذين
امنوا لا يحل لكم ان ترثوا النساء كرها
ولا تعضلوهن لتذهبوا ببعض ما
اتيتموهن الا ان ياتين بفاحشة مبينة
وعاشروهن بالمعروف فان كرهتموهن
فعسى ان تكرهوا شيئا ويجعل الله
فيه خيرا كثيرا ١٩

*મૂર્તિપૂજક અરબોમાં એવો રિવાજ હતો કે જ્યારે કોઇપણ માણસ મરીજતો ત્યારે તેનો કોઇ સગો અથવા તેનો બીજી ઓરતથી થયેલો દીકરો, તે મરનારની વિધવા ઉપર હક ધરાવતો,

આ ખુદાના નિયમો ‡ છે, અને જે કોઇ ખુદા અને તેના પેયગમ્બરનું ફરમાન ઉઠાવશે તેને ખુદા બેહેસ્તની વાડીમાં દાખલ કરશે, જેની નીચે નદીઓ વહે છે, તેમાં તેઓ નિરંતર રહેનાર છે. અને તે એક મ્હોટી રસ્તગારી છે. ૧૩. પણ જે કોઇ ખુદા અને તેના પેયગમ્બરની નાફરમાની કરે છે અને તેના નિયમોથી હદબહાર જાય છે તેને ખુદા આગમાં દાખલ કરશે; તે તેમાં સદા રહેનાર છે અને તેને માટે હલકાઇ પમાડનાર સઝા છે. ૧૪. તમારી સ્ત્રીઓમાંથી જેઓ નીચ કૃત્ય કરે છે તેઓની સામે તમારામાંથી ચાર સાક્ષીઓ બોલાવો; પછી જો તેઓ સાક્ષી પૂરે તો તેઓને ઘરમાં પૂરી રાખો જ્યાં સુધી કે તેઓને મોત આવે અથવા ખુદા તેમને માટે કાંઇ રસ્તો મુકરર કરે. ૧૫. અને જો તમારામાંથી તે બે જણા ( પુરૂષ અને સ્ત્રી ) નીચ કામ કરે તો તે બન્નેને ઇઝા કરો, પછી જો તેઓ પશ્ચાત્તાપ કરે અને પોતાનું કામ સુધારે તો તેમના તરફથી મ્હોં ફેરવો, ખરેખર ખુદા પશ્ચાત્તાપ સ્વીકારનાર ( અને ) માયાળુ છે. ૧૬.

تلك حدود الله ومن يطع الله ورسوله يدخله
جنات تجرى من تحتها الانهار خالدين
فيها وذلك الفوز العظيم ١٣ ومن يعص
الله ورسوله ويتعد حدوده يدخله نارا
خالدا فيها وله عذاب مهين ١٤ واللاتى
ياتين الفاحشة من نسائكم فاستشهدوا
عليهن اربعة منكم فان شهدوا فامسكوهن
فى البيوت حتى يتوفاهن الموت
اويجعل الله لهن سبيلا ١٥ واللذان
ياتيانها منكم فاذوهما فان تابا واصلحا
فاعرضوا عنهما ان الله كان توابا
رحيما ١٦

‡ વારસા અને નીચે લખેલ વ્યભિચાર સંબંધી કાયદા મુસલમાની કાયદાની કેતાબોમાંથી જુઓ, કારણ કે તેઓ એટલા બધા છે કે અહિ લખી શકાશે નહિ.

وليخش الذين لو تركوا من خلفهم ذرية ضعافا خافوا عليهم فليتقوا الله وليقولوا قولا سديدا ۹ ان الذين يأكلون اموال اليتامى ظلما انما يأكلون فى بطونهم نارا وسيصلون سعيرا ۱۰ يوصيكم الله فى اولادكم للذكر مثل حظ الانثيين فان كن نساء فوق اثنتين فلهن ثلثا ما ترك وان كانت واحدة فلها النصف ولابويه لكل واحد منهما السدس مما ترك ان كان له ولد فان لم يكن له ولد وورثه ابواه فلامه الثلث فان كان له اخوة فلامه السدس من بعد وصية يوصى بها اودين

અને તેઓએ ડર રાખવો જોઇએ કે જો તેઓ પોતાની પાછળ નિરાધાર છોકરાં મૂકે તો તેઓને તેમની ગરીબાઇ વિષે ધાસ્તી રહે છે ‡ તેથી તેઓએ ખુદાનો ડર રાખવો જોઇએ અને તેઓએ સાચા અને માયાળુ શબ્દો બોલવા જોઇએ. ૯. ખરેખર જેઓ માબાપ વગરનાં છોકરાંઓનો માલ અન્યાયથી ખાઇ જાય છે તેઓ માત્ર પોતાના પેટમાં આગ ખાય છે* અને તેઓને જલદીથી બળતી આગમાં નાંખવામાં આવશે. ૧૦. ખુદા તમને તમારા છોકરાં વિષે હોકમ કરે છેઃ- દરેક દીકરા માટે બે દીકરીઓના ભાગ જેટલું છે, પણ જો સઘળી દીકરીઓ હોય (અને) બે કરતાં વધારે હોય તો મરનાર માણસ જે પાછળ મૂકે છે તેનો બે તૃતીયાંશ ભાગ તેઓને માટે છે, અને જો માત્ર એકજ દીકરી હોય તો તેને માટે અર્ધ ભાગ છે અને મરનારનાં માબાપ માટે તે બન્નેમાંના દરેક જણ માટે જે તે પાછળ મૂકે તેમાંથી, છઠ્ઠો ભાગ છે જો તેને કાંઇ છોકરૂં હોય તો. પણ જો મરનારને છોકરૂં નહોય અને તેના વારસ માત્ર તેનાં માબાપ હોય તો તેની માને ત્રીજો ભાગ મળવો જોઇએ; પણ જો તેને ભાઇઓ હોય તો જે વસીઅત કરેલ છે તે બાદ કર્યા પછી અથવા કરજ આપ્યા પછી (બાકી રહે) તેનો છઠ્ઠો ભાગ તેની માને માટે છે.

‡ તેઓએ એવો વિચાર કરવો જોઇએ કે જો આપણે બીજાઓનાં છોકરાંની સાથે અન્યાયથી વર્તીએ તો આપણાં પોતાનાં છોકરાંની સાથે બીજાઓ પણ તેવીજ રીતે વર્તશે.

* હઝરત પેગમ્બરે ફરમાવ્યું છે કે "જેઓ માબાપ વગરનાં છોકરાંની મેલ્કત ખાઈ જશે તેઓ કયામતને દિવસે કબરમાંથી ઉઠશે અને તેઓનાં મ્હોમાંથી આગ નીકળશે.

ولا تاكلوها اسرافا وبدارا ان يكبروا
ومن كان غنيا فليستعفف ومن كان فقيرا
فلياكل بالمعروف فاذا دفعتم اليهم
اموالهم فاشهدوا عليهم و كفى بالله
حسيبا ٦ للرجال نصيب مما ترك الوالدان
والاقربون وللنساء نصيب مما ترك
الوالدان والاقربون مما قل منه او كثر
نصيبا مفروضا ٧ واذا حضر القسمة
اولوا القربى واليتامى والمساكين
فارزقوهم منه وقولوا لهم قولا معروفا ٨

અને તેઓની મેલ્કત ઉડાઉપણે અને ઉતાવળથી વ્યર્થ વાપરી ખાઇજાઓ નહિ, એવી ધાસ્તીથી કે રખે તેઓ ઉમરે આવી પહોંચે. † અને જે કોઇ તવંગર હોય તેણે તેમાંથી પોતાનો હાથ અટકાવવો જોઇએ, પણ જે કોઇ મોહતાજ ( નિર્ધન ) છે તેણે તેમાંથી રીતસર ખાવું જોઇએ. પછી જ્યારે તમે તેઓની માલમેલ્કત તેઓને સોંપો ત્યારે તેઓની સામે સાક્ષી રાખો અને ખુદા હેસાબ લેનાર બસ છે. ૬. પુરૂષો માટે, માબાપ અને સગાંવાહલાં જે પાછળ મૂકે તેમાં ભાગ છે, તેમજ સ્ત્રીઓ માટે, § માબાપ અને સગાંવાહલાં જે પાછળ મૂકે તેમાં ભાગ છે જોઇએ તો તે ઓછું હોય કે વધારે હોય; તેમાંથી (ખુદા તરફથી) ભાગ ફરજ થયેલો છે. ૭. અને જ્યારે (વારસાનો) ભાગ પાડતી વખતે સગાંવાહલાં અને માબાપ વગરનાં છોકરાં અને નિર્ધન માણસો હાજર થાય તો તેઓને તેમાંથી કાંઇક આપો અને તેમની સાથે માયાળુ શબ્દો બોલો. ૮.

---

તો ઘરનું કામકાજ કરવાની તેઓની શકિત જુઓ.

† માણસ પુખ્ત ઉમરે કયારે પહોંચે તેને માટે મુસલમાનોમાં ભિન્ન ભિન્ન મત છે. કેટલાક ૧૫ વર્ષ કહે છે કેટલાક ૧૮ અને કેટલાક ૧૭ વર્ષ કહે છે.

§ મૂર્તિપૂજક અરબોનો રિવાજ કાઢી નાંખવાને આ કાયદાનો હોકમ કરવામાં આવ્યો હતો. તે લોકો ઓરતોને અને છોકરાંઓને તેઓના ધણી અથવા બાપના વારસાનો જરાપણ ભાગ લેવા દેતા ન હોતા અને એવું બ્હાનું કાઢતા હતા કે જે લોકો લડાઈમાં જઈ શકે તેજ લોકોને વારસો મળવો જોઇએ. હઝરત પેયગમ્બર જ્યારે મદિને આવ્યા ત્યારે આ બાબતની પહેલી ફર્યાદ ઓમ્મે-કોહાએ તેની આગળ કરી, કારણ કે તેનો ધણી મરી ગયો હતો, અને તેણીને કેટલાંક છોકરાં હતાં પણ તેણીનાં ધણીનાં સગાંવાહલાંએ તેણીને કંઈ ભાગ આપ્યો નહોતો, તે વખતે આ ફકરો વહ્ય કરવામાં આવ્યો.

وان خفتم الا تقسطوا فى اليتامى فانكحوا
ماطاب لكم من النسآء مثنى وثلث
ورباع فان خفتم الا تعدلوا فواحدة اوما
ملكت ايمانكم ذلك ادنى الا تعولوا ٣
واتوا النسآء صدقاتهن نحلة فان طبن
لكم عن شئ منه نفسا فكلوه هنيئا
مريئا ٤ ولا تؤتوا السفهآء اموالكم
التى جعل الله لكم قياما وارزقوهم فيها
واكسوهم وقولوا لهم قولا معروفا ٥
وابتلوا اليتامى حتى اذا بلغوا النكاح فان
انستم منهم رشدا فادفعوا اليهم اموالهم

પણ જો તમે ડરતા હો કે તમે માબાપ વગરનાં છોકરાંઓનાં* સંબંધમાં ન્યાયથી વર્તી નહિ. શકો તો, સ્ત્રીઓમાંથી તમને પસંદ પડે તેવી બબ્બે અને ત્રણ ત્રણ અને ચાર ચાર સ્ત્રીઓ પરણો પછી જો તમે ડરતા હો કે તમે તેઓની સાથે ન્યયાસર વર્તી શકશો નહિ તો માત્ર એકજ અથવા જેનો તમારો જમણો હાથ માલેક § થયો છે.તે ( લોંડી ) ને પરણો. આથી વધારે સંભવિત છે કે. તમે અન્યાયથી નહિ વર્તો ૩. અને (પરણેલી) સ્ત્રીઓને તેઓની મહ્‌ર આપો કે જે તેઓને એક બક્ષિશ છે, પછી જો તેઓ પોતાની ખુશીથી તેનો કંઇપણ ભાગ તમને બક્ષિ આપે તો તે સુખે અને ખુશીથી તમે ખાઓ ૪. અને મૂર્ખ માણસોને§ તમને સોંપેલી મેલ્કત તમે આપો નહિ કે જે મેલ્કત ખુદાએ તમારા ગુઝરાનના કારણ તરીકે મુકરર કરેલી છે અને તેમાંથી તેઓને ખોરાક આપો તેમજ તેઓને પોશાક આપો અને તેમની સાથે માયાળુ શબ્દો બોલો. ૫. અને માબાપ વગરનાં છોકરાંઓની પરીક્ષા ‡ કરો જ્યાંસુધી તેઓ લગ્ન કરવાની ઉમરે પહોંચે. પછી જો તમને તેમનામાં સમજશકિત ( સાંસારિક બુધ્ધિ ) માલૂમ પડે તો તેઓની માલ મેલ્કત તેમને સોંપીદો.

* એમ કહેવામાં આવ્યું છે કે એક માણસને ત્યાં પોતાના રક્ષણ તળે એક માબાપ વગરની છોડી હતી. તે તેણીને પરણાવવા માગતો હતો, પણ તેની મહ્ર ( પલ્લું ) અને હક વિષે તેણે કાંઈ ગોઠવણ કરી નહિ અને તેણીને તેણીની મરઝીવિરૂધ્ધ ફરઝ પાડતો હતો તેટલા માટે આ ફકરો વહ્ય કરવામાં આવ્યો

§ " જેનો તમારો જમણો હાથ માલેક થયો છે." આ એક અરબી એસ્તલાહ છે અને તેનો અર્થ ગુલામ અથવા લોંડી થાય છે. કારણ કે તે માણસની મેલ્કત છે.

§ એટલે કે મુર્ખાઓ અથવા કમ અકકલનાં માણસો કે જેઓની મેલ્કતની એવી વ્યવસ્થા કરવી કે તેઓનું ભરણપોષણ પૂરું પાડી શકાય; અને તેમની સાથે માયાળુ પણે વર્તવું જોઇએ.

‡ જો પુરૂષ હોય તો તેઓની સાંસારિક બુધ્ધિ અને વ્યાપાર શકિત જુઓ. જો સ્ત્રી હોય

-﴿ سورة النساء مدنية وهى ﴾-

-﴿ مائة وست وسبعون اية ﴾-

-﴿ بسم الله الرحمن الرحيم ﴾-

يا ايها الناس اتقوا ربكم الذى خلقكم
من نفس واحدة وخلق منها زوجها
وبث منهما رجالا كثيرا ونساء
واتقوا الله الذي تساءلون به والارحام
ان الله كان عليكم رقيبا ١ واتوا
اليتامى اموالهم ولا تتبدلوا الخبيث
بالطيب ولا تاكلوا اموالهم الى
اموالكم انه كان حوبا كبيرا ٢

દયાળુ અને કૃપાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)

હે માણસો, તમારા પરવરદેગારનો ડર રાખો કે જેણે તમને એકજ જાનમાંથી પેદા કર્યા છે † અને તેનામાંથી તેની સ્ત્રી પેદા કરી અને તે બેમાંથી ઘણાં પુરૂષો અને સ્ત્રીઓને ઉત્પન્ન કર્યા અને ખુદાનો ડર રાખો કે જેના નામથી તમે એક બીજા પાસે (મદદ) માગો છો અને તેમજ સગાંવાહલાંનો § (ત્યાગ કરવામાં ડર રાખો), ખરેખર ખુદા તમારી ઉપર નેગેહબાન છે. ૧. અને માબાપ વગરનાં છોકરાંઓને તેઓની માલ મેલ્કત આપો અને નાપાક માલ પાક * માલની સાથે અદલબદલ કરો નહિ અને તેઓની માલ મેલ્કત તમારી પોતાની માલ મેલ્કત સાથે ભેળવી ખાઓ નહિ: ખરેખર તે એક મ્હોટું પાપ છે. ૨.

† એટલે કે હઝરત આદમ, પણ હવ્વાની ઉત્પતિ વિષે તફસીર લખનારાઓ જુદો જુદો મત આપે છે. કેટલાક કહે છે કે હઝરત આદમની ડાબી પાંસળીમાંથી તેને પેદા કરવામાં આવી અને કેટલાંક એમ કહે છે કે હઝરત આદમને જે માટીમાંથી પેદા કરવામાં આવ્યા તે માટી ના બાકી રહેલાં ભાગમાથી તેને પેદા કરવામાં આવી.

§ સગાંવાહલાં તરફ દયાભાવ રાખવો એ એસ્લામ ધર્મમાં સૌથી અગત્યનો બોધ છે. હદિસમાં લખ્યું છે કે " જે પોતાનાં સગાંવાહલાંનો ત્યાગ કરે છે તેના ઉપરથી ખુદાની દયા જતી રહેશે. "

* એટલે કે જે તમારી મેલ્કત તમારે માટે હલાલ છે તેને માબાપ વગરનાં છોકરાંની મેલ્કત જે તમારે માટે હરામ છે, તેની સાથે અદલબદલ કરો નહિ.

وَاِنَّ مِنْ اَهْلِ الْكِتَابِ لَمَنْ يُّؤْمِنُ
بِاللّٰهِ وَمَآ اُنْزِلَ اِلَيْكُمْ وَمَآ اُنْزِلَ اِلَيْهِمْ
خَاشِعِيْنَ لِلّٰهِ لَا يَشْتَرُوْنَ بِاٰيَاتِ اللّٰهِ ثَمَنًا
قَلِيْلًا اُولٰٓئِكَ لَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ اِنَّ
اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ۱۹۹ يٰٓاَيُّهَا الَّذِيْنَ
اٰمَنُوا اصْبِرُوْا وَصَابِرُوْا وَرَابِطُوْا
وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ۲۰۰

અને ખરેખર કેતાબનાં લોકોમાંના કેટલાંક એવાં છે કે જેઓ. ખુદા ઉપર, અને જે તમને નીચે મોકલવામાં આવ્યું છે તેની ઉપર, અને જે તેમને નીચે મોકલવામાં આવ્યુ છે તેની ઉપર ઇમાન લાવે છે, તેઓ ખુદાનો ડર રાખનાર છે, તેઓ ખુદાની આયાત તુજ કિમતે ખરીદ કરતા નથી. આ લોકો માટે પોતાનો બદલો પોતાના પરવરદેગાર પાસેજ છે. ખરેખર ખુદા જલદી હેસાબ લેનાર છે. ૧૯૯. હે મોમેનો, ધીરજ રાખો, અને ધીરજમાં દ્રઢ રહો, અને (લડાઇ માટે) સજ્જ થાઓ અને ખુદાથી ડરો કે કદાચ્ તમને રસ્તગારી (સુકિત) મળે. ૨૦૦.

પ્રકરણ ૪.થું.

---

# સુરતુન-નેસાચ્મ.

---

આ સુરા મદિનામાં વહ્ય કરવામાં આવી હતી. તેમાં શામીના કોરઆનની નકલ પ્રમાણે ૧૭૭ આયા છે અને કુફી પ્રમાણે ૧૭૬ છે અને બીજા પ્રમાણે ૧૭૫ છે. આ સુરાનું નામ "સુરતુન-નેસાચ" એટલા માટે આપવામાં આવ્યુ છે કે તેમાં સ્ત્રીઓ સંબંધી નિયમો અને કાયદા છે. હદિસમાં લખેલુ છે કે "જે કોઇ દર શુક્રવારે આ પ્રકરણ વાંચશે તેને જ્યારે કબરમાં મૂકવામાં આવશે ત્યારે તે કબરની ભીસમાંથી બચી જશે;" અને વળી તેને એક ગુલામને છોડી મુકનાર માણસના જેટલો બદલો મળશે અને તે કદી કાફેર થશે નહિ.

فاستجاب لهم ربهم انی لا اضیع عمل
عامل منکم من ذکر او انثی بعضکم
من بعض فالذین هاجروا واخرجوا
من دیارهم واوذوا فی سبیلی وقاتلوا
وقتلوا لاکفرن عنهم سیاتهم
ولادخلنهم جنات تجری من تحتها
الانهار ثوابا من عند الله والله عنده
حسن الثواب ١٩٥ لا یغرنك تقلب
الذین کفروا فی البلاد ١٩٦ متاع قلیل
ثم ماویهم جهنم وبئس المهاد ١٩٧
لکن الذین اتقوا ربهم لهم جنات تجری
من تحتها الانهار خالدین فیها نزلا من
عند الله وما عند الله خیر للابرار ١٩٨

પછી તેઓની દોઆ તેઓના પરવરદેગારે સ્વીકારી (કહ્યું) કે તમારામાં કામકરનાર પુરૂષ હો કે સ્ત્રી હો તેનું કામ હું વ્યર્થ જવા દઇશ નહિ. તમે એકબીજાનાજ છો. (એકજ મૂળમાંથી છો), પછી જેઓએ વતન છોડીદીધું અને જેઓને પોતાનાં ઘરમાંથી હાંકી કાઢવામાં આવ્યા, અને જેઓને મ્હારે રસ્તે ઇજા પહોંચાડવામાં આવી, અને જેઓએ લડાઇ કરી અને જેઓ મરાઇગયાં તેઓનાં ગુનાહ હું ઢાંકી માફ કરીશ અને બેહેશ્તમાં હું તેઓને ઝરૂર દાખલ કરીશ કે જેની નીચે નદીઓ વહેછે. આ ખુદા પાસેથી બદલો છે અને ખુદા પાસે ઉત્તમ બદલો છે. ૧૯૫. જેઓ કાફેર થયા છે તેઓની શેહેરોમાં આવજાવથી † તમારે છેતરાવું નહિ. ૧૯૬. તે (આ દુનિયાનો) એક જુજ વૈભવ છે, પછી તેઓનું રહેઠાણ જહન્નમ છે અને તે એક ખરાબ બિછાનું છે. ૧૯૭. પણ જેઓએ પોતાના ખુદાનો ડર રાખયો છે તેઓને માટે જન્નતની વાડીઓ છે કે જેની નીચે નદીઓ વહે છે. તેમાં તેઓ સદાકાળ રહેનાર છે. આ ખુદા તરફની એક તૈયાર ઝેયાફત છે અને જે ખુદા પાસે છે તે સદગુણી માટે ઉત્તમ છે. ૧૯૮.

† એમ કહેવામાં આવ્યું છે કે બાપડા મુસલમાનો ગરીબ સ્થિતિમાં અને દુઃખમાં પોતાની ઝિંદગી ગુઝારતા, અને કાફેરો સુખ ચેનમાં રહેતા તેથી મુસલમાનોને દિલાસો આપવાને આ ફકરો વહી કરવામાં આવ્યો.

الذين يذكرون الله قياما وقعودا وعلى
جنوبهم ويتفكرون فى خلق السموات
والارض ربنا ماخلقت هذا باطلا
سبحانك فقنا عذاب النار ١٩١ ربنا
انك من تدخل النار فقد اخزيته وما
للظالمين من انصار ١٩٢ ربنا اننا سمعنا
مناديا ينادى للايمان ان امنوا بربكم
فامنا ربنا فاغفر لنا ذنوبنا وكفر عنا
سياتنا وتوفنا مع الابرار ١٩٣ ربنا واتنا
ماوعدتنا على رسلك ولا تخزنا يوم
القيمة انك لاتخلف الميعاد ١٩٤

કે જેઓ ઉભાં રહેતાં, અને બેસતાં, અને પોતાનાં પડખાંભર પડતાં ખુદાને યાદ કરે છે અને આકાશો અને પૃથ્વીની ઉત્પત્તિનો વિચાર કરે છે, ( અને કહે છે ) કે હે અમારા પરવરદેગાર, તેં, આ નકામુ' ઉત્પન્ન કર્યું નથી. તું પાક છે માટે અમને આગની શિક્ષાથી બચાવ. ૧૯૧
હે અમારા પરવરદેગાર, ખરેખર તું જેને આગમાં દાખલ કરે તેને તેં ખરેખર ધિક્કાર્યા છે અને ઝોલમગારો માટે કોઇ મદદગાર નથી. ૧૯૨. હે અમારા પરવરદેગાર, ખરેખર અમે એક પોકારનારને સાંભળ્યો છે કે જે ઇમાન માટે પોકારે છે કે તમે તમારા પરવરદેગાર ઉપર ઇમાન લાવો માટે અમે ઇમાન લાવ્યા. હે અમારા પરવરદેગાર અમારાં પાપ અમને માફકર અને અમારે માટે અમારા ગુનાહ ઢાંકી દરગુઝર કર અને સદ્ગુણીઓની સાથે અમને મૃત્યુ આપ. ૧૯૩.
હે અમારા પરવરદેગાર, અને તેં અમારે માટે ત્હારા પેયગમ્બરોને જે વચન આપ્યુ' છે, તે અમને આપ. અને કયામતને દિવસે અમારી ફઝીહતી કર નહિ. ખરેખર તુ' ત્હારાં વચન તોડતો નથી. ૧૯૪.

| | |
|---|---|
| وَاِذ اَخَذَ اللّٰهُ مِيثَاقَ الَّذِينَ اُوتُوا الْكِتَابَ لَتُبَيِّنُنَّهُ لِلنَّاسِ وَلَا تَكْتُمُونَهُ فَنَبَذُوهُ وَرَآءَ ظُهُورِهِمْ وَاشْتَرَوا بِهِ ثَمَنًا قَلِيلًا فَبِئْسَ مَا يَشْتَرُونَ ۱۸۷ لَا تَحْسَبَنَّ الَّذِينَ يَفْرَحُونَ بِمَا اَتَوا وَيُحِبُّونَ اَنْ يُحْمَدُوا بِمَا لَمْ يَفْعَلُوا فَلَا تَحْسَبَنَّهُمْ بِمَفَازَةٍ مِّنَ الْعَذَابِ وَلَهُمْ عَذَابٌ اَلِيمٌ ۱۸۸ وَلِلّٰهِ مُلْكُ السَّمٰوَاتِ وَالْاَرْضِ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيرٌ ۱۸۹ اِنَّ فِي خَلْقِ السَّمٰوَاتِ وَالْاَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ لَاٰيَاتٍ لِّاُولِي الْاَلْبَابِ ۱۹۰ | અને (યાદકર) કે જ્યારે ખુદાએ જેઓને કેતાબ આપવામાં આવી છે તેઓની પાસેથી વચન લીધું કે તમારે નકકી તે કેતાબમાંથી માણસો પાસે વર્ણન કરવું અને તે સંતાડી રાખવી નહિ. પછી તેઓએ તે પોતાની પીઠ પછવાડે ફેંકી દીધી અને તેને બદલે તેઓએ જુજ કિમત લીધી પણ જે તેઓએ તે બદલે લીધું છે તે દુષ્ટ છે. § ૧૮૭. (હે પેયગમ્બર) તું એમ ધાર નહિ કે તે માણસો કે જેઓએ જે કંઇ કર્યું તેનાથી પોતે ખુશ થાય છે અને ઇચ્છે છે કે તેઓએ જે કર્યું નથી તેને લીધે તેઓનાં વખાણ થાય—માટે તું એમ ધાર નહિ કે તેઓ શિક્ષામાંથી મુક્ત થયા છે; અને તેમને માથે દુઃખદાયક શિક્ષા છે. ૧૮૮. અને આકાશો અને પૃથ્વીની પાંદશાહી ખુદાનીજ છે અને ખુદા સર્વ ચીઝ ઉપર સત્તાવાન્ છે. ૧૮૯. ખરેખર આકાશો અને પૃથ્વીની ઉત્પત્તિમાં અને રાત અને દિવસના ફેરફારમાં બુધ્ધિમાન્ માટે નિશાનીઓ છે. ૧૯૦. |

§ એટલે તેઓ ખુદાની કેતાબનો કેટલોક ભાગ સંતાડી અને તેમાં કેટલાક ફેરફાર કરી તેને બદલે લોકો પાસેથી રૂશવત તરીકે માલ મેલ્કત લેતા હતા, આ રૂશવત ઘણી નઠારી છે કારણકે માલ મેલ્કત માત્ર આ દુનિયાનું સાધન છે અને તેઓ તેની સાથે ખુદાની કેતાબ બદલતા હતા.

| | |
|---|---|
| فان كذبوك فقد كذب رسل من قبلك جاءوا بالبينات والزبر والكتاب المنير ١٨٤ كل نفس ذائقة الموت وانما توفون اجوركم يوم القيمة فمن زحزح عن النار وادخل الجنة فقد فاز وما الحيوة الدنيا الا متاع الغرور ١٨٥ لتبلون في اموالكم وانفسكم ولتسمعن من الذين اوتوا الكتاب من قبلكم ومن الذين اشركوا اذى كثيرا وان تصبروا وتتقوا فان ذلك من عزم الامور ١٨٦ | પછી જો તેઓએ તને જૂઠો કહ્યો તો ખરેખર ત્હારી અગાઉના પેયગમ્બરોને જુઠા કહેવામાં આવ્યા છે. તેઓ સ્પષ્ટ નિશાનીઓ, બોધદાયક પુસ્તકો, અને પ્રકાશ આપનારી કેતાબ સહિત આવ્યા હતા. **૧૮૪.** દરેક જણ મોતનો સ્વાદ ચાખનાર છે અને ખરેખર કયામતને દિવસે તમને તમારો બદલો સંપૂર્ણ આપવામાં આવશે પણ જેને આગથી દૂર રાખવામાં આવશે અને જન્નતમાં દાખલ કરવામાં આવશે તેની મોરાદ ખરેખર પાર પડી છે. અને આ દુનિયાની ઝિંદગી છેતરનાર વૈભવ સિવાય બીજુ કંઈ નથી. **૧૮૫.** તમારી દોલતથી અને તમારા પંડથી તમારી ખચિત આઝમાયેશ કરવામાં આવશે. અને જેઓને તમારી પહેલાં કેતાબ આપવામાં આવી છે તેઓની પાસેથી તેમજ મોશરેકો પાસેથી તમે અત્યંત દુઃખ ( ની વાતો ) નકકી સાંભળશો પણ જો તમે ધીરજ રાખો અને ડર રાખો તો ખરેખર ( ધર્મનાં ) કામોમાં આ દૃઢ નિશ્ચય છે. **૧૮૬.** |

ઉઘાડા ઘરમાં મૂકતા અને તે વખતનો પેયગમ્બર ઘરના મધ્ય ભાગમાં આવીને ઉભો રહેતો તેમજ આગેવાનો પણ ઘર બહાર ઉભા રહીને બંદગી કરતા, એટલે સુધી કે આગ આકાશમાંથી ઉતરી આવી કુરબાનીને બાળી નાંખતી, ખુદાએ એ કુરબાની સ્વીકારી છે તેની આ નિશાની હતી, અહિંઆં પણ યહુદીઓએ આવીજ રીતે કરવાના હઝરત પેયગમ્બર પાસે માગણી કરી.

لقد سمع الله قول الذين قالوا ان
الله فقير ونحن اغنياء سنكتب ماقالوا
وقتلهم الانبياء بغير حق ونقول
ذوقوا عذاب الحريق ١٨١ ذلك بما
قدمت ايديكم وان الله ليس بظلام
للعبيد ١٨٢ الذين قالوا ان الله عهد
الينا الا نؤمن لرسول حتى يأتينا بقربان
تأكله النار قل قد جاءكم رسل من
قبلي بالبينات وبالذي قلتم فلم قتلتموهم
ان كنتم صادقين ١٨٣

ખરેખર ખુદાએ તેઓનુ' કહેવુ' સાંભળ્યું કે જેઓએ કહ્યું કે ખુદા મોહતાજ (નિર્ધન) છે *, અને અમે તવંગર છીએ. જે તેઓએ કહ્યું છે તે, તેમજ તેઓનુ' પેયગમ્બરોને નાહક મારી નાંખવાનુ' અમે લખી લેઇશુ' અને કહીશુ: કે બાળી નાંખનાર આગની શિક્ષા ચાખો. ૧૮૧. આ તે માટે છે કે જે તમારા હાથે આગળથી મોકલ્યુ' છે અને બેશક ખુદા બ'દા ઉપર ઝોલમ કરનાર નથી. ૧૮૨. (તેમજ ખુદાએ તેઓનું કહેલું સાંભળ્યુ') કે જેઓએ કહ્યું કે ખરેખર ખુદાએ અમારી સાથે કરાર કર્યો છે કે અમારે કોઇ પેયગમ્બરને માનવો નહિ જ્યાંસુધી કે તે પેયગમ્બર અમારે માટે એવી કુરબાની લાવે કે જેને આગ ખાઇ જાય. § કહે કે ખરેખર તમારી પાસે પેયગમ્બરો અમારી તરફથી સ્પષ્ટ નિશાનીઓ (ચમત્કારો) સહિત અને જે તમે કહ્યુ' તે સહિત આવ્યા છે, ત્યારે શામાટે તમે તેમને મારી નાંખ્યા જો તમે સાચુ' કહેતા હો તો ? ૧૮૩.

* "ખુદાને કોણ ધીરશે" ( સુરા ૨જી આયા ૨૪૫મી ) એ આયા જ્યારે વહી કરવામાં આવી ત્યારે યહુદી લોકોએ કહ્યું કે ખુદા મોહતાજ ( નિર્ધન ) છે અને તેટલા માટે આપણને પૈસા ધીરવાનું કહે છે. તેથી આ આયા વહી કરવામાં આવી.

§ એસ્રાઇલના વંશજોમાં કુરબાનીનું માંસ ખાવું એ હલાલ ન હોતું. તેઓ તે માંસ

ما كان الله ليذر المؤمنين على ما انتم عليه
حتى يميز الخبيث من الطيب وما كان
الله ليطلعكم على الغيب ولكن الله
يجتبي من رسله من يشاء فامنوا بالله
ورسله وان تؤمنوا وتتقوا فلكم اجر
عظيم ١٧٩ ولا يحسبن الذين يبخلون
بما آتاهم الله من فضله هو خيرا لهم
بل هو شر لهم سيطوقون ما بخلوا
به يوم القيامة ولله ميراث السموات
والارض والله بما تعملون خبير ١٨٠

એમ નથી કે ખુદા મોમેનોને જેમ તમે વિચાર બાંધ્યો છે તેમ પડતા મૂકે જ્યાંસુધી તે પલીદ માણસોને પવિત્ર માણસોમાંથી જુદા પાડે અને વળી એમ નથી કે ખુદા અદ્રશ્ય વિષે તમને ખબર આપે. પણ ખુદા પોતાના પેયગમ્બરોમાંથી જેને ચાહે છે તેને (તે કામ માટે) પસંદ કરે છે, માટે તમે ખુદા અને તેના પેયગમ્બરોને માનો અને જો તમે ઈમાન લાવો અને ડર રાખો તો તમારે માટે મ્હોટો બદલો છે. ૧૭૯. જેઓને ખુદાએ પોતાની બક્ષિશથી જે આપ્યું છે તેમાં જેઓ કંજુસાઇ કરે છે, તેઓએ એમ ખ્યાલ કરવો ન જોઇએ, કે તે તેઓને માટે વધારે સારૂં છે; બલ્કે તે તેઓને માટે વધારે ખરાબ છે. જે ચીજને માટે તેઓ કંજુસાઇ કરે છે તે ચીજ કયામતને દિવસે તેઓનાં ગળામાં સાંકળ તરીકે નાંખવામાં આવશે § અને આકાશો અને પૃથ્વીનો વારસો ખુદાનોજ છે, અને જે તમે કરો છો તે ખુદા જાણનાર છે. ૧૮૦.

§ હદિસમાં એવું લખેલું છે કે જે કોઈને દ્રવ્ય આપવામાં આવે તે જો પોતાના પૈસાના પ્રમાણમાં યોગ્ય રકમ દાન તરીકે ન વાપરે તો તેની દોલતને ઝેરીમાં ઝેરી સર્પનું રૂપ આપવામાં આવશે અને કયામતને દિવસે તે સર્પ સાંકળની પેઠે તેનાં ગળામાં વિંટાળવામાં આવશે તે વખતે તે સર્પ તેને કહેશે કે " હું તમારી દોલત છું, હું તમારો ખઝાનો છું. "

انما ذلكم الشيطان يخوف اولياءه
فلا تخافوهم وخافون ان كنتم
مؤمنين ١٧٥ ولا يحزنك الذين
يسارعون فى الكفر انهم لن يضروا
الله شيئا يريد الله الا يجعل لهم حظا
فى الآخرة ولهم عذاب عظيم ١٧٦
ان الذين اشتروا الكفر بالايمان لن
يضروا الله شيئا ولهم عذاب اليم ١٧٧
ولا يحسبن الذين كفروا انما نملى لهم
خير لانفسهم انما نملى لهم ليزدادوا
اثما ولهم عذاب مهين ١٧٨

માત્ર આ શેતાન છે, કે જે પોતાના મિત્રને બ્હીવરાવે છે માટે તેઓનાથી તમે બ્હીઓ નહિ અને મારો ડર રાખો જો તમે મોમેન હો તો. ૧૭૫. જેઓ કાફેરપણા તરફ દોડે છે, તેઓને લીધે, તારે દિલગીર થવું જોઇએ નહિ. ખરેખર તેઓ ખુદાને કંઈ નુકસાન કરી શકતા નથી. ખુદા ઇચ્છે છે કે તેઓને આવતી ઝિંદગીમાં કંઇ ખુશીનો ભાગ તે આપે નહિ, અને તેઓને માટે મ્હોટી શિક્ષા છે. ૧૭૬. ખરેખર જેઓએ કાફેરપણું ધર્મને બદલે ખરીદ્યું છે તેઓ ખુદાને કંઈ નુકસાન કરતા નથી અને તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૭૭. અને જેઓ કાફેર થયા છે તેઓએ એમ નહિ ધારવું જોઇએ કે અમે તેમને વખત આપીએછીએ તે તેઓને માટે સારૂં છે. અમે તેમને માત્ર વખત આપીએછીએ એટલા માટે કે તેઓ પાપમાં વધારો કરે, અને તેમને માટે હલકાઇ પમાડનાર સજા છે. ૧૭૮.

બીવડાવવાને અને પોતાના પંજામાંથી કોઇને બચવાનો સંભવ નથી એવું તેમને કહેવાને મક્કે જતાં આરબના એક કાફલાને લાંચ આપી પણ મુસલમાનો દૃઢ રહ્યા અને તેઓએ કહ્યું કે " ખુદાની મદદ અમારે બસ છે " કેટલાક કહે છે કે બીજે વર્ષે થયેલી બદ્રની લડાઇની સાથે આનો સંબંધ છે કે જે લડાઇને બદ્રનું ન્હાનું યુધ્ધ કહેવામાં આવે છે.

يستبشرون بنعمة من الله وفضل وان
الله لا يضيع اجر المؤمنين ١٧١ الذين
استجابوا لله والرسول من بعد ما
اصابهم القرح للذين احسنوا منهم
واتقوا اجر عظيم ١٧٢ الذين قال لهم
الناس ان الناس قد جمعوا لكم فاخشوهم
فزادهم ايمانا وقالوا حسبنا الله
ونعم الوكيل ١٧٣ فانقلبوا بنعمة من
الله وفضل لم يمسسهم سوء واتبعوا
رضوان الله والله ذو فضل عظيم ١٧٤

તેઓ ખુદાની બક્ષિશ અને કૃપાથી ખુશ થાય છે. અને ખરેખર ખુદા મોમેનોનો બદલો નાબુદ કરશે નહિ. ૧૭૧. જેઓએ પોતાની ઉપર ઘા પડયા પછી ખુદાનો અને પેયગમ્બરનો હોકમ ઉઠાવ્યો ‡ તેઓમાંથી જેઓએ સુકૃત કર્યાં અને ડર રાખ્યો તેઓને માટે મ્હોટો બદલો છે. ૧૭૨. આ લોકો તેજ છે કે જેઓને માણસોએ કહ્યું કે ખરેખર માણસો (શત્રુ) તમારી સામે (લડવા) ભેગા થયા છે; માટે તેમનાથી ડરો પણ આ વાતે તેઓનો ઇમાન વધાર્યો અને તેઓએ કહ્યું કે ખુદા અમારે માટે બસ છે અને તે ઉત્તમ રક્ષક છે. ૧૭૩. પછી તેઓ ખુદાની બક્ષિશ અને કૃપા સહીત (લડાઇમાંથી) પાછા ફર્યા. તેમને કંઈ દુઃખ આવી પડયું નહિ, અને તેઓ ખુદાની ખુશી પ્રમાણે ચાલ્યા અને ખુદા મ્હોટી કૃપાનો ધણી છે. ૧૭૪.

‡ આ ફકરો ક્યારે વહ્ય કરવામાં આવ્યો તે વિષે તફસીર લખનારાઓમાં સહેજ મતભેદ થયો છે, ઓહોદની લડાઈ પછી જ્યારે હઝરત પેયગમ્બરને એવા સમાચાર મળ્યા કે દુશ્મન પાછા હટવાથી પસ્તાઈને મદીના તરફ બીજીવાર આવેછે ત્યારે તે લડાઇમાં જે લોકો દ્રઢ રહ્યા હતા તેમને તેણે બોલાવ્યા; અને તે લોકોમાંના કેટલાક તો એવા ઘાયલ થયા હતા કે તેઓને ઉંચકીને લઈ જવા પડયા હતા, છતાં હમરા-ઉલ-અસદ સુધી તેઓએ દુશ્મનોની સામે થવાને કુચ કરી પણ કોરેશના લશ્કરને ત્રાસ લાગવાથી તેઓએ પોતાનો અડગ નિશ્ચય ફેરવ્યો અને તેઓ ઘર તરફ ચાલ્યા પણ હઝરત પેયગમ્બરને આ ખબર પડવાથી તે પણ મદીને પાછા ગયા તે વખતે જેઓ હઝરત પેયગમ્બરની સાથે ગયા હતા તેઓની વફાદારી અને હિમ્મતના ખુદાએ બહુ વખાણ કર્યા, એવું પણ કહેવામાં આવ્યું છે કે અણુસોફયાને મુસલમાનોને

انما ذلکم الشیطان یخوف اولیآءه
فلا تخافوهم وخافون ان کنتم
مؤمنین ١٧٥ ولا یحزنك الذین
یسارعون فی الکفر انهم لن یضروا
الله شیئا یرید الله الا یجعل لهم حظا
فی الآخرة ولهم عذاب عظیم ١٧٦
ان الذین اشتروا الکفر بالایمان لن
یضروا الله شیئا ولهم عذاب الیم ١٧٧
ولا یحسبن الذین کفروآ انما نملی لهم
خیر لانفسهم انما نملی لهم لیزدادوآ
اثما ولهم عذاب مهین ١٧٨

માત્ર આ શેતાન છે કે જે પોતાના મિત્રને બ્હીવરાવે છે માટે તેઓનાથી તમે બ્હીઓ નહિ અને મારો ડર રાખો જો તમે મોમેન હો તો. ૧૭૫. જેઓ કાફેરપણા તરફ દોડે છે, તેઓને લીધે તારે દિલગીર થવું જોઇએ નહિ. ખરેખર તેઓ ખુદાને કંઈ નુકસાન કરી શકતા નથી. ખુદા ઇચ્છે છે કે તેઓને આવતી ઝિંદગીમાં કંઇ ખુશીનો ભાગ તે આપે નહિ, અને તેઓને માટે મ્હોટી શિક્ષા છે. ૧૭૬. ખરેખર જેઓએ કાફેરપણું ધર્મને બદલે ખરીદયું છે તેઓ ખુદાને કંઈ નુકસાન કરતા નથી અને તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૭૭. અને જેઓ કાફેર થયા છે તેઓએ એમ નહિં ધારવું જોઇએ કે અમે તેમને વખત આપીએછીએ તે તેઓને માટે સારૂં છે. અમે તેમને માત્ર વખત આપીએછીએ એટલા માટે કે તેઓ પાપમાં વધારો કરે, અને તેમને માટે હલકાઇ પમાડનાર સઝા છે. ૧૭૮.

બીવડાવવાને અને પોતાના પંજામાંથી કોઇને બચવાનો સંભવ નથી એવું તેમને કહેવાને મદિને જતાં આરબના એક કાફલાને લાંચ આપી પણ મુસલમાનો દ્રઢ રહ્યા અને તેઓએ કહ્યું કે “ખુદાની મદદ અમારે બસ છે” કેટલાક કહે છે કે બીજે વર્ષે થયેલી બદરની લડાઈની સાથે આનો સંબંધ છે કે જે લડાઇને બદરનું ન્હાનું યુધ્ધ કહેવામાં આવે છે.

يستبشرون بنعمة من الله وفضل وان
الله لا يضيع اجر المؤمنين ١٧١ الذين
استجابوا لله والرسول من بعد ما
اصابهم القرح للذين احسنوا منهم
واتقوا اجر عظيم ١٧٢ الذين قال لهم
الناس ان الناس قد جمعوا لكم فاخشوهم
فزادهم ايمانا وقالوا حسبنا الله
ونعم الوكيل ١٧٣ فانقلبوا بنعمة من
الله وفضل لم يمسسهم سوء واتبعوا
رضوان الله والله ذو فضل عظيم ١٧٤

તેઓ ખુદાની બક્ષિશ અને કૃપાથી ખુશ થાય છે અને ખરેખર ખુદા મોમેનોનો બદલો નાબુદ કરશે નહિં. ૧૭૧. જેઓએ પોતાની ઉપર ઘા પડયા પછી ખુદાનો અને પેયગમ્બરનો હોકમ ઉઠાવ્યો ‡ તેઓમાંથી જેઓએ સુકૃત કર્યાં અને ડર રાખ્યો તેઓને માટે મ્હોટો બદલો છે. ૧૭૨. આ લોકો તેજ છે કે જેઓને માણસોએ કહ્યું કે ખરેખર માણસો (શત્રુ) તમારી સામે (લડવા) ભેગા થયા છે; માટે તેમનાથી ડરો પણ આ વાતે તેઓનો ઇમાન વધાર્યો અને તેઓએ કહ્યું કે ખુદા અમારે માટે બસ છે અને તે ઉત્તમ રક્ષક છે. ૧૭૩. પછી તેઓ ખુદાની બક્ષિશ અને કૃપા સહીત (લડાઇમાંથી) પાછા ફર્યા. તેમને કંઇ દુઃખ આવી પડયું નહિ, અને તેઓ ખુદાની ખુશી પ્રમાણે ચાલ્યા અને ખુદા મ્હોટી કૃપાનો ધણી છે. ૧૭૪.

‡ આ ફકરો કયારે વહ્ય કરવામાં આવ્યો તે વિષે તફસીર લખનારાઓમાં સહેજ મતભેદ થયો છે, ઓહોદની લડાઈ પછી જ્યારે હઝરત પેયગમ્બરને એવા સમાચાર મળ્યા કે દુશ્મન પાછા હઠવાથી પસ્તાઈને મદીના તરફ બીજીવાર આવેછે ત્યારે તે લડાઇમાં જે લોકો દ્રઢ રહ્યા હતા તેમને તેણે બોલાવ્યા; અને તે લોકોમાંના કેટલાક તો એવા ઘાયલ થયા હતા કે તેઓને ઉંચકીને લઈ જવા પડયા હતા, છતાં હમરા-ઉલ-અસદ સુધી તેઓએ દુશ્મનોની સામે થવાને કુચ કરી પણ કોરૈશના લસ્કરને ત્રાસ લાગવાથી તેઓએ પોતાનો અડગ નિશ્ચય ફેરવ્યો અને તેઓ ઘર તરફ ચાલ્યા પણ હઝરત પેયગમ્બરને આ ખબર પડવાથી તે પણ મદીને પાછા ગયા તે વખતે જેઓ હઝરત પેયગમ્બરની સાથે ગયા હતા તેઓની વફાદારી અને હિમ્મતના ખુદાએ બહુ વખાણ કર્યા, એવું પણ કહેવામાં આવ્યું છે કે અબુસોફયાને મુસલમાનોને

وليعلم الذين نافقوا وقيل لهم تعالوا
قاتلوا فى سبيل الله او ادفعوا قالوا
لو نعلم قتالا لاتبعناكم هم للكفر يومئذ
اقرب منهم للايمان يقولون بافواههم
ماليس فى قلوبهم والله اعلم بما
يكتمون ١٦٧ الذين قالوا لاخوانهم
وقعدوا لو اطاعونا ماقتلوا قل فادرءوا
عن انفسكم الموت ان كنتم صادقين ١٦٨
ولا تحسبن الذين قتلوا فى سبيل الله
امواتا بل احياء عند ربهم يرزقون ١٦٩
فرحين بما اتاهم الله من فضله و
يستبشرون بالذين لم يلحقوا بهم من خلفهم
الا خوف عليهم ولا هم يحزنون ١٧٠

અને વળી એટલા માટે કે જેઓ મોનાફેક હતા તેઓ ઓળખાય અને તેઓને કહેવામાં આવ્યું હતું કે આવો, ખુદાને રસ્તે લડો, અથવા (શત્રુને) હાંકી કાઢો; ત્યારે તેઓએ કહ્યું કે જો અમને લડતાં આવડતું હોત તો ખચિત અમે તમારી પાછળ ચાલ્યા હોત. તેઓ પોતેજ કાફેરપણા તરફ તે દિવસે ઇમાન કરતાં વધારે નઝદિક હતા. તેઓ પોતાનાં મ્હોંએથી જે પોતાનાં અંતઃકરણમાં નથી તે કહે છે અને ખુદા વધારે જાણે છે જે તેઓ સંતાડે છે. ૧૬૭. તેઓએ પોતાના ભાઇઓ વિષે કહ્યું, અને પોતે ઘરે બેઠા, કે જો તેઓએ અમારૂં ફરમાન ઉઠાવ્યું હોત તો તેઓ મરાયા ન હોત. કહે કે ત્યારે તમારી પોતાની ઉપરથીજ મોત દુર કરો, જો તમે સાચું બોલતા હો તો. ૧૬૮. અને તું એમ ધાર નહિ કે જેઓને ખુદાને રસ્તે મારી નાંખવામાં આવ્યા છે તેઓ મુએલા છે, બલ્કે તેઓ પોતાના પરવરદેગાર પાસે જીવતા છે; તેઓને રૂઝી આપવામાં આવે છે. ૧૬૯. જે ખુદાએ પોતાની દયાથી તેમને આપ્યું છે તેથી તેઓ ખુશ છે અને તેઓ તેમને લીધે, કે જેઓ તેઓની પછવાડેથી હજીસુધી તેઓની સાથે ભેગા થયા નથી, આનંદ પામે છે કે તેમને કંઇ ધાસ્તી નથી અને તેઓ દુઃખી થશે નહિ. ૧૭૦.

પકડ્યા; અને ઓહોદની લડાઈમાં માત્ર ૭૦ મુસલમાનો માર્યા ગયા હતા.

أفمن اتبع رضوان الله كمن باء بسخط
من الله ومأويه جهنم وبئس
المصير ١٦٢ هم درجات عند الله والله
بصير بما يعملون ١٦٣ لقد من الله
على المؤمنين اذ بعث فيهم رسولا
من انفسهم يتلوا عليهم اياته ويزكيهم
ويعلمهم الكتاب والحكمة وان كانوا
من قبل لفي ضلال مبين ١٦٤ اولما
اصابتكم مصيبة قد اصبتم مثليها قلتم
انى هذا قل هو من عند انفسكم
ان الله على كل شئ قدير ١٦٥
وما اصابكم يوم التقى الجمعان فباذن
الله وليعلم المؤمنين ١٦٦

النصف

૧/૨ રુકૂ

શું, જે ખુદાની ખુશી પ્રમાણે ચાલ્યો છે તે તેના જેવો છે કે જે ખુદાના કોપ તરફ ફર્યો છે * અને જેનું રેહેઠાણ જહન્નમ છે ? અને તે એક ખરાબ પાછા ફરવાની જગ્યા છે. ૧૬૨. તેઓને માટે ખુદા પાસે ઉંચા દરજ્જા છે અને જે તેઓ કરે છે તે ખુદા જોનાર છે. ૧૬૩. ખરેખર ખુદાએ મોમેનો ઉપર ઉપકાર કર્યો છે કે જ્યારે તેઓની વચ્ચે એક પેયગમ્બર તેઓમાંથીજ તેણે ઉત્પન્ન કર્યો છે કે જે તેમની પાસે તેની આયાત વાંચે છે અને તેઓને પવિત્ર કરે છે અને તેઓને કેતાબ અને હેકમત (ધર્મજ્ઞાન) શીખવે છે અગર જોકે તે અગાઉ તેઓ ચોખ્ખી ભૂલમાં હતા. ૧૬૪. શું, જ્યારે તમારી ઉપર કંઇ આફત આવી પડે છે જોકે તમે તેથી બમણી બીજાને પહોંચાડી છે § ત્યારે તમે કહ્યું કે આ ક્યાંથી? કહે કે તે તમારી પોતાની પાસેથીજ, ખરેખર ખુદા સર્વ શક્તિમાન્ છે. ૧૬૫. અને જે તમને તે દિવસે વીત્યું કે જે દિવસે બે લશ્કરો મળ્યાં તે ખુદાની પરવાનગીથીજ હતું અને તે એટલા માટે કે મોમેનો ઓળખાય. ૧૬૬.

* એટલે જેની ઉપર ખુદાનો તેના અપ્રમાણીકપણાને લીધે કોપ થયો છે.

§ બદ્રની લડાઇમાં મુસલમાનોએ ૭૦ કાફેરોને મારી નાંખ્યા અને ૭૦ કાફેરોને કેદ

فبما رحمة من الله لنت لهم ولو كنت
فظا غليظ القلب لانفضوا من حولك
فاعف عنهم واستغفر لهم وشاورهم
في الامر فاذا عزمت فتوكل على
الله ان الله يحب المتوكلين ١٥٩ ان
ينصركم الله فلا غالب لكم وان
يخذلكم فمن ذا الذي ينصركم من
بعده وعلى الله فليتوكل المؤمنون ١٦٠
وما كان لنبي ان يغل ومن يغلل
يأت بما غل يوم القيمة ثم توفى كل
نفس ما كسبت وهم لا يظلمون ١٦١

પછી ખુદા તરફની દયાને લીધે તેમની સાથે તું માયાળુપણે વર્ત્યો § અને જો તું ખરાબ સ્વભાવનો અને કઠણ અંતઃકરણવાળો હોત તો તેઓ ત્હારી આસપાસથી વિખરાઇ ગયા હોત માટે તેમને માફ કર, અને તેમને માટે ક્ષમા માગ અને કામમાં તેઓનો અભિપ્રાય પૂછ. પછી જ્યારે તું નિશ્ચય કરે ત્યારે ખુદા ઉપર આધાર રાખ. ખરેખર ખુદા (પોતાની ઉપર) આધાર રાખનારાઓને ચાહે છે. ૧૫૯. જો ખુદા તમને મદદ કરે તો તમારી ઉપર કોઇ જીત મેળવનાર નથી; અને જો ખુદા તમને પડતા મૂકે તો એવો કોણ છે કે જે તે પછી તમને મદદ કરે? અને મોમેનોએ ખુદા ઉપરજ આધાર રાખવો જોઇએ. ૧૬૦. કોઇ પેયગમ્બરને યોગ્ય નથી કે તે અપ્રમાણિકપણે વર્તે † અને જે કોઇ અપ્રમાણિકપણે વર્તે તે, જે તેણે અપ્રમાણિકપણે મેળવ્યું છે, તે સહિત કયામતને દિવસે હાઝેર થશે. * પછી દરેક જણને જે તે કમાયો છે તે પૂરેપૂરૂં આપવામાં આવશે અને તેઓની ઉપર ઝોલમ કરવામાં આવશે નહિ. ૧૬૧.

§ યુધ્ધ પછી હઝરત પેયગમ્બરે નાસી ગયેલા માણસો તરફ ઘણી મહેરબાની અને દયા બતાવી.

† કેટલાક અસહાબોએ જ્યારે પોતાના નબળા ભાઇબંધો કરતાં ગનીમતનો વધારે ભાગ લેવા ઇચ્છ્યું ત્યારે આ ફકરો વહ્ય કરવામાં આવ્યો. કેટલાક એમ માને છે કે ઓહોદની લડાઇમાં જે તીરંદાઝોને લીધે હાર થઇ તેઓ પોતાની જગ્યા છોડી ચાલ્યા ગયા કારણ કે તેઓ એમ ધારતા હતા કે હઝરત પેયગમ્બર તેમને તેમનો ગનીમતનો ભાગ આપશે નહી.

* હદિસમાં એવું લખેલું છે કે જે કોઇ બીજાને છેતરશે તે, છેતરીને મેળવેલી ચીઝ કયામતને દિવસે પોતાની ડોક ઉપર ઝાહેર રીતે લઇ જશે.

હે મોમેનો તમે તેઓના જેવા થાઓ
નહિ કે જેઓ કાફેર થયા અને જેઓએ
પોતાના ભાઇઓ વિષે, જ્યારે તેઓ પૃથ્વી
ઉપર સફર કરવા ગયા, અથવા ધર્મ
લડાઈ કરવા ગયા ત્યારે કહ્યું કે જો
તેઓ અમારી પાસે રહ્યા હોત તો તેઓ
મરી ગયા ન હોત અને તેઓને મારી
નાંખવામાં આવ્યા ન હોત. આ બાબતને
(કાફેરો જેવા થવું નહિ તે) ખુદા
તેઓનાં અંતઃકરણમાં ઉદ્વેગનું કારણ
બનાવે અને ખુદા જીવ આપે છે અને
મરણ આપે છે અને તમે જે કરો છો
તે ખુદા જોનાર છે. ૧૫૬. અને જો
તમને ખુદાને રસ્તે મારી નાંખવામાં
આવે અથવા તમે મરી જાઓ તો
ખુદાની માફી અને બક્ષિશ જે તેઓ
(કાફેરો) એકઠું કરે છે તે કરતાં
વધારે સારી છે. ૧૫૭. અને જો તમે
મરી જાઓ અથવા તમને મારીનાંખવામાં
આવે તો ખચિત્ તમને ખુદા તરફ
એકઠા કરવામાં આવશે. ૧૫૮.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَكُونُوا
كَالَّذِينَ كَفَرُوا وَقَالُوا لِإِخْوَانِهِمْ
إِذَا ضَرَبُوا فِي الْأَرْضِ أَوْ كَانُوا
غُزًّى لَوْ كَانُوا عِنْدَنَا مَا مَاتُوا وَمَا
قُتِلُوا لِيَجْعَلَ اللَّهُ ذَلِكَ حَسْرَةً فِي
قُلُوبِهِمْ وَاللَّهُ يُحْيِي وَيُمِيتُ وَاللَّهُ بِمَا
تَعْمَلُونَ بَصِيرٌ ١٥٦ وَلَئِنْ قُتِلْتُمْ فِي
سَبِيلِ اللَّهِ أَوْ مُتُّمْ لَمَغْفِرَةٌ مِنَ
اللَّهِ وَرَحْمَةٌ خَيْرٌ مِمَّا يَجْمَعُونَ ١٥٧
وَلَئِنْ مُتُّمْ أَوْ قُتِلْتُمْ لَإِلَى اللَّهِ
تُحْشَرُونَ ١٥٨

يظنون بالله غير الحق ظن الجاهلية
يقولون هل لنا من الامر من شيء
قل ان الامر كله لله يخفون في
انفسهم مالا يبدون لك يقولون
لو كان لنا من الامر شيء ماقتلنا ههنا
قل لو كنتم في بيوتكم لبرز الذين
كتب عليهم القتل الى مضاجعهم
وليبتلي الله ما في صدوركم وليمحص
ما في قلوبكم والله عليم بذات
الصدور ١٥٤ ان الذين تولوا منكم
يوم التقى الجمعان انما استزلهم الشيطان
ببعض ما كسبوا ولقد عفا الله عنهم
ان الله غفور حليم ١٥٥

તેઓ ખુદા વિષે, ખોટી ધારણા જાહેલીય્યતની ધારણા જેવી બાંધતા હતા. તેઓ કહેતા હતા કે શું અમારે માટે આ કામ (જય) માં કાંઈ છે? કહે કે ખરેખર સઘળાં કામ ખુદાનાજ છે. તેઓ પોતાનાં અંતઃકરણમાં જે ત્હારે માટે 'ખુલ્લું' કરતાં નથી તે તેઓ છૂપાવે છે, તેઓ કહે છે કે જો અમારે માટે આ કામમાં કાંઇ હોત તો અમે અહિંઆ મરાયા નહોત. કહે કે જો તમે તમારા ઘરમાં હોત, તોપણ ખચિત જેઓને માટે કતલ લખેલી છે તેઓ પોતાની મરવાની જગ્યાપર આવી પડયા હોત, અને તે એટલાં માટે કે તમારાં હ્રદયમાં જે છે તે ખુદા આઝમાવે, અને વળી એટલા માટે કે જે તમારાં અંતઃકરણમાં છે તે ખુદા શુદ્ધ કરે, અને ખુદા હ્રદયની ગુહ્ય વાતો જાણનાર છે. ૧૫૪. ખરેખર તમારામાંથી જે દિવસે બે લશ્કરો મળ્યાં તે દિવસે જેઓએ પીઠ ફેરવી, તેઓને શેતાને જે તેઓ કમાયા છે, તેના કાંઇક ભાગને લીધે ભૂલ ખવરાવી પણ ખરેખર ખુદાએ તેઓને માફ કર્યા, ખરેખર ખુદા માફી આપનાર (અને) માયાળુ છે. ૧૫૫.

اذ تصعدون ولا تلون على
احد والرسول يدعوكم فى اخريكم
فاثابكم غما بغم لكيلا تحزنوا
على مافاتكم ولا ما اصابكم والله
خبير بما تعملون ١٥٣ ثم انزل عليكم
من بعد الغم امنة نعاسا يغشى طائفة
منكم وطائفة قد اهمتهم انفسهم

જ્યારે તમે ભાગીને દૂર જતા હતા અને કોઇ તરફ જોતા નહોતા અને પેયગમ્બર તમને તમારી પછવાડેથી બોલાવતો હતો † ત્યારે ખુદાએ તમને દિલગીરીપર દિલગીરીમાં બદલો આપ્યો એટલા માટે કે જે તમે ખોયું હતું અથવા જે દુઃખ તમારે માથે આવી પડયું હતું તેને લીધે તમને દિલગીરી (લાગણી) થાય નહિ, ‡ અને જે તમે કરોછો તે ખુદા જાણનાર છે. ૧૫૩. પછી તેણે તમારી ઉપર દિલગીરી પાછળ સલામતી નીચે મોકલી. તે ટુંકી નિદ્રા હતી * કે જે તમારામાંની એક ટોળી ઉપર આવી અને બીજી ટોળી, મનમાં ઉત્પન્ન થતા વિચારથી, ચિંતાતુરથઇ દિલગીરીમાં પડી હતી,

---

અનાદર કરવાને લીધે.

† ઓહોદ આગળ મુસલમાન લોકો નાસી ગયા પછી હઝરત પેયગમ્બરે પોકાર કર્યો અને તેમને બોલાવ્યા કે " હે ખુદાના બંદાઓ મ્હારી પાસે આવો હું ખરેખર તેનો પેયગમ્બર છું " પણ ઘણાજ થોડા મુસલમાનો તેની પાસે પાછા આવ્યા.

‡ આ ફકરાનો અર્થ એવો છે કે તમારા દુશ્મનો તરફથી તમને પરાજય મળે અને તમારા પેયગમ્બરના વફાતની અફવા સાંભળી તમારી હિમ્મત છૂટી જાય. એવો જોગ લાવી તમારા લોભ અને હોકમના અનાદરને માટે ખુદાએ તમને સઝા કરી એટલા માટે કે દુઃખ વખતે તમને ધીરજ રહે અને ભવિષ્યમાં કાંઈ પણ નુકસાનનો તમને ખેદ થાય નહિ.

* ઓહોદની લડાઇ પછી મુસલમાનો સુવા ગયા. કેટલાકને બહુ ઉંઘ આવી ગઈ તેથી તેઓ તાઝા થયા અને કેટલાક પોતાનો નાશ નઝદિક આવ્યો છે એવો વિચાર કરતાં નકામાં તર્કવિતર્કો આવવાથી ગભરાટમાં પડયા.

يا ايها الذين امنوا ان تطيعوا الذين كفروا
يردوكم على اعقابكم فتنقلبوا خاسرين ١٤٩
بل الله موليكم وهو خير الناصرين ١٥٠
سنلقي في قلوب الذين كفروا الرعب
بما اشركوا بالله مالم ينزل به سلطانا
وماويهم النار وبئس مثوى الظالمين ١٥١
ولقد صدقكم الله وعده اذ تحسونهم
باذنه حتى اذا فشلتم وتنازعتم في الامر
وعصيتم من بعد ما اريكم ما تحبون
منكم من يريد الدنيا ومنكم من
يريد الاخرة ثم صرفكم عنهم ليبتليكم
ولقد عفا عنكم والله ذو فضل
على المؤمنين ١٥٢

હે મોમેનો, જેઓ કાફેર થયા છે તેઓનું જો તમે ફરમાન ઉઠાવશો તો તેઓ તમને તમારી એડી ઉપર પાછા ફેરવશે, * પછી તમે નુકસાન ખમનારાઓ થશો. ૧૪૯. બલ્કે ખુદા તમારો મદદગાર છે અને તે મદદગારોમાં સૌથી શ્રેષ્ટ છે. ૧૫૦. અમે જલદીથી કાફેરોનાં અંતઃકરણમાં ભય નાંખીશું કારણકે જેને માટે ખુદાએ કંઇપણ દલીલ નીચે મોકલી નથી તેને તેઓ ખુદા સાથે ભાગીદાર ગણે છે, અને તેઓનું રહેઠાણ આગ છે; અને ઝોલમગારો માટે તે એક ખરાબ રહેઠાણ છે. ૧૫૧. અને ખરેખર તમારી સાથે ખુદાએ પોતાનું વચન સત્યપૂર્વક પાળ્યું કે જે વખતે તમે તેના હોકમથી તેઓને ઉતાવળથી મારી નાંખતા હતા, છેવટે તમે હીચકારાપણું બતાવ્યું અને કામ (લડાઇ) બાબત તમે એકબીજા સાથે તકરાર ચલાવી અને તમે જે ઇચ્છતા હતા તે તમને ખુદાએ બતાવ્યા પછી તમે નાફરમાની કરી. § તમારામાંના કેટલાક આ દુનિયાને ઇચ્છે છે અને તમારામાંના કેટલાક આવતી ઝિંદગીને ઇચ્છે છે, પછી ખુદાએ તમને તેઓથી ફેરવ્યા (તેઓને મારી નાંખવામાંથી તમારૂં મન અટકાવ્યું) એટલા માટે કે તે તમારી આંઝમાયેશ કરે; અને તેણે તમને માફ કર્યું છે અને ખુદા મોમેનો ઉપર કૃપાળુ છે. ૧૫૨.

* આ સુરાની ૧૪૨ મી આયાનું ટિપ્પણ જુઓ.

§ ઓહોદ પર્વતના રસ્તાની ચોકી કરવનું કામ પડતું મ'વાથી તેના સરદારના ગે મનો

અને કોઇ જીવ એવો નથી કે તે ખુદાના હોકમ સિવાય મરીજાય, ચોકસ મુદત કેતાબમાં લખેલ છે, અને જે કોઇ આ દુનિયામાં બદલો ઇચ્છે તેમાંથી તેને અમે આપીશું, અને જે આવતી ઝિંદગીમાં બદલો ઇચ્છે તેમાંથી તેને પણ અમે આપીશું, અને આભાર માનનારાઓને અમે જલદીથી સંપૂર્ણ બદલો આપીશું. ૧૪૫. અને ઘણા એક પેયગમ્બરો હતા કે જેની સાથે મ્હોટી ફોજે § લડી છે પણ જે દુઃખ તેઓની ઉપર ખુદાને રસ્તે આવી પડયું તેને લીધે તેઓ ઢીલા થયા નહિ તેમજ તેઓ નબળા થયા નહિ, અને તેમજ કાંઇપણ દીનતા તેઓએ બતાવી નહિ; અને ખુદા ધીરજ રાખનારાઓને ચાહે છે. ૧૪૬. અને તેઓનું કહેવું આ સિવાય બીજું કાંઇ નહોતું કે તેઓએ કહ્યું કે હે અમારા પરવરદેગાર અમને અમારાં પાપની અને અમારાં કામમાં હદબહાર ગયાની તું માફી આપ અને અમારા પગ દ્રઢ કર અને કાફેર ટોળી ઉપર અમને જય આપ. ૧૪૭. પછી ખુદાએ તેમને આ દુનિયાનો બદલો અને આવતી ઝિંદગીનો પણ સારો બદલો આપ્યો; અને ખુદા સુકૃત્ય કરનારાઓને ચાહે છે. ૧૪૮.

وما كان لنفس ان تموت الا باذن الله كتابا
مؤجلا ومن يرد ثواب الدنيا نؤته منها ومن
يرد ثواب الاخرة نؤته منها وسنجزى
الشاكرين ١٤٥ وكاين من نبي قاتل
معه ربيون كثير فما وهنوا لما اصابهم
في سبيل الله وما ضعفوا وما استكانوا
والله يحب الصابرين ١٤٦ وما كان قولهم
الا ان قالوا ربنا اغفرلنا ذنوبنا واسرافنا
في امرنا وثبت اقدامنا وانصرنا على
القوم الكافرين ١٤٧ فاتاهم الله ثواب
الدنيا وحسن ثواب الاخرة والله
يحب المحسنين ١٤٨

§ " રેબ્બીયુન " ( મ્હોટી ફોજો ) નો અર્થ કેટલાકના કહેવા પ્રમાણે " વિદ્વાન પુરૂષો " અને " આલેમો " થાય છે; અને કેટલાક કહે છે કે તેનો અર્થ "દશ હઝાર માણસો કરતાં ઓછી નહિ એવી માણસોની સંખ્યા " થાય છે.

શું તમે એમ ધારો છો કે તમે જન્નતમાં દાખલ થાઓ અગર જોકે તમારામાંથી જેઓ લડાઇ કરે તેઓને ખુદાએ જાણ્યા (જોયા) નથી, અને ધીરજવાનને પણ જાણ્યા નથી ? ૧૪૨. અને ખરેખર તમે મૃત્યુ જુઓ તે અગાઉ તેની તમે હોંશ કરતા હતા, * પછી ખરેખર તે તમે જોયું અને તમે (મરનાર તરફ) નજર કરતા હતા. ૧૪૩. અને મોહમ્મદ એક પેયગમ્બર સિવાય બીજો કોઇ નથી, તેના પહેલાં પેયગમ્બરો થઇ ગયા છે. જો તે મરીજાય અથવા તેને મારી નાંખવામાં આવે તો શું તમે તમારી એડી ઉપર પાછા ફરશો ? ‡ અને જે પોતાની બન્ને એડી ઉપર પાછો ફરે છે તે ખુદાને કદી કંઇ નુકસાન પહોંચાડી શકશે નહિ, અને ખુદા આભાર માનનારાઓને જલદી બદલો આપશે. ૧૪૪.

ام حسبتم ان تدخلوا الجنة ولما يعلم
الله الذين جاهدوا منكم ويعلم
الصابرين ١٤٢ ولقد كنتم تمنون الموت
من قبل ان تلقوه فقد رايتموه وانتم
تنظرون ١٤٣ وما محمد الا رسول
قد خلت من قبله الرسل افان مات
اوقتل انقلبتم على اعقابكم ومن ينقلب
على عقبيه فلن يضر الله شيئا وسيجزى
الله الشاكرين ١٤٤

---

* આનો સંબંધ કેટલાક મુસલમાનોની સાથે છે કે જેઓ બદ્રની લડાઇમાં હાજર નહિ હોવાથી તે લડાઇમાં જે લોકોએ ધર્મને માટે આપ્યું આપ્યો તેઓના જેવું માન બીજી લડાઇમાં મેળવવાની તક શોધતા હતા, પણ ઓહોદની લડાઇમાં તેઓની આશા નિષ્ફળ થઇ.

‡ ઓહોદની લડાઇમાં જ્યારે હઝરત પેયગમ્બર ઘાયલ થયા અને મરાઇ ગયેલા માણસો વચ્ચે છૂપા રહ્યા ત્યારે એવી અફવા ઉડી કે હઝરત મોહમ્મદ વફાત પામ્યા. આથી કેટલાક નબળા મનના મુસલમાનોએ અબુ-સોફયાનની પાસેથી પોતાને માટે માફી મેળવવા અબ્દુલ્લાહે ઓબૈયને અરજ કરવા ઇચ્છયું અને કેટલાક રણભૂમિમાંથી નાશી ગયા જેથી હઝરત પેયગમ્બરે તેમને તેમના અયોગ્ય વર્તન માટે ઠપકો આપ્યો અને તેઓએ પણ તેના વફાતની અફવા સાંભળવાથી થયેલી ભૂલને માટે તેની પાસે માફી માગી અને તે વખતે આ આયાત નાઝલ કરવામાં આવી. "એડી ઉપર પાછા ફરવું" એટલે એસ્લામ ધર્મ તજી પેયગમ્બરને છોડી જતા રહેવું.

اولٰئك جزاؤهم مغفرة من ربهم
وجنات تجرى من تحتها الانهار
خالدين فيها ونعم اجر العاملين ١٣٦
قد خلت من قبلكم سنن فسيروا
فى الارض فانظروا كيف كان عاقبة
المكذبين ١٣٧ هذا بيان للناس
وهدى وموعظة للمتقين ١٣٨ ولا
تهنوا ولاتحزنوا وانتم الاعلون ان
كنتم مؤمنين ١٣٩ ان يمسسكم قرح
فقد مس القوم قرح مثله وتلك الايام
نداولها بين الناس وليعلم الله الذين
امنوا ويتخذ منكم شهداء والله
لايحب الظالمين ١٤٠ وليمحص الله
الذين امنوا ويمحق الكافرين ١٤١

આ લોકોનો બદલો તેઓના પરવરદેગાર પાસેથી ક્ષમા છે અને બેહેશ્તની વાડીઓ છે કે જેની નીચે નદીઓ વહે છે, તેઓ તેમાં સદા રહેનાર છે, અને (સારાં) કામ કરનારાઓનો બદલો સારો છે. ૧૩૬. તમારી અગાઉ ઘણાં બનાવો બની ગયા છે, માટે પૃથ્વીમાં મુસાફેરી કરો, અને જુઓ કે ( પેયગમ્બરોને ) જુઠા કહેનારનો અંત કેવો હતો.૧૩૭. આ માણસોને માટે એક વર્ણન છે અને એક રસ્તો દેખાડનાર અને શિખામણ પરહેજગારો માટે છે. ૧૩૮. અને તમે ઢીલા થાઓ નહિ, અને તેમજ તમે દિલગીર થાઓ નહિ (કારણ કે ) તમે તેઓથી ઉંચા છો જો તમે મોમેન હો તો. ૧૩૯. જો તમને કાંઈ ઘા વાગે તો ખરેખર લોકોને તમારા જેવા ઘા વાગ્યા છે, અને અમે આ દિવસો ( નું ચક્ર ) વારાફરતી માણસોની વચ્ચે ફેરવીએ છીએ, અને તે એટલા માટે કે જેઓ ઈમાન લાવ્યા છે તેઓને ખુદા જાણે અને તમારામાંથી ખુદા સાક્ષીઓ લે. અને ખુદા ઝોલમગારોને ચાહતો નથી. ૧૪૦. અને વળી એટલા માટે કે જેઓ ઇમાન લાવ્યા છે તેઓને ખુદા ( ગુનાહથી ) પાક કરે અને કાફેરોને નાશ કરે. ૧૪૧.

હે મોમેનો, તમે વ્યાજ બમણું ચોગણું
ખાઓ નહિ અને ખુદાનો ડર રાખો
કે કદાચ્ તમે મુક્તિ મેળવો. ૧૩૦.
અને તે આગનો ડર રાખો કે
જે કાફ઼ેરોને માટે તૈયાર કરવામાં
આવી છે. ૧૩૧. અને ખુદાનો અને
પેયગમ્બરનો હોકમ ઉઠાવો કે કદાચ્
તમારી ઉપર દયા થાય. ૧૩૨.
અને તમારા પરવરદેગારની ક્ષમા તરફ઼
દોડો, તેમજ જન્નત તરફ઼; કે જેની
પહોળાઈ આકાશો અને પૃથ્વી જેટલી
છે. તે પરહીઝગારો માટે તૈયાર કરેલું
છે, ૧૩૩. કે જેઓ સુખ અને દુઃખમાં
દાન કરે છે, અને પોતાનો ક્રોધ દબાવે
છે અને માણસોને, માફ઼ કરે છે અને
ખુદા સુકૃત્ય કરનારને દોસ્ત રાખે
છે. ૧૩૪. અને જેઓ જ્યારે દુષ્ટ
કામ કરે છે અથવા પોતાની ઉપર
ઝોલમ કરે છે ત્યારે ખુદાને યાદ કરે
છે અને પોતાના ગુનાહ માટે માફી
માગે છે; અને ખુદા સિવાય પાપ કોણ
માફ઼ કરે છે? અને તેઓએ જે કર્યું તે
તેઓએ આગ્રહપૂર્વક કર્યા કર્યુંજ નહિ,
અને તે તેઓ જાણે છે. ૧૩૫.

يَآيُّهَا الَّذِينَ اٰمَنُوا لَا تَاْكُلُوا
الرِّبٰوٓا اَضْعَافًا مُّضٰعَفَةً وَّاتَّقُوا
اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُونَ ١٣٠ وَاتَّقُوا النَّارَ
الَّتِيْٓ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ ١٣١ وَاَطِيْعُوا
اللّٰهَ وَالرَّسُوْلَ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ١٣٢
وَسَارِعُوْٓا اِلٰى مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ وَجَنَّةٍ
عَرْضُهَا السَّمٰوٰتُ وَالْاَرْضُ اُعِدَّتْ
لِلْمُتَّقِيْنَ ١٣٣ الَّذِيْنَ يُنْفِقُوْنَ فِى السَّرَّآءِ
وَالضَّرَّآءِ وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ
عَنِ النَّاسِ وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ١٣٤
وَالَّذِيْنَ اِذَا فَعَلُوْا فَاحِشَةً اَوْ ظَلَمُوْٓا
اَنْفُسَهُمْ ذَكَرُوا اللّٰهَ فَاسْتَغْفَرُوْا
لِذُنُوْبِهِمْ وَمَنْ يَّغْفِرُ الذُّنُوْبَ اِلَّا اللّٰهُ وَلَمْ
يُصِرُّوْا عَلٰى مَا فَعَلُوْا وَهُمْ يَعْلَمُوْنَ ١٣٥

وما جعله الله الا بشرى لكم ولتطمئن
قلوبكم به وماالنصر الامن عندالله العزيز
الحكيم ١٢٦ ليقطع طرفا من الذين
كفروا او يكبتهم فينقلبوا خا ئبين ١٢٧
ليس لك من الامر شئ او يتوب
عليهم اويعذبهم فانهم ظالمون ١٢٨
و لله ما فى السموات وما فى الارض
يغفر لمن يشاء ويعذب من يشاء والله
غفور رحيم ١٢٩

અને તમને (ફતેહના) ખુશ ખબર આપવા સિવાય ખુદાએ આ મદદ કરી નથી; અને વળી એટલા માટે કે તમારાં અંતઃકરણ તે વડે શાંત થાય અને ફતેહ માત્ર ખુદા પાસેથીજ છે કે જે શકિતમાન્ ( અને ) સત્ય કરનાર છે. ૧૨૬. ( ખુદાએ મદદ આપી ) એટલા માટે કે જેઓ કાફેર થયા છે તેઓમાંના એક ભાગને ખુદા કાપી નાંખે, અથવા તેઓને ( હરાવી દિલગીર કરી ) તુચ્છ કરે કે જેથી તેઓ નિરાશ થઇ પાછા ફરે. ૧૨૭.–આ કામમાં તારે કંઇ નથી.–† અથવા ખુદા તેમની તૌબા કબુલ કરે અથવા તેમને શિક્ષા કરે. ખરેખર તેઓ ઝોલમગાર છે. ૧૨૮. અને આકાશોમાં જે છે અને પૃથ્વીમાં જે છે તે ખુદાનું છે. જેને તે ચાહે છે તેને તે ક્ષમા આપે છે અને જેને ચાહે છે તેને તે શિક્ષા કરે છે અને ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૧૨૯.

શરીર ઉપર અને ઘોડા ઉપર નિશાનીઓ હતી. તેઓએ ઘોડાનાં માથાં અને પૂંછડાંઓ ઉપર રાતા ઉનના કકડા રાખ્યા હતા.

† એવું કહેવામાં આવ્યું છે કે જ્યારે હઝરત પેયગમ્બર "ઓહોદ" ની લડાઇ પછી ઝખમી થયેલા અને શહીદ થયેલા અસહાબો વચ્ચેથી "ઓહોદ પર્વતના એક ટેકરી આગળ ગયા અને પોતાના કાકા હમઝાની શહાદતની તથા તેમની પ્રત્યે કાફેરોની ઘાતકી વર્તણુકની ખબર મળી ત્યારે હઝરતે કાફેરોનો નાશ કરવા માટે ખુદા પાસે દોઆ કરવાનો મનમાં વિચાર કર્યો. તે વખતે આ આયા વહી કરવામાં આવી તેથી આ વાકયનો અર્થ એ છે કે કાફેરોનો નાશ કરવાનો એખ્તેયાર તારા હાથમાં નથી પણ માત્ર તારૂં કામ તેઓને ચેતવણી આપવાનું અને ઉપદેશ કરવાનું છે.

إذ همت طائفتان منكم
أن تفشلا والله وليهما وعلى الله
فليتوكل المؤمنون ١٢٢ ولقد نصركم
الله ببدر وأنتم أذلة فاتقوا الله لعلكم
تشكرون ١٢٣ إذ تقول للمؤمنين ألن
يكفيكم أن يمدكم ربكم بثلثة آلاف
من الملائكة منزلين ١٢٤ بلى إن
تصبروا وتتقوا ويأتوكم من فورهم
هذا يمددكم ربكم بخمسة آلاف من
ربع الملائكة مسومين ١٢٥

( તું બહાર નીકળ્યો ) કે જે વખતે તમારામાંની બે ટોળીએ * હીચકારાપણું બતાવવાનો એરાદો કર્યો જો કે ખુદા તે બન્ને ટોળીનો રક્ષક હતો, અને ખુદા ઉપર મોમેનોએ આધાર રાખવો જોઇએ. ૧૨૨. અને ખરેખર ખુદાએ તમને બદ્રમાં મદદ આપી જો કે તમે હલકા હતા, માટે ખુદાનો ડર રાખો કે કદાચ્ તમે તેનો આભાર માનો. ૧૨૩. જ્યારે તું મોમેનોને કહેતો હતો કે શું આ તમારે માટે બસ નથી કે તમારો પરવરદેગાર નીચે મોકલેલા ત્રણ હજાર ફેરેસ્તાઓ વડે તમને મદદ આપે? ૧૨૪. હા, જો તમે ધીરજ રાખો અને પરહીઝગારી કરો અને તેઓ તમારી ઉપર એકદમ ઊછળી આવી પડે તો એ વખતે તમારો પરવરદેગાર તમને પાંચ હજાર ફેરેસ્તાઓ વડે મદદ કરશે કે જેઓ ઘોડા ઊપર ખાસ નિશાનીઓ ‡ રાખનારા છે. ૧૨૫.

૧/૪ પારો

સખત હોકમ આપ્યો કે ગમે તે થાય તો પણ ત્યાંથી ખસવું નહિ. પ્રથમ હઝરત પેયગમ્બરની ફતેહ થઈ પણ આ તિરંદાઝોએ ગનીમત મેળવવાના લોભથી પોતાની જગ્યા છોડી અને દુશ્મનના લશ્કરને હુમલો કરવા દીધો અને પાછલા ભાગ ઉપર ફરી વળવાનો લાગ આપ્યો એ ભૂલને લીધે તેઓની હાર થઈ. હઝરત પેયગમ્બરને પત્થરા વાગ્યા તેથી તે મ્હોં ઉપર ઘાયલ થયા અને તેના આગલા બે દાંત પડી ગયા. આ વખતે ૭૦ મુસલમાનો માર્યા ગયા તેમાં હઝરત પેયગમ્બરનો કાકો હમઝા પણ હતો.

* ઔસ અને ખઝરજ કોમની આ બે ટોળીઓ હતી. તેમને મુસલમાનનો પક્ષ છોડવાને અબ્દુલાહે ઓબૈયે સમજાવ્યા પણ તેઓ ડગ્યા નહિ અને વફાદાર રહ્યા.

‡ " મુસવ્વેમીન " નો મૂળ અર્થ "નિશાની" થાય છે કારણ કે ફેરેસ્તાઓને પોતાનાં

هآ أنتم اولآء تحبونهم ولا يحبونكم
وتؤمنون بالكتاب كله واذا لقوكم قالوآ
امنا واذا خلوا عضوا عليكم الانامل
من الغيظ قل موتوا بغيظكم ان الله
عليم بذات الصدور ١١٩ ان تمسسكم
حسنة تسؤهم وان تصبكم سيئة
يفرحوا بها وان تصبروا وتتقوا
لا يضركم كيدهم شيئا ان الله بما
يعملون محيط ١٢٠ واذ غدوت من
اهلك تبوئ المؤمنين مقاعد للقتال
والله سميع عليم ١٢١

હા જાણો કે તમે તેઓજ છો કે જેઓ તેઓની સાથે દોસ્તી રાખો છો અને તેઓ તમારી સાથે દોસ્તી રાખતા નથી અને તમે સઘળી કેતાબમાં ઇમાન લાવો છો પણ જ્યારે તેઓ તમને મળ્યા ત્યારે તેઓએ કહ્યું કે અમે ઇમાન લાવ્યા છીએ, અને જ્યારે તેઓ એક બીજાને ખાનગીમાં મળે છે ત્યારે તેઓ તમારી વિરૂધ્ધ ક્રોધથી હાથનાં આંગળાં કરડે છે. કહે કે તમે તમારા ક્રોધમાંજ મરો, ખરેખર ખુદા હ્રદયની ગુહ્ય વાતો જાણનાર છે. ૧૧૯. જો તમને કંઇ સુખ મળે તો ( તેનાથી ) તેઓ દિલગીર થાય છે અને જો તમને કંઇ આફત આવી પડે તો તેઓ તેથી ખુશ થાય છે, પણ જો તમે ધીરજ રાખો અને પરહીઝગારી કરો તો તેઓનાં કાવતરાં તમને કંઇ અડચણ કરશે નહિ. ખરેખર જે તેઓ કરે છે તે ખુદા ઘેરી લેનાર (જાણનાર) છે. ૧૨૦. અને ( યાદ કરકે ) જ્યારે તું ( હે મોહમ્મદ ) સવારે ત્હારા કુટુંબમાંથી બહાર નીકળીને મોમેનોને માટે લડાઇ વાસ્તે જગ્યાઓ તૈયાર કરતો હતો, * અને ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૧૨૧.

* મદિના પાસે આવેલા ઓહોદ પર્વત આગળ થયેલી લડાઈના સંબંધમાં છે. બદ્ર આગળ થયેલા પરાજયનું વેર વાળવાને અબુસોફયાને બીજે વર્ષે ત્રણ હજાર અરબોનું લશ્કર એકઠું કરી કુચ કરી. પહેલ વહેલાં હઝરત પેયગમ્બરે શેહેરમાં રહીને તે લોકોની સામે થવાનો નિશ્ચય કર્યો, પણ પોતાના કેટલાક અસહાબોની વિનંતીથી તેણે એક હજાર માણસનું લશ્કર લઈ બહાર કુચ કરી. રસ્તામાં અબ્દુલ્લાહે–ઓબૈયે ૩૦૦ મોનાફેકો સાથે હઝરત પેયગમ્બરનો પક્ષ છોડી દીધો અને પાછો તે મદિને ગયો. દુશ્મનોની પાછળના ભાગમાં પર્વત આવે એવી રીતે હઝરત પેયગમ્બરે ઓહોદ આગળ પોતાની ગોઠવણીઓ ગોઠવી; પણ પર્વતના રસ્તા ઉપર ચોકી રાખવાને અબ્દુલ્લાહે જોબૈરની સરદારી તળે ૫૦ તિરંદાજો રાખ્યા અને તેમને એવે

અને જે ભલું તેઓ કરે છે તેના બદલામાં તેઓની ઊપર કાંઇ અપકાર (નુકસાન) કરવામાં આવશે નહિ, અને ખુદા પરહીઝગારોને જાણનાર છે. ૧૧૫. ખરેખર જેઓ કાફર થયા છે તેઓનું દ્રવ્ય તેમજ તેઓનાં છોકરાં ખુદાની શિક્ષાનો કંઇ ભાગ તેઓની ઊપરથી દૂર કરશે નહિ. અને તેઓ આગના રહેવાસીઓ છે, તેઓ તેમાં સદા રહેનાર છે. ૧૧૬. જેઓ પોતાની મેલ્કત આ દુનિયાની ઝિંદગીને માટે વાપરે છે તેઓનો દાખલો એક પવનના દાખલા જેવો છે કે જેમાં અતિશય ઠંડી છે કે જે, જે માણસોએ પોતાના પંડ ઊપર ઝોલમ કર્યો છે, તેઓના મોલ ઉપર પડે છે અને તેનો નાશ કરે છે. અને ખુદાએ તેમના ઉપર ઝોલમ કર્યો નથી પણ તેઓ પોતેજ પોતાની ઉપર ઝોલમ ગુઝારે છે. ૧૧૭. હે મોમેનો, તમે પોતપોતા સિવાય (બીજાને) ખાનગીમિત્ર રાખો નહિ.§ તેઓ તમારા સંબંધમાં નુકસાન પહોંચાડવામાં કાંઇ ખામી રાખશે નહિ. તેઓ એવું ઇચ્છે છે કે તમે દુઃખમાં પડો. તેઓનાં મ્હોંમાંથી શત્રુતા જાહેર થઇ છે પણ તેઓનાં હ્રદય જે છૂપાવે છે તે તે કરતાં વધારે મ્હોટું છે. ખરેખર અમે તમારે માટે આયાતનું વર્ણન આપ્યું છે જો તમે સમજો તો. ૧૧૮.

وما يفعلوا من خير فلن يكفروه والله
عليم بالمتقين ١١٥ ان الذين كفروا لن
تغنى عنهم اموالهم ولا اولادهم من
الله شيئا واولئك اصحاب النار هم فيها
خالدون ١١٦ مثل ما ينفقون فى هذه
الحيوة الدنيا كمثل ريح فيها صر اصابت
حرث قوم ظلموا انفسهم فاهلكته وما
ظلمهم الله ولكن انفسهم يظلمون ١١٧
يا ايها الذين امنوا لا تتخذوا بطانة من
دونكم لا يالونكم خبالا ودوا ما عنتم
قد بدت البغضاء من افواههم وما
تخفى صدورهم اكبر قد بينا لكم
الايات ان كنتم تعقلون ١١٨

તમે ઉલટાં ચાલ્યા છો તેટલા માટે આ ફકરો વધુ કરવામાં આવ્યો.

§ કેટલાક એસ્લામ ધર્મ માનનારાઓને મોનાફેકો સાથે સગપણ અને બંધુભાવનો નિકટ સંબંધ હતો અને તેઓ છૂપી રીતે તેમને ચાહતા હતા.

ضربت عليهم الذلة اين ما ثقفوا الا
بحبل من الله وحبل من الناس وباءوا
بغضب من الله وضربت عليهم المسكنة
ذلك بانهم كانوا يكفرون بايات الله
ويقتلون الانبياء بغير حق ذلك بما
عصوا وكانوا يعتدون ١١٢ ليسوا
سواء من اهل الكتاب امة قائمة يتلون
ايات الله اناء الليل وهم يسجدون ١١٣
يؤمنون بالله واليوم الاخر ويأمرون
بالمعروف وينهون عن المنكر ويسارعون
في الخيرات واولئك من الصالحين ١١٤

તેઓ ( યહુદીઓ ) ની ઊપેર જ્યાં તેઓને જોવામાં આવે છે ત્યાં હલકાઇ ( ની નિશાની ) મૂકવામાં આવી છે પણ ખુદાના દોરડા $ (હોકમ) અને માણુસોના દોરડા ( વચન ) થી ( તેઓને આશ્રય આપવામાં આવે છે) અને તેઓ ખુદાના કોપ તરફ ફર્યા છે અને તેઓની ઉપર કંગાલ સ્થિતિ (ની નિશાની) મૂકવામાં આવી છે, આનું કારણુ એ કે તેઓ ખુદાની આયાતનો એનકાર કરતા હતા અને પેયગમ્બરોને નાહક મારી નાંખતા હતા, આનું કારણુ એ કે તેઓ પાપ કરતા હતા અને હદબહાર જતા હતા. ૧૧૨. તેઓ ( મોમેનો અને કાફેરો ) સરખા નથી,¶ કેતાબનાં લોકોમાંની એક ઉમ્મત ધર્મમાં દ્રઢ છે, તેઓ રાતને વખતે ખુદાની આયાત ( કોરઆન ) વાંચે છે અને તેઓ સેજદો કરે છે. ૧૧૩. તેઓ ખુદાને અને છેલ્લા દિવસને માને છે અને સત્કાર્ય ફરમાવે છે અને દુષ્ટ કર્મની મના કરે છે અને સુકૃત્ય તરફ ઉતાવળથી દોડે છે અને તેઓ પવિત્ર માણુસોમાંના છે. ૧૧૪.

$ "ખુદાનું દોરડું" એટલે ખુદાનો હોકમ કારણુ કે યહુદીઓ પાસેથી જેઝ્યા લેવાનું ખુદાએ ફરમાવ્યું છે અને "માણસોનું દોરડું" એટલે મુસલમાનો તે હોકમને અનુસરી તેઓની પાસેથી જેઝયા લેછે. આ બે કારણેથી એસ્લામ રાજ્યમાં જ્યાં તેઓ જાય છે ત્યાં તેઓને આશ્રય આપવામાં આવે છે, નહિતો જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં ત્યાં તેઓની ઉપર હલકાઇની નિશાની જોવામાં આવે છે.

¶ જ્યારે અબદુલ્લાહે-સલામે અને તેના દોસ્તદારોએ એસ્લામ ધર્મ ગ્રહણુ કર્યો ત્યારે યહુદીઓએ તેઓને મ્હેણાં મારીને કહ્યું કે તમે નીચ માણસો છો કારણુ કે આપણા બાપદાદાથી

يوم تبيض وجوه وتسود وجوه فاما
الذين اسودت وجوههم اكفرتم بعد
ايمانكم فذوقوا العذاب بما كنتم
تكفرون ١٠٦ واما الذين ابيضت
وجوههم ففي رحمة الله هم فيها
خالدون ١٠٧ تلك آيات الله نتلوها
عليك بالحق وما الله يريد ظلما
للعالمين ١٠٨ ولله ما في السموات وما في
الارض والى الله ترجع الامور ١٠٩
كنتم خير امة اخرجت للناس تامرون
بالمعروف وتنهون عن المنكر وتؤمنون
بالله ولو امن اهل الكتاب لكان خيرا لهم
منهم المؤمنون واكثرهم الفاسقون ١١٠
لن يضروكم الا اذى وان يقاتلوكم
يولوكم الادبار ثم لا ينصرون ١١١

તે તે દિવસેછે કે (જે દિવસે કેટલાંક) મ્હોં સફેદ થશે અને (કેટલાંક) મ્હોં કાળાં થશે; પણ જેઓનાં મ્હોં કાળાં થશે (તેઓને કહેવામાં આવશે) કે શું તમે તમારા ઇમાન પછી કાફેર થયા? માટે તમે શિક્ષા ચાખો કારણ કે તમે કાફેર થયા હતા. ૧૦૬. પણ જેઓના ચહેરા સફેદ થશે તેઓ ખુદાની રહમત (બેહેસ્ત) માં રહેશે, તેઓ તેમાં નિરંતર રહેનાર છે. ૧૦૭. આ ખુદાની આયાત છે, અમે ત્હારી પાસે તે સાચી વાંચીએછીએ, અને ખુદા સર્વ આલમ માટે ઝોલમ ઇચ્છતો નથી. ૧૦૮. અને જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે ખુદાનુંજ છે અને ખુદા તરફ સર્વ કામ રજુ કરવામાં આવશે. ૧૦૯. તમે સર્વોત્તમ ઉમ્મત (પ્રજા) છો કે જેને માણસો માટે પેદા કરેલ છે, તમે સત્કાર્ય ફરમાવો છો અને દુષ્ટ કર્મની મના કરો છો, અને ખુદા ઉપર ઇમાન લાવો છો. અને જો કેતાબના લોકો ઇમાન લાવે તો તેમને માટે તે સારૂં છે. તેમનામાં કેટલાક મોમેન છે અને તેઓમાંના ઘણાં ધર્મ વિરૂધ્ધ ચાલનારાઓ છે. ૧૧૦. સહેજ દુઃખ સિવાય તેઓ તમને કાંઇ ઇજા પહોંચાડી શકશે નહિ; અને જો તેઓ તમારી સામે લડે તો તેઓ પોતાની પીઠ તમારા તરફ ફેરવશે પછી તેઓને મદદ કરવામાં આવશે નહિ. ૧૧૧.

અને તમારામાંથી એક એવી ઉમ્મત (પ્રજા) હોવી જોઈએ કે જે ભલાઈ * (એસ્લામ ધર્મ) તરફ માણસોને બોલાવે અને સત્કર્મ § ફરમાવે અને દુષ્ટ કર્મની મના કરે, અને આવા લોકો રસ્તગારી (મુક્તિ) મેળવનાર છે. ૧૦૪. અને તમે તેઓના જેવા થાઓ નહિ કે જેઓ ¶ પોતાનીપાસે સ્પષ્ટ નિશાનીઓ આવ્યા પછી જુદા પડી ગયા અને એકબીજાની વિરૂધ્ધ થયા; અને તેઓને માટે મ્હોટી શિક્ષા છે. ૧૦૫.

وَلْتَكُن مِّنكُمْ أُمَّةٌ يَدْعُونَ
إِلَى الْخَيْرِ وَيَأْمُرُونَ بِالْمَعْرُوفِ وَيَنْهَوْنَ
عَنِ الْمُنكَرِ وَأُولَٰئِكَ هُمُ الْمُفْلِحُونَ ١٠٤
وَلَا تَكُونُوا كَالَّذِينَ تَفَرَّقُوا وَاخْتَلَفُوا
مِن بَعْدِ مَا جَاءَهُمُ الْبَيِّنَاتُ وَأُولَٰئِكَ
لَهُمْ عَذَابٌ عَظِيمٌ ١٠٥

સળગાવી તે સંબંધી આ ફકરો વહી કરવામાં આવ્યો હતો. આ બે કોમમાંના કેટલાક લોકો એક બીજા સાથે વાતચીત કરતા બેઠા હતા તે વખતે તેઓની પાસે થઈને તે યહુદી નીકળ્યો; અને આ લોકો પ્રથમ તો એક બીજાના કટ્ટા શત્રુ હતા પણ એસ્લામ ધર્મના પ્રભાવને લીધે તેમની વચ્ચે દોસ્તી અને સંપ થયેલો જોઈ તે મનમાં ઘણોજ ગુસ્સે થયો અને તેઓની વચ્ચે કુસંપ કરાવવાના હેતુથી તેણે એક જુવાનીઆને તેમની પાસે બોઆસની ખુનરેઝી લડાઇનું વર્ણન કરવા અને ખઝરજ કોમની નિંદા વિષે રચેલી કવિતાની કેટલીક લીટીઓ તેમને વાંચી સંભળાવવા મોકલ્યો આ જુવાનીએ તેનો હોકમ બજાવ્યો તે ઉપરથી દરેક કોમના લોકો પરસ્પર એક બીજાને મ્હેણાં મારવા લાગ્યા આખરે તેઓ મારામારીપર આવ્યા અને તેમની વચ્ચે એક ભયંકર યુધ્ધ ચાલ્યું. હઝરત પેયગમ્બર આ સાંભળીને તરતજ રણભૂમિ ઉપર ગયા. તેણે તેઓના કઝીયાનું સમાધાન કર્યું અને તેઓ પાછા કાફેર લોકોના જૂના રિવાજો તરફ ફર્યા તે માટે તથા એસ્લામ ધર્મથી શાંત પડેલા વૈરને પાછું તેઓએ સળગાવ્યું તે માટે તેમને સખત ઠપકો આપ્યો, વળી તેણે જણાવ્યું કે આ જે બન્યું તે તેઓની શાન્તતામાં ખલલ પહોંચાડવા માટે એક કાવતરું હતું.

* આનો અર્થ ખુદાનો ધર્મ અથવા કોરઆન થાય છે.

§ "મઅરૂફ" (સત્કર્મ) એટલે કોરઆન અને મુસલમાનોના કાયદા પ્રમાણે જે હોય તે અને "મુનકર" (દુષ્કર્મ) એટલે તેનાથી ઉલટું હોય તે.

¶ યહુદી અને ખ્રિસ્તિઓ કે જેઓના ધણાં પૂર્વે થયા છે તેઓની માફક.

હે મોમેનો, જેઓને કેતાબ આપવામાં
આવી છે તેઓમાંના એક ભાગનો
જો તમે હોકમ ઉઠાવશો તો તેઓ
તમારા ઇમાન પછી તમને પાછા
કાફેર બનાવશે. ૧૦૦. અને તમે કેમ
માનતા નથી જોકે તમને ખુદાની આયાત
( કોરઆન ) વાંચી સંભળાવવામાં આવે
છે? અને તમારી વચ્ચે ખુદાનો પેયગમ્બર
છે, પણ જે ખુદા (ના ધર્મ) ને સજ્જડ
વળગી રહે છે તેને ખરેખર સિધ્ધા
રસ્તા તરફ દોરવામાં આવ્યો છે. ૧૦૧.
હે મોમેનો, ખુદાનો યોગ્ય ડર રાખો
અને તમે મુસલમાન થયા સિવાય મરી
જાઓ નહિ. † ૧૦૨. અને તમે સઘળા
ખુદાના દોરડા ( ધર્મ ) ને મઝબુત
વળગી રહો અને જુદા પડીજાઓ નહિ,
પણ તમારી ઉપરની ખુદાની મહેરબાની
યાદ કરો કે જ્યારે તમે (એક બીજાના)
દુશ્મન હતા § ત્યારે તેણે તમારા
અંતઃકરણો વચ્ચે (દોસ્તી ઉત્પન્ન કરી)
સંપ પેદા કર્યો, પછી તમે તેની
મહેરબાનીથી ભાઇઓ થયા અને તમે
આગના ખાડાની કોર ઉપર હતા પણ
તેણે તમને તેમાંથી બચાવ્યા. આ પ્રમાણે
ખુદા તમને પોતાની નિશાનીઓ બતાવે
છે કે કદાચ્ તમે સિધ્ધો રસ્તો
મેળવો. ૧૦૩.

يا ايها الذين امنوا ان تطيعوا
فريقا من الذين اوتوا الكتاب
يردوكم بعد ايمانكم كافرين ١٠٠
وكيف تكفرون وانتم تتلى عليكم ايات
الله وفيكم رسوله ومن يعتصم بالله فقد
هدى الى صراط مستقيم ١٠١ يا ايها
الذين امنوا اتقوا الله حق تقاته ولا
تموتن الا وانتم مسلمون ١٠٢ واعتصموا
بحبل الله جميعا ولا تفرقوا واذكروا
نعمت الله عليكم اذ كنتم اعداء فالف
بين قلوبكم فاصبحتم بنعمته اخوانا وكنتم
على شفا حفرة من النار فانقذكم منها كذلك
يبين الله لكم اياته لعلكم تهتدون ١٠٣

† એટલે તમે મરી જાઓ ત્યાં સુધી એસલામ ધર્મ ઉપર બરાબર કાયમ રહેજો.
§ ઔસ અને ખઝરજની કોમ વચ્ચે શાસ-એબ્ને-કૈસ નામના એક દુષ્ટ યહુદીએ લડાઈ

فِيهِ اٰيَاتٌ بَيِّنَاتٌ مَّقَامُ اِبْرٰهِيمَ
وَمَنْ دَخَلَهُ كَانَ اٰمِنًا وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ
الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيلًا وَمَنْ كَفَرَ
فَاِنَّ اللّٰهَ غَنِيٌّ عَنِ الْعٰلَمِينَ ٩٧ قُلْ يٰاَهْلَ
الْكِتٰبِ لِمَ تَكْفُرُونَ بِاٰيٰتِ اللّٰهِ وَاللّٰهُ
شَهِيدٌ عَلٰى مَا تَعْمَلُونَ ٩٨ قُلْ يٰاَهْلَ
الْكِتٰبِ لِمَ تَصُدُّونَ عَنْ سَبِيلِ اللّٰهِ مَنْ
اٰمَنَ تَبْغُونَهَا عِوَجًا وَّاَنْتُمْ شُهَدَآءُ وَمَا اللّٰهُ
بِغَافِلٍ عَمَّا تَعْمَلُونَ ٩٩

તેમાં સ્પષ્ટ નિશાનીઓ § છે, ( તેમાંની એક ) એબ્રાહીમનું મકામ; અને જે તે ઘરમાં દાખલ થાય છે તે સલામત છે. અને ખુદાને માટે તે ઘરની હજ્જ ‡ (જાત્રા) માણસોમાંનો જે કોઇ તે તરફ રસ્તે જવાને શકિતમાન્ હોય તેની ઉપર (વાજેબ) છે; અને જે તે નહિ માને તો ખરેખર ખુદા સર્વ સૃષ્ટિથી તવંગર છે. ૯૭. કહે કે હે કેતાબના લોકો, શામાટે તમે ખુદાની આયાત માનતા નથી? અને તમે જે કરોછો તેનો ખુદા સાક્ષી છે. ૯૮. કહે કે હે કેતાબના લોકો, શામાટે તમે, જે ઇમાન લાવ્યા છે તેને, ખુદાને રસ્તેથી અટકાવો છો? તમે તેમાં વાંકુંચુંકું શોધોછો જોકે તમે ( તેને માટે ) સાક્ષી છો? અને તમે જે કરોછો તેનાથી ખુદા ગાફેલ નથી. ૯૯.

લખેલું છે કે હઝરત આદમે મક્કામાં બાંધેલી મસ્જેદ પહેલી એમારત છે. પછી હઝરત નુહના તોફાન વખતે તે ખરાબ સ્થિતિમાં આવી ગઈ અને હઝરત એબ્રાહીમે પછી અમાલેકાએ અને પછી કોરૈશે તેની મરામત કરી. વધારે ખબરને માટે પ્રસ્તાવના જુઓ.

§ તફસીર લખનારાઓએ આ જગ્યાને માટે ઘણી નિશાનીઓ આપી છે તેમાની કેટલીક નીચે પ્રમાણે (૧) જે પ્રમાણે અહિં બતાવ્યું છે તે પ્રમાણે હઝરત એબ્રાહીમનું મકામ (૨) મક્કા શહેરની કાયમ સહી સલામતી (૩) પક્ષીઓ કઅબાના છાપરાં ઉપર બેસતાં નથી તે (૪) જંગલી જાનવરો ત્યાં આગળ પોતાની ક્રુરતા છોડી દે છે તે. (૫) દુશ્મન તરીકે જેઓ તેની ઉપર હુમલો કરવા આવેલા હતા તેઓ કદિ આબાદ થયા નથી તે. (૬) માંદા માણસો ત્યાં જવાથી પોતાના વ્યાધિમાંથી મુકત થાય છે તે અને બીજી ઘણી નિશાનીઓ.

‡ મક્કાની હજ્જ બાબત પ્રસ્તાવના જુઓ.

كُلُّ الطَّعَامِ كَانَ حِلًّا لِّبَنِي
إِسْرَآءِيلَ إِلَّا مَا حَرَّمَ إِسْرَآءِيلُ عَلَىٰ
نَفْسِهِ مِن قَبْلِ أَن تُنَزَّلَ التَّوْرَىٰةُ قُلْ فَأْتُوا
بِالتَّوْرَىٰةِ فَاتْلُوهَا إِن كُنتُمْ صَادِقِينَ ٩٣
فَمَنِ افْتَرَىٰ عَلَى اللَّهِ الْكَذِبَ مِن بَعْدِ
ذَٰلِكَ فَأُولَٰئِكَ هُمُ الظَّالِمُونَ ٩٤ قُلْ
صَدَقَ اللَّهُ فَاتَّبِعُوا مِلَّةَ إِبْرَٰهِيمَ حَنِيفًا وَمَا
كَانَ مِنَ الْمُشْرِكِينَ ٩٥ إِنَّ أَوَّلَ بَيْتٍ
وُضِعَ لِلنَّاسِ لَلَّذِي بِبَكَّةَ مُبَارَكًا وَهُدًى
لِّلْعَالَمِينَ ٩٦

સઘળી જાતનો ખોરાક, એસ્રાઇલનાં છોકરાંઓ માટે તૌરાત નીચે મોકલવામાં આવ્યું તે પહેલાં એસ્રાઇલે પોતાને માટે જે હરામ કર્યું હતું તે સિવાય હલાલ હતો. ‡ કહે કે તૌરાત લાવો, પછી તે વાંચો, જો તમે સત્યવાદી હો તો.૯૩. પછી જે કોઈ ખુદા વિરૂધ્ધ આ પછી જૂઠું ઘડી કાઢે છે તેઓ ઝોલમગારો છે.૯૪.કહે કે ખુદા સાચું બોલ્યો છે માટે એબ્રાહીમના ધર્મ હનીફ પ્રમાણે ચાલો અને તે મૂર્તિપૂજકોમાંનો નહોતો. ૯૫. ખરેખર પહેલ વહેલું ઘર માણસોને માટે જે બાંધવામાં આવ્યું તે તેજ છે કે જે બક્કામાં * છે; તે સઘળા માણસોને મુબારક અને ખરો રસ્તો બતાવનાર છે. ૯૬.

‡ ચોથા પ્રકરણની ૧૬૦ મી આયા વહી કરવામાં આવી ત્યારે યહુદીઓએ ગુસ્સે થઇને કહ્યું કે આ આયામાં લખેલી વસ્તુઓ હરામ હતી; પણ હઝરત પેયગમ્બરે તેમને કહ્યું કે ખુદાએ હઝરત મુસાને ધર્મ-નિયમો કહી દેખાડ્યા ત્યાર પહેલાં સઘળી પાક જાતનું માંસ હલાલ હતું પણ અમુક રોગને લીધે હઝરત યઅકુબે એવી નઝર કરી (બાધા લીધી) કે જો ખુદા મને સાજો કરે તો જે ખાવાપીવાનું મને ઘણું પસંદ છે તે હું ખાઇશ પીઇશ નહિ તેથી જ્યારે તે સાજા થયા ત્યારે તેણે ઉંટનું માંસ અને ઉંટનું દૂધ કે જે તેને બહુ ગમતું હતું તે તેણે ખાવું બંધ કર્યું અને યહુદી લોકો આ પ્રમાણે ચાલ્યા અને તેઓએ આ ચીજો હરામ ગણી.

* કેટલાક કહેછે કે 'બે' અને 'મીમ' અક્ષર એક બીજાને બદલે વપરાય છે અને તેથી "બક્કા" અને "મક્કા" એકજ છે. કેટલાક કહે છે કે જે જગાએ મસ્જેદ બાંધવામાં આવી છે તે જગ્યાનું નામ "બક્કા" છે અને શહેરનું નામ "મક્કા" છે. હદિસમાં એમ

خالدين فيها لا يخفف عنهم
العذاب ولا هم ينظرون ٨٨
الا الذين تابوا من بعد ذلك واصلحوا
فان الله غفور رحيم ٨٩ ان الذين
كفروا بعد ايمانهم ثم ازدادوا كفرا
لن تقبل توبتهم واولئك هم
الضالون ٩٠ ان الذين كفروا وماتوا
وهم كفار فلن يقبل من احدهم
ملء الارض ذهبا ولو افتدى به اولئك
لهم عذاب اليم وما لهم من ناصرين ٩١
لن تنالوا البر حتى جزو ٤
تنفقوا مما تحبون وما تنفقوا من شيء
فان الله به عليم ٩٢

તેમાં તેઓ નિરંતર રહેનાર છે. તેઓની શિક્ષા ઓછી કરવામાં આવશે નહિ અને તેમજ તેઓને કંઇ વખત આપવામાં આવશે નહિ. ૮૮. પણ જેઓએ આ પછી પસ્તાવો કર્યો અને સારાં કૃત્ય કર્યાં તો ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૮૯. ખરેખર જેઓ પોતાના ઇમાન પછી કાફેર થયા, પછી કાફેરપણામાં વધારો કર્યો તેઓનો પશ્ચાત્તાપ કદિ સ્વીકારવામાં આવશે નહિ; અને તેજ લોકો આડે રસ્તે ચાલનારાઓ છે. ૯૦. ખરેખર જેઓ કાફેર થયા છે અને કાફેરપણામાં મરી ગયા છે તેઓમાંના એક પણ પાસેથી પૃથ્વી ભરાય એટલું સોનું કબૂલ રાખવામાં આવશે નહિ અગર જો તેઓ તે છુટકારા માટે આપે. આવા લોકો માટે દુઃખદાયક શિક્ષા છે, અને તેઓને માટે કોઈ મદદગાર નથી. ૯૧.

તમને કદિ ભલું (બેહેશ્ત) મળશે નહિ, ત્યાં સુધી જે ચીજનો તમને પ્યાર છે તેમાંથી તમે કંઇ દાનમાં ખરચો; અને જે કંઇ ચીજ તમે દાનમાં આપો છો તે ખરેખર ખુદા જાણનાર છે. ૯૨.

قل امنا بالله وما انزل علينا
وما انزل على ابرهيم و اسمعيل
واسحق ويعقوب والاسباط
وما اوتى موسى وعيسى والنبيون من
ربهم لانفرق بين احد منهم ونحن
له مسلمون ٨٤ ومن يبتغ غير الاسلام
دينا فلن يقبل منه وهو فى الاخرة
من الخاسرين ٨٥ كيف يهدى الله
قوما كفروا بعد ايمانهم وشهدوا ان
الرسول حق وجاء هم البينات والله
لا يهدى القوم الظالمين ٨٦ اولئك
جزاؤهم ان عليهم لعنة الله والملائكة
والناس اجمعين ٨٧

કહે કે અમે ખુદા ઉપર ઇમાન લાવ્યા છીએ અને અમને જે નીચે મોકલવામાં આવ્યું છે, તેની ઉપર અને જે એબ્રાહીમ અને એસ્માઇલ, અને એસહાક અને યઅકુબ અને અસબાત (યઅકુબના દીકરાઓ) ને નીચે મોકલવામાં આવ્યું છે તેની ઉપર, અને જે મુસા અને ઇસા અને બીજા પેયગમ્બરોને પોતાના પરવરદેગાર તરફથી જે આપવામાં આવ્યું છે તેની ઉપર, અમે ઈમાન લાવ્યાછીએ. તેઓમાંના કોઇ વચ્ચે અમે ફરક ગણીશું નહિ અને અમે ખુદાને આધીન રહેનારા છીએ. ૮૪. અને જે કોઇ એસ્લામ ધર્મ સિવાય બીજો ધર્મ લેવા યત્ન કરે તો તેની પાસેથી તે કબૂલ રાખવામાં આવશે નહિ અને તે આવતી જિંદગીમાં નુકસાન ખમનારાઓમાંનો છે. ૮૫. ખુદા તે કોમને કેમ રસ્તો બતાવશે કે જે પોતાના ઈમાન પછી કાફેર થઇ છે, * અને જેઓએ પોતેજ સાક્ષી આપી હતી કે પેયગમ્બર સાચો છે અને જેઓની પાસે નિશાનીઓ પણ આવી હતી? અને ખુદા ઝોલમગાર કોમને રસ્તો બતાવતો નથી. ૮૬. આ તે લોકો છે કે જેઓની સઝા એ છે કે તેઓની ઉપર ખુદાની, અને ફેરેશ્તાઓની, અને સર્વ લોકોની લઅનત છે. ૮૭.

* આ હારેસ-બેન-સોવૈદ અને તોઅમા વગેરે બાર માણસો હતા કે જેઓ પ્રથમ એસ્લામ ધમ પાળતા હતા; પણ પછી તે ધર્મનો ત્યાગ કરી તેમાંથી નીકળી ગયા હતા.

| | |
|---|---|
| وَاِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ النَّبِيّٖنَ لَمَآ اٰتَيْتُكُمْ مِّنْ كِتٰبٍ وَّحِكْمَةٍ ثُمَّ جَآءَكُمْ رَسُوْلٌ مُّصَدِّقٌ لِّمَا مَعَكُمْ لَتُؤْمِنُنَّ بِهٖ وَلَتَنْصُرُنَّهٗ قَالَ ءَاَقْرَرْتُمْ وَاَخَذْتُمْ عَلٰى ذٰلِكُمْ اِصْرِيْ قَالُوْٓا اَقْرَرْنَا قَالَ فَاشْهَدُوْا وَاَنَا مَعَكُمْ مِّنَ الشّٰهِدِيْنَ ٨١ فَمَنْ تَوَلّٰى بَعْدَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ٨٢ اَفَغَيْرَ دِيْنِ اللّٰهِ يَبْغُوْنَ وَلَهٗٓ اَسْلَمَ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ طَوْعًا وَّكَرْهًا وَّاِلَيْهِ يُرْجَعُوْنَ ٨٣ | અને (યાદ કર) કે જ્યારે ખુદાએ પેયગમ્બરો પાસેથી વચન લીધું કે જ્યારે હું તમને કેતાબ અને જ્ઞાનમાંથી કાંઇ આપું, પછી તમારી પાસે એક પેયગમ્બર આવે કે જે તમારી પાસે જે છે તેને સત્ય માનનાર હોય ત્યારે તમારે તેને ખચિત માનવો અને તેને જરૂર મદદ કરવી. † ખુદાએ કહ્યું કે શું તમે તે કબૂલ કર્યું અને આ બાબત તમે મ્હારૂં વચન ઉપાડયું? તેઓએ કહ્યું કે અમે કબૂલ કર્યું. તેણે કહ્યું કે ત્યારે તમે સાક્ષી રહો અને હું તમારી સાથે સાક્ષીઓમાંનો એક છું. ૮૧. પણ જે આ પછી મ્હોં ફેરવે તો તેઓ નાફરમાની કરનારાઓ છે. ૮૨. શું ખુદાના ધર્મ સિવાય તેઓ બીજો ધર્મ શોધે (ઇચ્છે) છે? અને આકાશો અને પૃથ્વીમાં જે કોઇ છે તે તેને ખુશી કે નાખુશીથી આધીન થયો છે, અને તેની તરફ સઘળાને પાછું ફરવાનું છે. ૮૩. |

† હઝરત મોહમ્મદ પેયગમ્બરને માનવાનું અને તેના ધર્મને મદદ કરવાનું બધા પેયગમ્બરો પાસેથી ખુદાએ વચન લીધું; તેથી આ ઠેકાણે "રસુલ" એ શબ્દ ખાસ હઝરત મોહમ્મદ પેયગમ્બરને માટે મૂકવામાં આવ્યો છે.

અને ખરેખર તેમનામાં એક ભાગ એવો છે કે જેઓ કેતાબ પઢતી વખતે (અવળો અર્થ કરવાના હેતુથી) પોતાની જીભ મરડે છે કે જેથી તમે ધારો કે તે કેતાબ (તૌરાત) માંથી છે; પણ તે કેતાબમાંથી નથી, અને તેઓ કહે છે કે તે ખુદા પાસેથી છે, પણ તે ખુદા પાસેથી નથી, અને તેઓ ખુદા વિષે જૂઠું બોલે છે અને તે તેઓ જાણે છે. ૭૮. કોઈ પુરૂષને તે યોગ્ય નથી કે ખુદા તેને કેતાબ, અને જ્ઞાન અને પેયગમ્બરી પદવી આપે; પછી તે માણસોને કહે કે તમે ખુદાના કરતાં મ્હારા બંદા થાઓ. § પણ (તેને આમ કહેવું યોગ્ય છે કે ) તમે ( બીજાઓને ) કેતાબ શીખવવાથી અને તેને વાંચી તમારા અભ્યાસથી સત્ય ધર્મ પાળનારાઓ અને જ્ઞાનમાં પ્રવીણ થાઓ. ૭૯. અને ( તેમજ તેને યોગ્ય નથી કે ) તે તમને હોકમ કરે કે તમે ફેરેશ્તા અને પેયગમ્બરોને તમારા પરવરદેગાર તરીકે ગણો. શું તે તમને, તમે મુસલમાન થયા પછી, કાફેરપણા મ ટે હોકમ કરશે ? ૮૦.

وان منهم لفريقا يلون السنتهم بالكتاب
لتحسبوه من الكتاب وما هو من
الكتاب ويقولون هو من عند الله
ويقولون على الله الكذب وهم
يعلمون ٧٨ ما كان لبشر ان يؤتيه الله
الكتاب والحكم والنبوة ثم يقول
للناس كونوا عبادا لى من دون الله
ولكن كونوا ربانيين بما كنتم تعلمون
الكتاب وبما كنتم تدرسون ٧٩ ولا
يامركم ان تتخذوا الملائكة والنبين اربابا
ايامركم بالكفر بعد اذ انتم مسلمون ٨٠

§ આ હઝરત ઈસાના સંબંધમાં છે કે જેણે ખ્રિસ્તિ લોકોના કહેવા પ્રમાણે પોતાની બંદગી કરવાનું તેમને કહ્યું હતું.

ومن اهل الكتاب من ان تأمنه بقنطار يؤده
اليك ومنهم من ان تأمنه بدينار لا يؤده
اليك الا مادمت عليه قائما ذالك بانهم
قالوا ليس علينا فى الاميين سبيل
ويقولون على الله الكذب وهم
يعلمون ٧٥ بلى من اوفى بعهده واتقى
فان الله يحب المتقين ٧٦ ان الذين
يشترون بعهد الله وايمانهم ثمنا قليلا
اولئك لا خلاق لهم فى الاخرة ولا
يكلمهم الله ولا ينظر اليهم يوم القيامة
ولا يزكيهم ولهم عذاب اليم ٧٧

અને કેતાબના લોકોમાં કેટલાક એવા છે કે જો તું એક "કેન્તાર" ભરોસો રાખી તેમને સોંપે તો તેઓ તને તે પાછો આપશે; અને તેઓમાંના કેટલાક એવા છે કે જો તું એક "દિનાર" ભરોસો રાખી તેઓને આપે તો તને તેઓની પાસે હમેશાં ઉભા રહી માગ્યા સિવાય તેઓ પાછો આપશે નહિ; આનું કારણ એ છે કે તેઓએ કહ્યું કે અમારી ઉપર અભણ માણસો સંબંધી * કાંઇ રસ્તો (શિક્ષા) નથી. અને તેઓ ખુદા વિષે જૂઠું બોલે છે અને તે તેઓ જાણે છે. ૭૫. (તેમ નથી) બલ્કે જે પોતાનું વચન પૂરૂં પાળે છે અને પરહીઝગારી કરે છે તો ખરેખર ખુદા પરહિઝગારોને ચાહે છે. ૭૬. જેઓ ખુદાનું વચન અને પોતાના સોગંદ ‡ જુજ કિમતે વેચે છે તેઓને માટે આવતી ઝિંદગીમાં કંઇ ભાગ નથી; અને તેઓની સાથે ખુદા વાત કરશે નહિ, અને તેઓની તરફ કયામતને દિવસે (દયાની) દ્રષ્ટિ કરશે નહિ અને તેમને પાક કરશે નહિ અને તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે. ૭૭.

* યહુદી લોકો એમ માનતા કે જે તૌરાત જાણતો નથી તે "અભણ" છે અને તેથી તેની મેલ્કત ખાવી એ હલાલ છે તેટલા માટે તેઓ એવું ધારતા કે અભણ લોકોની મેલ્કત ખાવાથી તેઓને શિક્ષા થશે નહિ.

‡ કેટલાક યહુદી ધર્મ ગુરૂઓએ કઅબ-બેન-અશરફ પાસેથી નજીવી ભેટ લઇને તૌરાતની કેતાબમાં હઝરત પેયગમ્બરનાં જે જે વખાણ હતાં તે બદલી નાખ્યાં.

وَقَالَتْ طَائِفَةٌ مِنْ اَهْلِ الْكِتَابِ اٰمِنُوا بِالَّذِيْٓ اُنْزِلَ عَلَى الَّذِيْنَ اٰمَنُوا وَجْهَ النَّهَارِ وَاكْفُرُوا اٰخِرَهُ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ٧٢ وَلَا تُؤْمِنُوْٓا اِلَّا لِمَنْ تَبِعَ دِيْنَكُمْ قُلْ اِنَّ الْهُدٰى هُدَى اللّٰهِ اَنْ يُّؤْتٰٓى اَحَدٌ مِّثْلَ مَآ اُوْتِيْتُمْ اَوْ يُحَاجُّوْكُمْ عِنْدَ رَبِّكُمْ قُلْ اِنَّ الْفَضْلَ بِيَدِ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ٧٣ يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَآءُ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ٧٤

કેતાબના લોકો ( યહુદીઓ ) ના એક ભાગે * ( પોતાના ધર્મવાળાને ) કહ્યું કે મોમેનો ઉપર જે નીચે મોકલવામાં આવ્યું છે તે તમે દિવસની શરૂઆતમાં માનો અને દિવસને અંતે તેનો એનકાર કરો કે કદાચ તેઓ ( મોમેનો પોતાના ધર્મથી ) પાછા ફરે. ૭૨. અને જે તમારા ધર્મ પ્રમાણે ચાલે છે, તે સિવાય બીજાને તમે માનો નહિ. કહે ખરેખર સત્ય ધર્મ ખુદાનો ધર્મ ( એસ્લામ ) છે. ( વળી તેઓએ કહ્યું ) કે ( તમારે એવુ માનવુ નહિ કે ) જે તમને આપવામાં આવ્યું છે, તેના જેવું કોઇને આપવામાં આવ્યું છે, અથવા તેઓ તમારા પરવરદેગાર પાસે તમારી સાથે તકરાર કરશે. કહે કે ખરેખર ફઝલ ¶ ખુદાના હાથમાં છે, જેને ચાહે છે તેને તે આપે છે અને ખુદા અતિ ઉદાર ( અને ) જાણનાર છે. ૭૩. તે જેને ચાહે છે તેને ખાસ કરીને પોતાની દયા ખતાવે છે, અને ખુદા મ્હોટી કૃપાનો ધણી છે. ૭૪.

* આ લોકો ખેબરના કેટલાક યહુદી ધર્મ ગુરૂઓ હતા. તેઓએ પોતાના કેટલાક લોકોને એવી સુચના આપી કે તમે એસ્લામ ધર્મ ગ્રહણ કર્યો છે એવો તમારે સવારમાં ડોળ કરવો પણ સંજે એમ કહેવું કે અમે અમારૂં ધર્મપુસ્તક જોયું છે અને ધર્મ ગુરૂઓને પૂછ્યું છે અને તે કેતાબમાં યોજેલો અને વર્ણવેલો આવનાર પેયગમ્બર હઝરત મોહમ્મદ છે એવું માલુમ પડતું નથી. આ યુક્તિથી મુસલમાનોનાં મનમાં શંકાઉત્પન્ન કરવાની તેઓએ આશા રાખી હતી.

¶ " ફઝલ " એટલે શ્રેષ્ઠતા અથવા અગ્રેસરપણું અથવા જ્ઞાન અને બુધ્ધિ.

ما كان ابرهيم يهوديا ولا نصرانيا
ولكن كان حنيفا مسلما وما كان
من المشركين ٦٧ ان اولى الناس بابرهيم
للذين اتبعوه وهذا النبي والذين امنوا
والله ولى المؤمنين ٦٨ ودت طائفة من
اهل الكتاب لو يضلونكم وما يضلون
الا انفسهم وما يشعرون ٦٩ يا اهل
الكتاب لم تكفرون بايات الله وانتم
تشهدون ٧٠ يا اهل الكتاب لم تلبسون
الحق بالباطل وتكتمون الحق
وانتم تعلمون ٧١

એબ્રાહીમ યહુદી નહોતો અને
નસરાની પણ નહોતો * પણ તે હનીફ
(સત્યધર્મપાળનાર) અને મુસ્લેમ હતો
અને તે મૂર્તિપૂજકોમાંનો નહોતો. ૬૭.
ખરેખર વધારે યોગ્ય માણસો
એબ્રાહીમના ધર્મ માટે તેઓ છે કે
જેઓ તેની પ્રમાણે ચાલ્યા છે; તેમજ
આ પેયગમ્બર અને જેઓએ ઇમાન
આણ્યું છે ( તેઓ વધારે યોગ્ય છે )
અને ખુદા મોમેનોનો દોસ્ત છે. ૬૮.
કેતાબના લોકોનો એક ભાગ એવું
ઇચ્છે છે કે તમને ખોટે માર્ગે લઇજાય †
અને તેઓ પોતાના સિવાય બીજાને
આડે રસ્તે લઇજતા નથી અને તે
તેઓ સમજતા નથી. ૬૯. હે
કેતાબના લોકો, શામાટે તમે ખુદાની
આયાતનો એનકાર કરોછો જ્યારે
તમે પોતે સાક્ષી છો ? ૭૦. હે
કેતાબના લોકો શામાટે તમે સત્યને
અસત્યથી છૂપાવોછો ? અને તમે શામાટે
સાચી વાત સંતાડોછો? અને તે તમે
જાણો છો. ૭૧.

* યહુદીઓ એમ કહેતા કે હઝરત એબ્રાહીમ યહુદી હતા; અને ખ્રિસ્તિઓ એમ કહેતા કે તે ખ્રિસ્તિ હતા.

† હોઝયફા અને અમ્માર ને એસ્લામ ધર્મમાંથી ફેરવીને પોતાના ધર્મમાં લાવવાને કેટલાક યહુદીઓ પ્રયત્ન કરતા હતા તે સંબંધી આ આયા છે.

فَاِنْ تَوَلَّوْا فَاِنَّ اللّٰهَ عَلِيْمٌ بِالْمُفْسِدِيْنَ ٦٣ قُلْ
يٰٓاَهْلَ الْكِتٰبِ تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَآءٍ بَيْنَنَا
وَبَيْنَكُمْ اَلَّا نَعْبُدَ اِلَّا اللّٰهَ وَلَا نُشْرِكَ بِهٖ
شَيْئًا وَّلَا يَتَّخِذَ بَعْضُنَا بَعْضًا اَرْبَابًا مِّنْ
دُوْنِ اللّٰهِ فَاِنْ تَوَلَّوْا فَقُوْلُوا اشْهَدُوْا بِاَنَّا
مُسْلِمُوْنَ ٦٤ يٰٓاَهْلَ الْكِتٰبِ لِمَ تُحَآجُّوْنَ
فِيْٓ اِبْرٰهِيْمَ وَمَآ اُنْزِلَتِ التَّوْرٰىةُ وَالْاِنْجِيْلُ
اِلَّا مِنْ بَعْدِهٖ اَفَلَا تَعْقِلُوْنَ ٦٥ هٰٓاَنْتُمْ
هٰٓؤُلَآءِ حَاجَجْتُمْ فِيْمَا لَكُمْ بِهٖ عِلْمٌ فَلِمَ
تُحَآجُّوْنَ فِيْمَا لَيْسَ لَكُمْ بِهٖ عِلْمٌ وَاَنْتُمْ
لَا تَعْلَمُوْنَ ٦٦

પછી જો તેઓ પીઠ ફેરવેતો ખરેખર ખુદા ફસાદ કરનારાઓને જાણનાર છે. ૬૩. કહેકે હે કેતાબના લોકો, અમારી અને તમારી વચ્ચે જે. સત્ય વાક્ય છે તે તરફ આવો, (તે એકે) આપણે ખુદા સિવાય (બીજા કશાની) બંદગી કરીએ નહિ, અને તેની સાથે કશાને ભાગીદાર ગણીએ નહિ; અને આપણે એક બીજાને અલ્લાહ સિવાય મુરબી ગણીએ નહિ. પણ જો તેઓ મ્હોં ફેરવે તો કહો કે તમે સાક્ષી રહો. કે અમે મુસલમાન થયા છીએ. ૬૪. હે કેતાબના લોકો, શામાટે તમે એબ્રાહીમ વિષે તકરાર કરો છો, અને તૌરાત અને એન્જીલ માત્ર તેના પછીજ મોકલવામાં આવ્યાં છે, શું તમે સમજતા નથી ? ૬૫. હા તમે જાણો તમે તે લોકો છો કે જેઓ જે વિષે તમને જ્ઞાન છે તે વિષે તકરાર કરો છો; ત્યારે શામાટે તમે તે વિષે તકરાર કરોછો કે જે વિષે તમને કંઈ જ્ઞાન નથી ? અને ખુદા જાણે છે અને તમે જાણતા નથી. ૬૬.

પોતાની દીકરી ફાતેમાને સાથે લઈ હઝરત પેયગમ્બર સાથે ગયા; અને જ્યારે ખ્રિસ્તિઓએ હઝરત પેયમ્બરને દોઆ કરવાની તૈયારીમાં જોયા ત્યારે તેઓને એકદમ પસ્તાવો થયો અને તેઓ તે જોઇને ભય પામ્યા, અને તેઓની વિરૂધ્ધ દોઆ કરવા હિમ્મત ધરી શકયા નહિ અને તેઓ હઝરત પેયગમ્બરને શરણે થયા અને તેની સાથે સલાહ કરી તેને ખંડણી આપવાનું તેઓએ કબુલ કર્યું. હદીસમાં લખેલું છે કે "હઝરત પેયગમ્બરે ફરમાવ્યું કે જો તેઓ એક પણ શબ્દ બોલ્યા હોત તો તેઓ વાંદરાં બની જાત અને આકાશમાંથી આગ તેઓના માથા ઉપર પડત".

ان مثل عيسى عند الله كمثل
ادم خلقه من تراب ثم قال
له كن فيكون ٥٩ الحق من ربك
فلا تكن من الممترين ٦٠ فمن حاجك
فيه من بعد ما جاءك من العلم فقل تعالوا
ندع ابناءنا وابناءكم ونساءنا ونساءكم
وانفسنا وانفسكم ثم نبتهل فنجعل لعنت
الله على الكاذبين ٦١ ان هذا لهو
القصص الحق وما من اله الا الله وان
الله لهو العزيز الحكيم ٦٢

ખરેખર ઈસાનો દાખલો ખુદા પાસે આદમના દાખલા જેવો છે * કે જેને ખુદાએ મટોડીમાંથી બનાવ્યો, પછી તેણે તેને કહ્યું કે "થા" અને તે થયો. ૫૯. આ સત્ય ( ખબર ) તારા પરવરદેગાર તરફથી છે, માટે તું શંકા લાવનારામાંનો થા નહિ. ૬૦ પછી જે ત્હારી સાથે તે વિષે ત્હારી પાસે જ્ઞાન આવ્યા બાદ તકરાર કરશે ‡ (તેને) કહેકે આવો, અમારાં છોકરાંઓને અને તમારાં છોકરાંઓને અને અમારી સ્ત્રીઓને અને તમારી સ્ત્રીઓને અને અમારા પંડને અને તમારા પંડને આપણે બોલાવીએ, પછી આપણે દોઆ કરીએ, પછી આપણે ખુદાની લઅનત જૂઠ બોલનારા ઉપર મૂકીએ. ૬૧. ખરેખર આજ સાચા ખબર છે અને ખુદા સિવાય બીજો કોઇ અલ્લાહ નથી અને ખરેખર ખુદા શક્તિમાન્ (અને) સત્ય કરનાર છે. ૬૨.

---

* બન્ને જણુંનો ચમત્કારિક રીતે જન્મ થયો હતો; કારણકે તે બન્નેને મનુષ્ય બાપ ન હોતો હઝરત પેયગમ્બરે હઝરત ઇસાને ખુદાનો બંદો કહ્યો તે બાબત ખ્રિસ્તિ લોકોએ વાંધો લીધો અને કહ્યું કે માણસ બાપ વિનાનો કેમ હોઇ શકે? તેથી તેઓની દલીલ રદ્દ કરવાને આ આયાત વહ્ય કરવામાં આવી.

‡ નજરાનના ખ્રિસ્તિઓની એક મંડળી પોતાના પાદરી સાથે મદિને આવી, અને હઝરત ઇસા તથા તેની તવારીખ બાબત હઝરત પેયગમ્બર સાથે તેઓએ તકરાર કરી; તેમાં એવો ઠરાવ થયો કે આ તકરારનો નીકાલ એવીરીતે આણવો કે દરેક મંડળીએ બીજે દિવસે અમુક જગ્યાએ જવું અને જુઠું બોલનારાઓ ઉપર ખુદાની લઅનત થાય એવું ખુદા પાસે માગવું. બીજે દિવસે પોતાના બે પૌત્ર ( નવાસા ) હસન અને હુસેન તથા પોતાના જમાઈ અલી અને

اذ قال الله يٰعيسى اني متوفيك
و رافعك الى ومطهرك من الذين
كفروا وجاعل الذين اتبعوك فوق
الذين كفروا الى يوم القيامة ثم الى
مرجعكم فاحكم بينكم فيما كنتم فيه
تختلفون ٥٥ فاما الذين كفروا فاعذبهم
عذابا شديدا فى الدنيا والاخرة ومالهم
من ناصرين ٥٦ واما الذين امنوا وعملوا
الصالحات فيوفيهم اجورهم والله لا يحب
الظالمين ٥٧ ذلك نتلوه عليك من الايات
والذكر الحكيم ٥٨

( યાદકર ) કે, જ્યારે ખુદાએ કહ્યું કે હે ઇસા, હું તને મૃત્યુ પમાડીશ ( આ સંસારમાંથી લઇજઇશ ) અને મ્હારી તરફ ઉંચકી લઇ જઈશ, અને હું તને જેઓ કાફેર થયા છે તેઓનાથી પાક કરીશ ( મુક્ત કરીશ ); અને જેઓ ત્હારે તાબે રહ્યા છે તેઓને જેઓ કાફેર થયા છે તેઓની ઉપર કયામતના દિવસ સુધી રાખીશ; પછી મ્હારી તરફ તમારે સઘળાને પાછા ફરવાનું છે; પછી હું તમારી વચ્ચે જે વિષે તમારામાં મતભેદ થયો હતો † તે બાબત ચૂકાદો આપીશ. ૫૫. પછી જેઓ કાફેર થયા છે તેઓને હું સખત શિક્ષાથી આ દુનિયામાં અને કયામતમાં સજા કરીશ; અને તેઓને માટે કોઈ મદદગાર નથી. ૫૬. પણ જેઓએ ઈમાન આણ્યું છે અને સારાં કૃત્ય કર્યાં છે તેઓનો બદલો ખુદા તેઓને પૂરેપૂરો આપશે. અને ખુદા જોલમગારોને ચાહતો નથી. ૫૭. આ અમે તને આયાતમાંથી અને સત્ય શિખામણ ( કોરઆન) માંથી વાંચી સંભળાવીએ છીએ. ૫૮.

કાટવામાટે મોકલવામાં આવ્યો ત્યારે તેણે ત્યાં કોઇને જોયું નહિ પણ ખુદાએ યહુદાને હઝરત ઇસાના રૂપમાં બદલી નાંખ્યો તેથી તે જ્યારે બહાર આવ્યો ત્યારે યહુદી લોકોએ તેને હઝરત ઇસા ધારીને પકડ્યો. તેણે પોકારીને કહ્યું કે હું હઝરત ઇસા નથી; પણ તેઓએ તેનું કહેવું માન્યું નહિ અને તેને ફાંસી ઉપર ચડાવી તેની ઉપર તીરોનો માર મારી તેને મારી નાંખ્યો.

† યહુદી લોકો હઝરત મુસાને માને છે પણ હઝરત ઇસાને માનતા નથી. ખ્રિસ્તિઓ હઝરત મુસા અને હઝરત ઇસા બન્નેને માને છે; અને હઝરત મોહમ્મદને માનતા નથી. વળી બીજું એ કે ખ્રિસ્તિઓ ત્રણ ખુદાને માને છે પણ મુસલમાનો એકજ ખુદાને માને છે. અને હઝરત મુસા, હઝરત ઇસા અને હઝરત મોહમ્મદને ખુદાના પયેગમ્બર તરીકે માને છે.

ان الله ربي وربكم فاعبدوه هذا صراط مستقيم ٥١ فلما احس عيسى منهم الكفر قال من انصاري الى الله قال الحواريون نحن انصار الله امنا بالله واشهد بانا مسلمون ٥٢ ربنا امنا بما انزلت واتبعنا الرسول فاكتبنا مع الشاهدين ٥٣ ومكروا ومكر الله والله خير الماكرين ٥٤ ث

ખરેખર અલ્લાહ મ્હારો પરવરદેગાર અને તમારો પરવરદેગાર છે, માટે તેની બંદગી કરો. આ સિદ્ધો રસ્તો છે. ૫૧. અને જ્યારે ઇસાએ તેઓનું કાફરપણું કળ્યું ત્યારે તેણે કહ્યું કે ખુદા તરફ કોણ મ્હારા મદદગારો છે? હવારીય્યુને * કહ્યું કે અમે ખુદાના (ધર્મના) મદદગારો છીએ. અમે ખુદાને માન્યો છે અને તું સાક્ષી આપ કે અમે મુસલમાન છીએ. ૫૨. હે અમારા પરવરદેગાર, જે તેં નીચે મોકલ્યું છે તે અમે માન્યું છે અને અમે પેયગમ્બરને તાબે થયા છીએ માટે તું અમારાં નામ સાક્ષી આપનારા સાથે લખ. ૫૩. અને તેઓએ (યહુદીઓએ) કપટ કર્યું ‡ અને ખુદાએ તેઓના કપટનો બદલો આપ્યો; અને ખુદા કપટ કરનારાઓને બદલો આપવામાં શ્રેષ્ઠ છે. ૫૪.

૩/૪

* "હવારીય્યુન" હઝરત ઇસાના બાર શિષ્યો હતા. મુસલમાન આ શબ્દના મૂળ અર્થ સંબંધી ભિન્ન ભિન્ન મત આપેછે. કોઈ કહે છે કે "હવર" એટલે સફેદ; અને તેઓને આ નામ આપવામાં આવ્યું તેનું કારણ એ કે તેઓનાં અંતઃકરણ શુધ્ધ અને નિર્મળ હતાં, અથવાતો તેઓ ધોબીનો ધંધો કરતાહતા, કારણ કે જ્યારે હઝરત ઇસા સમુદ્ર કિનારે નીકળ્યા ત્યારે તેણે કેટલાક ધોબીઓને લુગડાં ધોતાં જોયા, તેમને સલામ કરીને તેણે કહ્યું કે "તમે વસ્ત્ર સાફ કરો છો પણ તમારાં અંતઃકરણ સાફ કરતા નથી". ધોબીઓને આ તેની શિખામણની અસર થઈ, અને તેનામાં આસ્થા રાખીને તેઓ તેની પાછવાડે ચાલી નીકળ્યા. બીજા કેટલાક એમ કહે છે કે જ્યારે યહુદી લોકોએ તેની વિરૂધ્ધ કાવતરાં રચ્યા, ત્યારે તે મેસર તરફ નાસી ગયા ત્યાં નીલ નદીના કીનારા ઉપર તેને કેટલાક મચ્છી પકડનારાઓને જોયા તેઓ માંછલાં પકડતા હતા તે વખતે તેણે તેમને કહ્યું કે "હે લોકો આ માછલીઓ પકડવાને બદલે ચાલો આપણે વધારે સારાં પ્રાણી (એટલે કે માણસો) ને પકડીએ" આથી તેઓએ તેની ઉપર આસ્થા રાખી અને તેઓ તેના શિષ્ય થયા, અને આ માણસો તેના બાર શિષ્યો છે.

‡ યહુદી લોકોએ સઘળી ઝાતનાં કાવતરાં કરી આખરે હઝરત ઇસાને પકડ્યા અને બીજી સવારે ખીલા ઠોકી વધસ્તંભે ચડાવવા માટે તેને એક ઘરમાં કેદ કર્યો અને આખીરાત તે ઘર ફરતી ચોકી રાખી. પણ રાત્રીએ ખુદાએ ફેરેસ્તા મોકલ્યા, અને હઝરત ઇસાને આકાશમાં લઈ જવામાં આવ્યા, બીજી સવારે યહુદા નામના એક યહુદી સરદારને જ્યારે તે ઘરમાંથી હઝરત ઇસાને બહાર

ورسولا الى بني اسرآءيل انى
قد جئتكم باية من ربكم
انى اخلق لكم من الطين كهيئة الطير
فانفخ فيه فيكون طيرا باذن الله و
ابرئ الاكمه والابرص واحى الموتى
باذن الله وانبئكم بما تاكلون وما
تدخرون فى بيوتكم ان فى ذلك لاية
لكم ان كنتم مؤمنين ٤٩ ومصدقا لما
بين يدى من التورية ولاحل لكم
بعض الذى حرم عليكم وجئتكم باية
من ربكم فاتقوا الله واطيعون ٥٠

અને તેને એસ્રાઇલના છોકરાઓ તરફ એક રસુલ તરીકે (મોકલશે અને તે કહેશે કે) ખરેખર હું તમારી પાસે તમારા પરવરદેગાર તરફથી એક નિશાની સહિત આવ્યો છું, ખરેખર હું તમારે માટે માટીમાંથી એક પક્ષીના આકાર * જેવું બનાવીશ, પછી તેમાં હું ફુંક મારીશ, પછી તે ખુદાના હોકમથી એક પક્ષી થઈ જશે; અને હું જન્મથી આંધળાને અને કોઢીઆને સાજા કરીશ; અને હું મુડદાંને ખુદાના હોકમથી સજીવન § કરીશ; અને જે તમે ખાઓછો અને જે તમે તમારા ઘરમાં સંગ્રહ કરોછો તેની હું તમને ખબર આપુંછું; ખરેખર આમાં તમારે માટે એક નિશાની છે જો તમે માનવાવાળા હો તો. ૪૯. અને મ્હારી પહેલાં આવેલ તૌરાતને હું માનનાર છું; અને એટલા માટે ( હું આવ્યો છું ) કે કેટલીક ચીજો જે તમારે માટે હરામ કરવામાં આવી છે તે હું તમારે વાસ્તે હલાલ કરૂં; અને હું તમારીપાસે તમારા પરવરદેગાર તરફથી નિશાની સહિત આવ્યો છું; માટે ખુદાનો ડર રાખો અને મ્હારૂં ફરમાન ઉઠાવો. ૫૦.

* એવું કહેવામાં આવ્યું છે કે હઝરત ઇસા પતંગીયાના આકારનાં પક્ષીઓ બનાવતા, અને તેઓની અંદર ફુંક મારતા એટલે તેઓ હવામાં ઉડતાં અને જ્યારે તે અદ્રશ્ય થતાં ત્યારે મરી જઈ ઝમીન ઉપર પડતાં.

§ તફસીર લખનારાઓ કહે છે કે હઝરત ઇસાએ ચાર પુરૂષોને સજીવન કર્યા હતા તેમાંનો એક હઝરત નુહનો પુત્ર સામ હતો કે જે ચાર હઝાર વર્ષ અગાઉ મરી ગયો હતો.

اذ قالت الملائكة يامريم ان الله يبشرك
بكلمة منه اسمه المسيح عيسى ابن مريم
وجيها فى الدنيا والاخرة ومن
المقربين ٤٥ ويكلم الناس فى المهد
وكهلا ومن الصالحين ٤٦ قالت رب
انى يكون لى ولد و لم يمسسنى بشر
قال كذلك الله يخلق ما يشاء اذا
قضى امرا فانما يقول له كن فيكون ٤٧
ويعلمه الكتاب والحكمة والتورية
والانجيل ٤٨

(યાદ કર) કે જ્યારે ફ્રેરેશ્તાઓએ કહ્યું કે હે મરયમ, ખરેખર ખુદા તને પોતાના શબ્દના * સારા સમાચાર આપે છે, તેનું નામ મસીહ § મરયમનો પુત્ર ઇસાછે. તે આ દુનિયામાં અને આવતી ઝિંદગીમાં ઘણો માનવંત છે, અને ખુદાના ખાસ બંદાઓમાંનો એક છે. ૪૫. અને તે માણસો સાથે પારણામાં વાત કરશે. તેમજ મોટપણે પણ; અને તે પવિત્ર પેયગમ્બરોમાંનો એક છે. ૪૬. તેણીએ કહ્યું કે હે પરવરદેગાર, મને પુત્ર કયાંથી થાય? અને મને પુરૂષનો સ્પર્શ થયો નથી. તેણે (તે ફ્રેરેશ્તાઓમાંના એકે) કહ્યું કે આ સ્થિતિમાં ખુદા જે ચાહે છે તે પેદા કરે છે. જ્યારે તે કાંઇ કામનો એરાદો કરે છે ત્યારે તે માત્ર તેને કહે છે કે "થા" અને તે થાય છે. ૪૭. અને તે (ખુદા) તેને (ઇસાને) કેતાબ (ધર્મ પુસ્તક) અને હેકમત ‡ (ધર્મજ્ઞાન) અને તૌરાત અને એન્જીલ શીખવશે. ૪૮.

---

સંભાળ રાખે એવો ઠરાવ થયો. સોરટી કરવાની રીત એવી હતી કે જે કલમો વડે તેઓ તૌરાતનું પુસ્તક લખતા તે કલમો અથવા તીરો ઓરદોન નદીમાં ફેંકવા; અને જેની કલમ અથવા તીર પાણીની સપાટી ઉપર ટટાર ઉભું રહે તેણે તેણીની સંભાળ રાખવી. આ પ્રમાણે હઝરત ઝકરીયાની કલમ પાણી ઉપર સિધ્ધિ રહી તેથી તેણે તેણીની સંભાળ લીધી.

* "ખુદાનો શબ્દ" હઝરત ઇસાને માટે છે, કારણ કે ખુદાએ "કુન" એટલે "થા" એ શબ્દ કહ્યો તેથી ઇસા પેયગમ્બર પેદા થયા માટે આ ઠેકાણે હઝરત ઇસાને માટે "ખુદાનો શબ્દ" એમ વાપરવામાં આવ્યું છે.

§ "મસીહ" નો મૂળ અર્થ "સુખી" થાય છે. તે હઝરત ઇસાનો લકબ હતો.

‡ "હેકમત" એટલે હલાલ અને હરામ વસ્તુઓનું જ્ઞાન.

قال رب انى يكون لى غلام وقد بلغنى
الكبر وامراتى عاقر قال كذلك الله يفعل
ما يشاء ٤٠ قال رب اجعل لى اية
قال ايتك الا تكلم الناس ثلثة ايام
الا رمزا واذكر ربك كثيرا وسبح
بالعشى والابكار ٤١ واذ قالت الملائكة
يامريم ان الله اصطفيك وطهرك
واصطفيك على نساء العالمين ٤٢ يامريم
اقنتى لربك واسجدى واركعى مع
الراكعين ٤٣ ذلك من انباء الغيب
نوحيه اليك وما كنت لديهم اذ يلقون
اقلامهم ايهم يكفل مريم وما كنت
لديهم اذ يختصمون ٤٤

તેણે કહ્યું કે હે પરવરદેગાર, મને દીકરો ક્યાંથી થાય ? અને ખરેખર મને ઘડપણું આવી પહોંચ્યું છે, અને મ્હારી સ્ત્રી વાંઝણી છે. તેણે (તે ફેરેશ્તાઓમાંના એકે) કહ્યું કે ખુદા આ સ્થિતિમાં ( પણ ) કરે છે, જે ચાહે છે તે. ૪૦. તેણે કહ્યું કે હે પરવરદેગાર, મ્હારે માટે કાંઈ નિશાની મુકર્રર કર. તેણે ( ફેરેશ્તાએ ) કહ્યું કે ત્હારી નિશાની એ છે કે તું માણસો સાથે ત્રણ દિવસ સુધી એશારા સિવાય વાત કરી શકીશ નહિ, અને ત્હારા પરવરદેગારને ઘણો યાદ કરજે અને સાંજે સવારે તેની પવિત્રતા યાદ કરી બંદગી કરજે. ૪૧. અને ( યાદ કર ) કે જ્યારે ફેરેશ્તાઓએ કહ્યું કે હે મરયમ, ખરેખર ખુદાએ તને પસંદ કરી છે અને તને પવિત્ર બનાવી છે અને સર્વ દુનિયાની સ્ત્રીઓ ઉપર તને શ્રેષ્ટતા આપી છે. ૪૨. હે મરયમ, ત્હારા પરવરદેગારનું ફરમાન ઉઠાવ, અને સેજદો કર, અને રોકુઅ્ કરનારાઓ (નમાઝ પઢનારાઓ) ની સાથે રોકુઅ્ કર. ૪૩. આ છૂપી ખબરોમાંની એક છે કે જે અમે ત્હારી તરફ ( હે મોહમ્મદ ) વહ્ય કરીએ છીએ અને તું તેઓની પાસે નહોતો કે જ્યારે તેઓમાંનો કોણ મરયમની સંભાળલે * તે વિષે તેઓ પોતાની કલમો નાંખતાહતા, અને તું તેઓની પાસે નહોતો કે જ્યારે તેઓ સંવાદ કરતા હતા. ૪૫.

* જ્યારે મરયમને મસ્જીદમાં મુકવામાં આવી ત્યારે આશરે ૨૦ માણસોએ તેણીની સંભાળ લેવામાટે કોશેશ કરી, છેવટે સોરટી નાંખવાનું નકકી થયું અને તેમાં જીતે તે તેણીની

પછી તેણીના પરવરદેગારે તેણીને સારા સત્કારથી સ્વીકારી, અને તેણીને સારી કેળવણીથી ઊછેરી મ્હોટી કરી, અને ખુદાએ તેણીને ઝકરીય્યાની † જિમ્મેદારી (સંભાળ) તળે રાખી. જયારે ઝકરીય્યા તેણીની પાસે મહેરાબ ( પ્રાર્થનાના ઓરડા ) માં દાખલ થતો ત્યારે તેણીની પાસે ખાવાનું ( તૈયાર ) જોતો. તેણે કહ્યું કે હે મરયમ ત્હારી પાસે આ ક્યાંથી ? તેણીએ કહ્યું કે તેખુદા પાસેથી; ખરેખર ખુદા જેને ચાહેછે તેને બેહદ રૂઝી આપે છે. ૩૭. ત્યાંજ ઝકરીય્યાએ પોતાના પરવરદેગાર પાસે પ્રાર્થના કરી કહ્યું કે હે પરવરદેગાર, મને ત્હારી પાસેથી એક પવિત્ર વંશ ( દીકરો ) આપ. ખરેખર તું દોઆ સાંભળનાર છે. ૩૮. પછી ફેરેશ્તાઓએ તેને પોકાર કરી કહ્યું, અને તે ઉભો રહી મહેરાબમાં નમાઝ પઢતો હતો. ખરેખર ખુદા તને "યહ્યા" * ના ખુશ ખબર આપે છે, જે ખુદાના શબ્દ (ઇસા) ને માનનાર છે, તે એક આગેવાન, સ્ત્રીસંગતથી દૂર રહેનાર, અને પવિત્ર વંશનો એક પેયગમ્બર છે. ૩૯.

فتقبلها ربها بقبول حسن وانبتها نباتا حسنا
وكفلها زكريا كلما دخل عليها زكريا
المحراب وجد عندها رزقا قال يامريم
انى لك هذا قالت هو من عند الله
ان الله يرزق من يشاء بغير حساب ٣٧
هنالك دعا زكريا ربه قال رب هب
لى من لدنك ذرية طيبة انك سميع
الدعاء ٣٨ فنادته الملائكة وهو قائم
يصلى فى المحراب ان الله يبشرك بيحيى
مصدقا بكلمة من الله وسيدا وحصورا
ونبيا من الصالحين ٣٩

† હઝરત ઝકરીય્યાનો સઘળો ઇતિહાસ મરયમના કીસ્સામાં આવશે.

* "યહ્યા" એટલે તે માણસ કે જે પોતાના [illegible] છે. હઝરત ઈસાને સૌથી પહેલો માનનાર હઝરત "યહ્યા" હતો.

إِنَّ اللهَ اصْطَفَىٰ آدَمَ وَنُوحًا وَ
آلَ إِبْرَاهِيمَ وَآلَ عِمْرَانَ عَلَى
الْعَالَمِينَ ٣٣ ذُرِّيَّةً بَعْضُهَا مِنْ بَعْضٍ
وَاللهُ سَمِيعٌ عَلِيمٌ ٣٤ إِذْ قَالَتِ امْرَأَتُ
عِمْرَانَ رَبِّ إِنِّي نَذَرْتُ لَكَ مَا فِي
بَطْنِي مُحَرَّرًا فَتَقَبَّلْ مِنِّي إِنَّكَ أَنْتَ
السَّمِيعُ الْعَلِيمُ ٣٥ فَلَمَّا وَضَعَتْهَا قَالَتْ
رَبِّ إِنِّي وَضَعْتُهَا أُنْثَىٰ وَاللهُ أَعْلَمُ بِمَا
وَضَعَتْ وَلَيْسَ الذَّكَرُ كَالْأُنْثَىٰ وَإِنِّي
سَمَّيْتُهَا مَرْيَمَ وَإِنِّي أُعِيذُهَا بِكَ وَ
ذُرِّيَّتَهَا مِنَ الشَّيْطَانِ الرَّجِيمِ ٣٦

ખરેખર ખુદાએ આદમને અને નુહને અને એબ્રાહીમના વંશને અને એમરાનના વંશને સર્વ આલમ ઉપર પસંદ કર્યાં છે. ૩૩. (તેમજ) તેમંના વંશમાં કેટલાકને કેટલાએક ઊપર (શ્રેષ્ટતા આપી છે) અને ખુદા સાંભળનાર (અને) જાણુનાર છે. ૩૪. યાદ કર કે જ્યારે એમરાનની § સ્રીએ કહુ કે હે પરવરદેગાર, ખરેખર મ્હેં ત્હારી માનતા કરી છે કે મ્હારા પેટમાં જે છે તેને ત્હારી બંદગી માટે સંસારમાંથી મુકત કરૂં માટે મ્હારી પાસેથી તે તું સ્વીકાર. ખરેખર તું સાંભળનાર (અને) જાણુનાર છે. ૩૫. પછી જ્યારે તેણીએ તે જણ્યું ત્યારે તેણીએ કહ્યું કે હે પરવરદેગાર, ખરેખર મ્હેં તો દીકરી જણી છે અને તેણીએ જે જણ્યું છે તે ખુદા વધારે જાણે છે, * અને પુરૂષ ઝાત કાંઇ સ્રી ઝાત જેવી નથી, અને ખરેખર મ્હેં તેણીનું નામ "મરયમ" પાડ્યું છે અને ખરેખર હું તેણીને અને તેણીના વંશને પથ્થરવડે હાંકી કાઢેલા શેતાનની સામે ત્હારા રક્ષણ તળે મૂકું છું. ૩૬.

§ એમરાન ઘણો પવિત્ર માણસ હતો અને તે હઝરત સોલયમાનના વંશનો હતો. તેને એક સ્રી હતી, તેનું નામ હન્ના હતું, અને તેણીની બહેન હઝરત ઝકરીય્યાની સ્રી હતી. એક વખત હન્નાએ માનતા કરી કે જો મને દીકરો આવશે તો હું તે ખુદાને અર્પણ કરીશ એટલે કે હું તેને મસ્જેદની સેવા બજાવવા મોકલીશ. પણ તેણીને દીકરી અવતરી તેનું નામ મરયમ રાખ્યું, અને તે હઝરત ઇસાની માતા હતી. તેણીને દીકરી અવતરી છતાંપણ ખુદાની સેવા બજાવવામાટે તેણીને મસ્જેદમાં મુકવામાં આવી.

* આ વાકયના બે વાંચન છે. એક જે અહિં આપેલું છે તે, અને બીજું એકે "અને મ્હેં જે જણ્યું છે તે ખુદા વધારે જાણે છે".

કહે કે જેતંમારા હૃદયમાં છે તે તમે જો સંતાડો અથવા તે ખુલ્લું કરો તો તે ખુદા જાણે છે. અને જે આકાશોમાં છે અને જે પૃથ્વીમાં છે તે પણ તે જાણે છે અને ખુદા સર્વ શકિતમાન્ છે. ૨૯. (તે દિવસનો ડર રાખો) કે જે દિવસે દરેક જણ જે ભલું કર્યું છે તે પોતે પાસે હાઝેર થયેલું જોશે, અને જે દુષ્ટ કામ તેણે કર્યું છે તેને માટે એવું ઇચ્છશે કે તેની અને પોતાની વચ્ચે લાંબું અંતર હોય; અને ખુદા તેનો પોતાનોજ ડર રાખવા તમને ફરમાવે છે; અને ખુદા બંદા ઉપર મેહેરબાન છે. ૩૦. કેહે કે જો તમે ખુદા ઉપર પ્યાર રાખતા હો તો તમે મ્હારી પ્રમાણે ચાલો, ખુદા તમારી ઉપર પ્યાર રાખશે અને તમારે માટે તમારાં પાપ માફ કરશે અને ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૩૧. કહે કે ખુદાના અને પેયગમ્બરના ફરમાન ઊઠાવો, પણ જો તેઓ પીઠ ફેરવે તોખરેખર ખુદા કાફેરોને ચાહતો નથી. ૩૨.

قل ان تخفوا مافى صدوركم اوتبدوه يعلمه
الله ويعلم مافى السموات ومافى الارض
والله على كل شئ قدير ٢٩ يوم تجد
كل نفس ما عملت من خير محضرا
وما عملت من سوء تود لو ان
بينها وبينه امدا بعيدا ويحذركم الله
نفسه والله رؤف بالعباد ٣٠
قل ان كنتم تحبون الله فاتبعونى
يحببكم الله ويغفر لكم ذنوبكم والله
غفور رحيم ٣١ قل اطيعوا الله والرسول
فان تولوا فان الله لا يحب الكافرين ٣٢

---

પ્રકાશ નીકળ્યો જેથી યમન શહેર તેઓના જોવામાં આવ્યું. ત્રીજી વખત તેણે પાછી કુહાડી પછાડી ત્યારે પણ પ્રકાશ બહાર નીકળ્યો અને તેઓએ રૂમના પાદશાહો તથા તેઓના મહેલો જોયાં. મુસલમાનોએ હઝરત પેયગમ્બરને આનું કારણ પૂછ્યું ત્યારે હઝરતે ફરમાવ્યું કે જેબ્રાઇલે મને કહ્યું હતું કે આ રાજ્યો તને માનનારાઓના કબઝામાં આવશે. જ્યારે યહુદી લોકોએ આ સમાચાર સાંભળ્યા ત્યારે તેઓ હઝરત પેયગમ્બરને મ્હેણાં મારવા લાગ્યા કે હઝરત પેયગમ્બર તો આવા બળવાન રાજાઓનો પરાજય કરવા આશા રાખે છે, તેટલા માટે આ આયત વહી કરવામાં આવી.

قل اللهم مالك الملك تؤتى الملك من
تشاء وتنزع الملك ممن تشاء وتعز
من تشاء وتذل من تشاء بيدك
الخير انك على كل شئ قدير ٢٦
تولج الليل في النهار وتولج النهار فى
الليل وتخرج الحى من الميت وتخرج
الميت من الحى وترزق من تشاء
بغير حساب ٢٧ لا يتخذ المؤمنون
الكافرين اولياء من دون المؤمنين
ومن يفعل ذلك فليس من الله فى شئ
الا ان تتقوا منهم تقاة ويحذركم الله
نفسه والى الله المصير ٢٨

કહે કે હે ખુદા, પાદશાહીના ધણી, જેને તું ચાહે તેને તું રાજ્ય ‡ આપે છે, અને જેની પાસેથી તું ચાહે તેની પાસેથી તું રાજ્ય ખેંચી લેછે, અને જેને ચાહે તેને તું માનવંત કરે છે, અને જેને ઇચ્છે તેને તું હલકો બનાવે છે. ભલું ત્હારા હાથમાંજ છે, ખરેખર તું સર્વ શકિતમાન્ છે. ૨૬. તું રાતને દિવસમાં લાવે છે, અને દિવસને રાતમાં લાવે છે, અને તું જીવવાળાંને નિર્જીવમાંથી બહાર કાઢે છે, અને નિર્જીવને જીવવાળાંમાંથી બહાર કાઢે છે, અને જેને તું ચાહે તેને બેહદ રૂઝી આપે છે. ૨૭. મોમેનોએ મોમેન સિવાય કાફેરને દોસ્ત તરીકે નહિ લેવા જોઇએ, અને જે તેમ કરેછે તેનામાં ખુદાના ધર્મનો કંઇ અંશ નથી; પણ જો તેમના તરફથી તમને કંઇ જોખમનો ભય હોય, તો ( દોસ્તી રાખવી ), અને ખુદાતો તેનો પોતાનોજ ડર રાખવા તમને ફરમાવે છે, અને ખુદા તરફ પાછા ફરવાનું છે. ૨૮.

‡ ખંદકના યુધ્ધ વખતે જ્યારે હઝરત પેયગમ્બર અને મુસલમાનો એક ખાઈ ખોદવામાં મશગુલ હતા ત્યારે એક મ્હોટો ખડક દેખાઈ આવ્યો, હઝરત પેયગમ્બરે જ્યારે તે ખડક સાથે પોતાની કુહાડી અફાળી ત્યારે તે ખડકનો ઘણો ભાગ તુટી ગયો અને તેમાંથી પ્રકાશ બહાર નીકળી આવ્યો. તે પ્રકાશવડે મદાયેનના ઇરાની રાજા કેસરાનો મહેલ તેઓના જોવામાં આવ્યો. બીજું વાર તેણે પોતાની કુહાડી તે ખડક સાથે પછાડી અને પહેલાંની જેમ તેમાંથી ફરીવાર

જેઓને કેતાબ (તૌરાત) નો કાંઇભાગ આપવામાં આવ્યો છે તેઓને શું તું જોતો નથી કે (જ્યારે) તેઓને ખુદાની કેતાબ § તરફ બોલાવવામાં આવેછે એટલા માટે કે તેઓની વચ્ચે હોકમ કરવામાં આવે, ત્યારે તેમનામાંની એક ટોળી મ્હોં ફેરવે છે ? અને તેઓ ( સત્યથી ) મ્હોં ફેરવનાર છે. ૨૩. આનું કારણ એ છે કે તેઓએ કહ્યું છે કે ગણ્યા ( અમુક ) દિવસો સિવાય આગ અમને અડકશે નહિ † અને પોતાના ધર્મમાં તેઓએ જે ખોટું ઘડી કાઢ્યું હતું તેણે તેઓને છેતર્યા. ૨૪. પછી તેઓની સ્થિતિ કેવી થશે કે જ્યારે અમે જે દિવસને માટે કંઇ શંકા નથી તે દિવસે તેઓને એકઠા કરીશું, અને દરેક જણ જે કમાયો છે તે તેને પૂરેપૂરૂં આપવામાં આવશે અને તેઓની ઉપર ઝોલમ કરવામાં આવશે નહિ. ૨૫.

الم تر الى الذين اوتوا نصيبا من
الكتاب يدعون الى كتاب الله ليحكم
بينهم ثم يتولى فريق منهم وهم
معرضون ٢٣ ذلك بانهم قالوا لن
تمسنا النار الا اياما معدودات وغرهم
في دينهم ما كانوا يفترون ٢٤ فكيف
اذا جمعناهم ليوم لاريب فيه ووفيت
كل نفس ما كسبت وهم لا يظلمون ٢٥

§ આ આયાતે વહી કરવાનો પ્રસંગ એ હતો કે બે યહુદીઓએ વ્યભિચાર કર્યો તેથી તેઓને શી શિક્ષા કરવી તે હઝરત પેયગમ્બર પાસે રજુ કરવામાં આવ્યું. હઝરત પેયગમ્બરે તેનો ફેંસલો આપ્યો કે હઝરત મુસાના કાયદા પ્રમાણે તેઓ બન્નેને પથ્થર મારી મારીને મારી નાંખવા. પણ નોમાન-બેન-ઔફે અને અમ્ર-બેન-હારેસે તે શિક્ષા કબૂલ કરવાની ના પાડી અને કહ્યું કે હઝરત પેયગમ્બરે તેમની ઉપર ઝોલમ કર્યો છે અને દલીલ કરી કે તૌરાતમાં આવો કાયદો છેજ નહિ. પણ જ્યારે હઝરત પેયગમ્બરે તૌરાત મંગાવી ત્યારે સદહું કાયદો લખેલો માલુમ પડ્યો, તેથી ગુનહગારોને પથ્થર મારી મારીને મોરી નાંખવામાં આવ્યા. ( પાંચમા પ્રકરણની ૪૭ મી આયાનું ટીપ્પણ પણ જુઓ ).

† યહુદી લોકો માને છે કે તેઓને સાત અથવા તો ચાળીશ દિવસ સુધીજ દુઝખમાં રાખવામાં આવશે.

فان حاجوك فقل اسلمت وجهي لله
ومن اتبعن وقل للذين اوتوا الكتاب
والامين ءاسلمتم فان اسلموا فقد
اهتدوا وان تولوا فانما عليك البلاغ
والله بصير بالعباد ٢٠ ان الذين يكفرون
بايات الله ويقتلون النبين بغير حق
ويقتلون الذين يامرون بالقسط من
الناس فبشرهم بعذاب اليم ٢١
اولئك الذين حبطت اعمالهم فى الدنيا
والاخرة وما لهم من ناصرين ٢٢

પછી જો તેઓ ત્હારીસાથે તકરાર કરે તો કહે કે મેં મ્હારા ચહેરાને (દેહને) ખુદાને આધીન કર્યો છે, તેમજ જેઓ મ્હારી પ્રમાણે ચાલ્યા છે(તેઓએ પણ તેમજ કર્યું છે), અને જેઓને કેતાબ આપવામાં આવી છે, અને જેઓ અભણ (અને અજ્ઞાની) છે તેઓને કહે કે તમે મુસલમાન થશો? * પછી જો તેઓ મુસલમાન થાય તો તેઓએ ખરેખર સિધ્ધો રસ્તો મેળવ્યો છે, અને જો તેઓ પોતાની પીઠ ફેરવે તો ત્હારી ઉપર માત્ર સંદેશો પહોંચાડવાનું (કામ) છે, અને ખુદા પોતાના બંદાઓને જોનાર છે. ૨૦. ખરેખર જેઓ ખુદાની આયાતને માનતા નથી, અને પેયગમ્બરોને નાહક મારી નાંખે છે, § અને માણસોમાંના જેઓ ન્યાયથી હોકમ કરે છે તેઓને મારી નાંખે છે, તેઓને દુઃખદાયક શિક્ષાના ખુશખબર આપ. ૨૧. આ તેઓ છે કે જેઓનાં કૃત્ય આ દુનિયા અને આવતી ઝિંદગીમાં વ્યર્થ ગયાં છે અને તેઓને માટે કોઇ મદદગાર નથી. ૨૨.

ખુદા સૃષ્ટિનાં કામ ચલાવવામાં અને હોકમ કરવામાં ન્યાયપૂર્વક કાયમ છે.

૧૯(આયા)એટલે યહુદી અને ખ્રિસ્તિ લોકોમાં, જ્યારે તેઓની પાસે કોરઆન આવ્યું ત્યારે માત્ર ઇર્ષ્યાને લીધે મત ભેદ થયો પણ પહેલાં તેઓમાં એસ્લામ ધર્મ અને કોરઆન વિષે મતભેદ નહોતો અને તેઓ તે બન્નેમાં ઇમાન રાખતા.

* જે પ્રમાણે અહીં વાપરવામાં આવ્યું છે તે પ્રમાણે ઘણી વખત અરબ્બી ભાષામાં પ્રશ્નાર્થે આજ્ઞાર્થને બદલે વપરાય છે; તેથી આ ઠેકાણે આ વાક્યનો અર્થ "એસ્લામ ધર્મ માનો" એવો થાય છે.

§ એવું કહેવામાં આવ્યું છે કે યહુદી લોકોએ એક કલાકમાં પોતાના ૪૩ પેયગમ્બરોને મારી નાંખ્યા હતા તેથી તેમનામાંના ૧૧૨ ઝાહેદ લોકો કે જે બહુ વિદ્વાન હતા તેઓ આ મહા પાતકી કૃત્યને માટે તેમને ધર્મોપદેશ કરવા લાગ્યા પણ તેમને પણ તેઓએ મારી નાંખ્યાં.

قل اؤنبئكم بخير من ذلكم للذين اتقوا
عند ربهم جنات تجرى من تحتها الانهار
خالدين فيها وازواج مطهرة ورضوان
من الله والله بصير بالعباد ١٥ الذين
يقولون ربنا اننا امنا فاغفر لنا ذنوبنا وقنا
عذاب النار ١٦ الصابرين والصادقين
والقانتين والمنفقين والمستغفرين
بالاسحار ١٧ شهد الله انه لا اله الا
هو والملائكة واولوا العلم قائما
بالقسط لا اله الا هو العزيز الحكيم ١٨
ان الدين عند الله الاسلام وما اختلف
الذين اوتوا الكتاب الا من بعد
ما جاءهم العلم بغيا بينهم ومن يكفر بايات
الله فان الله سريع الحساب ١٩

કહે કે હું તમને આ કરતાં વધારે સારાની ખબર આપું? જેઓ પરહેઝગાર છે તેઓને માટે પોતાના પરવરદેગાર પાસે બેહેસ્તની વાડીઓ છે, જેની નીચે નદીઓ વહે છે. તેમાં તેઓ અનંતકાળ રહેનાર છે, અને (તેમાં) પાક સ્ત્રીઓ અને ખુદાની ખુશનુદી છે, અને ખુદા પોતાના બંદાઓને જોનાર છે. ૧૫. તેઓ (પરહિઝગારો) કહે છે કે હે અમારા પરવરદેગાર, ખરેખર અમે ઇમાન લાવ્યા છીએ, તેથી અમારે માટે અમારાં પાપ માફ કર, અને આગની શિક્ષામાંથી અમને બચાવ. ૧૬. તેઓ ધીરજવાન, અને સત્યવાદી, અને ફરમાન ઉઠાવનાર, અને દાન કરનાર, અને મળસકામાં માફી માગનારા છે. ૧૭. ખુદાએ સાક્ષી આપી છે (ફરમાવ્યું છે) કે ખરેખર તેના સિવાય બીજો કોઇ ખુદા નથી, અને ફેરેશ્તાઓ અને તેમજ જ્ઞાનીલોકો પણ (સાક્ષી આપે છે) તેઓ ન્યાયપૂર્વક (સાક્ષી આપવા) ખડા રહ્યા * છે. તેના સિવાય બીજો કોઇ ખુદા નથી તે શક્તિમાન્ (અને) સત્ય કરનારછે. ૧૮. ખરેખર (પસંદકરેલો) ધર્મ ખુદા પાસે "એસ્લામ" છે, અને જેઓને કેતાબ (તૌરાત અને એનજીલ) આપવામાં આવી છે. તેઓમાં મતભેદ થયો નહિ, મગર તે પછી કે તેઓની પાસે જ્ઞાન (કોરઆન) આવ્યું, તેનું કારણ પરસ્પર ઇર્ષાભાવને લીધે હતું અને જે ખુદાની આયાતને માનતો નથી (તેનો) ખરેખર ખુદા જલદીથી હેસાબ લેનાર છે. ૧૯.

* કેટલાક તફસીર લખનારાઓ "કાઅમન" શબ્દને ખુદાના સંબંધમાં લે છે. એટલે કે

قد كان لكم اية فى فئتين
التقتا فئة تقاتل فى سبيل الله واخرى
كافرة يرونهم مثليهم راى العين والله
يؤيد بنصره من يشاء ان فى ذلك لعبرة
لاولى الابصار ١٣ زين للناس حب
الشهوات من النساء والبنين والقناطير
المقنطرة من الذهب والفضة والخيل
المسومة والانعام والحرث ذلك متاع
الحيوة الدنيا والله عنده حسن المآب ١٤

ખરેખર જે બે પક્ષ લડાઇને માટે મળ્યા તેમાં તમારે માટે એક નિશાની હતી. એક ‡ પક્ષ ખુદાને રસ્તે લડે છે, અને બીજો કાફેર છે. તેઓ ( મુસલમાનો ) એ પોતાનાથી તેઓ ( કાફેરો ) ની બમણી સંખ્યા નજરો નજર જોઇ; અને ખુદા ચાહે તેને પોતાની સહાયતાથી કોવ્વત આપે છે. ખરેખર આમાં જ્ઞાનચક્ષુવાળાઓને માટે એક બોધદાયક દાખલો છે. ૧૩. માણસોને માટે સ્ત્રીઓ, અને છોકરા, અને જથ્થાબંધ * ભેગું કરેલું સોનું અને રૂપું, અને સારા ચિન્હવાળા ઘોડા, અને ઢોર, અને ખેતી એ સઘળા તરફની લાગણીનો પ્યાર શોભિત કરવામાં આવ્યો છે ( આનંદકારી લાગે છે ). આ સર્વ આ દુનિયાની ઝિંદગીની સામગ્રી છે, પણ પાછા જવાને ઉત્તમ જગ્યા ખુદા પાસે છે. ૧૪.

‡ આનો સંબંધ બદ્રની લડાઈ સાથે છે કે જે એસ્લામ ધર્મમાં પહેલ વહેલી લડાઈ હતી ( પ્રસ્તાવના જુઓ ). તેમાં મુસલમાન લોકો ૩૧૩ હતા, અને સામા પક્ષમાં કાફર લોકો ૯૫૦ હતા. હેજરાને બીજે વર્ષે તે લડાઈ લડવામાં આવી હતી અને તેમાં કાફર લોકોનો પરાજય થયો હતો. તેમનામાંના ઘણા ખરા કેદી તરીકે પકડાયા હતા; પણ તે દિવસે જોવામાં આવેલો ચમત્કાર એ હતો કે કાફર લોકોનું લશ્કર મુસલમાન લોકોને પ્રથમતો પોતાના કરતાં બમણું લાગ્યું ( અગર જો કે કાફેરો ત્રણગણા હતા ) અને છેવટે કાફર લોકોને મુસલમાન લોકોનું લશ્કર પોતાના કરતાં વધારે લાગ્યું હતું. ( વધારે હકીકત માટે આઠમું પ્રકરણ જુઓ ).

* કેટલાક કહે છે કે એક " કેન્તાર " ની કીમત ૮૦૦૦ મેસકાલ સોના જેટલી છે. ( મેસકાલ એક તોલાનો બે પંચમાશ ભાગ છે ). કેટલાક કહે છે કે તેની કીમત ૧૨૦૦ અધેળા સોના જેટલી છે અને કેટલાક એમ માને છે કે તેની કીમત ગાયનાં ચામડામાં સમાઇ શકે તેટલા સોના જેટલી છે.

ربنا لاتزغ قلوبنا بعد اذهديتنا
وهب لنا من لدنك رحمة
انك انت الوهاب ٨ ربنا انك
جامع الناس ليوم لاريب فيه ان
الله لايخلف الميعاد ٩ ان الذين كفروا
لن تغني عنهم اموالهم ولا اولادهم من
الله شيئا واولئك هم وقود النار ١٠
كداب ال فرعون والذين من قبلهم
كذبوا باياتنا فاخذهم الله بذنوبهم والله
شديد العقاب ١١ قل للذين كفروا
ستغلبون وتحشرون الى جهنم
وبئس المهاد ١٢

(તેઓ કહે છે) કે હે અમારા પરવરદેગાર, તેં અમને ખરે રસ્તે દોર્યા પછી, તું અમારાં અંતઃકરણને પાછાં આડે રસ્તે લઈજા નહિ, અને ત્હારી પાસેથી અમારી ઉપર દયાની બક્ષિશ કર. ખરેખર તું ઘણીજ બક્ષિશ કરનાર છે. ૮. હે અમારા પરવરદેગાર, ખરેખર જે દિવસને માટે કંઈ પણ શંકા નથી તે દિવસે તુંજ માણસોને એકઠાં કરનાર છે. ખરેખર ખુદા પોતાનું વચન તોડશે નહિ. ૯. ખરેખર જેઓ કાફર થયા છે તેઓની ઉપરથી તેમની મીલ્કત તેમજ તેમનાં છોકરાંછૈયાં ખુદાની શિક્ષાનો કંઇ ભાગ દૂર કરશે નહિ અને તેઓ આગનું બળતણ છે. ૧૦. ફેરઔનના લોકોની અને તેમની પહેલાં જેઓ હતા તેઓની આદત પ્રમાણે તેઓએ અમારી નિશાનીઓને ખોટી કહી, પછી ખુદાએ તેમને તેઓનાં પાપને લીધે પકડયા અને ખુદા સજા કરવામાં સખત છે. ૧૧. કાફરોને કહે કે તમારો જલદી પરાજય થશે. અને તમને દુઝખ તરફ એકઠા કરી લઇ જવામાં આવશે. અને તે એક ખરાબ પથારી છે. ૧૨.

સિવાય બીજો કોઈ જાણતો નથી " ટુંકામાં શીઆના મત પ્રમાણે એમામો અને ઘણા વિદ્વાન માણસો પણ અર્થ જાણી શકે છે.

هوالذي يصوركم في الارحام كيف يشآء
لآ اله الاهوالعزيز الحكيم ٦ هوالذي
انزل عليك الكتاب منه ايات محكمات
هن ام الكتاب واخر متشابهات فاما
الذين في قلوبهم زيغ فيتبعون ماتشابه
منه ابتغاء الفتنة وابتغاء تاويله وما يعلم
تاويله الا الله والراسخون في العلم
يقولون امنا به كل من عند ربنا
وما يذكر الا اولوا الالباب ٧

ખુદા તેજ છે કે જે, જેમ ચાહે તેમ ગર્ભાશયમાં તમારો ઘાટ ઘડે છે, તેના સિવાય કોઇ ખુદા નથી. તે શકિતમાન્ (અને) સત્ય કરનાર છે..૬ ખુદા તેજ છે કે જેણે ત્હારી ઉપર કોરઆન મોકલ્યું છે કે જેમાં કેટલીક આયાત મોહકમ (સ્પષ્ટ) છે. તે આયાત તે કેતાબની માતા (મૂળ) છે; અને બીજી કેટલીક મોતશાબેહાત ¶ (બહુ અર્થી) છે. પણ જેઓના અંતઃકરણમાં અવળાઇ છે તેઓ (તે કેતાબમાં) જે મોતશાબેહ છે તે પ્રમાણે ચાલે છે. તે ફેતના (કાફેરપણા) ની ઇચ્છા અને પોતાની ઇચ્છા પ્રમાણે અર્થ કરવાના હેતુથી છે, પણ તેનો અર્થ ખુદા સિવાય બીજો કોઇ જાણતો નથી; અને જેઓ જ્ઞાનમાં દ્રઢ છે * તેઓ કહે છે કે અમે તેમાં ઇમાન લાવ્યા છીએ, તે સઘળું અમારા પરવરદેગાર પાસેથીજ છે; અને ડાહ્યા માણસો સિવાય કોઇ શિખામણ લેશે નહિ. ૭.

¶ "મોહકમ" અને "મોતશાબેહ" એ બે શબ્દો માટે તફસીર લખનારા ભિન્ન ભિન્ન મતના છે. કેટલાક કહે છે મોહકમ એટલે કોરઆનના એવા ફકરા કે જેનો અર્થ સ્પષ્ટ અને ખુલ્લો છે અને વળી સંદેહ રહિત છે. અને મોતશાબેહ એટલે કોરઆનના એવા ફકરા કે જેનો અર્થ સહેલાઇથી સમજી શકાય નહિ, અને જેનો અર્થ સમજવામાં ઘણોજ વિચાર કરવો પડે છે; વળી કેટલાક કહે છે કે મોહકમને માટે માત્ર એકજ ખોલાસો છે અને મોતશાબેહને માટે એક કરતાં વધારે છે. વળી કેટલાક એમ કહે છે કે મોહકમ આપણી પોતાની બુધ્ધિથી સમજી શકાય છે અને મોતશાબેહ હદીસની મદદ સિવાય સમજી શકાતી નથી. "તઅવીલ" એટલે કે એવા વાકયનો ખોલાસો કરવો કે જેનો અર્થ સહેલાઇથી સમજી શકાય નહિ અને કોરઆનની અંદર એવા વાકયનો અર્થ હદીસની મદદથી સમજી શકાય છે.

* આ આયાના તરજુમામાં સુન્ની અને શીઆ વચ્ચે સહેજ તફાવત છે, સુન્ની કહે છે કે "તે આયાતની તઅવીલ ખુદા સિવાય બીજો કોઇ જાણતો નથી," પણ શીઆ એવો અર્થ કરે છે કે "તે આયતની તઅવીલ ખુદા અને જેઓ જ્ઞાનમાં દ્રઢ અને પ્રવીણ છે તેઓ

| | |
|---|---|
| તેણે ત્હારી ઉપર કેતાબ *( કોરઆન ) સત્યપુર્વક મોકલી છે, જે તેની પહેલાં આવી હતી તેની સત્યતા બતાવનાર છે. અને તૌરાત અને એન્જીલ તે અગાઉ મોકલ્યાં છે કે જે માણસોને રસ્તો બતાવનાર છે, તેમજ ફોરકાન § મોકલ્યું છે. ૩. ખરેખર જેઓએ અલ્લાહની આયાતને માની નથી તેમને માટે સખત સજા છે. અને ખુદા શકિતમાન (અને) બદલો લેનાર (શિક્ષા કરનાર) છે. ૪. ખરેખર ખુદાથી પૃથ્વીમાં અને આકાશમ કંઇ ચીઝ છૂપી નથી. ૫. | نزّل عليك الكتاب بالحق مصدقا لما بين يديه وانزل التورية والانجيل من قبل هدى للناس وانزل الفرقان ٣ ان الذين كفروا بايات الله لهم عذاب شديد والله عزيز ذوانتقام ٤ ان الله لا يخفى عليه شيء في الارض ولا في السماء ٥ |

" આલાઅ " ને માટે છે એટલે ખુદાની બક્ષીશ, "લામ" "લેકા" ને માટે છે એટલે ખુદાની મોલાકાત અને "મીમ" "મહબ્બત" ને માટે છે એટલે પ્યાર; અર્થાત્ ખુદાની બક્ષીશ સાર્વજનિક છે અને તેની મોલાકાત એટલે કે તેની પાસે જવાનું માત્ર ખાસ અમુક માણસોને માટેજ છે અને તેનો પ્યાર ઘણાજ સારા બંદાઓ પ્રાપ્ત કરે છે.

* આ સુરાની શરૂઆતની આશરે ૮૦ આયાત, નજરાનમાંથી ખ્રિસ્તિ લોકોનો એક મ્હોટો ભાગ હઝરત પેયગમ્બર સાથે ખાસ સંવાદ કરવા માટે મદિને આવ્યો તે પ્રસંગે વહ્ય કરવામાં આવી હતી. જ્યારે તેઓને એસ્લામ ધર્મમાં દાખલ થવાનું કહેવામાં આવ્યું ત્યારે તેઓએ કહ્યું કે અમે ખુદાના પુત્ર હઝરત ઇસાનો ધર્મ પાળીએ છીએ. આ સાંભળીને હઝરત પેયગમ્બરે તેમને કહ્યું કે તમે સત્ય ધર્મ ગ્રહણ કરવાને અશક્ત છો, કારણ કે તમે સ્ત્રી અને પુત્રનુ સગપણ ખુદાને લાગુ પાડી તેને માનો છો. હઝરત ઇસા ખુદાનો પુત્ર છે. એવું ખ્રિસ્તિ લોકોએ આશ્ચર્યપૂર્વક ઝાહેર કર્યું અને કહ્યું કે જો ખુદા તેનો પિતા ન હોય તો તેનો પિતા કોણ ? હઝરત પેયગમ્બરે જવાબ આપ્યો કે તમારા પોતાના ધર્મ પ્રમાણે ખુદા અમર છે અને તોપણ તમે માનો છો કે હઝરત ઇસા મૃત્યુ પામ્યો છે, વળી તમે કહોછો કે તે ખાતો, પીતો, ઉંઘતો, જાગતો, અને હાલતો ચાલતો, તો આ બાબતો તો ખુદાને લાગુ પાડી શકાયજ નહિ. આનો જવાબ તેઓ કાંઈ આપી શકયા નહિ અને ચાલતા થયા.

§ "ફોરકાન" ( બીજા પ્રકરણનું ૫૨ મું ટીપ્પણ જુઓ ); કેટલાક એવો મત આપે છે કે તેનો અર્થ ચમત્કારો થાય છે કે જે ચમત્કારો ધર્મ પુસ્તકની સાથેજ મોકલવામાં આવ્યા હતા.

لا يكلف الله نفسا الا وسعها لها
ما كسبت وعليها ما اكتسبت ربنا
لا تؤاخذنا ان نسينا او اخطانا ربنا
ولا تحمل علينا اصرا كما حملته على الذين
من قبلنا ربنا ولا تحملنا مالا طاقة لنا به
واعف عنا واغفر لنا وارحمنا انت مولانا
فانصرنا على القوم الكافرين ٢٨٦

ખુદા કોઇ જીવને તેના ગજા ઉપરાંત તકલીફ કરશે નહિ. જે (સારૂં) તે કમાયો છે તે તેના લાભમાં છે. અને જે (નરસુ) તે કમાયો છે તે તેની વિરૂધ્ધ છે. હે અમારા પરવરદેગાર, અમને (શિક્ષા સારૂ) પકડ નહિ જો અમે ચુકી જઇએ અથવા ભૂલ કરીએ તો; હે અમારા પરવરદેગાર, અને અમારી ઊપર ભારે બોજો નાંખ નહિ જેમ અમારી પહેલાં જેઓ હતા તેમની ઊપર બોજો નાંખ્યો છે. હે અમારા પરવરદેગાર, જે (ઊઠાવવાને) અમારામાં શકિત નથી તે અમારી ઊપર નાંખ નહિ અને અમને ક્ષમા કર અને અમને માફી આપ. અને અમારી ઉપર દયા કર. તું અમારો મદદગાર છે; માટે અમને કાફેર કોમ ઉપર જય આપ. ૨૮૬.

પ્રકરણ ત્રીજું

# સુરતુ આલે એમ્રાન.

આ આખું પ્રકરણ મદિનામાં વહ્ય કરવામાં આવ્યું હતું અને શામીના કોરઆનની નકલ પ્રમાણે ૧૯૯ આયા તેમાં છે, અને બીજા પ્રમાણે ૨૦૦ આયા છે. હદીસમાં એવું લખેલું છે કે "જે કોઇ આ પ્રકરણ વાંચશે તેને કયામતને દિવસે જહન્નમ ઉપરનો પૂલ વિજળીની માફક ઓળંગવા માટે બે પાંખો આપવામાં આવશે."

سورة ال عمران مدنية وهى مائتا اية

بسم الله الرحمن الرحيم

الم ١ الله لا اله الا هو الحى القيوم ٢

કૃપાળુ અને દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)

અ-લ-મ (અલેફ-લામ-મીમ) ૧. ‡ અલ્લાહ, તેના સિવાય બીજો કોઇ ખુદા નથી જે અમર અનાદિ (અને) કાયમ રહેનાર છે, ૨.

‡ (બીજા પ્રકરણની શરૂઆતનો ખોલાસો. જુઓ) કેટલાક કહે છે કે "અલેફ"

لله ما فی السموات وما فی الارض
وان تبدوا ما فی انفسکم او تخفوه
یحاسبکم به الله فیغفر لمن یشاء ویعذب
من یشاء والله علی کل شیء قدیر ٢٨٤
امن الرسول بما انزل الیه من ربه
والمؤمنون کل امن بالله وملائکته وکتبه
ورسله لا نفرق بین احد من رسله وقالوا
سمعنا واطعنا غفرانك ربنا والیك
المصیر ٢٨٥




આકાશમાં અને પૃથ્વીમાં જે છે તે અલ્લાહનુંજ છે, અને જે તમારા મનમાં છે તે તમે ખુલ્લું કરો અથવા છપું રાખો તેનો હેસાબ ખુદા તમારી પાસેથી લેશે. પછી જેને તે ચાહે તેને તે માફી આપશે અને જેને ચાહે તેને શિક્ષા કરશે અને ખુદા સર્વ શકિતમાન્ છે. ૨૮૪. પેયગમ્બરને પોતાના પરવરદેગાર તરફથી જે મોકલવામાં આવ્યું છે તે તેણે અને સર્વ મોમેનોએ માન્યું. તે સઘળાએ ખુદાને અને તેના ફેરેશતાઓને અને તેનાં એલાહી પુસ્તકોને અને તેના મોકલેલા પેયગમ્બરોને માન્યા ( એવું કહીને ) કે અમે તેના પેયગમ્બરોમાંના કોઈમાં પણ ( આસ્થા રાખવામાં ) કાંઈ તફાવત રાખીશું નહિ; અને તેઓએ કહ્યું કે અમે સાંભળ્યું અને હોકમ ઉઠાવ્યો. ત્હારી ક્ષમા ( અમે માગીએ છીએ ), હે અમારા પરવરદેગાર, અને ત્હારી તરફ સઘળાને પાછા ફરવાનું છે. ૨૮૫. †

† આ છેલ્લી બે આયાના ઉત્તમ ગુણો સંબંધી કેટલીક હદીસો છે. તેમાંની એકમાં એવું લખેલું છે કે " ખુદાએ હઝરત પેયગમ્બરને કહ્યુ મારા અર્શમાં જે જે ખઝાનાઓ છે તેમાંથી એક મેં તને આપ્યો છે, અને તે ખઝાનો કોરઆનનું પહેલું પ્રકરણ અને બકરા સુરાની છેલ્લી બે આયા છે." બીજી હદીસમાં એમ લખેલું છે કે " માણસને પેદા કર્યા પહેલાં ૨૦૦૦ વર્ષ અગાઉ આકાશનાં ખઝાનામાંથી ખુદાને હાથે લખાએલી આ બે આયા છે.

ولا يأب الشهداء اذا ما دعوا ولا تسئموا
ان تكتبوه صغيرا او كبيرا الى اجله ذلكم
اقسط عند الله واقوم للشهادة وادنى
الا ترتابوا الا ان تكون تجارة حاضرة
تديرونها بينكم فليس عليكم جناح
الا تكتبوها واشهدوا اذا تبايعتم ولا
يضار كاتب ولا شهيد وان تفعلوا فانه
فسوق بكم واتقوا الله ويعلمكم الله
والله بكل شيء عليم ٢٨٢ وان كنتم على
سفر ولم تجدوا كاتبا فرهان مقبوضة فان
امن بعضكم بعضا فليؤد الذى اؤتمن امانته
وليتق الله ربه ولا تكتموا الشهادة ومن
يكتمها فانه اثم قلبه والله بما تعملون
عليم ٢٨٣

અને સાક્ષીઓએ જ્યારે તેઓને બોલાવવામાં આવે ત્યારે ના પાડવી જોઇએ નહિ; અને ગમે તો તે કરજ ન્હાનું અથવા મ્હોટું હોય, તોપણ તે કરજ તેની મુદ્દત સુધ્ધાં લખી લેવાને કંટાળો ખાઓ નહિ. આ ખુદાની પાસે વધારે ન્યાયસર છે અને પૂરાવા માટે વધારે મઝબૂત છે અને તમને શંકા નહિ થવાનું વધારે નઝદિક (સાધન) છે; પણ જો રોકડ પૈસાની લેવડદેવડ હોય કે જે તમે તમારી વચ્ચે ચલાવોછો તે જો તમે ન લખીલ્યો તો તમારી ઉપર કંઇ પાપ નથી, અને તમે સાક્ષી રાખો; જ્યારે તમે એકબીજાની સાથે લેણદેણ કરો, અને લખનાર અને તેમજ સાક્ષીને અડચણ પહોંચાડવી ન જોઇએ. અને જો તમે તેમ કરો તો ખેરખર તે તમારે માટે પાપ છે. અને ખુદાનો ડર રાખો અને ખુદા તમને શીખવે છે અને ખુદા સર્વજ્ઞ છે. ૨૮૨. અને જો તમે સફરમાં હો અને કોઇ લખનાર તમને ન મળે તો તેની પાસેથી તૈયાર (ચીઝ)ગીરવી લેવી; પણ જો તમારામાંનો કોઇ બીજાનો ભરોંસો રાખતો હોય તો જેનો ભરોંસો કરવામાં આવ્યો છે તેણે અમાનત પાછી આપવી જોઇએ અને તેણે પોતાના પરવરદેગારનો ડર રાખવો જોઇએ અને તમે પૂરાવો છૂપાવો નહિ અને જે તે છૂપાવે છે તેનું અંતઃકરણ ખરેખર પાપિષ્ટ છે; અને તમે જે કરોછો તે ખુદા જાણનાર છે. ૨૮૩.

واتقوا يوما ترجعون فيه الى الله ثم توفى كل
نفس ما كسبت وهم لا يظلمون ٢٨١
يا ايها الذين امنوا اذا تداينتم بدين الى
اجل مسمى فاكتبوه وليكتب بينكم
كاتب بالعدل ولا يأب كاتب ان يكتب
كما علمه الله فليكتب وليملل الذى عليه
الحق وليتق الله ربه ولا يبخس منه شيئا
فان كان الذى عليه الحق سفيها او ضعيفا
اولا يستطيع ان يمل هو فليملل وليه
بالعدل واستشهدوا شهيدين من رجالكم
فان لم يكونا رجلين فرجل وامراتان ممن
ترضون من الشهداء ان تضل احدهما
فتذكر احدهما الاخرى

અને તે દિવસની બ્હીક રાખો કે જે દિવસે તમને ખુદા તરફ પાછા ફેરવવામાં આવશે; પછી દરેક જણ જે કમાયો છે તે તેને પૂરેપૂરૂં આંપવામાં આવશે, અને તેઓની ઉપર ઝોલમ કરવામાં આવશે નહિ. ૨૮૧. હે મોમેનો જો તમે એકબીજાને અમુક મુદ્દત સુધી પૈસા ધીરો તો તે લખીલ્યો, અને કોઇ લખનારે તે તમારી વચ્ચે ન્યાયપૂર્વક લખવું જોઇએ અને જેમ ખુદાએ તેને શીખવ્યું છે તેમ ના નહિ કહેતાં લખનારે લખવું જોઇએ, અને તે માણસ કે જેની ઉપર હક છે (દેવાદાર છે) તેણે લખનારને લખવાનું કહી (લખાણ) સૂચવવું જોઇએ, અને તેણે પોતાના પરવરદેગારનો ડર રાખવો જોઇએ અને કરઝમાંથી ઓછું કહેવું (લખાવવું) ન જોઇએ; પણ જે માણસની ઊપર હક (કરઝમાં) છે તે બેવકુફ અથવા નબળો, અથવા બોલીને લખાવવા અશક્ત હોય, તો તેની વતી તેના વાલીએ ‡ ન્યાયપૂર્વક તે બોલીને લખાવવું જોઇએ; અને તમારામાંના પુરૂષોમાંથી બે જણને સાક્ષિ તરીકે લ્યો; પણ જો બે પુરૂષો ન મળીશકે તો એક પુરૂષ અને બે સ્ત્રીઓ કે જેમને તમે શાક્ષિઓમાંથી પસંદ કરતા હો, તેમને સાક્ષિ તરીકે રાખો કે જેથી જો બેમાંની એક ભુલીજાય તો તે બેમાંથી એક બીજીને યાદ દેવરાવે;

‡ એટલે કે જે કોઈ તેનું કામકાજ ચલાવે છે તે, જેમ કે પિતા,વલી ઇત્યાદિ.

يمحق الله الربوا ويربي الصدقات والله
لايحب كل كفار اثيم ٢٧٦ ان الذين
امنوا وعملوا الصالحات واقاموا الصلوة
واتوا الزكوة لهم اجرهم عند ربهم
ولا خوف عليهم ولاهم يحزنون ٢٧٧
يا ايها الذين امنوا اتقوا الله وذروا ما بقي
من الربوا ان كنتم مؤمنين ٢٧٧ فان لم
تفعلوا فاذنوا بحرب من الله ورسوله
وان تبتم فلكم رؤس اموالكم
لاتظلمون ولاتظلمون ٢٧٩ وان كان
ذوعسرة فنظرة الى ميسرة وان تصدقوا
خير لكم ان كنتم تعلمون ٢٨٠

ખુદા વ્યાજના પૈસાને નુકસાન પહોંચાડે છે § પણ દાન કરવાથી વધારો કરે છે અને ખુદા 'દરેક' અનુપકારી પાપીને ચાહતો નથી. ૨૭૬. ખરેખર જેઓએ ઇમાન આણ્યું અને સુકૃત્ય કર્યાં અને નમાઝ અદા કરી અને ઝકાત આપી તેઓને માટે તેઓનો બદલો પોતાના પરવરદેગાર પાસેજ છે અને તેમને કંઇ ધાસ્તિ નથી અને તેઓ દુ:ખી થશે નહિ. ૨૭૭. હે મોમેનો, ખુદાનો ડર રાખો અને વ્યાજનો બાકી રહેલો ભાગ તજી દો જો તમે (ખરા) મોમેન હો તો. ૨૭૮. પછી જો તમે તેમ નહિ કરો તો ખુદા અને તેના પેયગમ્બર સામે લડાઇ કરવાને એક બીજાને ખબર આપી તયાર થાઓ; અને જો તમે પશ્ચાત્તાપ કરશો તો તમારી મેલ્કતની મુડી તમારીજ છે. તમે ઝોલમ કરો નહિ અને તેમજ તમારી ઉપર ઝોલમ કરવામાં આવશે નહિ. ૨૭૯. અને જો કોઇ દેવાદાર તંગીમાં હોય તો તેનો સારો વખત આવે ત્યાં સુધી ખમો; પણ તે (તમારા લેણા) ને દાન તરીકે જતું કરો તે તમારે માટે વધારે સારૂં છે જો તમે સમજતા હો તો. ૨૮૦.

§ કેટલાક એવું માને છે કે વ્યાજ સંબંધી કાયદો એ કોરઆનની છેલ્લી આયા હતી કે જે હઝરત પેગમ્બરને વહી કરવામાં આવી હતી.

الذين ينفقون اموالهم بالليل
والنهار سرا وعلانية فلهم اجرهم
عندربهم ولا خوف عليهم ولا هم
يحزنون ٢٧٤ الذين يأكلون الربوا
لايقومون الا كما يقوم الذى يتخبطه
الشيطان من المس ذلك بانهم قالوا انما
البيع مثل الربوا واحل الله البيع وحرم
الربوا فمن جاءه موعظة من ربه فانتهى
فله ماسلف وامره الى الله ومن عاد
فاولئك اصحاب النارهم فيها خالدون ٢٧٥

જેઓ પોતાનું ધન રાત્રિએ અને દિવસે છૂપી અને ઝાહેર રીતે દાનમાં વાપરે છે તો તેઓને માટે તેઓનો બદલો પોતાના ખુદા પાસેજ છે, અને તેમને કાંઇ ધાસ્તિ નથી; અને તેમજ તેઓ દુઃખી થશે નહિ. ૨૭૪. જેઓ વ્યાજ * ખાય છે તેઓ આ રીત સિવાય (બીજી રીતે કબરમાંથી) ઊભા થશે નહિ કે જે રીતે કોઇ માણસ શેતાનના સ્પર્શથી ઘેલો બની ઊભો થાય છે; ¶ તેનું કારણ એ છે કે તેઓએ કહ્યું છે કે વેપાર માત્ર વ્યાજ સરખોજ છે. પણ ખુદાએ વેપાર હલાલ કર્યો છે અને વ્યાજ હરામ કર્યું છે; પણ જેની પાસે પોતાના પરવરદેગાર તરફથી આ બોધ આવ્યો, પછી તે (વ્યાજ ખાવામાંથી) અટકયો તો તેને માટે આગલા પાપની માફી છે § અને તેનું કામ ખુદાના હાથમાં છે; અને જે પાછા વ્યાજ લે છે † તેઓ આગના રહેવાસી છે, તેઓ તેમાં સદા રહેનાર છે. ૨૭૫.

* "વ્યાજ ખાવું" એ મુસલમાની ધર્મમાં ગણાવેલાં મ્હોટામાં મ્હોટાં પાપોમાંનું એક છે. તે પાપોને " કબીરા " એટલે મ્હોટાં કહેવામાં આવે છે.

¶ તેનો અર્થ એવો થાય છે કે કયામતને દિવસે વ્યાજ લેનારાં માણસો ગાંડા માણસની જેમ ઉભા થશે અને તે ચિન્હથી તેઓ ઓળખાશે.

§ આનો અર્થ કાંતો એકે, આગલાં પાપ માફ કરવામાં આવ્યાં છે અને કાંતો એકે, આ કાયદા અગાઉ લીધેલું વ્યાજ પાછું લેવામાં આવશે નહિ.

† વ્યાજ લેનાર માટે શિક્ષા, તેમજ કરજ નહિ આપનાર દેણદાર માટે શિક્ષા અને દેવાદાર સાથે નર્મ વર્તન રાખનાર લેણદાર માટે સારો બદલો એ સઘળું મુસલમાની ધર્મ પુસ્તકોમાં સવિસ્તર લખેલું છે માટે તેમાંથી જોઈ સમજી શકાશે.

જો તમે તમારૂં દાન ખુલ્લું કરો તો તે સારૂં છે અને જો તમે તે ગુપ્ત રાખો અને ગરીબોને આપો તો તે તમારે માટે વધારે સારૂં છે, અને ખુદા તમારાં પાપ માફ કરશે અને જે તમે કરોછો તે ખુદા જાણનાર છે. ૨૭૧. તેઓ સિધે રસ્તે ચડે તે ત્હારા હાથમાં નથી, પણ ખુદા જેને ચાહેછે તેને સિધો રસ્તો બતાવે છે અને તમારી મેલકતમાંથી જે તમે દાનમાં વાપરો તે તમારા પોતાના (ફાયદા) માટે છે, અને (હે મોમેનો) ખુદાની ખુશી મેળવવા સિવાય તમે દાન કરતા નથી, અને તમે પોતાની મેલકતમાંથી જે ધર્માદામાં આપશો તેનો સંપૂર્ણ બદલો તમને આપવામાં આવશે. અને તમારી ઉપર કાંઇ ઝોલમ કરવામાં આવશે નહિ. ૨૭૨. (તે દાન એવા) ગરીબ લોકોને માટે છે. કે જેઓ ખુદાની બંદગીને અર્થે રોકાયા છે. ¶ તેઓ પૃથ્વી ઉપર મુસાફરી કરીને કમાઈ શકતા નથી. અજ્ઞાની માણસ તેમને ભીખ નહિ માગવાને લીધે તવંગર ધારે છે. તું (હે મોહમ્મદ) તેમને તેઓના દેખાવપરથી ઓળખે છે. તેઓ માણસો પાસે આગ્રહથી માગતા નથી, અને તમે જે તમારી મેલકતમાંથી દાનમાં વાપરોછો તે ખરેખર ખુદા જાણનાર છે. ૨૭૩.

૧/૪

ان تبدوا الصدقات فنعما هي وان تخفوها
وتؤتوها الفقراء فهو خير لكم ويكفر
عنكم من سياتكم والله بما تعملون
خبير ٢١٧ ليس عليك هديهم ولكن
الله يهدى من يشاء وما تنفقوا من خير
فلا نفسكم وما تنفقون الا ابتغاء وجه
الله وما تنفقوا من خير يوف اليكم
وانتم لاتظلمون ٢٧٢ للفقراء الذين
احصروا فى سبيل الله لايستطيعون
ضربا فى الارض يحسبهم الجاهل
اغنياء من التعفف تعرفهم بسيماهم
لايسئلون الناس الحافا وما تنفقوا من
خير فان الله به عليم ٢٧٣ الربع

¶ આ માણસો આશરે ચારસેં ગરીબ મોહાજેરો હતા; જેવા કે અમ્માર; બિલાલ વગેરે. તેઓને રહેવાને ઘર ન હોતાં. તેઓ રાત્રે હઝરત પેગમ્બરની મસ્જેદના સોફા (ઓટલા) ઉપર પડયા રહેતા, અને દિવસે ધર્મ સંબંધી અભ્યાસ કરવામાં પોતાનો વખત ગુઝારતા.

يا ايها الذين امنوا انفقوا من طيبات
ما كسبتم ومما اخرجنا لكم
من الارض ولا تيمموا الخبيث منه
تنفقون ولستم باخذيه الا ان تغمضوا
فيه واعلموا ان الله غني حميد ٢٦٧
الشيطان يعدكم الفقر ويامركم بالفحشاء
والله يعدكم مغفرة منه وفضلا والله واسع
عليم ٢٦٨ يوتى الحكمة من يشاء ومن
يؤت الحكمة فقد اوتي خيرا كثيرا
وما يذكر الا اولوا الالباب ٢٦٩ وما
انفقتم من نفقة اونذرتم من نذر فان
الله يعلمه وما للظالمين من انصار ٢٧٠

હે મોમેનો, જે સારી ચીઝો તમે કમાયા છો અને ઝમીનમાંથી અમે જે કાંઈ તમારે માટે ઉત્પન્ન કર્યું છે, તેમાંથી દાનમાં વાપરો, અને ખરાબ ચીઝ દાનમાં આપવાનો વિચાર કરો નહિ. તે (ખરાબ ચીઝ) કે જેમાંથી તમે દાન કરો છો, અગર જો કે તમે પોતે તે તરફ આંખ મીંચ્યા વગર § તે લેનાર નથી. અને જાણો કે ખરેખર ખુદા તવંગર (અને) સ્તુત્ય છે. ૨૬૭. શેતાન તો તમને (દાન આપવાથી) ગરીબાઈનું વચન આપે છે (બ્હીવરાવેછે). અને તમને પાપ કરવાનો હોકમ કરે છે, પણ ખુદા પોતાની તરફથી ક્ષમા અને વધારે બક્ષીશનું વચન આપે છે અને ખુદા ઉદાર (અને) દાના છે. ૨૬૮. જેને તે ચાહે છે તેને તે જ્ઞાન આપે છે અને જેને જ્ઞાન આપવામાં આવ્યું છે તેને ખરેખર પુષ્કળ ફાયદો આપવામા આવ્યો છે, પણ ડાહ્યા માણસો સિવાય કોઇ શીખામણ લેતા નથી. ૨૬૯. અને જે તમે દાનમાં ખરચો છો અથવા જે માનતા તમે માનો છો તો તે ખરેખર ખુદા જાણે છે અને ઝોલમગારો માટે કોઇ મદદગાર નથી. ૨૭૦.

---

કર્યું છે તે માણસે દાન કર્યા પછી ઉપકાર ચડાવીને, અને દેખાવ માટે સારાં કામો કરીને પોતાનાં કૃત્યો નાબુદ કરવાં જોઇએ નહિ.

§ "આંખ મીંચ્યા વગર" એટલે તે ચીઝ એવી ખરાબ છે કે જો તે તમને આપવામાં આવે તો તમને તે લેવાનું મન થતું નથી અને તમને સુગ ચડવાથી તમે તમારી આખબંધ કરોછો.

ومثل الذين ينفقون اموالهم
ابتغاء مرضات الله وتثبيتا
من انفسهم كمثل جنة بربوة اصابها
وابل فاتت اكلها ضعفين فان لم يصبها
وابل فطل والله بما تعملون بصير ٢٦٥
ايود احدكم ان تكون له جنة من نخيل
واعناب تجري من تحتها الانهار له فيها
من كل الثمرات واصابه الكبر وله ذرية
ضعفاء فاصابها اعصار فيه نار فاحترقت
كذلك يبين الله لكم الايات لعلكم
تتفكرون ٢٦٦

અને જેઓ પોતાનું ધન માત્ર ખુદાની ખુશી મેળવવાની ઇચ્છાથી અને ખરા અંતઃકરણથી ખરચે છે તેઓનો દાખલો એક ઉંચી જગ્યા ઉપર આવેલા બાગ જેવો છે ક. કે જેમાં વરસાદનાં મ્હોટાં ફોરાં પડે છે તેથી તે બાગ પોતાનાં ફળ ફળાદિ બમણાં આપે છે, પણ જો ભારે વર્ષાદ તેમાં પડે નહિ તો ન્હાનાં છાંટા તો પડશેજ; અને જે તમે કરોછો તે ખુદા જોનાર છે. ૨૬૫. શું તમારામાંનો કોઇ એવું ઇચ્છશે કે ખજુરીઓ અને દ્રાક્ષના વેલાથી ભરેલી વાડી કે જેનો તે માલેક હોય (અને) જેની નીચે નદીઓ વહેતી હોય (અને) જેમાં દરેક જાતનાં ફળ ફુલ હોય અને તે પોતે વૃદ્ધાવસ્થાએ આવી પહોંચ્યો હોય અને તેની સંતતિ નબળી હોય ત્યારે તે વાડી ઉપર આગથી ભરેલો વંટોળીઓ આવે અને તેને બાળી નાંખે? * આ પ્રમાણે ખુદા તમને પોતાની નિશાનીઓનું વર્ણન આપે છે કે કદાચ્ તમે વિચાર કરો. ૨૬૬.

---

સાથે. સરખાવવામાં આવ્યાં છે. જેવી રીતે વરસાદ પડવાથી પથ્થર ઉપર પડેલી ધૂળ ધોવાઈ જાય છે તેવી રીતે કાફેર લોકોનાં ઢોંગી કૃત્યો ખુદાના અદ્દલ અને એનસાફરૂપી વરસાદથી નાબુદ થાય છે અને તેઓને તે કૃત્યોથી કાંઈ ફાયદો મળશે નહિ.

ક આ નીખાલસપણે દાન કરનારાઓનો દાખલો છે કે જેઓને પોતાના દાનનો ફાયદો મળ્યા વગર રહેશેજ નહિ.

* એટલે, જે માણસ વૃધ્ધાવસ્થામાં હોય, અને જેનાં છોકરાં બાળક અને અશક્ત હોય, અને જેની પાસે એક ફળરૂપ વાડી હોય કે જેવડે તેઓનું ગુઝરાન ચાલતું હોય, તે માણસ કદિ ઇચ્છતો નથી કે કાંઈ આફતથી તે વાડીનો નાશ થાય; તેવીજ રીતે જે માણસે નીખાલસપણે દાન

الذين ينفقون اموالهم فى سبيل الله ثم
لا يتبعون ما انفقوا منا ولا اذى لهم
اجرهم عند ربهم ولا خوف عليهم ولا هم
يحزنون ٢٦٢ قول معروف ومغفرة خير
من صدقة يتبعها اذى والله غنى
حليم ٢٦٣ يايها الذين امنوا لا تبطلوا
صدقاتكم بالمن والاذى كالذى
ينفق ماله رئاء الناس ولا يؤمن بالله
واليوم الاخر فمثله كمثل صفوان عليه
تراب فاصابه وابل فتركه صلدا لا يقدرون
على شيء مما كسبوا والله لا يهدى القوم
الكافرين ٢٦٤

જેઓ પોતાનું ધન ખુદાને માર્ગે ખરચે છે, પછી જે ખરચ્યું છે તેનો આભાર ચડાવતા નથી અને તેમજ ઇજા પહોંચાડતા નથી તેઓને માટે તેઓનો બદલો પોતાના પરવરદેગાર પાસે છે, અને તેઓને કાંઇ ધાસ્તી નથી અને તેમજ તેઓ દુઃખી થશે નહિ. **૨૬૨.** માયાળુ શબ્દો અને ક્ષમા બતાવવી એ, દાન આપ્યા પછી દુઃખ આપવું, તેના કરતાં વધારે સારૂં છે; અને ખુદા તવંગર (અને) માયાળુ છે. **૨૬૩.** હે મોમેનો, તમે તમારાં દાન પુણ્યને ઉપકાર ચઢાવીને અને ઇજા પહોંચાડીને તે માણુસની પેઠે નાબુદ કરો નહિ કે જે માણુસ પોતાની મેલકત માણુસોને દેખાડવા માટે દાનમાં વાપરે છે, અને ખુદા અને છેલ્લા દિવસ ઉપર ઇમાન લાવતો નથી. ત્યારે આવાં માણુસની સરખામણી કઠણ લીસા પથ્થર જેવી છે કે જેની ઉપર ધુળ હોય, પછી તેની ઉપર વરસાદનાં મ્હોટાં ફોરાં પડે પછી તેને સાફ પથ્થર કરી મૂકે. § આવાં માણુસો જે પોતે કમાયા છે તેનાં કંઇ ભાગ ઉપર સત્તા ધરાવતાં નથી. અને ખુદા કાફેર લોકોને રસ્તો બતાવતો નથી. **૨૬૪.**

---

ખાંદો બનાવી તેના ચાર ભાગ તેણે કર્યા અને દરેક ભાગ એક એક પર્વત ઉપર મૂકયો; પણ તે ચારે પક્ષીઓનાં માથાં આખેઆખાં તેણે પોતાનાં હાથમાં રાખ્યાં હતાં. પછી તેણે દરેક પક્ષીને તેનું નામ લઈ બોલાવ્યું એટલે તરતજ એક ભાગ બીજા તરફ ઉડયો અને ચારે પક્ષીઓએ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું અને પોતપોતાનાં મસ્તક સાથે આવીને જોડાઈ ગયાં.

§ અહિઆં કાફેર લોકોને લીસા પથ્થર સાથે અને તેઓના દેખાવ માટે કરેલાં દાનને ધુળ

واذ قال ابرهيم رب ارني كيف تحي
الموتى قال اولم تؤمن قال بلى ولكن
ليطمئن قلبي قال فخذ اربعة من الطير
فصرهن اليك ثم اجعل على كل
جبل منهن جزءا ثم ادعهن ياتينك
سعيا واعلم ان الله عزيز حكيم ٢٦٠
مثل الذين ينفقون اموالهم في سبيل
الله كمثل حبة انبتت سبع سنابل في كل
سنبلة مائة حبة والله يضاعف لمن يشاء
والله واسع عليم ٢٦١

અને, (યાદ કર) કે જ્યારે એબ્રાહીમે કહ્યું કે હે પરવરદેગાર, મને બતાવ કે તું કેવી રીતે મુએલાંને જીવતાં કરે છે ? ‡ તેણે કહ્યું કે શું તું માનતો નથી ? તેણે કહ્યું કે હા (હું માનું છું), પણ એટલા માટે કે મ્હારાં મનમાં નિરાંત થાય. ખુદાએ કહ્યું કે ત્યારે આર પક્ષીઓ લે, * પછી તેઓનાં કટકે કટકા કરી ખુબ ધ્યાનમાં રાખી ત્હારી પાસે એકઠા કર, પછી દરેક પર્વત ઉપર તેઓનો એકેક ભાગ મુક, પછી તેમને બોલાવ, તેઓ ત્હારી પાસે ઊતાવળથી આવશે. અને જાણ કે ખરેખર ખુદા શકિતમાન્ (અને) સત્ય કરનાર છે. ૨૬૦. જેઓ પોતાનું ધન ખુદાને માર્ગે વાપરે છે તેઓનો દાખલો એક કણના દાખલા જેવો છે કે જેમાંથી સાત ડુંડા ઉગે છે અને દરેક ડુંડામાં સો દાણા હોયછે; અને જેને ખુદા ચાહે તેને માટે તે બમણું કરે છે અને ખુદા ઉદાર (અને) દાના છે. ૨૬૧.

અને તેની પાસે જે અંજીર અને દ્રાક્ષ હતાં તે બિલકુલ બગડયાં ન હોતા, પણ તેનો ગધેડો મરી ગયો હતો, અને માત્ર તેનાં હાડકાંજ બાકી રહ્યા હતાં, તે હાડકાં પેયગમ્બરની નજરેજ ભેગાં થઇ ગયાં અને માંસથી ભરાઇ જઈ તેનો પાછો ગધેડો થઈ ગયો કે જે તરતજ ભુંકવા લાગ્યો.

‡ હઝરત એબ્રાહીમની દરખાસ્તનો પ્રસંગ એ હતો કે શેતાન અજ્ઞાની લોકોને છેતરવા માટે તેની પાસે આવ્યો અને પૂછ્યું કે માણસનું મુડદું જે સમુદ્ર કિનારે પડેલું હતું અને જેનાં અવયવો જંગલી પશુઓ, પક્ષીઓ, અને માછલાં થોડાં થોડાં ખાઈ ગયાં હતાં તે મુડદું ફરીથી કયામતને દિવસ કેવી રીતે સજીવન કરવામાં આવશે ?

* આ પક્ષીઓ ગરૂડ, મોર, કાગડો, અને મુરઘો હતાં. અને કેટલાક તફસીર લખનારાઓએ બીજાં જુદા જુદા પક્ષીઓનાં નામ પણ આપ્યાં છે. હઝરત એબ્રાહીમે તેમનાં કટકે કટકા કરી નાંખ્યા અને તેમને કચરી માંસ અને પીછાં સહીત એક ખારણીમાં ખાંડયાં. પછી તેનો

اوكالذى مر على قرية وهى خاوية على عروشها قال انى يحيى هذه الله بعد موتها فاماته الله مائة عام ثم بعثه قال كم لبثت قال لبثت يوما او بعض يوم قال بل لبثت مائة عام فانظر الى طعامك وشرابك لم يتسنه وانظر الى حمارك ولنجعلك اية للناس وانظر الى العظام كيف ننشزها ثم نكسوها لحما فلما تبين له قال اعلم ان الله على كل شئ قدير ٢٥٩

અથવા તેં તેના જેવો ( જોયો નથી ) કે જે એક ગામ પાસે થઇને નીકળ્યો* ? અને તે ગામ તેની પોતાની છત ઉપર પડી ગયું હતું (ઉંધું વળીગયું હતું). તેણે કહ્યું કે આને ખુદા, તેનો નાશ થઈ ગયા પછી, કેવી રીતે સજીવન કરશે ? ત્યારે ખુદાએ તેને સો વર્ષ સુધી નિર્જીવ બનાવ્યો. પછી તેણે તેને સજીવન કર્યો, તેને પૂછ્યું કે તું કેટલી મુદ્દત ખોટી થયો છે ? તેણે કહ્યું કે હું એક દિવસ અથવા એક દિવસનો કંઇ ભાગ ખોટી થયો છું. ખુદાએ કહ્યું (નહિ) બલ્કે સો વર્ષ તું ખોટી થયો છે. માટે તારા ખોરાક અને ત્હારા પાણી તરફ નઝર કર કે જે બગડયાં નથી અને ત્હારા ગધેડા તરફ જો; અને તે (તને સજીવન કર્યો) એટલા માટે કે અમે તને માણસો માટે એક દાખલા રૂપ બનાવીએ. અને (તે ગધેડાનાં) હાડકાં તરફ જો કે અમે તેમને કેવી રીતે (હલતાં કરી સાથે) ગોઠવીએ છીએ; પછી તેમને માંસથી ભરી ઢાંકી દઇએ છીએ; પછી જ્યારે તે તેને ખુલ્લું થયું ત્યારે તેણે કહ્યું કે હું જાણું છું કે ખરેખર ખુદા સર્વ શક્તિમાન્ છે. ૨૫૯.

* આ ઠેકાણે દર્શાવેલો માણસ ઓઝૈર હતો, અથવા કેટલાક કહે છે કે આ માણસ એરેમીયા હતો. જ્યારે તે કેદખાનામાંથી છૂટયો ત્યારે ગધેડા ઉપર સવાર થઇ બૈતોલ-મોકદસ કે જેનો બુખ્તુન-નસૂરે નાશ કર્યો હતો તેના ખંડેર પાસે થઇને નીકળ્યો; અને ઈલીયા નામના એક ગામ આગળ આવી પહોચ્યો. ત્યારે આરામ લેવા માટે થોડીવાર ત્યાં તે ઉતર્યો. ત્યાં અંજીર અને દ્રાક્ષ પુષ્કળ હતાં તેમાંથી તેણે થોડાં ખાધાં અને થોડાં પોતાના સામનની ગાંસડીમાં મૂકયાં. ત્યાર પછી ગધેડાને પોતાની પાસે બાંધી તે એક ઝાડ સાથે અઢેલીને સૂતો એટલામાં તેની આગળ પડેલાં મુડદાંનાં હાડકાં તેના જોવામાં આવ્યા, જેથી તે વિચાર કરવા લાગ્યો કે આ મુડદાંને ખુદા કેવી રીતે સજીવન કરશે ? આ કારણથી ખુદાએ તેને ત્યાંજ મૃત્યુ પમાડયો, અને તે સ્થિતિમાં તેને સો વરસસુધી રાખ્યો; તે મુદ્દત પૂરી થઈ એટલે ખુદાએ તેને સજીવન કર્યો.

ખુદા મોમેનોનો દોસ્ત છે. તે તેમને અંધારામાંથી બહાર અજવાળા તરફ લાવે છે, અને જેઓ કાફેર થયા છે તેઓનો મિત્ર તાઘુત * છે, તેઓ તેમને અજવાળામાંથી બહાર અંધારા તરફ લાવે છે. તેઓ આગના સાથીઓ છે. તેઓ તેમાં નિરંતર રહેનારછે. ૨૫૭. શું તેં તે માણસ § (નમરૂદ) ને જોયો નથી કે જેણે એબ્રાહીમ સાથે તેના પરવરદેગાર વિષે તકરાર કરી? (કારણ) કે ખુદાએ તેને રાજ્ય આપ્યું હતું. (યાદકર) કે જ્યારે એબ્રાહીમે કહ્યું કે † મ્હારો પરવરદેગાર તે છે કે જે જીવ આપે છે અને મૃત્યુ આપે છે, તેણે કહ્યું કે હું પણ જીવ આપું છું અને મૃત્યુ આપું છું. એબ્રાહીમે કહ્યું કે ખરેખર ખુદા તો સુર્યને પૂર્વમાંથી લાવે છે માટે તું તેને પશ્ચિમમાંથી લાવ. પછી જે કાફેર હતો તે સ્તબ્ધ થઇ ગયો; અને ખુદા ઝોલમગાર લોકોને રસ્તો દેખાડતો નથી. ૨૫૮.

الله ولی الذین امنوا یخرجهم من
الظلمات الی النور والذین
کفروا اولیاء هم الطاغوت
یخرجونهم من النور الی الظلمات
اولئک اصحاب النار هم فیها خالدون ۲۵۷
الم تر الی الذی حآج ابرهیم فی ربه
ان اتاه الله الملک اذ قال ابرهیم ربی
الذی یحیی ویمیت قال انا احیی وامیت
قال ابرهیم فان الله یاتی بالشمس
من المشرق فات بها من المغرب فبهت
الذی کفر والله لا یهدی القوم الظالمین ۲۵۸

* "તાઘુત" નો અર્થ ખુદા સિવાય જે જે બીજી ચીઝોને માનવામાં આવે છે તે થાય છે જેવી કે શેતાન, મૂર્તિ, જાદુગર વગેરે.

§ આ માણસ કનઆનનો પુત્ર નમરૂદ હતો. તે એબ્રાહીમના વખતમાં ઘણો સત્તાવાન રાજા હતો. જીવ અને મૃત્યુ આપવાની તેની શક્તિ સાબેત કરવાને માટે તેણે એકી વખતે બે માણસોને પોતાની પાસે તેડાવ્યાં જેમાંના એકને તેણે મારી નાંખ્યો અને બીજાને જીવતો રાખ્યો

† જ્યારે હઝરત એબ્રાહીમે મૂર્તિઓ ભાંગી નાંખી ત્યારે તેને નમરૂદની પાસે લાવવામાં આવ્યો અને તેઓએ નીચે પ્રમાણે તે બાબત ચર્ચાવી. (૨૧ મા પ્રકરણની ૫૨ થી ૭૦ સુધી આયાત જુઓ.)

الله لا اله الا هو الحى القيوم لا تأخذه
سنة ولا نوم له ما فى السموات وما فى
الارض من ذالذى يشفع عنده الا باذنه
يعلم مابين ايديهم وما خلفهم ولا
يحيطون بشئ من علمه الا بما شاء
وسع كرسيه السموات والارض ولا
يؤده حفظهما وهو العلى العظيم ٢٥٥
لا اكراه فى الدين قد تبين الرشد من
الغى فمن يكفر بالطاغوت ويؤمن بالله
فقد استمسك بالعروة الوثقى لا انفصام
لها والله سميع عليم ٢٥٦

અલ્લાહ તેના સિવાય બીજો કોઇ ખુદા નથી. જે અમર, અનાદિ, (અને) કાયમ રહેનાર છે. ઝોકું અને તેમજ નિદ્રા તેને આવતીજ નથી. † જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે તે તેનુંજ છે. તે કોણ છે કે જે તેની પાસે તેની પરવાનગી સિવાય શફાઅત. (ભલામણ) કરે ? જે લોકોની અગાડી છે અને જે તેઓની પછાડી છે તે સઘળું તે જાણે છે, અને તેઓ ખુદાના જ્ઞાનમાંથી કંઈ ભાગ જે તે ચાહે તે સિવાય કળી શકતા નથી. તેની "કોરસી" (આસન) માં આકાશો અને પૃથ્વીનો શમાવેશ થયેલો છે, અને તે બન્નેનું રક્ષણ કરવામાં તેને થાક લાગતો નથી, અને તે સર્વોત્તમ (અને) મહાન્ છે. **૨૫૫.** ધર્મમાં કાંઇ દબાણ નથી. ખરેખર સત્ય પંથ અસત્ય પંથમાંથી ઝાહેર કરવામાં આવ્યો છે. પછી જે તાઘુત (મૂર્તિ વીગેરે) ને માનતો નથી અને ખુદાની ઉપર ઇમાન લાવે છે તે ખરેખર મઝબુત હાથાને વળગી રહ્યો છે કે જે કદી તૂટવાનો નથી. અને ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. **૨૫૬.**

† આ ફકરા ( ૨૫૫ થી ૨૫૭ આયા ) કોરઆનમાં સૌથી ઉમદા ગણાય છે અને એવું માનવામાં આવે છે કે તે ફકરાનું વાંચન અત્યંત પુણ્યકારક અને લાભ કર્તા છે. તે "આય્યતુલ-કોરસી" કહેવાય છે. નમાઝ પછી મુસલમાન લોકો તે વારંવાર વાંચે છે. હઝરત પેયગમ્બરે કહ્યું છે કે દરેક નમાઝ પછી જે માણસ "આયતુલ-કોરસી" વાંચે છે તેને સ્વર્ગમાં દાખલ થવામાંથી ઝિંદગી સિવાય બીજું કોઈ અટકાવતુ નથી" જે કોઈ સુતી વખતે આ આયા વાંચશે તેને, તેના ઘરને, અને તેના પડોશીનાં ઘરને ખુદા સાહી સલામત રાખશે.

تلك الرسل

3/30

فضلنا بعضهم على بعض منهم من
كلم الله ورفع بعضهم درجات واتينا
عيسى ابن مريم البينات وايدناه بروح
القدس ولوشاء الله ما اقتتل الذين
من بعدهم من بعد ماجاءتهم البينات
ولكن اختلفوا فمنهم من امن ومنهم
من كفر ولوشاء الله ما اقتتلوا ولكن
الله يفعل مايريد ٢٥٣ يا ايها الذين
امنوا انفقوا مما رزقناكم من قبل
ان ياتي يوم لابيع فيه ولا خلة
ولا شفاعة والكافرون هم الظالمون ٢٥٤

આ પેયગમ્બરોને, તેઓમાંના કેટલાકને બીજા કેટલાક ઉપર અમે શ્રેષ્ઠતા આપી છે. તેઓમાંના કેટલાકની સાથે ખુદાએ વાત કરી અને તેઓમાંના કેટલાકનો દરજ્જો ઉંચો કર્યો; અને મરયમના પુત્ર ઇસાને અમે સ્પષ્ટ મોઅજેઝા (ચમત્કારો) આપ્યા અને અમે પવિત્ર આત્માથી ‡ તેને શક્તિ આપી. અને જો ખુદાએ ઇચ્છયું હોત તો જે લોકો તેઓ (પેયગમ્બરો) ની પછી હતા, તેઓની પાસે ઝાહેર સાબેતીઓ આવ્યા બાદ, તેઓમાં મતભેદ પડયો ન હોત, પણ તેઓમાં મતભેદ થયો; પછી તેઓમાંના કેટલાક ઇમાન લાવ્યા અને તેઓમાંના કેટલાક કાફેર થયા, અને જો ખુદાની મરજી હોત તો તેઓમાં મતભેદ થયો ન હોત, પણ ખુદા જે ધારે છે તે કરે છે. ૨૫૩.
હે મોમેનો અમે તમને જે રૂઝી આપી છે તેમાંથી તે દિવસ આવે તે પહેલાં દાન કરો કે જે દિવસે કાંઇ વેપાર અને કાંઇ મિત્રાચારી અને કાંઇ ભલામણ ચાલશે નહિ; અને કાફેરલોકો ઝોલમગારો છે. ૨૫૪.

‡ આ આયા સંબંધી સુરા (૨), આયા ૮૬ નું ટીપણું જુઓ.

| | |
|---|---|
| પછી તેઓએ તેમનો ખુદાના હોકમથી પરાજય કર્યો અને દાવુદે § "જાલુત" ને મારી નાંખ્યો, અને ખુદાએ તેને પાદશાહી અને જ્ઞાન આપ્યું અને ખુદાએ જે ઇચ્છયું તેમાંથી તેને શીખવ્યું. અને જો ખુદાએ માણસોને તેમાંના કેટલાકને બીજા કેટલાક વડે અટકાવ્યા ન હોત તો ખચિત પૃથ્વીનો નાશ થઇ ગયો હોત, પણ ખુદા સર્વ આલમ ઉપર કૃપાળુ છે **૨૫૧.** આ ખુદાની આયાત છે. અમે તને સત્ય પૂર્વક તે વાંચી સંભળાવીએ છીએ, અને ખરેખર તું મોકલેલ પેયગમ્બરોમાંનો એક છે. **૨૫૨.** | فهزموهم باذن الله وقتل داود جالوت واتاه الله الملك والحكمة وعلمه مما يشاء ولولا دفع الله الناس بعضهم ببعض لفسدت الارض ولكن الله ذوفضل على العالمين ٢٥١ تلك ايات الله نتلوها عليك بالحق وانك لمن المرسلين ٢٥٢ |

§ હઝરત દાવુદ ઇશનો દીકરો હતો. તે પોતાના બાપનો સૌથી ન્હાનો અને દસમો છોકરો હતો. તાલુતે તેને વચન આપ્યું હતું કે જો તું જાલુતને મારી નાંખીશ તો હું તને મારી દીકરી પરણાવીશ અને મ્હારૂં અરધ રાજ્ય તને આપીશ, તે રાજ્ય તેને મળ્યું અને થોડી મુદ્દત પછી તે સ્વતંત્ર પાદશાહ થયો.

પછી તેઓએ તેમનો ખુદાના હોકમથી પરાજય કર્યો અને દાવુદે § "જાલુત" ને મારી નાંખ્યો, અને ખુદાએ તેને પાદશાહી અને જ્ઞાન આપ્યું અને ખુદાએ જે ઇચ્છયું તેમાંથી તેને શીખવ્યું. અને જો ખુદાએ માણસોને તેમાંના કેટલાકને બીજા કેટલાક વડે અટકાવ્યા ન હોત તો ખચિત પૃથ્વીનો નાશ થઇ ગયો હોત, પણ ખુદા સર્વ આલમ ઉપર કૃપાળુ છે **૨૫૧.** આ ખુદાની આયાત છે. અમે તને સત્ય પૂર્વક તે વાંચી સંભળાવીએ છીએ, અને ખરેખર તું મોકલેલ પેયગમ્બરોમાંનો એક છે. **૨૫૨.**

فهزموهم باذن الله وقتل داود
جالوت واٰتاه الله الملك والحكمة
وعلمه مما يشآء ولولا دفع
الله الناس بعضهم ببعض لفسدت
الارض ولكن الله ذوفضل على
العالمين ٢٥١ تلك ايات الله نتلوها
عليك بالحق وانك لمن المرسلين ٢٥٢

§ હઝરત દાવુદ ઇશનો દીકરો હતો. તે પોતાના બાપ[illegible] સાથી ન્હાનો અને દસમો છોકરો હતો. તાલુતે તેને વચન આપ્યું હતું કે જો તું જાલુતને મારી નાંખીશ તો હું તને મારી દીકરી પરણાવીશ અને મ્હારૂં અરધ રાજ્ય તને આપીશ[illegible] રાજ્ય તેને મળ્યું [illegible]

પછી જ્યારે "તાલુત" તેના લશ્કર સહિત જુદો પડયો ત્યારે તેણે કહ્યું કે ખરેખરં ખુદા એક નદીવડે તમારી આઝમાયેશ કરશે. પછી જે તેમાંથી પીશે તે મારો નથી અને જે તેમાંથી પીશે નહિ તે ખરેખર મ્હારો છે, તે સિવાય જે પોતાને હાથે માત્ર અંજલી લે છે ( તે પણ મ્હારો છે ). પછી તેમાંના થોડા સિવાય ( બીજાઓએ ) તેમાંથી પીધું, અને જ્યારે તે અને તેની સાથે જે ઇમાન લાવ્યા હતા તેઓએ નદી ઓળંગી ત્યારે તેઓએ કહ્યું કે આજે "જાલુત" અને તેના લશ્કર સામે ( લડવાને ) અમારામાં શકિત નથી. જેઓ ધારતા હતા કે તેઓ ખુદાને મળનાર છે તેઓએ કહ્યું કે કેટલીએક ન્હાની ટુકડીઓએ કેટલીએક મ્હોટી ટુકડીઓને ખુદાના હોકમથી હરાવી છે. અને ખુદા ધીરજવાનની સાથે છે. ૨૪૯ અને જ્યારે તેઓ "જાલુત" અને તેના લશ્કરની સામે થયા ત્યારે તેઓએ કહ્યું કે હે અમારા પરવરદેગાર અમારી ઉપર ઘણી ધીરજ રેડ અને અમારા પગ દ્રઢ કર અને કાફેર કૌમી ઉપર અમને જય આપ. ૨૫૦

فلما فصل طالوت بالجنود قال ان
الله مبتليكم بنهر فمن شرب
منه فليس مني ومن لم يطعمه
فانه مني الا من اغترف غرفة بيده
فشربوا منه الا قليلا منهم فلما جاوزه
هو والذين امنوا معه قالوا لاطاقة
لنا اليوم بجالوت وجنوده قال الذين
يظنون انهم ملاقوا الله كم من فئة
قليلة غلبت فئة كثيرة باذن الله والله
مع الصابرين ٢٤٩ ولما برزوا لجالوت
وجنوده قالوا ربنا افرغ علينا صبرا
وثبت اقدامنا وانصرنا على القوم
الكافرين ٢٥٠

وَقَالَ لَهُمْ نَبِيُّهُمْ اِنَّ اٰيَةَ مُلْكِهٖ
اَنْ يَّاْتِيَكُمُ التَّابُوْتُ فِيْهِ
سَكِيْنَةٌ مِّنْ رَّبِّكُمْ وَبَقِيَّةٌ مِّمَّا تَرَكَ اٰلُ
مُوْسٰى وَاٰلُ هٰرُوْنَ تَحْمِلُهُ الْمَلٰٓئِكَةُ
اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لَّكُمْ اِنْ كُنْتُمْ
مُّؤْمِنِيْنَ ٢٤٨

અને તેમના પેયગમ્બરે તેમને કહ્યું કે ખરેખર તેના રાજ્યની નિશાની એજ છે કે "તાબુત"* ( પેટી ) તમારી પાસે આવશે. તેમાં તમારા પરવરદેગાર તરફથી " સકીના " ‡ ( શાન્તિ ) છે. અને તેમજ તેમાં મુસાના કુટુંબે અને હારૂનના કુટુંબે જે ( કંઇ ) પછવાડે મૂકયું છે તેનો બાકી રહેલો ભાગ છે. § ફેરેશ્તાઓ તેને ઉંચકશે. ખરેખર આમાં તમારે માટે એક નિશાની છે જો તમે માનતા હો તો. ૨૪૮.

* આ એક પેટી હતી. તેમાં સધળા પેયગમ્બરોની છબીઓ હતી. અને તે સ્વર્ગમાંથી નીચે હઝરત આદમને મોકલવામાં આવી હતી. છેવટે તે પેટી હઝરત મુસાને મળી હતી. એસરાઇલના વંશજો તેનો બહુ આધાર રાખતા અને હમેશાં પોતાના લશ્કરના આગળના ભાગમાં તેને લઇજતા, આખરે તે પેટી અમાલેકા નામની કોમ લઇ ગઇ, પણ આ પ્રસંગે સર્વ લોક દેખે તેમ ફેરેશ્તાઓ તે પેટી પાછી લાવ્યા અને તેઓએ તે તાલુતના પગ આગળ મૂકી એટલે એસરાઇલિ લોકોએ તરતજ તેને રાજા તરીકે માન્ય રાખ્યો.

‡ "સકીના" નો અર્થ "શાન્તિ" થાય છે, તેને એમ કહેવાનું કારણ એ છે કે કેટલાક તફસીર લખનારાઓના કહેવા પ્રમાણે તેની ઉપર ઘણોજ આધાર રાખ્યાથી એસરાઇલ લોકો તેના ચમત્કારિક પ્રભાવથી ઘણી લડાઇઓ જીત્યા. વળી કેટલાક એમ માને છે કે તે બિલાડીના જેવું એક જાનવર હતું. તેને બળતી મશઅલ જેવી બે આંખો એવી તો પ્રચંડ હતી કે તેની સામે કોઈ જોઇ શકતું ન હોતું. તેનો ચહેરો માણુસ જેવો હતો અને તેને બે પાંખો હતી. લડાઇ વખતે તાબુતમાંથી બહાર આવી તે શત્રુ તરફ ફુંક મારી તેમને વિખેરી નાંખતું. અને તેટલા માટે એસરાઇલિ લોકો તેને લશ્કરના આગળના ભાગમાં હમેશા રાખતા.

§ આ બાકી રહેલી નિશાનીઓ હઝરત મુસાના પગરખાં અને લાકડી, હારૂનનો મુગટ, મન્ન ભરેલું એક વાસણ અને હઝરત મુસાનું કાયદા લખેલું ભાગ્યું તુટયું અલવાહ (પાટીયું) હતું.

| | |
|---|---|
| وقال لهم نبيهم ان الله قد بعث لكم | અને તેઓના પેયગમ્બરે તેમને કહ્યું કે |
| | ખરેખર ખુદાએ તમારે માટે "તાલુતને" |
| طالوت ملكا قالوا انى يكون له الملك | પાદશાહ તરીકે મુકરર કર્યો છે. તેઓએ |
| | કહ્યું કે અમારી ઉપર તેને માટે રાજ્ય |
| علينا ونحن احق بالملك منه ولم يؤت | કેવી રીતે હોઇ શકે ? અને તેના કરતાં |
| | અમે રાજ્યને વધારે યોગ્ય છીએ. અને તેને |
| سعة من المال قال ان الله اصطفاه | પુષ્કળ પૈસો આપવામાં આવ્યો નથી. |
| | તેણે કહ્યું કે ખરેખર ખુદાએ તમારા |
| عليكم وزاده بسطة فى العلم والجسم | કરતાં તેને વધારે પસંદ કર્યો છે અને |
| | જ્ઞાન અને શરીરમાં તેને ઘણો વધાર્યો |
| والله يؤتى ملكه من يشاء والله | છે, અને ખુદા પાદશાહી જેને |
| | ચાહે તેને આપે છે, અને ખુદા ઉદાર |
| واسع عليم ٢٤٧ | ( અને ) દાના છે. ૨૪૭. |

આવશે અને નદી ઓળંગશે. તે નદી પાસે પહોચતાં તેઓમાંના થોડાક સિવાય બાકીના આખા લશ્કરે પાણી પીધું. કેટલાક કહે છે કે તેઓની સંખ્યા ત્રણ હજાર હતી; અને ઘણે ભાગે એવું માનવામાં આવે છે કે તેઓ માત્ર ૩૧૩ હતા. તે લોકો અને હઝરત દાઉદ કે જે પણ તેઓ માંનો એક હતો તે સઘળા આ નદી ઓળંગી "જાલુત"ની સામે લડયા. જાલુત પણ મ્હોટું લશ્કર લઇ તેઓની ઉપર હલ્લો કરવા આવ્યો હતો પણ હઝરત દાઉદે તેને ગોફણ વતી ત્રણ પત્થર મારીને મારી નાંખ્યો અને તેના બીજા સઘળા લશ્કરનો પરાજ્ય થયો.

| | |
|---|---|
| شું તેં મુસાની પછી બની એસરાઇલની કોમના આગેવાનોના એક સમૂહને જોયો નથી કે જ્યારે તેઓએ પોતાના પેયગમ્બરને કહ્યું કે તું અમારે માટે એક પાદશાહ મુકરર કર કે અમે ખુદાને રસ્તે લડીએ.¶ તેણે કહ્યું શું એવું સંભવિત છે કે જો તમારી ઉપર લડાઈ લખવામાં આવે તો તમે ન લડો? તેઓએ કહ્યું અને અમને શું છે કે અમે ખુદાને રસ્તે ન લડીએ? અને ખરેખર અમને અને અમારાં છોકરાંને અમારાં ઘરમાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યાં છે. પછી જ્યારે તેઓની ઉપર લડાઇ લખવામાં આવી ત્યારે તેઓમાંનાં થોડા સિવાય બીજા ફરી ગયા; અને ખુદા ઝોલમગારોને જાણનાર છે. ૨૪૬. | الم تر الى الملا من بنى اسرائيل من بعد موسى اذ قالوا لنبى لهم ابعث لنا ملكا نقاتل فى سبيل الله قال هل عسيتم ان كتب عليكم القتال الا تقاتلوا قالوا ومالنا الا نقاتل فى سبيل الله وقد اخرجنا من ديارنا وابنائنا فلما كتب عليهم القتال تولوا الا قليلا منهم والله عليم بالظالمين ٢٤٦ |

¶ હઝરત મુસાના છઠ્ઠા ખલીફા અલ-યસઅના મરણ પછી અમાલેકા નામની કોમ કેજે આદના કુટુંબની એક શાખા હતી તે કોમના લોકો, એસરાઇલના વંશજોને ઘણીજ હરકત પહોંચાડતા હતા. તેઓએ લગભગ તેમની સઘળી જગ્યાઓ છતી લીધી અને તેમનામાંનાં ઘણાને મારી નાખ્યા. છેવટે અશ્મુએલના વખતમાં એસરાઇલનાં વંશજોએ પોતાની ઉપર રાજા નિમવા માટે તેને ખાસ અરઝ કરી કે જેથી તેઓ તે રાજાની મદદથી પોતાના શત્રુને હાંકી કાઢે. અશ્મુએલે ખુદાના હોકમથી તાલુતને રાજા તરીકે નીમ્યો; પણ તે બેનયામીનના કુટુંબનો હોવાથી તેઓએ તેને પ્રથમતો રાજા તરીકે માન્ય રાખવાની નાપાડી, કારણ કે તેઓના રાજા ઘણું કરીને યહુદાના કુટુંબના હતા; અને રાજ્યા ઉપર તેના હક્ક તરીકે તેઓએ એક નિશાનીની માગણી કરી. અશ્મુએલે કહ્યું કે તેની નિશાનીતો એ છે કે તાબુત અને સકીના કે જેનું વર્ણન નીચે આપવામાં આવશે એ બન્નેને ફેરેસ્તાઓ તેની પાસે નીચે લાવશે. જ્યારે તેઓએ આ બન્ને નિશાનીઓ જોઈ ત્યારે તેઓએ તેને માન્ય રાખ્યો અને તેના હોકમથી તેઓએ પોતાના શત્રુસામે

الم تر الى الذين خرجوا من ديارهم وهم
الوف حذر الموت فقال لهم الله موتوا ثم
احيا هم ان الله لذو فضل على الناس
ولكن اكثر الناس لا يشكرون ٢٤٣
وقاتلوا فى سبيل الله واعلموا ان الله
سميع عليم ٢٤٤ من ذاالذي يقرض الله
قرضا حسنا فيضاعفه له اضعافا كثيرة
والله يقبض ويبسط واليه ترجعون ٢٤٥

શું તેં તેઓને જોયા નથી કે જેઓ પોતાનાં ઘર તજી મોતના ડરથી બહાર નીકળ્યા * અને તેઓ હજારો હતાં. પછી ખુદાએ તેમને કહ્યું કે મરીજાઓ, પછી તેણે તેમણે સજીવન કર્યા. ખરેખર ખુદા માણુસો પ્રત્યે ઘણોજ કૃપાળુ છે, પણ ઘણા માણુસો આભાર માનતા નથી. ૨૪૩. અને તમે ખુદાને રસ્તે લડો અને જાણો કે ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૨૪૪. તે કોણ છે કે જે ખુદાને સારા ધીરવાથી (નીખાલસ અંતઃકરણથી) ધીરે † કે જેથી ખુદા તેને અસંખ્ય ગણું આપે? અને ખુદા કોઈની રૂઝી તંગ કરે છે અને (કોઇની) બહોળી કરે છે; અને તેના તરફ તમને સઘળાને પાછા ફેરવવામાં આવશે. ૨૪૫.

* આ એસરાઈલના કેટલાક વંશજો હતા. તેઓ વાસેત નામના તેઓનાં મકાન છોડી ચાલ્યા ગયા હતા, તેનું કારણ કાંતો મરકી અને કાંતો કેટલાકના કહેવા પ્રમાણે ધર્મ યુધ્ધમાં ભાગ ન લેવો એ હતું. તેઓ નાસી ગયા તેથી ખુદાએ તે સઘળાને એક પળમાં મૃત્યુ પમાડયા. આઠ દિવસ પછી જ્યારે તેઓનાં મુડદાં સડી ગયાં ત્યારે ખેરકીલ કે જે હઝરત મુસાનો ત્રીજો ખલીફો હતો તેને તે રસ્તેથી નીકળવાનું બની આવતાં તેઓનાં હાડકાં તેની નજરે પડ્યાં એટલે તે રોવા લાગ્યો. તેથી ખુદાએ તેને કહ્યું કે મ્હારી પાસે દુઆ માગ અને હું તેમને જીવતા કરીશ. આ પ્રમાણે પેયગમ્બરની પ્રાર્થનાથી તેઓ સઘળા સજીવન થયા અને ત્યાર પછી કેટલાંક વરસ જીવ્યા. આ ઠેકાણે દર્શાવેલો પેયગમ્બર કાંતો યુશાઅ્ કાંતો શમઉન અને કાંતો ઘણા કહે છે તે પ્રમાણે અરમુએલ હતો.

† "સારી રીતે ધીરવું" એટલે કે ધીરનાર માણુસે ઉત્સાહપૂર્વક અને શુધ્ધ અંતઃકરણથી પોતાના પૈસા ધીરવા જોઈએ; અને કાંઈપણ બદલાની ઇચ્છા નહિ રાખીને પૈસા ઉછીના લેનાર ઉપર ઉપકાર ન મુકવો જોઇએ.

પછી જો તમને કોઇ ઝાતનો ડર હોય
તો ચાલતાં ચાલતાં અથવા સવારી
કરતાં (નમાઝ પઢો), પણ જ્યારે તમે
નિર્ભય થાઓ ત્યારે ખુદાને યાદ કરો
જેવી રીતે કે જે તમે જાણી શકતા
નહોતા તે તમને તેણે શીખવ્યું. ૨૩૯.
અને તમારામાં જેઓ મરી જાય અને
પછવાડે વિધવાઓ મૂકે * તેઓએ
પોતાની સ્ત્રીઓ માટે તેઓને (ઘરમાંથી)
હાંકી કાઢયા પહેલાં એક વર્ષ સુધી
ભરણ પોષણની વસીયત કરવી જોઇયે,
પણ જો (વર્ષ પછી) તેઓ પોતાની
મેળેજ બહાર જતી રહે તો તમારી ઊપર
તે માટે કાંઇ પાપ નથી કે જે તેઓ
પોતાને માટે ધારાસર કરે; અને ખુદા
શકિતમાન્ (અને) સત્ય કરનાર છે. ૨૪૦.
અને તલાક અપાયેલી સ્ત્રીઓને ધારા
પ્રમાણે ભરણ પોષણ આપવું જોઇએ;
પરહીઝગાર ઉપર આ એક ફરઝછે. ૨૪૧.
આ પ્રમાણે ખુદા તમારે માટે પોતાની
આયાતનું વર્ણન આપે છે કે કદાચ્
તમે સમજો. ૨૪૨.

فان خفتم فرجالا اوركبانا
فاذا امنتم فاذكروا الله كما علمكم
مالم تكونوا تعلمون ٢٣٩ والذين
يتوفون منكم ويذرون ازواجا
وصية لازواجهم متاعا الى الحول
غير اخراج فان خرجن فلا جناح
عليكم فى ما فعلن فى انفسهن من
معروف والله عزيز حكيم ٢٤٠
وللمطلقات متاع بالمعروف حقا على
المتقين ٢٤١ كذلك يبين الله لكم
اياته لعلكم تعقلون ٢٤٢

* અરબ લોકોમાં એવો રિવાજ હતો કે સ્ત્રીઓને તેઓનો ધણી મૃત્યુ પામ્યા પછી કોઈ પણ ઝાતનાં ઘરેણાં પહેરવા દેવામાં આવતાં નહિ. અને તેઓ જૂનાં ફાટેલાં તૂટેલાં લૂગડાં પેહરીને એક આખા વર્ષસુધી મૃત્યુ પામેલા ધણીનાં ઘરમાં તેના વારસોને ખર્ચે રહેતી; અને પછી તેઓને કંઈ પણ હિસ્સો આપ્યા વગર કાઢી મૂકવામાં આવતી. આહિંઆ આ કાયદો આ રીવાજના સંબંધમાં છે, પણ તે કાયદો વારસાના તથા એદ્દતના કાયદાને લીધે મન્સુખ કરવામાં આવ્યો છે.

لاجناح عليكم ان طلقتم النساء
مالم تمسوهن اوتفرضوا لهن فريضة
ومتعوهن على الموسع قدره وعلى
المقتر قدره متاعا بالمعروف حقا على
المحسنين ٢٣٦ وان طلقتمو هن من
قبل ان تمسو هن وقد فرضتم لهن
فريضة فنصف مافرضتم الا ان يعفون
اويعفوا الذي بيده عقدة النكاح وان
تعفوا اقرب للتقوى ولا تنسوا
الفضل بينكم ان الله بما تعملون
بصير ٢٣٧ حافظوا على الصلوات
والصلوة الوسطى وقوموا لله
قانتين ٢٣٨

તમારી ઉપર કાંઇ પાપ નથી જો તમે તમારી સ્ત્રીઓને તલાક આપો જ્યાંસુધી તમે તે સ્ત્રીઓ સાથે વ્યાવહારિક સંબંધ કર્યો નથી અથવા તેમને માટે મહર (પલ્લાં) ની રકમ નકકી કરી નથી; અને તેમને કંઇક (ભરણ પોષણ માટે) આપો; ધનવાને પોતાની યથા શકિત અને નિર્ધન માણસે પોતાનાં ગજા પ્રમાણે (આપવું જોઇએ). આ બક્ષીશ ન્યાયસર હોવી જોઇએ. સદ્ગુણી ઉપર આ ફરઝ છે. ૨૩૬. અને જો તમે તેમની સાથે વ્યાવહારિક સંબંધ કર્યા પહેલાં તેમને તલાક આપો અને તેમને વાસ્તે મહરની રકમ નકકી કરી ચુકયા હો તો તેઓ માફ કરે અથવા જે (વાલી) ના હાથમાં લગ્નગાંઠની સત્તા છે તે માફ કરે તે સિવાય જે તમે મુકરર કર્યું છે તેનો અર્ધભાગ આપવો જોઇએ, અને જો તમે (આખી મહર) બક્ષીશ કરો તો તે વધારે નીતિવાળું છે, અને તમે પોતપોતામાં ઉદારતા બતાવવા ભૂલતા નહિ; ખરેખર જે તમે કરોછો તે ખુદા જોનાર છે. ૨૩૭ ફરમાવેલી નમાઝ (નો વખત) સાચવો; મુખ્યત્વે કરીને વચલી નમાઝ; ‡ અને ખુદા માટે આજ્ઞાંકિત ઉભા રહો. ૨૩૮.

‡ આ નમાઝ સંબંધી ઘણા ખરા તફસીર લખનારાઓના જુદા જુદા મત છે. કેટલાક કહે છે કે આ સવારની નમાઝ છે, કેટલાક કહે છે કે આ બપોરની અને કેટલાક કહે છે કે સાંજની નમાઝ છે. વળી તેઓએ પોતપોતાનાં મતને માટે જુદા જુદા કારણો આપ્યાં છે.

તમારામાંથી જેઓ મરી જાય અને પછવાડે વિધવાઓ મૂકી જાય તો તે વિધવાઓએ પંડે ચાર માસ અને દશ દિવસ રાહ જોવી જોઇએ. પછી જ્યારે તેઓ પોતાની મુદ્દત ( એદ્દત ) પૂરી કરે ત્યારે તેઓ જે કાંઈ પોતાને વાસ્તે ન્યાયસર કરે તેને માટે તમે કાંઇ ગુનેહગાર નથી; અને જે તમે કરોછો તે ખુદા જાણનાર છે. ૨૩૪. અને તેમજ તમારી ઉપર કાંઇ પાપ નથી જે તમે (એદ્દાવાળી) સ્ત્રીઓને પરણવાનો એશારો કરો અથવા તે તમારા મનમાં છૂપું રાખો. ખુદા જાણે છે કે તમે તેમને જલદીથી યાદ કરશો ( પરણશો ), પણ તમે સારા બોલ બોલો તે સિવાય એકાંતમાં તેમને વચન આપો નહિ અને પરણવાનો નિશ્ચય કરતા નહિ જયાંસુધી કે લખેલા હોકમ પ્રમાણે મુદ્દત પૂરી થાય. અને જાણો કે ખુદા, જે તમારા મનમાં છે તે જાણે છે; માટે તેનાથી ડરો અને જાણો કે ખુદા માફી આપનાર ( અને ) માયાળુ છે. ૨૩૫.

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ
اَزْوَاجًا يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ اَرْبَعَةَ
اَشْهُرٍ وَعَشْرًا فَاِذَا بَلَغْنَ اَجَلَهُنَّ فَلَا
جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا فَعَلْنَ فِيْ اَنْفُسِهِنَّ
بِالْمَعْرُوْفِ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ٢٣٤
وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا عَرَّضْتُمْ بِهٖ مِنْ
خِطْبَةِ النِّسَآءِ اَوْ اَكْنَنْتُمْ فِيْ اَنْفُسِكُمْ
عَلِمَ اللّٰهُ اَنَّكُمْ سَتَذْكُرُوْنَهُنَّ وَلٰكِنْ لَا
تُوَاعِدُوْهُنَّ سِرًّا اِلَّآ اَنْ تَقُوْلُوْا
قَوْلًا مَعْرُوْفًا وَلَا تَعْزِمُوْا عُقْدَةَ النِّكَاحِ
حَتّٰى يَبْلُغَ الْكِتٰبُ اَجَلَهٗ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ
يَعْلَمُ مَا فِيْٓ اَنْفُسِكُمْ فَاحْذَرُوْهُ
وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ غَفُوْرٌ حَلِيْمٌ ٢٣٥

والوالدات يرضعن اولادهن حولين
كاملين لمن اراد ان يتم الرضاعة و
على المولود له رزقهن وكسوتهن
بالمعروف لاتكلف نفس الا وسعها
لاتضار والدة بولدها ولا مولود له
بولده وعلى الوارث مثل ذلك فان
ارادا فصالا عن تراض منهما وتشاور
فلا جناح عليهما وان اردتم
ان تسترضعوا اولادكم فلا
جناح عليكم اذا سلمتم ما اتيتم
بالمعروف واتقوا الله واعلموا ان الله
بما تعملون بصير ٢٣٣

(તલાક અપાયેલી) માતાઓએ પોતાનાં બાળકોને પૂરેપૂરાં બે વર્ષ ધવડાવવાં જોઇએ. (આ) તેને માટે છે કે જે ધવડાવવાની મુદ્દત પૂરી કરવાને ઇચ્છતું હોય; અને તેમનો ખોરાક અને પોશાક યોગ્યરીતે (બાળકોના) પિતાપર છે. કોઈ જીવને તેનાં ગજા ઉપરાંત તકલીફ આપવામાં આવશે નહિ. કોઇ માતાએ પોતાના બાળકને અને તેમજ કોઈ પિતાએ પોતાના બાળકને ઇજા પહોંચાડવી જોઇએ નહિ, અને આજ પ્રમાણે વારસો ઉપર પણ આ નિયમો છે; પણ જો તેઓ બન્ને જણા પરસ્પર ખુશીથી અને એકબીજાનો મત લઈ ધાવણ છોડાવવા ઇચ્છે તો તેઓ બન્ને ઉપર કાંઈ પાપ નથી; અને જો તમે તમારાં છોકરાં માટે ધાવ રાખવા ઇચ્છતા હો તો જ્યારે તેણીને તમે ઠરાવેલા પૈસા વ્યાજબી રીતે આપો ત્યારે તેમ કરવામાં તમે ગુનેહગાર નથી; અને ખુદાનો ડર રાખો અને જાણો કે જે તમે કરોછો તે ખુદા જોનાર છે. ૨૩૩.

واذا طلقتم النسآء فبلغن اجلهن فامسكو
هن بمعروف او سرحو هن بمعروف
ولا تمسكوهن ضرارا لتعتدوا ومن يفعل
ذلك فقد ظلم نفسه ولا تتخذوا آيات
الله هزوا واذكروا نعمت الله عليكم وما
انزل عليكم من الكتاب والحكمة
يعظكم به واتقوا الله واعلموا ان الله
بكل شيء عليم ٢٣١ واذا طلقتم النسآء
فبلغن اجلهن فلا تعضلو هن ان ينكحن
ازواجهن اذا تراضوا بينهم بالمعروف
ذلك يوعظ به من كان منكم يؤمن
بالله واليوم الاخر ذلكم ازكى لكم
واطهر والله يعلم وانتم لاتعلمون ٢٣٢

અને જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપો પછી તેઓ પોતાની મુદ્દત (ઐદ્દત), * પૂરી કરે ત્યારે તેમને યોગ્ય રીતે રાખો અથવા તેમને ભલાઇથી જવાદો અને તેમને ઇજા પહોંચાડવા માટે અટકાવો નહિ કે જેથી તમે (તેઓની ઉપર) ઝોલમ કરો; અને જે કોઇ તેમ કરેછે તેણે ખરેખરં પોતાની ઉપર ઝોલમ કર્યો છે. અને તમે ખુદાની આયાતને મસ્ખરીમાં ગણો નહિ; અને ખુદાએ તમારી ઉપર કરેલી બક્ષીશ અને જે કેતાબ અને હેકમત ( ધર્મ-નિયમો ) તમારી ઊપર નીચે મોકલ્યા છે તે યાદ કરો. ખુદા તે વડે તમને શિખામણ આપે છે અને ખુદાનો ડર રાખો અને જાણો કે ખુદા સર્વજ્ઞછે. ૨૩૧. અને જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપો પછી તેઓ પોતાની મુદ્દત પૂરી કરી રહે ત્યારે તે સ્ત્રીઓને પોતાના ( આગલા ) ધણીને પરણતાં અટકાવતા નહિ જો તેઓ પરસ્પર સારી રીતે વર્તવા રાઝી હોય તો. આ વડે તમારામાંના તે માણસને બોધ આપવામાં આવે છે કે જે ખુદામાં અને છેલ્લા દિવસમાં ઇમાન લાવે છે. આમ કરવું તે તમારે માટે વધારે પાક અને શુદ્ધ છે અને ખુદા જાણે છે પણ તમે જાણતા નથી. ૨૩૨.

* આ ઠેકાણે " અજલ " ઐદ્દતના અર્થ માટે વાપરવામાં આવેલ છે કે જે શબ્દ મુસલમાની કાયદામાં " અમુક મુદ્દત " ને માટે વાપરવામાં આવે છે. અને તે મુદ્દત સુધી તલાક અપાયેલી સ્ત્રીને બીજાને પરણ્યા અગાઉ ખોટી થવું પડે છે.

الطلاق مرتان فامساك بمعروف
اوتسريح باحسان ولايحل لكم ان
تاخذوا مما اتيتموهن شيئا الا ان
يخافا الا يقيما حدود الله فان خفتم
الا يقيما حدود الله فلا جناح عليهما
فيما افتدت به تلك حدود الله فلا
تعتدوها ومن يتعد حدود
الله فاولئك هم الظلمون ٢٢٩ ش
فان طلقها فلا تحل له من بعد حتى تنكح
زوجا غيره فان طلقها فلا جناح عليهما
ان يتراجعا ان ظنا ان يقيما حدود الله
وتلك حدود الله يبينها لقوم
يعلمون ٢٣٠

(રેજઈ) તલાક બે વખત છે. ‡ તે પછી તેઓને યોગ્ય રીતે રાખવી અથવા તેઓનો માયાળુપણે ત્યાગ કરવો; અને બન્નેને એવી બ્હીક હોય કે તેઓ ખુદાના નિયમો જાળવી શકશે નહિ એ સિવાય તમારે માટે હલાલ નથી કે જે કાંઇ ચીઝ તમે તેમને આપી છે તેમાંનું કાંઇ પાછું લ્યો; પણ જો તમે (ધર્મ-નિયમો લિપે હોકમ કરનારાઓ) ડરતા હો કે તેઓ બન્ને ખુદાનાં નિયમો જાળવી શકતા નથી તો જે કાંઇ વડે તેણી પોતાની ઝાતને છોડવે તેમાં તે બન્નેને કંઇ પાપ નથી. આ ખુદાના નિયમો છે માટે તેનું તમે ઉલ્લંઘન કરો નહિ; અને જે ખુદાના નિયમોથી હદબહાર જાય છે તેઓ ઝોલમગાર છે. ૨૨૯. પણ જો તેણીને (ત્રીજી વખત) તલાક આપે તો તે પછી તેણી તેને માટે હલાલ નથી જ્યાંસુધી કે તેણી તેના સિવાય બીજા ધણીને પરણે. પછી જો તે (બીજો ધણી પણ) તેણીને તલાક આપે તો તેઓ એક બીજાને ફરીથી પરણે તેમાં તેઓ ગુનેહગાર નથી જો તેઓ બન્ને એમ ધારે કે તેઓ બન્ને ખુદાના નિયમો જાળવી શકશે; અને આ ખુદાના નિયમો છે, જે માણસો સમજે તેઓને માટે તેનું ખુદા વર્ણન આપે છે. ૨૩૦.

‡ કેટલી વાર તલાક આપવી એ સંબંધી અરબ લોકોમાં એસ્લામ ધર્મ અગાઉ કાંઈ પણ અમુક નિયમ નહોતો અને તેઓની મરઝીમાં આવે તેટલી વખત તેઓ પોતાની સ્ત્રીઓને તલાક આપતા. છેવટે એક સ્ત્રીએ જ્યારે આ રિવાજ વિરૂધ્ધ હઝરત પેયગમ્બર પાસે જઇને ફરયાદ કરી ત્યારે આ આયા વહી કરવામાં આવી.

અને તલાક આપેલી સ્ત્રીઓએ પોતાને માટે ત્રણ "કોરૂઅ" § સુધી રાહ જોવી જોઇએ, અને તેઓને માટે હલાલ નથી કે તેઓનાં ગર્ભસ્થાનમાં ખુદાએ જે પેદા કર્યું છે તે તેઓ છૂપાવી રાખે જો તેઓ ખુદાને અને છેલ્લા દિવસને માનતી હોય તો; અને તે દરમ્યાન તેઓના ધણીએ તેમનો પાછો અંગીકાર કરવો તે તેઓને વધારે યોગ્ય છે, જો તેઓને સમાધાન કરવાની ઇચ્છા હોય તો; અને સારી વર્તણુક રાખવાને જેવા હક સ્ત્રીઓ ઉપર ધણીના છે તેવાજ સ્ત્રીઓ માટે ( ધણી ઉપર ) છે. અને પુરૂષો માટે સ્ત્રીઓ ઉપર મ્હોટો દરજ્જો છે, અને ખુદા શકિતમાન્ અને સત્ય હોકમ કરનાર છે. ૨૨૮.

والمطلقات يتربصن بانفسهن
ثلثة قروء ولا يحل لهن ان يكتمن ما
خلق الله في ارحامهن ان كن يؤمن
بالله واليوم الاخر وبعولتهن احق بردهن
في ذلك ان ارادوا اصلاحا ولهن
مثل الذي عليهن بالمعروف وللرجال
عليهن درجة والله عزيز حكيم ٢٢٨

§ આ શબ્દનો અર્થ કેટલાકના કહેવા પ્રમાણે કાંતો " હૈઝ " એટલે અટકાવ થાય છે અને કાંતો " તોહર " એટલે અટકાવ પછી ન્હાઇને પાક થવુ તે થાય છે.

وَلَا تَجعلوا اللّٰه عرضة لايمانكم ان تبروا
وتتقوا وتصلحوا بين الناس واللّٰه سميع
عليم ٢٢٤ لا يؤاخذكم اللّٰه باللغو فى
ايمانكم ولكن يؤاخذكم بما كسبت
قلوبكم واللّٰه غفور حليم ٢٢٥ للذين
يؤلون من نسائهم تربص اربعة اشهر
فان فاءوا فان اللّٰه غفور رحيم ٢٢٦
وان عزموا الطلاق فان اللّٰه
سميع عليم ٢٢٧

અને ખુદાના નામને તમારા સોગંદ માટે રમકડું બનાવો નહિ કે જેથી તમે ભલમનસાઇ અને પરહીઝગારી અને માણસોમાં સલાહ શાંતિ રાખવામાંથી અટકો; ‡ અને ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૨૨૪. ખુદા તમને તમારા અનિશ્ચિત સોગંદો માટે (શિક્ષા માટે) પકડશે નહિ; પણ તમે તમારા અંતઃકરણમાં જે ધારેલું છે તેને માટે તે તમને (શિક્ષા માટે) પકડશે; પણ ખુદા માફી આપનાર (અને) માયાળુ છે. ૨૨૫. જેઓ પોતાની સ્રીઓથી દુર રહેવા સોગંદ ખાય છે તેઓએ ચાર માસ સુધી રાહ જોવી જોઇએ, § પછી જો તેઓ પોતાના સોગંદથી ફરીજાય તો ખરેખર ખુદા ક્ષમા આપનાર (અને) દયાવંત છે. ૨૨૬. અને જો તેઓ તલાકનો નિશ્ચય કરે તો ખરેખર ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ૨૨૭.

‡ અબ્દુલ્લાહે-રવાહા' પોતાના બનેવી સાથે નાખુશ થયો; તેથી તેણે તેની સાથે કદિ નહિ બોલવાનાં અને તેનું કાંઈપણ ભલું નહિ કરવાના સોગંદ ખાધા; તેટલા માટે આ આયા વહી કરવામાં આવ્યું. આ આયાને માટે બીજો ખોલાસો પણ છે, તે એ કે કદિ સાચા કે ખોટા સોગંદ કોઈએ ખાવા નહિ.

§ જાહેલીય્યતનાં વખતમાં એટલે કે એસ્લામ ધર્મ અગાઉ જ્યારે અરબ લોકોને પોતાની કોઈપણ સ્રી તરફ કંઈ લાગણી નહોતી ત્યારે અમુક વરસને માટે તેણીની સાથે કંઈપણ સંબંધ નહિ રાખવાને તેઓ સોગંદ ખાતા; અને એજ પ્રમાણે સ્રીઓને તલાક આપ્યા સિવાય તેઓ તે સ્થિતિમાં તેમને રાખતા; કારણ કે તેઓ એમ ધારતા હતા કે પોતાની સ્રીઓને બીજાને પરણવા દેવી તે પોતાને એક અપમાન છે તેથી આ કાયદો વહી કરવામાં આવ્યો.

ويسئلونك عن المحيض قل هو اذى
فاعتزلوا النسآء في المحيض ولا تقربوهن
حتى يطهرن فاذا تطهرن فأتوهن
من حيث امركم الله ان الله
يحب التوابين ويحب المتطهرين ٢٢٢
نسآؤكم حرث لكم فأتوا حرثكم انى
شئتم وقدموا لانفسكم واتقوا الله
واعلموا انكم ملاقوه وبشر المؤمنين ٢٢٣

અને તેઓ તને હેઝ (રજસ્વલાપણા)† વિષે પુછે છે. કહે કે તે એક નાપાકી છે; માટે તમે સ્ત્રીઓથી હેઝ વખતે અલગા રહો અને તેઓની પાસે જાઓ નહિ જ્યાં સુધી કે તેઓ પાક થાય; પછી જયારે તેઓ પાક થાય ત્યારે જયાંથી ખુદાએ તમને ફરમાવેલ છે ત્યાંથી તેમની પાસે જાઓ. ખરેખર ખુદા પશ્ચાત્તાપ કરનારને ચાહે છે અને પાકીઝા રહેનારને દોસ્ત રાખે છે.૨૨૨. તમારી સ્ત્રીઓ તમારૂં ક્ષેત્ર છે માટે જેવી રીતે ¶ ચાહો તેવી રીતે તમે તમારાં ક્ષેત્રમાં જાઓ; અને તમે તમારે પોતાને માટે (નિર્માણ થયેલો ફાયદો) § ધ્યાનમાં રાખો અને ખુદાનો ડર રાખો, અને જાણો કે ખરેખર તમે તેને મળનાર છો; અને મોમેનોને ખુશ ખબર આપ. ૨૨૩.

---

† "અટફાર" (રજસ્વલાપણું), એ વખતે યહુદીલોકો પોતાની સ્ત્રીઓ સાથે સઘળી જાતનો સંબંધ તદન તજી દે છે; પણ ખ્રિસ્તિલોકો તેઓથી તદન ઉલટા છે. તેટલા માટે અબુ-દહદાહ અને હઝરત પેયગમ્બરના કેટલાક અસહાબોએ હઝરત પેયગમ્બરને પૂછયું કે અમારે તેવે વખતે સ્ત્રીઓ સાથે કેમ વર્તવું ત્યારે આ આયા વહ્ય કરવામાં આવી.

¶ યહુદીઓ એવું માનતા કે જો સ્ત્રીની સાથે અમુક રીતે સમાગમ કરવામાં આવે તો તેથી ઉત્પન્ન થતું છોકરૂં બન્ને આંખે ત્રાંસું થાય; તે વિષે હઝરત પેયગમ્બરને પૂછવામાં આવ્યું ત્યારે આ આયા વહ્ય કરવામાં આવી.

§ એટલે કે છોકરાંની ઉત્પત્તિ માટે ઈચ્છા રાખવી. ( આજ પ્રકરણની ૧૮૭ મી આયાતું ટીપ્પણ જુઓ. )

ولا تنكحوا المشركات حتى
يؤمن ولامة مؤمنة خير من مشركة
ولو اعجبتكم ولا تنكحوا المشركين حتى
يؤمنوا ولعبد مؤمن خير من مشرك
ولو اعجبكم اولئك يدعون الى النار
والله يدعوا الى الجنة والمغفرة باذنه
ويبين اياته للناس لعلهم يتذكرون ٢٢١

અને તમે મોશરેકા સ્ત્રીઓને પરણો નહિ § જ્યાંસુધી તેઓ ઇમાન લાવે અને ખચિત ઇમાનવળી લોંડી મોશરેકા સ્ત્રીનાં કરતાં વધારે સારી છે, અગર જોકે તેણી તમને મોહ પમાડે, અને (હે સ્ત્રીઓ) તમે મોશરેક પુરૂષોને પરણો નહિ જ્યાં સુધી તેઓ ઇમાન લાવે, અને ખચિત. મોમેન ગુલામ મોશરેક પુરૂષ કરતાં વધારે સારો છે, અગર જોકે તે તમને મોહ પમાડે. તેઓ (મોશરેકો) આગ તરફ બોલાવે છે, અને ખુદા બેહેશતની વાડી અને ક્ષમા તરફ પોતાના હોકમથી બોલાવે છે, અને પોતાની આયાત (નિયમો) નું માણસો માટે વર્ણન આપે છે કે કદાચ તેઓ શિખામણ લે. ૨૨૧.

§ હેજરા પછી મકકામાં રહેલાં ગરીબ મુસલમાનોને મદિનામાં લઈ આવવાને હઝરત પેયગમ્બરે મર્સદ-અનવીને મોકલ્યો. તે મકકે પહોંચ્યો ત્યારે એક કાફેર સ્ત્રી કે જે ઘણી ખુબસુરત હતી અને જેની સાથે તેને અગાઉની ઓળખાણ હતી તેણીએ તેની પાસે આવીને તેની સંગત કરવાની ઇચ્છા બતાવી; પણ તેઓ જુદા જુદા ધર્મનાં હોવાના કારણથી મર્સદે તેણીની સંગત કરવાની ના પાડી. પછી તેણીએ તેને પરણવાની માગણી કરી ત્યારે તેણે કહ્યુંકે હઝરત પેયગમ્બરની રજા સિવાય હું તે કરી શકીશ નહિ, જ્યારે તે પાછો મદિને ગયો ત્યારે તેણે આ બાબત હઝરતને પુછી તેથી આ આયા વહ્ય કરવામાં આવી.

ખરેખર જેઓ ઇમાન લાવ્યા છે, અને જેઓએ દેશ છોડયો છે, અને ખુદાને રસ્તે લડાઇ કરી છે તેઓ ખુદાની દયાની આશા રાખે છે, અને ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૨૧૮. તેઓ તને દારૂ અને જુગાર § વિષે પૂછે છે. કહે કે તે બન્નેમાં મ્હોટું પાપ છે, અને માણસો માટે ફાયદા (પણ) છે. પણ તે બન્નેનું પાપ તે બન્નેનાં ફાયદા કરતાં વધારે મ્હોટું છે, અને તેઓ તને પૂછે છે કે તેઓ દાનમાં શું ખરચે, કહે કે (ખરચ ઊપરાંત ) બાકી રહેલું. આ પ્રમાણે ખુદા તમારે માટે પોતાની નિશાનીઓનું વર્ણન આપે છે કે કદાચ્ તમે વિચાર કરો.૨૧૯. આ દુનિયા વિષે અને આવતી ઝિંદગી વિષે ( વિચાર કરો ). અને તેઓ તને માબાપ વિનાના છોકરા વિષે પૂછે છે, કહે કે તેઓની સ્થિતિ સુધારવી ઊત્તમ છે અને જો તમે ( ખાવું પીવું ) તેઓની સાથે ભેગું રાખો તો તેઓ તમારા ( ધર્મ ) ભાઇઓ છે; અને ખુદા (તેઓની સ્થિતિ ) સુધારનારને બીગાડ કરનારથી ઓળખી કાઢે છે, અને જો ખુદાની ઇચ્છા હોત તો તે તમને ઉચિત દુઃખમાં નાંખત; ખરેખર ખુદા શકિતમાન્ ( અને ) સત્ય કરનાર છે. ૨૨૦.

انَّ الَّذِيْنَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَاجَرُوْا
وَجَاهَدُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اُولٰٓئِكَ
يَرْجُوْنَ رَحْمَتَ اللّٰهِ وَاللّٰهُ غَفُوْرٌ
رَّحِيْمٌ ٢١٨ يَسْئَلُوْنَكَ عَنِ الْخَمْرِ
وَالْمَيْسِرِ قُلْ فِيْهِمَآ اِثْمٌ كَبِيْرٌ وَّمَنَافِعُ لِلنَّاسِ
وَاِثْمُهُمَآ اَكْبَرُ مِنْ نَّفْعِهِمَا وَيَسْئَلُوْنَكَ مَاذَا
يُنْفِقُوْنَ قُلِ الْعَفْوَ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ
لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ تَتَفَكَّرُوْنَ ٢١٩
فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ وَيَسْئَلُوْنَكَ عَنِ الْيَتٰمٰى
قُلْ اِصْلَاحٌ لَّهُمْ خَيْرٌ وَاِنْ تُخَالِطُوْهُمْ
فَاِخْوَانُكُمْ وَاللّٰهُ يَعْلَمُ الْمُفْسِدَ مِنَ الْمُصْلِحِ
وَلَوْ شَآءَ اللّٰهُ لَاَعْنَتَكُمْ اِنَّ اللّٰهَ عَزِيْزٌ
حَكِيْمٌ ٢٢٠

§ "ખમ્ર" (દારૂ) આ શબ્દમાં સઘળી ઝાતની કેફી અને નીશો ચઢાવનાર પીવાની ચીઝનો સમાવેશ થાય છે. "અલ-મઇસર" શબ્દનો મૂળ અર્થ "તીરો વડે રમાતું અમુક ઝાતનું જુગટું" અને અરબ કાફરો તે રમત બહુ રમતા. સોરટીનો અર્થ સઘળી ઝાતની એવી એવી રમતો સમજવાની છે કે જેમાં અકસ્માત ઉપર આધાર છે, અથવા તો જેમાં નુકસાનનો સંભવ છે, જેવી કે પાસા, ગંજીફો, ઇત્યાદી.

يسئلونك عن الشهر الحرام قتال فيه قل
قتال فيه كبير وصد عن سبيل الله
وكفر به والمسجد الحرام واخراج
اهله منه اكبر عند الله والفتنة اكبر
من القتل ولا يزالون يقاتلونكم
حتى يردوكم عن دينكم ان
استطاعوا ومن يرتدد منكم عن دينه
فيمت وهو كافر فاولئك حبطت اعمالهم
فى الدنيا والاخرة واولئك اصحاب النار
هم فيها خالدون ٢١٧

તેઓ તને હરામ મહિનામાં લડાઇ કરવા વિષે પૂછે છે. કહે કે તે દરમ્યાન લડવું તે એક મ્હોટું પાપ છે. * પણ લોકોને ખુદાને રસ્તેથી અટકાવવા, અને ખુદાને અને મસ્જેદુલ-હરામને ન માનવી અને તેનાં લોકોને તે (મસ્જેદ) માંથી બહાર કાઢવા એ ખુદાની પાસે ( નઝરમાં) વધારે મ્હોટું ( પાપ ) છે. અને ફેતના કતલ કરતાં વધારે મ્હોટું (પાપ) છે. અને તેઓ તમારી સાથે હમેશ લડશે જયાં સુધી, જો તેઓનાથી બને તો, તેઓ તમને તમારા ધર્મમાંથી ફેરવી નાંખે, પણ તમારામાંથી જે પોતાના ધર્મથી ફરી જાય છે અને કાફેરપણામાં રહી મરી જાય છે તેઓનાં કૃત્યો આ દુનિયા અને આવતી ઝિંદગીમાં નાબુદ થશે; અને તેઓ આગમાં રહેનારા છે, તેઓ તેમાં સદા રહેનાર છે. ૨૧૭.

* બદની લડાઈ પછી આશરે બે મહિને કોરેશનો કાફલો કે જે તાએફથી આવતો હતો તેની સામે લડવા માટે હઝરત પેયગમ્બરે અબદુલ્લાહે-જહશ અને બીજા કેટલાકને મોકલ્યા. લડાઈ પછી સાંજની નમાઝ વખતે મુસલમાનોએ રજબ મહિનાની બીજનો ચંદ્ર જોયો ત્યારે તેઓને શંકા થઈ કે આ તે જમાદી મહિનાનો છેલ્લો દિવસ હશે કે રજબ મહિનાનો પહેલો દિવસ હશે? કારણ કે રજબ મહિનો લડાઇ કરવા માટે જે ચાર હરામ મહિના મુકરર થયેલા છે તેમાંનો એક હતો. આથી કાફેર લોકોએ મુસલમાનો ને દિવસે લડવા તેટલા માટે તેઓને મ્હેણાં માર્યાં, અને કહ્યું કે તેઓએ કાયદો તોડયો, એટલા માટે આ આયા વહી કરવામાં આવી.

શું તમે એમ ધારોછો કે તમે બેહેશ્તમાં દાખલ થાઓ, અગર જો કે તમે તમારા પહેલાં થઇ ગયા તેમનાં જેવું સહન કર્યું નથી, તેઓએ વિપત્તિ અને સંકટો વેઠયાં, * અને તેઓ (મનમાં ક્ષોભ થવાથી) ડગ્યા જ્યાં સુધી પેયગમ્બરે અને જેઓ તેની સાથે ઇમાન લાવ્યા હતા તેઓએ કહ્યું કે ખુદાની મદદ ક્યારે (આવશે). જાણો ખરેખર ખુદાની મદદ નજદીક છે. ૨૧૪. તેઓ તને પૂછે છે કે તેઓ દાનમાં શું આપે, કહે કે જે સારૂં ( દાન ) તમે કરો તે માબાપ અને સગાંવહાલાં અને માબાપ વગરનાં છોકરાં અને ગરીબો અને મુસાફ્રેરો માટે (હોવું જોઇએ), અને જે પુણ્ય તમે કરો તે ખરેખર ખુદા જાણનાર છે. ૨૧૫. તમારી ઉપર લડાઇ (ની આજ્ઞા) લખેલી છે, અને તે તમને નાપસંદ છે, અને કદાચ્ તમે કંઇ ચીઝ નાપસંદ કરો અને તેજ તમારે માટે વધારે સારી હોય; અને કદાચ્ કંઇ ચીઝ તમે પસંદ કરો અને તેજ તમારે માટે વધારે ખરાબ હોય, પણ ખુદા જાણે છે અને તમે જાણતા નથી. ૨૧૬.

ام حسبتم ان تدخلوا الجنة
ولما ياتكم مثل الذين خلوا
من قبلكم مستهم البأساء والضراء
وزلزلوا حتى يقول الرسول والذين
امنوا معه متى نصر الله الا ان نصر الله
قريب ٢١٤ يسئلونك ماذا ينفقون قل
ما انفقتم من خير فللوالدين والاقربين
واليتامى والمساكين وابن السبيل وما
تفعلوا من خير فان الله به عليم ٢١٥
كتب عليكم القتال وهو كره لكم
وعسى ان تكرهوا شيئا وهو خير
لكم وعسى ان تحبوا شيئا وهو شر
لكم والله يعلم وانتم لاتعلمون ٢١٦

* હદીસમાં લખેલું છે કે મક્કા અને તાએફની વચ્ચે સીત્તેર પેયગમ્બરો જોવામાં આવ્યા હતા કે જેઓ ભૂખને લીધે મરી ગયા હતા.

એસ્રાઇલના છોકરાઓને પૂછ કે અમે તેઓને કેટલી સ્પષ્ટ નિશાનીઓ આપી છે, અને જે કોઈ ખુદાની બક્ષીશ તેની પાસે આવ્યા પછી તેમાં ફેરફાર કરે છે તો ખુદા ખરેખર સખત શિક્ષા કરનાર છે. ૨૧૧. જેઓ કાફેર થયા છે તેઓને માટે આ સંસારની જિંદગી સુશોભિત કરવામાં આવી છે અને તેઓ, જેઓએ ઇમાન આણ્યું છે, તેઓની મશ્કરી કરે છે. પણ જેઓએ પરહીઝગારી કરી છે તેઓ કયામતને દિવસે તેઓની ઊપર રહેશે; અને ખુદા જેને ચાહે છે તેને બેહદ રૂઝી આપે છે. ૨૧૨. માણુસો એકજ ઊમ્મત (પ્રજા) હતી, પણ ખુદાએ પેયગમ્બરોને સારા સમાચાર આપનાર અને ચેતવણી આપનાર તરીકે મોકલ્યા અને તેમની સાથે કેતાબ સત્યપૂર્વક નીચે મોકલી, એટલા માટે કે જે બાબતમાં માણુસો વચ્ચે મતભેદ થયો છે તેમાં તેઓ હોકમ કરે; પણ જેઓને કેતાબ આપવામાં આવી છે તેઓ સિવાય જાહેર નિશાનીઓ તેમની પાસે આવ્યા પછી બીજા કોઇને તે વિષે મતભેદ થયો નહિ, (અને) તે પરસ્પર અદેખાઇને લીધે હતું, પણ ખુદાએ મોમેનોને જે સત્ય વિષે તેઓ (અહલે કેતાબ) માં મતભેદ થયો હતો તે વિષે પોતાના હોકમથી રસ્તો બતાવ્યો; અને ખુદા જેને ચાહે છે તેને સિધ્ધા રસ્તા તરફ દોરે છે. ૨૧૩.

سل بني اسرائيل كم آتيناهم من اية
بينة ومن يبدل نعمة الله من بعد
ما جاءته فان الله شديد العقاب ٢١١
زين للذين كفروا الحيوة الدنيا ويسخرون
من الذين امنوا والذين اتقوا فوقهم
يوم القيامة والله يرزق من يشاء
بغير حساب ٢١٢ كان الناس امة
واحدة فبعث الله النبيين مبشرين
ومنذرين وانزل معهم الكتاب
بالحق ليحكم بين الناس فيما اختلفوا فيه
وما اختلف فيه الا الذين اوتوه من
بعد ما جاءتهم البينات بغيا بينهم
فهدى الله الذين امنوا لما اختلفوا فيه من
الحق باذنه والله يهدي من يشاء الى
صراط مستقيم ٢١٣

وإذا قيل له اتق الله اخذته العزة بالاثم
فحسبه جهنم ولبئس المهاد ٢٠٦ ومن
الناس من يشري نفسه ابتغاء مرضات
الله والله رؤف بالعباد ٢٠٧ يا ايها الذين
امنوا ادخلوا في السلم كافة ولا تتبعوا
خطوات الشيطان انه لكم عدو مبين ٢٠٨
فان زللتم من بعد ما جاءتكم البينات
فاعلموا ان الله عزيز حكيم ٢٠٩
هل ينظرون الا ان يأتيهم الله في ظلل
من الغمام والملائكة وقضي الامر
والى الله ترجع الامور ٢١٠

અને જ્યારે તેને કહેવામાં આવે છે કે ખુદાનો ડર રાખ; ત્યારે જાહેલીય્યતનો દુરાગ્રહ તેને પકડી પાપમાં નાખે છે; પણ જહન્નમ તેને માટે બસ છે. અને તે એક દુષ્ટ બિછાનું (રહેઠાણ) છે. ૨૦૬. અને માણસોમાંનો એક એવો છે * કે તે પોતાના જીવને ખુદાની ખુશી મેળવવા વેચે છે, અને ખુદા બંદા ઉપર માયાળુ છે. ૨૦૭. હે મોમેનો તમે સઘળા સલાહ ( એસ્લામ ) માં દાખલ થાઓ અને શેતાનને પગલે ચાલો નહિ ખરેખર તે તમારે માથે એક ઊઘાડો શત્રુ છે. ૨૦૮. પણ ઝાહેર નિશાનીઓ તમારી પાસે આવ્યા પછી જો તમે ( સત્ય ધર્મથી ) લપશી ભૂલ કરશો તો જાણો કે ખરેખર ખુદા શક્તિમાન્ ( અને ) સત્ય કરનાર છે. ૨૦૯. શું તેઓ આ સિવાય બીજી રાહ જુએ છે કે (એસ્લામમાં દાખલ થવા માટે) ખુદા ( ખુદાની શિક્ષા ) તેઓની પાસે વાદળાંના છાયા ( નારૂપ ) માં આવે અને ( શિક્ષાના ) ફેરેશ્તાઓ (પણ આવે ) અને કામ ( સઝા કરવા ) નો હોકમ કરવામાં આવે? અને ખુદા તરફ સઘળાં કામ રજુ કરવામા આવશે. ૨૧૦.

* આ વાત કયા માણસના સંબંધમાં છે એ વિષે તફસીર લખનારા ભિન્ન ભિન્ન મત આપે છે. કેટલાક કહે છે કે તે મેકદાદ-અસ્વદ અને હબીબના સંબંધમાં છે, કે જેઓને મક્કાનાં લોકોએ રજીઆની લડાઈમાં કેદી તરીકે પકડયા હતા. ઘણા ખરા મુસલમાન ગ્રંથકારો એમ માને છે કે આ અલી બેન અબીતાલેબના સંબંધમાં છે. જે રાત્રીએ મક્કાના લોકોએ હઝરત પેયગમ્બર ઉપર હલ્લો કરવાને અને તેને મારી નાંખવાને કાવત્રું રચ્યું તે રાત્રે અલી હઝરત પયેગમ્બરના બીછાનામાં સુઈ ગયા. આ વિષે પ્રસ્તાવનામાં જુઓ.

وَاذْكُرُوا اللّٰهَ فِىْ اَيَّامٍ مَّعْدُوْدٰتٍ فَمَنْ تَعَجَّلَ فِىْ يَوْمَيْنِ فَلَآ اِثْمَ عَلَيْهِ وَمَنْ تَاَخَّرَ فَلَآ اِثْمَ عَلَيْهِ لِمَنِ اتَّقٰى وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّكُمْ اِلَيْهِ تُحْشَرُوْنَ ٢٠٣ وَمِنَ النَّاسِ مَنْ يُّعْجِبُكَ قَوْلُهٗ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَيُشْهِدُ اللّٰهَ عَلٰى مَا فِىْ قَلْبِهٖ وَهُوَ اَلَدُّ الْخِصَامِ ٢٠٤ وَاِذَا تَوَلّٰى سَعٰى فِى الْاَرْضِ لِيُفْسِدَ فِيْهَا وَيُهْلِكَ الْحَرْثَ وَالنَّسْلَ وَاللّٰهُ لَا يُحِبُّ الْفَسَادَ ٢٠٥

અને ખુદાને ચોકસ દિવસોમાં † યાદ કરો; પછી જે કોઇ બે દિવસમાં ઉતાવળથી ચાલ્યો જાય તો તેની ઉપર કાંઈ પાપનથી અને જે કોઇ પછવાડે રહે તેની ઊપર પણ કંઈ પાપ નથી, * આ તેને માટે છે કે જે પરહીઝગારી કરે છે; અને ખુદા નો ડર રાખો અને જાણો કે ખરેખર તમને તેની તરફ એકઠાકરી લઇ જવામાં આવશે. ૨૦૩. અને માણસોમાં એવો એક ‡ છે કે જેની વાતો આ દુનિયાની ઝિંદગીના સંબંધમાં તને આશ્ચર્ય પમાડે છે, અને તે પોતાના અંતઃકરણમાં જે છે તે વિષે ખુદાને સાક્ષી લાવે છે અને તે એક કટો શત્રુ છે. ૨૦૪. અને જ્યારે તે પાછો જાય છે. ત્યારે, તે પૃથ્વીઉપર ઉતાવળથી ચાલે છે એટલા માટે કે તે તેમાં ફસાદ કરે અને ખેતીનો અને ઢારનો નાશ કરે અને ખુદા ફસાદને ચાહતો નથી. ૨૦૫.

† ઝેલ-હજ્જ મહિનાની દશમી તારીખ પછી જે ત્રણ દિવસો જાત્રાળુઓ "મેનામાં" રહે છે તે આ દિવસો છે.

* અરબલોકો એવું માનતા કે "મેના" થી ત્રણ દિવસ વહેલું ઉપડવું અથવા તો ત્યાં ત્રણ દિવસ કરતાં વધારે રહેવું એ પાપ છે, તેથી ખુદા આ ઠેકાણે ફરમાવે છે કે તેમાં કાંઈ પાપ નથી.

‡ આ માણસ અખનસે-સકફી હતો તે દેખાવડો અને મીઠાં બોલો અને મોનાફેક હતો. તેણે હઝરત પેયગમ્બર પાસે જઈને સોગંદ ખાધા કે હું તમને માનું છું, અને હું તમારો એક તાબેદાર મુસલમાન છું એવો પણ ડોળ તેણે દેખાડયો. પણ જ્યારે તે પાછો વળ્યો અને મદિનાનાં પરાં પાસે થઇને નિકળ્યો, ત્યારે તેણે કેટલાંક માણસોના ઘર બાળી નાંખ્યાં અને તેઓનાં ઢોર મારી નાંખ્યાં.

ثُمَّ اَفِيضُوا مِنْ حَيْثُ اَفَاضَ النَّاسُ
وَاسْتَغْفِرُوا اللّٰهَ اِنَّ اللّٰهَ غَفُورٌ رَحِيمٌ ١٩٩
فَاِذَا قَضَيْتُمْ مَنَاسِكَكُمْ فَاذْكُرُوا
اللّٰهَ كَذِكْرِكُمْ اٰبَاءَكُمْ اَوْ اَشَدَّ ذِكْرًا
فَمِنَ النَّاسِ مَنْ يَقُولُ رَبَّنَا اٰتِنَا فِي
الدُّنْيَا وَمَالَهُ فِي الْاٰخِرَةِ مِنْ خَلَاقٍ ٢٠٠
وَمِنْهُمْ مَنْ يَقُولُ رَبَّنَا اٰتِنَا فِي الدُّنْيَا
حَسَنَةً وَفِي الْاٰخِرَةِ حَسَنَةً وَقِنَا عَذَابَ
النَّارِ ٢٠١ اُولٰئِكَ لَهُمْ نَصِيبٌ مِمَّا
كَسَبُوا وَاللّٰهُ سَرِيعُ الْحِسَابِ ٢٠٢

પછી જ્યાંથી માણસો પાછા ફરેછે ત્યાંથી તમે પાછા ફરો ‡ અને ખુદાની માફી માગો ખરેખર ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૧૯૯. પછી જ્યારે તમે તમારી હજ્જની ક્રિયા પુરી કરો ત્યારે ખુદાને યાદ કરો જેવી રીતે તમે તમારા બાપદાદાને યાદ કરો છો; અથવા તે કરતાં પણ વધારે યાદ કરો; પણ માણસોમાંના કેટલાક એવું કહે છે કે હે અમારા પરવરદેગાર અમને આ દુનિયામાંજ આપ અને તેને માટે આવતી ઝિંદગીમાં કંઇ ભાગ નથી. ૨૦૦. અને તેઓમાંનાં કેટલાક એવું કહે છે કે હે અમારા પરવરદેગાર આ દુનિયામાં અમને ભલું આપ, અને કયામતમાં પણ ભલું આપ; અને આગની શિક્ષામાંથી અમને બચાવ. ૨૦૧. આલોકોને માટે તેઓ જે કમાયા છે તેનો ભાગ છે; અને ખુદા જલદીથી હેસાબ લેનાર છે. ૨૦૨.

‡ આ કોરેશના કુટુંબને કહેવામાં આવ્યું છે કે જેઓ મુઝદલફામાં રહેતા અને બીજા હાજી લોકોની સાથે અરફાત જતા નહિ, આનું કારણ એ હતું કે તેઓ પોતાને તેમના કરતાં શ્રેષ્ટ ગણતાં હતા.

હજ્જ ચોકસ મહિનાઓમાંજ છે; માટે જે કોઇ તે મહિનાઓમાં હજ્જ કરવા ફરજ તરીકે જાય છે તો તે હજ્જની દર્મિયાન તેઓએ સ્ત્રીઓ સાથે વ્યવહાર અને કાંઈ પાપ અને કજીયો કરવો જોઇએ નહિ. અને જે સારૂં કામ તમે કરો છો તે ખુદા જાણે છે. અને તમારી ( હજ્જનિ ) સામગ્રી તૈયાર કરો, પણ ખરેખર ઉત્તમ ભાતું પરહીઝગારી છે. અને હે ડાહ્યા માણસો મ્હારો ડર રાખો. ૧૯૭. તમારી ઉપર કાંઇ પાપ નથી કે તમે તમારા પરવરદેગાર પાસે રૂઝી માગો; * પછી જ્યારે તમે અરફાતથી પાછા ફરો.ત્યારે મશઅરૂલ –હરામ ¶ પાસે ખુદાને યાદ કરે અને ત્યાં તેનું સ્મરણ કરો; તેણે તમને રસ્તો બતાવ્યો છે અગર જોકે તમે તે અગાઉ આડે માર્ગે જનારાઓમાંના હતા. ૧૯૮.

الحج اشهر معلومات فمن
فرض فيهن الحج فلا رفث
ولا فسوق ولا جدال في الحج وما
تفعلوا من خير يعلمه الله وتزودوا فان
خير الزاد التقوى واتقون يا ولي
الالباب ١٩٧ ليس عليكم جناح ان
تبتغوا فضلا من ربكم فاذا افضتم من
عرفات فاذكروا الله عند المشعر الحرام
واذكروه كما هديكم وان كنتم من
قبله لمن الضالين ١٩٨

---

* કેટલાક હાજી લોકો જ્યારે મક્કે જાત્રા કરવા આવતા ત્યારે વેચવા વાસ્તે સામાન લાવતા, તેથી અરબલોકો તેમને મહેણાં મારતા અને તેમને હાજી લોકોના ચાકર કહેતા, એટલા માટે તે કામ હલાલ છે એવું બતાવવાને આ આયા વહી કરવામાં આવી.

¶ આ "અરફાત" અને "મેના" વચ્ચેની એક જગ્યાનું નામ છે કે જેને "મુઝદલફા" પણ કહે છે.

وأتموا الحج والعمرة لله فإن احصرتم فما استيسر من الهدي ولا تحلقوا رؤسكم حتى يبلغ الهدي محله فمن كان منكم مريضا او به اذى من رأسه ففدية من صيام او صدقة او نسك فاذا امنتم فمن تمتع بالعمرة الى الحج فما استيسر من الهدي فمن لم يجد فصيام ثلثة ايام في الحج وسبعة اذا رجعتم تلك عشرة كاملة ذلك لمن لم يكن اهله حاضري المسجد الحرام واتقوا الله واعلموا ان الله شديد العقاب ١٩٦

અને ખુદાને માટે હજ્જ અને ઉમરા પુરા કરો; પણ જો તમને અટકાયત થઇ હોય તો તમારાથી જે બને તે કુરબાની કરો. અને તમે તમારા માથાના વાળ ઉતરાવો નહિ જ્યાં સુધીતે કુરબાની તેની મુકરર જગ્યાએ પહોંચે, પણ તમારામાંનો જે કોઇ માંદો હોય અથવા તેના માથામાં કાંઈ દરદ હોય તો તેના બદલામાં તેણે રૂઝો અથવા સદકા (દાન) અથવા કુરબાની કરવી જોઇએ. પછી જ્યારે તમે સહીસલામત થાઓ ત્યારે જે કોઇ ઉમરાનો હજ્જ સાથે ખુશીથી લાભ લે તો તેનાથી જે બને તે કુરબાની તે કરે; પણ જે કોઈ માણસને તે ન મળી શકે તો ત્રણ દિવસ હજ્જ વખતે અને સાત દિવસ જ્યારે તમે પાછા જાઓ ત્યારે રૂઝા રાખવા જોઇએ. આ પ્રમાણે દશ દિવસ પુરા થાય છે. આ તે માણસ માટે છે કે જેનું કુટુંબ મસ્જેદુલ—હરામનું રહીશ હોય નહિ; અને ખુદાનો ડર રાખો અને જાણો કે ખરેખર ખુદા સખત શિક્ષા કરનાર છે. ૧૯૬.

હરામ મહિનાને * બદલે હરામ મહિનો અને આબરૂની બાબતમાં પણ કેસાસ (બદલો) લેવાય છે; પણ જે કોઇ તમારી ઉપર દુશ્મનાઇ કરે તો તેની ઉપર તે પ્રમાણે દુશ્મનાઇ કરો કે જે પ્રમાણે તેણે તમારી ઉપર દુશ્મનાઇ કરી છે; અને તમે ખુદાનો ડર રાખો અને જાણો કે ખરેખર ખુદા પરહીઝગારોની સાથેજ છે. ૧૯૪. અને ખુદાને રસ્તે દાનમાં પૈસા ખરચો; અને તમે તમારે પોતાને હાથે નાશમાં આવી પડો નહિ § અને સારાં કૃત્ય કરો. ખરેખર ખુદા સારાં કૃત્ય કરનારાઓને ચાહે છે. ૧૯૫.

شهر الحرام بالشهر الحرام والحرمات
ماص فمن اعتدى عليكم فاعتدوا عليه
ثل مااعتدى عليكم واتقوا الله واعلموا
ن الله مع المتقين ١٩٤ وانفقوا في
سبيل الله ولا تلقوا بايديكم الى التهلكة
احسنوا ان الله يحب المحسنين ١٩٥

* એક વર્ષમાં એવા ચાર મહિના હતા કે જેને અરબ લોકો " શહરે હરામ " કહેતા હ અને " શહરે હરામ " નો અર્થ " હરામ મહિના " થાય છે, કારણ કે તે મહિનાઓમાં એ બીજા સાથે લડાઈ કરવી તે તેઓને માટે હરામ હતું. પણ ઝેલ-કઅદ નામના મહિના જ્યારે હઝરત પેયગમ્બર મક્કા ગયા ત્યારે અરબલોકો હથિયાર લઈ તેની સાથે, થયા, અને હરામ મહિનો હતો. તેથી ખુદાએ અહિં હોકમ કર્યો કે હરામ મહિનો હોય તો પણ જો તેઓ ત્હારી સામે લડે તો તું પણ તેઓની સામે લડાઈ કર જે.

§ એટલે તમે બખીલાઈ કરો નહિ, કારણ કે બખીલાઈ માણસના નાશનું કારણ છે અથવા તમે જહાદથી અટકી પોતાના જીવને શિક્ષામાં નાંખી નાશ કરો નહિ.

| | |
|---|---|
| જ્યાં તમને તેઓ મળે ત્યાંજ તેમને મારી નાંખો અને જ્યાંથી તમને તેઓએ બહાર કાઢ્યા છે ત્યાંથી તમે તેઓને બહાર કાઢો; કારણ કે કતલ કરતાં ફેતનો (કાફેરપણું) વધારે ખરાબ છે; અને તમે તેઓની સાથે મસ્જેદુલ-હરામની પાસે લડો નહિ જ્યાં સુધી કે તેઓ તમારી સાથે ત્યાં લડે. † પણ જો તમારી સાથે તેઓ લડે તો તમે તેઓને મારી નાંખો. આ પ્રમાણે કાફેરોની સઝા છે. ૧૯૧. પણ જો તેઓ અટકે તો ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૧૯૨. અને તમે તેઓની સાથે લડો જ્યાં સુધી ફેતનો (કાફેરપણું) રહે નહિ અને ખુદાનોજ ધર્મ રહે. પછી જો તેઓ અટકે તો ઝોલમગાર સિવાય બીજા ઉપર કાંઈ દુશ્મનાઇ કરવી નહિ. ૧૯૩. | وَاقْتُلُوهُمْ حَيْثُ ثَقِفْتُمُوهُمْ وَاَخْرِجُوهُمْ مِنْ حَيْثُ اَخْرَجُوكُمْ وَالْفِتْنَةُ اَشَدُّ مِنَ الْقَتْلِ وَلَا تُقَاتِلُوهُمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ حَتّٰى يُقَاتِلُوكُمْ فِيهِ فَاِنْ قَاتَلُوكُمْ فَاقْتُلُوهُمْ كَذٰلِكَ جَزَآءُ الْكَافِرِينَ ١٩١ فَاِنِ انْتَهَوْا فَاِنَّ اللّٰهَ غَفُورٌ رَحِيمٌ ١٩٢ وَقَاتِلُوهُمْ حَتّٰى لَا تَكُونَ فِتْنَةٌ وَيَكُونَ الدِّينُ لِلّٰهِ فَاِنِ انْتَهَوْا فَلَا عُدْوَانَ اِلَّا عَلَى الظَّالِمِينَ ١٩٣ |

† આ આયા હઝરત પેયગમ્બરની મક્કાની મુલાકાત લેવાના અને હોદેબીય્યાની સલાહના સંબંધમાં છે. (વધારે હકીકત આ સંબંધી પ્રસ્તાવનામાં જુઓ.)

وَلَا تَأْكُلُوا أَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ
وَتُدْلُوا بِهَا إِلَى الْحُكَّامِ لِتَأْكُلُوا
فَرِيقًا مِنْ أَمْوَالِ النَّاسِ بِالْإِثْمِ وَأَنْتُمْ
تَعْلَمُونَ ١٨٨ يَسْأَلُونَكَ عَنِ الْأَهِلَّةِ قُلْ
هِيَ مَوَاقِيتُ لِلنَّاسِ وَالْحَجِّ وَلَيْسَ الْبِرُّ بِأَنْ
تَأْتُوا الْبُيُوتَ مِنْ ظُهُورِهَا وَلَٰكِنَّ الْبِرَّ
مَنِ اتَّقَىٰ وَأْتُوا الْبُيُوتَ مِنْ أَبْوَابِهَا
وَاتَّقُوا اللَّهَ لَعَلَّكُمْ تُفْلِحُونَ ١٨٩ وَقَاتِلُوا
فِي سَبِيلِ اللَّهِ الَّذِينَ يُقَاتِلُونَكُمْ وَلَا
تَعْتَدُوا إِنَّ اللَّهَ لَا يُحِبُّ الْمُعْتَدِينَ ١٩٠

અને તમે તમારી દોલત પોતપોતામાં અન્યાયથી ખાઈ જાઓ નહિ તેમજ ન્યાયાધીશોને તે ( રૂશવત તરીકે ) આપો નહિ એટલા માટે કે તમે માણસોની દોલતનો કાંઈક ભાગ જાણતાં છતાં પાપથી ખાઓ. ૧૮૮. તેઓ તને ચંદ્ર ( ના ફેરફાર ) વિષે પુછે છે. કહે કે તે માણસને માટે અને હજ્જ માટે વખત બતાવનાર નિશાનીઓ છે. અને સદ્દગુણ આ નથી કે તમે ઘરોની પછવાડેથી દાખલ થાઓ; ‡ પણ સદ્દગુણ એ છે કે જે પરહીઝ કરે છે; અને તમે ઘરોનાં બારણાંએથી દાખલ થાઓ અને ખુદાથી ડરો કે કદાચ્ તમે રસ્તગારી ( મુક્તિ ) મેળવો. ૧૮૯. અને તમે ખુદાને રસ્તે તેઓની સાથે લડો કે જેઓ તમારી સાથે લડે છે અને હદબહાર જાઓ નહિ. ખરેખર ખુદા હદબહાર જનારાને ચાહતો નથી. ૧૯૦.

‡ જાહેલીય્યતના વખતમાં મક્કાની જાત્રાએ જઈ આવ્યા પછી ઘરને બારણેથી ઘરમાં દાખલ થવું તે અરબલોકોને હરામ હતું તેથી અંદર જવા માટે તેઓ ઘરની પછવાડે એક કાણું પાડતા; અથવા તો છાપરામાંથી દાખલ થતા એવો રિવાજ હતો. તે રિવાજ આ ઠેકાણે મના કરવામાં આવ્યો છે.

તમારે માટે રૂઝાની રાતે તમારી સ્ત્રીની સાથે સંસાર વ્યવહાર હલાલ થયેલ છે, તેઓ તમારો લેબાસ છે અને તમે તેઓનો લેબાસ છો. ખુદાના જાણ્યામાં હતું કે તમે પોતાની પ્રત્યે અપ્રમાણીક પણે વર્તશો* તેટલા માટે તે તમારી તરફ મેહેરબાનીથી ફર્યો છે અને તમને માફી આપી છે માટે હવે તેઓની પાસે જાઓ અને તમારે માટે ખુદાએ જે લખેલું છે તેની ઇચ્છા રાખો† અને ખાઓ અને પીઓ જ્યાં સુધી તમારે માટે પ્રભાતની ધોળી દોરી ( રાતની ) કાળી દોરીથી સ્પષ્ટ થાય. પછી રૂઝો રાત્રી સુધી પુરો કરો; અને તમે સ્ત્રીઓ પાસે જાઓ નહી જ્યારે તમે મસ્જેદમાં એતેકાફ ‡ ( બંદગી ) માટે રહેનાર હો. આ ખુદાના નિયમો છે. માટે તેની પાસે જાઓ નહિ ( તે ઉલ્લઘંન કરો નહિં ) આ પ્રમાણે ખુદા પોતાની આયાત માણસો માટે જાહેર કરે છે કે કદાચ તેઓ પરહેઝગાર થાય. ૧૮૭.

احل لكم ليلة الصيام الرفث الى نسآئكم
هن لباس لكم وانتم لباس لهن علم الله
انكم كنتم تختانون انفسكم فتاب
عليكم وعفا عنكم فالان باشروهن
وابتغوا ما كتب الله لكم وكلوا واشربوا
حتى يتبين لكم الخيط الابيض من
الخيط الاسود من الفجر ثم اتموا الصيام
الى الليل ولا تباشروهن وانتم عاكفون
فى المساجد تلك حدود الله فلا تقربوها
كذلك يبين الله اياته للناس لعلهم
يتقون ١٨٧

* એવું કહેવામાં આવ્યું છે કે પ્રથમ શરૂઆતમાં જ્યારે રૂઝાનું ફરમાન કરવામાં આવ્યું ત્યારે ખાન, પાન અને સ્ત્રી સંગને માટે મુસલમાન લોકોને ઘણોજ થોડો વખત આપવામાં આવ્યો હતો, પણ કેટલાક જુવાન પુરૂષો પોતાની ઇંદ્રિઓ વશ રાખી શક્યા નહિ અને મનાં કરેલા વખતમાં પોતાની સ્ત્રિઓનો સંગ કર્યો તેથી આ કાયદાની સખતાઈ ઓછી કરવા માટે આ આયા વહી કરવામાં આવી.

† એટલે કે છોકરાંની ઉત્પત્તિ માટે ઇચ્છા રાખવી કે જે પરણવાનો મૂળ હેતુ છે.

‡ "એતેકાફ" ની ક્રિયા એ છે કે અમુક મુદ્દત સુધી મસ્જેદમાં રહીને સઘળાં સાંસારિક વિચારો અને વાતચીતનો ત્યાગ કરવો અને કોરઆન તથા બીજાં ધર્મપુસ્તકોનો પાઠ કરવો, અને ખુદાની બંદગી કરવી.

(તે રૂઆ) રમઝાન મહિના (માં છે) કે જે મહિનામાં કોરઆન ઉતરેલું છે કે જે. (કોરઆન) માણસોને રસ્તો બતાવનાર છે. અને ધર્મન્યમોની સ્પષ્ટ સાબેતીઓ અને ફોરકાન છે. પણ તમારામાંનો જે કોઈ આ મહિનામાં ઘરે હોય તેણે તો રૂઝો રાખવોજ જોઇએ, અને જે કોઇ, માંદો અથવા મુસાફેરી ઉપર હોય તેણે બીજા દિવસોમાં તેટલીજ રૂઝાની સંખ્યા રાખવી જોઇએ. ખુદા તમારે માટે સગવડતા ઇચ્છે છે અને તે તમારે માટે અગવડતા ઇચ્છતો નથી અને તે એટલા માટે કે તમે તે સંખ્યા પૂરી કરો અને એટલા માટે કે તેણે તમને ખરે રસ્તે દોર્યા છે તેટલા માટે તમે તેની મોટાઇ યાદ કરો અને કદાચ તમે તેનો આભાર માનો. ૧૮૫. અને જો મ્હારા બંદાઓ મ્હારે વિષે તને પૂછે તો ખરેખર હું નઝદીક છું, હું પ્રાર્થના કરનારની દુઆ કબૂલ કરૂં છું જ્યારે તે મ્હારી પ્રાર્થના કરે છે, માટે તેઓએ મ્હારી પાસે દુઆ માંગવી જોઇએ અને મ્હારી ઉપર ઇમાન લાવવું જોઇએ કે કદાચ તેઓ ખરે રસ્તે દોરવાય. ૧૮૬.

شهر رمضان الذي انزل فيه القران هدى
للناس وبينات من الهدى والفرقان فمن
شهد منكم الشهر فليصمه ومن كان مريضا
او على سفر فعدة من ايام اخر يريد
الله بكم اليسر ولا يريد بكم العسر
ولتكملوا العدة ولتكبروا الله على ما
هديكم ولعلكم تشكرون ١٨٥ واذا
سالك عبادى عنى فانى قريب اجيب
دعوة الداع اذا دعان فليستجيبوا لى
وليؤمنوا بي لعلهم يرشدون ١٨٦

اياما معدودات فمن كان منكم مريضا
او على سفر فعدة من ايام اخر وعلى
الذين يطيقونه فدية طعام مسكين فمن
تطوع خيرا فهو خير له وان تصوموا خير
لكم ان كنتم تعلمون ١٨٤

( તે રૂઝા ) અમુક દિવસો સુધી છે પણ તમારામાંના જે કોઇ માંદો હોય અથવા મુસાફેરી ઉપર હોય તો તેણે બીજા દિવસોમાં તેટલાજ રૂઝાની સંખ્યા રાખવી જોઇએ પણ જેઓ રૂઝા રાખવાને શક્તિમાન‡ છે ( અને રાખતા નથી ) તેઓએ તેના બદલામાં એક ગરીબ માણસને ખવરાવવું જોઇએ પણ જે કોઇ પોતાની ખુશીથી વધારે ભલું કરે છે તો તેને માટે વધારે સારૂં છે, અને તમે રૂઝા રાખો તે તમારે માટે વધારે સારૂં છે જો તમે જાણો તો. ૧૮૪.

‡ કેટલાકના કહેવા પ્રમાણે આ હોકમ એસલામની શરૂઆતમાં થયો હતો અને તે પછી મનસુખ થયો છે. અને કેટલાકના કહેવા પ્રમાણે આ હોકમ ખાસ ઘણાં વૃધ્ધ માણસ અને વૃધ્ધ સ્ત્રીને માટે છે અથવા જે સ્ત્રીને પોતાનાં બચ્ચાંને ધવડાવવા માટે ધાવણ ઘણુંજ થોડું આવતું હોય તેને માટે છે. અને કેટલાક કહે કે "લા" શબ્દ "યોતીકુનહુ" આગળ અધ્યહાર છે તેથી આ આયાનો અર્થ એ છે કે "જેઓ રૂઝા રાખવાને શક્તિમાન નથી". આ વિષે બીજા પણ મતો છે તે વીષે મ્હોટી તફસીરોમાં જુઓ.

كتب عليكم اذا حضر احدكم الموت
ان ترك خيرا الوصية للوالدين والاقربين
بالمعروف حقا على المتقين ١٨٠ فمن بدله
بعد ما سمعه فانما اثمه على الذين يبدلونه
ان الله سميع عليم ١٨١ فمن خاف
من موص جنفا او اثما فاصلح بينهم فلا
اثم عليه ان الله غفور رحيم ١٨٢ يا ايها
الذين امنوا كتب عليكم الصيام كما كتب
على الذين من قبلكم لعلكم تتقون ١٨٣

તમારી ઉપર લખેલું છે* કે જ્યારે તમારામાંના કોઇને મોત આવી પહોંચે ત્યારે જો તે કાંઈ મેલકત પછવાડે મુકે તો તે માબાપને અને સગાંવહાલાને કાયદેસર વસીયત કરવી. ( આ કાયદો ) પરહેઝગારો ઉપર સાબેત છે. ૧૮૦. પણ જો કોઇ તે વસીયતનામું સાંભળ્યાં પછી તે બદલે છે તો માત્ર તેનું પાપ જેઓ તે બદલે છે તેમની ઉપરજ છે; ખરેખર ખુદા સાંભળનાર ( અને ) જાણનાર છે. ૧૮૧. પછી જેને એવી ધાસ્તી લાગે કે વસીયત કરનાર કાયદાથી આડો જાય અથવા ગોનાહ કરે પછી તેઓની વચે સલાહ કરે તો તેની ઉપર કાંઇ પાપ નથી; ખરેખર ખુદા માફી આપનાર (અને) દયાળુ છે. ૧૮૨. હે મોમેનો તમારી ઉપર રૂઝા (નો હોકમ) લખવામાં આવ્યો છે જેવી રીતે જેઓ તમારી પહેલાં હતાં તેઓની ઉપર લખવામાં આવ્યો હતો કે કદાચ તમે પરહેઝગાર થાઓ. ૧૮૩.

* આ આયા અરબ કાફેરોના સંબંધમાં વહ્ય કરવામાં આવી હતી કે જેઓ જાહેલીય્યતના વખતમાં પોતાનાં માબાપ અને સગાંવહાલાંને વસીયતનામામાં બીલકુલ પોતાની મેલકતનો કાંઈ લાગ આપતા નહોતા; પણ વળી આ કાયદો વારસાનો કાયદો કે જે હવે પછી આવશે તેને લીધે મનસુખ (રદ) કરવામાં આવ્યો છે.

يَا اَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ
الْقِصَاصُ فِى الْقَتْلٰى اَلْحُرُّ بِالْحُرِّ
وَالْعَبْدُ بِالْعَبْدِ وَالْاُنْثٰى بِالْاُنْثٰى فَمَنْ عُفِيَ
لَهٗ مِنْ اَخِيْهِ شَيْءٌ فَاتِّبَاعٌ بِالْمَعْرُوْفِ وَ
اَدَآءٌ اِلَيْهِ بِاِحْسَانٍ ذٰلِكَ تَخْفِيْفٌ مِّنْ
رَّبِّكُمْ وَرَحْمَةٌ فَمَنِ اعْتَدٰى بَعْدَ ذٰلِكَ
فَلَهٗ عَذَابٌ اَلِيْمٌ ١٧٨ وَلَكُمْ فِى الْقِصَاصِ
حَيٰوةٌ يّٰاُولِى الْاَلْبَابِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ١٧٩

હે મોમેનો ખુન થાય ત્યારે તમારી ઉપર કેસાસનો હોકમ (ખુને ખુન લેવાનો) લખવામાં આવ્યો છે; * હોરરને બદલે હોરર ‡ ગુલામને બદલે ગુલામ, સ્રીને બદલે સ્રી; પણ જેને પોતાના (ધર્મ) ભાઇના ખુનની કાંઈ પણ માફી આપવામાં આવે છે તો તેણે (મરનારના વારસો તરફ) સદ્વર્તન રાખવું જોઇએ અને તેણે માયાળુપણે (જલદીથી) મરનારના વારસને ખુનના પૈસા આપવા જોઇએ. આ તમારા પરવરદેગાર તરફથી ઓછો બોજો. અને દયા છે. માટે જે કોઇ આ પછી હદબહાર જાય છે તેને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૭૮. અને હે ડાહ્યા માણસો કેસાસ (ના હોકમ) માં તમારા જીવનો બચાવ છે કે કદાચ તમે પરહેઝગાર થાઓ. ૧૭૯.

* એસલામ ધર્મ પહેલાં જયારે બે અરબ કોમ વચ્ચે ખુન થતું ત્યારે ગુરાવર કોમ ગુલામને બદલે આઝાદ માણસનો જીવ લેતી; અને સ્રીને બદલે પુરૂષનો જીવ લેતી. પણ હેજરા પછી જયારે હઝરત પેયગમ્બરને આ વાતની ખબર પડી ત્યારે ખુનને બદલે ખુન કરવાનો ક્રમ બતાવવા માટે આ આયાત વહી કરવામાં આવી હતી. ખુનના કાયદાની કલમો મુસલમાનોનાં ન્યાય પુસ્તકોમાંથી મળી શકશે.

‡ "હોરર" એટલે એવો માણસ કે જે પોતે સ્વતંત્ર છે તેમજ તદ્દન છુટો છે અને ગુલામ નથી.

ليس البر ان تولوا وجوهكم قبل المشرق
والمغرب ولكن البر من امن بالله واليوم
الاخر والملائكة والكتاب والنبين واتى
المال على حبه ذوى القربى واليتمى
والمساكين وابن السبيل والسائلين و
فى الرقاب واقام الصلوة واتى
الزكوة والموفون بعهدهم اذا عاهدوا
والصابرين فى الباساء والضراء وحين
الباس اولئك الذين صدقوا واولئك
هم المتقون ١٧٧

સદ્દગુણ તે નથી કે તમે તમારૂં મુખ પૂર્વ અને પશ્ચિમ તરફ ફેરવો, પણ સદ્દગુણ એ છે કે જે ખુદાને અને છેલ્લા દિવસને અને ફેરેશ્તાઓને અને કેતાબને અને પેયગમ્બરોને માનેછે અને ખુદાના પ્યારની ખાતર પોતાના સગાંવહાલાં અને માબાપ વગરનાં છોકરાં અને ગરીબ માંણુસો અને મુસાફેરો અને ભીખારીઓ અને છુટકારો મેળવનાર ગુલામને પૈસા આપે છે અને નમાઝ અદા કરે છે અને ઝકાત આપે છે અને જેઓ પોતાનું વચન પુરૂં પાળનાર છે જ્યારે તેઓ વચન આપે છે, અને ગરીબાઇ અને દુઃખ અને ઠર (લડાઈ) ને વખતે ધીરજવાન છે; તેઓ એવા છે કે જેઓ ધર્મ પાળવામાં સાચું બોલ્યા છે અને તેઓજ પરહેઝગારો છે. ૧૭૭.

انما حرم عليكم الميتة والدم ولحم الخنزير
وما اهل به لغير الله فمن اضطر غير باغ
ولا عاد فلا اثم عليه ان الله غفور
رحيم ١٧٣ ان الذين يكتمون ما انزل
الله من الكتاب ويشترون به ثمنا قليلا
اولئك ما يأكلون في بطونهم الا النار
ولا يكلمهم الله يوم القيامة ولا يزكيهم
ولهم عذاب اليم ١٧٤ اولئك الذين
اشتروا الضلالة بالهدى والعذاب بالمغفرة
فما اصبرهم على النار ١٧٥ ذلك بان
الله نزل الكتاب بالحق وان الذين
اختلفوا في الكتاب لفي شقاق بعيد ١٧٦ ربع

ખરેખર તેણે તમારે માટે મુએલાંને અને લોહીને અને ડુક્કરના માંસને અને જેને કાપતી વખતે ખુદાના નામ સિવાય બીજાનું નામ લેવામાં આવે છે તેને હરામ કર્યાં છે. પણ જે ધર્મ વિરૂધ્ધ અને હદ બહાર ગયા વગર નાચાર થાય છે તેની ઉપર કંઇ પાપ નથી § ખરેખર ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૧૭૩. ખરેખર જેઓ ખુદાએ કેતાબ ( તોરાત ) માંથી જે નિચે મોકલ્યું છે તે સંતાડે છે અને તેને જુજ કીમતે વેચે છે તેઓ આગ સિવાય પોતાના પેટમાં કાંઇ ખાશે નહિ અને ખુદા કયામતને દિવસે તેમની સાથે કાંઇ બોલશે નહિ અને તેઓને ( પાપથી ) પાક કરશે નહિ અને તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૭૪. તેઓ એવા છે કે જેઓએ (આ દુનિયામાં) સિધા રસ્તાને બદલે આડો રસ્તો અને (આખેરતમાં) ક્ષમાને બદલે શિક્ષા ખરીદ કરી છે ત્યારે આગ સહન કરવાને તેઓ કેવા ધૈર્યવાન. ૧૭૫. આનું કારણ એ છે કે ખુદાએ સત્ય પૂર્વક કેતાબ નીચે મોકલી છે ( અને તેઓ તે પ્રમાણે ચાલ્યા નહિ ) અને ખરેખર જેઓમાં કેતાબ વિષે મતભેદ થયો છે તેઓ મોટી વિરૂધ્ધતામાં છે. ૧૭૬.

૧/૪

§ એટલે આ ચીઝો હરામ થયેલ છે તોપણ માણસને જ્યારે ભૂખને લીધે મરવાની બહીક હોય અને બીજું કાંઇ ખાવાનું ન મળે ત્યારે જીવ બચાવવા માટે તે ચીઝો ખાવાની છુટ છે પણ એવી શરતે કે જીવ બચે તે કરતાં વધારે ખાવું નહિ અને વળી પાપના ઇરાદાથી અને સ્વાદથી ખાવું જોઇએ નહિ. તેથી "ધર્મ વિરૂધ્ધ" નો અર્થ એ છે કે તે માણસ એમામની સામે થયેલો ન હોય અથવા લુંટારો ન હોય અથવા તેનો પાપ કરવાનો ઇરાદો ન હોય અને "હદબહાર ગયા વગર" એટલે જીવ બચે તે કરતાં વધારે ખાવું નહિ અને સ્વાદથી પણ ખાવું નહિ.

| | |
|---|---|
| હે માણસો પૃથ્વી ઉપર જે હલાલ અને પાક ચીઝો છે તેમાંથી તમે ખાઓ અને તમે શેતાનને પગલે ચાલો નહિ, ખરેખર તે તમારે માટે ઉઘાડો દુશ્મન છે. ૧૬૮. તે તમને માત્ર ખરાબ અને પાપ કરવાનું કહે છે અને (વળી કહે છે કે) જે તમે જાણતા નથી તે તમે ખુદા વિષે બોલો. ૧૬૯. અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે ખુદાએ જે નીચે મોકલ્યું છે તે પ્રમાણે ચાલો ત્યારે તેઓ કહે છે કે (નહિ), બલ્કે અમારા બાપદાદાને જે (ધર્મ) માં અમે જોયા છે તે પ્રમાણે અમે ચાલશું. શું એમ નહિ હતું કે તેઓનાં બાપદાદા કંઇ સમજતા નહોતા અને સિધે રસ્તે દોરવાયા નહોતા? ૧૭૦. અને જેઓ કાફેર થયા છે તેઓની (એટલે બોધ આપનારની) સરખામણી તે માણસની સાથે છે † કે જે તે (જનાવર) ને રાડ પાડી બોલાવે છે કે જે, સાદ અને અવાઝ સીવાય બીજુ કંઇ સાંભલતા નથી; તેઓ બ્હેરા મુંગા આંધળા છે તેથી તેઓ સમજતા નથી. ૧૭૧. હે મોમેનો જે પાક ચીઝોની અમે તમને રૂઝી આપી છે તેમાંથી તમે ખાઓ અને તમે ખુદાનો આભાર માનો જો તમે તેની બંદગી કરતા હો તો. ૧૭૨. | يا ايها الناس كلوا مما في الارض حلالا<br>طيبا ولا تتبعوا خطوات الشيطان انه<br>لكم عدو مبين ١٦٨ انما يأمركم بالسوء<br>والفحشاء وان تقولوا على الله ما لا<br>تعلمون ١٦٩ واذا قيل لهم اتبعوا ما انزل<br>الله قالوا بل نتبع ما الفينا عليه اباءنا<br>اولو كان اباؤهم لا يعقلون شيئا ولا<br>يهتدون ١٧٠ ومثل الذين كفروا كمثل<br>الذي ينعق بما لا يسمع الا دعاء ونداء<br>صم بكم عمي فهم لا يعقلون ١٧١ يا ايها<br>الذين امنوا كلوا من طيبات ما رزقناكم<br>واشكروا لله ان كنتم اياه تعبدون ١٧٢ |

† અહિંઆ કાફેરોને જનાવરો સાથે સરખાવવામાં આવ્યા છે. અને તેઓને શીખામણ આપનારનો જનાવરોને બોલાવનાર સાથે મુકાબલો કરવામાં આવ્યો છે. કારણ કે જેવી રીતે જનાવરો અવાઝ સિવાય બીજું કંઈ સાંભળતા નથી તેવી રીતે કાફેરો ઉપદેશ અને શીખામણના અવાઝ સિવાય બાજું કાંઈ સાંભળતા નથી. એટલે શીખામણ તેઓને કંઈ ફાયદો કરતી નથી.

وَمِنَ النَّاسِ مَنْ يَتَّخِذُ مِنْ
دُونِ اللهِ اَنْدَادًا يُحِبُّونَهُمْ كَحُبِّ اللهِ
وَالَّذِينَ آمَنُوا اَشَدُّ حُبًّا لِلّٰهِ وَلَوْ يَرَى
الَّذِينَ ظَلَمُوا اِذْ يَرَوْنَ الْعَذَابَ اَنَّ الْقُوَّةَ
لِلّٰهِ جَمِيعًا وَاَنَّ اللهَ شَدِيدُ الْعَذَابِ ١٦٥
اِذْ تَبَرَّاَ الَّذِينَ اتُّبِعُوا مِنَ الَّذِينَ اتَّبَعُوا
وَرَاَوُا الْعَذَابَ وَتَقَطَّعَتْ بِهِمُ
الْاَسْبَابُ ١٦٦ وَقَالَ الَّذِينَ اتَّبَعُوا لَوْ
اَنَّ لَنَا كَرَّةً فَنَتَبَرَّاَ مِنْهُمْ كَمَا تَبَرَّءُوا مِنَّا
كَذٰلِكَ يُرِيهِمُ اللهُ اَعْمَالَهُمْ حَسَرَاتٍ
عَلَيْهِمْ وَمَا هُمْ بِخَارِجِينَ مِنَ النَّارِ ١٦٧

અને માણસોમાંના કેટલાક એવા છે કે જેઓ ખુદા સિવાય બીજાને તેની સમાન ગણે છે, તેઓ તેમને ચાહે છે જેમ તેઓ ખુદાને ચાહે છે; પણ જેઓ ઇમાન લાવ્યા છે તેઓ ખુદાના પ્યારમાં વધારે દ્દઢ છે. અને જેઓએ ઝોલમ કર્યો છે તેઓ જ્યારે શિક્ષા જોશે ત્યારેજ તેઓ જાણશે કે શક્તિ સઘળી ખુદાનીજ છે અને (જાણશે) કે ખરેખર ખુદા શિક્ષા કરવામાં સખત છે. ૧૬૫. (યાદ કરકે) જ્યારે જેઓની પ્રમાણે બીજાઓ ચાલ્યા છે તેઓ (કાફેર આગેવાનો) પોતાનીપ્રમાણેચાલનારાઓને(કયામતમાં) ધિક્કારે છે $ અને તેઓ સઘળા શિક્ષા જુએછેઅને તેઓના સઘળી આતના સંબંધ તૂટી જાય છે. ૧૬૬. અને જેઓ તેઓની પ્રમાણે ચાલ્યા છે તેઓ કહેશે કે અમને જો દુનીયામાં માત્ર એક બીજો વખત મળે તો અમે તેઓને ધિક્કારશું.જેમ તેઓએ અમને ધિક્કાર્યા છે; આ પ્રમાણે ખુદા તેઓને તેઓનાં કામ બતાવે છે કે જે કામો તેઓને ખેદકારક છે અને તેઓ આગમાંથી બહાર આવનારા નથી. ૧૬૭.

$ એટલે કે કયામતને દિવસે કાફેર લોકોના સરદારો પોતાના તાબેદારોને તજી દેશે જાણે કે તેઓના પાપમાં શામેલ થયાજ નહોય.

خالدين فيها لا يخفف عنهم العذاب
ولا هم ينظرون ١٦٢ والهكم
اله واحد لا اله الا هو الرحمن
الرحيم ١٦٣ ان في خلق السموات
والارض واختلاف الليل والنهار والفلك
التي تجري في البحر بما ينفع الناس وما
انزل الله من السماء من ماء فاحيا به
الارض بعد موتها وبث فيها من كل
دابة وتصريف الرياح والسحاب المسخر
بين السماء والارض لايات لقوم
يعقلون ١٦٤

તેમાં તેઓ નિરંતર રહેનાર છે,
તેઓની શિક્ષા ઓછી કરવામાં
આવશે નહિ અને તેઓને વખત
આપવામાં આવશે નહિ. ૧૬૨. અને
તમારો ખુદા એકજ ખુદા છે તેની
સિવાય કોઈ ખુદા નથી, કૃપાળુ (અને)
દયાળુ છે. ૧૬૩. ખરેખર આકાશો અને
પૃથ્વીની ઉત્પત્તિમાં, અને રાત્રી અને
દિવસના ફેરફારમાં, અને વહાણ કે જે
સમુદ્રમાં માણસને જે ઉપયોગી છે તે
સહિત દોડે છે તેમાં, અને જે પાણી
ખુદાએ આકાશમાંથી નીચે મોકલ્યું છે
તેમાં, પછી તે વડે જમીનને મરી
(સુકાઈ) ગયા બાદ સજીવન કરી છે
અને જેમાં સર્વ જાતનાં પશુઓનો
ફેલાવો કર્યો છે તેમાં, અને પવનના
ફેરફારમાં અને વાદળાં કે જેને આકાશ
અને પૃથ્વીની વચ્ચે તાબામાં રાખ્યાં
છે તે સર્વમાં, જે કોમ સમજે છે તેને
માટે નિશાનીઓ છે. ૧૬૪.

إن الصفا والمروة من شعائر الله فمن حج البيت أو اعتمر فلا جناح عليه أن يطوف بهما ومن تطوع خيرا فإن الله شاكر عليم ١٥٨ إن الذين يكتمون ما أنزلنا من البينات والهدى من بعد ما بيناه للناس في الكتاب أولئك يلعنهم الله ويلعنهم اللاعنون ١٥٩ إلا الذين تابوا وأصلحوا وبينوا فأولئك أتوب عليهم وأنا التواب الرحيم ١٦٠ إن الذين كفروا وماتوا وهم كفار أولئك عليهم لعنة الله والملائكة والناس أجمعين ١٦١

ખરેખર સફા અને મરવા ॐ ખુદાની (ઘરની) નીશાનીઓ છે; માટે જે તે ઘરની હજ્જ કરે છે અથવા તેની ઉમરા (મુલાકાત) કરે છે તો તેની ઉપર કાંઇ પાપ નથી કે તે બન્નેની પ્રદક્ષિણા કરે અને જે પોતાની ખુશીથી વધારે સારૂં કામ કરે છે તેને ખરેખર ખુદા બદલો આપનાર (અને) જાણનાર છે. ૧૫૮. ખરેખર સ્પષ્ટ નિશાનીઓ (આજ્ઞાઓ) અને હેદાયત (બોધ) કે જે અમે નીચે મોકલ્યાં છે તેનું અમે માણસો માટે કેતાબ (તોરાત) માં વર્ણન આપ્યું તે પછી જેઓ તે છુપાવે છે તેઓને ખુદા લઅનત કરશે (પોતાની રહમતથી દુર કરશે) અને લઅનત કરનારાઓ પણ લઅનત (શ્રાપ) આપશે. ૧૫૯. પણ જેઓએ પશ્ચાત્તાપ કર્યો છે અને સારાં કામ કર્યાં છે અને (તે નિશાનીઓનું) વર્ણન આપ્યું છે, તેઓની તરફ હું દયાથી ફરીશ અને હું પશ્ચાત્તાપ કબુલ કરનાર અને દયાળુ છું. ૧૬૦. ખરેખર જેઓ કાફેર થયા છે અને કાફેરપણામાં મરી ગયા છે તેઓની ઉપર ખુદાની અને ફેરેશતાઓની અને સઘળા માણસોની લઅનત છે. ૧૬૧.

ॐ "સફા" અને "મરવા" એ મક્કા પાસે આવેલા બે પર્વતનાં નામ છે. તેમની હાજી લોકો પ્રદક્ષિણા કરે છે. હઝરત પેયગમ્બરની પહેલાંના મૂર્તિપૂજકો આ બે ટેકરીઓની પ્રદક્ષિણા કરતા તેથી કેટલાક મુસલમાનો તેમ કરવાને રાઝી નહોતા એટલા માટે તેઓની શંકા દૂર કરવાને આ આયા વહી કરવામાં આવી. હજ્જ અને ઊમરા સંબંધી પ્રસ્તાવનામાં જુઓ.

فاذكروني اذكركم واشكروالي ولا
تكفرون . ١٥٢ يا ايها الذين امنوا
استعينوا بالصبر والصلوة ان الله مع
الصابرين ١٥٣ ولا تقولوا لمن يقتل في
سبيل الله اموات بل احياء ولكن لا
تشعرون ١٥٤ ولنبلونكم بشيء من
الخوف والجوع ونقص من الاموال
والانفس والثمرات وبشر الصابرين ١٥٥
الذين اذا اصابتهم مصيبة قالوا انا لله و
انا اليه راجعون ١٥٦ اولئك عليهم
صلوات من ربهم ورحمة واولئك هم
المهتدون ١٥٧

માટે મને યાદ કરો, હું તમને યાદ કરીશ. અને મ્હારો આભાર માનો અને અનુપકારી થાઓ નહિ. **૧૫૨.** હે મોમેનો ધીરજથી અને નમાઝથી મદદ માગો. ખરેખર ખુદા ધીરજવાનની સાથે છે. **૧૫૩.** અને એવું કહો નહિ કે જેઓ ખુદાના રસ્તા ( જેહાદ ) માં મરાયા છે તેઓ મુએલા છે. બલ્કે તેઓ જીવતા છે, પણ તમે તે જાણતા નથી. **૧૫૪.** અને ખચિત અમે કાંઇક બ્હીકથી અને ભૂખથી અને દોલત અને દેહ અને ફ્લના નુકસાનથી તમારી અઝમાયેશ કરીશું, અને ધીરજવાનને ખુશીના સમાચાર આપ.**૧૫૫.** કે જેઓ જ્યારે તેઓની ઉપર કાંઇ મુસીબત આવી પડે છે ત્યારે કહે છે કે ખરેખર અમે ખુદાને ( આધીન ) છીએ. અને ખરેખર અમે તેની તરફ પાછા ફરનારા છીએ. **૧૫૬.** આવા લોકો ઊપર પોતાના પરવરદેગાર તરફથી સલવાત ‡ અને રહમત છે. અને તે તેઓ છે કે જેઓ ખરે રસ્તે દોરવાયા છે. **૧૫૭.**

‡ "સલવાત" નો મૂળ અર્થ અરબી ભાષામાં "સારી દુઆ અને આશિર્વાદ આપવો" થાય છે પણ ખુદા તરફથી "સલવાત" એટલે બંદાને માફી આપવી અને તેની ઉપર બક્ષિસ અને દયા કરવી. અને એજ અર્થ અહિંઆં છે.

وَمِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ
وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ وَإِنَّهُ لَلْحَقُّ
مِنْ رَبِّكَ وَمَا اللَّهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُونَ ١٤٩
وَمِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ وَجْهَكَ
شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ وَحَيْثُ مَا كُنْتُمْ
فَوَلُّوا وُجُوهَكُمْ شَطْرَهُ لِئَلَّا يَكُونَ لِلنَّاسِ
عَلَيْكُمْ حُجَّةٌ إِلَّا الَّذِينَ ظَلَمُوا مِنْهُمْ فَلَا
تَخْشَوْهُمْ وَاخْشَوْنِي وَلِأُتِمَّ نِعْمَتِي عَلَيْكُمْ
وَلَعَلَّكُمْ تَهْتَدُونَ ١٥٠ كَمَا أَرْسَلْنَا فِيكُمْ
رَسُولًا مِنْكُمْ يَتْلُوا عَلَيْكُمْ آيَاتِنَا
وَيُزَكِّيكُمْ وَيُعَلِّمُكُمُ الْكِتَابَ وَالْحِكْمَةَ
وَيُعَلِّمُكُمْ مَا لَمْ تَكُونُوا تَعْلَمُونَ ١٥١

અને તું ગમે તે જગ્યામાંથી બહાર આવે ત્યારે ત્હારૂં મ્હોં તે મસ્જેદુલ-હરામ તરફ ફેરવ; અને ખરેખર તે (હોકમ) ત્હારા પરવરદેગાર તરફથી સત્ય છે; અને ખુદા, જે તમે કરોછો, તેનાથી અજાણ્યો નથી. ૧૪૯. અને તું ગમે તે જગ્યામાંથી બહાર આવે ત્યારે ત્હારૂં મ્હોં તું મસ્જેદુલ-હરામ તરફ ફેરવ અને ગમે ત્યાં તમે હો ત્યારે તમે તમારૂં મ્હોં તે તરફ ફેરવો એટલા માટે કે માણસો (યહુદીઓ અને મોશરેકો) માટે તેઓમાંના જેઓએ ઝોલમ કર્યો છે તેઓ સિવાય તમારી વિરૂધ્ધ કાંઇ દલીલ રહે નહિ; § માટે તેઓથી બ્હીઓ નહિ. પણ મ્હારો ડર રાખો; અને વળી એટલા માટે કે હું મ્હારી મેહેરબાની તમારી ઉપર સંપૂર્ણ કરૂં અને એટલા માટે કે કદાચ્ તમે ખરો રસ્તો મેળવો. ૧૫૦. જેમકે (અમે મેહેરબાની કરી) તમારી વચ્ચે તમારામાંથી અમે એક પેયગમ્બર મોકલ્યો કે જે તમારી પાસે અમારી આયાત વાંચે છે અને તમને પાક કરે છે અને તમને કેતાબ (કોરઆન) અને હેકમત (ધર્મ જ્ઞાન) શીખવે છે અને જે તમે પોતાની મેળે જાણવાના નહોતા તે તમને શીખવે છે. ૧૫૧.

§ એટલે કે યહુદીઓ અને મૂર્તિપૂજકોમાંના જેઓ ત્હારી સાથે દુશ્મનાઈ રાખે છે અને હદબહાર જુલમ છે તેઓ સિવાય બીજા કોઈ ત્હારી સામે દલીલથી બોલી શકે નહિ. કારણ કે કેબલાનો ફેરફાર થયા અગાઉ યહુદી લોકો કહેતા હતા કે હઝરત પેયગમ્બર અમારો ધર્મ કબુલ કરતા નથી પણ અમારો કેબલા કબુલ કરે છે અને મોશરેક લોકો કહેતા હતા કે હઝરત પેયગમ્બરે શા માટે પોતાના બાપ દાદાનો કેબલા છોડી દીધો?

અને જેઓને કેતાબ (તૌરાત) આપવામાં આવીછે તેઓની પાસે જો તું દરેક નિશાની લાવે તોપણ તેઓ ત્હારા કેબલાને તાબે થશે નહિ, અને તેમજ તું તેઓના કેબલાને તાબે થનાર નથી. અને તેમનામાંના કેટલાક બીજા કેટલાકના કેબલાને તાબે થનાર નથી. અને ત્હારી પાસે જ્ઞાન આવ્યા પછી જો તું તેઓની ઇચ્છા પ્રમાણે ચાલીશ તો ખરેખર તું ત્યારે ઝોલમગારોમાંનો થઇશ. ૧૪૫. જેઓને અમે કેતાબ આપી છે, તેઓ તે (પેયગમ્બર) ને ઓળખે છે જેવી રીતે કે તેઓ પોતાના છોકરાઓને ઓળખે છે; અને ખરેખર તેઓમાંનો એક ભાગ એવો છે કે જે સત્યને સંતાડે છે અને તેઓ જાણે છે કે સત્ય ત્હારા પરવરદેગાર પાસેથીજ (આવેલ) છે. ૧૪૬. માટે તું શંકાલાવનારમાંનો થા નહિ.* ૧૪૭. અને દરેકને એક દિશા (કેબલા) છે. તે તેની તરફ મ્હોં ફેરવનાર છે; માટે તમે સારાં કૃત્ય કરવામાં આગળ વધો. જ્યાં તમે હો ત્યાંથી ખુદા તમને સઘળાને (એકઠા કરી) લાવશે. ખરેખર ખુદા સર્વ શકિતમાન છે. ૧૪૮.

ولئن اتيت الذين اوتوا الكتاب بكل اية
ما تبعوا قبلتك وما انت بتابع قبلتهم
وما بعضهم بتابع قبلة بعض ولئن اتبعت
اهواءهم من بعد ما جاءك من العلم
انك اذا لمن الظالمين ١٤٥ الذين اتيناهم
الكتاب يعرفونه كما يعرفون ابناءهم
وان فريقا منهم ليكتمون الحق وهم
يعلمون ١٤٦ الحق من ربك فلا تكونن
من الممترين ١٤٧ ولكل وجهة هو موليها
فاستبقوا الخيرات اين ما تكونوا يأت
بكم الله جميعا ان الله على كل شيء
قدير ١٤٨

* કોરઆનમાં ઘણી વખત આવેલાં આવી ઝાતનાં વાક્યો જો કે દેખીતાં હઝરત પેયગમ્બરને કહેવામાં આવ્યાં છે પણ ખરેખરી રીતે મુસલમાન કોમને સુચવવામાં આવ્યાં છે એમ સમજવું; અને જ્યાં જ્યાં એવાં વાક્યો કોરઆનમાં આવે છે ત્યાં આજ અર્થ લેવો જોઇએ.

وكذلك جعلناكم امة وسطا لتكونوا
شهداء على الناس ويكون الرسول
عليكم شهيدا وما جعلنا القبلة التي كنت
عليها الا لنعلم من يتبع الرسول ممن
ينقلب على عقبيه وان كانت لكبيرة
الا على الذين هدى الله وما كان الله
ليضيع ايمانكم ان الله بالناس لرؤف
رحيم ١٤٣ قد نرى تقلب وجهك فى
السماء فلنولينك قبلة ترضها فول
وجهك شطر المسجد الحرام وحيث ما
كنتم فولوا وجوهكم شطره وان
الذين اوتوا الكتاب ليعلمون انه الحق
من ربهم وما الله بغافل عما يعملون ١٤٤

અને આ પ્રમાણે અમે તમને ન્યાયી ઉમ્મત બનાવી છે એટલા માટે કે તમે માણસોની ( કાફેરોની ) સામે સાક્ષી થાઓ અને પેયગમ્બર તમારો સાક્ષી થાય. અને જે કેબલાપર તું હતો તે કેબલાને અમે આ કારણ સિવાય મુકરર કર્યો નથી કે અમે જાણીએ કે પેયગમ્બરને તાબે તેઓમાંના કોણ થાય છે કે જેઓ પોતાની બન્ને એડી ઉપર પાછા ફરે છે, ‡ અને બેશક તે ( કેબલાનો ફેરફાર) જેઓને ખુદાએ રસ્તો બતાવ્યો છે તેઓ સિવાય બીજાને ભારે લાગે છે; પણ અલ્લાહ એવો નથી કે તમારા ઇમાનને નિરર્થક † કરે. ખરેખર ખુદા માણસો ઉપર માયાળુ (અને) દયાળુ છે ૧૪૩. ખરેખર અમે તને ત્હારો ચેહેરો આકાશ તરફ ફેરવતાં જોઇએ છીએ માટે અમે ખચિત તે કેબલા તરફ ત્હારૂં મ્હોં ફેરવશું કે જે તું પસંદ કરે છે. ત્યારે તું ત્હારૂં મ્હોં મસ્જેદુલ-હરામ તરફ ફેરવ અને જ્યાં તમે હો ત્યાં તમારૂં મ્હોં તે તરફ ફેરવો અને ખરેખર જેઓને કેતાબ આપવામાં આવી છે તેઓ ખચિત જાણે છે કે ( તે તરફ ફરવું ) એ તેઓના પરવરદેગાર તરફથી સત્ય ( આજ્ઞા ) છે; અને ખુદા જે તેઓ કરે છે તેનાથી અજાણ્યો નથી. ૧૪૪.

‡ એટલે જે કેબલાપર તું હતો તે કેબલાને અમે માત્ર એટલાજ માટે મુકરર કર્યો કે પેયગમ્બરને કોણ તાબે થાય છે અને કોણ મોનાફેક થઈ તેની વિરૂધ્ધ થાય છે તે અમે જાણીએ. "પોતાની એડી ઉપર ફરવું" એ અરબી ભાષામાં એસ્તલાહ છે અને તેનો અર્થ એ કે જે રસ્તે જતાં હોઇએ તે રસ્તો છોડી બીજે રસ્તે જવું.

† જ્યારે મુસલમાનોએ બૈતુલ-મોકદ્દસ તરફ પોતાની અગાઉની પડેલી નમાઝ વિષે હઝરત પેયગમ્બરને પુછ્યું ત્યારે આ આયા તેઓને જવાબમાં કહેવામાં આવી.

| | | |
|---|---|---|
| | ૨/૩૦ | |
| માણસોમાંના મૂર્ખ લોકો જલદીથી | | ‹ سيقول السفهآء › |
| કહેશે કે જે કેબલા ઉપર તેઓ હતા તે | | من الناس ما ولىهم عن قبلتهم التي |
| કેબલા પરથી તેઓને કયા (કારણે) | | |
| ફેરવ્યા ? § કહે કે પૂર્વ અને પશ્ચિમ | | كانوا عليها قل لله المشرق والمغرب |
| ખુદાનાંજ છે. જેને તે ચાહે તેને તે | | |
| સિધ્ધો રસ્તો બતાવે છે. ૧૪૨. | | يهدى من يشآء الى صراط مستقيم ١٤٢ |

§ હદીસમાં લખેલું છે કે હઝરત પેયગમ્બર મક્કામાં કઅબા તરફ મુખ રાખી નમાઝ પઢતા પણ સ્વદેશ છોડી મદીને ગયા પછી બૈતુલ-મોકદ્દસ તરફ મુખ રાખી નમાઝ પઢવાનો તેને હોકમ કરવામાં આવ્યો હતો. આ ફેરફારથી યહુદી લોકો ઘણા ખુશ થયા એવું કહીને કે હઝરત પેયગમ્બરનું વળણ અમારા ધર્મ તરફ થયું અને અમારી પાસેથી તેણે કેબલાની દિશા જાણી. આથી હઝરત પેયગમ્બર દિલગીર થયા. અને ખુદાએ તેને કેબલા ફેરવવાનો હોકમ કરી મક્કા તરફ મુખ રાખી નમાઝ પઢવાનું તેને ફરમાવ્યું, એટલે યહુદીઓ અને મોનાફેકો હઝરત પેયગમ્બરને મ્હેણાં મારવા લાગ્યા, તેટલા માટે આ આયાત વહી કરવામાં આવી છે. એસ્લામ ધર્મમાં પહેલવહેલો ફેરફાર કરેલો કાયદો આ હતો.

صبغة الله ومن احسن من
الله صبغة ونحن له عابدون ١٣٨ قل
اتحاجوننا في الله وهو ربنا وربكم ولنا
اعمالنا ولكم اعمالكم ونحن له
مخلصون ١٣٩ ام تقولون ان ابرهيم
واسمعيل واسحق ويعقوب والاسباط
كانوا هودا او نصارى قل ءانتم اعلم
ام الله ومن اظلم ممن كتم شهادة عنده
من الله وما الله بغافل عما تعملون ١٤٠
تلك امة قد خلت لها ما كسبت ولكم ما
كسبتم ولا تسئلون عما كانوا يعملون ١٤١

ખુદાના રંગ § (ધર્મ પ્રમાણે અમે ચાલશું), અને ખુદા કરતાં રંગની બાબતમાં વધારે સારો કોણ છે? અને અમે તેનીજ બંદગી કરનાર છીએ. ૧૩૮ કહે કે શું તમે અમારી સાથે ખુદા વિષે તકરાર કરોછો? અને તે અમારો પરવરદેગાર અને તમારો પરવરદેગાર છે. અને અમારા કામનો બદલો અમારે માટેજ છે અને તમારા કામનો બદલો તમારે માટેજ છે. અને અમે તેનેજ નિર્મળ મનથી માનનાર છીએ. ૧૩૯. શું તમે (હે યહુદીઓ) કહો છો કે ખરેખર એબ્રાહીમ અને એસ્માઈલ અને એસ્હાક અને યઅકુબ અને અસબાત તે સઘળા યહુદી અથવા નસારા હતા? કહે કે શું, તમે વધારે જાણો છો કે ખુદા? અને તેના કરતાં વધારે ઝોલમગાર કોણ છે કે જે ખુદા પાસેથી પોતાને મળેલી સાએતીઓ સંતાડે છે; અને જે તમે કરોછો તેનાથી ખુદા અજાણ્યો નથી. ૧૪૦. તે ઉમ્મત હવે ચાલી ગઇ છે, તેઓ જે કમાયા છે તે તેઓને માટેજ છે અને તમે જે કમાયા છો તે તમારે માટેજ છે અને જે તેઓ કરતા હતા તે વિષે તમને પુછવામાં આવશે નહિ. ૧૪૧

§ "સેબગા" નો મૂલ અર્થ રંગ થાય છે, પણ આ ઠેકાણે તેનો અર્થ એલાહી-ધર્મ એટલે કે એસ્લામ થાય છે. ખ્રિસ્તિ લોકોમાં બાળકને જન્મ્યાને સાત દિવસ થયા પછી પીળા રંગના પાણીમાં બોળવાનો રિવાજ હતો જે ક્રિયાથી તેઓ એમ માનતા કે તે બાળક બીજા ધર્મના વિકારથી પાક થાય છે. મુસલમાન લોકો પાસે તેઓ આ ધર્મ ક્રિયાની બડાઈ મારતા હતા, તેથી ખુદા ફરમાવે છે કે મુસલમાનોની શુધ્ધિ માત્ર એસ્લામ ધર્મને માનવામાંજ છે.

وقالوا كونوا هودا اونصارى تهتدوا
قل بل ملة ابرهيم حنيفا وما كان من
المشركين ١٣٥ قولوا امنا بالله وما انزل
الينا وما انزل الى ابرهيم واسمعيل
واسحق ويعقوب والاسباط وما اوتي
موسى وعيسى وما اوتي النبيون من
ربهم لانفرق بين احد منهم ونحن
له مسلمون ١٣٦ فان امنوا بمثل ما
امنتم به فقد اهتدوا وان تولوا فانما هم
في شقاق فسيكفيكهم الله وهو السميع
العليم ١٣٧

અને તેઓએ (યહુદીઓ અને ખ્રિસ્તિઓએ મુસલમાનોને ) કહ્યું કે તમે યહુદી અથવા નસારા થાઓ કે જેથી તમે સાચે 'રસ્તે દોરવાઓ.' કહે કે નહિ, બલ્કે એબ્રાહીમના ધર્મ હનીફ ‡ (સિધ્ધા રસ્તા) પ્રમાણેજ (અમે ચાલશું) અને તે મોશરેકોમાંનો નહોતો. ૧૩૫. તમે કહો કે અમે ખુદાનેજ માનીએ છીએ અને તેમજ જે અમારી તરફ નીચે મોકલવામાં આવ્યું છે.. અને જે એબ્રાહીમ અને એસ્માઇલ અને એસ્હાક અને યઅકુબ અને અસબાત (યઅકુબના દીકરાઓ ) ની તરફ નીચે મોકલવામાં આવ્યું છે અને જે મુસા અને ઇસાને આપવામાં આવ્યું છે અને તેમજ જે બીજા પેયગમ્બરોને પોતાના પરવરદેગાર તરફથી આપવામાં આવ્યું છે તેને (અમે માનીએ છીએ), અને તેમનામાંના કોઈની વચ્ચે અમે ફરક ગણશું નહિ; અને અમે તેનેજ આધીન રહેનારા છીએ. ૧૩૬. પછી જો તેઓ જે પ્રમાણે તમે ઈમાન લાવ્યાછો તે પ્રમાણે ઈમાન લાવે તો ખરેખર તેઓને સિધ્ધો રસ્તો મળ્યો છે; અને જો તેઓ મ્હોં ફેરવે તો તેઓ (ત્હારી) વિરૂધ્ધ છે. પછી ખુદા તેઓની સામે ત્હારો બચાવ જલદીથી કરશે. અને ખુદા સાંભળનાર (અને) જાણનારછે. ૧૩૭.

‡ આ શબ્દ કોરઆનમાં ઘણી વખત આવે છે. અને તેનો અર્થ "સઘળી જાતનાં કુકર્મોથી દુર રહેવું અને અસત્ય ધર્મનો ત્યાગ કરીને સારો અને સત્ય ધર્મ પાળવો" એવો થાય છે. તરજુમામાં પણ સઘળે ઠેકાણે આ શબ્દનો અર્થ મ્હેં તેજ પ્રમાણે કર્યો છે.

અને જે પોતાની ઝાતને હલકી કરે છે તે સિવાય બીજો કોણ એબ્રાહીમના ધર્મથી વિમુખ થાય છે? અને બેશક અમે તેને આ દુનિયામાં પસંદ કર્યો છે અને ખરેખર તે કયામતને દિવસે પવિત્ર માણસોમાંનો એક છે. ૧૩૦. (યાદ કર કે) જ્યારે તેના પરવરદેગારે તેને કહ્યું કે આધીન રહે (ત્યારે) તેણે કહ્યું કે સર્વ સૃષ્ટિના પાળનારને હું આધીન થયો છું. ૧૩૧. અને એબ્રાહીમે તે ધર્મ પોતાના છોકરાઓને વસીયત (પાળવાનો હોકમ) કર્યો અને યઅકુબે પણઃ—કે હે અમારા છોકરાઓ, ખરેખર ખુદાએ તમારે માટે ખાસ ધર્મ [ એસ્લામ ] પસંદ કર્યો છે. માટે તમે મુસ્લીમ થયા સિવાય મરી જતા નહિ. ૧૩૨. શું તે વખત તમે સાક્ષી હતા કે જે વખતે યઅકુબને મોતનો સમય આવ્યો ? તે વખતે તેણે પોતાના છોકરાઓને કહ્યું કે તમે મ્હારી પછી કોની બંદગી કરશો ? તેઓએ કહ્યું કે અમે ત્હારા ખુદા અને ત્હારા બાપદાદા એબ્રાહીમ અને એસ્માઇલ અને એસ્હાકના ખુદાની બંદગી કરશું, તે એકજ ખુદા છે અને અમે તેનેજ આધીન રહેનારા છીએ. ૧૩૩. તે ઉમ્મત હવે ચાલી ગઇ છે. તેઓ જે કમાયા છે તે તેઓને માટેજ છે અને તમે જે કમાયા છો તે તમારેજ માટે છે; અને જે તેઓ કરતા હતા તે વિષે તમને પુછવામાં આવશે નહિ. ૧૩૪.

وَمَن يَرغَبُ عَن مِلَّةِ اِبرٰهِيمَ اِلَّا مَن سَفِهَ
نَفسَهُ وَلَقَدِ اصطَفَينَاهُ فِى الدُّنيَا وَاِنَّهُ فِى
الاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِينَ ١٣٠ اِذقَالَ لَهُ رَبُّهُ
اَسلِم قَالَ اَسلَمتُ لِرَبِّ العٰلَمِينَ ١٣١
وَوَصّٰى بِهَا اِبرٰهِيمُ بَنِيهِ وَيَعقُوبُ يٰبَنِيَّ
اِنَّ اللّٰهَ اصطَفٰى لَكُمُ الدِّينَ فَلَاتَمُوتُنَّ
اِلَّا وَاَنتُم مُسلِمُونَ ١٣٢ اَم كُنتُم
شُهَدَآءَ اِذ حَضَرَ يَعقُوبَ المَوتُ اِذ قَالَ
لِبَنِيهِ مَا تَعبُدُونَ مِن بَعدِى قَالُوا نَعبُدُ
اِلٰهَكَ وَاِلٰهَ اٰبَآئِكَ اِبرٰهِيمَ وَاِسمٰعِيلَ
وَاِسحٰقَ اِلٰهًا وَاحِدًا وَنَحنُ لَهُ مُسلِمُونَ ١٣٣
تِلكَ اُمَّةٌ قَد خَلَت لَهَا مَا كَسَبَت وَلَكُم
مَا كَسَبتُم وَلَا تُسئَلُونَ عَمَّا كَانُوا يَعمَلُونَ ١٣٤

અને (યાદ કર કે) જ્યારે એબ્રાહીમ અને એસમાઇલે તે ઘર (કઅ્બા) નો પાયો નાંખી ઉંચું કર્યું ¶ (અને કહ્યું) કે હે અમારા પરવરદેગાર આ અમારૂં કબૂલ રાખ. ખરેખર તું સાંભળનાર (અને) જાણનાર છે. ૧૨૭. હે અમારા પરવરદેગાર અને અમને બન્નેને ત્હારા નિખાલસ આધીન રહેનારા બનાવ અને અમારા વંશજોમાંથી પણ ત્હારો હોકમ ઉઠાવનારી એક ઉમ્મત [પ્રજા] બનાવ અને અમને અમારી હજ્જની ક્રિયા‡ બતાવ અને અમને ક્ષમા કર, ખરેખર તું ક્ષમા કરનાર [અને] દયાળુ છે. ૧૨૮. હે અમારા પરવરદેગાર, અને તેમની પાસે તેમનામાંથી એક પેયગમ્બર મોકલ કે જે તેમને ત્હારી આયાત વાંચી સંભળાવે. અને તેમને કેતાબ (કોરઆન) અને ધર્મજ્ઞાન શીખવે, અને તેમને પવિત્ર કરે. ખરેખર તું શક્તિમાન્ (અને) સત્ય કરનાર છે. ૧૨૯.

واذ يرفع ابرهيم القواعد
من البيت واسمعيل ربنا تقبل
منا انك انت السميع العليم ١٢٧
ربنا واجعلنا مسلمين لك ومن ذريتنا
امة مسلمة لك وارنا مناسكنا وتب
علينا انك انت التواب الرحيم ١٢٨
ربنا وابعث فيهم رسولا منهم يتلوا
عليهم ايتك ويعلمهم الكتاب والحكمة
ويزكيهم انك انت العزيز الحكيم ١٢٩

¶ પ્રથમ હઝરત આદમે મક્કામાં એક ઘૂમટ ચણ્યો હતો. પણ હઝરત નુહના તોફાન વખતે તે ઘૂમટ આકાશમાં લઈ જવામાં આવ્યો હતો અને તે જગ્યાએ પાણી પણ પહોંચવા પામ્યું નહોતું. પછી તે ફરીથી ચણવાનો હઝરત એબ્રાહીમને હોકમ કરવામાં આવ્યો. હઝરત એબ્રાહીમે તે જગ્યા જેબ્રાઇલના બતાવવાથી શોધી કહાડી; અને પોતાના પુત્ર એસ્માઇલની મદદથી તેણે મક્કાની મસ્જેદ ચણાવી કે જે હજી સુધી પણ ઉભી છે અને ઘણી વખત મરમ્મત કરાવવામાં આવી છે. આ પ્રસંગેજ બાપ દીકરાએ અરબી ભાષામાં પરસ્પર વાત કરી હતી; અને એસ્માઇલે તે વખતે પથરા એકઠા કરીને પોતાના બાપ હઝરત એબ્રાહીમને તે મકાનની ચણતરમાં મુકવા માટે આપ્યા હતા.

‡ તે મકાનનું બાંધકામ પૂરૂં થયા પછી જેબ્રાઇલે હઝરત એબ્રાહીમને પોતાની સાથે ફેરવી હજ્જની સઘળી ક્રિયાઓ તથા કાયદા શીખવ્યા.

واذ جعلنا البيت مثابة للناس
وامنا واتخذوا من مقام ابرهيم
مصلى وعهدنا الى ابرهيم واسمعيل ان
طهرا بيتى للطائفين والعاكفين والركع
السجود ١٢٥ واذ قال ابرهيم رب اجعل
هذا بلدا امنا وارزق اهله من الثمرات
من امن منهم بالله واليوم الاخر قال
ومن كفر فامتعه قليلا ثم اضطره الى
عذاب النار وبئس المصير ١٢٦

અને ( યાદ કર કે ) જ્યારે અમે
કઅબાને માણસો માટે સવાબ
મેળવવાની અને સલામતીવાળી જગ્યા
બનાવી; અને તમે એબ્રાહીમનું
મકામફનમાઝની જગ્યા માટે લ્યો; અને
અમે એબ્રાહીમ અને એસ્માઇલ સાથે
કરાર કર્યો ( ને હોકમ કર્યો ) કે તમે
બન્ને મ્હારા ઘરને તવાફ ( પ્રદક્ષિણા )
કરનારા અને ત્યાં બંદગી માટે રહેનારા
અને રોકુઅ અને સેજદો કરનારા માટે પાક
કરો. ૧૨૫. અને (યાદ કર કે) જ્યારે
એબ્રાહીમે કહ્યું કે હે પરવરદેગાર આ
શેહેરને સલામતી ભરેલું બનાવ અને
ત્યાંના રહેવાસીઓમાંના જે ખુદાને અને
છેલ્લા દિવસને માને છે તેઓને ફલ
ફલાદિની રૂઝી આપ. ખુદાએ કહ્યું અને
જે કાફેર થશે તેને હું થોડા વખત
માટે ( આ દુનિયાના સાધનોનો )
ઉપયોગ કરવા આપીશ. પછી તેને હું
આગની સઝા તરફ હાંકી કાઢીશ, અને
તે એક ખરાબ પાછા ફરવાની જગ્યા
છે. ૧૨૬.

§ હઝરત એબ્રાહીમે પોતાની પહેલી સ્ત્રી સારાની ઇચ્છાથી એસ્માઇલને અને એની મા કે જે પોતાની બીજી સ્ત્રી હતી તેને એક ઘણી દુર જગ્યામાં રાખ્યાં. તે જગ્યા હાલ મક્કાની મસ્જેદ તરીકે ઓળખાયછે. તે બન્નેને ત્યાં મુકી હઝરત એબ્રાહીમ પાછા ઘરે ગયા. કેટલીક મુદત વીતી ગયા પછી તે જગ્યાએ હઝરત એસ્માઇલની ગેરહાઝરીમાં હઝરત એબ્રાહીમ મુલાકાત લેવા આવ્યા; પણ હઝરત એસ્માઇલની સ્ત્રીએ તેનો યોગ્ય સત્કાર ન કર્યો; તેથી તે પોતાના દીકરા માટે તેણીને એક સંદેશો કહીને ચાલ્યા ગયા, જે સદેશાનો અર્થ હઝરત એસ્માઇલ એમ સમજ્યા કે તેણે પોતાની સ્ત્રીને તલાક આપવી એમ તેનો પિતા ઇચ્છે છે. આથી હઝરત એસ્માઇલે પોતાની સ્ત્રીને તલાક આપી અને તે બીજી પરણ્યો ત્યારે પાછા હઝરત એબ્રાહીમ પોતાના પુત્રની ગેરહાઝરીમાં ત્યાં ગયા. જ્યારે હઝરત એસ્માઇલની વહુએ તેને ઊંટ ઉપરથી નીચે ઉતરવાનો આગ્રહ કર્યો એટલા માટે કે તેણી તેનું માથું ધોઈ સાફ કરે ત્યારે તેણે કહ્યું કે સારાની ઇચ્છા જાળવવા માટે હું ઊંટ ઉપરથી તો નીચે નહિ ઉતરૂં. પણ જ્યારે તેણીએ બહુ આગ્રહ કર્યો ત્યારે તેણે એક પગ ઊંટ ઉપર અને બીજો નીચે પથ્થર ઉપર મુકી તેણે પોતાનું માથું ધોવરાવવું એટલું કબુલ કર્યું આ પ્રમાણે "પથ્થર ઉપર પડેલી તેના પગલાંની નિશાની" એ " એબ્રાહીમનો મકામ " કહેવાય છે.

الذين اتيناهم الكتاب يتلونه حق تلاوته اولئك يؤمنون به ومن يكفر به فاولئك هم الخاسرون ١٢١ يابني اسرائيل اذكروا نعمتي التي انعمت عليكم واني فضلتكم على العالمين ١٢٢ واتقوا يوما لاتجزي نفس عن نفس شيئا ولايقبل منها عدل ولاتنفعها شفاعة ولاهم ينصرون ١٢٣ واذابتلي ابرهيم ربه بكلمات فاتمهن قال اني جاعلك للناس اماما قال ومن ذريتي قال لاينال عهدي الظالمين ١٢٤

જેઓને અમે કેતાબ આપી છે તેઓ તે યોગ્ય વાંચનથી વાંચે છે, § તેઓ તેમાં ઇમાન લાવે છે, પણ જે તેને માનતાં નથી તેઓ પોતેજ નુકશાન ખમનારા છે. ૧૨૧. હે એસરાઇલના છોકરાઓ, મ્હારી મહેરબાનીની યાદ કરો કે જે મ્હેં તમારી ઉપર કરી છે અને ખરેખર મ્હેં તમને સર્વ આલમ ઉપર શ્રેષ્ઠતા આપી છે. ૧૨૨. અને તે દિવસનો ડર રાખો કે જે દિવસે કોઇ માણસને બીજા માણસને બદલે કાંઈ સજા કરવામાં આવશે નહિ અને તેની પાસેથી કાંઇ બદલો કબુલ કરવામાં આવશે નહિ અને તેને ભલામણ કાંઇ ફાયદો કરશે નહિ અને તેઓને કાંઇ મદદ કરવામાં આવશે નહિ. ૧૨૩. અને (યાદ કર કે) જ્યારે એબ્રાહીમની તેના પરવરદેગારે શબ્દો ‡ વડે આઝમાયેશ કરી પછી તેણે તે શબ્દો પૂરા પાળ્યા ત્યારે ખુદાએ કહ્યું કે ખરેખર હું તને માણસો માટે એમામ * (ધર્મગુરૂ) બનાવનારછું, એબ્રાહીમે કહ્યું અને મ્હારા વંશજો માંથી પણ (બનાવ); ખુદાએ કહ્યું કે મ્હારૂં "અહદ" (વચન) † ઝોલમગારોને મળશે નહિ. ૧૨૪.

§ એટલે કે તેઓ તે વાંચે છે અને તેમાં લખેલા કાયદા અને ફરમાનો પ્રમાણે વર્તેછે.

‡ એવું ધારવામાં આવ્યું છે કે આ ઠેકાણે "કલેમાત" નો અર્થ ધર્મ ક્રિયા થાય છે, જેવી કે હજ્જ, સુન્નત, નખ ઉતરાવવા, કેશ ઉતરાવવા અને ગોસ્લ (સ્નાન) કરવું વગેરે, કે જે ક્રિયાઓ બજાવવાને ખુદાએ હજરત એબ્રાહીમને હોકમ કર્યો હતો.

* "એમામ" એટલે કે તે માણસ કે જે ધર્મોપદેશ કરે છે અને લોકોને ધર્મની બાબતોમાં રસ્તો બતાવે છે.

† "અહદ" નો અર્થ આ ઠેકાણે પેયગમબરી પદવી અથવા મુસલમાનોનાં એમામની પદવી થાય છે.

بديع السموات والارض واذا قضى
امرا فانما يقول له كن فيكون ١١٧
وقال الذين لا يعلمون لولا يكلمنا الله
او تاتينا اية كذلك قال الذين من قبلهم
مثل قولهم تشابهت قلوبهم قد بينا
الايات لقوم يوقنون ١١٨ انا ارسلناك
بالحق بشيرا ونذيرا ولا تسئل عن
اصحاب الجحيم ١١٩ ولن ترضى عنك
اليهود ولا النصارى حتى تتبع ملتهم
قل ان هدى الله هو الهدى ولئن اتبعت
اهواءهم بعد الذى جاءك من العلم
مالك من الله من ولي ولا نصير ١٢٠

તે આકાશો અને પૃથ્વીનો પેદા કરનાર છે અને જ્યારે તે કાંઇ કામનું નિર્માણ કરે છે ત્યારે તે માત્ર તેને કહે છે કે "થા" અને તે થાય છે. ૧૧૭. અને જેઓ અજ્ઞાની છે તેઓએ કહ્યું કે (જો તમે અમને ઇમાન તરફ બોલાવો છો) તો શામાટે ખુદા અમારી સાથે બોલતો નથી અથવા અમારી પાસે એક નિશાની કેમ આવતી નથી ? આ પ્રમાણે જેઓ તેઓની અગાઉ હતા તેઓ તેઓના શબ્દો જેવા [શબ્દો] બોલ્યા છે, તેઓનાં અંતઃકરણ એક બીજાનાં જેવાં છે ખરેખર જે કોમ ખાત્રીપૂર્વક માને છે તે કોમને માટે અમે આયાતનું વર્ણન આપ્યું છે. ૧૧૮. ખરેખર અમે તને સત્ય (કોરઆન) સહિત (મોમેનોને) ખુશ ખબર આપનાર અને (કાફેરોને) ચેતવણી આપનાર તરીકે મોકલ્યો છે, અને તને દુઝખના માણસો વિષે પૂછવામાં આવશે નહિ. ૧૧૯. અને ત્હારાથી યહુદીઓ અને તેમજ નસારા રાઝી થશે નહિ જ્યાં સુધી કે તું તેઓના ધર્મ પ્રમાણે ચાલે; કહે કે ખુદાએ બતાવેલ રસ્તો (ધર્મ) તેજ સાચો રસ્તો છે. અને ત્હારી પાસે જ્ઞાન આવ્યા પછી જો તું તેઓની ઇચ્છા પ્રમાણે ચાલીશ તો ત્હારે માટે ખુદા તરફથી કોઇ દોસ્ત કે મદદગાર નથી. ૧૨૦.

ومن اظلم ممن منع مساجد الله ان يذكر
فيها اسمه وسعى فى خرابها اولئك ما
كان لهم ان يدخلوها الا خائفين لهم
فى الدنيا خزي ولهم فى الاخرة عذاب
عظيم ١١٤ ولله المشرق والمغرب فاينما
تولوا فثم وجه الله ان الله واسع عليم ١١٥
وقالوا اتخذ الله ولدا سبحانه بل له ما
فى السموات والارض كل له قانتون ١١٦

અને તે માણસ કરતાં વધારે ઝોલમગાર કોણ છે કે જેણે ખુદાની મસ્જેદોમાં ખુદાનું નામ યાદ કરવામાં આવે તેની મના કરી છે અને તે મસ્જેદોને ખરાબ કરવા પ્રયત્ન કર્યો છે? આવા માણસો, તેઓને યોગ્ય નથી કે તેઓ ડર્યા સિવાય તે (મસ્જેદો) માં દાખલ થાય. તેઓને માટે આ દુનિયામાં ધિક્કાર છે અને તેઓને માટે આખેરતમાં મોટી શિક્ષા છે. ૧૧૪. અને પૂર્વ અને પશ્ચિમ ખુદાનીજ છે માટે જ્યાં તમે તમારૂં મ્હોં ફેરવશો § ત્યાં અલ્લાહનો ચહેરો છે; ‡ ખરેખર ખુદા મહા ઉદાર (અને) દાના છે. ૧૧૫. અને તેઓ (યહુદીઓ અને ખ્રિસ્તિઓ) એ કહ્યું છે કે ખુદાએ દીકરો * લીધો છે, (પણ) તે આથી પાક છે, બલ્કે જે આકાશો અને પૃથ્વીમાં છે તે તેનુંજ છે; સર્વ તેનો હોકમ ઉઠાવનાર છે. ૧૧૬.

§ એવું કહેવામાં આવ્યું છે કે હઝરત પેયગમ્બરે એક વખત એક લશ્કર મોકલ્યું હતું. તે લશ્કરનાં માણસો અંધારી અને વાદળાંવાળી ઘનઘોર રાત હોવાથી કેબલાની દિશા સંબંધી જુદા જુદા મતના થયા; અને દરેક જણ પોતાના મત પ્રમાણે અમુક દિશા તરફ નમાઝ પઢયો. વળતે દિવસે તેઓને માલુમ પડ્યું કે કેબલાની દિશા સૌની જુદી જુદી હતી અને તેથી જ્યારે તેઓ મદિનામાં આવ્યા ત્યારે તેઓએ ફરીથી નમાઝ પઢવા ઇચ્છ્યું: અને તે વખતે આ આયા વહ્ય કરવામાં આવી.

‡ "વજ્હ" એટલે ચેહેરો; પણ અહિં તેનો અર્થ ખુદાનું અસ્તિત્વ અથવા ખુદાનો પ્રકાશ થાય છે કે જે સર્વત્ર વ્યાપી રહ્યું છે અને સૃષ્ટિ ઉપર સઘળે પ્રસરેલું છે.

* યહુદી લોકો ઓઝૈરને ખુદાનો પુત્ર કહેતા અને ખ્રિસ્તિ લોકો હઝરત ઇસાને ખુદાનો પુત્ર કહેતા અને મૂર્તિપૂજક અરબો ફેરેસ્તાઓને ખુદાની દીકરીઓ કહેતા.

واقيموا الصلوة واتوا الزكوة وما تقدموا
لانفسكم من خير تجدوه عند الله ان
الله بما تعملون بصير ١١٠ وقالوا لن
يدخل الجنة الا من كان هودا او نصارى
تلك امانيهم قل هاتوا برهانكم ان
كنتم صادقين ١١١ بلى من اسلم وجهه
لله وهو محسن فله اجره عند ربه ولا
خوف عليهم ولا هم يحزنون ١١٢ و
قالت اليهود ليست النصارى على شئ
وقالت النصارى ليست اليهود على شئ
وهم يتلون الكتاب كذلك قال الذين
لا يعلمون مثل قولهم فالله يحكم بينهم
يوم القيمة فيما كانوا فيه يختلفون ١١٣

અને તમે નમાઝ પઢો અને ઝકાત આપો અને જે ભલું તમે તમારે પોતાને માટે આગળથી મોકલોછો તે તમે ખુદા પાસેથી મેળવશો; ખરેખર ખુદા જે તમે કરોછો તે જોનાર છે. ૧૧૦. અને તેઓએ કહ્યું કે જે યહુદી અથવા નસારા છે તે સિવાય (બીજો કોઇ) બેહેશ્તની વાડીમાં કદી દાખલ થશે નહિ; આ તેઓની (ખોટી) ઇચ્છાઓ છે. કહે કે તમારી સાબેતી લાવો જો તમે સાચું કહેતા હો. ૧૧૧. હા, જેણે પોતાનો ચહેરો (દેહ) ખુદાને આધીન કર્યો છે અને સારાં કૃત્ય કરનાર છે તેને માટે તેનો બદલો પોતાના પરવરદેગાર પાસેજ છે અને તેમના ઉપર કાંઇ ધાસ્તી નથી અને તેઓ દુઃખી થશે નહિ. ૧૧૨. અને યહુદી લોકોએ કહ્યું કે નસારાને કંઇ ચીઝનો આધાર નથી, અને નસારાએ કહ્યું કે યહુદીઓને કંઇ ચીઝનો આધાર નથી, અને તેઓ કેતાબ (તોરાત અને એન્જીલ) વાંચે છે. આ પ્રમાણે જેઓ અજ્ઞાની છે તેઓએ તેઓના શબ્દો જેવા (શબ્દો) કહ્યા છે, પણ ખુદા તેઓની વચ્ચે કયામતને દિવસે જે વિષે તેઓ તકરાર કરતા હતા તે વિષે હોકમ કરશે. ૧૧૩.

જે આયા (વાંકય) અમે મન્સુખ કરીએછીએ
અથવા અમે ભૂલાવી દઇએ છીએ તેના
કરતાં વધારે સારી અથવા તેના જેવીજ
બીજી આયા અમે લાવીએ છીએ; શું
તું જાણતો નથી કે ખરેખર ખુદા સર્વ
શકિતમાન્ છે ? ૧૦૬. શું તું જાણતો
નથી કે ખરેખર ખુદાને માટેજ આકાશો
અને પૃથ્વીની પાદશાહી છે ? અને તમારે
માટે ખુદા સિવાય કોઇ દોસ્ત અને કોઇ
મદદગાર નથી. ૧૦૭. શું તમે એમ
ઇચ્છો છો કે તમે તમારા પેયગમ્બરને
સવાલ પૂછો જેવી રીતે કે મુસાને અગાઉ
સવાલ પૂછવામાં આવ્યા હતા ? અને
જેણે ઇમાનને કાફેરપણા સાથે બદલ્યું
છે તે બેશક સીધે રસ્તેથી આડો ગયો
છે. ૧૦૮. કેતાબના લોકોમાંના ઘણા
એવું ઇચ્છે છે કે તેઓ તમને તમારા
ઇમાન પછી પાછા કાફેર બનાવી દે.
( એમ કરવામાં ) તેઓને સત્ય ઝાહેર
થયા પછી તેઓની પોતાની અદેખાઈ છે,
માટે તમે માફ કરો અને દરગુઝર કરો
જ્યાંસુધી કે ખુદા પોતાનો હોકમ લાવે,
ખરેખર ખુદા સર્વ શકિતમાન્ છે. ૧૦૯.

3/4

ما ننسخ من اية او ننسها نات بخير
منها او مثلها الم تعلم ان الله على
كل شئ قدير ١٠٦ الم تعلم ان
الله له ملك السموات والارض ومالكم
من دون الله من ولى ولا نصير ١٠٧
ام تريدون ان تسئلوا رسولكم كما سئل
موسى من قبل ومن يتبدل الكفر
بالايمان فقد ضل سواء السبيل ١٠٨
ود كثير من اهل الكتاب لو يردونكم
من بعد ايمانكم كفارا حسدا من عند
انفسهم من بعد ماتبين لهم الحق
فاعفوا واصفحوا حتى ياتى الله بامره
ان الله على كل شئ قدير ١٠٩ ثلث

| | |
|---|---|
| અને જો તેઓ ઇમાન લાવ્યા હોત અને | ولو انهم امنوا واتقوا لمثوبة من عند الله خير |
| ખુદાનો ડર રાખ્યો હોત તો ખુદા તરફનો | لو كانوا يعلمون ١٠٣ يا ايها الذين امنوا |
| બદલો વધારે સારો છે જો તેઓ જાણે. ૧૦૩. | لا تقولوا راعنا وقولوا انظرنا واسمعوا |
| હે મોમેનો તમે "રાએના" * બોલો નહિ | وللكافرين عذاب اليم ١٠٤ ما يود الذين |
| અને "ઓનઝોરના" કહો અને સાંભળો; | كفروا من اهل الكتاب ولا المشركين ان |
| અને કાફેરો માટે દુઃખદાયક શિક્ષા છે ૧૦૪. | ينزل عليكم من خير من ربكم والله يختص |
| અહલે-કેતાબમાંના જેઓ કાફેર થયા છે તેઓ અને તેમજ મોશરેકો ( મૂર્તિ પૂજકો ) એવું ઇચ્છતા નથી કે તમારા ઉપર કાંઇ ભલું તમારા પરવરદેગાર તરફથી નીચે મોકલવામાં આવે, પણ ખુદા પોતાની દયા માટે જેને તે ચાહે છે તેને ખાસ ( પસંદ ) કરે છે અને ખુદા મ્હોટી કૃપાનો ધણી છે. ૧૦૫. | برحمته من يشاء والله ذو الفضل العظيم ١٠٥ |

આવ્યા પછી હઝરત આદમના વંશજો પાપ કરતા હતા, તે જોઇ ફેરેસ્તાઓ આશ્ચર્ય પામ્યા. તેથી ખુદાએ તે ફેરેસ્તાઓને હોકમ કર્યો કે તમે તમારામાંથી બે ફેરેસ્તાઓને ચુંટી કાઢો એટલે હું માણસોને જે વિકારો આપવામાં આવ્યા છે તે વિકારો તેમને આપી પૃથ્વી ઉપર માણસોમાં ન્યાય કરવા તેમને મોકલું. આથી તેઓએ હારૂત અને મારૂત એ બે ફેરેસ્તાઓને પસંદ કરી ચુંટી કહાડયા જેઓ મનુષ્યને પાપ માટે સખત ઠપકો આપનારા હતા. તેઓએ પૃથ્વી ઉપર આવી કેટલાક વખત સુધી પોતાની ફરજ બજાવી. આખરે ઝોહરા નામની એક સ્ત્રી તેમની પાસે ફર્યાદ કરવા આવી. જેવીજ તેઓએ તેણીને જોઇ કે તરતજ તેઓ તેની સાથે પ્યારમાં પડી અને પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને તેઓએ તેણીને લલચાવવાને પ્રયત્ન કર્યો. તે સ્ત્રીની લાલચથી તેઓએ મૂર્તિપૂજી દારૂ પીધો, અને ખુન પણ કર્યું, અને આ પ્રમાણે એવાં એવાં પાપો કે જેની ખુદાએ તેમને મના કરી હતી તેમાં તેઓ દોરાયા. પછી તે સ્ત્રી શુક્રનો તારો બની ગઇ. તેથી તે બે ફેરેસ્તાઓ શિક્ષાને પાત્ર થયા, પણ આ ઝિંદગીમાં શિક્ષા ભોગવવી કે આવતી ઝિંદગીમાં ભોગવવી તે બાબત તેઓના એખ્તીયાર ઉપર મુકવામાં આવી હતી; તેથી તેઓએ આ દુનિયામાં શિક્ષા ભોગવવાની માગણી કરી અને તેઓ હાલ બાબુલના એક કુવામાં શિક્ષા સહન કરે છે. ત્યાં તેઓને કયામતના દિવસ સુધી રહેવાનું છે. બીજા તફસીર લખનારાઓ આ વાતનું બીજી રીતે પણ વર્ણન આપે છે; પણ ઘણે ભાગે મુસલમાન ઘેખકો એવું માને છે કે આ વાત કલ્પિત છે કારણ કે ફેરેસ્તાઓ પાક છે અને કદી પાપ કરતાજ નથી.

* "રાએના" નો અર્થ અરબી ભાષામાં "અમારા તરફ જો" એવો થાય છે. પણ યહુદી ભાષામાં તેનો અર્થ સારો થતો નથી, તેથી તે લોકો મસ્ખરીમાં હઝરત પેયગમ્બરને માટે તે શબ્દ વાપરતા હતા અને તેટલા માટે તે શબ્દ વાપરવાની તેઓને મના કરવામાં આવી, અને "ઓનઝોરના" બોલવાનો તેઓને હોકમ કરવામાં આવ્યો કે જેનો અર્થ પણ "અમારા તરફ જો" થાય છે.

واتبعوا ما تتلوا الشياطين على ملك
سليمان وما كفر سليمان ولكن الشياطين
كفروا يعلمون الناس السحر وما انزل
على الملكين ببابل هاروت وماروت
وما يعلمان من احد حتى يقولا انما نحن
فتنة فلا تكفر فيتعلمون منهما ما
يفرقون به بين المرء وزوجه وما هم
بضارين به من احد الا باذن الله
ويتعلمون ما يضرهم ولا ينفعهم ولقد
علموا لمن اشتراه ماله فى الاخرة من
خلاق ولبئس ما شروا به انفسهم
لو كانوا يعلمون ١٠٢

અને તેઓ સોલયમાનની પાદશાહી વખતે શેતાનો જે ( જાદુ ) વાંચતા હતા તે પ્રમાણે ચાલ્યા અને સોલયમાન કાફેર નહોતો પણ શેતાનો કાફેર હતા. તેઓ માણુસોને જાદુ શીખવતા હતા; અને તેમજ બાબુલમાં બે ફેરેશ્તા હારૂત અને મારૂતને* જે નીચે મોકલવામાં આવ્યું હતું ( તે પ્રમાણે તેઓ ચાલ્યા ); અને તે બન્ને કોઇને શીખવતા નહોતા જ્યાં સુધી તે બન્ને કહેતા કે અમે (માણુસો વાસ્તે) આઝમાયેશ માટે છીએ; માટે તું કાફેર થા નહી. પછી તેઓ ( માણુસો ) તે બન્ને પાસેથી એવું શીખતા કે જે વડે તેઓ પુરૂષ અને તેની સ્ત્રી વચ્ચે વિયોગ પડાવે, પણ તેઓ તે વડે ખુદાના હોકમ સિવાય કોઇને ઇજા પહોંચાડનાર નથી. અને તેઓ એવુંજ શીખે છે કે જે તેઓને ઇજા પહોંચાડે છે, અને તેઓને ફાયદો કરતું નથી. અને બેશક તેઓ જાણુતા હતા કે જે કોઇ તે ખરીદ કરે છે તેને માટે કયામતને દિવસે કાંઇ ભાગ ( લાભ ) નથી; અને તે તુચ્છ છે કે જે વડે તેઓએ પોતાના જીવને વેચી નાંખ્યો છે જો તેઓ જાણે. ૧૦૨.

* આ બે ફેરેસ્તાઓ સંબંધી મુસલમાન લેખકોમાં જુદા જુદા મત છે. કેટલાક કહે છે કે ખુદાએ લોકોને જાદુ શીખવવા માટે તેમને મોકલ્યા હતા; પણ મૂળ તેનો હેતુ એવો હતો કે તે હુનર ખોટો અને નુકસાનકારક છે, એવું તેઓ માણુસોને શીખવી બતાવે. કારણ કે હઝરત એદ્રીસના વખતમાં ઘણાં માણુસો તે હુનર શીખી જાદુ કરતા હતા અને તેને લીધે લોકો મ્હોટાં પાપમાં પડતાં હતાં. બીજા કેટલાક માને છે કે એલાહી સંદેશા સહિત પેયગમ્બરોને મોકલવામાં

કહે કે જે કોઇ જેબ્રાઇલનો દુશ્મન છે* (તે ખુદાનો દુશ્મન છે) અને તે (જેબ્રાઇલ) ખરેખર ત્હારા અંતઃકરણ ઉપર ખુદાના હોકમથી તે (કોરઆન) નીચે લાવ્યો છે, કે જે તેની અગાઉ જે હતું, † તે તેનું સત્ય બતાવનાર છે અને તે ખરો રસ્તો બતાવનાર અને મોમેનોને ખુશ ખબર આપનાર છે. ૯૭. જે કોઇ ખુદાનો અને તેના ફેરેશ્તાઓનો અને તેના પેયગમ્બરોનો અને જેબ્રાઇલનો અને મીકાઇલનો દુશ્મન છે (તે કાફેર છે) અને ખરેખર ખુદા કાફેરોનો દુશ્મન છે. ૯૮. અને ખરેખર અમે ત્હારા તરફ સ્પષ્ટ નિશાનીઓ નીચે મોકલી છે અને હદ બહાર જનારા સિવાય (બીજો કોઇ) તેનો એનકાર કરશે નહિ. ૯૯. શું જ્યારે તેઓએ કાંઇ વચન આપ્યું ત્યારે તેઓમાંના એકજ સમુહે તે ભાંગી નાંખ્યું? (નહિ) બલ્કે તેમાંના ઘણા ઈનામ લાવતા નથી. ૧૦૦. અને જ્યારે તેઓની પાસે ખુદા તરફથી એક પેયગમ્બર કે જે તેઓનાં પાસે જે (તૌરાત) છે તેની સત્યતા બતાવનાર છે તે આવ્યો ત્યારે જેઓને કેતાબ આપવામાં આવી છે તેઓમાંના એક સમુહે ખુદાની કેતાબ પોતાની પીઠ પછવાડે ફેંકી દીધી જાણે કે તેઓ જાણતાજ નથી. ૧૦૧.

قل من كان عدوا لجبريل فانه نزله على
قلبك باذن الله مصدقا لما بين يديه و
هدى وبشرى للمؤمنين ٩٧ من كان
عدوا لله وملائكته ورسله وجبريل
وميكال فان الله عدو للكافرين ٩٨
ولقد انزلنا اليك ايات بينات وما يكفر
بها الا الفاسقون ٩٩ او كلما عاهدوا
عهدا نبذه فريق منهم بل اكثرهم
لا يؤمنون ١٠٠ ولما جاءهم رسول
من عند الله مصدق لما معهم نبذ فريق
من الذين اوتوا الكتاب كتاب الله
وراء ظهورهم كانهم لا يعلمون ١٠١

* યહુદી લોકોએ પૃછ્યું કે તે કયો ફેરેસ્તો હતો કે જે હઝરત મોહમ્મદ પેયગમ્બર પાસે એલાહી સંદેશો લાવતો હતો; અને જ્યારે તેમને કેહવામાં આવ્યું કે તે જેબ્રાઇલ હતા, ત્યારે તેઓએ કહ્યું કે તે તો અમારો દુશ્મન હતો, અને અમારા બાપ દાદા ઉપર તે શિક્ષા અને ખુદાનો કોપ લાવનાર હતો; પણ જો તે મીકાઇલ હોત તો અમે તેને માન્યો હોત; કારણ કે તે અમારો મિત્ર હતો તેમજ અમારા ઉપર શાન્તિ લાવનાર પણ હતો. તેથી આ ફકરો વહી કરવામાં આવ્યો. એબરાની ભાષામાં જેબરાઇલનો અર્થ "ખુદાનો બંદો" થાય છે.

† આ સંબંધી આ સુરાની ૬૫મી આયાતનું ટિપ્પણ જુઓ.

وَاِذْ اَخَذْنَا مِيْثَاقَكُمْ وَرَفَعْنَا فَوْقَكُمُ الطُّوْرَ
خُذُوْا مَا اٰتَيْنٰكُمْ بِقُوَّةٍ وَّاسْمَعُوْا قَالُوْا
سَمِعْنَا وَعَصَيْنَا وَاُشْرِبُوْا فِيْ قُلُوْبِهِمُ
الْعِجْلَ بِكُفْرِهِمْ قُلْ بِئْسَمَا يَاْمُرُكُمْ بِهٖ
اِيْمَانُكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ٩٣ قُلْ اِنْ
كَانَتْ لَكُمُ الدَّارُ الْاٰخِرَةُ عِنْدَ اللّٰهِ خَالِصَةً
مِّنْ دُوْنِ النَّاسِ فَتَمَنَّوُا الْمَوْتَ اِنْ كُنْتُمْ
صٰدِقِيْنَ ٩٤ وَلَنْ يَّتَمَنَّوْهُ اَبَدًا بِمَا قَدَّمَتْ
اَيْدِيْهِمْ وَاللّٰهُ عَلِيْمٌ بِالظّٰلِمِيْنَ ٩٥
وَلَتَجِدَنَّهُمْ اَحْرَصَ النَّاسِ عَلٰى حَيٰوةٍ وَ
مِنَ الَّذِيْنَ اَشْرَكُوْا يَوَدُّ اَحَدُهُمْ لَوْ يُعَمَّرُ
اَلْفَ سَنَةٍ وَمَا هُوَ بِمُزَحْزِحِهٖ مِنَ الْعَذَابِ
اَنْ يُّعَمَّرَ وَاللّٰهُ بَصِيْرٌ بِمَا يَعْمَلُوْنَ ٩٦

(અને યાદ કરો કે) જ્યારે અમે તમારૂં વચન લીધું અને તમારા ઉપર તુર (પર્વત) ને ઉંચો રાખ્યો (એવું કહીને કે) જે અમે તમને આપ્યું છે તે દ્રઢતાથી લો અને સાંભળો. તેઓએ કહ્યું કે અમે સાંભળ્યું અને અમે નાફરમાની કરી અને તેઓનાં અંતઃકરણમાં વાછરડો (વાછરડાનો પ્યાર) તેઓના કાફરપણાને લીધે પીવરાવવામાં* આવ્યો. કહે કે તમારૂં ઇમાન જે તમને હોકમ કરે છે તે દુષ્ટ છે, જો તમે મોમેન હો. ૯૩. કહે કે જો આખેરતનું રહેઠાણ ખુદા પાસે માણસો સિવાય ખાસ તમારે માટેજ† હોય તો મોતને ઇચ્છો જો તમે સાચું કહેતા હો. ૯૪. પણ તેઓના હાથે જે આગળ મોકલ્યું છે તેને લીધે તેઓ કદી મોત ઇચ્છશે નહિ; અને ખુદા ઝોલમગારોને જાણનાર છે. ૯૫. અને તને ખચિત્ માલૂમ છે કે તેઓ સર્વે માણસો કરતાં જિંદગીના વધારે લોભી છે અને જેઓ મોશરેક થયા છે તેઓમાંથી દરેક એવું ઇચ્છે છે કે તેને હજાર વરસનું આયુષ્ય આપવામાં આવે, પણ તેને (લાંબું) આયુષ્ય આપવામાં આવે તે તેના ઉપરથી શિક્ષા દૂર કરનાર નથી અને તેઓ જે કરે છે તે ખુદા જોનાર છે. ૯૬.

* એટલે કે તેઓનાં હૃદયમાં વાછરડા માટે પ્રેમ ઉત્પન્ન થયો.

† યહુદી લોકો એવું માનતા હતા કે બેહેશ્ત ખાસ પોતાને માટેજ પેદા કરવામાં આવ્યું છે.

بِئْسَمَا اشْتَرَوْا بِهِ اَنْفُسَهُمْ اَنْ يَكْفُرُوا بِمَا
اَنْزَلَ اللهُ بَغْيًا اَنْ يُنَزِّلَ اللهُ مِنْ فَضْلِهِ عَلَى
مَنْ يَشَآءُ مِنْ عِبَادِهِ فَبَآءُوْا بِغَضَبٍ عَلَى
غَضَبٍ وَلِلْكَافِرِيْنَ عَذَابٌ مُّهِيْنٌ ٩٠ وَاِذَا
قِيْلَ لَهُمْ اٰمِنُوْا بِمَا اَنْزَلَ اللهُ قَالُوْا نُؤْمِنُ بِمَا
اُنْزِلَ عَلَيْنَا وَيَكْفُرُوْنَ بِمَا وَرَآءَهُ وَهُوَ
الْحَقُّ مُصَدِّقًا لِّمَا مَعَهُمْ قُلْ فَلِمَ تَقْتُلُوْنَ
اَنْبِيَآءَ اللهِ مِنْ قَبْلُ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ٩١
وَلَقَدْ جَآءَكُمْ مُّوْسٰى بِالْبَيِّنٰتِ ثُمَّ اتَّخَذْتُمُ
الْعِجْلَ مِنْ بَعْدِهِ وَاَنْتُمْ ظٰلِمُوْنَ ٩٢

તે ઘણુંજ દુષ્ટ છે કે જેવડે તેઓ પોતાની આતને વેચી નાંખે છે. (તે આ છે) કે ખુદાએ જે નીચે મોકલ્યું છે તેને તેઓ ન માને ઇર્ષાને લીધે કે ખુદા પોતાના બંદાઓમાંના જેને ચાહે તેના ઉપર પોતાની કૃપા નીચે મોકલે.* માટે તેઓ (ખુદાના) કોપ ઉપર કોપ તરફ ફર્યા છે, અને કાફેરો માટે શરમ ભરેલી શિક્ષા છે. ૯૦. અને જ્યાર તેઓને કહેવામાં આવ્યું કે ખુદાએ જે મોકલ્યું છે તેને માનો ત્યારે તેઓએ કહ્યું કે અમે તે (તૌરાત) નેજ માનીએ છીએ કે જે અમને નીચે મોકલવામાં આવી છે અને તેઓ તે સિવાય (બીજી કેતાબને) માનતા નથી; અને તે (કોરઆન) સત્ય છે. તેઓની પાસે જે છે તેનું સત્ય ભતાવનાર છે. કહે, ત્યારે શા માટે તમે ખુદાના પેયગમ્બરોને અગાઉ મારી નાંખ્યા જો તમે મોએન હતા? ૯૧. અને ખરેખર તમારી પાસે મુસા સ્પષ્ટ નિશાનીઓ (ચમત્કાર) સહિત આવ્યો. પછી તમે તેના ગયા પછી વાછરડાને (ખુદા તરીકે) લીધો; અને તમે ઝાલમગાર છો. ૯૨.

* એટલે ખુદા પોતાના બંદાઓમાંથી જેને ચાહે તેના ઉપર પોતાની કૃપાથી આસમાની કેતાબ (કોરઆન) મોકલે તેથી, ઇર્ષ્યા કરી તે મોકલેલી કેતાબને ન માનવી, એ ઘણુંજ દુષ્ટ છે કે જેને લીધે તેઓ પોતાના જીવને નુકસાન કરે છે.

ولقد آتينا موسى الكتاب وقفينا من
بعده بالرسل وآتينا عيسى ابن مريم
البينات وايدناه بروح القدس افكلما
جاءكم رسول بما لا تهوى انفسكم
استكبرتم ففريقا كذبتم وفريقا
تقتلون ٨٧ وقالوا قلوبنا غلف بل لعنهم
الله بكفرهم فقليلا ما يؤمنون ٨٨ ولما
جاءهم كتاب من عند الله مصدق لما
معهم وكانوا من قبل يستفتحون على
الذين كفروا فلما جاءهم ما عرفوا
كفروا به فلعنة الله على الكافرين ٨٩

અને ખરેખર અમે મુસાને કેતાબ (તૌરાત) આપી, અને તેની પછી પેયગમ્બરોને એક પછી એક મોકલ્યા અને અમે મરયમના પુત્ર ઇસાને મોઅજેઝા (ચમત્કારો) આપ્યા; અને તેને પવિત્ર આત્મા * (જેબ્રાઇલ) થી કોવત આપ્યું. શું ત્યારે, જ્યારે કોઇ પેયગમ્બર તમારા મનને જે ગમતું નહોતું તે સહિત આવ્યો ત્યારે તમે અભિમાન કર્યું ? પછી તમે કેટલાકને જૂઠા કહ્યા અને કેટલાકને મારી નાંખ્યા. ૮૭. અને તેઓએ કહ્યું કે અમારાં અંતઃકરણ ઉપર પડદો છે. (નહિ) બલ્કે ખુદાએ તેઓને તેઓના કાફેરપણાને લીધે લઅનત કરી છે, માટે (તેઓમાંના) જુજ ઇમાન લાવશે. ૮૮. અને જ્યારે તેઓને ખુદા પાસેથી કેતાબ (કોરઆન) આવી કે જે તેઓની પાસે જે (તૌરાત) હતી તેની સત્યતા બતાવનાર છે, (ત્યારે તેઓએ તેને માની નહિ), અગર જો કે તે અગાઉ જેઓ કાફેર હતા તેઓના ઉપર (આ કેતાબથી) જય મેળવવાને તેઓ પ્રાર્થના કરતા હતા: પછી જ્યારે જે તેઓ ઓળખતા હતા તે તેઓની પાસે આવ્યું ત્યારે તેઓએ તે માન્યું નહિ, માટે કાફેરો ઉપર ખુદાની લઅનત છે. ૮૯.

* "રૂહાલ-કોદોસ" નો અર્થ "પવિત્ર આત્મા" અથવા તો "જેબ્રાઇલ" થાય છે કે જે હમેશા હઝરત ઇસાનો સોબની હતા. અથવા તો. તેનો અર્થ ખુદાનું મહાન્ નામ થાય છે કે જેવડે હઝરત ઇસા મુડદાંને સજીવન કરતા હતા. વળી તેનો અર્થ ખ્રિસ્તિ લોકોનું એન્જીલ નામનું ધર્મ પુસ્તક એમ પણ થાય છે.

ثم انتم هؤلاء تقتلون انفسكم وتخرجون
فريقا منكم من ديارهم تظاهرون عليهم
بالاثم والعدوان وان ياتوكم اسارى
تفادوهم وهو محرم عليكم اخراجهم
افتؤمنون ببعض الكتاب وتكفرون
ببعض فما جزاء من يفعل ذلك
منكم الا خزى فى الحيوة الدنيا ويوم
القيمة يردون الى اشد العذاب وما
الله بغافل عما تعملون ٨٥ اولئك الذين
اشتروا الحيوة الدنيا بالاخرة فلا يخفف
عنهم العذاب ولاهم ينصرون ٨٦

પછી તમે તેજ છો કે તમે પોતપોતામાં કતલ ચલાવોછો અને તમે તમારામાંના એક ભાગને તેઓના ઘરમાંથી બહાર કાઢી મૂકોછો. તમે તેઓની વિરૂધ્ધ પાપ અને શત્રુતાથી એક બીજાને મદદ આપો છો; અને જો તેઓ તમારી પાસે કેદી તરીકે આવે છે તો તમે બદલો આપીને તેઓને છોડાવોછો * અને તમારા ઉપર તેઓને બહાર કાઢવાનું હરામ થયેલ છે. શું ત્યારે તમે કેતાબના કંઇક ભાગને માનો છો અને કંઇક ભાગને નથી માનતા ? ત્યારે તમારામાંનો જે કોઈ આવું કામ કરે છે તેને માટે આ દુનિયાની ઝિંદગીમાં ધિક્કાર સિવાય બીજો શો બદલો છે ? અને કયામતને દિવસે તેઓને સૌથી સખત શિક્ષા તરફ ફેરવવામાં આવશે, અને જે તમે કરો છો તેનાથી ખુદા ગાફેલ નથી. ૮૫. આ લોકો તેઓ છે કે જેઓએ આ દુનિયાની ઝિંદગીને કયામતને બદલે ખરીદ કરી છે; માટે તેઓના ઉપરથી સઝા ઘટાડવામાં આવશે નહિ, અને તેઓને મદદ કરવામાં આવશે નહિ. ૮૬.

* મદિનામાં બની-કોરૈયઝા અને બની-નઝીર નામની બે યહુદી કોમ હતી. તેઓ હમેશા પરસ્પર લડ્યા કરતી. અને ઔસ અને ખઝરજ નામની બે મૂર્તિપૂજક કોમ પણ હતી. બની-કોરૈયઝાએ ઔસની કોમ સાથે સંપ કર્યો અને બની-નઝીરે ખઝરજની કોમ સાથે સંપ કર્યો. પછી તેમની વચ્ચે એટલે દરજ્જે વાત પહોંચી કે તેઓએ હથિયારો લઇ એક બીજાના મકાનોનો નાશ કર્યો અને એક બીજાને પોતપોતાના ઘરમાંથી હાંકી કાઢ્યા. પણ જ્યારે કોઇ કેદી તરીકે પકડાતો ત્યારે તેની કોમના સઘળા મળીને પૈસા આપી તેને છોડાવતા અને જ્યારે કોઇ તેમને તેમ કરવાનું કારણ પૂછતું ત્યારે તેઓ કહેતા કે નીચેના ફકરામાં બતાવ્યા મુજબ હઝરત મુસાનો એવો કાયદો છે.

بلی من کسب سیئة واحاطت به خطیئته
فاو لئك اصحاب النار هم فیها خالدون ٨١
والذین امنوا وعملوا الصالحات او لئك
اصحاب الجنة هم فیها خالدون ٨٢ واذ
اخذنا میثاق بنی اسرآءیل لا تعبدون
الا الله وبالوالدین احسانا وذی القربی
والیتامی والمساکین وقولوا للناس حسنا
واقیموا الصلوة واتوا الزکوة ثم تولیتم
الا قلیلا منکم وانتم معرضون ٨٣ واذ
اخذنا میثاقکم لا تسفکون دمآءکم
ولا تخرجون انفسکم من دیارکم ثم
اقررتم وانتم تشهدون ٨٤

(તેમ નથી) બલ્કે જે દુષ્ટ* કમાય છે અને જેને પોતાનાં પાપ ઘેરી લે છે તેઓ આગના સાથીઓ છે, તેઓ તેમાં સદા રહેનાર છે. ૮૧. અને જેઓએ ઇમાન આણ્યું છે અને સારાં કૃત્ય કર્યાં છે તેઓ બેહેશ્તની વાડીના નિવાસીઓ છે, તેઓ તેમાં નિરંતર રહેનાર છે. ૮૨. અને (યાદ કરો કે) જ્યારે અમે એસ્રાઇલના છોકરાઓનું વચણ લીધું કે તમે ખુદા સિવાય બીજા કોઇની બંદગી કરો નહિ અને મા બાપનું ભલું કરો અને તેમજ સગાંવહાલાં અને મા બાપ વગરનાં છોકરાં અને નિરાધાર ગરીબોનું પણ; અને લોકો પ્રત્યે માયાળુપણે બોલો, અને નમાઝ પઢો, અને ઝકાત (દાન) આપો; પછી તમારામાંના થોડા સિવાય તમે (તે વચનથી) મ્હોં ફેરવ્યું અને તમે મ્હોં ફેરવનાર છો. ૮૩. અને (યાદ કરો કે) જ્યારે અમે તમારૂં વચન લીધું કે તમે પોતપોતાનું લોહી રેડો નહિ (ખૂન કરો નહિ), અને તમે તમારી ઝાતને (તમારાં સગાંને) તમારા ઘરમાંથી બહાર કાઢી મૂકો નહિ. પછી તમે તે કબુલ કર્યું, અને તમે તેની સાક્ષી પૂરોછો. ૮૪.

*કોરઆને શરીફના બીજા ઘણા ફકરાઓમાં જે પ્રમાણે છે તે પ્રમાણે આ ફકરામાં પણ "દુષ્ટ કામ"નો અર્થ "એક કરતાં વધારે ખુદાને માનવા" એવો થાય છે, અને તે "શેર્ક" કહેવાય છે.

અને જ્યારે તેઓ એક બીજાને ખાનગી મળે છે ત્યારે તેઓ કહે છે કે તમારે વાસ્તે ખુદાએ જે ખુલ્લુ' કર્યું છે ( જે જ્ઞાન આપ્યું છે ) તેની શું તમે તેઓને ( મોમેનોને ) ખબર આપો છો * કે જેથી તેઓ તે વડે તમારી સાથે તમારા પરવરદેગાર પાસે દલીલ કરે ? શું ત્યારે તમે સમજતા નથી ? ૭૬. શું તેઓ જાણતા નથી કે જે તેઓ સંતાડે છે અને જે તેઓ ખુલ્લુ' કરે છે તે ( સર્વ ) ખુદા જાણે છે ? ૭૭. અને તેમનામાંના કેટલાએક અભણ છે. કેતાબ ( તૌરાત ) માં પોતાની ઇચ્છા પ્રમાણે છે તે સિવાય તેઓ બીજુ' કંઈ સમજતા નથી અને આ તેઓ માત્ર અનુમાન કરે છે. ૭૮. ત્યારે તે માણસોને માટે દુઃખ છે કે જેઓ કેતાબ ( તૌરાત ) પોતાના હાથ વડે લખે છે, પછી કહે છે કે આ ખુદા તરફથી છે† એટલા માટે કે તેઓ તેને જુજ કિમતે વેચે; ત્યારે જે તેઓના હાથોએ લખ્યુ' છે તેને લીધે તેમને માટે દુઃખ છે અને જે તેઓ કમાય છે તેને લીધે તેમને માટે દુઃખ ( શિક્ષા ) છે ૭૯. અને તેઓએ કહ્યું છે કે દુઝખની આગ અમુક દિવસ સિવાય અમને અડકશે નહિ. કહે કે શું તમે ખુદા પાસેથી કંઇ વચન લીધુ' છે ? પછી ખુદા પોતાનો કરાર તોડે નહિ. અથવા તમે ખુદા વિષે જે તમે જાણતા નથી તે કહોછો ? ૮૦.

૧/૨

واذا خلا بعضهم الى بعض قالوا اتحدثونهم
بما فتح الله عليكم ليحاجوكم به عند
ربكم افلا تعقلون ٧٦ اولا يعلمون ان
الله يعلم ما يسرون وما يعلنون ٧٧ ومنهم
اميون لا يعلمون الكتاب الا امانى وان
هم الا يظنون ٧٨ فويل للذين يكتبون
الكتاب بايديهم ثم يقولون هذا من عند
الله ليشتروا به ثمنا قليلا فويل لهم مما
كتبت ايديهم وويل لهم مما يكسبون ٧٩
وقالوا لن تمسنا النار الا اياما معدودة قل
اتخذتم عند الله عهدا فلن يخلف الله
عهده ام تقولون على الله ما لا تعلمون ٨٠

* એવુ' કહેવામાં આવ્યુ' છે કે યહુદી લોકો તૌરાતમાંથી મુસલમાન લોકોને સમાચાર આપતા હતા. જ્યારે કઅબ અને હૈય જેવા યહુદી વિદ્વાનોને આ વાતની ખબર પડી ત્યારે તેઓએ તેમને ઠપકો આપ્યો અને કહ્યું કે મુસલમાન લોકોને આવા સમાચાર મળવાથી તેઓ તમારી સાથે દલીલ કરશે.

† યહુદી લોકો લાંચ લઇને અજાણી લોકોને છેતરવા માટે તૌરાતનાં જે વાક્યોમાં હઝરત પૈગમ્બરનું વર્ણન હતું તે વાક્યોને બદલી નાંખતા.

અને ( યાદ કરો કે ) જ્યારે તમે એક
જણને મારી નાંખ્યો હતો, પછી તે વિષે
તમે વાદવિવાદ કર્યો; અને ખુદા તે બહાર
લાવનાર છે કે જે તમે સંતાડતા હતા.૭૨.
પછી અમે કહ્યું કે તે મુડદાને તે ગાયનો
કંઇ ભાગ * લગાડો. આ પ્રમાણેજ ખુદા
મુડદાને સજીવન કરે છે અને તે પોતાની
નિશાનીઓ તમને બતાવે છે કે કદાચ્
તમે વિચાર કરો. ૭૩. પછી તમારાં
અંતઃકરણ આ પછી કઠણ થઇ ગયાં; તેથી
તે ( અંતઃકરણો ) પથ્થર જેવાં અથવા
પથ્થર કરતાં વધારે કઠણ છે; અને
ખરેખર પથ્થરમાં એક એવો છે કે
જેમાંથી ઝરણ ફુટી નદી 'વહે છે,' અને
ખરેખર તેમાં એક એવો છે કે જે ફાટી
જાય છે, પછી તેમાંથી પાણી બહાર નીકળે
છે; અને તેમાં એક એવો છે કે જે
ખુદાંની બ્હીકને લીધે નીચે પડે છે; અને
તમે જે કરો છો તેનાથી ખુદા અજાણ્યો
નથી. ૭૪. શું તમે આશા રાખો છો
કે તેઓ ( યહુદીઓ ) તમારૂં માને ?
અને ખરેખર તેઓમાંનો એક ભાગ એવો
હતો કે જેઓ ખુદાના કલામ સાંભળતા
હતા. પછી તેઓ તે સમજ્યા પછી તેમાં
ફેરફાર કરતા હતા, અને તે તેઓ
જાણે છે.૭૫. અને જ્યારે તેઓ મોમેનોને
મળે છે ત્યારે તેઓ કહે છે કે અમે ઇમાન
લાવ્યા છીએ,

وَاِذْ قَتَلْتُمْ نَفْسًا فَادّٰرَءْتُمْ فِيْهَا وَاللّٰهُ مُخْرِجٌ
مَّا كُنْتُمْ تَكْتُمُوْنَ ٧٢ فَقُلْنَا اضْرِبُوْهُ
بِبَعْضِهَا كَذٰلِكَ يُحْيِ اللّٰهُ الْمَوْتٰى وَيُرِيْكُمْ
اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ٧٣ ثُمَّ قَسَتْ قُلُوْبُكُمْ
مِّنْ بَعْدِ ذٰلِكَ فَهِيَ كَالْحِجَارَةِ اَوْ اَشَدُّ
قَسْوَةً وَاِنَّ مِنَ الْحِجَارَةِ لَمَا يَتَفَجَّرُ مِنْهُ
الْاَنْهٰرُ وَاِنَّ مِنْهَا لَمَا يَشَّقَّقُ فَيَخْرُجُ مِنْهُ
الْمَآءُ وَاِنَّ مِنْهَا لَمَا يَهْبِطُ مِنْ خَشْيَةِ اللّٰهِ
وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ٧٤ اَفَتَطْمَعُوْنَ
اَنْ يُّؤْمِنُوْا لَكُمْ وَقَدْ كَانَ فَرِيْقٌ مِّنْهُمْ
يَسْمَعُوْنَ كَلٰمَ اللّٰهِ ثُمَّ يُحَرِّفُوْنَهٗ مِنْ بَعْدِ
مَا عَقَلُوْهُ وَهُمْ يَعْلَمُوْنَ ٧٥ وَاِذَا لَقُوا الَّذِيْنَ
اٰمَنُوْا قَالُوْٓا اٰمَنَّا

* ગાયનો કિયો ભાગ તે મુડદાને અડાડી સજીવન કરવામાં આવ્યું હતું તે સંબંધી ભિન્ન ભિન્ન મત છે. કોઇ કહે છે કે જીભ; કોઈ કહે છે કાન; કોઇ કહે છે કે પુચ્છડીનો આગલો ભાગ; અને કેટલાકના કહેવા પ્રમાણે જાંગનું હાડકું હતું.

قالوا ادع لنا ربك يبين لنا ماهى قال
انه يقول انها بقرة لافارض ولا بكر
عوان بين ذلك فافعلوا ماتؤمرون ٦٨
قالوا ادع لنا ربك يبين لنا مالونها
قال انه يقول انها بقرة صفراء فاقع
لونها تسر الناظرين ٦٩ قالوا ادع لنا
ربك يبين لنا ماهى ان البقر تشابه
علينا وانا ان شاء الله لمهتدون ٧٠
قال انه يقول انها بقرة لا ذلول
تثير الارض ولا تسقى الحرث مسلمة
لاشية فيها قالوا الان جئت بالحق
فذبحوها وما كادوا يفعلون ٧١

તેઓએ કહ્યું કે તું અમારે માટે ત્હારા
પરવરદેગારને વિનતી કર કે તે અમારે
માટે વર્ણન આપે કે તે કેવી ગાય છે?
મુસાએ કહ્યું કે ખરેખર ખુદા કહે છે કે
તે એક એવી ગાય છે કે તે નથી ઘરડી
કે નથી જુવાન, વચલા વાંધાની છે, તેથી
જે તમને હોકમ કરવામાં આવ્યોછે તે
પ્રમાણે કરો. ૬૮. તેઓએ કહ્યું કે તું
અમારે માટે ત્હારા પરવરદેગારને વિનતી
કર કે તે અમને જાહેર કરે કે તેનો
રંગ કેવો છે? મુસાએ કહ્યું કે ખુદા કહે
છે કે તે પીળી ગાય છે, તેનો રંગ શુધ્ધ
પીળો છે. તે જોનારને ખુશ કરે છે. ૬૯.
તેઓએ કહ્યું કે અમારે માટે ત્હારા
પરવરદેગારને તું વિનતી કર કે તે અમારે
માટે વર્ણન કરે કે તે કઇ ગાય છે?
ખરેખર તે ગાય (અમારી બીજી ગાયોને
મળતી હોવાથી) અમે ઓળખી શકતા
નથી, અને બેશક જો ખુદા ચાહે તો
અમે સાચે રસ્તે દોરવાઇશું. ૭૦. મુસાએ
કહ્યું કે ખુદા ફરમાવે છે કે તે એવી ગાય
છે કે જેને જમીન ખેડવાને તેમજ
ખેતરોને પાણી પાવાને પણ હજી પલોટી
નથી. તે ગાય કંઇપણ ખામી ખોડ
વિનાની છે અને તેની અંદર બીજો કંઇ
રંગ નથી. તેઓએ કહ્યું કે હવેજ તું
સત્ય (પૂરૂં વર્ણન) લાવ્યો છે. પછી
તેઓએ તે ગાયનો વધ કર્યો અને તેઓ
ઘણું કરીને તેમ કરવાના નહોતા. ૭૧.

| | |
|---|---|
| તેઓએ કહ્યું કે શું તું અમારી મશ્કરી કરે છે? તેણે કહ્યું કે હું ખુદાનું શરણ લઉં છું કે રખે હું અજ્ઞાનીઓમાંનો એક હોઉં.*૬૭. | قالوا أتتخذنا هزوا قال أعوذ بالله أن أكون من الجاهلين ٦٧ |

*એક માણસ પાસે એક વાછરડી હતી. જ્યારે તે માણસ મરવા પડયો ત્યારે તેનો છોકરો બાળક હતો, માટે જ્યાંસુધી છોકરો મ્હોટો થાય અને તે વારસો પોતાના કબજામાં લઈ તેની સંભાળ રાખી શકે ત્યાંસુધી તેણે તે વાછરડી ખુદાના રક્ષણ તળે જંગલમાં છોડી મૂકી. તે વાછરડી જંગલમાં ભટકયા કરતી હતી, અને જ્યારે તે છોકરો પુખ્ત ઉમરે પહોંચ્યો ત્યારે તેની માએ તેને જણાવ્યું કે આ વાછરડી ત્હારી છે. માટે તેને અહિં લાવીને ત્રણ સોનાના સેકકાની કિમતે વેચી નાંખ. તેથી તે છોકરો પોતાની વાછરડી લઇને બાઝારમાં ગયો. ત્યાં મનુષ્ય રૂપ ધારણ કરીને એક ફેરેસ્તો તેની પાસે આવ્યો. તેણે તે વાછરડીની કિમત છ સોનાના સેકકા આપવા કહ્યું, પણ તે છોકરે પોતાની માની આજ્ઞા વગર તેટલા પૈસાથી આપવાની ના પાડી અને તરતજ ઘરે જઇ પોતાની માને ઉપરની હકીકત કહી તે વાછરડી તેટલે પૈસે વેચવાની રજા મેળવી. પછી પાછો બાઝારમાં આવી તે ફેરેસ્તાને મળ્યો ત્યારે તેણે તેને અગાઉ કરતાં બમણી કિમતે માગી પણ એવી શરતે કે તે છોકરે તે વાત તેની માને કહેવી નહિ. ફેરેસ્તાની આ માગણીની પણ તે છોકરે ના પાડી અને પોતાની મા પાસે ઘેર જઇ તે માણસ વધારે કિમત આપવા તૈયાર છે એમ તેણીને. જણાવ્યું. આથી તેની મા સમજી ગઇ કે તે એક ફેરેસ્તો છે તેટલા માટે તેણીએ પોતાના છોકરાને કહ્યું કે તું પાછો જા અને આ વાછરડીનું શું કરવું તે તેને પૂછી જો. તે છોકરે જઇને ફેરસ્તાને પૂછ્યું ત્યારે ફેરેશ્તે જવાબ આપ્યો કે થોડા વખતની અંદર એસરાઇલના લોકો ગમે તેટલી કિમતે આ વાછરડી ત્હારી પાસેથી ખરીદશે. પછી ટૂંક વખતમાં એવું બન્યું કે આમીલ નામના એક યહુદીને તેના કોઇ સગાએ મારી નાંખ્યો અને તે સગાએ તે વાત છૂપી રાખવાને માટે યહુદીઓની મજ્જેદ કે જેને બાર દરવાઝા હતા તેના એક દરવાઝા પાસે આમીલના મુડદાને ફેંકી દીધું. મરી ગયેલા માણસના મિત્રોએ હઝરત મુસાની સમક્ષ બીજા માણસો ઉપર તે ખૂનનું તોહમત મુકયું, પણ તેઓએ તે વાતનો એનકાર કર્યો તેથી ખુદાએ એવી ચોકસ નિશાનીઓવાળી ગાયને મારવાનો હોકમ કર્યો, અને તે નબાપા છોકરાની વાછરડી સિવાય એવી નિશાનીવાળી બીજી કોઇ ગાય હતી નહિ. તેથી તેના ચામડામાં જેટલા પૈસા સમાય તેટલા પૈસા આપીને પણ તે વાછરડી ખરીદ કરવાની તેઓને જરૂર પડી ખરેખર પોતાની માની આજ્ઞા પ્રમાણે ચાલવામાં બદલા તરીકે તેને આ પ્રમાણે પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત થયું. તે લોકોએ તે વાછરડીને મારી નાંખી અને ખુદાના હોકમથી આ મુડદું તે વાછરડીના શરીરના એક અંગ સાથે અડાડવાથી સજીવન થયું. અને ઉભું થઇને બોલી ઉઠયું કે ફલાણે માણસે મને મારી નાંખ્યો. આટલું બોલ્યા પછી તરતજ તે પાછું નીચે પડી મરી ગયું. તફસીર લખનારાઓ એવું માને છે કે આ ગાયને મારી નાંખવાનો હોકમ થવાનું કારણ એ હતું કે ગાયની પુજા કરનારાઓને ઠપકો દેવો અને તેમને ખાતરી કરી આપવી કે ગાય પુજવા લાયક નથી.

وَلَقَدْ عَلِمْتُمُ الَّذِينَ اعْتَدَوْا مِنْكُمْ
فِي السَّبْتِ فَقُلْنَا لَهُمْ كُونُوا قِرَدَةً
خَاسِئِينَ ٦٥ فَجَعَلْنَاهَا نَكَالًا لِمَا بَيْنَ
يَدَيْهَا وَمَا خَلْفَهَا وَمَوْعِظَةً لِلْمُتَّقِينَ ٦٦
وَإِذْ قَالَ مُوسَى لِقَوْمِهِ إِنَّ اللَّهَ يَأْمُرُكُمْ
أَنْ تَذْبَحُوا بَقَرَةً

અને ખરેખર તમે તેઓને જાણ્યા છે કે જેઓએ તમારામાં શનિવારને દિવસે * હોકમનું ઉલ્લંઘન કર્યું. પછી અમે તેઓને કહ્યું કે તમે તુચ્છ વાંદરા થાઓ. ૬૫. પછી અમે તે શિક્ષાને તેઓને માટે એક શિખામણરૂપ બનાવી કે જેઓ તેઓની પાસે હતા અને જેઓ તેઓની પછવાડે હતા; અને પરહીઝગારોને માટે તે શિક્ષાને એક બોધરૂપ બનાવી. ૬૬. અને ( યાદ કરો કે ) જ્યારે મુસાએ પોતાની કોમને કહ્યું કે ખરેખર ખુદા તમને હોકમ કરે છે કે તમે એક ગાયને મારી નાંખો. †

* "સબ્થ" એટલે "શનિવાર" યહુદી લોકોનો તેહવારનો દિવ ૧ છે. તે દિવસે શિકાર કરવાની તેમજ કાંઇ પણ બીજાં કામ કરવાની તેઓને મના થઈ છે, તેથી તે દિવસે માછલાં સમુદ્રમાં પાણી ઉપર આવીને નિર્ભયપણે ફરતાં, પણ અઠવાડિયાના બીજા દિવસોમાં તેઓ દેખાતાં નહિ. હઝરત દાવુદના રાજ્યમાં જે યહુદીઓ રાતા સમુદ્રના કિનારા ઉપર આવેલા એલા નામના ગામમાં રહેતા હતા તેમાં-ી કેટલાકે ખુદાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શનિવારને દિવસે માછલીઓ પકડીને ખાધી. તેઓને શનિવારે માછલીઓ પકડવાની મના હોવાને લીધે સમુદ્રમાંથી તેઓ નહેરો ખોદતા અને શનિવારે જ્યારે માછલીઓ તે નહેરોમાં આવતી ત્યારે તેઓ દરયા તરફ પાછી ન જાય તેટલા માટે રસ્તો બંધ કરી લેતા એને બીજે દિવસે આવીને તેમને પકડતા. તેમનામાંના કેટલાક ધર્મિક માણસોએ તેઓને શિખામણ આપી આ કૃત્યમાંથી અટકાવવાને પ્રયત્ન કર્યો, પણ કંઇ વળ્યું નહિ. આ કારણથી હઝરત દાવુદે તેમને શાપ દીધો અને ખુદાએ તેમને વાંદરા બનાવી દીધા. તે સ્થિતિમાં તેઓ ત્રણ દિવસ સુધી રહ્યા અને પછી નાશ પામ્યા

† "બયના યદૈહા" આ શબ્દો અરબી ભાષામાં એક એસ્તેલાહ છે, અને તેનો મૂળ અર્થ "તેના બે હાથ વચ્ચે" એવો થાય છે, એટલે કે તેની પાસે, સામે, અથવા અગાડી. કોરઆને મજીદમાં આ વાક્ય ઘણી વખત આવે છે; અને દરેક ઠેકાણે મેં તે શબ્દોનો મૂળ અર્થ લખ્યો નથી, પણ ઉપર પ્રમાણે તરજુમો કર્યો છે.

ان الذين امنوا والذين هادوا والنصارى
والصابئين من امن بالله واليوم الاخر
وعمل صالحا فلهم اجرهم عند ربهم
ولا خوف عليهم ولا هم يحزنون ٦٢
واذ اخذنا ميثاقكم ورفعنا فوقكم
الطور خذوا ما اتيناكم بقوة واذكروا
ما فيه لعلكم تتقون ٦٣ ثم توليتم من
بعد ذلك فلولا فضل الله عليكم ورحمته
لكنتم من الخاسرين ٦٤

ખરેખર જેઓ ઇમાન લાવ્યા છે અને જેઓ યહુદી અને નસારા (ખ્રિસ્તિઓ) અને સાબેઇન છે* (તેમાંના) જે, ખુદા અને છેલ્લા દિવસને (ખરેખર) માને અને સારાં કૃત્ય કરે, તો તેમને માટે તેઓનો બદલો તેઓના પરવરદેગાર પાસે છે, અને તેઓના ઉપર કાંઇ ધાસ્તી નથી અને તેઓ દુઃખી થશે નહિ. ૬૨. અને (યાદ કરો કે) જ્યારે અમે તમારી પાસેથી વચન લીધું અને તમારા ઉપર તુર (પર્વત)† ધરી રાખ્યો અને (કહ્યું કે) જે (ધર્મ-નિયમો) અમે તમને આપ્યા છે તે તમે દ્રઢ મનથી માન્ય કરો, અને જે તેમાં છે તે તમે શીખો કે કદાચ્ તમે પરહીઝગાર થાઓ. ૬૩. પછી તમે આ પછી ફરી ગયા. પછી જો ખુદાની દયા અને મેહરબાની તમારા ઉપર નહોત તો તમે ખચિત્ નુકસાન ખમનારાઓમાંના હોત. ૬૪.

*તફસીર લખનારાઓ "સાબેઇન" શબ્દ માટે જુદા જુદા અર્થ આપેછે. તેનો અર્થ કાંતો એવા માણસો કે જેઓ દરેક ધર્મમાંથી જે જે કાયદા પસંદ પડે તે માને છે, કાંતો ફિરસ્તાઓની બંદગી કરનારાઓ, અને કાંતો તારાની પૂજા કરનારાઓ.

† હઝરત મુસાના કાયદા ઘણા સખત છે એમ ધારીને એસ્રાઇલના લોકોએ તે પ્રમાણે ચાલવાની ના પાડી તેથી ખુદાએ પર્વતને જડ મૂળમાંથી ઉખેડી નાંખ્યો અને તે કાયદા તેમની પાસે કબુલ કરાવવા માટે તે પર્વત તેઓના માથા ઉપર ડોલાવી તેઓમાં ભય બેસાડયો.

અને (યાદ કરો કે) જ્યારે તમે કહ્યું કે હે મુસા, અમે એકજ ઝાતના ખોરાકથી સંતોષ માનીશું નહિ. માટે અમારે માટે તુ ત્હારા પરવરદેગારને વિનતી કર કે તે અમારે માટે જે પૃથ્વી ઉગાડે છે તે બહાર લાવે (જેવું કે) તેનો ભાજીપાલો અને તેની કાકડી અને તેનું લસણ અને તેની મસુરની દાળ અને તેની પીઆઝ. તેણે કહ્યું કે શું જે હલકું છે તેને તેના કરતાં જે સારૂં છે તેની સાથે તમે બદલો છો? (માટે) મેસરમાં ઉતરો, (ત્યાં) ખરેખર તમે જે માગો છો તે તમારે માટે છે. અને (ત્યાં) તેઓના ઉપર અધમ અને કંગાળ સ્થિતિ આવી પડી અને તેઓ ખુદાના કોપ તરફ ફર્યા, આનું કારણ એ કે તેઓ ખુદાની આયાતને માનતા નહોતા, અને પેયગમ્બરોને નાહક મારી નાંખતા હતા. આનું કારણ એ કે તેઓ નાફરમાની કરતા હતા અને તેઓ હદબહાર જતા હતા. ૬૧.

واذ قلتم یاموسی لن نصبر علی طعام
واحد فادع لنا ربك یخرج لنا مما تنبت
الارض من بقلها وقثائها وفومها
وعدسها وبصلها قال اتستبدلون الذی
هو ادنی بالذی هو خیر اهبطوا مصرا
فان لكم ما سالتم وضربت علیهم
الذلة والمسكنة وباؤا بغضب من الله
ذلك بانهم كانوا یكفرون بایات الله
ویقتلون النبیین بغیر الحق ذلك بما
عصوا وكانوا یعتدون ٦١

فبدل الذين ظلموا قولا غير الذى قيل
لهم فانزلنا على الذين ظلموا رجزا
من السماء بما كانوا يفسقون ٥٩
واذ استسقى موسى لقومه فقلنا اضرب
بعصاك الحجر فانفجرت منه اثنتا عشرة
عينا قد علم كل اناس مشربهم كلوا
واشربوا من رزق الله ولا تعثوا فى
الارض مفسدين ٦٠

પછી જેઓએ ઝોલમ કર્યો હતો તેઓએ તે શબ્દ કે જે તેમને કહેવામાં આવ્યો હતો તેને બીજા શબ્દ સાથે બદલ્યો, પછી અમેં જેઓએ ઝોલમ કર્યો હતો તેઓના ઉપર આકાશમાંથી શિક્ષા ઉતારી, કારણ કે તેઓ પાપ કરતા હતા. ૫૯. અને (યાદ કરો કે) જ્યારે મુસાએ પોતાંની કોમ માટે પાણી માગ્યું* ત્યારે અમે કહ્યુ કે ત્હારી લાકડી આ ખડક ઉપર પછાડ. પછી તેમાંથી ( ઝાતોની સંખ્યા પ્રમાણે ) બાર ઝરા ફૂટી નીકળ્યા. (અને) દરેક કોમે પોતપોતાની પીવાની જગ્યા ઓળખી. ખુદાની (આપેલી) રૂઝીમાંથી ખાઓ અને પીઓ અને ઝમીન ઉપર ફસાદ કરતા હદબહાર જાઓ નહિં. ૬૦.

* જ્યારે એસરાઈલ લોકોએ મન્ન અને સલ્વામાંથી ખાધું ત્યારે તેઓને તરસ લાગી તેથી તેઓએ હઝરત મુસા પાસે પાણી મેળવી આપવાની વિનતી કરી, હઝરત મુસાએ પોતાની લાકડી ખુદાના હોકમ પ્રમાણે એક ખડક ઉપર પછાડી એટલે તેમાંથી તેઓની કોમની સંખ્યા પ્રમાણે બરાબર બાર ઝરા ફુટી નીકળ્યા. તે કિયો ખડક હતો તેના સંબંધમાં તફસીર લખનારાઓમાં ભિન્ન ભિન્ન મત છે. કેટલાક કહે છે કે તે ખડક બેહેશ્તમાંથી હઝરત આદમ લાવ્યા હતા. બીજા કહે છે કે તે સીના પર્વતમાંથી લેવામાં આવ્યો હતો. વળી તેઓ કહે છે કે તે ખડક માણસના માથાના આકાર જેવો પોચા આરસ પહાણનો એક ચોખંડો કકડો હતો.

وانزلنا عليكم المن والسلوى كلوا
من طيبات ما رزقنا كم وما ظلمونا
ولكن كانوا انفسهم يظلمون ٥٧
واذ قلنا ادخلوا هذه القرية فكلوا
منها حيث شئتم رغدا وادخلوا الباب
سجدا وقولوا حطة نغفر لكم خطايا كم
وسنزيد المحسنين ٥٨

અને તમારા ઉપર મન્ન અને સલ્વા * નીચે મોકલ્યાં (એવું કહીને કે) જે પાક ચીઝોની અમે તમને રૂઝી આપી છે તેમાંથી ખાઓ. અને તેઓએ (નાફરમાનીને લીધે) અમારા ઉપર ઝોલમ કર્યો નથી પણ તેઓએ પોતાના ઉપરજ ઝોલમ કર્યો છે. ૫૭. અને (યાદ કરો કે) જ્યારે અમે કહ્યું કે તમે આ ગામમાં દાખલ થાઓ, પછી તેમાં જ્યાંથી તમારી મરઝી હોય ત્યાંથી પુષ્કળ ખોરાક ખાઓ અને દરવાઝામાં સેજદો કરતા દાખલ થાઓ અને હિત્તતુન† બોલો, અમે તમારે માટે તમારાં પાપ માફ કરીશું અને સારાં કામ કરનારાઓને વધારે આપીશું. ૫૮.

* એસ્રાઇલ લોકોએ મેસર છોડયા પછી હઝરત મુસાએ તેમને બૈતોલ-મોકદદસમાં દાખલ થઇ અમાલેકા સામે લડવાનું ફરમાવ્યું. પણ તેઓએ ના પાડી તેથી ખુદા ગુસ્સે થયો અને ૪૦ વરસ પહેલાં તેઓ તેમાં દાખલ થઈ શકે નહિ, તેવું તેણે નિર્માણ કર્યું. આથી તેઓ ૪૦ વરસ સુધી બેયાબાનમાં ભટકયા એવી રીતે કે તેઓ સવારમાંથી કુચ કરતાં કરતાં સાંજ સુધી મુસાફરી કર્યા કરતા. પણ છેવટે સાંજે તેઓને માલુમ પડતું કે જે જગ્યાએથી તેઓ સવારે નીકળ્યા હતા તેજ જગ્યાએ તેઓ પાછા આવ્યા હતા. તે દરમ્યાન તેઓને ભૂખ અને તાપને લીધે અત્યંત કષ્ટ વેઠવું પડયું તેથી હઝરત મુસાએ તેમના ઉપર રહમ લાવવા માટે ખુદાને વિનતી કરી. તે ઉપરથી ખુદાએ તેમના ઉપર છાયો કરવા માટે એક ઠંડા વાદળાનો કટકો મોકલ્યો અને તેમને ખાવા માટે મન્ન અને સલ્વા એ નામના બે ખોરાક આસમાનમાંથી મોકલ્યા. આ બે ખોરાકના સબંધમાં તફસીર લખનારાઓના જુદા જુદા મત છે, પણ ઘણા ખરા તફસીર લખનારાઓ માને છે કે "મન્ન" એક ઝાતની વનસ્પતિ હતી અને "સલ્વા" એક ઝાતનું પક્ષી હતું. તે પક્ષી ચકલી કરતાં મ્હોટું અને કબુતર કરતાં ન્હાનું હતું. તેને હાડકાં ન હોતાં, તે પક્ષી ઝમીન ઉપર પડયા પહેલાં હવામાં સઘળાં પીછાં પડી સાફ થઇ તથા સુર્યના તાપથી પકાઇ જઇને નીચે પડતું.

† "હિત્તતુન" આ શબ્દનો અર્થ યહુદીની ભાષામાં "અમને માફી આપો" એવો થાય છે. પણ નીચેની આયામાં બતાવ્યું છે તેમ તેઓ ઉચ્ચારમાં તેને કંઇક બગાડતા પણ તેને બદલે તેના જેવોજ એક બીજો શબ્દ બોલ્યા કે જેનો અર્થ "રાતા ઘઉ" થાય છે, અને તેથી તે આયાનો અર્થ એવો થાયછે કે માફી માગવાને બદલે તેઓએ સાંસારિક વસ્તુઓની માગણી કરી.

વَإِذْ قُلْتُمْ يَا مُوسَىٰ لَن نُّؤْمِنَ لَكَ حَتَّىٰ نَرَى اللَّهَ جَهْرَةً فَأَخَذَتْكُمُ الصَّاعِقَةُ وَأَنتُمْ تَنظُرُونَ ٥٥ ثُمَّ بَعَثْنَاكُم مِّن بَعْدِ مَوْتِكُمْ لَعَلَّكُمْ تَشْكُرُونَ ٥٦ وَظَلَّلْنَا عَلَيْكُمُ الْغَمَامَ

અને (યાદ કરો કે) જ્યારે તમે કહ્યું કે હે મુસા, અમે, ત્હારામાં કદી ઈમાન લાવીશું નહિ જ્યાંસુધી કે અમે અલ્લાહને સાક્ષાત્ * જોઇએ, પછી વિજળીએ તમને પકડ્યા (બાળી નાંખ્યા) અને તમે જોતા હતા. **૫૫.** પછી અમે તમને તમારા મરણ પછી સજીવન કર્યા કે કદાચ્ તમે આભાર માનો. **૫૬.** અને અમે તમારા ઉપર વાદળનો છાયો કર્યો.

* કતલ પછી ખુદાએ હઝરત મુસાને તેની સાથે કેટલાક બની એસ્રાઇલને લેઇ સીના પર્વત ઉપર જવાનું ફરમાવ્યું હતું કે જ્યાં હઝરત મુસા તેઓએ કરેલા અપરાધ માટે ખુદાની માફી માગે અને તે ઉપરાંત તેઓને ખુદાના શબ્દો સાંભળવાનું માન મળે. તેથી હઝરત મુસાએ ઘણા ખરા તફસીર લખનારાઓના કહેવા પ્રમાણે ૭૦ માણસો તેમનામાંથી ચુંટી કાઢ્યા અને તેમને લેઇ તે સીના પર્વત ઉપર ગયા. જ્યારે તેઓ તે પર્વત ઉપર ચઢ્યા ત્યારે તેઓએ એક વાદળું જોયું. તે વાદળાએ હઝરત મુસાને ઢાંકી સંતાડી દીધા અને તેઓ તેનાથી બહાર રહ્યા, પછી ખુદાએ હઝરત મુસાની સાથે વાત કરી જેના સ્વરો તેઓએ સાંભળ્યાં. હઝરત મુસા જ્યારે બહાર આવ્યા ત્યારે તેઓએ તેને કહ્યું કે અમે માત્ર આવાઝ સાંભળ્યો, પણ અમે ખુદાને જ્યાંસુધી સાક્ષાત્ જોઇશું નહિ ત્યાંસુધી અમે તેને માનીશું નહિ, તેટલા માટે એક વિજળી ઝબકી અને તે તેમના ઉપર પડતાં તેઓ સઘળાં બળી મુઆ, પછી હઝરત મુસાની દોઆથી તેઓ સજીવન થયા હતા.

ثُمَّ عَفَوْنَا عَنْكُمْ مِنْ بَعْدِ ذٰلِكَ لَعَلَّكُمْ
تَشْكُرُونَ ٥٢ وَاِذْ اٰتَيْنَا مُوسَى الْكِتَابَ
وَالْفُرْقَانَ لَعَلَّكُمْ تَهْتَدُونَ ٥٣ وَاِذْ قَالَ
مُوسٰى لِقَوْمِهٖ يٰقَوْمِ اِنَّكُمْ ظَلَمْتُمْ
اَنْفُسَكُمْ بِاتِّخَاذِكُمُ الْعِجْلَ فَتُوبُوا اِلٰى
بَارِئِكُمْ فَاقْتُلُوا اَنْفُسَكُمْ ذٰلِكُمْ خَيْرٌ
لَكُمْ عِنْدَ بَارِئِكُمْ فَتَابَ عَلَيْكُمْ اِنَّهٗ
هُوَ التَّوَّابُ الرَّحِيمُ ٥٤

પછી અમે તમને તે પછી માફ કર્યું કે કદાચ્ તમે આભાર માનો. ૫૨. અને (યાદ કરો કે) જ્યારે અમે મુસાને કેતાબ (તૌરાત) અને ફોરકાન* આપ્યા કે કદાચ તમે ખરો રસ્તો મેળવો. ૫૩. અને (યાદ કરો કે) જ્યારે મુસાએ પોતાના લોકોને કહ્યું કે હે લોકો, ખરેખર તમે પોતાના ઉપર તમારો વાછરડો (ખુદા તરીકે) લેવાથી ઝોલમ કર્યો છે; માટે તમે તમારા પેદાકરનાર તરફ પાછા ફરો, અને તમે પોતપોતામાં (ગુનહગારોને) મારી નાંખો,† આ તમારે માટે તમારા પેદાકરનારની નઝરમાં ઉત્તમ છે. પછી ખુદાએ તમારી તોબા સ્વીકારી, ખરેખર તે માફી આપનાર (અને) દયાળુ છે. ૫૪.

* "ફોરકાન" એટલે જે ખરા અને ખોટા વચ્ચે તેમજ હરામ અને હલાલ વચ્ચે ભેદ પાડી બતાવે છે. અહિંઆં હઝરત મુસાના ધર્મનિયમો માટે તે છે, પણ તે હાલ "કોરઆને શરીફ"નું એક નામ છે.

† વાછરડાની પૂજા કરવાથી થયેલાં પાપના પ્રાયશ્ચિત્ તરીકે એક બીજાને મારી નાંખવાને હોકમ થયો; અને એવું કહેવામાં આવ્યું છે કે એક દિવસમાં આશરે ૭૦૦૦૦ માણસો કપાઈ મુઆં હતાં એટલે સુધી કે પુત્રે પિતાને માર્યો અને પિતાએ પુત્રને અને તેજ પ્રમાણે બીજાઓએ સામ સામાનો નાશ કર્યો. જેઓએ તે હોકમ અમલમાં આણ્યો હતો તેઓના મનમાં દયા ઉત્પન્ન ન થાય તેટલા માટે ખુદાએ એક કાળું વાદળું મોકલ્યું કે જેથી તેઓ એક બીજાને જોઇ શકયા નહિ.

وَإِذْ فَرَقْنَا بِكُمُ الْبَحْرَ فَأَنْجَيْنَاكُمْ وَأَغْرَقْنَا آلَ فِرْعَوْنَ وَأَنْتُمْ تَنْظُرُونَ ٥٠ وَإِذْ وَاعَدْنَا مُوسَىٰ أَرْبَعِينَ لَيْلَةً ثُمَّ اتَّخَذْتُمُ الْعِجْلَ مِنْ بَعْدِهِ وَأَنْتُمْ ظَالِمُونَ ٥١

અને (યાદ કરો કે) જ્યારે અમે તમારે માટે દરયાને ફાડી વિભાગ (રસ્તા) કર્યા, પછી અમે તમને સઘળાને બચાવ્યા અને ફેરઔનના લોકોને ડૂબાવી દીધા,* અને તમે તે જોતા હતા. ૫૦. અને (યાદ કરો કે) જ્યારે મુસાને અમે ચાળીસ રાત માટે વાયદો આપી (બોલાવ્યો), પછી તમે તેન (ગયા) પછી એક વાછરડો (ખુદા તરીકે) લીધો † અને તમે ઝોલમગાર છો. ૫૧.

* ફેરઔન, હઝરત મુસા અને તેનાં માણસોની પછવાડે પડગો હતો અને તે ડૂબી ગયો તેના સંબંધમાં આ છે. જ્યારે હઝરત મુસાએ મેસૂર છોડયું ત્યારે ફેરઔન એક મોટું લશ્કર લઇ તેનો નાશ કરવા તેની પાછળ ગયો, પણ હઝરત મુસાએ પોતાની લાકડી સમુદ્રમાં પછાડી એટલે સમુદ્રે તેની કોમની સંખ્યા પ્રમાંણે બરાબર બાર રસ્તા ખુલ્લા કર્યા; તેથી તેઓ સઘળા તે સમુદ્ર ઓળંગી ગયા, પણ જ્યારે ફેરઔન તેમની પાછળ પ.છળ ગયો અને સમુદ્રમાં દાખલ થયો ત્યારે તે અને તેનું લશ્કર ડૂબી ગયું. 'એવું' કહેવામાં આવ્યું છે કે પ્રથમ તો ફેરઔનને સમુદ્રમાં દાખલ થવાનું મન થયું ન હોતું, પણ જ્યારે જેબ્રૂરાઇલ એક ઘોડી ઉપર બેસીને તેની મોટા આગળ થયા ત્યારે ફેરઔનના ઘોડાએ તે ઘોડી જોઇ અને ફેરઔન તેને કબજામાં રાખી શકયો નહિ અને તે સમુદ્રમાં પડયો. જ્યારે ફેરઔન ડૂબી ગયો અને તેનો મુલક એસ્રાઇલના વંશજોએ જપ્ત કરી લીધો ત્યારે તેઓએ હઝરત મુસાને વિનતી કરી કે તમે અમને એક એવું ધર્મપુસ્તક મેળવી આપો કે જેની અંદર પ્રાર્થના અને વર્તનના કાનુનો તથા નિયમો હોય. આ વચનથી હઝરત મુસા સીના પર્વત ઉપર ગયા. ત્યાં ચાલીસ દિવસ રોકાયા અને યહુદી લોકો માટે ધર્મનિયમો કે જે "અલવાહ" ઉપર લખેલા હતા તે લાવ્યા.

† એસ્રાઇલના વંશજોએ જે ઘરેણાં કેપ્તી લોકો પાસેથી લીધાં હતાં તે સઘળાં સામેરી નામના એક સોનીએ હઝરત મુસાની ગેરહાજરીમાં એકઠાં કર્યાં, પછી તેમને ગાળી તેમાંથી તેણે એક વાછરડાની આકૃતિ ઘડી અને તેના મોઢામાં થોડી ધુળ નાંખી. આ ધુળ સામેરીએ જ્યારે જેબ્રૂરાઇલ, ફેરઔન અને તેના લશકરને મોખરે તેમને દરયમાં ડૂબાડવાના હેતુથી ચાલતા હતા ત્યારે તેની ઘોડીનાં પગલાંમાંથી લીધી હતી. તે ધુળના ગુણને લીધે તે બનાવટી વાછરડામાં જીવ આવ્યો અને તે બરાડા પાડવા મંડયો. પછી સામેરીએ બની એસ્રાઇલને તે વાછરડાને તેઓના ખુદા તરીકે માની પૂજવાનું કહ્યું તેથી તેઓએ તેને પૂજ્યો.

وَاِذْ نَجَّيْنٰكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ يَسُوْمُوْنَكُمْ
سُوْٓءَ الْعَذَابِ يُذَبِّحُوْنَ اَبْنَآءَكُمْ
وَيَسْتَحْيُوْنَ نِسَآءَكُمْ وَفِيْ ذٰلِكُمْ بَلَآءٌ
مِّنْ رَّبِّكُمْ عَظِيْمٌ ٤٩

અને (યાદ કરો કે) જ્યારે અમે તમને ફેરઔનના* માણસોથી બચાવ્યા કે જેઓ તમને દુષ્ટ શિક્ષાથી દુઃખ દેતા હતા; તેઓ તમારા છોકરાઓને મારી નાંખતા હતા, અને તમારી સ્ત્રીઓ (દીકરીઓ)ને જીવતી રાખતા હતા; અને * આમાં તમારા પરવરદેગાર તરફથી તમારે માટે એક મ્હોટી આઝમાયેશ હતી. ૪૯.

* એવું કહેવામાં આવ્યું છે કે ફેરઔનને એક સ્વપ્નું આવ્યું હતું. તેમાં તેણે બૈતેલ-મોકદ્દસની મસ્જેદમાંથી આગ નીકળતી જોઇ અને તે આગે તેને, તેના લોકોને, અને તે લોકોના સઘળા મકાનોને બાળી ભસ્મ કર્યાં. આ કારણથી ફેરઔને પોતાના જોશીઓને બોલાવ્યા અને પોતાના સ્વપ્નાનો તેમની પાસે ખોલાસો માગ્યો. તેઓએ તેને કહ્યું કે એસરાઈલના વંશજોમાં એક જણ એવો જન્મશે કે જે ત્હારો અને ત્હારી પ્રજાનો નાશ કરશે; તેથી તેણે એસરાઈલના વંશમાં જે જે છોકરા જન્મે તે બધાને મારી નાંખવાનો હોકમ કર્યો. કેટલાક કહે છે કે ૭૦૦૦૦ બાળકોને આ પ્રમાણે નાશ કરવામાં આવ્યો-અને એસરાઇલ કોમના વૃધ્ધ પુરૂષોમાં પણ કોગળીયું ચાલ્યું હતું-તે વખત સૌને ધાસ્તી લાગી કે તેમનામાં કોઇ નર પુરૂષ બાકી રેહશે નહિ, તેથી ફેરઔનની રૈયતે તેની પાસે વિનતી કરી અને તેની સખતાઈ કાંઇક ઓછી કરાવી એટલે તેણે એવો હોકમ કર્યો કે એક વર્ષે જન્મેલાં બાળકોને જીવતાં રાખવાં અને બીજે વર્ષે જન્મેલાને મારી નાંખવાં. જે વર્ષે બાળકોને જીવતાં રાખવાનું હતું તે વર્ષે હઝરત હારૂન જન્મ્યા. પણ હઝરત મુસા તે પછીને વર્ષે જન્મ્યા તેથી તેની માતાએ ફેરઔનની બ્હીકથી તેને પેટીમાં મૂકી તે પેટી નીલ નદીમાં વહેતી મૂકી. તે તરતી તરતી ફેરઔનના મહેલ પાસે આવી ચઢી. ફેરઔને તે જોઇને કિનારા ઉપર લેવરાવી. તેની સ્ત્રીએ તરતજ કહ્યું કે આ છોકરૂ કોઇ યહુદીનું નથી અને તેને દત્તક લેવા માટે તેણીએ દરખાસ્ત કરી; કારણ કે તેણીને એકે છોકરૂં ન હોતું. આ પ્રમાણે હઝરત મુસાનું રક્ષણ તેના શત્રુના હાથથી થયું. આના સંબંધમાં વધારે ખોલાસા માટે સાતમી, દશમી, અને સોળમી, સુરા જુઓ.

અને નમાઝ અદા કરો અને ઝકાત આપો અને રોકુઅ કરનારા (નમાઝ પઢનારા) સાથે રોકુઅ કરો. ૪૩. શું તમે માણુસને સુકૃત્ય કરવા હોકમ કરોછો, અને તમે પોતે વિસરી જાઓ છો અગર જોકે તમે તૌરાત વાંચોછો ? શું તમે વિચાર કરતા નથી ? ૪૪. અને ધીરજથી અને નમાઝ વડે મદદ માગો. અને ખરેખર તે (નમાઝ) ખુદાથી ડરનારાઓ સિવાય બીજાઓને ભારે લાગે છે, ૪૫. કે જેઓ (ખુદાનો ડર રાખનારાઓ) ધારે છે કે બેશક તેઓ પોતાના પરવરદેગારની મોલાકાત કરનાર* છે અને તેઓ તેના તરફ પાછા ફરનાર છે. ૪૬. હે એસરાઇલના છોકરાઓ† મ્હારી બંક્ષિશ જે મેં તમારા ઉપર કરી છે તે યાદ કરો અને તેમજ સંસારના સર્વ માણસોમાં મેં તમને શ્રેષ્ટતા આપી છે તેપણ. ૪૭. અને તે દિવસનો ડર રાખો કે જે દિવસે કોઇ માણસને બીજા માણસને બદલે શિક્ષા કરવામાં આવશે નહિ, અને તેને માટે કંઇ ભલામણ કબુલ કરવામાં આવશે નહિ, અને તેની પાસેથી કંઇ બદલો લેવામાં આવશે નહિ, અને તેમજ તેઓને મદદ કરવામાં આવશે નહિ. ૪૮.

૧/૪

واقيموا الصلوة واتوا الزكوة واركعوا
مع الراكعين ٤٣ اتامرون الناس بالبر
وتنسون انفسكم وانتم تتلون الكتاب
افلا تعقلون ٤٤ واستعينوا بالصبر و
الصلوة وانها لكبيرة الا على الخاشعين ٤٥
الذين يظنون انهم ملاقوا ربهم وانهم
الربع اليه راجعون ٤٦ يابني اسرآءيل اذكروا
نعمتي التي انعمت عليكم واني فضلتكم
على العالمين ٤٧ واتقوا يوما لا تجزى
نفس عن نفس شيئا ولا يقبل منها
شفاعة ولا يؤخذ منها عدل
ولا هم ينصرون ٤٨

* "ખુદાની મોલાકાત" કોરઆને શરીફમાં ઘણી વખત આવે છે, પણ શીઆના મત પ્રમાણે તેનો અર્થ એ છે કે ખુદાનો બદલો મેળવવો, કારણ કે તેઓ માને છે કે ખુદા અદ્રસ્ય છે. પણ સુન્ની લોકો માને છે કે કયામતને દિવસે ખુદાની મોલાકાત થાય છે.

† હજરત મુસાનો ઇતિહાસ કોરઆને શરીફમાં જુદી જુદી જગ્યાએ આપેલો છે તેથી તેની જિંદગીનું વૃતાંત જેમ જેમ આવતું જશે તેમ તેમ હું આપતો જઇશ.

يَا بَنِي إِسْرَائِيلَ اذْكُرُوا نِعْمَتِيَ الَّتِي
أَنْعَمْتُ عَلَيْكُمْ وَأَوْفُوا بِعَهْدِي أُوفِ
بِعَهْدِكُمْ وَإِيَّايَ فَارْهَبُونِ ٤٠ وَآمِنُوا بِمَا
أَنْزَلْتُ مُصَدِّقًا لِمَا مَعَكُمْ وَلَا تَكُونُوا
أَوَّلَ كَافِرٍ بِهِ وَلَا تَشْتَرُوا بِآيَاتِي ثَمَنًا قَلِيلًا
وَإِيَّايَ فَاتَّقُونِ ٤١ وَلَا تَلْبِسُوا الْحَقَّ
بِالْبَاطِلِ وَتَكْتُمُوا الْحَقَّ وَأَنْتُمْ تَعْلَمُونَ ٤٢

હે એસ્‌રાઇલના છોકરાઓ,* મ્હારી બક્ષિશ જે મેં તમારા ઉપર કરી છે તે સંભારો, અને મ્હારી સાથેનો કરાર પૂરો કરો, હું તમારી સાથેનો કરાર પૂરો કરીશ, અને મ્હારોજ ડર રાખો. ૪૦. અને તમારી પાસે જે (તૌરાત) છે તેની સત્યતા બતાવનાર જે (કોરઆન) મેં નીચે મોકલ્યું છે તેમાં ઇમાન લાવો અને તમે તેને નહિ માનવામાં પેહેલા થાઓ નહિ† અને તમે મ્હારી આયાત‡ (વાકયો) જુજ કિમતે ખરીદો નહિ; અને મ્હારોજ ડર રાખો. ૪૧. અને તમે સત્યને અસત્ય સાથે ભેળવી છૂપાવો નહિ, અને તમે સત્યને છૂપાવો છો અને તે તમે જાણો છો. ૪૨.

* હઝરત યઅકુબની ઔલાદ અને તેના વંશજોને બની–એસ્‌રાઇલ કહે છે અને તેઓમાંજ હઝરત મુસા જન્મ્યા હતા, અને તૌરાત કેતાબ તેના તરફ તેઓને માટે નીચે મોકલવામાં આવી હતી અને ફેરઔનથી તેઓને મુક્ત કરાવી શામ દેશમાં તેઓને વસાવ્યા. અને તેઓની કને ખુદાએં એવો કરાર કરાવી લીધો કે તમારે તૌરાતના હોકમ પ્રમાણે વર્તવું અને હું જે પેયગમ્બર મોકલું તેને મદદ આપી; પછી તેઓ આડે રસ્તે ચાલ્યા અને તેઓમાંના વિદ્વાન્ માણસો લાંચ લઇ તેઓને ધર્મ વિષે ઉલટું સમજાવતા, અને સત્ય વાતો છૂપાવતા અને પોતાના પેયગમ્બરોના હોકમનો અનાદર કરતા, અને તૌરાતમાં હઝરત પેયગમ્બરનાં જે વખાણ અને વર્ણન આપેલું હતું તે સઘળું તેઓએ બદલી નાખ્યું. આ સઘળી બાબતો નીચેની આયાતમાં ખુદા તેમને યાદ દેવરાવે છે.

† આનો સંબંધ યહુદી લોકોના વિદ્વાન્ માણસોની સાથે છે. તેઓ યહુદી આગેવાનો પાસેથી લાંચ લઇને તૌરાતમાંનાં વાકયો ફેરવી નાંખતા.

‡ કોરઆને શરીફમાં "આયા"ના અર્થ જુદા જુદા થાય છે. કોઈ વાર તેનો અર્થ "એલાહી સંદેશો" થાય છે, અથવા, આ ફકરામાં બતાવ્યા પ્રમાણે, તેનો અર્થ "ધર્મ પુસ્તક" થાય છે. કેટલીક વખત ખાસ કરીને તેનો અર્થ "કોરઆનની આયા (વાકય)" થાય છે અને કોઇ કોઇ વાર દ્રશ્ય ચમત્કાર પણ થાય છે; તોપણ સંબંધ ઉપરથી તેનો અર્થ સહેલાઇથી સમજી શકાય છે, અને તે પ્રમાણે દરેક ઠેકાણે 'આયા"નો તરજુમો કરવામાં આવ્યો છે.

પણ શેતાને તેઓ બન્નેને તે ઝાડ માટે લલચાવ્યાં. પછી તેણે તે બન્નેને જે (સુખ) માં તેઓ બન્ને હતાં તેમાંથી બહાર કાઢયાં;* અને અમે કહ્યું કે તમે નીચે ઉતરો; તમારામાંનાં કેટલાક બીજા કેટલાકનાં દુશ્મન છે. અને તમારે માટે પૃથ્વીમાં રહેવાની એક જગ્યા અને ભરણ પોષણનાં સાધન અમુક વખત (મરણ) સુધી છે. ૩૬. પછી આદમે પોતાના પરવરદેગાર પાસેથી (પ્રાર્થનાના) કેટલાક શબ્દો મેળવ્યા, તેથી ખુદાએ તેનો પશ્ચાત્તાપ સ્વીકાર્યો. ખરેખર ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. ૩૭. અમે કહ્યું કે તમે સઘળા† ત્યાંથી નીચે ઉતરો, હવે પછી જ્યારે તમારી પાસે મ્હારા તરફથી એક બોધ આવે ત્યારે જેઓ મ્હારા બોધ પ્રમાણે ચાલશે તેઓના ઉપર કંઇ ધાસ્તી નથી, અને તેઓ દિલગીર થશે નહિ. ૩૮. અને જેઓ કાફેર થયા છે અને અમારી નીશાનીઓને જૂઠી કહી છે તેઓ દુઝખની આગમાં રેહનારા છે, તેઓ તેમાં સદા રેહનાર છે. ૩૯.

فازلهما الشيطان عنها فاخرجهما
مما كانا فيه وقلنا اهبطوا بعضكم
لبعض عدو ولكم في الارض مستقر و
متاع الى حين ٣٦ فتلقى ادم من ربه
كلمات فتاب عليه انه هو التواب
الرحيم ٣٧ قلنا اهبطوا منها جميعا فاما
ياتينكم مني هدى فمن تبع هداى
فلا خوف عليهم ولاهم يحزنون ٣٨
والذين كفروا وكذبوا باياتنا اولئك
اصحاب النار هم فيها خالدون ٣٩

---

*પ્રથમ શેતાને હઝરત આદમને લલચાવવા માટે બેહેસ્તમાં દાખલ થવાનો પ્રયત્ન કર્યો. પણ ચોકી કરનારાઓએ તેને અંદર જવા દીધો નહિ. તેથી તેણે અંદર પેસવા માટે એક પછી એક જાનવરોની મદદ માગી કે જેથી તે ત્યાં જઈ હઝરત આદમ અને તેની સ્ત્રી સાથે વાતચીત કરે; પણ 'સર્પ સિવાય બીજાં' સઘળાં જાનવરોએ તેને મદદ કરવાની ના પાડી. સર્પે તેને પોતાનાં બે દાંતની અંદર પકડયો અને તે સર્પ મોરની પીઠ ઉપર બેઠો એટલે શેતાન બેહેસ્તમાં દાખલ થઈ શકયો.

†કેટલાક કહે છે કે અહિંઆં બહુ વચન એટલા માટે વાપરવામાં આવ્યું છે કે સર્પ, મોર, શેતાન, હઝરત આદમ, અને હવ્વાને નીચે ઉતરવાનું કેહવામાં આવ્યું હતું. તેઓને બેહેસ્તથી નીચે ઉતારવામાં આવ્યાં, હઝરત આદમ સરંદીપ એટલે સિંહલદ્વીપમાં અને હઝરત હવ્વા અરબેસ્તાનમાં જદ્દા પાસે ઉતર્યાં; અને બસેં વર્ષના વિયોગ પછી હઝરત આદમે પશ્ચાત્તાપ કર્યો ત્યારે જબ્રાઈલ તેને મક્કા પાસે એક પર્વતપર લઇ ગયો. ત્યાં તેમને પોતાની સ્ત્રી મળી અને તેણે તેને ઓળખી.

قَالُوا سُبْحَانَكَ لَا عِلْمَ لَنَا إِلَّا مَا عَلَّمْتَنَا إِنَّكَ أَنْتَ الْعَلِيمُ الْحَكِيمُ ٣٢ قَالَ يَا آدَمُ أَنْبِئْهُمْ بِأَسْمَائِهِمْ فَلَمَّا أَنْبَأَهُمْ بِأَسْمَائِهِمْ قَالَ أَلَمْ أَقُلْ لَكُمْ إِنِّي أَعْلَمُ غَيْبَ السَّمٰوَاتِ وَالْأَرْضِ وَأَعْلَمُ مَا تُبْدُونَ وَمَا كُنْتُمْ تَكْتُمُونَ ٣٣ وَإِذْ قُلْنَا لِلْمَلَائِكَةِ اسْجُدُوا لِآدَمَ فَسَجَدُوا إِلَّا إِبْلِيسَ أَبَىٰ وَاسْتَكْبَرَ وَكَانَ مِنَ الْكَافِرِينَ ٣٤ وَقُلْنَا يَا آدَمُ اسْكُنْ أَنْتَ وَزَوْجُكَ الْجَنَّةَ وَكُلَا مِنْهَا رَغَدًا حَيْثُ شِئْتُمَا وَلَا تَقْرَبَا هٰذِهِ الشَّجَرَةَ فَتَكُونَا مِنَ الظَّالِمِينَ ٣٥

ફેરેશ્તાઓએ કહ્યું કે તું પાક છે. તેં જે અમને શીખવ્યું છે તે સિવાય અમને કંઇ જ્ઞાન નથી. ખરેખર તું દાના (અને) સત્ય કરનાર છે. ૩૨. ખુદાએ કહ્યું કે હે આદમ, તેઓ (ફેરેશ્તાઓ) ને તે (ચીઝોનાં) નામની ખબર આપ. પછી જ્યારે તેણે તેઓને તે (ચીઝોનાં) નામની ખબર આપી ત્યારે ખુદાએ કહ્યું કે શું મેં તમને કહ્યું નહોતું કે ખરેખર આકાશો અને પૃથ્વીના છૂપા ભેદો હું જાણું છું અને જે તમે ખુલ્લું કરો અને જે તમે સંતાડો તે પણ હું જાણું છું? ૩૩. અને જ્યારે અમે ફેરેશ્તાઓને કહ્યું કે તમે સઘળા આદમને સેજદો કરો ત્યારે તેઓ સઘળાએ સેજદો કર્યો; પણ એબ્લીસે* નાપાડી અને આપવડાઇ કરી અને તે કાફેરોમાંનો હતો. ૩૪. અને અમે કહ્યું કે હે આદમ, તું અને ત્હારી સ્ત્રી જન્નતની વાડીમાં રહો અને તે (નાં ફળો) માંથી જ્યાંથી તમારી બન્નેની ઇચ્છા હોય ત્યાંથી તમે બન્ને પુષ્કળ ખાઓ, અને આ ઝાડ† પાસે તમે બન્ને જતા નહિ રખે તમે બન્ને ઝોલમગારોમાંના થાઓ. ૩૫.

---

* "એબ્લીસનો" મૂળ અર્થ "નિરાશ થયેલો" થાય છે, અને શેતાનને આ નામ આપવામાં આવ્યું છે કારણ કે તે પોતાની નાફરમાનીને લીધે ખુદાની રહમતથી નિરાશ થયેલો છે. તેનું નામ પ્રથમ અઝાઝીલ હતું.

† આ ઝાડ સંબંધી તફસીર લખનારાઓમાં ભિન્ન ભિન્ન મત છે. કેટલાક કહે છે કે તે ઘઉંનું છુંડું હતું. કેટલાક કહે છે કે તે અંજીરનું ઝાડ હતું. વળી કેટલાક તેને દ્રાક્ષનું ઝાડ કહે છે: પણ ઘણા ખરા તફસીર લખનારાઓએ પહેલો મત કબુલ રાખ્યો છે.

અને (યાદ કર) જ્યારે ત્હારા પરવરદેગારે
ફેરેશ્તાઓને કહ્યું કે ખરેખર હું ઝમીન
ઉપર એક ખલીફા * પેદા કરનાર છું.
તેઓએ કહ્યું કે શું તું દુનિયામાં એવો
માણસ પેદા કરીશ કે જે તેમાં ફસાદ
કરે અને લોહી રેડે? અને અમે શુધ્ધતાથી
તારા વખાણ કરીએ છીએ, અને ત્હારી
પવિત્રતા યાદ કરીએ છીએ. તેણે કહ્યું
કે ખરેખર હું તે જાણું છું કે જે તમે
જાણતા નથી.૩૦. અને ખુદાએ આદમને
સર્વે (ચીઝોનાં) નામ શીખવ્યા, પછી તે
(ચીઝો) તેણે ફેરેશ્તાઓ પાસે ઝાહેર કરી
દેખાડી; પછી કહ્યું કે તમે આ (ચીઝોનાં)
નામની મને ખબર આપો જો તમે
સાચું કહેતા હો.૩૧.

وَإِذْ قَالَ رَبُّكَ لِلْمَلَائِكَةِ إِنِّي جَاعِلٌ فِي
الْأَرْضِ خَلِيفَةً قَالُوا أَتَجْعَلُ فِيهَا مَنْ
يُفْسِدُ فِيهَا وَيَسْفِكُ الدِّمَاءَ وَنَحْنُ نُسَبِّحُ
بِحَمْدِكَ وَنُقَدِّسُ لَكَ قَالَ إِنِّي أَعْلَمُ
مَا لَا تَعْلَمُونَ ٣٠ وَعَلَّمَ آدَمَ الْأَسْمَاءَ كُلَّهَا
ثُمَّ عَرَضَهُمْ عَلَى الْمَلَائِكَةِ فَقَالَ أَنْبِئُونِي
بِأَسْمَاءِ هَؤُلَاءِ إِنْ كُنْتُمْ صَادِقِينَ ٣١

* જ્યારે ખુદાએ હઝરત આદમને પેદા કરવાનો એરાદો કર્યો ત્યારે તેણે જેબ્રાઇલ, મીકાઇલ, અને એસરાફીલને એક પછી એક હઝરત આદમનું શરીર બનાવવા માટે જુદે જુદે સ્થળેથી જુદા જુદા રંગની માટીની સાત મુઠી ભરી લાવવા માટે મોકલ્યા. પણ પૃથ્વીને આ કામના પરિણામની ધાસ્તી લાગવાથી તેણે ફેરેશ્તાઓને વિનતી કરી કે તમે ખુદાને આ બાબત અરઝ કરો કે જે પ્રાણીને તેણે ઉત્પન્ન કરવા ઇચ્છ્યું છે તે પ્રાણી તેની સામે કદાચ પાપ કરે અને મ્હારા ઉપર ખુદાની લઅનત લાવે એની મને ધાસ્તી રહે છે. તે ફેરેશ્તાઓ ખુદાની આજ્ઞા બજાવ્યા સિવાય પાછા ફર્યા તેથી ખુદાએ તેજ કામને માટે એઝરાઇલને મોકલ્યો, કે જેણે કાંઈપણ લાગણી સિવાય પોતાનું કામ બજાવ્યું; તેથી ખુદાએ તે ફેરેશ્તાને દેહમાંથી આત્મા જુદો પાડવાના કામમાં નીમ્યો અને તેથી તે મોતનો ફેરેશ્તો કહેવાય છે. જે માટી તે લાવ્યો હતો તેને પ્રથમ તો ફેરેશ્તાઓએ કેળવી. પછી ખુદાએ તેની મનુષ્યની આકૃતિ બનાવી અને ચાલીસ વરસ સુધી તેને સુકાવા મૂકી તે દરમ્યાન ફેરેશ્તાઓ તેને વારંવાર જોવા જતા અને એબ્લીસ પણ તેમાંનો એક હતો. પણ જ્યારે એબ્લીસે જાણ્યું કે પોતાનાં કરતાં મનુષ્યને શ્રેષ્ટ બનાવવાનો ખુદાએ નિર્ણય કર્યો છે ત્યારે તેણે મનમાં નિશ્ચય કર્યો કે તેને એવો શ્રેષ્ટ રેહવા દેવો નહિ. પછી ખુદાએ તે માટીની આકૃતિમાં જીવ નાંખ્યો અને તેને બુદ્ધિમાન આત્માની બક્ષિશ કરી. દુનિયાની દરેક ચીઝનું નામ અને જ્ઞાન શીખવ્યું. અને જ્યારે તેણે તેને બેહેસ્તમાં મૂક્યો ત્યારે તેણે તેની ડાબી પાંસળીમાંથી તેની સ્ત્રી હઝરત હવ્વાને ઉત્પન્ન કરી.

الذين ينقضون عهد الله من بعد ميثاقه
ويقطعون ما امر الله به ان يوصل
ويفسدون في الارض اولئك هم
الخاسرون ٢٧ كيف تكفرون بالله وكنتم
امواتا فاحيا كم ثم يميتكم ثم يحييكم
ثم اليه ترجعون ٢٨ هو الذى خلق
لكم ما في الارض جميعا ثم استوى الى
السماء فسويهن سبع سموات وهو
بكل شئ عليم ٢٩

કે જે દુષ્ટ માણસો ખુદાનો કરાર નક્કી થયા પછી તોડે છે અને તે કાપી નાંખે છે* કે જે ખુદાએ જોડવાને ફરમાવ્યું છે, અને પૃથ્વીમાં ફસાદ કરે છે, તેઓજ નુકસાન ખમનારા છે. ૨૭. તમે ખુદાને કેમ માનતા નથી? અને તમે નિર્જીવ હતા,† પછી તેણે તમને જીવ આપ્યો પછી તે તમને મૃત્યુ આપશે; પછી વળી તે તમને જીવતા કરશે; પછી તેના તરફ તમને સઘળાને પાછા ફેરવવામાં આવશે. ૨૮. ખુદા તેજ છે કે જેણે પૃથ્વીમાં જે સઘળું છે તે તમારે માટે પેદા કર્યું છે. પછી તેણે આકાશ ઉપર‡ સત્તા ફેલાવી (પેદા કરવા ધાર્યું), પછી તેણે સાત આકાશો બનાવ્યાં; અને તે સર્વ ચીઝ જાણનાર છે. ૨૯.

* એટલે કે સગપણનો સંબંધ તોડી નાંખે છે, કારણ કે હઝરત પેયગમ્બરને સઘળા અરબ લોકો સાથે સગપણ હતું, અને યહુદી લોકો સાથે પણ હઝરત એસ્માઇલ અને એસહાક દ્વારાએ સગપણ હતું. અથવા તો તેનો અર્થ એવો થાય છે કે પેયગમ્બરો તથા તેઓનાં પુસ્તકો વચ્ચે ભેદ રાખવો (જુદાઇ સમજવી), એટલે કે કેટલાકને માનવા અને કેટલાકને ન માનવા.

† એટલે કે તમે નિર્જીવ વસ્તુ હતા, જેવી ચાર તત્વ, વીર્ય, લોહી વગેરે.

‡ કોરઆનના ગૂઢાર્થ વાક્યોમાંનું આ એક ગણવામાં આવે છે. અને તેના અર્થ વિષે પૂછપરછ કરવાની મના થઈ છે. પણ આ વાક્ય કોરઆનમાં કેટલીક વખત આવે છે અને તેથી તફસીર લખનારાઓ તેને એવા અર્થમાં લે છે કે ખુદાએ અર્શ એટલે તખ્ત બનાવવાનો નિશ્ચય કર્યો. અથવા કેટલાકના કહેવા પ્રમાણે તેણે પોતાની સત્તા તે ઉપર ફેલાવી એટલે કે જેવી રીતે કોઈ પાદશાહ પોતાનું રાજ્ય સ્થાપી હોકમ ચલાવે છે તેવી રીતે તેણે સંપૂર્ણ સત્તા પૂર્વક ત્યાંથી સઘળી સૃષ્ટિનું કામ ગોઠવ્યું.

| | |
|---|---|
| وبشر الذين امنوا وعملوا الصالحات ان لهم جنات تجرى من تحتها الانهار كلما رزقوا منها من ثمرة رزقا قالوا هذا الذى رزقنا من قبل واتوا به متشابها ولهم فيها ازواج مطهرة وهم فيها خالدون ۲۵ ان الله لايستحي ان يضرب مثلا ما بعوضة فما فوقها فاما الذين امنوا فيعلمون انه الحق من ربهم واما الذين كفروا فيقولون ماذا اراد الله بهذا مثلا يضل به كثيرا ويهدى به كثيرا وما يضل به الا الفاسقين ۲۶ | અને તું (હે મોહમ્મદ) તેઓને ખુશખબર આપ કે જેઓએ ઇમાન આણ્યું છે અને સારાં કામ કર્યાં છે કે તેઓને માટે બેહેશ્તની વાડીઓ છે જેની નીચે નદીઓ વહે છે. જ્યારે તેઓને તેમાંથી કાંઇ ફળ ખાવા માટે આપવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે આ તેજ છે કે જે અમને અગાઉથી ખાવા આપવામાં આવ્યું હતું; અને તેમાં તેઓની આગળ દુનિયાના જેવાં* ફળો લાવવામાં આવશે. અને તેઓને માટે તેમાં પાક સ્રીઓ છે અને તેઓ તેમાં નિરંતર-રહેનાર છે. ૨૫. ખરેખર ખુદા એક મચ્છર કે તે કરતાં કોઇ જરા મ્હોટા (જંતુ) નો દાખલો આપવામાં શરમાતો નથી †. પછી જેઓ ઇમાન લાવ્યા છે તેઓ જાણે છે કે તે દાખલો પોતાના પરવરદેગાર તરફથી સત્ય છે; પણ જેઓ કાફેર થયા છે તેઓ કહે છે કે ખુદાએ આ વાતને દાખલા તરીકે આપવામાં શું ધાર્યું છે? તેવડે ઘણાને તે આડે માર્ગે લઈ જાય છે અને તેવડે ઘણાને તે સીધો રસ્તો બતાવે છે; પણ તેવડે દુષ્ટ કામ કરનારા સિવાય (બીજા કોઇને) તે આડે રસ્તે લઈ જતો નથી, ૨૬. |

* એટલે કે રંગમાં અને આકૃતિમાં આ દુનિયાનાં ફળોને મળતાં પણ સ્વાદમાં અને મીઠાશમાં તેમનાથી જુદાં.

† એવું કહેવામાં આવ્યું છે કે જ્યારે યહુદીઓએ કોરઆનમાંથી માખી અને કરોળીઆનું વર્ણન સાંભળ્યું ત્યારે તેઓ તેની મશ્કરી કરવા લાગ્યા એવું કહીને કે આ શબ્દો ખુદાના શબ્દો સાથે મળતા આવતા નથી, તેટલા માટે આ આયા વહ્ય કરવામાં આવી.

الذی جعل لکم الارض فراشا والسماء
بناء وانزل من السماء ماء فاخرج به
من الثمرات رزقا لکم فلا تجعلوا لله
اندادا وانتم تعلمون ٢٢ وان کنتم فی
ریب مما نزلنا علی عبدنا فاتوا بسورة
من مثله وادعوا شهداءکم من دون الله
ان کنتم صادقین ٢٣ فان لم تفعلوا ولن
تفعلوا فاتقوا النار التی وقودها الناس
والحجارة اعدت للکافرین ٢٤

(અને) જેણે તમારે માટે પૃથ્વીની પથારી બનાવી છે, અને આકાશની છત બાંધી છે. અને આકાશમાંથી પાણી નીચે મોકલ્યું છે, પછી તેવડે તમારા ખોરાક માટે ફળ ઉગાવ્યાં છે, માટે તમે ખુદાની સમાન કોઇને ગણો નહિ એને તમે તે જાણો છો. ૨૨. અને જો તમને તે (કોરઆન) વિષે કંઇ શંકા હોય કે જે અમે અમારા બંદા ઉપર ઉતાર્યું છે તો તેના જેવી એક પણ સુરા (પ્રકરણ) લાવો; અને તમે તમારા સાક્ષીઓને ખુદા સિવાય બોલાવો, જો તમે સાચું કહેતા હો. ૨૩. પણ જો તમે તે કર્યું નથી અને તેમજ તે કદી કરવાના નથી તો તે આગનો ડર રાખો કે જેનું બળતણ માણસ અને (ગંધકના) પથ્થર* છે. તે કાફેરો માટે તૈયાર કરવામાં આવી છે. ૨૪.

* આનો અર્થ ગંધકનો પથ્થર થાય છે જેની ગરમી ઘણીજ સખત છે અને જેની વાસ અત્યંત ખરાબ છે.

أو كصيب من السماء فيه ظلمات و
رعد وبرق يجعلون أصابعهم في
آذانهم من الصواعق حذر الموت والله
محيط بالكافرين ١٩ يكاد البرق يخطف
أبصارهم كلما أضاء لهم مشوا فيه
وإذا أظلم عليهم قاموا ولو شاء الله
لذهب بسمعهم وأبصارهم إن الله
على كل شيء قدير ٢٠ يا أيها الناس
اعبدوا ربكم الذي خلقكم والذين من
قبلكم لعلكم تتقون ٢١

અથવા તેઓનો દાખલો આકાશમાંથી પડતા ભારે* વરસાદ (માં સપડાઇ ગયેલા માણસના દાખલા) જેવો છે કે જેમાં અંધારૂં અને ગર્જના અને વિજળી છે. તેઓ પોતાની આંગળીઓ પોતાના કાનમાં ગર્જનાના આવાઝથી મરણની બ્હીકને લીધે નાંખે છે—અને ખુદા કાફેરોને ઘેરી લેનાર છે. ૧૯. તે નઝદિક છે કે વિજળી તેઓની દ્રષ્ટિ ઝડપી લે. જ્યારે વિજળી તેઓને પ્રકાશ આપે છે ત્યારે તેઓ તેમાં (આગળ) ચાલે છે અને જ્યારે અંધારૂં (પાછું) તેઓના ઉપર આવે છે, ત્યારે તેઓ (સ્થિર) ઉભા રહે છે. અને જો ખુદાએ ઇચ્છયું હોત તો તેણે તેઓની શ્રવણ શક્તિ અને દ્રષ્ટિ લઇ લીધી હોત, ખરેખર અલ્લાહ સર્વ ચીઝ ઉપર શક્તિમાન છે. ૨૦. હે માણસો, તમે તમારા પરવરદેગારની બંદગી કરો કે જેણે તમને અને જેઓ તમારી પહેલાં હતા તેઓને પેદા કર્યા છે કે કદાચ તમે પરહીઝગાર થાઓ. ૨૧.

* અહિં કાફેરો અને મોનાફેકોનો મુકાબલો એક ભયંકર તોફાનની અંદર સપડાઇ ગયેલા માણસની સાથે કરવામાં આવ્યો છે, એસ્લામનો વરસાદ સાથે અને અંધકારનો (તેઓના માનવા પ્રમાણે) તેઓનાં સગાંવહાલાં સામે લડાઇનો હોકમ, તેઓના આગલા ધર્મનો ત્યાગ, અને તેઓની ભવિષ્યની સ્થિતિ સાથે કરવામાં આવ્યો છે. વિજળી મોમેનોએ મેળવેલી જીત તથા ગનીમતની સાથે અને ગર્જના મોનાફેકોને આપેલી ધમકીની સાથે સરખાવવામાં આવી છે, તેથી જ્યારે ધર્મ યુધ્ધમાં લડવા જવાનું ફરમાન તેઓની પાસે વાંચવામાં આવ્યું ત્યારે તે જોખમમાંથી બચી જવાનું ધારી તેઓ સંતાઇ ગયા. પણ મુસલમાન લોકોએ મેળવેલો વિજય અને ગનીમત તેઓએ જોયાં કે તરતજ તેઓએ એસ્લામ ધર્મ તરફ ઘણીજ વફાદારી બતાવી અને જ્યારે યુધ્ધનો અંધકાર, ભય, અને શ્રમ તેમની સન્મુખ ખડાં થયાં ત્યારે તેઓ સ્તબ્ધ થઇ ઉભા રહ્યા અને પાછાં પગલાં ભરવા લાગ્યા.

وَاِذَا لَقُوا الَّذِيْنَ اٰمَنُوْا قَالُوْا اٰمَنَّا وَاِذَا
خَلَوْا اِلٰى شَيٰطِيْنِهِمْ قَالُوْآ اِنَّا مَعَكُمْ اِنَّمَا
نَحْنُ مُسْتَهْزِءُوْنَ ١٤ اَللّٰهُ يَسْتَهْزِئُ بِهِمْ
وَيَمُدُّهُمْ فِىْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ١٥ اُولٰٓئِكَ
الَّذِيْنَ اشْتَرَوُا الضَّلٰلَةَ بِالْهُدٰى فَمَا رَبِحَتْ
تِّجَارَتُهُمْ وَمَا كَانُوْا مُهْتَدِيْنَ ١٦ مَثَلُهُمْ
كَمَثَلِ الَّذِى اسْتَوْقَدَ نَارًا فَلَمَّآ اَضَآءَتْ
مَا حَوْلَهٗ ذَهَبَ اللّٰهُ بِنُوْرِهِمْ وَتَرَكَهُمْ فِىْ
ظُلُمٰتٍ لَّا يُبْصِرُوْنَ ١٧ صُمٌّۢ بُكْمٌ عُمْىٌ
فَهُمْ لَا يَرْجِعُوْنَ ١٨

અને જ્યારે તેઓ, જેઓ ઇમાન લાવ્યા છે તેઓને મળે છે, ત્યારે તેઓ કહે છે કે અમે ઇમાન લાવ્યા છીએ, અને જ્યારે તેઓ એકાંતમાં પોતાના શેતાનોની* પાસે જાય છે ત્યારે તેઓ† કહે છે કે ખરેખર અમે તમારી સાથેજ છીએ. અમે માત્ર તે લોકોની મસ્ખરી કરનાર છીએ. ૧૪. ખુદા તેઓની મસ્ખરી કરશે અને તેઓને તેઓના અધર્મમાં આંધળા ભટકતા રહેવાદેશે. ૧૫. તેઓ એવા માણસો છે કે જેઓએ ખોટો રસ્તો સાચા રસ્તાને બદલે ખરીદ કર્યો છે, તેથી તેઓના વ્યાપારે કંઇ ફાયદો કર્યો નથી; અને તેઓને સાચો રસ્તો મળ્યો નથી. ૧૬. તેઓનો મુકાબલો તે માણસના મુકાબલા જેવો છે કે જે (અંધારામાંથી નીકળવા) આગ સળગાવે છે, પછી જ્યારે પોતાની આસપાસ અજવાળું થાય છે (ત્યારે છૂટો થવા પ્રયત્ન કરે છે). ખુદા તેઓનો પ્રકાશ લઇ લે છે, અને તેઓને અંધારામાં રહેવા દે છે કે જેથી તેઓ જોઇ શકતા નથી. ૧૭. તેઓ બહેરાં, મુંગાં, (અને) આંધળાં છે. તેથી તેઓ (અધર્મમાંથી) પાછા ફરશે નહિ. ૧૮.

* એટલે કે તેઓના આગેવાનો અને સ્નેહીઓ કે જેઓ તેમને ધર્મની બાબતોમાં ફોસલાવીને આડે માર્ગે દોરતા હતા.

† એક દિવસ જ્યારે ઓઐના પુત્ર અબ્દુલ્લાહે અને તેના સાથીઓએ મોમેનોને મળીને કહ્યું કે જેમ તમે હઝરત પેયગમ્બરને માનો છો તેમ અમે પણ તેને માનીએ છીએ ત્યારે તેઓએ તેને કહ્યું કે તારે મોનાફેક થવુ નહિ, કારણ કે તું જુઠ્ઠો બોલો છે અને ત્હારામાં ઇમાન પણ નથી. આ ઉપરથી આ આયા વહી કરવામાં આવી.

અને માણસોમાંના કોઇ કહે છે કે અમે અલ્લાહ અને છેલ્લા દિવસમાં ઇમાન લાવ્યા છીએ, અને (ખરૂં જોતાં) તેઓ મોમેન (આસ્તિક) નથી. ૮. તેઓ ખુદાને અને જેઓ ઇમાન લાવ્યા છે તેઓને છેતરે છે, પણ તેઓ પોતાનાજ સિવાય (બીજા કોઇને) છેતરતા નથી, અને તે તેઓ જાણતા નથી. ૯. તેઓનાં અંતઃકરણમાં રોગ છે; પછી ખુદાએ તેઓમાં તે રોગ વધાર્યો છે, અને તેઓને માટે દુઃખદાયક શિક્ષા છે, કારણ કે તેઓ જૂઠું કહેતા હતા. ૧૦. અને જ્યારે તેઓને કેહવામાં આવે છે કે તમે જમીન ઉપર ફસાદ કરો નહિ ત્યારે તેઓ કહે છે કે અમે માત્ર સુધારો કરનારા છીએ ૧૧. જાણો ખરેખર તેઓ પોતેજ ફસાદ કરનારાઓ છે; પણ તે તેઓ જાણતા નથી. ૧૨. અને જ્યારે તેઓને કેહવામાં આવે છે કે તમે ઇમાન લાવો, જેવી રીતે કે માણસો ઇમાન લાવ્યા છે, ત્યારે તેઓ કહે છે કે શું અમે ઇમાન લાવીએ જેવી રીતે કે મૂર્ખ માણસો ઇમાન લાવ્યા છે? જાણો ખરેખર તેઓ પોતેજ મૂર્ખ છે, પણ તે તેઓ જાણતા નથી. ૧૩.

ومن الناس من يقول امنا بالله وباليوم
الاخر وماهم بمؤمنين ٨ يخادعون الله
والذين امنوا وما يخدعون الا انفسهم
وما يشعرون ٩ في قلوبهم مرض فزادهم
الله مرضا ولهم عذاب اليم بما كانوا
يكذبون ١٠ واذا قيل لهم لا تفسدوا
في الارض قالوا انما نحن مصلحون ١١
الا انهم هم المفسدون ولكن لا
يشعرون ١٢ واذا قيل لهم امنوا كما
امن الناس قالوا انؤمن كما امن السفهاء
الا انهم هم السفهاء ولكن لا يعلمون ١٣

કે જેઓ (ધર્મની) અદ્રશ્ય * બાબતોમાં ઈમાન લાવે છે અને નમાઝ અદા કરે છે, અને જે અમે તેઓને રૂઝી આપી છે તેમાંથી દાન કરે છે. ૩. અને જેઓ તેમાં ઈમાન લાવે છે કે જે (કોરઆન) ત્હારા તરફ નીચે મોકલવામાં આવ્યું છે, અને જે (એલાહી પુસ્તકો) ત્હારી અગાઉ નીચે મોકલવામાં આવ્યાં છે; અને કયામતના દિવસની તેઓને પૂર્ણ ખાતરી છે. ૪. તેઓ પોતાના પરવરદેગાર તરફથી સત્ય રસ્તાપર છે. અને તેઓ રસ્તગારી ( મુક્તિ ) મેળવનાર છે. † ૫. ખરેખર જેઓ કાફેર થયા છે તેઓને માટે સરખુંજ છે કે તું તેઓને ચેતવણી આપે કે ચેતવણી નં આપે, તેઓ ઇમાન લાવશે નહિ. ૬. ખુદાએ તેઓનાં અંતઃકરણ ઉપર અને તેઓના કાન ઉપર મોહ્‌ર (છાપ) મારી છે અને તેઓની આંખ ઉપર પડદો છે અને તેઓને માટે ભારે સઝા છે. ૭.

الذين يؤمنون بالغيب ويقيمون الصلوة
ومما رزقناهم ينفقون ٣ والذين
يؤمنون بما انزل اليك وما انزل من قبلك
وبالاخرة هم يوقنون ٤ اولئك على
هدى من ربهم واولئك هم المفلحون ٥
ان الذين كفروا سواء عليهم ءانذرتهم
ام لم تنذرهم لا يؤمنون ٦ ختم الله
على قلوبهم وعلى سمعهم وعلى ابصارهم
غشاوة ولهم عذاب عظيم ٧

---

સર્વજ્ઞ ખુદાછું." બીજા અક્ષરોનો ખોલાસો બીજી સુરાઓની શરૂઆતમાં જેમ જેમ તેઓ આવતા જશે તેમ તેમ આપવામાં આવશે.

* "ઘૈબ" નો અર્થ "અદ્રસ્ય" થાય છે, જેમ કે ખુદા, ફેરેસ્તાઓ, કયામતનો દિવસ, બેહેસ્ત, દુઝખ વગેરે કે જે જોવામાં આવતાં નથી. તેથી આ વાકયનો અર્થ એ કે ખરા મોમેનો તેઓજ છે કે જેઓ તેમાં ઇમાન લાવે છે.

† આ સુરાની પહેલી પાંચ આયા મોમેનો સંબંધી છે, અને પછીના ૭ થી વિશ આયા કાફેરો અને મોનાફેકો સંબંધી છે.

سوزة البقرة مدنية وهى مائتان

وست وثمانون اية

بسم الله الرحمن الرحيم

الم ۱ ذالك الكتاب لاريب فيه

هدى للمتقين ۲

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી

(શરૂ કરૂં છું.)

અ, લ, મ, (અલેફ–લામ–મીમ). * ૧.

આ તે કેતાબ. (કોરઆન) છે કે જેમાં કંઇ શક નથી. તે પરહીઝગારોને રસ્તો દેખાડનાર છે, ૨.

---

* મેં પ્રસ્તાવનામાં કહી બતાવ્યું છે કે કોરઆને શરીફમાં ૨૯ સુરા એવા છે કે જે અરબી મુળાક્ષરોથી શરૂ થાય છે. તે અક્ષરોના અર્થ સંબંધી મુસલમાન તફસીર લખનારાઓમાં ભિન્ન ભિન્ન મત છે. કેટલાક કહે છે આ અક્ષરોના અર્થ એવા ગુહ્ય છે કે જે ખુદા અને પેયગમ્બર સિવાય બીજો કોઇ જાણતો નથી. કેટલાક કહે છે કે મુસલમાન ધર્મના મહાન્ વિદ્વાનો પણ તેના અર્થ જાણી શકે છે. અને તેઓની વચ્ચે પણ જુદા જુદા ૨૧ મત છે. દાખલા તરીકે તેમાંના કેટલાક હું અહિં આપું છું. (૧) આ અક્ષરો સુરાઓનાં નામ છે કે જેનાથી તેઓ શરૂ થાય છે. (૨) આ અક્ષરો ખુદાના નામ છે. (૩) ખોદાના નામોના આ ભાગ છે. (૪) આ અક્ષરો કોરઆનનાં નામ છે. (૫) આ અક્ષરોમાંનાં કેટલાક ખુદાનાં નામ છે અને કેટલાક બીજાના નામ છે, જેમકે જેબ્રાઇલ અને હઝરત પેયગમ્બર. (૬). તેઓ માત્ર ખુદાના નામ. અને તેના બીજા વિશેષણો દર્શાવે છે. તેથી જેઓ માને છે કે આ અક્ષરો ખોદાના નામ છે અથવા તો તેના સેફાત (વિશેષણો) કે બીજાના નામ દર્શાવે છે, તેઓ કહે છે કે "અલેફ" તે "અહદ" માટે છે અને તેનો અર્થ "એક" થાય છે. અથવા "અઝલી" ને માટે છે કે જેનો અર્થ "અવિનાશી" થાય છે. અને "લામ" તે "લતીફ" ને માટે છે અને તેનો અર્થ "માયાળુ" થાય છે. અને "મીમ" તે માલેકને માટે છે અને તેનો અર્થ "ધણી" થાય છે, અથવા "મજીદને" માટે છે કે જેનો અર્થ "મહિમાવાળો" થાય છે. વળી કેટલાક કહે કે "અલેફ" "અલ્લાહ" ને માટે, "લામ" "જેબ્રાઇલને માટે" અને "મીમ" મોહમ્મદને માટે છે, અર્થાત્ "ખુદાએ જેબ્રાઇલ મારફત હઝરત મોહમ્મદને કેતાબ મોકલી." વળી બીજા કેટલાક કહે છે કે "અલેફ" તે "અના"ને માટે છે કે જેનો અર્થ "હું" થાય છે. "લામ" તે "અલ્લાહ"ને માટે છે, અને "મીમ" તે "અઅલમો" ને માટે છે કે જેનો અર્થ "હું જાણું છું" એમ થાય છે. એટલે કે "હું

## પ્રકરણ ૨ જું.



# સુરતુલ-બકરા.

આ સુરા મદિનામાં વહી કરવામાં આવી હતી. કુફીના કોરઆનની નકલમાં આ સુરાની ૨૮૬ આયા છે અને હેજાઝી પ્રમાણે ૨૮૫ અને બસરી પ્રમાણે ૨૮૭ છે.

આ સુરા "બકરા" કહેવાય છે તેનું કારણ એ કે ૬૭–૭૩ મી આયામાં બકરા (ગાય) નું વર્ણન આવે છે, અને આ વિષે આ સુરાની ૬૭મી આયાનું ટિપ્પણ જુઓ

હદીસમાં લખેલું છે કે જે કોઇ આ સુરા દિવસે ઘરમાં વાંચશે તો તેના ઘરમાં ત્રણ દિવસ સુધી શેતાન પેસી શકશે નહિ, અને જો રાત્રિએ વાંચશે તો ત્રણ રાત્રિ સુધી તે ઘરમાં તે પેસી શકશે નહિ. વળી હદીસમાં લખેલું છે કે "જે કોઇ આ દુનિયામાં માનવંત થવા ઇચ્છે છે અને કયામતને દિવસે ઊંચી પદવી મેળવવા ઇચ્છે છે તેણે આ સુરા વાંચવી જોઇએ." આ ઉપરાંત આ સુરા વાંચવામાં બીજા ઘણા સવાબ છે.

سورة الفاتحة مكية وهى سبع ايات

بسم الله الرحمن الرحيم ١

الحمد لله رب العالمين ٢ الرحمن الرحيم ٣
مالك يوم الدين ٤ اياك نعبد واياك
نستعين ٥ اهدنا الصراط المستقيم ٦
صراط الذين انعمت عليهم غير
المغضوب عليهم ولا الضالين ٧

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી
(શરૂ કરૂં છું.) ૧ *

વખાણ ખાસ ખુદાનાંજ છે, જે સઘળી આલમનો પરવરદેગાર છે. ૨. કૃપાળુ (અને) દયાળુ છે. ૩. કયામતના દિવસનો માલેક છે. ૪. ત્હારીજ અમે બંદગી કરીએ છીએ, અને ત્હારીજ અમે મદદ માગીએ છીએ. ૫. તું અમને સીધો રસ્તો † બતાવ, ૬. કે જે તેઓનો રસ્તો છે કે જેઓના ઉપર તેં મેહરબાની કરી છે, પણ તેઓનો રસ્તો (બતાવ) નહિ કે જેઓના ઉપર ત્હારો કોપ થયો છે. અને તેઓનો રસ્તો (પણ) નહિ કે જેઓ આડે રસ્તે ગયા છે. ૭.

---

* થોડા સિવાય બાકી બધા મુસલમાન તફસીર લખનારાઓ આ આયાને આ સુરાનો ભાગ ગણે છે. અને દરેક સુરાની શરૂઆતમાં તે આયા આવેછે. એવું કહેવામાં આવ્યું છે કે ખુદાએ આકાશમાંથી ૧૨૪ એલાહી કેતાબો મોકલી છે. અને જેમાંની ચાર કેતાબની અંદર તે સઘલાનું તત્ત એકંદરે એકઠું કર્યું છે. તે ચાર કેતાબો તોરાત, એનજીલ, ઝબુર, અને કોરઆન છે. અને ખુદાએ આ ચારે કેતાબોના ભાવાર્થનો કોરઆનમાં સમાવેશ કર્યો છે. પછી આખા કોરઆનના સારનો સમાવેશ તેણે આ વાક્યમાં કર્યો છે. તેથી આ આયા કોરઆનની મુખ્ય આયાતમાંની એક છે. પ્રાણીનો વધ કરતી વખતે, વાંચનનો પ્રારંભ કરતી વખતે, અને દરેક મ્હોટા કામનો સમારંભ કરતી વખતે, આ આયા પઢવામાં આવે છે. આ આયામાં ખુદાના બે વિશેષણો "રહમાન" અને "રહીમ" આવે છે. આ બન્ને શબ્દો એકજ ધાતુમાંથી નીકળે છે, તો પણ તફસીર લખનારાઓ તે એમાં કેટલાંક બારીક તફાવત દેખાડે છે, તેઓ કહે છે કે "રહમાન" એટલે આ દુનિયામાં અને કયામતમાં દયા કરનાર ખુદા. અથવા મોમેનો અને કાફેરો બન્ને ઉપર આ દુનિયામાં દયા કરનાર ખુદા; અને "રહીમ" એટલે કયામતને દિવસે ખાસ મોમેનો ઉપર દયા કરનાર ખુદા.

† એવું કહેવામાં આવ્યું છે કે "સેરાતલ-મુસ્તકીમ" (સીધો રસ્તો) એટલે કોરઆન અને એસ્લામધર્મ, કે જેમાં ધર્મના સઘળા સત્ય તત્વો રહેલાં છે, જેવાં કે ખુદાની એકતા, તેનો ન્યાય, અને કયામતના દિવસમાં આસ્થા વગેરે. છેલ્લા બે વાક્યો (૭ મી આયા) યહુદી અને ખ્રિસ્તિના સંબંધમાં છે. પહેલું યહુદીઓ માટે છે. કારણ કે તેઓના ઉપર ખુદાના હુકમનો અનાદર કરવા અને પોતાના પેગમ્બરોને મારી નાંખવાને લીધે ખુદાનો કોપ થયો છે: અને બીજું ખ્રિસ્તીઓ માટે છે, કારણ કે તેઓ હઝરત ઇસાને ખુદા માની આડે રસ્તે ગયા છે.

## પ્રકરણ ૧ લું.



# -: સુરતુલ-ફાતેહા. :-

મુસલમાન તફસીર લખનારાઓનો મ્હોટો ભાગ માને છે કે આ સુરા મક્કામાં વહ્ય કરવામાં આવી હતી, અને તેમાં સઘળાના માનવા પ્રમાણે સાત આયા છે. આ સુરાને બીજા કેટલાંક નામો પણ આપવામાં આવ્યાં છે, જેવાં કે સુરતુશ-શોક્ર, સબ્ઓલ-મસાની, ઉમ્મુલ-કેતાબ વગેરે. આ સુરા સુરતુલ-ફાતેહા એટલે શરૂ કરવાની સુરા કહેવાય છે, કારણ કે કોરઆને શરીફ તે સુરાથી શરૂ થાય છે; અને શોક્ર કહેવાય છે, કારણ કે તેની અંદર ખુદાના વખાણ અને તેની બક્ષિશોનો આભાર માનવાના શબ્દોનો સમાવેશ થયો છે; અને સબ્ઓલ મસાની (સબ્અ એટલે સાત અને મસાની એટલે બેવડું) કહેવાય છે, કારણ કે આ સુરામાં સાત આયા છે અને મસાની એટલા માટે કે તેમાં શબ્દો બબ્બે વખત આવે છે, અથવા અર્ધ ભાગમાં ખુદાના વિશેષણોનું વર્ણન છે અને અર્ધ ભાગ મનુષ્ય વિષે છે, અથવા દરેક નમાઝમાં આ સુરા બે વખત પઢવામાં આવે છે. ઉમ્મુલ-કેતાબ કહેવાય છે, કારણ કે "ઉમ્મ" એટલે મૂળ અને કેતાબ એટલે ચોપડી. એટલે કે આ સુરા કોરઆનનું તત્વ અને મૂળ છે અને એસ્લામ ધર્મ તથા કોરઆનની મુખ્ય બાબતોનો તેમાં સમાવેશ થયેલો છે. આ સુરા મુસલમાનોમાં અતિ માનયુકત છે અને આખા કોરઆનનું સત્વ ગણાય છે. વળી તે મુસલમાનોની દરરોઝ પાંચ વખત થતી નમાઝનો અગત્યનો ભાગ છે અને દરેક નમાઝમાં તે બે વખત પઢવામાં આવે છે. આ સુરા વાંચવાના ફાયદા અસંખ્ય છે અને મુસલમાનો તે ઘણાં ઘણાં કામો માટે વાંચે છે; જેવાં કે રોગ શાન્ત કરવા માટે, વિપત્તિ દૂર કરવા માટે ઇત્યાદિ. હદીસમાં લખેલું છે કે "જે કોઈ આ સુરા વાંચે તેને કોરઆનનો બે તૃતીયાંશ ભાગ વાંચ્યા જેટલો બદલો મળશે." અથવા કેટલાકના કહેવા પ્રમાણે "આખું કોરઆન વાંચ્યા જેટલો બદલો મળશે." વળી એમ કહેવામાં આવ્યું છે કે આ સુરામાં પહેલેથી છેલ્લે સુધી આખી સૃષ્ટિના જ્ઞાનનો સમાવેશ થયેલો છે.

انا انزلناه قرانا عربيا لعلكم تعقلون

انه لقرآن كريم ❁ فى كتاب مكنون

لا يمسه الا المطهرون ❁ تنزيل من رب العالمين

# قران مجيد

## مترجم

## بزبان گجراتی

ખરેખર તે અતિ માનવંત કોરઆન છે કે જે છૂપી જાળવી રાખેલી કેતાબ ( લૌહે મહફુઝ ) માં લખેલું છે. તેને પવિત્ર માણસો સિવાય બીજો કોઈ અડકતો નથી. તે સર્વ સૃષ્ટિના પરવરદેગાર તરફથી નીચે મોકલવામાં આવ્યું છે.

ولا رطب ولا يابس الا فى كتاب مبين

અને તેઓએ તેમાંથી પાણી પીધું હતું. તે કૂવાનું પાણી પવિત્ર છે તેથી માત્ર પીવા માટે અને વોઝુ કરવા માટેજ વાપરવામાં આવે છે, અને મુસલમાનો બીજા કામમાં તેને વાપરતા નથી; અને હાજી લોકો જો તેઓએ ત્યાં રૂઆ રાખ્યા હોય તો તે પવિત્ર પાણીથી પોતાના રૂઆ ખોલે છે.

(૪૪) નાસેખ અને મનસુખ; કોરઆને શરીફની અંદર કેટલાક કાયદા સંબંધી કેટલીક આયા વહી થયેલી છે, પણ તે પછી તેજ કાયદા સંબંધી બીજી કેટલીક આયા વહી કરવામાં આવી છે, જેમાં એવો હોકમ થયેલો છે કે પ્રથમની આયામાં આવેલા કાયદા પ્રમાણે અમલ કરવો જોઇએ નહિ, પણ જેમ પાછળની આયામાં આવ્યું છે તેમ અમલ કરવો જોઇએ. પ્રથમ આવેલી આયા કે જે પ્રમાણે અમલ કરવામાં આવતો નથી તે મનસુખ કહેવાય છે, અને પછીથી આવેલી આયા કે જે પ્રમાણે અમલ થાય છે તે નાસેખ કહેવાય છે. આવી આયાની સંખ્યા વિષે મુસલમાન તફસીર લખનારાઓ અને આલેમોમાં જુદા જુદા મત છે.






એટલે તે વખતે હાજી લોકોનો ખાસ લેબાસ પહેરવો; "તવાફ" કરવી એટલે કબાની ચોમેર પ્રદક્ષિણા કરવી; "સાઇ" કરવી એટલે સફા અને મરવા એ બે પહાડો વચ્ચે દોડવું; "રમયે જમરા" એટલે અમુક ઠેકાણે જઇ સાત કાંકરા ફેંકવા; "કુરબાની" કરવી એટલે કોઇ જાતના જાનવરનો ભોગ આપવો; "તકબીલ" એટલે હજરૂલ-અસ્વદ (કાળા પત્થર) ને ચુમી લેવી વગેરે.

(૪૦) જેહાદ; તેનો મૂળ અર્થ કોશેશ કરવી થાય છે, પણ હાલ એસ્લામ ધર્મમાં કાફેરો સામે ધર્મ માટે લડવું થાય છે. તેપણ મુસલમાનો ઉપર એક ફરજ છે; અને તેનો કોરઆને શરીફ અને હદીસોમાં હોકમ થયેલો છે, અને તે ખાસ એસ્લામ ધર્મનો વધારો કરવા માટે અને મુસલમાનો ઉપરથી કાફેરોની આફત દૂર કરવા માટે ફરમાન થયેલું છે. કયે વખતે અને કયા કારણથી જેહાદ કરવી જોઇએ અને કેવા માણસોએ તે ધર્મ-યુધ્ધમાં લડવું જોઇએ અને વળી કોની સામે તે લડાઇ હોવી જોઇએ, અને તેના સંબંધમાં કેવી શરતો છે તે સઘળું મુસલમાની ધર્મપુસ્તકોમાં સ્પષ્ટ વર્ણવેલું છે

(૪૧) સોમ અથવા રૂઝા એટલે ઉપવાસ કરવો તે. તે પણ ફોરૂએદીનમાંનું એક છે. કોરઆને શરીફ અને હદીસોના પ્રમાણે દરેક મુસલમાને, રમઝાન મહિનાનો ચાંદ દેખાય ત્યારથી તે બીજા મહિનાનો ચાંદ દેખાય ત્યાંસુધી આ આખા મહિનામાં રૂઝા રાખવા જોઇએ, અને તે દરરોઝ ફજરથી તે સૂરજ આથમે ત્યાંસુધી ખાવું કે પીવું જોઇએ નહિ, સ્ત્રી સંગ કરવો જોઇએ નહિ, અને તેમજ કેટલી એક બાબતો કે જેને મોબતેલાતે રૂઝા (રૂઝા ભાંગનાર.) કહે છે તેનાથી દૂર રહેવું જોઇએ. આ રમઝાન મહિનાના વાજેબ રૂઝા ઉપરાંત બીજા કેટલાક મુસ્તહબ રૂઝા છે કે જે અમુક દિવસોએ રાખવામાં આવે છે; જેમ કે દરેક મહિનાની અને ખાસ કરીને પવિત્ર રજબ અને શઅબાન મહિનાની ૧૩ મી, ૧૪ મી, અને ૧૫ મી તારીખ.

(૪૨) અલ્લાત, અલઉઝઝા, મનાત, વદ, સોવાઅ, યઘુસ, યઉક, અને નસ્ર આ સઘળાં મૂર્તિઓનાં નામો છે કે જેઓને અરબ લોકો એસ્લામ ધર્મ અગાઉ પૂજતા હતા, અને તે નામો કોરઆને શરીફમાં આવે છે.

(૪૩) ઝમઝમ; મક્કાની પવિત્ર મસ્જેદમાં આવેલા એક કૂવાનું નામ છે, એવું માનવામાં આવે છે કે જ્યારે હઝરત એબ્રાહીમે પોતાની સ્ત્રી હાજર અને પોતાના દીકરા હઝરત એસ્માઇલને મક્કાની અસલની પવિત્ર જગ્યામાં મૂક્યા ત્યારે આ કૂવો હઝરત એસ્માઇલના પગ તળેથી ચમત્કારિક રીતે પેદા થયો હતો;

માટે વપરાય છે. અને તે ફોરૂએદીન ( ધર્મના મુખ્ય કાયદા ) માંનો એક છે, અને તે દરેક મુસલમાન ઉપર વાજેબ છે. અને હઝરત પેયગમ્બરને ખુદા તરફથી મેઅરાજની રાતે જે જે હોકમો મળ્યા હતા તેમાંનો આ એક છે. નમાઝ પઢવાની રીત, તેને માટે શરતો અને નિયમો એ સઘળું મુસલમાની ધર્મ–પુસ્તકોમાં પૂરેપૂરૂં મુસલમાન આલેમોએ આપ્યું છે. દરરોઝની પાંચ વખતની નમાઝ ઉપરાંત એસ્લામ ધર્મમાં બીજી કેટલીક ઝાતની નમાઝો અમુક વખતને માટે મુકરર થયેલ છે; જેમકે સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ વખતે, દુકાળ વખતે, મરી ગયેલા માણસને માટે, ઘણાજ ભયને વખતે, ધરતીકંપ વખતે, રૂઝાની અને અઝહાની ઇદ વખતે નમાઝ પઢવી વગેરે.

(૩૭) ઝકાત એટલે ધર્મમાં જે દાન મુકરર થયેલું છે તે દર વર્ષે આપવું. આ પણ ફોરૂએદીનમાંનું એક છે, અને તે દરેક આઝાદ, અકલમંદ અને પુખ્ત ઉમરે પહોંચેલ મુસલમાન ઉપર વાજેબ છે; પણ ઝકાત, માત્ર તેજ વખતે વાજેબ થાય છે કે જ્યારે ઉપર બતાવેલ માણસ પાસે પૈસાની અમુક રકમ અથવા અમુક મેલ્કત હોય કે જે મુસલમાની કાયદામાં નેસાબ કહેવાય છે. અને વળી તે તેના કબઝામાં પૂરેપૂરૂં એક વર્ષ રહેલી હોય. કેટલી રમક ઉપર અને કઇ કઇ ચીઝ માટે ઝકાત આપવાની છે અને તે કેવા પ્રમાણમાં આપવાની છે અને તે કિયા માણસને આપવાની છે તે સઘળું મુસલમાની ધર્મપુસ્તકોમાં પૂરેપૂરૂં વર્ણવેલું છે.

(૩૮) ખોમ્સ એટલે પાંચમો ભાગ. તે પણ એક ઝાતનો ધર્માદો છે કે જે મુસલમાનો ઉપર વાજેબ થયેલો છે; અને તે ધર્માદો કોને આપવો અને કયે કયે વખતે આપવો તે મુસલમાની ધર્મપુસ્તકોમાં લખેલ છે. પણ જે ધર્માદો માણસ પોતાની ખુશીથી કરે છે તે સદકા કહેવાય છે અને તેને માટે ખાસ અમુક રકમ મુકરર નથી. તે આપનારની મરઝી ઉપર છે.

(૩૯) હજ એટલે ઝીલહજ મહિનાની દશમી તારીખે મકકામાં જઇ જાત્રા કરવી; અને તે ફોરૂએદીનમાંની એક છે. હજ કરવા માટે કોરઆને શરીફમાં ખાસ હોકમ થયેલો છે. દરેક મુસલમાનને પોતાના ઝિંદગીમાં એક વખત મકકામાં જઈ હજ કરવાની ફરઝ છે. પણ જો તે મુકલ્લફ ( પુખ્ત ઉમરનો ), આઝાદ, આકેલ, તનદુરસ્ત હોય અને તેની પાસે મકકામાં જઇ પાછા આવવા માટે અને તે દરમ્યાન પોતાની સ્ત્રી અને છોકરાંઓને ખર્ચ આપવા માટે પૂરા પૈસા હોય તોજ તેની ઉપર વાજેબ છે. હજની વખતે જે જે અઅમાલ અને ધર્મક્રિયા હાજી લોકોને કરવી પડે છે તે સંઘળું મુસલમાની ધર્મપુસ્તકોમાં વર્ણવેલું છે; જેમ કે "એહરામ" પહેરવું

હોકમો અને ફરમાનો લખવામાં આવ્યાં છે. આ ઉપરથી મુસલમાનો કઝા અને કદર ઉપર ઇમાન રાખે છે, અને માને છે કે જે આ સંસારમાં અગાઉ થઇ ગયું છે અને હવે થવાનું છે તે સઘળું તેમાં લખેલું છે; અને તેમાં ઝરાએ ફેરફાર થવાનો નથી. અને આ સંસારમાં એકે કામ અથવા બાબત સારી કે નરસી, ખુદાની તાબેદારી કે નાફરમાની, ઇમાન કે કાફેરપણું, બીમારી કે તનદુરસ્તી, તવંગરી કે ગરીબાઈ, ઝિંદગી કે મોત વગેરે આમાંની એકે બાબત એવી નથી કે જે લોહે–મહફુઝમાં લખેલી ન હોય.

(૩૪.) નેજાસત એટલે ધર્મમાં બતાવેલી નાપાક ચીઝો, અને નજેસ એટલે નાપાક. મુસલમાનોએ પોતાનાં શરીર, કપડાં અથવા ઘરનાં કંઇપણ સર સામાનને ધર્મમાં મુકરર કરેલી નાપાક ચીઝો સાથે અડવા દેવાં જોઇએ નહિ; જેમકે કૂતરો, ડુક્કર, લોહી, મળમૂત્ર, કાફેરો, દારૂ, વીર્ય વગેરે. પણ આમાંની જે ચીઝો સૂકી હોય તેને કંઇપણ અડે તો તે નાપાક થતું નથી

(૩૫) તહારત એટલે ઇસ્લામ ધર્મના કાયદા પ્રમાંણે કાંઇપણ નાપાક થયેલી ચીઝને પાક કરવી તે; અને નાપાક થયેલી ચીઝોને પાક કરવાની અને નાપાકીને દૂર કરવાની કેટલીક રીત નીચે પ્રમાણે છે:—

૧ ગસ્લ એટલે ધોઈ પાક કરવું; અને તે એવી રીતે છે કે ઉપર બતાવેલી નાપાક ચીઝોને કાંઇપણ અંગ અથવા કપડું કે સર સામાન અડી નાપાક થયેલ હોય તેને પાણીથી ધોઇ પાક કરવું.

૨ ગુસ્લ એટલે કેટલીક બાબતને લીધે પાણીથી આંખુ શરીર ધોઇ ન્હાવું; જેમ કે રાતે સ્વપ્નામાં એહતેલામ (વીર્યપાત) થયો હોય અથવા સ્ત્રીનો સંગ કર્યો હોય અથવા મય્યેતને ગુસ્લ આપ્યા અગાઉ તેને અડકયા હોઈએ વગેરે; અને તે ઉપરાંત સ્ત્રીઓ માટે અંતરાયની મુદ્દત વીત્યા પછી અથવા જણ્યા પછી ગુસ્લ વાજેબ છે.

૩ વોઝુ એટલે નમાઝ પઢયા અગાઉ મ્હોં અને કોણી સુધીના હાથ ધોવા અને માથાને અને પગને મસહ કરવું, પણ સુન્નીના મત પ્રમાણે પગને મસહ કરવાને બદલે ધોવા જોઇએ.

૪ તયમ્મુમ એટલે જ્યારે ગુસ્લ અને વોઝુ વાજેબ હોય છે ત્યારે તેને બદલે અમુક કારણો કે જે ધર્મમાં બતાવેલ છે તેને લીધે પાણીને બદલે માટી વાંપરવી; અને તે એવી રીતે કે પાક માટીને બે હાથની હથેળીએ ઝરા અડકાડી મ્હોં ઉપર અને કાંડા સુધીના હાથને મસહ કરવું.

(૩૬) સલાત; તેનો મૂળ અર્થ બંદગી થાય છે પણ હાલ મુસલમાની ધર્મમાં દરરોઝની પાંચ વખતની ફરમાવેલી અને બીજી કેટલીએક નમાઝને

( ૨૮ ) મોઅજેઝા ( ચમત્કાર ) એ કોઇ પણ પેયગમ્બરનું એક અદ્‌ભૂત કાર્ય છે કે જે ઉપરથી તેને ખુદા તરફથી પેયગમ્બરી પદવી મળેલી છે તે સાબેત થાય છે. હદીસમાં લખેલું છે કે હઝરત પેયગમ્બરના પવિત્ર શરીરમાં ૧૦ દેખીતી ચમત્કારિક નિશાનીઓ હતી, અને હઝરતે પોતાની ઝિંદગીમાં ૩૦૦૦ અને કેટલાકના કહેવા પ્રમાણે ૧૦૦૦ મોઅજેઝા બતાવ્યા હતા.

( ૨૯ ) લૈલતોલ-કદ્ર ( મહારાત્રિ ) એ રમઝાન મહિનાની એક રાત છે; પણ તે તે મહિનાની કઇ રાત છે તે ખુદા, હઝરત પેયગમ્બર અને તેના જુજ અસહાબો સિવાય બીજું કોઇ જાણતું નથી. આ રાત્રિ ઘણીજ મહાન્ અને પવિત્ર ગણાય છે, અને તે રાતે બંદગી કરવાથી અસંખ્ય સવાબ અને લાભ મળે છે, કારણ કે આ રાતની બંદગી ૧૦૦૦ મહિનાની બંદગીની બરાબર છે. અને ખુદાનું પવિત્ર કલામ કોરઆને શરીફ તેજ રાતે હઝરત પેયગમ્બર ઉપર ઉતારવામાં આવ્યું છે. આ રાત વિષે તરજુમામાં ૯૭ મી સુરા જુઓ.

( ૩૦ ) ઇદ-ઉલ-અઝહા ( કુરબાની કરવાનો તહેવાર ); મુસલમાની ધર્મમાં તે એક મહોત્સવનો દિવસ છે, અને તે દિવસે તેઓ કુરબાની કરે છે. તે દિવસ ઝીલ-હજ મહિનાની ૧૦ મી તારીખ છે અને મક્કામાં હાજી લોકો તે દિવસે હજની મુખ્ય અઅમાલ ( ક્રિયા ) કરે છે. તે દિવસે મક્કામાં હાજી લોકો અથવા બીજે ઠેકાણે કુરબાની કરનારાઓ પોતાના ગજા પ્રમાણે બકરીની અથવા ઘેટાની અથવા ગાયની અથવા ઊંટની કુરબાની કરે છે. હઝરત એબ્રાહીમ પોતાના દીકરા હઝરત એસ્માઈલને કુરબાની કરવા ખુદાના હોકમથી તૈયાર થયા હતા, તેની યાદદાશ્ત માટે હઝરત પેયગમ્બરે આ દિવસે કુરબાની કરવાનું ફરમાન કર્યું છે. આ દિવસે અમુક નમાઝ અને ખોતબા પઢવાનો હોકમ થયો છે.

( ૩૧ ) ઇદુલ-ફેતર એટલે રમઝાન મહિના પછીનો તહેવાર. રમઝાન મહિનાનો છેલ્લો રૂઝો પૂરો થાય કે તરતજ શવ્વાલ મહિનાની પહેલી તારીખે તે તહેવાર આવે છે. તે દિવસે મુસલમાનો ફકીર લોકોને અમુક દાન આપે છે કે જે ફેતર અથવા સદકતુલ-ફેતર કહેવાય છે. આ દિવસે પણ મુસલમાનો અમુક નમાઝ પઢી પીશએમામનો ખોતબા સાંભળે છે.

( ૩૨ ) વહ્ય ( એલાહી પ્રેરણા ). તે એક એલાહી સંદેશો છે કે જે જેબ્રાઈલ ફેરેશ્તા ખુદા તરફથી પેયગમ્બરો ઉપર લાવે છે. પણ પેયગમ્બરે ખાતરીથી જાણવું જોઇએ કે તે લાવનાર જેબ્રાઈલ ફેરેશ્તો છે. આખું કોરઆને શરીફ આ પ્રમાણે હઝરત પેયગમ્બરને વહ્ય કરવામાં આવ્યું હતું.

( ૩૩ ) અલ-લૌહુલ-મહફુઝ ( જાળવી રાખેલું પાટીયું ). તે એક પાટીયું અથવા કેતાબ છે કે જેમાં માણસો સંબંધી સૃષ્ટિ અગાઉ ખુદાના મુકરર થયેલા

( ૨૧ ) કાફેર, મોશરેક, મોલહેદ, અને મોરતદ એટલે તે માણસ કે જે ઉપર બતાવેલી એક પણ બાબતમાં ઇમાન રાખતો નથી અને તેનો એનકાર કરે છે. પણ મોનાફેક ( ઢોંગી ) એટલે જે માણસ ઝાહેર રીતે એસ્લામ ધર્મમાં દાખલ થાય છે અને અંતઃકરણથી ઇમાન રાખતો નથી.

( ૨૨ ) મોહાજેરીન એટલે દેશ છોડી પરદેશ જનાર; પણ આ શબ્દ ખાસ તે મુસલમાનો માટે વાપરવામાં આવે છે કે જેઓ એસ્લામની શરૂઆતમાં પોતાનું શહેર મક્કા છોડી હઝરત પેયગમ્બર સાથે મદિને ગયા હતા. વળી હઝરત પેયગમ્બરે મક્કા જીતી લીધું ત્યાં સુધીમાં જે જે માણસો મક્કામાંથી અથવા બીજા દેશાવરોમાંથી મદિને આવી હઝરતની સાથે રહ્યાં તેઓ પણ મોહાજેરીન કહેવાય છે.

( ૨૩ ) અનસાર એટલે મદદગારો. મદિનામાં જેઓ પ્રથમ એસ્લામ ધર્મમાં દાખલ થયા, અને જ્યારે હઝરત પેયગમ્બર મક્કા છોડી મદિને ગયા ત્યારે હઝરતને માન દઇ મદદ કરી તેઓ અનસાર કહેવાય છે.

( ૨૪ ) મસ્જેદુલ—અકસા એ બતોલ–મોકદસની મસ્જેદનું નામ છે કે જે હઝરત સોલાયમાને બંધાવી છે. મેઅરાજની રાતે હઝરત પેયગમ્બર મક્કેથી ત્યાં ગયા અને ત્યાંથી પછી આકાશ તરફ ચઢયા.

( ૨૫ ) "મેઅરાજ" નો મૂળ અર્થ "ઉપર ચઢવું" થાય છે; પણ તે શબ્દ હાલ હઝરત પેયગમ્બર આકાશ તરફ ચઢી ત્યાં સઘળું જોઇ એક ક્ષણ વારમાં પાછા આવ્યા તેને માટે વપરાય છે. આ મેઅરાજના વખતમાં જેબ્રાઇલ ફેરેશ્તા હઝરત પેયગમ્બરને બુરાક નામના એક સફેદ જાનવર ઉપર બેસાડી સાત આકાશો તરફ લઈ ગયા. ત્યાં હઝરત પેયગમ્બરે સઘળા પેયગમ્બરોની મોલાકાત કરી અને ત્યાંથી ઉપર ચઢી તેણે મહાન્ પરવરદેગારની હઝુરમાં ઘણાંજ નઝદિક જઇ તેની સાથે વાત કરી અને ટૂંક મુદતમાં પાછા ઝમીન તરફ આવ્યા. ઘણાના મત પ્રમાણે આ મેઅરાજ હઝરત પેયગમ્બરની બેઅસતના બારમા વર્ષમાં થઇ હતી. આ રાતે મહાન્ પરવરદેગાર તરફથી હઝરતને પાંચ વખત નમાઝ પઢવાનો હોકમ થયો અને હઝરતે તે પોતાની ઉમ્મત ઉપર વાજેબ કર્યું.

( ૨૬ ) મસ્જેદુલ—હરામ એ પવિત્ર મક્કામાં બાંધેલી મસ્જેદ છે, જ્યાંથી પ્રથમ હઝરત મેઅરાજની રાતે બેતોલ–મોકદસની મસ્જેદમાં ગયા, અને ત્યાંથી આસમાન તરફ ઉંચે ચઢયા.

( ૨૭ ) કઅબા મક્કાની મસ્જેદમાં આવેલા એક મકાનનું નામ છે, અને તેમાં પવિત્ર હજરૂલ–અસ્વદ ( કાળો પત્થર ) મૂકવામાં આવ્યો છે; તેને બૈતોલ્લાહ પણ કહે છે.

મુસલમાની ફેરકા ખાતરીપૂર્વક માને છે કે તે દિવસે માણસનો આત્મા શરીર સાથે ફરીથી જોડાઇ કબરમાંથી બહાર નીકળશે, અને સઘળાની પાસેથી હેસાબ લેવામાં આવશે; અને તે દિવસ કયારે આવવાનો છે તે ખુદા સિવાય બીજું કોઇ જાણતું નથી. પણ કોરઆને શરીફમાં અને હદીસોમાં કેટલીક નિશાનીઓ આપેલી છે કે જે નિશાનીઓ આ દુનિયાની અંદર કયામતના દિવસ અગાઉ ઝાહેર થાય છે; અને તે ઉપરથી ખબર પડે છે કે તે દિવસ નઝદિક છે; જેવી કે (૧) માણસોનું ઇમાન બગડી ઘટતું જાય છે. (૨) આ દુનિયામાં ફસાદ અને ફેતના અને શોર બકોરનો વધારો. (૩) મ્હોટી મ્હોટી આફતો, અને દુકાળ. (૪) દબ્બાતુલઅર્ઝ ( વિચિત્ર પ્રાણી ) નું ઝાહેર થવું કે જે મકકાની ઝમીનમાંથી નીકળી બહાર આવશે. (૫) મસીહુદ-દજાલનું ઝાહેર થવું. (૬) યઅજુજ અને મઅજુજનું તેઓની સામે એસ્કન્દરે બાંધેલી લોઢાની દિવાર ભાંગી બહાર આવવું; યઅજુજ અને મઅજુજ એ બે જંગલી કોમ છે; તેઓ તે દિવાર પછવાડેથી બહાર આવી રસ્તામાં આવેલ એક સરોવર ઓળંગી તેમાંથી સઘળું પાણી પીઇ જઈ તેને સૂકું કરી નાંખશે, પછી બૈતોલ-મોકદસમાં આવી હઝરત ઇસા અને તેનાતા બેદારોને ઘણુંજ દુઃખ દેશે; છેવટે હઝરત ઇસા તેઓનો નાશ કરશે. (૭) અને હઝરત મહદીનું ઝાહેર થવું. જે વખતે તે ઝાહેર થાય છે તે વખતે દુનિયામાં સઘળે ઠેકાણે ઝોલમ અને અન્યાયનો ફેલાવો થયેલો હોય છે, પણ તે તે સઘળું દૂર કરી દુનિયાને ન્યાય અને પ્રમાણિકપણાથી ભરપૂર કરશે. આ ઉપરાંત બીજી કેટલીક નિશાનીઓ હદીસોમાં આપેલી છે. કયામતનો દિવસ સઘળાને માટે છે, અને તે દિવસે સઘળી ઝાતનાં પ્રાણીઓ, જોઇએ તો તેઓ ફેરેશ્તા, જેન્નો, માણસ કે જાનવર હોય, હાઝેર થશે.

( ૧૯ ) કોસર, સલસબીલ, તસનીમ અને કાફુર એ બેહેશ્તમાં વહેતી ચાર નદીઓનાં નામ છે, અને મોમેનો બેહેશ્તમાં દાખલ થયા પછી તે નદીઓમાંથી પાણી પીશે. પણ કોસર નદીની એક શાખા બેહેશ્તના દરવાઝા પાસેથીજ વહે છે, અને કયામતને દિવસે જે વખતે કે સઘળા માણસોના ઓઠ માથા ઉપર ૪૦ વાર છેટે આવેલા સૂર્યના તાપથી તરસને લીધે સૂકાઇ ગયા હોય છે તે વખતે તે નદીનું પાણી ખાસ મોમેનો અને સદ્‌ગુણી માણસોને આપવામાં આવશે.

( ૨૦ ) મોમેન અથવા મુસલ્લેમ એટલે જે ખુદામાં, તેના ફેરેશ્તાઓમાં, એલાહી કેતાબોમાં, પેયગમ્બરોમાં, કયામતના દિવસમાં, કઝા અને કદરમાં ઇમાન લાવે છે અને નમાઝ પઢે છે, અને રૂઝા રાખે છે, અને ઝકાત આપે છે, અને હજ કરે છે, અને ધર્મના બીજા એલાહી હોકમો પ્રમાણે ચાલે છે.

(૧૪) જહન્નમ (નરક) મોશરેકો, કફેરો, અને પાપી લોકો વગેરેને શિક્ષા કરવાનું ઠેકાણું છે; અને નીચે આપેલા તેના સાત ભાગ છે:—(૧) જહન્નમ (૨) લઝા (૩) હોતમા (૪) સઇર (૫) સકર (૬) જહીમ (૭) હાંવીઆ. અને દરેક ભાગ તક્સીર લાગનારાઓના કહેવા પ્રમાણે એક અમુક કોમ અને કેટલાક ખાસ માણસોને માટે મુકરર થયેલ છે.

(૧૫) જન્નત એ મોમેનો, પરહીઝગારો અને સદ્‌ગુણી માણસોની રહેવાની આનંદિત જગ્યા છે. કોરઆને શરીફમાં તેને માંટે આઠ નામો આપવામાં આવ્યાં છે; અને આલેમ લોકો ધારે છે કે તે આઠ જુદા જુદા દરજાનાં નામ છે— જન્નતોલ-ખોલ્દ, દારોસ-સલામ, દારોલ-કરાર, જન્નતોલ-અદ્ન, જન્નતોલ-મઅવા, જન્નતોન-નઈમ, એલ્લીયુન, જન્નતોલ-ફેરદોસ.

(૧૬) સેરાત એ એક પૂલનું નામ છે. તે પૂલ જહન્નમ ઉપર મૂકેલો છે; અને હદિસમાં લખેલું છે કે તે પૂલ વાળ કરતાં પણ વધારે બારીક અને તલવારની ધાર કરતાં પણ વધારે તિક્ષ્ણ છે. તે પૂલ ઉપર મોમેનો ઘણીજ સહેલાઇથી અને વિજળીના વેગથી ચાલ્યા જશે; પણ કાફેરો તથા પાપી લોકો પોતાના પગ લપશી જવાથી જહન્નમ કે જે મ્હોં વિકાસી તેઓની નીચે રહેલું છે તેમાં ઉંધે માથે પડી જશે.

(૧૭) મીઝાન એ તોલ કરવાનો કાંટો છે, અને તેમાં કયામતને દિવસે સઘળી ચીઝોનો તોલ થશે. માણસોનાં કૃત્યોનાં નામાની ચોપડીઓ જેમાં સારાં અને નરસાં કૃત્યો લખેલાં છે, અને જે નામેએ-અઅમાલ અથવા કેતાબ કહેવાય છે તેનો તે દિવસે તેમાં તોલ થશે; અને જેનાં સારાં કૃત્યો તોલમાં વધારે થશે તો તે શિક્ષામાંથી બચી જશે, પણ જેનાં નઠારાં કામો તોલમાં વધશે તેને જહન્નમમાં ફેંકી દેવામાં આવશે. તોલ કરતી વખતે દરેક માણસને પોતાનાં કૃત્યોની નોંધ પોથી આપવામાં આવશે; અને મોમેનો અને સદ્‌ગુણી માણસોને તેઓની નોંધ પોથી જમણા હાથમાં આપવામાં આવશે, અને તેઓ તે નામું ઘણીજ સહેલાઇથી વાંચી સંતોષ પામશે; પણ કાફેરો અને પાપી લોકોને તે નામું તેઓના ડાબા હાથમાં આપવામાં આવશે અને તેઓનો ડાબો હાથ તેઓની પીઠ પછવાડે બાંધવામાં આવશે અને તેઓનો જમણો હાથ તેઓની ગરદન સાથે બાંધવામાં આવશે.

(૧૮) કયામત અથવા મઆદ માણસો પાસેથી હેસાબ લેવા અને તેઓને બદલો આપવા માટે સજીવન કરવાનો દિવસ છે. તે દિવસ જરૂર આવનાર છે એમ ઈમાન રાખવું એ મુસલમાની ઉસુલેદીન (ધર્મના મૂળ પાયા) માંનો એક છે. કોરઆને શરીફમાં તે દિવસને ઘણાં નામો આપવામાં આવ્યાં છે. સઘળા

( ૭ ) મલક એટલે ફેરેશ્તો. મુસલમાની ધર્મ પ્રમાણે ત્રણ વર્ગનાં બુદ્ધિમાન મખલુક ખુદાએ પેદા કરેલાં છે. (૧) ફેરેશ્તાઓ કે જેઓને નુરમાંથી પેદા કરવામાં આવ્યા છે. (૨) જેન્નો કે જેઓને આગમાંથી પેદા કરેલ છે. (૩) માણસો કે જેઓને માટીમાંથી પેદા કરેલ છે. ફેરેશ્તાઓની સંખ્યા અગણિત છે, અને તેઓની સંખ્યા ખુદા સિવાય બીજું કોઈ જાણતું નથી, અને ફેરેશ્તાઓથી આખું વિશ્વ ભરેલું છે. તેઓમાંના ચાર મુખ્ય ફેરેશ્તાઓ છે કે જેઓ 'કરરૂબીય્યુન" કહેવાય છે. (૧) જેબ્રાઇલ કે જે રૂહોલ–અમીન કહેવાય છે. તે પેયગમ્બરો ઉપર વહ્ય લાવનાર ફેરેશ્તો છે. (૨) મીકાઇલ, તે માણસોને રૂઝી વહેંચી આપનાર ફેરેશ્તો છે. (૩) એસરાફીલ, એ ફેરેશ્તો કયામતના દિવસની શરૂઆતમાં સુર વગાડે છે અને સઘળા સજીવન થાય છે. (૪) એઝરાઇલ, તે મોતનો ફેરેશ્તો છે.

( ૮ ) એબ્લીસ એટલે શેતાન, કે જે સઘળાં દુષ્ટ જેન્નોનો બાપ છે. જ્યારે હઝરત આદમને પેદા કરવામાં આવ્યા, અને ખુદાએ સઘળા ફેરેશ્તાઓને તેને સેજ્દો કરવા હોકમ કર્યો ત્યારે શેતાને નાફરમાની કરી સેજ્દો કર્યો નહિ, તેથી તેને આકાશમાંથી હાંકી કાઢવામાં આવ્યો, અને જે માણસોને ફોસલાવી પાપમાં દોરે છે તે આજ શેતાન છે.

( ૯ ) રકીબ અને અતીદ એએ ફેરેશ્તાઓનાં નામ છે. તેઓ કેરામુલ–કાતેબીન પણ કહેવાય છે. તેઓ માણસોનાં કૃત્યોનું નામું લખનાર છે. તેમાંનો એક સારાં કૃત્યોની નોંધ રાખે છે અને બીજો ખરાબ કૃત્યોની.

( ૧૦ ) મુનકર અને નકીર એ બે ફેરેશ્તાઓનાં નામ છે. તેઓ માણસ મરી ગયા પછી પહેલી રાતે કબરમાં આવી તેની પરીક્ષા લે છે, અને તેને ખુદા અને પેયગમ્બર ઉપરના ઇમાન અને એસ્લામ ધર્મ વિષે સવાલ પૂછે છે. જો તે માણસ સવાલનો બરાબર અને પૂરેપૂરો જવાબ આપશે તો તેની કબરમાં પ્રકાશ મોકલવામાં આવશે, અને તેને ખુશીમાં રહેવા દેવામાં આવશે; પણ જો બરાબર જવાબ આપશે નહિ તો તેને કયામતના દિવસ સુધી કાયમ શિક્ષામાં રાખવામાં આવશે.

( ૧૧ ) માલેક, એ દોઝખના ચોકીદાર ફેરેશ્તાઓમાનો મુખ્ય ફેરેશ્તો છે, અને રેઝવાન બેહેશ્તના નેગહબાન ફેરેશ્તાઓમાંનો મુખ્ય ફેરેશ્તો છે.

( ૧૨ ) અઅરાફ દોઝખ અને બેહેશ્ત વચ્ચે આવેલી એક દિવાલનું નામ છે. અને તે સંબંધી ૭ મી સુરાની ૪૬ મી આયામાં વર્ણન આપેલું છે. અઅરાફ ઉપર રહેનાર માણસો વિષે જુદા જુદા અભિપ્રાયો છે. તે વિષે ઉપર લખેલી આયાનું ટિપ્પણ તરજુમામાં જુઓ.

( ૧૩ ) બરઝખ મોત અને કયામતની વચ્ચેનો અવધિ ( મુદ્દત ) છે, અને તે મુદ્દત મરી ગયેલાં માણસ કબરમાં ગાળે છે. મરણ પછી આત્માની સ્થિતિના સંબંધમાં મુસલમાનોના ઘણા અભિપ્રાયો છે, અને તે અહિંઆં આપી શકાશે નહિ.

એન્જીલ હઝરત ઈસાને અને કોરઆને શરીફ હઝરત મોહમ્મદ પેયગમ્બરને આપવામાં આવ્યું છે. પહેલાં ૧૦૦ પુસ્તકો "સહીફા" કહેવાય છે, અને છેલ્લાં ચાર "કેતાબ" કહેવાય છે.

( ૨ ) નબી, મોરસલ અને રસુલ એ ત્રણ શબ્દો પેયગમ્બર માટે વપરાય છે. એકંદરે ૧૨૪૦૦૦ પેયગમ્બરો મોકલવામાં આવ્યા છે; તેમાંથી છ જણાને "ઓલુલ-અઝમ" એટલે પોતાનો નવો ધર્મ સ્થાપનાર, અને આગલા પેયગમ્બરોના ધર્મને મનસુખ (રદ) કરનાર, કહેવાય છે. તે પેયગમ્બરો હઝરત આદમ, હઝરત નુહ, હઝરત એબ્રાહીમ, હઝરત ઇસા, અને હઝરત મોહમ્મદ છે. પણ કેટલાકના મત પ્રમાણે ઓલુલ-અઝમ પેયગમ્બરો નવ છે અને તેમાં હઝરત આદમને ગણતા નથી, પણ હઝરત યઅકુબ, હઝરત યુસોફ, હઝરત અય્યુબ અને હઝરત દાવુદ એ ચાર તેમાં ગણવામાં આવે છે. ૧૨૪૦૦૦ પેયગમ્બરમાંથી માત્ર ૨૮ પેયગમ્બરોનાં નામ કોરઆને શરીફમાં આવે છેઃ- આદમ, એદ્રીસ, નુહ, હુદ, સાલેહ, એબ્રાહીમ, એસ્માઇલ, એસ્હાક યઅકુબ, યુસોફ, લુત, મુસા, હારૂન, શોએબ, ઝકરીય્યા, યહ્યા ઇસા, દાવુદ, સોલયમાન, એલયાસ, અલયસઅ, અય્યુબ, યુનોસ, યુશઅ, ઓઝાઇર ઝોલકેફલ, લોકમાન, એસકન્દર. આ તરજુમામાં આ પેયગમ્બરોનો ઇતિહાસ જેમ જેમ તેઓનાં નામ આવતાં જશે તેમ આપવામાં આવશે.

( ૩ ) કોરઆન—આ શબ્દ "કરઅ" ઉપરથી આવેલ છે, એટલે "વાંચવું;" અને હાલ કોરઆન શબ્દ હઝરત પેયગમ્બર ઉપર ઉતારેલી એલાહી કેતાબ માટે વપરાય છે. આ નામ સિવાય કોરઆને શરીફને બીજાં ખાસ ૫૪ જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે; અને તેમાંનાં કેટલાંક નીચે આપ્યાં છે. અલ-કલામ, અન-નુર, અલ-હોદા, અલ-ફોરકાન, અઝ-ઝેક્ર, અલ-હેકમા. અલ-મસાની. અર-રૂહ, અલ-હક, અલ-બોરહાન, અલ-મોબારક, અલ-બયાન, અલ-મજીદ, વગેરે.

( ૪ ) તોરાત—આ યહુદી લોકોની એલાહી કેતાબ છે કે જે હઝરત મુસા ઉપર ઉતારવામાં આવી હતી. કોરઆને શરીફમાં તેને કોઇ કોઇ વખત કેતાબ પણ કહેવામાં આવે છે.

( ૫ ) એન્જીલ—એ ખ્રિસ્તિ લોકોનું એલાહી પુસ્તક છે, કે જે હઝરત ઇસા ઉપર ઉતારવામાં આવ્યું હતું, અને ઝબુર એ હઝરત દાવુદને આપેલાં સહીફા (પુસ્તક) નું નામ છે.

( ૬ ) નસારા (ખ્રિસ્તિઓ) અને યહુદીઓ અહ્લે-કેતાબ અથવા અહ્લે ઝેમ્મા કહેવાય છે; કારણ કે તેઓને એલાહી કેતાબ મળેલી છે. શીઆ પંથના કેટલાક લોકો મજુસ ( અગ્નિ પૂજકો ) એટલે પારસીઓ અહલે કેતાબ છે એમ માને છે. અહલે-કેતાબને એસ્લામી રાજ્યમાં રહેવા માટે અને પોતાનું રક્ષણ મેળવવા માટે મુસલમાન પાદશાહોને અમુક ખંડણી કે કર જે "જેઝયા" કહેવાય છે તે આપવો પડે છે.

થયેલું છે, અગર જો કે તે સેજદો મોસ્તહબ હોય તોપણ તે આયા વાંચતી વખતે સેજદો કરી ખુદાની બંદગી કરવી જોઇએ. ( ૬ ) મધુર અને ખુશકારક આવાઝથી તે વાંચવું જોઇએ, પણ તેમાં ગાયનનો એરાદો ન હોવો જોઇએ.

આ ઉપરાંત વાંચનારે ધ્યાનમાં રાખવું જોઇએ કે તે ખુદાના શબ્દો વાંચે છે, અને તે મહાન્ અને શકિતવાન્ પરવરદેગાર સાથે વાત કરે છે, અને એ કે ખુદાએ, પોતાની વર્ણન ન આપી શકાય એવી અને કાયમ રહેનાર સેફાત, અક્ષરો અને શબ્દોમાં ઝાહેર કરી છે. વળી ધ્યાનમાં રાખવું જોઇએ કે તે આકાશો અને પૃથ્વીનો પેદા કરનાર છે તથા સર્વે પ્રાણીઓને તે રૂઝી આપનાર છે. વાંચનારે દરેક આયાનો અર્થ ધ્યાનમાં લઇ તેને વારંવાર વિચારપૂર્વક વાંચવી જોઇએ અને તેમાં આવેલી એલાહી સેફાતો અને વિશેષણોનું મનન કરવું જોઇએ; અને કાફેરોનો અંત અને તેઓનો કેવી રીતે નાશ થયો છે તે તરફ અને પેયગમ્બરોના અહવાલ અને તેઓની મુશ્કેલીઓ તથા તેઓના ઉપર પડેલાં દુઃખો તરફ વિચાર કરવો જોઇએ; અને છેલ્લે જે જે ચેતવણીઓ અને ધમકીઓ આપવામાં આવી છે તેનાથી શિખામણ લેવી જોઇએ.

કોરઆને શરીફના બે ઝાતના અર્થ થાય છે. એક ઝાહેર ( ખુલ્લો શબ્દાર્થ ) અને બીજો બાતેન (ગુહ્ય). વળી દરેક બાબતના ગુહ્ય અર્થ ઘણા થાય છે, તેથી તફસીર લખનારાઓએ કોરઆને શરીફનો કેવી રીતે તરજુમો કરવો તેને માટે અમુક નિયમો મુકરર કર્યા છે; પણ કોઇ બાબતમાં કોરઆનનો તરજુમો કોઈ મુસલમાનને પોતાના મત અને વિચાર પ્રમાણે કરવો જાયેઝ નથી. હદીસમાં લખેલું છે. કે "જે કોઇ કોરઆને શરીફનો તરજુમો પોતાની મરઝી અને મત પ્રમાણે કરે છે તો તે પોતાનું પેટ દુઝખની આગથી ભરે છે." કોરઆને શરીફની ખુબીઓ અસંખ્ય છે, પણ તેનો તરજુમો સહીહ દલીલોથી અને મોઅતબર હદીસો અને મ્હોટા તફસીર લખનારાઓએ આપેલી શરતો અને નિયમો પ્રમાણે કરવો જોઇએ. વળી બીજી એક હદીસમાં હઝરત પેયગમ્બરે ફરમાવ્યું છે કે "હું તે મુસલમાનથી આશ્ચર્ય પામું છું કે જે કોરઆને શરીફ સમજતો નથી."

વાંચનાર આ તરજુમો બરાબર સમજી શકે એવા હેતુથી હું અહિઆં કોરઆને શરીફમાં આવેલા અમુક શબ્દો અને એસ્લામ ધર્મના કેટલાક એસ્તેલાહી શબ્દોનો ખોલાસો આપવા ધારૂં છું, અને તે ઉપરાંત કોરઆને શરીફમાં આવતા ઇમાન સંબંધી કાયદાઓ અને એસ્લામ ધર્મના મૂળતત્ત્વોનું વિવેચન કરવા હું ઇચ્છું છું.

( ૧ ) હદીસ પ્રમાણે જુદા જુદા પેયગમ્બરોને આપેલી એલાહી કેતાબોની સંખ્યા ૧૦૪ છે; તેમાંથી ૧૦ હઝરત આદમને, ૫૦ હઝરત શેસને, ૩૦ હઝરત ઉખનુખને, ૧૦ હઝરત એબ્રાહીમને, તોરાત હઝરત મુસાને, ઝબુર હઝરત દાવુદને,

વખતમાં એવી ધાસ્તી લાગી કે આથી કરીને મુસલમાનોમાં તકરાર ઉઠશે, તેથી તે ખલીફાએ હોકમ કર્યો કે જે વિદ્વાન્ માણસો કોરઆને શરીફ જાણવામાં પ્રવીણ છે તેઓએ ભેગા મળી તમામ નકલોનો મોકાબલો કરી એક સહીહ અને મોઅતબર નકલ તૈયાર કરવી જોઇએ. તે પ્રમાણે જ્યારે એક સહીહ નકલ તૈયાર કરવામાં આવી ત્યારે તે ઉપરથી બીજી નકલો લખી જુદા જુદા દેશાવરોમાં મોકલવામાં આવી અને આગલી નકલોને નાબુદ કરવામાં આવી. હાલમાં પણ કોરઆને શરીફના કેટલાક શબ્દોના જુદા જુદા સાત કરાઅત (વાંચન) છે, અને તે કરાઅતો સાત મ્હોટા ઉસ્તાદ કારીઓએ બતાવેલા છે, અને તે સાત કારીઓ કુરરાએ-સબ્આના નામથી ઓળખાય છે. તેઓનાં નામઃ—એબ્ને-કસીર, આસેમ, અબુ-અમ્ર, હમઝા, કેસાઇ, નાફેઅ, અને એબ્ને આમેર. પણ આ જુદા જુદા ઉચ્ચારથી કોરઆને મજીદના મૂળ અર્થમાં કાંઇ ફેરફાર થતો નથી, તેથી ઉપર લખેલા સાત કારીઓમાંથી કોઇ એકના ઉચ્ચાર પ્રમાણે કોરઆને શરીફ વાંચવું તે સહીહ છે. આમાં કાંઇ પણ શક નથી કે કોરઆને શરીફની જે નકલ હાલ આપણા હાથમાં છે તેમાં કંઇ પણ વધ ઘટ થયા સિવાય હઝરત પેયગમ્બરના વખતમાં જે કોરઆને શરીફ ભેગું કરવામાં આવ્યું હતું તેજ આ છે.

ઘણી હદીસો પ્રમાણે કોરઆને શરીફ વાંચવું તે એક ઘણુંજ સવાબનું કામ અને મ્હોટી બંદગી છે, અગર જો કે વાંચનાર તેનો અર્થ બિલકુલ જાણતો નહોય. પણ જો વાંચનાર અર્થ સમજી વાંચે તો તેને તેના કરતાં સો ગણો વધારે સવાબ અને બદલો મળશે. વળી હદીસમાં લખેલું છે કે "કેટલાક માણસો એવા છે કે જેઓ જ્યારે કોરઆને શરીફ વાંચે છે ત્યારે તેઓને કોરઆન લઅનત કરે છે." અને આ માણસો તેઓજ છે કે જેઓ અગર જો કે કોરઆન મ્હોંએ વાંચે છે પણ તેની અંદર લખેલા ફરમાન, કાયદા અને નિયમો પ્રમાણે અમલ કરતા નથી; અને તેની અંદર આપેલી શિખામણોની દરકાર કરતા નથી. તેથી કોરઆને શરીફને બરાબર અને ખરી રીતે વાંચી ઉમદા બદલો અને સવાબ મેળવવા માટે વાંચનારાઓએ નીચે આપેલી શરતો ધ્યાનમાં રાખી વાંચવું જોઇએઃ—

(૧) કોરઆને શરીફ વાંચવું શરૂ કર્યા અગાઉ વોઝુ કરવું જોઇએ. અને મ્હોં કેબ્લા તરફ રાખવું જોઇએ, અને માનપૂર્વક બેસવું અથવા તો ઉભા રહેવું જોઇએ; અને કોરઆને શરીફ વાંચવા માટે સૌથી વધારે યોગ્ય જગ્યા મસ્જેદ છે. (૨) આખું કોરઆને શરીફ ત્રણ કરતાં ઓછા દિવસમાં વાંચી પૂરૂં કરવું નહિ. (૩) તે નિયમીત શુદ્ધ ઉચ્ચારથી અને વિચારપૂર્વક તેના અર્થ સમજી વાંચવું જોઇએ. (૪) તે એવી રીતે તાણીને વાંચવું કે વાંચનાર પંડે સાંભળી શકે, પણ આવી રીતે વાંચવાથી બીજાઓને અડચણ પહોંચે તો ધીમેથી વાંચવું જોઇએ. (૫) કોરઆને શરીફની આયાતને ઘટિત માન આપવું જોઇએ, જેમ કે જે જે આયામાં સેજદાનું ફરમાન

સુરાનું નામ હોય છે, અને તે નામો તે સુરામાં આવેલા કોઇ શબ્દ ઉપરથી અથવા કાંઇ બનાવ ઉપરથી અથવા તેમાં આવેલા કોઇ માણસના નામ ઉપરથી આપવામાં આવેલા છે; અને તે બધી સુરાના મુખ્ય બે ભાગ છે. કેટલીક મક્કામાં બેઅસતના વખતમાં વહ્ય કરવામાં આવી છે અને કેટલીક હેજ્રા પછી મદિનામાં વહ્ય કરવામાં આવી છે; અને દરેક સુરાની શરૂઆતમાં તે કયાં વહ્ય કરવામાં આવી છે તે બતાવવામાં આવ્યું છે. નવમી સુરા સિવાય દરેક સુરા "બેસ્મેલ્લાહ" થી શરૂ થાય છે. (૫) "રોકુઅ" નો મૂળ અર્થ "નમવું" થાય છે; પણ કોરઆનમાં આશરે ૯ કે ૧૦ આયાને રોકુઅ કહેછે, અને જ્યારે કોરઆન વાંચતી વખતે દરેક રોકુઅ પૂરો થાય છે ત્યારે મુસલમાન લોકો કોરઆનના માનની ખાતર નમે છે; અને કોરઆનમાં જ્યાં એક રોકુઅ પૂરો થાય છે ત્યાં "આઇન" અક્ષર મૂકવામાં આવે છે. (૬) જોઝ્વ એટલે કોરઆનનો ૧/૩૦ ભાગ, અને તેને "સીપારા" પણ કહે છે; અને કોરઆનના એવા ૩૦ સીપારા કરવામાં આવ્યા છે એટલા માટે કે દરરોઝ એક સીપારા લેખે એક મહિનામાં કોરઆન વાંચી શકાય. (૭) "નેસ્ફ" એટલે એક સીપારાનો અરધો ભાગ. (૮) "સોલ્સ" એટલે એક સીપારાનો ત્રીજો ભાગ. (૯) "રોબ્અ" એટલે એક સીપારાનો ચોથો ભાગ. (૧૦) મનઝેલ; અને મનઝેલ કોરઆને શરીફમાં સાત છે, જેથી આખું કોરઆને શરીફ સાત દિવસની અંદર વાંચી જવું સહેલું થાય; કારણ કે હદીસમાં લખેલું છે કે કોરઆને શરીફ સાત દિવસ કરતાં ઓછા દિવસમાં વાંચવું ન જોઇએ. પણ જાણવું જોઇએ કે સુરા અને આયા સિવાયના કોરઆને શરીફના બીજા ભાગો વાંચવાની સગવડતાને માટેજ તફસીર લખનારાઓએ હઝરત પેયગમ્બરની પછી કરેલા છે.

૧૧૪ સુરામાંથી ૨૯ સુરા એવી છે કે જે અરબી મૂળાક્ષરોથી શરૂ થાય છે, અને એમ માનવામાં આવે છે કે આ અક્ષરોમાં ઘણા ગુહ્ય ભેદોનો સમાવેશ થયેલો છે; અને જો કે કેટલાક તફસીર લખનારાઓએ તે અક્ષરોનો અર્થ કરવાને યત્ન કર્યો છે તો પણ એમ કહી શકાય કે આ અક્ષરોના ચોક્સ અર્થ ખુદા અને તેના પેયગમ્બર સિવાય બીજો કોઇ જાણતો નથી.

હાલ જે આખું કોરઆને શરીફ આપણા મુસલમાનોના હાથમાં છે તે હઝરત પેયગમ્બરની ઉપર આશરે ૨૩ વર્ષની દરમ્યાન કકડે કકડે વહ્ય કરવામાં આવ્યું હતું. અરબ લોકોની ફતેહ પછી કોરઆને શરીફની નકલો કરીને જુદા જુદા પ્રાંતો અને દેશાવરોમાં તે લઇ જવામાં આવ્યું; અને તે વખતે શબ્દો ઉપર ઉચ્ચાર કરવા માટે હરકાત (ચિન્હો) મૂકવામાં આવ્યાં નહોતાં, તેથી અરબલોકો જુદી જુદી રીતે ઉચ્ચાર કરી વાંચતા હતા. પણ ત્રીજા ખલીફાના

તથા કાયદાનો સંગ્રહ છે: એટલે કે કોરઆને શરીફ તેમનું ધર્મ સંબંધી સર્વસ્વ છે તે પવિત્ર કેતાબ અરબી ભાષામાં લખેલી છે, અને સઘળા વિદ્વાનોએ કબૂલ કરેલું છે કે તે અરબી ભાષાની પરિપૂર્ણ અને ઉત્તમ એબારત ( શૈલી ) માં લખેલી છે; અને તેમજ કોઇ માણસ તેના જેવું બોલી કે લખી શકે નહિ. તે હઝરત પેયગમ્બરનો કયામત સુધી એક ચમત્કાર છે. અને તે ઉપરથી સાબેત થાય છે કે તે ખુદા તરફથીજ આવેલ છે, કારણ કે કોરઆને શરીફમાં કેટલાક ફકરા છે કે જેમાં હઝરતે તે ઝમાનાના ઘણાજ વિદ્વાન્ અને ફસાહતવાળા અરબોને કોરઆનના જેવી એક સુરા અથવા એકજ આયત લાવવાનું ફરમાવ્યું છે, પણ તેમ કરવાનું કોઇથી બની શક્યું નથી. જુદે જુદે પ્રસંગે જેબ્રાઇલ ફેરેશતા દ્વારાએ હઝરત પેયગમ્બરને કોરઆને મજીદ વહ્ય કરવામાં આવ્યું છે. કોરઆને શરીફની કેટલીક આયા કિયે કિયે પ્રસંગે અને શેના સંબંધમાં વહ્ય કરવામાં આવી હતી તે હું આ તરજુમામાં બતાવીશ. આ પવિત્ર કેતાબમાં જે જે બાબતો લખવામાં આવી છે તેના મુખ્ય ત્રણ ભાગ પાડવામાં આવ્યા છેઃ—(૧) હઝરત પેયગમ્બરની અગાઉના પેયગમ્બરોનાં વૃત્તાંત અને લોકોનો ઇતિહાસ; અને પાપીઓ ઉપર થયેલી શિક્ષા તથા સદ્ગુણી માણસોને આપેલો બદલો. (૨) નમાઝ, રૂઝા, નેકાહ, તલાક, હજ વગેરેના સંબંધમાં એસ્લામ ધર્મના કાયદાઓ. (૩) નીતિ, આચાર વિચાર, હેકમત અને તત્ત્વજ્ઞાન તથા સર્વ જાતની શિખામણો. કોરઆને શરીફના કઇ રીતે વિભાગ પાડયા છે તે સંબંધી બરાબર ગણતરી આપવી તે ઘણું મુશ્કેલ છે; કારણ કે તફસીર લખનારાઓ વચ્ચે તે વિષે જુદા જુદા મત છે, પણ હું ઘણાએ કબૂલ રાખેલા મત પ્રમાણે અહિંઆં તે ભાગોનો ખોલાસો આપવા યત્ન કરીશ. કોરઆને શરીફના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવ્યા છેઃ—હર્ફ, કલેમા, આયા, સુરા, રોકુઅ, રોબ્અ, નેસ્ફ, સોલ્સ, જોઝ્વ અને મનઝેલ. (૧) હર્ફ એટલે અક્ષર, અને કોરઆને શરીફની અંદર કેટલાકના મત પ્રમાણે ૩૨૩૬૭૧ અક્ષરો અને કેટલાકના કહેવા પ્રમાણે ૩૩૮૬૦૬ અક્ષરો છે. (૨) કલેમા એટલે શબ્દ; અને કોરઆને શરીફની અંદર જુદા જુદા મત પ્રમાણે ૭૭૯૩૪ અથવા ૭૯૯૩૪ શબ્દો છે. (૩) આયાનો મૂળ અર્થ નિશાની થાય છે, પણ ગુજરાતીમાં તેને એક વાક્ય અથવા શ્લોક કહીએ તો ચાલે; અને કોરઆને શરીફની સઘળી આયા સરખી નથી; કેટલીક લાંબી અને કેટલીક ટૂંકી છે. હઝરત પેયગમ્બર પછી કોરઆને શરીફની સાત નકલ કરવામાં આવી છે, અને તે નકલો કુફી, બસરી, શામી, મક્કી, મદની, હેજાઝી અને એરાકી કહેવાય છે; અને આ નકલોમાં કોરઆને શરીફની આયાની જુદી જુદી સંખ્યા આપવામાં આવી છે. પણ તે બધીમાં ૬૨૩૯ આયા કરતાં વધારે નથી. (૪) સુરા એટલે પ્રકરણ અથવા અધ્યાય; અને કોરઆને શરીફમાં ૧૧૪ સુરા છે. દરેક

ધર્મમાં દાખલ થઇ. મુસેલેમા કઝઝાબ જે પેયગમ્બરી પદવીનો ખોટો દાવો કરતો હતો તેપણ આ વર્ષે હઝરત પેયગમ્બરને મદિને મળવા આવ્યો. સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ વખતે નમાઝ પઢવાના કાયદાનો પણ આ વર્ષે હોકમ કરવામાં આવ્યો. પવિત્ર મકકાની છેલ્લી હજ જે "હજ્જતોલવદાઅ" કહેવાય છે તેપણ હઝરત પેયગમ્બરે આ વર્ષે કરી; અને તે વખતે લગભગ ૧૨૪૦૦૦ માણસો હઝરતની સાથે હજ કરવા ગયાં હતાં.

૧૧ મા વર્ષની શરૂઆતમાં મકકે હજ કરી હઝરત મદિને પાછા આવ્યા, પછી બીમાર થયા અને થોડા દિવસની અંદર હઝરત વફાત પામ્યા. હઝરત પેયગમ્બરની બીમારીના ખબર ફેલાયા ત્યારે ત્રણ પુરૂષોએ અને એક સ્ત્રીએ આ પ્રસંગનો લાભ લઇને પોતે પેયગમ્બર છે એમ દાવો કર્યો. આ ત્રણ પુરૂષો મુસેલેમા, તુલેહા, અને અસ્વદ હતા; અને ચોથી સજાહ નામની સ્ત્રી હતી. પહેલા ખલીફાના ખલાફતની વખતમાં ખાલેદ કે જે એક બહાદુર લડવૈયો અને મ્હોટો સરદાર હતો તેને મુસેલેમા સામે લડવા માટે મોકલવામાં આવ્યો અને એક સખ્ત લડાઇ લડવામાં આવી જેમાં મુસેલેમા મરાયો. પણ તુલેહા જલદી તાબે થયો, અને પાછો એસ્લામ ધર્મમાં દાખલ થયો. અસ્વદ એસ કોમનો એક સત્તાવાન આગેવાન હતો. તેને તેના ઘરમાં કેસ-એબ્ની-અબ્દે-યકુસ અને હમ્દાન કોમની એક ટોળીએ મળી મારી નાંખ્યો. આ હઝરત પેયગમ્બરનો ઘણોજ ટૂંક વૃત્તાંત છે, અને આ ઠેકાણે એટલો હું બસ ધારૂંછું, કારણ કે હઝરતનો પૂરેપૂરો ઇતિહાસ અને વૃત્તાંત આપતાં તો મ્હોટાં પુસ્તકો ભરાય. જો કે હઝરત પોતે ૧૩૦૦ વર્ષ થયાં વફાત પામ્યા છે, તોપણ આ દુનિયામાં એવી એકે જગ્યા ભાગ્યેજ હશે કે જ્યાં એસ્લામ ધર્મનો ફેલાવ થયો નહોય. દુનિયાના ગમે તે ભાગમાં જાઓ તો ત્યાં તમે જોશો કે મોઅઝઝેન મેનારા ઉપર પોકારે છે કે "અલ્લાહ સિવાય બીજો કોઇ ખુદા નથી અને મોહમ્મદ તેનો પેયગમ્બર છે."

---

## ભાગ બીજો.

કોરઆને શરીફ એસ્લામ ધર્મનું મૂળ અને પાયો છે; અને લાખો કરોડ મુસલમાનોનું તે એક પવિત્ર એલાહી પુસ્તક છે. સઘળા મુસલમાનો માને છે કે તે ખુદાનું પાક કલામ છે. એ સત્ય વાત છે કે આ દુનિયાની અંદર કોરઆને શરીફ જેવી એકે એવી કેતાબ નથી કે જે હમેશા વંચાતી હોય. મુસલમાનોને માટે દરેક પ્રસંગે અને દરેક જગ્યાએ કોરઆને મજીદ તેઓની બંદગીનું મૂળ છે, અને તેઓની કેળવણી અને શિખામણનો પાયો છે, અને તેઓના ધર્મ-નિયમો

તે ફરમાન હિજરાના નવમે વર્ષે થયું હતું. વળી આજ વર્ષમાં હઝરત પેયગમ્બરે છ પાદશાહોને એસ્લામ ધર્મમાં દાખલ થવા માટે કાગળ લખી મોકલ્યો હતો:—(૧) હબશાનો રાજા નજાશી (૨) રૂમનો પાદશાહ હરકલ; (૩) ઈરાનનો રાજા ખોસરૂ પરવીઝ, પણ તેણે હઝરતનો કાગળ ફાડી નાંખ્યો; અને જ્યારે આ વાતની હઝરતને ખબર પડી ત્યારે તેણે ફરમાવ્યું કે આજ પ્રમાણે તેનું રાજ્ય છિન્નભિન્ન થઇ જઈ પાયમાલ થશે; અને આ હઝરતની ભવિષ્ય વાણીની સત્યતા થોડાજ વખતમાં ઝાહેર થઇ, અને અરબ લોકોએ ઇરાનના રાજ્ય ઉપર ચઢાઇ કરી જીતી લીધું. (૪) એસ્કંદરીય્યાનો રાજા મોકોકસ. તેણે ઘણા માનપૂર્વક જવાબ આપી બે કેપ્તી કનીઝો હઝરતને ભેટ તરીકે મોકલી. તેમાંની એકનું નામ મારીયા હતું, અને હઝરતનો દીકરો એબ્રાહીમ તેનાથી જન્મ્યો હતો (૫) શામનો હાકેમ હરાસ (૬) યમામાનો હાકેમ હન્ઝા.

હેજરાના સાતમા વર્ષમાં હઝરત પોતાનું લશ્કર પોતાની સરદારી તળે ખૈબર તરફ લઈ ગયા. ખૈબર એક જિલ્લો છે, અને તેમાં યહુદી લોકો વસતા હતા. તેની અને મદિનાની વચ્ચે આશરે છ દિવસનો રસ્તો છે. આ લડાઇમાં યહુદીઓનો પરાજય થયો, અને તેઓના સાત કિલ્લા મુસલમાન લોકોના હાથમાં આવ્યા. અહિંઆં એક યહુદી સ્ત્રીએ હઝરતને ઝેર દેવાની કોશેષ કરી, તેણીએ એક બકરીનાં બચ્ચાનું માંસ રાંધી તૈયાર કર્યું, પછી તેમાં ઝેર નાંખ્યું અને તે લાવી હઝરત પાસે મૂક્યું. પણ હઝરતને ખબર પડવાથી હઝરતે તેણીને મારી નાંખવાનો હોકમ કર્યો. વળી આ વર્ષે ઝિલકઅદ મહિનામાં હઝરત પેયગમ્બરે મક્કાની મોલાકાત લેવાનો એરાદો કર્યો; તેથી ઘણા મુસલમાનોને સાથે લઇ મદિનામાંથી બહાર નીકળ્યા; પણ કોરેશ લોકો દુશ્મનાઈને લીધે સામા થવા લાગ્યા. તેથી હઝરત પશ્ચિમ તરફ ફર્યા અને હોદૈબીય્યા આગળ પડાવ નાંખ્યો. અહિં હોદૈબીય્યાનું સલાહનામું મુકરર થયું. તેમાં એવો કરાર થયો કે દશ વર્ષ સુધી સઘળી જાતની દુશ્મની બંધ કરવી, અને હવે પછીથી મુસલમાનોને દર વર્ષે એક વખત મક્કાની મોલાકાત લેવા આવવાને અને ત્યાં માત્ર ત્રણ દિવસ સુધી રહેવાને હક આપવામાં આવ્યો.

હેજરાના આઠમા વર્ષમાં મક્કાના રહેવાસીઓએ હોદૈબીય્યાની સંધીમાં થયેલી શરતો તોડવાથી હઝરત પેયગમ્બર મક્કા તરફ લશ્કર લઇને ગયા, અને તે જીતી લીધું, અને કઅબાની અંદરની સઘળી મૂર્તિઓને ભાંગી નાંખી. થોડા વખત પછી મુસલમાનો અને હવાઝેનની કોમ વચ્ચે હુનૈનની લડાઇ થઇ. આ લડાઇમાં આકાશમાંથી મોકલેલા ફેરેશ્તાઓએ મુસલમાનોને મદદ કરી હતી.

નવમા વર્ષમાં તબુકની લડાઇ થઇ.

દશમા વર્ષમાં ઘણી એક કોમો હઝરત પેયગમ્બર પાસે આવી એસ્લામ

વખતથી "હેજ્રા"નો સન શરૂ થાય છે; અને હાલ મુસલમાન લોકોના વર્ષની ગણતરી તે ઉપરથી થાય છે. મદિનાના લોકોએ હઝરત પેયગમ્બરનો ઘણીજ નમ્રતા અને ઘણીજ ખુશીથી આદરસત્કાર કર્યો; અને તરતજ તેઓએ એક મસ્જેદનો પાયો નાંખ્યો કે જે "મસ્જેદુન-નબી" કહેવાય છે. તેજ વર્ષમાં અહિંઆં સલમાને-ફારસી કે જે હઝરતના મ્હોટા અસહાબોમાંનો એક હતો તે એસ્લામમાં દાખલ થયો, અને વળી આજ વર્ષમાં અઝાનના કાયદાનું ફરમાન થયું. અને બેલાલને અઝાન આપવા માટે નીમવામાં આવ્યો.

મદિને આવ્યા પછી આશરે દશ વર્ષ પછી હઝરત પેયગમ્બર વફાત પામ્યા. આ વર્ષો હઝરતે પોતાનો ધર્મ ફેલાવવામાં અને કાફેરો સાથે લડવામાં ગુજાર્યાં; અને તે દરમ્યાન કાફેરો સાથે કેટલીક લડાઇઓ પણ લડવામાં આવી; જે જે લડાઇમાં હઝરતે પોતે ભાગ લઇ લશ્કરની સરદારી કરી હતી તે "ગઝવાત" કહેવાય છે. અને જે લડાઇમાં પોતે હાઝેર નહોતા, પણ પોતાના સરદારોના હાથ નીચે લડવામાં આવી હતી તે "સરાયા" કહેવાય છે. સઘળી મળીને ૭૦ કરતાં વધારે લડાઇઓ થયેલી છે; તેમાંથી જુદા જુદા મત પ્રમાણે ૧૯ કે ૨૧ કે ૨૪ કે ૨૭ લડાઇઓમાં હઝરત પેયગમ્બર પોતેજ હાઝેર હતા, અને બાકીની હઝરતના સરદારોના હાથ નીચે લડવામાં આવી હતી.

હેજ્રાના બીજા વર્ષમાં હઝરત બદ્રના મેદાનમાં મકકાના કોરેશો સામે લડયા. તે યુધ્ધમાં કોરેશોની હાર થઇ, અને અબુ-જહ્લ મરાયો. વળી આજ વર્ષમાં રમઝાનમા રૂઝા રાખવાનું અને ફેત્રા આપવાનું ફરમાન થયું. વળી કેબ્લા પણ બૈયતોલ-મોકદ્દસ તરફથી કઅબા તરફ ફેરવવામાં આવ્યું, અને હઝરત અલીનું હઝરતની દીકરી ફાતેમાં સાથે લગ્ન થયું.

હેજ્રાને ત્રીજે વર્ષે ઓહોદની લડાઇ થઇ તેમાં હઝરતના કાકા હમઝા શહીદ થયા.

હેજ્રાના ચોથા વર્ષમાં કેટલીક લડાઇઓ થઇ હતી; તેમાં મુખ્ય લડાઇ બનુ-નઝર નામની યહુદીકોમ સામે હતી. તેઓને તેઓના ફસાદને લીધે મદિનામાંથી હાંકી કાઢવામાં આવ્યા અને કેટલીક હદીસો પ્રમાણે આ વર્ષમાં દારૂ પીવાની પણ મના કરવામાં આવી હતી.

હેજ્રાના પાંચમા વર્ષમાં મોરૈયસીઅ અને ખંદકની લડાઇઓ યહુદીઓ સામે લડવામાં આવી હતી.

હેજ્રાના છઠ્ઠા વર્ષમાં હઝરત જ્યારે મકકે હજ કરવા ગયા ત્યારે ત્યાંના કોરેશો અને હઝરતની વચ્ચે હોદૈબીય્યાનું તહનામું થયું. કેટલાકના મત પ્રમાણે હજના કાયદાનું પણ આજ વર્ષે ફરમાન થયું હતું; પણ કેટલાક માને છે કે

બેઅસતના ૧૧ મા વર્ષમાં મકકાના વાર્ષિક મેળાવડા વખતે મદિનામાંથી ૬ માણસો હઝરત પેયગમ્બર પાસે આવી મુસલમાન થયા. તેઓ પાછા મદિને ગયા ત્યારે તેઓએ પોતાના નવા ધર્મના સમાચાર ત્યાંના બીજા રહેવાસીઓને કહ્યા; તેથી તેઓમાંના કેટલાક એસ્લામ ધર્મ કબૂલ કરી મુસલમાન થયા. આ ઉપરથી આવતા વર્ષના મેળાવડા વખતે મદિનાના બાર રહેવાસીઓ હઝરત પેયગમ્બર પાસે આવ્યા અને તેઓએ સોગંદ ખાઇ વચન આપ્યું કે અમે અલ્લાહ સિવાય બીજા કોઇ ખુદાને માનીશું નહિ; અને વ્યભિચાર, ચોરી, નિંદા અને બાળહત્યાથી દૂર રહીશું. જે ઠેકાણે આ વચન આપવામાં આવ્યું તે "અરફા" અને "મેના" વચ્ચેની એક જગ્યા છે કે જે "અકબા" કહેવાતી હતી; તેથી આ મદિનાના રહેવાસીઓએ આપેલું વચન અકાબાની પહેલી બૅયઅત કહેવાય છે. જ્યારે તેઓ પાછા મદિને ગયા ત્યારે તેમની સાથે હઝરતે તેમને કોરઆનમાં લખેલા કાયદા શીખવવાને અને ધર્મ-નિયમો બતાવવાને મુસઅબ-બેન-ઓમરને મોકલ્યો.

બેઅસતના ૧૩ મા વર્ષમાં જ્યારે મકકાના મેળાવડાનો અને જાત્રાનો વખત આવ્યો ત્યારે મદિનેથી ૭૨ પુરૂષો અને બે સ્ત્રીઓ કે જે એસ્લામ ધર્મમાં દાખલ થયાં હતાં તેઓને હઝરત પાસે લાવવામાં આવ્યાં. કુરબાનીને વખતે દિવસે તેઓએ હઝરત પાસે આવી હઝરતને મદિને લઇ જવાની દરખાસ્ત કરી, અને તેઓએ સોગંદ ખાઇ હઝરતને વચન આપ્યું કે તેઓ એસ્લામ ધર્મનું તેઓના જીવને જોખમે પણ રક્ષણ કરવા તૈયાર છે. હઝરતે તેઓની આ દરખાસ્ત સ્વીકારી, અને આ વખતનું આપેલું વચન બીજી બૅયઅત કહેવાય છે. મકકાના કોરેશ લોકોને આ બાબત સહેજ ખબર પડવાથી અને આથી એસ્લામ ધર્મની ચઢીયાતી થશે એમ બ્હીક લાગવાથી તેઓ આગળ કરતાં મુસલમાનો ઉપર વધારે ઝોલમ ગુજારવા મંડયા. તેથી હઝરતે મુસલમાનોને દેશ છોડી બહાર જવાનું ફરમાન કર્યું, અને તેમનામાંના ઘણા મદિના તરફ રવાના થયા. આ વખતે મકકાના રહેવાસીઓએ એક સભા ભરી હઝરતની વિરૂધ્ધ કાવતરાં રચવા માંડયાં; તે સભાની અંદર અબુ-જહલે એમ દરખાસ્ત મૂકી કે દરેક કોમમાંથી એકેક જણાએ સાથે ભેગાં થઇ પેયગમ્બરના ઘર ઉપર છાપો મારવો અને હઝરતને મારી નાંખવો; પણ આ બાબત હઝરતને જેબ્રાઇલે અગાઉથી ખબર આપ્યા તેથી તે રાતે પોતાના બિછાનામાં હઝરત અલીને સૂવાનું ફરમાન કરીને પહેલા ખલીફા અબુ-બકની સાથે મકકા પાસેના એક પહાડમાં નાસી ગયા. કોરેશોને આ વાતની ખબર પડતાં તેઓ તરતજ તેઓની પછવાડે પડયા; પણ હઝરતને એલાહી મદદ મળવાથી તેઓનું કાંઇ વળ્યું નહિ, અને નિરાશ થઇ પાછા ફર્યા. હઝરત ત્રણ દિવસ સુધી ત્યાં રહ્યા, અને ચોથે દિવસે મદિને જવા નીકળ્યા, ત્યાં ત્રણ દિવસે સહીસલામત પહોંચ્યા. આ

ત્રણ વર્ષ સુધી હઝરતે ખાનગી રીતે લોકોને, ખાસ કરીને પોતાનાં સગાં સંબંધીને ધર્મોપદેશ કર્યો. છેવટે ખુદાએ હઝરતને જાહેર રીતે ધર્મનો બોધ કરવાનો હોકમ કર્યો. સૌથી પહેલી એસ્લામ ધર્મ સ્વીકારનાર પોતાની વફાદાર સ્ત્રી ખદીજા હતી. પણ તેણીની પછી તરતજ કોણે એસ્લામ ધર્મ કબૂલ કર્યો તે વિષે જુદી જુદી હદીસો છે. કેટલાક કહે છે કે તે હઝરત અલી હતા, અને તેની પછી ઝૈદ, અને પછી પહેલા ખલીફા અબુ–બક્ર હતા. પણ સુન્નીના મત પ્રમાણે પહેલા ખલીફા અબુ–બક્ર હતા; અને તે પછી ટૂંક મુદતની અંદર આશરે ૫૦ માણસો એસ્લામ ધર્મમાં દાખલ થયા. હઝરતના બેઅસતના ચોથા વર્ષમાં હઝરતે મૂર્તિપૂજાની વિરૂધ્ધ ઉપદેશ કરવા માંડયો; જેથી મક્કાના રહેવાસીઓની દુશ્મનાઇ હઝરત તરફ ઉશ્કેરાઇ, અને તેઓ મુસલમાન લોકો ઉપર ઝોલમ ગુઝારવા અને તેઓનું અપમાન કરવા મંડયા. જેમ જેમ મોમેનોની સંખ્યા વધતી ગઇ તેમ તેમ મક્કાંના રહેવાસીઓની દુશ્મનાઈ તેઓના તરફ વધતી ગઇ; તેથી કાફેરોના ઝોલમમાંથી બચવાંને માટે હઝરતે મુસલમાનોને પરદેશમાં જઇ આશ્રય લેવાનું ફરમાન કર્યું. આ ઉપરથી આશરે ૧૧ માણસો પોતાના કુટુંબ કબીલા લઇને વહાણમાં બેસી હબશામાં ગયા. અને ત્યાંના રાજા નજાશીએ તેઓને આશ્રય આપી તેમનું રક્ષણ કર્યું, અને ત્રણ વર્ષ પછી પાછા તેઓ મક્કામાં આવ્યા.

બેઅસતના દશમા વર્ષની શરૂઆતે અને પોતાની ૫૦ વર્ષની ઉમરે હઝરતની સ્ત્રી ખદીજા વફાત પામી. ૨૫ વર્ષ સુધી તેણી હઝરતની મદદગાર હતી, અને તેણીના વફાતથી હઝરતને બેહદ દિલગીરી થઇ. વફાત વખતે ખદીજાની ઉમર ૬૫ વર્ષની હતી. તેજ વર્ષમાં હઝરતના કાકા અબુ–તાલેબ જેણે હઝરતને પોતાના રક્ષણ તળે રાખ્યા હતા તે પણ વફાત પામ્યા ખદીજાના વફાત પછી બે એક મહિને હઝરત સૌદાને પરણ્યા અને પહેલા ખલીફાની દીકરી અયેશા સાથે પણ હઝરતે વેવિશાળ કર્યું. કેટલાક માને છે કે હઝરતની મેઅરાજ (રાતે આકાશ તરફ ગયા તે) પણ આજ વર્ષમાં થઇ હતી. પણ કેટલાક માને છે કે બેઅસતના બારમા વર્ષમાં મેઅરાજ બની હતી. અબુ–તાલેબના અને ખદીજાના વફાત પછી હઝરત મક્કા પાસેના તાયેફ શેહેરમાં ગયા, અને ત્યાંના રહેવાસીઓને એસ્લામ ધર્મમાં દાખલ થવા ઉપદેશ કર્યો; પણ તેઓ પોતાના કાફેરપણાને વળગી રહ્યા, તેથી હઝરતને પાછા મક્કે આવવાની જરૂર પડી. પાછાં આવતાં રસ્તામાં જ્યારે હઝરત રાતને વખતે બત્ને-નખલામાં કોરઆને શરીફ વાંચતા હતા ત્યારે નસીબીનમાંથી સાત જેન્નો હઝરતનો આવાઝ સાંભળીને હઝરતની પાસે આવ્યા અને તુરતજ તેઓએ એસ્લામ ધર્મ કબૂલ કર્યો. ત્રણ મહિના પછી જેન્નોની એક મ્હોટી સંખ્યાએ હઝરત પેયગમ્બર પાસે આવી એસ્લામ ધર્મ ગ્રહણ કર્યો.

હઝરતને પોતાની પેયગમ્બરી પદવીની અને બેઅસતની નિશાનીઓ ઝાહેર થવા લાગી. પ્રથમ તે નિશાનીઓ સાચા સ્વપ્ન તરીકે ઝાહેર થઇ અને ધીમે ધીમે એલાહી વહ્યથી ઝાહેર થઇ. આ દિવસોની દરમ્યાન જે જે સ્વપ્નાં હઝરતને આવતાં તે પૂરેપૂરાં ખરાં પડતાં; તેથી હઝરત પેયગમ્બર એકાંતમાં જઇ રહેતા અને મકકાની પાસે આવેલા હેરા પર્વતની ગુફામાં જઇ ત્યાં રાતદિવસ ખુદાની બંદગીમાં મશગુલ રહેતા. કોઇ કોઇ વખત હઝરત મકકામાં આવતા અને થોડી વાર રહી પાછા ત્યાં ચાલ્યા જતા. છેવટે એક દિવસ વહ્ય ઉતર્યો અને જેબ્રાઇલ ફેરેશ્તાએ હઝરત પાસે આવીને કહ્યું કે તમે વાંચો; પણ હઝરતે જવાબ આપ્યો કે મને વાંચતાં આવડતું નથી. ત્યારે જેબ્રાઇલે હઝરતને બાથમાં લઇ તેનાથી સહન થઇ શકે તેમ દાબ્યા, અને ફરીથી કહ્યું કે તમે વાંચો. હઝરતે કહ્યું કે મને વાંચતાં આવડતું નથી, અને આ પ્રમાણે ત્રણ વખત બન્યું. ત્રીજી વખતે જેબ્રાઇલે કહ્યું કે "તમે તમારા પરવરદેગારના નામથી વાંચો" ( સુરા ૯૬ ની પહેલી પાંચ આયા જુઓ, ) ત્યારે હઝરતે આ પાંચ આયા વાંચી, અને આ હઝરત ઉપર પહેલો વહ્ય હતો, પણ પોતાના મનમાં કંઈ઼ઝરા બ્હીક છે એમ માલુમ પડવાથી હઝરત મકકામાં પોતાની સ્ત્રી ખદીજા પાસે પાછા આવ્યા, અને કહ્યું કે મને લુગડું ઓઢાડ; અને ખદીજાએ હઝરતને લુગડું ઓઢાડયું, અને થોડીવારમાં હઝરતની બ્હીક જતી રહી, અને શાન્ત થયા. પછી હઝરતે જે બન્યું હતું તે ખદીજાને કહી સંભળાવ્યું. ખદીજાએ હઝરતને દિલાસો આપ્યો અને પોતાના કાકાના દીકરા "વરકા" પાસે હઝરતને લઇ જઇ તમામ હકીકત તેને કહી સંભળાવી. વરકાએ હઝરતને ખાતરી આપી કહ્યું કે જે તમારી પાસે આવ્યાં હતા તે જબ્રાઇલ ફેરેશ્તા છે કે જે અગાઉ પણ પેયગમ્બરો ઉપર એલાહી સંદેશા અને વહ્ય લાવતા. થોડી મુદદત પછી વરકા મરી ગયો; પણ મરતી વખતે તેણે દિલગીરી બતાવી હઝરતને કહ્યું કે હું તમારી બેઅસત ( પેયગમ્બરી ) ના વખતમાં તમને મદદ કરવાને રહ્યો નહિ. હઝરત પાસે જેબ્રાઇલ પહેલો વહ્ય લાવ્યા તે પછી થોડી મુદદતની દરમ્યાન હઝરત ઉપર કાંઈ વહ્ય મોકલવામાં આવ્યો નહિ; અને તે દરમ્યાન હઝરતના મનમાં સહેજ દિલગીરી થઇ, પણ અમુક મુદદત વીતી ગયા પછી જ્યારે હઝરત પોતાનું કપડું ઓઢી સૂતા હતા ત્યારે ફરીવાર જેબ્રાઇલ ફેરેશ્તા આવ્યા અને તેણે હઝરતને નીચે પ્રમાણે કહ્યું, "હે તું ત્હારા કપડામાં વિંટળાએલા, ઉભો થા, અને ધર્મનો ઉપદેશ કર." ( સુરા ૭૪ ની શરૂઆત જુઓ ). આ હઝરતની પેયગમ્બરી પદવી માટે એલાહી સંદેશો હતો, અને તે "બેઅસત" કહેવાય છે, અને ત્યાર પછીથી હઝરત ઉપર હમેશ વહ્ય ઉતરતા હતા.

હઝરત પેયગમ્બરની ઉમર ૨૫ વર્ષની થઇ ત્યારે મકકામાં ખદીજા નામની સૌથી તવંગર સ્ત્રીની દરખાસ્તથી હઝરતને એક કાફલાના ઉપરી નીમી વેપારની ઘણી ચીઝો સહિત ખદીજાના એક આડતીઆ તરીકે શામમાં મોકલવામાં આવ્યા. હઝરતનો કટટો દુશ્મન અબુ–જહ્લ પણ આ કાફલામાં હતો. આ મુસાફરી દરમ્યાન જે જે આશ્ચર્યકારક બનાવો અને મોઅજેઝાઓ હઝરતે કર્યા તે સઘળાં ઇતિહાસમાં વર્ણવેલાં છે. પણ તે ઘણાં લાંબાં હોવાથી અહિં આપી શકાય તેમ નથી. તે મુસાફરીમાં હઝરત ફતેહમંદ થયા અને વેપારમાં ઘણોજ ફાયદો થયો; અને મકકે પાછા આવ્યા ત્યારે ખદીજા હઝરતને ઘણાંજ માન અને ખુશી સહિત મળી. હઝરતના કરેલાં મોઅજેઝાઓની ખબર ખદીજાને અગાઉથી પહોંચી હતી; અને તેથી હઝરતની ઉપર તેણીને ઘણોજ પ્રેમ ઉત્પન્ન થયો. જો કે ખદીજાએ વિધવા થયા પછી મકકાના ઘણાજ મ્હોટા અને માનવંત રહેવાસીઓની શાદીની દરખાસ્ત નાકબૂલ કરી હતી તોપણ આ વખતે તેણીએ એકદમ શાદીને માટે હઝરતને દરખાસ્ત મોકલી. જ્યારે હઝરત તેણીને પરણ્યા ત્યારે તેણીની ઉમર ૪૦ વર્ષની હતી, અને તે પહેલાં તેણી બે વખત પરણી હતી. હઝરત સાથે પરણ્યા પછી ખદીજાને બે દીકરા અને ચાર દીકરીઓ થઇ; એક કાસેમ, પણ તે બે વર્ષની ઉમરે મરી ગયો હતો, અને આ ઉપરથી હઝરતને "અબુલ–કાસેમ" કહેવામાં આવે છે, બીજો અબ્દુલ્લાહ; તે પણ નાનપણમાંજ મરી ગયો હતો. અને ચાર દીકરીઓનાં નામ ઝૈનબ, રોકીય્યા, ઓમ્મે–કુલસુમ, અને ફાતેમા એ પ્રમાણે હતાં.

૩૫ વર્ષની ઉમરે જ્યારે કોરૈશ લોકો પવિત્ર કઅબાની મરમ્મત કરતા હતા, અને હજરૂલ–અસ્વદ (પવિત્ર કાળા પથ્થર)ને તેની જગ્યાએ ફરીથી મૂકવા માટે એક મ્હોટો ઝઘડો તેઓની વચ્ચે ઉઠયો ત્યારે હઝરતે તે ઝઘડાનું નીચે પ્રમાણે સમાધાન કર્યું. કઅબાનું મકાન નીચું હોવાથી અને કેટલેક ઠેકાણે જીર્ણ થઇ જવાથી કોરૈશ લોકોએ તેને મરમ્મત કરી ઉંચું ચઢાવવાનો એરાદો કર્યો. જ્યારે તે મકાન ચણતાં ચણતાં હજરૂલ–અસ્વદ મૂકવાનો વખત આવ્યો ત્યારે તે પથ્થર તે જગ્યાએ કોણ મૂકે તે વિષે તકરાર ઉઠી. કારણકે દરેક કોમ તે માન મેળવવા હક ધરાવતી હતી. પણ છેવટે એમ મુકરર થયું કે બની શૈબાને દરવાઝેથી જે માણસ પહેલ વહેલો દાખલ થાય તે જે ફેંસલો આપે તે સૌએ મંઝુર રાખવો. પ્રથમ દાખલ થનાર માણસ હઝરત હતા, અને તે ઘણા વખતથી "અલઅમીન" (વિશ્વાસ પાત્ર) તરીકે વખણાતા હતા. હઝરતે પોતાનો અબા પાથરી તેના વચલા ભાગમાં હજરૂલ-અસ્વદ મૂકયો, અને હોકમ કર્યો કે દરેક કોમમાંથી એકેક માણસે અબાનો એક ખૂણો પકડવો, અને તે પથ્થરને તેની જગ્યાએ મૂકવો, આ ફેંસલો તેઓ સઘળાએ કબૂલ રાખ્યો, અને કઅબાનું કામ પૂરૂં કરવામાં આવ્યું. આશરે ૩૬ વર્ષની ઉમરે

હઝરતનો જન્મ થયો તે રાતે પૃથ્વી ઉપર ઘણા ચમત્કારિક બનાવો અને મોઅજેઝા ઝાહેર થયા. ઇરાનના રાજા ખોસરૂનો મહેલ જે પૃથ્વી ઉપર એક મ્હોટામાં મ્હોટો હતો તે ધ્રુજ્યો અને તેના ૧૪ મેનારા પડી ગયા. ઇરાનના ઝરદોશ્તી ધર્મના મ્હોટા આતશકદા (અગીઆરી)ની આગ કે જે ૧૦૦૦ વરસથી બળ્યાજ કરતી હતી તે બુઝાઇ ગઇ; સાવાનું સરોવર સૂકાઇ ગયું, અને દુનિયાની સઘળી મૂર્તિઓ પોતાની જગા ઉપરથી નીચે ઝમીન ઉપર પડી ગઇ. હઝરતની મા આમીનાએ હઝરતને માત્ર થોડા દિવસ ધવરાવ્યા, અને પછી હઝરતને પોતાના કાકા અબુ-લહબના ઘરમાં સુવાઇબા નામની એક દાઇને ધવરાવવા માટે સોંપવામાં આવ્યા. સુવાઇબાએ પણ હઝરતને થોડા વખત ધવરાવ્યા, અને ત્યાર બાદ બનુસાદ નામની કોમમાં હલીમા નામની એક ધાવને સોંપવામાં આવ્યા; અને તેણી હઝરતને અરણ્યમાં પોતાને ઘેર લઇ ગઇ. ત્યાં હઝરત, બે વર્ષ રહ્યા. જેબ્રાઈલ ફેરેશ્તાએ હઝરતનું હૃદય ઉઘાડી બેહેશ્તના પાણીથી ધોઇ સ્વચ્છ કર્યું, આ બનાવ કેટલીક હદીસો પ્રમાણે આ બે વર્ષની આખરે બન્યો હતો. આ મુદ્દત પછી હઝરતને પવિત્ર મક્કા શહેરમાં પાછા લાવવામાં આવ્યા, પણ ત્યાંની હવા હઝરતને માફક નહિ આવવાથી પાછા તેને હલીમાને ઘરે લઇ જવામાં આવ્યા. ત્યાં હઝરત કેટલાક વર્ષ રહ્યા. છઠ્ઠે વર્ષે હઝરતની મા તેને પોતાનાં સગાંવહાલાંને દેખાડવા માટે મદિને લઇ ગઇ; પણ પાછાં વળતાં માર્ગમાં તેણી માંદી પડી અને અબવા આગળ વફાત પામી, અને ત્યાંજ તેણીને દફન કરવામાં આવી. હઝરત પેયગમ્બરને ત્યાંથી મક્કે લાવવામાં આવ્યા, અને અબ્દુલ-મુત્તલેબે પોતાના રક્ષણતળે હઝરતને રાખ્યા. પણ બે વર્ષ પછી અબ્દુલ-મુત્તલેબ વફાત પામ્યા, અને હઝરતના કાકા અબુ-તાલેબે હઝરતને પોતાના રક્ષણમાં લીધા. હઝરત પેયગમ્બરને બાર વર્ષની ઉમરે જ્યારે પોતાના કાકા વેપાર માટે શામમાં જતા હતા ત્યારે સાથે લઇ ગયા. આ મુસાફેરીની દરમ્યાન બોહેરા નામનો એક ખ્રિસ્તિ રાહેબ (ત્યાગી) હઝરતના કાકાને મળ્યો. આ રાહેબ હઝરત પેયગમ્બરની પેયગમ્બરી પદવીની નિશાનીઓ એલાહી પુસ્તકોમાં વાંચ્યાથી જાણતો હતો. જ્યારે તેણે કાફલાની અંદર હઝરત પેયગમ્બાર ઉપરજ એક વાદળાને છાંયો કરતું જોયું ત્યારે તે અબુતાલેબ પાસે આવ્યો, અને તેનો ભત્રિજો આ દુનિયામાં ઝાહેર થઇ છેલ્લા પેયગમ્બર થવાના છે તેને માટે તેને મોબારક બાદી આપી અને હઝરતને શામમાં નહિ લઇ જવાની ચેતવણી આપી, કારણકે યહુદીઓ હઝરતના દુશ્મન છે અને કદાચ્ તેઓ હઝરતને અડચણ કરે. તેથી અબુતાલેબે પોતાનો માલ ત્યાંજ વેચી નાંખ્યો, અને તરતજ, મક્કા તરફ પાછા ફર્યા.

માણસોએ પોતાની ઝિંદગીમાં કેવીરીતે વર્ત્તવું તે વિષે બારીક નિયમો અને કાયદા તેમાં લખેલા છે; અને તે પ્રમાણે ચાલવાથી અથવા નહિ ચાલવાથી તેઓ સવાબ કે સઝાને પાત્ર થાય છે. એસ્લામ ધર્મ, જે માણસો અગાઉ જુદીજુદી મૂર્તિઓની બંદગી કરતા હતા તે માણસોને એકજ પાક ખુદાને માનવાને અને તેની શુધ્ધ મનથી બંદગી કરવાને ફરમાવે છે. આ સઘળા ધર્મનિયમો અને માણસોની વર્ત્તણુકના સંબંધમાં કાયદાઓ અને પાક પરવરદેગારની બંદગી કરવાના કાનુનો વગેરેનો કોરઆને શરીફમાં તેમજ હઝરત પેયગમ્બરની હદીસો કે જે ઉત્તરોત્તર આપણને મળેલી છે તેમાં સમાવેશ થયેલો છે. જો કે મુસલમાનોના જુદા જુદા ફેરકા થયેલા છે, અને કેટલાક ધર્મનિયમોમાં તેઓ જુદાજુદા મતના થયા છે તોપણ તેઓ સઘળા એકત્ર મતથી કોરઆને શરીફને માંને છે; અને તેઓ ખાતરીપૂર્વક માને છે કે કોરઆને શરીફ એસ્લામ ધર્મનાં તત્વો અને સઘળા કાયદાનું મૂળ છે.

---

## ભાગ ૧ લો.

હઝરત પેયગમ્બરના જન્મ અને જીવન ચરિત્ર વિષે ઘણી ઘણી જુદી જુદી હદીસો છે; અને તેથી તેનો વિગતવાર અહવાલ આપવામાં કઇ હદીસનો આધાર લેવો અને કઇનો ન લેવો તે બહુ મુશ્કેલ છે, પણ જે મુખ્ય બાબતો સહીહ હદીસોમાં આપેલી છે તે બાબતો હું અહિંઆં આપું છું.

હઝરત મોહમ્મદ પેયગમ્બર મકકા શહેરમાં જન્મ્યા હતા. તે હાશેમના કૂળમાં આવેલા અબ્દુલ્લાહના દીકરા હતા. હાશેમનું કુટુંબ અરબ લોકોમાં કોરેશ નામની શાખાની એક ઉત્તમ કોમ હતી, અને અબદુલ્લાહ હઝરત એબ્રાહીમના દીકરા હઝરત એસ્માઇલના વંશમાંથી ઉતરી આવેલા હતાં. હઝરતના દાદાનું નામ અબ્દુલ-મુત્તલેબ હતું, અને કઅબાનું રક્ષણ કરવાનો મ્હોટો દરજ્જો તેના હાથમાં હતો. હઝરત મોહમ્મદનો જન્મ તેજ વર્ષમા થયો હતો કે જે વર્ષે હબશાનો હાકેમ અબ્રહા હાથીઓ સહિત એક મ્હોટું લશ્કર લઇ પવિત્ર મકકાનો નાશ કરવા માટે આવ્યો હતો. ( અબ્રહાની મકકા ઉપરની ચઢાઇ માટે સુરા ૧૦૫ મી જુઓ ), અને તેથી તે વર્ષ "આમુલફીલ" એટલે "હાથીનું વર્ષ" કહેવાય છે. હઝરતના જન્મ અગાઉ તેના પિતા અબ્દુલ્લાહ વફાત પામ્યા હતા. તેથી હઝરતનો જન્મ થયો કે તરતજ હઝરતની મા અમીનાએ અબ્દુલ-મુત્તલેબને આ ખબર આપવા માટે પેગામ મોકલ્યો. અબ્દુલ-મુત્તલબ આ ખબર સાંભળી તરતજ ઘરે આવ્યા અને હઝરત મોહમ્મદને પોતાનાં હાથમાં તેડી પવિત્ર કઅબામાં જઇ ખુદાનો ઉપકાર માન્યો, અને ત્યાં તેણે હઝરતનું નામ મોહમ્મદ પાડયું. હદીસમાં લખેલું છે કે જે રાતે

# પ્રસ્તાવના.

કોરઆને શરીફનો તરજુમો શરૂ કર્યા પહેલાં એસ્લામ ધર્મ, હઝરત મોહમ્મદ પેયગમ્બરનો વૃત્તાંત, અને અમુક એસ્તલાહી શબ્દો કે જે તે ધર્મમાં આવે છે તે વિષે ખોલાસો આપવા હું અગત્યનું ધારૂં છું. આ બાબતો વિષે પૂરેપૂરૂં વર્ણન અને ખોલાસો આપવાનો મ્હારો વિચાર નથી તેમજ તેમ કરવાનું અહિં શકય પણ નથી, પણ કેટલાક ખાસ શબ્દોનો ખોલાસો અને હઝરતનો ઘણો ટૂંક વૃત્તાંત હું અહિં આપું છું કે જેથી આ તરજુમો સમજવો સહેલો થઇ પડે. કોરઆને શરીફ મુસલમાની ધર્મના કાનુનો અને કાયદાનું પ્રથમથીજ મૂળ છે, અને તે કયામત સુધી એમજ રહેવાનું છે. તેથી તેનો ગુજરાતીમાં તરજુમો કરી મ્હારા ગુજરાતી જાણનાર મુસલમાનભાઇઓ તેમા અર્થ સમજી પૂરેપૂરો લાભ લઇ શકે એવી મ્હારી ઇચ્છા છે; અને જો આ મ્હારી ઇચ્છા પાર પડશે તો મ્હારો પ્રયાસ ફળીભૂત થયો એમ હું સમજીશ, અને મ્હારી ઝાતને ભાગ્યશાલી માનીશ. કોરઆને શરીફનો જુદી જુદી ભાષામાં તરજુમો થયો છે, અને મ્હારા જોવા પ્રમાણે તેનો તરજુમો ગુજરાતીમાં બે રીતે થયેલો છે; એક તો ગુજરાતી અક્ષર પણ હિંદુસ્તાની ઝબાનમાં, અને બીજો ગુજરાતી ભાષા પણ અરબી અક્ષરમાં; અને તે બન્નેથી ગુજરાતી જાણનાર મુસલમાન ભાઇઓને જોઇએ તેવો ફાયદો થાય એમ મ્હારૂં માનવું નથી. એટલામાટેજ ગુજરાત અને કાઠિઆવાડમાં રહેનાર મુસલમાનો પોતાના ધર્મના કાયદા અને કોરઆને શરીફમાં આવેલા પેયગમ્બરોના ઇતિહાસ અને વૃત્તાંત વાંચી વાકેફ થાય એટલામાટે બને તેટલી સરલ અને સહેલી ગુજરાતી ભાષામાં કોરઆને શરીફનો તરજુમો કરવા મેં હિમ્મત ધરી છે. અને કોરઆને શરીફનો ગુજરાતી ભાષામાં તરજુમો કરવો તે અગત્યનું છે; કારણકે આં ઝમાનામાં વિદ્યા અને જ્ઞાનનો વધારો થતો જાય છે. અને જ્યારે સઘળી કોમો પોતાના ધર્મ જ્ઞાનમાં ઉંડી ઉતરતી જાય છે, ત્યારે કેટલાક મુસલમાનો અરબી નહિ જાણવાને લીધે કોરઆને મજીદની અંદર લખેલી નીતિના કાયદા, ફરમાનો, અને નિયમો સમજ્યા વગર વાંચી જાય છે તે એક ઓછી દિલગીરીની વાત નથી. કોરઆને શરીફ વાંચવું અને તેના અર્થ સમજવા એ ઝરૂરનું છે. તે વિષે જે જે ઘણી હદિસો છે તે હું અહિં આપવા ઇચ્છતો નથી. યુરોપના વિદ્વાન્ લોકો કોરઆને શરીફનો તરજુમો કરીને કેટલીક ખામીખોડ બતાવે છે, પણ તે ખામીખોડ તેઓ કોરઆને શરીફના પૂરેપૂરા અને ખરા અર્થ નહિ સમજવાને લીધે અને અરબી ભાષાના કેટલાક બારીક કાયદા નહિ જાણવાને લીધે છે એમ મારૂં માનવું છે.

આ ઉપર કહેલા હેતુથી અને તેમજ કોરઆનની અંદર આવેલા નીતિ, તત્ત્વજ્ઞાન, અને ધર્મ સંબંધી કાયદાનો પ્રસાર કરવાને લીધેજ મેં આ કેતાબનો હદયો છપાવવાના ખર્ચ અને શ્રમના પ્રમાણમાં કેટલો જુજ રાખ્યો છે, તે વાચકવર્ગને સહજ સમજાશે.

કેટલાક અરબી કે ફારસી શબ્દો અથવા નામોનો શુધ્ધ ઉચ્ચાર ગુજરાતી ભાષામાં લખી બતાવવો એ કટલેક દરજે મને મુશ્કેલ જણાયું છે; કારણ કે અરબી ભાષામાં જેટલાં ચિન્હો ઉચ્ચાર કરવા માટે વપરાય છે તેટલાં ગુજરાતીમાં નથી. અને તેથી જે પ્રસંગે અરબી કે ફારસી શબ્દોના અસલ ઉચ્ચાર અને ગુજરાતી ઉચ્ચારમાં ઘણો ફેર ન જણાયો ત્યાં ગુજરાતી ભાષામાં જે ઉચ્ચાર કરવાની પ્રથા પડી છે તેજ ઉચ્ચારો મેં કાયમ રાખ્યા છે, કે જેથી કરીને વાંચનારને સમજવું સુગમ થાય; અને જ્યાં ગુજરાતી ઉચ્ચારમાં અસલ ઉચ્ચારથી વધારે તફાવત જણાયો ત્યાં અસલ ઉચ્ચારજ રાખ્યો છે, આવી રીતે ઉચ્ચારની સંભાળ રાખ્યા છતાં પણ કદાચ્ મ્હારી ભૂલ થઇ હશે તો તે વાંચનાર દર ગુઝર કરશે.

મુસલમાન ફેરકાઓની અંદર ચાલતા મતભેદ આ તરજુમાની અંદર મેં દાખલ કર્યા નથી; પણ સહીહ હદીસો અને તફસીરોમાં આપેલા જે જે મત, સર્વથી કબૂલ રાખવામાં આવ્યા છે તેજ મેં અહિં લખ્યા છે કે જેથી કરીને આ તરજુમો સર્વ માન્ય થાય. હું ખાતરી પૂર્વક માનું છું કે આવું મહાભારત કામ કોઇ પણ રીતે ખામી ખોડ કે ભૂલ વગર થઇજ શકે નહિ. તેથી મ્હારા મુસલમાન ભાઇઓને આ ભાષાંતરમાં જે જે ખામી ખોડ માલુમ પડે તે તેઓ કૃપાની રાહે, અને એસ્લામ ધર્મ તરફ પોતાની ફરજ બજાવે છે એવું માની, જો મને લખી જણાવશે તો હું તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીશ, અને બીજી આવૃત્તિની અંદર તે ઘણી ખુશીથી સુધારીશ.

છેવટે સર્વ શકિતમાન્ પરવરદેગાર તરફ મ્હારી પ્રાર્થના છે કે- તે મ્હારા દોષો ધ્યાનમાં ન લેતાં મને અજ્ઞાનીને ક્ષમા કરે, અને તેમજ મ્હારા મુસલમાન ભાઇઓ પણ કૃપાદ્રષ્ટિથી મ્હારી ભૂલો દરગુઝર કરે.

શેખ મોહમ્મદ એસફહાની.

અર્થવાળા છે; અને મ્હારા સુઘડ વાંચનાર જાણતા હશે કે આ પ્રમાણે ભાષાંતર કરવું એ કાંઇ સહેલું કામ નથી. તેથી મૂળને અનુસરતાં કોઇ કોઇ પ્રસંગે વાકય યોજના કિલષ્ટ લાગે એવી છે. મને ખાતરી છે કે ગુજરાતીના વિદ્વાન પુરૂષો અને ગુણદોષ દ્રષ્ટા તે પસંદ કરશે નહિ. આ પ્રમાણે મને એક કોર કૂવો અને બીજી કોર કરાડો છે. અલબત્ત, જો મેં માત્ર ભાવાર્થ આપવાની છૂટ લીધી હોત તો જે મુશ્કેલીઓ હાલ મને નડી છે તેમાંની કેટલીએક દૂર થઇ હોત અને પરીક્ષક પુરૂષોના કટાક્ષની પણ મને થોડી બ્હીક રહી હોત. આ બાબત ધ્યાનમાં લેવા કરતાં શબ્દે શબ્દનો તરજુમો કરવાની અગત્યતા મને વધારે સબળ જણાઇ; પરંતુ આ તરજુમાની અંદર જ્યાં ગુજરાતી વ્યાકરણનાં નિયમોનો વિરોધ આવતો માલુમ પડયો અને જ્યાં ભાષાની રૂઢી જાળવી ન શકાય એવું જણાયું ત્યાં શબ્દે શબ્દને વળગી ન રહેતાં ગુજરાતી વાંચનારને સમજાય એવો માત્ર તરજુમો કરવા મેં પ્રયાસ કર્યો છે. કોરઆને શરીફની અંદર એકજ ફકરામાં અથવા એકજ વાકયમાં ત્રીજા પુરૂષમાંથી એકદમ પહેલા પુરૂષમાં કે બીજા પુરૂષમાં હકીકત આવે છે, અથવા ભૂતકાળનો એકદમ વર્તમાન અથવા ભવિષ્ય કાળ થઇ જાય છે, અથવા તો એક વચનમાંથી બહુવચન આવી જાય છે. આ કોરઆનની ભાષાની ખાસ શૈલી અને રચના છે, અને આવી રચના ખાસ અતિ ઉત્તમ હેતુથીજ કરેલી છે. હવે આવે ઠેકાણે જો શબ્દે શબ્દનો ગુજરાતી તરજુમો કરવામાં આવે તો બેશક વિચિત્ર અને રસહીન લાગે. આવે પ્રસંગે પણ ગુજરાતી ભાષામાં રૂઢી વિરૂધ્ધ ન જણાયું ત્યાં જેમ બને તેમ શબ્દે શબ્દનો તરજુમો કરવા મેં યત્ન કર્યો છે.

એસ્લામ અગાઉ અરબલોકોના ધર્મ-કાયદા, કાનુનો, અને રીતરિવાજો કે જે કોરઆને શરીફની અંદર વારંવાર દર્શાવવામાં આવ્યાછે તે વાંચનારને સમજવા સુગમ પડે માટે પાનાને છેડે માત્ર જોઇએ તેટલુંજ ટિપ્પણ આપવામાં આવ્યું છે; કારણ કે જો વિગતવાર હદીસો અને સઘળી બાબતો આપવામાં આવે તો મૂળ હેતુ સચવાય નહિ.

જે વાકય કે ફકરાના જુદા જુદા અનેક અર્થ થાય છે તેનો મેં ઘણું કરીને એકજ અર્થ આપ્યો છે, તો તે ઉપરથી એમ સમજવાનું નથી કે તે વાકય કે ફકરાનો માત્ર તેજ અર્થ થાય છે. જુદા જુદા તફસીર લખનારાઓ તેના જુદા જુદા અર્થ લે છે. પણ ઘણા તફસીર લખનારાઓએ જે અર્થ માન્ય રાખ્યો છે અને જે ઘણી હદીસોમાંથી મળી આવે છે તેજ અર્થ મેં આપવા યોગ્ય ધાર્યું છે.

આ પ્રમાણે અવલોકતાં વાચક વર્ગને જણાશે કે મેં ગ્રંથકર્ત્તા તરીકે પ્રસિધ્ધ થવાને શ્રમ લીધો નથી. આ તરજુમામાં મ્હારો હેતુ ગુજરાતના મુસલમાનોને કોરઆને શરીફ સમજવામાં જે અગવડ પડે છે તે દૂર કરવાનો છે. અને, તેમજ મુસલમાન તફસીર લખનારાઓએ આ પવિત્ર કેતાબની અંદરના અર્થો સ્પષ્ટ કરવામાં જે શ્રમ લીધો છે તે શ્રમનો લાભ, જે મ્હારા મુસલમાન ભાઇઓને અરબી ભાષા શીખવાની તક મળી નથી, તેઓને આપવાનો છે.

بسمه تبارك وتعالى



# દીબાચો.

શરૂઆતનો શણગાર તે સર્વ સૃષ્ટિનો પેદા કરનાર, મહાન્, સર્વજ્ઞ, અને સર્વ શક્તિમાન્ પાક પરવરદેગારના વખાણ છે કે જે મનુષ્યને નીસ્તીમાંથી હસ્તીમાં લાવ્યો, અને તેને બુધ્ધિમાન આત્મા અને જ્ઞાન બક્ષી પોતાના તરફ રસ્તો બતાવ્યો; વળી દરૂદ અને સલવાત મોકલેલા પેયગમ્બરોના ખાતેમ હઝરત મોહમ્મદ મોસ્તફા અને તેની પવિત્ર આલ ઉપર હોજો કે જેઓએ સત્ય ધર્મના કાયદા માણસોને શીખવ્યા અને તેમને જહાલતના અંધારામાંથી બહાર કાઢી મઅરેફતના અજવાળા તરફ લઇ ગયા.

મ્હારા મુસલમાન ભાઈઓ સમક્ષ પવિત્ર કોરઆને શરીફનું આ ભાષાંતર મૂકતાં નિવેદન કરવાની મ્હારી નમ્રતા પૂર્વક અરજ એ છે કે આ તરજુમો કરવાની અંદર મ્હારે કેટલી કેટલી અને કેવી કેવી મુશ્કેલીઓ સહન કરવી પડી છે તેનો તેઓ નિષ્પક્ષપાતે વિચાર કરશે. જે માણસે કોઇપણ ભાષાના એકાદપણ વાક્યનો બીજી ભાષામાં તરજુમો કર્યો હશે તેને તેમાં પણ કેટલીક મુશ્કેલીઓ પડી હશે; તો પછી કોરઆને શરીફ કે જેની એબારત ( શૈલી ) ઘણીજ પરિપૂર્ણ, ઘણીજ રસિક, અને ઘણીજ અલ્પાક્ષર છે, અને જેનો અભ્યાસ હઝારો વિદ્યાર્થીઓ ઘણાકાળ થયાં કર્યાજ કરે છે એવા કોરઆને શરીફનો અરબી ભાષામાંથી ગુજરાતી ભાષામાં તરજુમો કરવામાં મને અસંખ્ય અને અગણિત મુશ્કેલીઓ નડે તેમાં કાંઇ નવાઇ નથી. મૂલ્ય આપ્યા વિના વસ્તુ મળતી નથી જેમ વસ્તુ ઉંચી તેમ મૂલ્ય વધારે. કોરઆને શરીફની અંદરની ખરી ખુબી અને ખરો ભાવ અને ખરો અર્થ ગુજરાતી ભાષામાંતો શું પણ ગમે તે ભાષામાં પણ આપવો એ સંભવિત નથી.

કોરઆને શરીફનું ભાષાંતર બહુ કરી શબ્દશઃ કર્યુંછે, તેનું મુખ્ય કારણ એ છે કે તેમાંના શબ્દો જાણવાની ઘણી અગત્ય છે. અને તેની અંદર ઘણા શબ્દો બહુ

انا انزلناه قرانا عربیا لعلکم تعقلون

ખાસ મુસલમાનો માટે

# કોરઆને મજીદ

## ગુજરાતી તરજુમા સાથે


ભાષાંત્તર અને પ્રગટ કરનાર

શેખ મોહમ્મદ એસફહાની

ફારસી અને અરબી ભાષાના પ્રોફેસર.





ધી મુસતફાઈ પ્રીંટીંગ પ્રેસ,

મુંબઇ.

સન ૧૩૧૮ હિજરી.